# કવિચરિત

[ભાગ ૧-૨]

લેખક

**અધ્યા. કેશવરામ કાશીરામ શાસ્ત્રી (બાંભણિયા)**

[ક્યુરેટર અને ગુજરાતીના અધ્યાપક, શેઠ ભો. જે. અધ્યયન-
સંશોધન વિદ્યાભવન-ગુજરાત વિદ્યાસભા—અમદાવાદ

ગુજરાત વિદ્યાસભા : અમદાવાદ

# નિવેદન

**સ્વ. મોહનલાલ** દલીચંદ દેસાઇએ 'જૈન ગૂર્જર કવિઓ''ના ત્રણ ભાગ લખી આપણને ગુજરાતી ભાષાના સળંગ સાહિત્યસર્જનની એક પ્રધાન શાખાના સાહિત્યકારોનો આવશ્યક પરિચય મેળવવાની સુવિધા કરી આપી છે. ૪૦૬૧ પાનાંના ચાર ગ્રંથોમાં લગભગ વિક્રમની ૯ મી શતાબ્દીથી શરૂ થતા, જેને હું પ્રાચીન ગુજરાતી ગણું છું, સ્વ. દી. બ. કેશવલાલ ધ્રુવે પણ જેને પ્રાચીન ગુજરાતી માનેલી, અને પં. બેચરદાસ દોશી જેને ઊગતી ગુજરાતી કહે છે, તે અપભ્રંશ ભાષાના કવિઓથી શરૂ કરી ઉપોદ્ઘાતમાં અપભ્રંશ–ભાષાવિષયક માહિતી આપી, પછી મુખ્ય ગ્રંથમાં વિક્રમની ૧૩મી સદીથી જેને "જૂની ગુજરાતી" કહેવામાં તો જરાયે સંકોચ નથી, તેવી ભાષામાં કાવ્ય કરનારા કવિઓની મળતી વિગત અને સાહિત્યકૃતિઓના પ્રાપ્ય આદિ અંત વર્ષવાર આપવાનો સ્વ. દેસાઇએ પ્રયત્ન કર્યો છે. આવો મહાન પ્રયત્ન ગુજરાતી ભાષામાં કરવામાં લેખકને જે શ્રમ પડયો છે તે માત્ર એ વિષયના જાણકારો જ સમઝી શકે. કોઈ મોટી પુસ્તકશાળાનાં કબાટોને શોભાવતા એ ગ્રંથ નથી, પણ અનેક જ્ઞાનભંડારોમાં અત્ર-તત્ર વેરાયેલી હાથપ્રતોમાં એ ગ્રંથ દટાયેલા પડયા છે ત્યાં ત્યાં જઇ એમણે મહામુશ્કેલીએ હાથપ્રતો મેળવી એમાંથી ઉપયોગી માહિતી એકઠી કરી તે તે કવિના વિષયમાં પણ પ્રકાશ પાડવાનો પ્રયત્ન કર્યો છે. ગુજરાતી કવિતાની એક શાખાની સળંગ કૃતિઓનો ઇતિહાસ મેળવવામાં આ પ્રમાણે સરળતા થઇ છે. બીજી શાખા તે જૈનેતર કવિઓની. જૈનેતર કવિઓના વિષયમાં જો કાંઇપણ માહિતી મળતી હોય તો એકત્રિત કરવી એવો વિચાર ગુજરાત વિદ્યાસભાના ભૂતપૂર્વ મંત્રી સ્વ. હીરાલાલ પારેખને આવેલો. એમણે ગુજ. વિદ્યાસભાના "દલપતરામ હસ્તલિખિત પુસ્તકસંગ્રહ''ની યાદી તૈયાર કરી હાથપ્રતોમાં પ્રાપ્ત થતા તે તે કૃતિના આદિ અંત નોંધ્યા; પણ એ કાર્ય માત્ર સભાને એમણે સોંપેલી હાથપ્રતો પૂરતું જ હતું. ગુજરાતમાંના

બધા જ સંગ્રહ જોઈ વળી બધી હાથપ્રતો જોઇ જવાની અથવા જોવડાવી લેવાની એમની ઇચ્છા હતી. એ કાર્ય મોટા ખર્ચનું હોઇ તે તે સંગ્રહની જનેતર કૃતિઓની એક સંકલિત યાદી તૈયાર કરવાનું કાર્ય સભા તરફથી મને સોંપ્યું. એ યાદી ૧૯૩૮માં બહાર પડી છે. એ યાદી તૈયાર થતી હતી ત્યારે સદ્ગત પ્રમુખ દી. બ. કેશવલાલ ધ્રુવની સૂચના થઇ કે જે જે કવિઓની કૃતિઓ મળે છે તે તે કવિઓનાં યથાપ્રાપ્ય ચરિત તૈયાર થાય તો અભ્યાસકોને ગુજરાતી ભાષાના વિકાસમાં ફાળો આપનારા જૂના સાહિત્યકારોનો પરિચય મેળવવામાં અનુકૂળતા થાય. આ પૂર્વે આવા ત્રણ પ્રયત્ન થયા છે તે સ્વ. કવિ નર્મદાશંકરનું કવિચરિત્ર ( નર્મગદ્યમાં ), સ્વ. કવિ દલપતરામનું કવિચરિત્ર ( બુદ્ધિપ્રકાશનાં આરંભનાં વર્ષોમાં ), અને સ્વ. પં. ડાહ્યાભાઈ ઘેલાભાઈ તરફથી હિંદભરના સાહિત્યકારોનો પરિચય આપતાં ગુજરાતી વિભાગમાં આપેલું કવિચરિત્ર. આ ત્રણ પ્રયત્ન વર્ષો પૂર્વેના હોઇ આજકાલના અભ્યાસકોને ખાસ મદદ કરે એવા નથી. એ પછી સને ૧૯૧૪ માં દી. બ. કૃષ્ણલાલ મોહનલાલ ઝવેરીએ એક ઉપયોગી પ્રયત્ન કર્યો, જે અદ્યાપિ પર્યંત "ગુજરાતી સાહિત્યના માર્ગસૂચક સ્તંભો" તરીકે દરેક અભ્યાસીને ઉપયોગી છે પરંતુ છેલ્લાં ૭૫ વર્ષોમાં હાથપ્રતોનો મોટો સંગ્રહ જુદા જુદા ગ્રંથભંડારોમાં સાંપડ્યો છે, એમાં કેટલાયે નવા કવિઓની કૃતિઓની પ્રથમ વાર જ પ્રાપ્તિ થઇ છે. માત્ર વિદ્યાસભાનો જ સંગ્રહ એવો સારો થયો છે કે એમાં અનેક કવિઓની દુર્લભ એવી કૃતિઓ પ્રથમ વાર જ સંગ્રહાઇ છે. આમાંથી મળતી માહિતીને આધારે આપણા સાહિત્યકારોનો પરિચય મેળવવાનું સુલભ કરાવી શકાય એવો ગ્રંથ તૈયાર કરવાનું કાર્ય વિદ્યાસભા તરફથી મને સોંપવામાં આવ્યું. એક જ વર્ષમાં એ કામ તૈયાર કરવાનું હતું. ૧૯૩૮ના એપ્રિલથી ૧૯૩૯ના માર્ચની આખર સુધીમાં લગભગ ૨૫૦ જેટલા કવિઓના વિષયમાં માહિતી એકત્ર કરી આ "કવિચરિત" તૈયાર કરવામાં આવ્યું હતું.

ઉપર એ સ્પષ્ટ છે કે આ "કવિચરિત" માત્ર જૈનેતર કવિઓની પ્રાપ્ય માહિતી આપે છે. આ જૈનેતર કવિઓ પ્રાપ્ત થાય છે તેનાં કરતાંએ મોટી સંખ્યામાં જૈન કવિઓ થઇ ગયા છે. ગુજરાતી ભાષાનો સમગ્ર અભ્યાસ આ ઉભય શાખાના પરિચય વિના અસંભવિત છે. ગુજરાતી સાહિત્યનો જેને ઇતિહાસ જોઇયે છે તેને પ્રત્યેક યુગમાં થયેલા જૈન કે જૈનેતર કવિને કવિતાવિકાસની દૃષ્ટિએ જોવાની અનિવાર્યતા છે. આવો સંકલિત પ્રયત્ન વિશદ અને અભ્યાસપૂર્ણ દૃષ્ટિએ હજી થવો બાકી છે. સ્વ. શ્રી નરસિંહરાવભાઇનો ભાષા અને સાહિત્ય"નો બીજો ગ્રંથ ( Language and Literature Vol. II ) અને શ્રી. કનૈયાલાલ મુનશીનો" ગુજરાત અને એનું સાહિત્ય" ( Gujarata & its Literature ), એ બેઉ ગ્રંથોમાં થોડી પણ ઉપયોગી આવી સંકલિત માહિતી મળે છે, એની અત્રે નોંધ કરવી જોઇયે. આજે જે વિપુલ સામગ્રી મળે છે, તે ઉપરથી આમ છતાં વિસ્તૃત પ્રયત્નની અનિવાર્યતા તો છે જ. આ દિશામાં એક પગલું ભરવાનો મારા તરફથી પ્રયત્ન શરૂ થયો. "આપણા કવિઓ" એ મથાળે છેક છટ્ઠી સદીથી આરંભી આપણા દેશના સાહિત્યકારોનો ટૂંકો પણ પ્રાપ્ય સામગ્રીનો પરિચય આપતો ઇતિહાસ યુગવાર એમાં આપવાનો મનોભાવ છે, જેનો ૧ લો ખંડ 'નરસિંહના સમય પૂર્વે' સુધીનો ૧૯૪૨માં પ્રસિદ્ધ થઇ ચૂકયો છે. એમાં ગુજ. કાવ્ય કેવી રીતે વિકાસ સાધતું આવ્યું છે, એ બતાવવાનો પ્રયત્ન થયો છે.

એક વસ્તુ અહીં બતાવવાનું મન થાય છે; અને તે એ કે આપણે સામાન્ય રીતે એમ જ માનતા આવ્યા છિયે કે નરસિંહ મહેતાથી જ આપણી ગુજરાતી ભાષાનો આરંભ થયો; પણ આજે જે વિપુલ સામગ્રી આપણને મળે છે તેનો તુલનાત્મક અભ્યાસ કરતાં, આપણી એ માન્યતા ભુલભરેલી છે, એમ કહેવામાં હવે કોઇને જરાપણ સંકોચ નહિ થાય. જૈનેતર કવિઓમાં અસાઇત સં. ૧૪૧૭

માં પ્રથમ કાવ્ય આપે છે. અર્વાચીન ગુજરાતી ભાષા સીધી સંસ્કૃત-માંથી કદી ઊતરી આવી નથી. બેશક, એટલું સત્ય સ્વીકારવું જોઇયે કે દરેક યુગમાં કેટલાંક જૂનાં શબ્દસ્વરૂપ તજી દેવાયાં છે અને એને સ્થાને સંસ્કૃત શબ્દોની મુખ્યત્વે ભરતી થયા કરી છે, જેમાં ૧૪ મા ૧૫મા શતકથી અરબી ફારસી શબ્દોની ઉમેરણી શરૂ થવા લાગી હતી. આમ છતાં એનો વિકાસ તો અનેક ભૂમિકાઓ વટાવતો વટાવતો વૈદિક સંસ્કૃત, મહાપ્રાકૃત, અપભ્રંશ, મધ્યકાલીન ગુજરાતી અને અર્વાચીન ગુજરાતીની પૂર્વ ભૂમિકામાંથી થયો છે. અહીં એક સ્વાભાવિક શંકા હરકોઇને થશે કે ઉપર સૂચવાયેલા વિકાસમાં મધ્ય-કાલીન ગુજરાતીનો નિર્દેશ છે, તેની પૂર્વે "પ્રાચીન ગુજરાતી" હોવી જોઇયે, તે કેમ બતાવવામાં નથી આવી! આનો ખુલાસો વિસ્તારથી આપવાનું આ સ્થાન નથી. ટૂંકામાં એનો જવાબ એ છે કે જે વખતે અપભ્રંશ ભાષા આખા ભારતવર્ષમાં પ્રભુત્વ અને વ્યાપકત્વ ધરાવતી હતી, તે વખતે, જેમ આજે એક ગુજરાતી ભાષાના કેટલાયે પ્રાંતિક ભેદો છે તેવી રીતે, અપભ્રંશના અનેક પ્રાંતિક ભેદ હતા; એમાં એક "ગૌર્જર અપભ્રંશ" હતો, જે "પ્રાચીન ગુજરાતી" ભાષા છે. આમ ગુજરાતી ભાષાના ત્રણ મહાયુગ છે. એથી કરીને એના પ્રાચીન ભેદથી માંડીને આજ પર્યંતનો ક્રમિક વિકાસ જો આપણી સમક્ષ રજૂ થાય તો જ આપણને ભાષાનો સળંગ ઇતિહાસ મળે, એવું મારું મંતવ્ય છે. પ્રત્યેક કવિને માટે વિસ્તારથી જેને જોઇતું હોય તેને આ "કવિચરિત" ઉપયોગી થશે; વસ્તુસ્થિતિએ જૈની તો સ્વ. મોહનલાલ દ. દેસાઈના "જૈન ગૂર્જર કવિઓ"ના ત્રણે ભાગોની સાથોસાથ જ વાંચવાથી ઉપયોગિતા છે, એ સત્ય વસ્તુને અહીં કોઈ રીતે ઢાંકી ન શકાય.

ઉપર એ વસ્તુ બતાવી છે કે જૈનેતર કવિઓમાં જૂનામાં જૂનો કવિ અસાઇત છે. એણે એની "હંસાવલી" સં. ૧૪૧૭માં રચી આપી છે. એ પહેલાંનો કોઇ પણ જૈનેતર કવિ નહિ મળતો હોવાથી

"કવિચરિત"નો એ કવિથી આરંભ કરવામાં આવ્યો છે. નરસિંહ મહેતા અને અસાઇત વચ્ચે બીજા કવિઓ થઇ ગયા છે જેમાં એક તો મુસ્લિમ છે. નરસિંહ પૂર્વેના એ કવિઓમાં ગુણની દૃષ્ટિએ અબ્દુર રહેમાન, વસંતવિલાસકાર, ભીમ, શ્રીધર વ્યાસ, અને અસાઇત, એ ક્રમ ગણાય. શ્રીધર વ્યાસની વિશિષ્ટતા એના ઐતિહાસિક કાવ્યને લીધે છે, જેમાં એણે અરબી ફારસી શબ્દોનો બહોળો પ્રયોગ કર્યો છે. નરસિંહ મહેતાને આપણે આદિકવિ કહેવો હોય તો એ રીતે કહી શકિયે કે એણે છૂટાં પદ લખવાની સ્વતંત્ર પદ્ધતિનો સૌથી પ્રથમ બહોળો પ્રયોગ કર્યો અને રસની દૃષ્ટિએ ઉત્તમ કવિતા આપી.

આમ વિ. સં.ની ૧૫ મી સદીથી આપણે જૈનેતર ગુજરાતી કવિઓને મેળવી શકિયે છિયે. નરસિંહ પૂર્વેના કવિઓ રાસયુગના અવશેષ છે. નરસિંહથી 'આદિભક્તિયુગ" શરૂ થાય છે. આમાં પૌરાણિક કડવાબદ્ધ કવિતા–આખ્યાનપદ્ધતિ જોસ કરતી જાય છે; પ્રબંધ ઢીલા પડે છે; નરસિંહનો છૂટો પદપ્રકાર ભાલણથી પ્રાયઃ અટકે છે. નરસિંહ મહેતાનું મૃત્યુ સં. ૧૫૩૬ આસપાસ મનાય છે, પણ ભાલણની આ યુગના અંતમાં વિકસતી આખ્યાન–પદ્ધતિ નાકર વગેરે વિસ્તારે છે તો જાવડ સામાન્ય પ્રબંધપદ્ધતિમાં જ સં. ૧૫૭૧ માં "મૃગીસંવાદ' આપે છે; સાથેસાથ નાકરની સં. ૧૫૭૨ થી શરૂ થતી પ્રૌઢ કડવાબદ્ધ આખ્યાન–પદ્ધતિ એકદમ વિકાસ સાધે છે, જે સમય સુધી **આદિભક્તિયુગ** લંબાવી શકાય છે. અને નાકરની સાહિત્યપ્રવૃત્તિ શરૂ થતાં ત્યાંથી **આખ્યાન-યુગ** ગણી શકાય એમ છે. મધ્યકાલીન ગુજરાતી ભાષામા નરસિંહ-પદ્મનાભ-ભાલણ પછી નાકરનું સ્થાન છે, જેના પછી પુષ્કળ આખ્યાનો લખી વિષ્ણુદાસ, જો કે એ માત્ર પૌરાણિક આખ્યાનકાર છે, છતાં પ્રસિદ્ધિમાં આવે છે. "આખ્યાનયુગ"ના ઉજ્જવલ માર્તંડશા પ્રેમાનંદથી અર્વાચીન ગુજરાતીની આદિમ ભૂમિકા શરૂ થાય છે

જ્યાં "આખ્યાનયુગ" પૂર્ણ થાય છે અને "ઉત્તરભક્તિયુગ" શરૂ થાય છે, જે દયારામ સુધી ચાલી નર્મદથી અર્વાચીન યુગની અભિનવ ભૂમિકા સાથે સંધાઈ જાય છે. આ યુગોને સાહિત્યમાં ફાલેલા તે તે મુખ્ય કાવ્યપ્રકારને અંગે તે તે પ્રકારથી સૂચિત કરવામાં વાંધો ન ગણાય. ગુજરાતી કવિતા પદ્યબંધ જેવી છતાં એમાં યુગે યુગે સારા કવિઓ થયા છે. "કવિચરિત"માં એવા કવિઓ વિશે જરૂર શબ્દો મળશે જ.

આ **પહેલા ભાગ** અને **બીજા ભાગની** નવી આવૃત્તિમાં તો **રાસયુગ આદિભક્તિયુગ** અને **આખ્યાનયુગ**ના મળી ૧૧૦ કવિઓની વિગત આપી છે. કેટલાંકનાં નામ ન મળવાથી એમની પ્રસિદ્ધ કૃતિથી જ સંતોષ માન્યો છે. આ ગાળામાં આટલા જ કવિ થયા હશે એમ ન માનવું જોઈયે; ઘણા થયા છે; પણ કૃતિઓ ન મળવાથી એઓ થયા હોય તોયે એમના ઋણનો સ્વીકાર કરવા અશક્ત છિયે. નવી આવૃતિમાં આત્રા રાઉલ કાન્હ રતનિયો, હરજી-મુન રવજી, હીરાસુત કાહાન, ભગવાન વૈષ્ણવ, હરિદાસ વૈષ્ણવ અને શંકર-જન સેવક આ સાત ઉમેરાયા છે. આવશ્યકતા જણાતાં ક્રમ પણ બદલ્યો છે.

"કવિચરિત" આપતાં જે જે ગ્રંથોનો ઉપયોગ કરવામાં આવ્યો છે તેનો તે તે કવિની હકીકત **પૂરી** થાય ત્યાં **ચરિતસામગ્રી** નીચે નિર્દેશ કર્યો છે. એ **પ્રથમ** લક્ષ્યમાં લઈ લેવાથી વાચકને દરેક પૃષ્ઠ નીચે આવતી પાદટીપો સમજવામાં અનુકૂળતા થશે.

૩ જો-૪ થો ભાગ પણ સળંગ ક્રમે જ હવે પ્રસિદ્ધ થશે, જેને અંતે **નામસૂચી** આવી જશે.

વિદ્વાન મિત્રોને મારી પ્રાર્થના છે કે આ ગ્રંથ વિલોકતાં એમાં જે ખામીઓ માલૂમ પડે તે મને જણાવવાની કૃપા કરે, જેથી હવે પછીના ગ્રંથોમાં એ સૂચના અને સલાહનો અમલ કરી શકાય, અને

પૂર્વના ગ્રંથની ખામીનોયે સ્વતંત્ર રીતે નિર્દેશ શક્ય હોય ત્યાં કરી શકાય.

આ વિષયમાં તેથી એક વસ્તુ જણાવવા રજા લઉં કે કવિઓનાં ચરિત ભાગ્યેજ મળે છે; જે કાંઇ મળે છે તે એમના ગ્રંથમાં એમણે કાંઇ સૂચન કર્યું હોય તે જ; એટલે જે જરા કાંઇ મળે છે તેટલું જ લેવામાં આવ્યું છે; કલ્પનાને ઓછામાં ઓછો અવકાશ આપ્યો છે; સાથે ગુજરાતી કવિતાનો વિકાસ આપવામાં તે તે કવિનો જે ફાળો છે તેનો શક્ય પરિચય આવવાની ખાસ સરત રાખી છે; એટલે એ દૃષ્ટિને ખ્યાલમાં લઇ સુહૃદો સૂચનાઓ મોકલે એવી પ્રાર્થના છે.

આ ગ્રંથ તૈયાર કરવામાં આ સંસ્થાના ભૂતપૂર્વ સહાયક મંત્રી સ્વ. હીરાલાલ પારેખ, ગુજરાતી પ્રિ. પ્રેસ (મુંબઇ)ના વિદ્યમાન માલેક શ્રી. નટવરલાલ ઇ. દેસાઇ, અને શ્રી ફાર્બસ ગુ. સભા (મુંબઇ)ના સહાયક મંત્રી સ્વ. અંબાલાલ જાનીએ અવારનવાર કરી આપેલી સગવડ અને સહાનુભૂતિને હું કદી વીસરી શકું એમ નથી. પણ આ ગ્રંથ અત્યારના સ્વરૂપમાં પ્રસિદ્ધ થાય છે તે તો આ સંસ્થાના અધ્યક્ષ અધ્યા. રસિકલાલ પરીખ, તેમજ અધ્યાપકમિત્રો શ્રી. મધુસૂદન મોદી, શ્રી. ઉમાશંકર જોશી અને ડૉ. ભોગીલાલ સાંડેસરાની સલાહ અને સૂચનાને જ આભારી છે. એ ઋણ ન સ્વીકારું તો હું નગુણો જ ગણાઉં.

ગુજરાત વિદ્યાસભા,
અમદાવાદ : તા. ૨૮-૮-'૫૨

કેશવરામ કા. શાસ્ત્રી

# અનુક્રમણિકા

# અસાઈત

[ સં. ૧૪૨૭માં હયાત ] = ૧૩૭૧

**અસાઈત** કે આસાઈત નામનો એક કવિ સં. ૧૪૨૭ આસપાસ થયાનું એના અત્યારે એકમાત્ર મળતા [1]હંસાઉલી કે હંસવચ્છ-ચોપાઈ નામક કાવ્યથી સમજાય છે. એના એ કાવ્યમાં અંતે આટલો માત્ર ઉલ્લેખ છે :

"સંવત ૧૪ ચઉદ ચક મુનિ શંષ વછ-હંસવર-ચરિત અસંષ ।
બાવન-વીર-કથા-રસ લીઉ એહ પવાડુ અસાઈત કહિઉ ॥"[2]

આ કવિ જૈન હતો એમ માનવામાં આવે છે,[3] પરંતુ એ જૈન હોય એવું એના આ કાવ્ય ઉપરથી જણાતું નથી.[4] આરંભમાં એ નીચેની સ્તુતિ કરે છે :

---

૧. આ કાવ્ય ગુજ. વિદ્યાસભા તરફથી મેં છપાવ્યું છે, ગુ વિ. સ. હ. લિ. પુ. નં. ૫૫૩-સં. ૧૬૭૬ ની પ્રત ઉપરથી, બીજી બે પ્રતોની મદદે. એની જૂનામાં જૂની એક પ્રત સં. ૧૫૧૩ની જૈન ગૂર્જર કવિઓ ભાગ ૧ લામાં નોંધાયેલી છે. કવિ શિવદાસે લખેલી હંસાવતીનું વસ્તુ આ જ કાવ્યનું છે તે છે, જેમાં પૈઠણના શાલિવાહનના પુત્ર નરવાહનની હંસાઉલી પત્ની છે અને હંસ-વચ્છ બેઉ પુત્ર છે. સં. ૧૬૧૬માં મધુસૂદન વ્યાસે રચેલી 'હંસાવતી'માં હંસાવતી રાજા વિક્રમના પુત્ર વિક્રમચરિત્રની પત્ની છે, અને એ ખંભાતના રાજાની પુત્રી છે.

૨. ગુ. વિ. સ. હ. લિ પુ. નં. ૫૫૩; બીજી પ્રતોમાં આ કડી મળતી નથી.

૩. જૈન ગૂર્જર કવિઓ, ભાગ ૧ લામાં જૈન કવિઓની હરોળમાં એને સ્વીકાર્યો છે. જુઓ પૃ. ૪૬.

૪. એક જૈન વિનયચંદ્રે સાં. ૧૪૧૧માં 'હંસવચ્છ-ચોપાઈ' લખી છે, તે જૈનકૃતિ છે. (જુઓ : જૈ. ગૂ. કવિઓ પૃ. ૧૫.)

"સકતિ સંભૂઅ, સકતિ સંભૂઅ પત્ત પરમેસુ ।
સિદ્ધબુદ્ધિ-વર વિઘન-હર કરૂં કવિત મનિ ધરૂં આદિદ્ધિ ।
કાસમીર-મુખ-મંડણી હંસગમણી સરસતિ સમિણિ તાસ પ્રસાદિ ॥
વેદવ્યા[સ] વાલમીક રષિ ઇમ એહનુ ઉપદેસ ।
તાસ પ્રસાદિ અસાઇત ભણિ વીરકથા વરણવ્યોસ ॥ ૧ ॥"

આમ છતાં એ જૈનધર્મ તરફ સમભાવવાળો છે. એણે પદ્દિઠાણ નગરના વર્ણનમાં વેદમાર્ગી અને જૈનમાર્ગીનું સમભાવે નિદર્શન કરાવ્યું છે; જેવું કે:

"બ્રાહ્મણ વેદશાસ્ત્ર અભ્યસિ ચારિ વરણ વરણાંતરિ વસિ ।
બિ સહસ જિહાં જિન થાપીઆ વીસ સહસ માહિ વ્યવહારીયા ॥"

[ ખંડ ૧ ક્ષો-૬ ]

આ અસાઇતની આ કૃતિ જૈનોમાં પણ સારું સંમાન પામેલી જણાય છે. અને એક મતિસુંદર[2] નામના જૈન સાધુએ તો અસાઇતના કાવ્યમાં હંસાઉલીના પૂર્વભવની કથા ન મળતી હોવાથી "હંસાઉલી-પૂર્વભવચરિત" સં. ૧૬૨૧માં રચ્યું છે, હાથપ્રતમાં[1] જે અસાઇતના કાવ્યની આગમચ મૂકવામાં પણ આવેલ છે. કેટલીક બીજી પ્રતોમાં જૈનધર્મને ઉદ્દેશીને લખાયેલી કડીઓ ઉમેરાયેલી મળે છે.[3]

[4]આ અસાઇતનું મૂળ વતન સિદ્ધપુર હતું અને પિતાનું નામ

---

૧. ગુ વિ સ. હ. લિ. પુ નં. ૫૫૩ જે ૧૬૭૬માં એક વિદ્વાન જૈન સાધુને હાથે નકલ કરાયેલી છે, તે પ્રતમાં આ મંગલ મળે છે. કેટલીક પછીની પ્રતોમાં આ મંગલ લુપ્ત છે.

૨. "પાણીગ્રહણ કથા છિ જેહ અસાઇત કવિ ભણ્યઉ તેહ ॥૧૦૪॥

× × ×

મંગલીક પ્રથમ અધિકાર કહિ મતિસુંદર હુઇ જયકાર ॥૧૪૬॥"

(જુઓ એજન. નં. ૫૫૩ કે.)

૩. જૈન ગૂર્જર કવિઓ, ભાગ ૧, લે., પૃ. ૪૬

૪. સને ૧૯૩૭મા અમદાવાદ ખાતે મળેલી રંગભૂમિ પરિષદમાં જાણીતા અભિનેતા શ્રી. જયશંકર ઠાકોરે "ભવાઈ અને તરગાળા" એ નિબંધ વાંચેલો,

રાજારામ ઠાકર હતું. એ યજુર્વેદી ભારદ્વાજ ગોત્રનો ઔદીચ્ય બ્રાહ્મણ હતો. એ કથાકાર હોવાથી એની ખ્યાતિ આસપાસના પ્રદેશમાં વ્યાપક હતી. એ સમયે ઊંઝા ગામમાં હેમાળા નામનો પાટીદાર વસતો હતો તેને રાજારામના કવિ વક્તા અને ગાયક પુત્ર અસાઈત ઠાકર સાથે શિષ્ય-ગુરુનો સંબંધ હતો. આ હેમાળાને ગંગા નામની એક ખૂબસૂરત પુત્રી હતી. ગંગાનાં રૂપગુણની વાત એ વખતના કોઈ મુસ્લિમ [1]સરદારના સાંભળવામાં આવી, એટલે એ સરદારે ઊંઝા ગામમાં આવી છાવણી નાખી, સિપાઈઓએ સરદારની ઇચ્છા મુજબ ગંગાને હાથ કરી અને સરદાર પાસે હાજર કરી. અસાઈતના સાંભળવામાં આ વાત આવી. એ તરત જ એ સરદાર પાસે ગયો અને પોતાની સંગીતવિદ્યાથી એને ખુશ કરી ગંગાને પોતાની પુત્રી જણાવી સરદાર પાસેથી એને મેળવવા માગણી કરી. સરદારને ગંગા બ્રાહ્મણકન્યા હોવા વિષયમાં શંકા પડતાં અસાઈતને એ બાળા સાથે ભોજન કરવા જણાવ્યું. અસાઈતે બહુ ઉદારતાથી એ પાટીદાર કન્યા સાથે ભોજન કર્યું અને ગંગાને છોડાવી.

આ વાત જોતજોતામાં સિદ્ધપુરના જ્ઞાતિસમૂહમાં ફેલાઈ ગઈ અને નાતીલાઓએ અસાઈતને જ્ઞાતિબહિષ્કૃત કર્યો; એટલે કંટાળી અસાઈત પોતાના ત્રણ પુત્રો માંડણ જયરાજ અને નારણ સાથે સિદ્ધપુર છોડી ઊંઝા આવી વસ્યો. હેમાળા પટેલે એનો સત્કાર કરી ઊંઝામાં રહેવાની દરેક પ્રકારની અનુકૂળતા કરી આપી, એટલું જ નહિ, પણ એક તામ્રપત્ર પર કડવા પટેલ જ્ઞાતિ તરફથી વંશપરંપરાના અમુક હક્ક લખી આપ્યા. ઘર જમીનના અને બીજા જે હક્ક અસાઈતને મળ્યા તે અદ્યાપિપર્યંત કડવા પાટીદારો અવિચ્છિન્ન રીતે પાળતા આવ્યા છે.

---

તેમાંથી આ ચરિતનો સાર લેવામાં આવ્યો છે (જુઓ : શારદા, ૧૯૩૮, પૃ. ૧૦૧૨-૧૦૧૪.)

૧. અલ્લાઉદ્દીનનો સરદાર જહાનરોઝ (જુઓ એજન : પૃ. ૧૦૧૨.) પણ ઐતિહાસિક કાલક્રમ જોતાં અલ્લાઉદ્દીન નહિ, પણ એ પછીનો કોઈ મુસ્લિમ શાહ હશે, જેનો એ કોઈ સરદાર હશે.

"સકતિ સંભૂઅ, સકતિ સંભૂઅ પત્ત પરમેસુ ।
સિદ્ધબુદ્ધિ-વર વિઘન-હર કરું કવિત મનિ ધરું આદિહિ ।
કાસમીર-મુખ-મંડણી હંસગમણી સરસતિ સમિરિ તાસ પ્રસાદિ ॥
વેદવ્યા[સ] વાલમીક રષિ ઘમ એહનુ ઉપદેશ ।
તાસ પ્રસાદિ અસાઇત ભણિ વીરકથા વરણવ્યોસ ॥ ૧ ॥"

આમ છતાં એ જૈનધર્મ તરફ સમભાવવાળો છે. એણે પદ્દિઠાણ નગરના વર્ણનમાં વેદમાર્ગી અને જૈનમાર્ગીનું સમભાવે નિદર્શન કરાવ્યું છે; જેવું કે:

"બ્રાહ્મણ વેદશાસ્ત્ર અભ્યસિ ચારિ વરણ વરણાંતરિ વસિ ।
બિ સહસ જિહાં જિન થાપીઆ વીસ સહસ માહિ વ્યવહારીયા ॥"
[ ખંડ ૧ લો-૬ ]

આ અસાઇતની આ કૃતિ જૈનોમાં પણ સારું સંમાન પામેલી જણાય છે. અને એક મતિસુંદર[2] નામના જૈન સાધુએ તો અસાઇતના કાવ્યમાં હંસાઉલીના પૂર્વભવની કથા ન મળતી હોવાથી "હંસાઉલી-પૂર્વભવચરિત" સં. ૧૬૨૧માં રચ્યું છે, હાથપ્રતમાં[1] જે અસાઇતના કાવ્યની આગમચ મૂકવામાં પણ આવેલ છે. કેટલીક બીજી પ્રતોમાં જૈનધર્મને ઉદ્દેશીને લખાયેલી કડીઓ ઉમેરાયેલી મળે છે.[3]

[4]આ અસાઇતનું મૂળ વતન સિદ્ધપુર હતું અને પિતાનું નામ

---

૧. ગુ વિ સ. હ. લિ. પુ નં. ૫૫૩ જે ૧૬૭૬માં એક વિદ્વાન જૈન સાધુને હાથે નકલ કરાયેલી છે, તે પ્રતમાં આ મંગલ મળે છે. કેટલીક પછીની પ્રતોમાં આ મંગલ લુપ્ત છે.

૨. "પાણીમહલ્સ કથા છિ જેહ અસાઇત કવિ સપષ્ઠ તેહ ॥૧૦૪॥
× × ×
મંગલીક પ્રથમ અધિકાર કહિ મતિસુંદર હુઇ જયકાર ॥૧૪૭॥"
(જુઓ એજન. નં. ૫૫૩ કે.)

૩. જૈન ગૂર્જર કવિઓ, ભાગ ૧, લે., પૂ. ૪૬

૪. સને ૧૯૩૭મા અમદાવાદ ખાતે મળેલી રંગભૂમિ પરિષદમાં જાણીતા અભિનેતા શ્રી. જયશંકર ઠાકોરે "ભવાઈ અને તરગાળા" એ નિબંધ વાંચેલો,

રાજારામ ઠાકર હતું. એ યજુર્વેદી ભારદ્વાજ ગોત્રનો ઔદીચ્ય બ્રાહ્મણ હતો. એ કથાકાર હોવાથી એની ખ્યાતિ આસપાસના પ્રદેશમાં વ્યાપક હતી. એ સમયે ઊંઝા ગામમાં હેમાળા નામનો પાટીદાર વસતો હતો તેને રાજારામના કવિ વક્તા અને ગાયક પુત્ર અસાઈત ઠાકર સાથે શિષ્ય-ગુરુનો સંબંધ હતો. આ હેમાળાને ગંગા નામની એક ખૂબસૂરત પુત્રી હતી. ગંગાનાં રૂપગુણની વાત એ વખતના કોઈ મુસ્લિમ [1]સરદારના સાંભળવામાં આવી, એટલે એ સરદારે ઊંઝા ગામમાં આવી છાવણી નાખી, સિપાઇઓએ સરદારની ઇચ્છા મુજબ ગંગાને હાથ કરી અને સરદાર પાસે હાજર કરી. અસાઈતના સાંભળવામાં આ વાત આવી. એ તરત જ એ સરદાર પાસે ગયો અને પોતાની સંગીતવિદ્યાથી એને ખુશ કરી ગંગાને પોતાની પુત્રી જણાવી સરદાર પાસેથી એને મેળવવા માગણી કરી. સરદારને ગંગા બ્રાહ્મણકન્યા હોવા વિષયમાં શંકા પડતાં અસાઈતને એ બાળા સાથે ભોજન કરવા જણાવ્યું. અસાઈતે બહુ ઉદારતાથી એ પાટીદાર કન્યા સાથે ભોજન કર્યું અને ગંગાને છોડાવી.

આ વાત જોતજોતામાં સિદ્ધપુરના જ્ઞાતિસમૂહમાં ફેલાઈ ગઈ અને નાતીલાઓએ અસાઈતને જ્ઞાતિબહિષ્કૃત કર્યો; એટલે કંટાળી અસાઈત પોતાના ત્રણ પુત્રો માંડણ જયરાજ અને નારણ સાથે સિદ્ધપુર છોડી ઊંઝા આવી વસ્યો. હેમાળા પટેલે એનો સત્કાર કરી ઊંઝામાં રહેવાની દરેક પ્રકારની અનુકૂળતા કરી આપી, એટલું જ નહિ, પણ એક તામ્રપત્ર પર કડવા પટેલ જ્ઞાતિ તરફથી વંશપરંપરાના અમુક હક્ક લખી આપ્યા. ઘર જમીનના અને બીજા જે હક્ક અસાઈતને મળ્યા તે અદ્યાપિપર્યંત કડવા પાટીદારો અવિચ્છિન્ન રીતે પાળતા આવ્યા છે.

---

તેમાંથી આ ચરિતનો સાર લેવામાં આવ્યો છે (જુઓ : શારદા, ૧૯૩૮, પૃ. ૧૦૧૨–૧૦૧૪.)

૧. અલ્લાઉદ્દીનનો સરદાર જહાનરોઝ (જુઓ એજન : પૃ. ૧૦૧૨.) પણ ઐતિહાસિક કાલક્રમ જોતાં અલ્લાઉદ્દીન નહિ, પણ એ પછીનો કોઇ મુસ્લિમ શાહ હશે, જેનો એ કોઇ સરદાર હશે.

ઊંઝામાં સ્થિર થયા બાદ એણે ભવાઈના ત્રણસો સાઠ વેશ લખી પોતાના પુત્રોની મદદથી ભજવવા શરૂ કર્યા હતા.

ઊંઝામાં આવ્યા બાદ તળપદા બ્રાહ્મણો તરફથી પણ એને બહિષ્કૃત કરવામાં આવ્યો. અહીં એના પુત્રોનાં ત્રણ ઘર થયાં, એ ઉપરથી નાતીલાઓએ એઓને "ત્રણઘરા"—પછીથી "તરગાળા" કહ્યા.

આ પૂર્વે જ કેટલાક શ્રીમાળી બ્રાહ્મણોએ જૈનધર્મ સ્વીકારી જૈનોનો આશ્રય લીધેલો. આ ભોજકો પણ પોતાની બ્રાહ્મણજ્ઞાતિથી બહિષ્કૃત થયેલા હોવાથી એઓએ અસાઈતના પુત્રો સાથે રોટીબેટી-વ્યવહાર શરૂ કર્યો; અને થોડા સમયમાં એક નાની જ્ઞાતિ જામી ગઈ.

આમ તરગાળા નાયકો અસાઈતને પોતાનો પૂર્વજ માને છે. (એની 'હંસાઉલી'ની એક હાથપ્રત પણ[1] સં. ૧૭૨૦માં એક છબીલદાસ નાયકના વાચન માટે ઉતારવામાં આવેલી મળે છે, જે એવા જ પ્રેમને કારણે ઉતરાવવામાં આવી હોય.)

અત્યારે અસાઈતની ૩૬૦ ભવાઈઓના વેશ બધા મળતા નથી, કેટલાક હજી મળે છે. એમાં વિકૃતિ થયે અત્યારે કેટલાક પ્રસંગોમાં બીભત્સતા પેઠેલી માલૂમ પડે છે, પણ મૂળ સ્વરૂપમાં એવી બીભત્સતા નહોતી.[2] એક હાથપ્રતમાં 'ગોરાદે'ને લગતી ચારેક સમસ્યા મળે છે.[3]

અસાઈતનો સમય જોતાં એની ભાષા મધ્યકાલીન ગુજરાતીની પ્રથમ ભૂમિકા અથવા ડૉ. ટેસ્સિટોરી જેને જૂની પશ્ચિમ રાજસ્થાની કહે છે, તે હોવી જોઈએ. એના કાવ્યની ૧૬૭૬ની પ્રતમાં ભાષા એક ભૂમિકા આગળ વધી આવી છે. એની કાવ્યપદ્ધતિ એ વખતની સામાન્ય રાસની છે. મધ્યકાલીન ગુજરાતી ભાષાના જૈનેતર કવિઓમાં એની પૂર્વે થયેલો કોઈ કવિ જાણવામાં નથી. એ રીતે એ એવા કવિઓમાં અત્યારે તો પહેલો છે.

---

૧. ગુ. વિ. સ. હ. લિ. પુ. નં. ૮૩૧.

૨. જુઓ : ઉપરિનિર્દિષ્ટ "શારદા"માંનો શ્રી. જયશંકર ઠાકોરનો નિબંધ, પૃ. ૧૦૧૬-૧૭. ૩. ગુ. વિ. સ. હ. લિ. પુ. નં. ૮૨૧

એની કાવ્યપદ્ધતિ લક્ષ્યમાં લેવા જેવી છે. મુખ્યત્વે એણે ચોપાઈ-બંધ સ્વીકાર્યો છે. વચ્ચે વચ્ચે દોહરા કોઈ કોઈ આવે છે. સીધો ચોપાઇબંધ આપણને આ પૂર્વેનાં જૈન કાવ્યોમાં દેખા દે છે. નેમિનાથ-ચતુષ્પદિકા, માતૃકાચઉપઈ, સમ્યક્ત્વમાઈ ચઉપઈ[1] એ ૧૪મા સૈકાનાં કાવ્યોમાં દેખાય છે. એમાં વચ્ચે વચ્ચે દોહરા નથી આવતા, જ્યારે "હંસાવલિ"માં દોહરા આવે છે. આ ઉપરાંત ત્રણ જુદે જુદે સ્થળે ત્રણ વિરહગીતો અસાઈતે આપેલાં છે. 'સમરારાસુ'માં આપણને જુદા જુદા ઢાળનાં ગીતો–પદો મળે છે, તેવાં જ આ નથી; આ તો દોહરા–બંધમાં ખરાં, પણ છેલ્લી લીટીમાં કવિની છાપવાળાં, નરસિંહ-ભાલણ વગેરેનાં પદોમાં દેખાય છે તે પદ્ધતિનાં, મળે છે. એનો નમૂનો જોવાથી એનો પરિચય મેળવી શકાશે :

રાગ રામગિરિ

"રાજકુંઅરિ હીઅડુ હણિઃ પૂરવ પ્રેમ પ્રસંગ;
આગિ દાવાનલ દહિઉ વલી દુષ દાઝિ અંગ.
પોપટ પંષીઆ, નવલ નેહ નરનાથ;
જિમ વનિ ભૂલી હરણલી, તિમ હૂં સામી સાથ પોપટ૦
કિલકિલતી વન વિચરતી, બેલી વર વીસાસ;
સધિ સામી સાહસ કીઉ; હૂં એકલી નિરાસ. પોપટ૦
ભણિ **અસાઇત** : ભવઅંતરિ સમરિ સામણિ કંત;
હંસાઉલી ધરતી ઢલી, પ્રીઉ પ્રીઉ મુખિ ભણંતિ. પોપટ૦"[૩]

બીજું એક પદ "રાગ ગૂડદેશાષ"માં અને ત્રીજું "રાગ વઈરાડી"માં છે.[૪] આ જાતની પદરચના અત્યારે તો અસાઈતમાં જ મળે છે. બેશક, જુદા જુદા ઢાળની દૃષ્ટિનાં પદોની પહેલ સં. ૧૩૭૧ના "સમરારાસુ"માં મળે છે. પણ એમાં અસાઈતની પદ્ધતિનું વિરહગીત નથી: જોકે દોહરામાં ૧લી અને ૯મી ભાષા એ બંધની છે, પણ કડીની સંખ્યા વિશેષ છે.

---

૧. આ ત્રણે કાવ્યો પ્રા. ગૂ. કા. સંગ્રહ (ગા૦ ઓ૦ માળા)માં છપાયાં છે.
૨. એજન, પૃ. ૨૭–૩૯ ૩. ખંડ ૧ લો : પૃ. ૭૯–૮૯
૪. એજન, ખંડ ૨ જો : કડી ૮૯–૯૪ અને ખંડ ૩ જો : કડી ૨૯–૩૩

વસ્તુસ્થિતિએ જૈનેતર કવિઓમાં એની પદ્ધતિ નવી જ કહેવાય, જેમાંથી ચોપાઈ અને પૂર્વછાયાની પદ્ધતિનો વિકાસ પાછળથી આપણે મેળવી શકિયે છિયે.

અસાઈતના ચરિત માટે ઉપયોગી સાધનસામગ્રી:

૧. જૈન ગૂર્જર કવિઓ, ભાગ ૧ લો, સ્વ શ્રી મો. દ. દેસાઈ–સંપાદિત
૨. ગુ. વિ. સ.ના હ. લિ. પુસ્તક સંગ્રહની હાથપ્રતો
૩. "શારદા" ફેબ્રુઆરી, સને ૧૯૩૮માંનો શ્રી. જયશંકર ભૂધરદાસ ઠાકોર ("સુંદરી")નો "ભવાઇ અને તરગાળા" નામનો લેખ
૪. મધુસૂદનકૃત–હંસાવતીવિક્રમચરિત–શ્રી. શંકરપ્રસાદ છ. રાવળ સંપાદિત
૫. Guj & its Lit by K M Munshi
૬. ગુજરાતી સાહિત્ય–મધ્ય. ગુજ. સાહિત્ય (ગુજ. સા. સંસદ)
૭. પ્રાચીન ગૂર્જર કાવ્યસંગ્રહ (ગા. ઓ. માલા)–સં. સ્વ. સી. ડી. દલાલ
૮. 'હંસાઉલી' કે. કા. શાસ્ત્રી–સંપાદિત (ગુજ. વિદ્યાસભા)

## અબ્દુર રહેમાન

[વિ. સં. ૧૫ મા શતકના આરંભ સુધીમાં]

**ગુજરાતી** ભાષામાં જૂના કવિઓએ–જૈનોએ અને જૈનેતરોએ કાવ્ય રચ્યાં છે. પણ એક મુસ્લિમ કવિએ કાવ્ય લખ્યું હોય એ તદ્દન નવીન વસ્તુ છે. મીર અબ્દુર રહેમાન એક એવો કવિ—શાસ્ત્રીય દૃષ્ટિએય જેને કવિ કહેવામાં જરા પણ સંશયને સ્થાન નથી તેવો— ૧૫મા શતકના પૂર્વાર્ધ સુધીમાં થઈ ગયો છે. એના 'સંદેશકરાસ' ઉપર પં. લક્ષ્મીચંદ્રકૃત વ્યાખ્યા અને અજ્ઞાત અવચૂર્ણિ એમ બે સંસ્કૃત ટીકાઓ મળે છે, જેમાંની પહેલી સં. ૧૪૬૫ માં રચેલી છે; એટલી આ કાવ્યની અને તેથી જ કર્તાની પણ વિશિષ્ટતા છે.

આ કાવ્યના મુખ્ય સંપાદક આચાર્ય મુનિશ્રી જિનવિજયજી, કાવ્યમાં પંજાબના મૂલસ્થાન=મુલતાનની સમૃદ્ધ દશા જોઈ શાહાબુદ્દિન ઘોરીના આક્રમણ પહેલાં અબ્દુર રહેમાને આ કાવ્ય રચ્યાનું કહી સિદ્ધરાજ કે કુમારપાલના સમયમાં (સં. ૧૨૨૯ સુધીમાં) થયાનું વિધાન કરે છે; પરંતુ જોડાક્ષરોના લોપે પૂર્વસ્વરોનું દીર્ઘીકરણ યા હ્રસ્વત્વ (वीसहि, सीस, सोमोर, जागंतिय, वखाणियइ, चूंडिलउ વગેરે), ચારણી (ડિંગળ) ભાષાની રીતે વ્યંજનોનું કૃત્રિમ બેવડાપણું (णच्चिमिस, चिरग्गय, संभय, परव्वस, गंभिज्जइ, दुम्म, तुस्सार, चल्लहि વગેરે), સં. તત્સમ શબ્દોનો પ્રયોગની શરૂઆત (आगम, गेय, च, चरण, जग तूं) जीव(उ, वडवानल વગેરે)[1] જોતાં કવિને એટલા જૂના સમય સુધી લઈ જઈ શકાય એમ નથી. લેખક સંસ્કૃત પ્રાકૃત અપભ્રંશનો-સાથોસાથ કાવ્યશાસ્ત્રનો જ્ઞાતા છે એ એની, એ મુસ્લિમ હોઈ, વિશિષ્ટતા છે જ. પણ આ એની શક્તિ મુસ્લિમ પ્રજા હિંદુ પ્રજાના વધુ ગાઢ સંપર્કમાં-ગુજરાતમાં આવી એ પછી જ પ્રાપ્ત થયાની શક્યતા વધુ છે. આ સમય સં. ૧૩૫૬-૧૪૬૫ વચ્ચે જ આ કવિના વિષયમાં શક્ય છે. ભાષાપ્રકાર પણ 'અવહટ્ઠ' તરફ સહેજ ઢળતો હોઈ આ સમયની શક્યતા વધુ છે. પોતા વિશેની હકીકત એણે આરંભમાં પ્રાકૃતમાં જ આપી છે:

"पच्चाएसि पहूओ पुव्वपसिद्धो य मिच्छदेसो वि ।
तह विसए संभूओ आरद्दो मीरसेणस्स ॥ ३ ॥
तह तणओ कुलि कमलो पाइयकव्वेसु गीयविसएसु ।
अद्दहमाण-पसिद्धो संनेहयरासयं रइयं ॥ ४ ॥"[2]

પશ્ચિમ દેશમાંના મ્લેચ્છદેશમાં મીરસેન=મીરહુશેનને ત્યાં અદ્દહમાણ =અબ્દુર રહેમાન નામનો પુત્ર અવતરેલો, જે પ્રાકૃત કાવ્યોમાં નિપુણ હતો.

---

૧. જુઓ 'સંદેશકરાસ', પ્રસ્તા. વગેરે પૃ. બાર-તેર; ૯-૧૬, અને શબ્દકોશ.

૨. શ્રી. મધુસૂદન મોદીની નકલમાંથી; જુઓ વળી 'સંદેશક રાસ' (ભારતીય વિદ્યાભવનની આવૃત્તિ), પૃ. ૨-૩.

આ કવિ મોડાસામાંનો મીર રહેમાન (પૃ. ૨૦) હતો, એમ કહેવાનું આપણી પાસે સાધન નથી. ભરૂચ પાસેના એક નષ્ટ થયેલા ચૈમૂર નામના શહેરમાં પશ્ચિમ દેશમાંથી મુસ્લિમ વસાહતીઓ આવી વસેલા તેઓ અહીંની સ્ત્રીઓ સાથે પરણેલા, તેઓમાંના કોઇ 'મીર હુશેન''નો આ કદાચ પુત્ર સંભવે.

''સંદેશકરાસ'' એ એક દૂતકાવ્ય છે. એક વિરહિણી ખંભાતથી એક પથિકને પોતાના પ્રિયને વિજયનગર (જેસલમીર નજીક) મોકલવાનો સંદેશ આપે છે. કવિએ પથિકને દૂત તરીકે આપ્યો છે અપભ્રંશ ભાષાના યુગમાં આવી સુંદર ઋતુવર્ણનોથી ભરેલી કવિતા તદ્દન વિરલ છે. આવી સુંદર કવિતા એક મુસ્લિમ કવિને હાથે મળે છે એ માન લેવા જેવી વસ્તુ છે. કવિએ શરૂઆતમાં પોતે પ્રયોજવા ચાહે છે તે તે છંદનાં લક્ષણ આપ્યાં છે, એ એની પ્રાકૃતાદિ કાવ્યો —ગીતવિષયક—માં સિદ્ધહસ્તતા પુરવાર કરે છે. એની કવિતાનો નમૂનો જોઇયે :

''तदनु किं कृतं तया तदाह ॥

गाहा तं निसुणेविणु रायमरालगइ
चरणंगुट्ठि धरत्ति स-लज्जिर उल्लिहइ ।
तं पंथिउ कणयंगि तत्थ बोलाविअउ
'कह जाइसि हिव पहिय कह व तुह आइसउ' ॥ ४२ ॥

तत्पृष्टः पथिकः प्राह ॥

णयर-णामु सामोरु सरोरुहदलनयणि
णायर-जण संपुन्न हरिस-ससिहर-वयणि ।
धवल-तुंग-पायारिहिं ति-उरिहिं मंडियउ
ण हु दीसइ कु इ मुक्खु सयण जण पंडियउ ॥ ४३ ॥

× ×

के आइन्नहि वश-वीण-काहल मुरउ
कह-पय-बन्न-णिबद्धउ सुम्मइ गीय-रउ ।

आयन्निहि सु-समत्य-पीण-उन्नय-थणिहिं

चल्लहि चोअ करंतीअ कत्य वि णट्टणिर्हि ॥ ४५ ॥"

કવિએ આ કાવ્યમાં આપેલાં સુંદર ઋતુવર્ણન એને સંસ્કૃત-પ્રાકૃત કવિઓની કક્ષા સુધી લઈ જાય તેવાં છે. આમ એ પ્રાચીન ગુજરાતી સાહિત્યનો એક નમૂનેદાર કવિ બની રહે છે.

ચરિતસામગ્રી —

૧. ચોથી ગુજ. સા. પરિ ના અહેવાલ
૨. જૈન ગૂર્જર કવિઓ, ભાગ ૧ લો, સ્વ. મો. દ. દેસાઈ
૩. 'સંદેશકરાસની' નકલ (શ્રી. મધુસૂદન ચિ. મોદીએ કરેલી)
૪. 'સંદેશકરાસ' મુદ્રિત (ભારતીય વિદ્યા ભવન—મુંબઈ)

## વસંતવિલાસકાર

[ ૧૫ મા શતકના પૂર્વાર્ધ સુધીમાં ]

**ગુજરાતી** ભાષાનાં ફાગુ કાવ્યોમાં અગ્ર સ્થાન ધરાવતું "વસંતવિલાસ" નામનું સાંકળી-કાવ્ય એક નમૂનેદાર ઋતુકાવ્ય છે. એમાં કવિએ વસંતનું રમણીય ચિત્ર દોર્યું છે એ કાવ્ય કોણે રચ્યું એ વિશે આમ છતાં નથી એ કાવ્યમાંથી સ્ફુટ થતું કે નથી બીજા કોઈ બહારના સાધનથી પત્તો લાગતો. એ કૃતિ કોઈ "નતર્ષિ" નામના જૈન કવિની હોવાની સંભાવના શ્રી. કનૈયાલાલ મુનશીએ કરી છે.[૨] આ કાવ્યની જૂનામાં જૂની હાથપ્રત સં. ૧૫૦૮ ની મળી છે.[૩] આ કાવ્યને બહુ જ મળતું એવું એક "ફાગુ" કાવ્ય (સં. ૧૪૯૫ લગભગની નકલ) એવા કોઈ અજ્ઞાત કવિનું મળે છે. "વસંતવિલાસ" અને "ફાગુ"ની કેટલીએક કડીઓ લગભગ એની એ

---

૧. જુઓ, સંદેશક રાસ (ભા. વિ.) પૃ. ૧૮–૧૯.
૨. ફા. ગુ. ત્રૈ. ૧૯૯૩, પૃ ૪૩૦–૪૩૮
૩. પંદરમા શતકનાં પ્રા. ગુ. કાવ્ય, પ્રસ્તા. પૃ. ૧૨.

અને કેટલીક શબ્દભેદથી સરખી મળે છે. કહેવાતા નતર્ષિનું, ગુજરાત પાટણ પાસે આવેલા ધણેજ ગામમાં આ પાછલું કાવ્ય લખાયું છે. આ બીજા કાવ્યમાં પણ કવિનું નામ નથી મળતું; એમાં આપેલા છેલ્લા બે સં. શ્લોકમાં नय કે नतर्षिः એ નામ મળતું હોવાથી એમ કલ્પના કરવામાં આવી છે કે કર્તા નયર્ષિ કે નતર્ષિ હશે.[1] બંને કાવ્યમાં કર્તાનું નામ નથી મળતું, એ ઉપરથી શ્રી. મુનશીએ એવો મત બાંધ્યો છે કે:—

"જૈન સાધુ આવો અમર્યાદ શૃંગાર વર્ણવે, એ અયુક્ત લાગે છે, × × × કાવ્ય રચનાર તરીકે કવિએ પોતાનું નામ આપ્યું નથી, તે પણ આવા કારણથી જ હોવું જોઇએ. આની પછીનું 'ફાગ' કાવ્ય જોયાથી આ વાતની ખાતરી થશે."[2]

શ્રી. મુનશીએ એ નોંધેલી સરખામણી ઉપરથી જે મત નક્કી કર્યો છે તે આ છે:

"આમ બંને કાવ્યોને સરખાવી જોતાં બંનેનો કર્તા એક જ હોવો જોઈએ, એવું અનુમાન સહજ થાય છે. વસંતવિલાસ ગાતાં જૈન સાધુને શરમાવું પડે એમ હતું."[3]

પ્રો. કાંતિલાલ વ્યાસે 'વસંતવિલાસ'ની શાસ્ત્રીય વાચના તૈયાર કરી છે તે વિશેનાં એમનાં લખાણોમાં કર્તાના નામ વિશે સૂચના કરતાં 'मुंज' અને 'गुणवंत' શબ્દો કાવ્યાંતે મળતા હોઈ અન્યાન્ય મતો આપી, કર્તાનું નામ નથી મળી શકતું, એવો અભિપ્રાય વ્યક્ત કર્યો છે.[4]

"શ્રીનેમિનાથ ફાગુ" નામનું એક ફાગુકાવ્ય મલધારી રાજશેખરસૂરિએ રચ્યું મળે છે,[5] જેની રચના સ્વ. મોહનલાલ દ.

1. ફા. ગુ. ત્રૈ. ૧૯૯૩, પૃ. ૪૩૩ 2. એજન, પૃ. ૪૩૨
3. એજન, પૃ. ૪૩૩ 4. વસંતવિલાસ ફાગુ, એ ફર્ધર સ્ટડી, પૃ. ૧૨૨
5. પ્રા. ગૂ. કાવ્યસંગ્રહ (ગા. ઓ. માળા), પૃ. ૮૩–૮૬

દેસાઈએ સં. ૧૪૦૫ આસપાસ સ્વીકારી છે.[1] એ કાવ્ય ૨૭ કડીનું નાનું કાવ્ય છે; "વસંતવિલાસ"ની તો લઘુ અને બૃહદ્ બે વાચના મળે છે: લઘુમાં ૫૨ કડી અને બૃહદમાં ૮૫ કડી ગુજરાતી છે;[2] જ્યારે "ફાગુ" ૬૫ કડીનું કાવ્ય છે. ત્રણે કાવ્યમાં વસંતનું વર્ણન છે. "શ્રીનેમિનાથ ફાગુ"માં નેમિનાથ અને રાજલ દેવીનો વિહાર છે; જ્યારે છેલ્લા 'ફાગુ'માં કૃષ્ણ અને એની રુક્મિણી વગેરે–પટરાણીઓનો વિહાર ગવાયો છે. વસંતવિલાસમાં તો કોઈ ખાસ નાયક–નાયિકાનો સ્વીકાર ન કરતાં સામાન્ય વસંતવિલાસ જ આપવામાં આવ્યો છે. પાછલાં બંને કાવ્ય જોતાં એના કર્તા પ્રથમ તો જૈન હોય એવું કહી જ શકાતું નથી. બંને કાવ્યોમાં સરસ્વતીથી સાદું મંગલ આપવામાં આવ્યું છે :

વસંતવિલાસ : 'પહિલઉં સરસતિ અરચિસુ. રચિસુ વસન્તવિલાસ.'[3]
ફાગુ : "પહિલઉં પણમિસુ સરસતિ સંરસ તિ કવિતવિલાસ."[4]

"ફાગુ"માં તો પછી—

"વન્નિસુ ફાગિ નરાયણ, રાયણમઇ જસુ પાઇ;
તસ ગુણ અણુદિણ ખેલત, હેલ તલંઇ અપાઇ.

જંબુય દીવિહ ભણ્યિએ, સુણિય સોરઠ દેસ;
પવરગઆગર સરૂઉ, વરૂઠ નહિ સન્નિવેસ. ૩"[5]

એ પ્રમાણે નારાયણાવતાર યદુકુલદીપક કૃષ્ણનો વસંતવિલાસ આપવામાં આવ્યો છે.

---

૧. આ રત્નશેખરસૂરિ તે પ્રબંધકોશ–કાર. પ્રબંધકોશ દિલ્હીમાં સં. ૧૪૦૫ માં રચ્યો છે એ ઉપરથી આ વર્ષ માન્યું છે. જુઓ જૈ.ગૂ.ક. ભાગ ૧ લો, પૃ. ૧૩.

૨. 'રાજસ્થાન પુરાતત્ત્વ મંદિર' માટે પ્રો. મધુસૂદન મોદીએ આ બંને વાચનાઓનું શાસ્ત્રીય સંપાદન તૈયાર કર્યું છે.

૩. વસંતવિલાસ (મોદી) પૃ. ૧, ૧૬

૪. ફા. ત્રૈ. ૧૯૯૩, પૃ. ૪૨૩    ૫. એજન, પૃ. ૪૩૪–૩૫

"વસંતવિલાસ"ની એક કડીને ઉપદેશતરંગિણી-કાર રત્નમંદિરગણી થોડા પાઠભેદથી પોતાના ગ્રંથમા હવાલો આપે છે,[1] એ ઉપરથી એમ ન જ કહી શકાય કે ગ્રંથકાર જૈન જ હશે ઊલટું બહારની સુંદર કૃતિઓનો સમાદર કરવામાં જૈન વિદ્વાનો તત્પર હતા, એ આમાંથી પકડી શકાય છે. આપણે સારી રીતે જાણિયે છિયે કે સંદેશકરાસ કાન્હડદેપ્રબંધ વગેરે જૈનેતર કવિઓનાં કાવ્ય જૈન સાધુઓના હાથની નકલોમાં જ સચવાઈ રહેલાંનો જ આપણે આજે ઉપયોગ કરવા સમર્થ થયા છિયે.

"વસંતવિલાસ" અને "ફાગુ" એક જ કવિની કૃતિ હોય, એ અસંભવિત નથી. "ફાગુ"ની ૪૯ મી કડીમાં 'કીરતિ મેરુ સમાણુ" એ પદોને લીધે અને કાવ્ય કીર્તિમેરુ નામના જૈન સાધુની સં. ૧૪૯૭ ની હાથપ્રતમાં મળતું હોવાને કારણે એ જ કીર્તિમેરુના શિષ્યે આ કાવ્ય રચ્યું હશે, એ માનવું ઠીક નથી લાગતું. કૃષ્ણનું વર્ણન કરતાં કવિએ બીજી કેટલીક સાથે નીચેની બે કડી આપી છે :

" તારા માહિ જિમ ચંદ, ગોપિય માહિ મુકુંદઃ
પણમઇ સુરનર ઇંદ, સારંગધર૦ ૪૮
કીરતિ મેરુ સમાણ, કો નવિ લંઘઇ આણ.
તઉ જગિ અતિ સુજાણ. સારંગધર૦ ૪૯"[2]

આમાં "કીર્તિમેરુ" નું ગર્ભિત નામ ખેંચવા કાઈ પ્રસંગ ઉપસ્થિત થતો નથી. શ્રી. મુનશીએ આપેલા "ફાગુ" ના છેવટમાં આવતા શ્લોકમાં નતર્ષિઃ કૃષ્ણનું વિશેષણ છે; જેમ કે—

पौराणै. कीर्तितो देव त्वामेव भुवनाधिप
नतर्षिः श्रीजगद्वन्द्यो ज्ञानी ध्यानी गुणी कविः ॥

આમાં "નતર્ષિ કવિ જગત્વંદ્યને અને જ્ઞાની, ધ્યાની, મુનિ,

---

૧. પં. શ. ગુ. કા., પ્રસ્તા., પૃ. ૧૪

૨ ફા. ગુ. ત્રૈ, ૧૯૯૩, પૃ. ૪૩૭ અને ૪૩૪

કવિ સર્વને નમે છે." એ અર્થ કેવી રીતે હોઇ શકે, એ ગળે ઊતરતું નથી "નયર્ષિ, નતર્ષિ, નયસાગર, નયઋષિ" એ વગેરે નામો "જૈન સાધુઓમાં પ્રચલિત" હોય, તેથી જ ઉપરના શબ્દમાં 'નતર્ષિ'ને પકડી પાડવો, એ ઠીક નથી. નયર્ષિ સંભવે, પણ નતર્ષિ નામ અદ્યાપિ સાંભળવામાં નથી આવ્યું. પ્રો. કાંતિલાલ વ્યાસે સૂચવ્યા મુજબ 'મુંજ' કે 'ગુણવંત'ની પણ કોઈ સંભાવના નથી.

બંને કાવ્ય સાંકળી-કાવ્યો છે. વસંતઋતુનો વિહાર બંનેમાં યોગ્ય સ્વરૂપમાં ગાવામાં આવ્યો છે. વસંતની ઉદ્દીપક સામગ્રી સર્જન કરતાં કવિ જણાવે છે:

(૨) "પહુતીય શિવરતિ સમરતિ હવ રિતુ તણીય વસંત,
દહ દિસિ પસરઇ પરિમલ; નિરમલ થયા દિસિ-અન્ત.
(૩) બહિનૂ એ ગયઇ હિમવન્તિ; વસન્તિ લયઉ અવતાર,
અલિ મકરન્દિહિ મુહરિયા; કુહરિયા સવિ સહકાર.
(૪) વસંત તણા ગુણ ગહગહ્યા, મહમહ્યા સવિ સહકાર.
ત્રિભુવનિ જયજયકાર પિકા રવ કરઇ અપારિ.
(૫) પદમિની પરિમલ બહિકઈ, લહિકઇ મલયસમીર.
મયણુ જિહાં પરિપન્થીય પન્થીય ધાઇ અધીર.
(૬) માનિની-જનમનક્ષોભન શોભન વાઉલા વાઇ.
નિધુવનકેલિકલામીય કામીય અંગિ સુહાઇ."૧

રાસ રમતી અંગનાનું કવિએ અર્થાલંકાર-ઉપમા અને મુખ્યત્વે ઉત્પ્રેક્ષાથી "વસંતવિલાસ'માં સુંદર વર્ણન આપ્યું છે, એ કવિની ઔચિત્યનિર્ણયશક્તિનો સારો નમૂનો છે.

"ફાગુ"માં માત્ર દોહા નથી પ્રયોજ્યા, કવિએ "અઢૈયું" અને "રાસક" છંદ પણ પ્રયોજ્યા છે; ઉપરાંત રાગ આંદોલામાં એક આખું ગીત આપ્યું છે, જેની બે કડી ઉપર "સારંગધર" એ તૂકવાળી અપાઈ ગઈ છે. કવિના અઢૈયાનો એક નમૂનો આ છે:

---

૧. વસંતવિલાસ (મ. ચિ. મોદી)-બૃહદ્‌વાચના, પૃ. ૧૬-૧૮

" ક્રીડા કરી ગોવિંદ, વિનમત સકલ નરિંદ;
પુહતા નિજ પુરીએ, સહિત અંતેઉરીએ.

× ×

દેવ તણઉ એ ફાગુ પઢઇ ગુણઇ અનુરાગ.
નવ નિધિ તે લહઇ એ, જે પણિ સંભલઇ એ."[1]

પણ કવિ જે રાસક આપે છે તે તો સવૈયાની ચાલની ચોપાઈ દાવટી જ છે:

રાસ

"ગોપિય ગોપિય ઠાણુ નિરોપિય, વનવનિ સમઇ મુકુંદ રે.
અહ્મ વિચારી કિહિ સંચરી ? બોલતિ કુલ નભ ચંદ રે.
વાટ ઘાટ સવિં બાંધઇ સહિયર, અહિયર તવ કૃણ રંગ રે.
અહ્મ મૂકી તું કિમ હિવ ચાલઇ ? પાલઇ ગોપિયવૃંદ રે."[2]

આમાંનો પહેલો બંધ પણ "રંગસાગર નેમિનાથ ફાગુ" (સં. ૧૪૫૦–૯૯) માં, અને સવૈયાબંધ તો છેક "ભરતેશ્વર બાહુબલિ રાસ" (સં. ૧૨૪૧)માં પ્રયોજાયેલો[3] છે એટલે એ બેઉ બંધ લોકમાં ખૂબખૂબ પ્રચારમાં હતા, એ સ્પષ્ટ છે.

'ફાગુ"નો કર્તા વસંતખેલ દ્વારિકામાં કૃષ્ણની પટરાણીઓ સાથે આપે છે, પણ રાણીઓને માટે "ગોપી" શબ્દનો પ્રયોગ પણ કરે છે: "ગોપિય સહસ અઢાર" એમ એણે કહ્યું જ છે. આવી સ્થિતિમાં કવિ ઔચિત્યનો ભંગ કરે છે એમ શ્રી. મુનશી માને છે.[4] હું માનું છું કે એમાં ખાસ ઔચિત્યભંગ નથી. કેમકે કૃષ્ણને કદી વૃદ્ધાવસ્થા કવિઓએ માની નથી. એમાંયે "ફાગુ"નો ગુજરાતી કવિ કૃષ્ણમાં એવો ભેદ જોવા ઇચ્છતો નથી લાગતો, કેમકે એને એ નારાયણ જ માને છે. સાથે "રાસક્રીડા" વૃંદાવનમાં ઇષ્ટ ખરી, પણ વસંતક્રીડા તો નાનાં

૧. ફા. ગુ. ત્રૈ. ૧૯૯૩, પૃ. ૪૩૯ ૨. એજન, પૃ. ૪૩૭

૩. અઢૈયા જેવો બંધ: જુઓ નરસિંહ મહેતાની ચાતુરી છત્રીશીમાં પણ ૧૦મી ચાતુરી વગેરેમાં—ન. મ. કા. પૃ. ૧૨૩ વગેરે.

૪. ફા. ગુ. ત્રૈ. ૧૯૯૩, પૃ. ૪૩૪

કે મોટાં ગમે તે ઉમરનાં ખેલી શકે છે, એ આજે પણ મારવાડ વગેરેમાં પ્રાપ્ત થતું હોવાથી કૃષ્ણને દ્વારિકામાં વસંતખેલ ખેલાવે, એ અસ્વાભાવિક નથી. કવિએ વસંતખેલને બંનેમાં 'રાસ'' નામ આપ્યું છે, એનો પણ સાચા ઔચિત્યની દૃષ્ટિએ ''વસંત'માં પ્રયોગ ન થઈ શકે; છતાં બંને કાવ્યમાં એ ''રાસ'' શબ્દ વંશીનાદ વગેરે યોજાયેલ છે,

આ બંને કાવ્યોનો સમય સં ૧૪૯૭ પૂર્વે છે. ભાષા જોતાં સં. ૧૪૫૦ આસપાસની જ બંનેમાં છેઃ એટલે સં. ૧૪૦૦ થી ૧૪૫૦ સુધીમાં બંને કાવ્યોનો એક કર્તા હોય તો એક અને ભિન્ન હોય તો એ બંને એ જ ગાળામાં થયા હશે; જેમાં બંને ભિન્ન કર્તા હોય તો 'વસંતવિલાસ''નો કર્તા પ્રથમ અને ''ફાગુ''નો કર્તા પછી, બહુ તો ૨૫ વર્ષને ગાળે. થયા હશે.

આ બંને કાવ્ય મધ્ય. ગુજરાતી જૈનેતર કાવ્યોમાં નવી ભાત પાડે તેવાં છે. જૈન ફાગુઓમાં સાંકળી-કાવ્ય વ્યાપક થઈ ચૂક્યાં જ હતાં, 'રંગસાગર નેમિનાથ ફાગુ' એનું સુંદર ઉદાહરણ છે (સં ૧૪૫૦-૯૯ વચ્ચેની રચના); જાણે કે સાંકળીરચના 'ફાગુ'નું લક્ષણ બની રહી હતી.[૧]

ચરિતસામગ્રી :

૨. ફાર્બસ ગુ. સ ત્રૈમાસિક, સં. ૧૯૯૩

૩. પ્રા. ગૂ કા. સંગ્રહ (ગા. ઓ. માળા)—સ્વ. સી. ડી. દલાલ

૪. 'વસંત વિલાસ'—પ્રો. કાંતિલલ વ્યાસનું સંપાદન, ઉપરાંત 'મુંબઇ યુનિ. જર્નલ' સપ્ટેંબર ૧૯૪૬ માં પૃ. ૧૧૯-૧૫૨ માંનો 'ફ્ધર સ્ટડી' તરીકેનો લેખ

૫. 'વસંતવિલાસ'-પ્રો. મધુસૂદન ચિ. મોદી-સંપાદિત લઘુ-બૃહદ્-વાચના (રાજસ્થાન પુરાતન ગ્રંથમાળામાં મુદ્રિત)

---

૧. શમામૃતમ્ નેમિનાથ સ્તવન અને રંગસાગર નેમિ-ફાગ (મુનિ ધર્મ-વિજય)-સંપાદિત

# શ્રીધર વ્યાસ

[ સં. ૧૪૫૪ લગભગ હયાત ]

"પંદરમા શતકનાં પ્રાચીન ગુર્જર કાવ્ય"માં છપાયેલા જૂના એક ઐતિહાસિક કાવ્ય "રણમલ્લ છંદ"ના કર્તા કવિ શ્રીધર વ્યાસે[1] એ કાવ્ય સં. ૧૪૫૪ (ઇ. સં. ૧૩૯૮)[2]ની આસપાસ તૈમૂરલંગની સવારી (હિ.સ.૮૦૦) પછી રચેલું છે, કેમકે એના એ કાવ્યના આરંભમાં એણે એના નામનો નીચેની સંસ્કૃત આર્યામાં ઉલ્લેખ કર્યો છે :[1]

दिल्लीपतिपरिभूतौ तद् ददृशे दृश्यते च वाहुबलम् ।
शकशल्ये रणमल्ले यमतुल्ये तिमिरलिङ्गे यत् ॥५॥

'દિલ્હીપતિનો પરાભવ રાવ રણમલ્લે પહેલાં કર્યો અને તિમિરલિંગ અત્યારે કરી રહ્યો છે' એવો કવિએ વાણીપ્રયોગ કર્યો છે.

રણમલ્લની પૂર્વે એક હમીરે "सुरताणफोजसंहरणम्" કરેલું અને અત્યારે રણમલ્લ કરી રહ્યો છે, એવું ઉપરની આર્યાની પૂર્વની આર્યામાં કવિએ કહ્યું છે.

કવિ શ્રીધર ક્યાંનો વતની હતો, એ આપણે જાણી શકતા નથી, માત્ર ઇડરના રાવ રણમલ્લની પાટણનાં મુસલમાન લશ્કરો સાથેની લડાઈનું એણે વર્ણન કર્યું હોવાથી અને એ ચાલુ તત્કાલીન ગુજરાતી ભાષા કરતાં ચારણી (=ડિંગળ)સંસ્કારવાળી ભાષામાં લખ્યું હોવાથી, રાવ

---

૧ ડેક્કન કોલેજની No 1541 of 1891-95, Dec, Col., Extent foll. 54+4—વાળી પ્રતની પુષ્પિકા શ્રીધરવ્યાસકૃત 'रा रणमल्ल छंद । सं. १६६२ मार्ग. ( જુઓ પં. રા. નાં પ્રા. ગુ. કા. પ્રસ્તા. પૃ. ૨ )— ગૌરીચરિત્રનો અને રાવણમંદોદરીનો કર્તા જૂનાગઢનો મોઢ અડાલજો શ્રીધર જુદો છે. (જુઓ : એજન. પૃ. ૧૦–૧૧).

૨. પ્રા. ગુ. કા. પ્રસ્તા., પૃ. ૬ અને ૧૧

રણમલ્લનો એ આશ્રિત હશે અને મુખ્યત્વે ઇડરમાં[1] રહેતો હશે, એમ માની શકાય. એ સંસ્કૃતજ્ઞ હતો એ "રણમલ્લ"છંદના આરંભમાં આપેલી ૧૧ આર્યાઓથી સમઝાય છે. એ સંસ્કૃત આર્યાઓમાં પણ એ અરબી ફારસી શબ્દો પ્રયોજવા ઇચ્છે છે. એનાં પ્રાપ્ત થતાં બીજાં બે કાવ્ય[2] ૧. કવિત ભાગવત (ત્રુ.) અને ૨. સપ્તશતી કે સાહસ્રીછન્દ કે ઇશ્વિરી છંદમાં એના વિશે કશી માહિતી મળતી નથી. સળંગ દેશીબદ્ધ કડવાં કે સંધિઓ તેમજ અસાઇત જેમ ચઉપઇબંધ ન પ્રયોજતાં એણે જુદાજુદા માત્રામેળ છંદોમાં ત્રણે કાવ્ય લખ્યાં છે. એ રીતે છંદોબદ્ધ કાવ્ય એક જૈનેતર કવિ લખે એ રીતે એ લગભગ પ્રથમ છે. જૈન કવિઓમાં આપણને છંદોબદ્ધ કવિતા આ પૂર્વે થોડીક મળે છે. "ઉવએસમાલાકહાણય છપ્પય" કાવ્ય આખું છપ્પામાં છે[3] જ્યારે "જંબૂસ્વામિચરિય" આખું રોળામાં છે. એ સિવાયનાં થોડાં દોહા રોળા ચઉપાઈ પદ્ધડી વગેરેનાં મિશ્રણવાળાં પણ કાવ્ય મળે છે.

આપણે ત્યાં ઐતિહાસિક કાવ્ય ઘણાં થોડાં લખાયાં છે; એમાં ઐતિહાસિક વ્યક્તિને જ ઉદ્દેશી લખાયેલાં થોડાં જ છે. આવો જૂનો કાવ્ય આપણને "સમરારાસુ" મળે છે, જે સં. ૧૩૭૧ લગભગમાં રચાયું છે. એ પછી લગભગ પોણોસો વર્ષ પછી આ કાવ્ય રચાયું છે. જેમ "સમરારાસુ"મા અરબી-ફારસી શબ્દોનો પ્રયોગ મળે છે, તેના કરતાં ઘણા જ વિશેષ પ્રમાણમાં શ્રીધરે આ કાવ્યમાં પ્રયોગ કરેલ

---

૧. એજન, પ્રસ્તા , પૃ. ૧૧

૨. આ કાવ્યો અપ્રસિદ્ધ છે. એમાંનું પ્રથમ ફા. સ. ના સંગ્રહમાં નં. ૧૭૧ માં છે, જેનો દી. બ. ધ્રુવે એજન, પ્રસ્તા., પૃ. ૯૬ા ઉપર સદ્ગત મણિલાલ બ. વ્યાસની પ્રત તરીકે ઉલ્લેખ કર્યો છે. એનું નામ કવિત્ત-ભાગવત છે. આ પણ 'દેવી વિષયક' કાવ્ય છે. બીજાની પ્રતિ માટે જુઓ ગુ. વિદ્યાસભા હ. સ. નં. ૭૩૮ (જેમાં જુદા જુદા છંદમાં ૧૨૦ કડી છે.)

૩. પ્રા. ગુ. કા. (ગા. ઓ. માળા), પૃ. ૧૨-૨૭

છે. પ્રથમના કાવ્યમાં અલ્લાઉદ્દીનના પાટણના સૂબા અલફખાનની મૈત્રીને પરિણામે સમરસિંહે શેત્રુંજા ઉપર જૈન મંદિરો બંધાવ્યાની હકીકત અપાઈ છે; જ્યારે આ કાવ્યમાં રાવ રણમલ્લને પાટણના મુસ્લિમ સૂબા સાથે જંગ થયો અને એમાં રાવે મુસલમાનોને હાંકી કાઢ્યાની ઐતિહાસિક વિગત અપાઇ છે. તત્કાલીન ઇતિહાસ ઉપર આનાથી સારો પ્રકાશ પડે છે.

આ કાવ્યના સંપાદક સ્વ. દી. બ. કેશવલાલ હ. ધ્રુવે આ કાવ્યની ઐતિહાસિક દૃષ્ટિએ આંકણી કરી છે. બેશક, કાંઇ સમઝફેર થયેલ છે, જેમકે એમણે રાવ રણમલ્લ સાથે પાટણના સૂબેદાર ઝફર-ખાન (પાછળથી મુઝફ્ફરશાહ) સાથે જંગ થયો આ કાવ્યમાં હોવાનું જણાવ્યું છે.[1] એ ખરું જ છે કે એણે ઇ. સ. ૧૩૯૩, ૧૩૯૭ અને ૧૪૦૧માં (છેલ્લે મુઝફ્ફરશાહ તરીકે) ઇડર પર સવારી કરી હતી. આ ત્રણે વખતે રાવ રણમલ્લના હાથમાં ઇડર પાછું આવી ગયું છે. જો કે છેલ્લી વખતે એ વીસનગર તરફ હતો, પણ પાછળથી રાવે ઇડર કબજે કરી લીધેલ છે. આમાંની ઇ. સ. ૧૩૯૭ની સવારી આ કાવ્યનો વિષય હોય એમ સ્વ. ધ્રુવે માન્યું છે.[2]

પરંતુ કાવ્યમાં જ આપેલી હકીકતથી એ સવારી કોની હતી, એ પકડી શકાય છે. "લખિ ફુરમાણુ ખાન ચલ્લાવિ" એમ દિલ્હીના ફરમાનથી—

"ઈડર ભણી ભીંછ સુરતાણી ફૂંફૂંકાર ફિરઇ રહમાણી.
મૂંગલ મેચ્છ મુહઇ મચ્છર ભરિ હસિ હુસિયાર હુયા હલહલ કરિ.
ફૂંગરાઇ ફૂંફૂંકાર ફારક ફોજ ફરિ ફુરમાણિયા.
હુંકાર કરકડિ; કરઇ શારઝડિ કરવિ કરિ કમ્માણિયાં.
ફુક્કારિ મીર મલિક્ક સુફરહ(? હ) મૂછ મરડી મચ્છરઇ,
સંચરઇ શકસુરતાણ સાહણ સાહસી સવિ સંગરઇ."[3]

1. પ્રા. ગુ. કાવ્ય (ગુ. વિ. સ.) પ્રસ્તા. પૃ. ૩ વગેરે
2. એજન પૃ. ૫
3. એજન. પૃ. ૩–૪

આ અવતરણ ઉપરથી જોઈ શકાશે કે મીર મલિક મુફર્રહ ઈડર ઉપર સવારી લાવ્યો હતો. પાટણના સૂબા તરીકેનો એનો સમય ઈ. સ. ૧૩૮૦–૯૦ હતો.[1] આ મીર મલિક મુફર્રહના સૈન્યનું છેવટ કવિએ નીચે મુજબ શરણ થવું લખ્યું છે :

"જિ બક્કા અરક્કા શરક્કા વહન્તા, જિ સબ્બા સગબ્બા ઝરબ્બા સહન્તા,
જિ ઝુઝ્ઝાર ઉજ્જાર હજ્જાર ચલ્લિ રણમલ્લ દિઠ્ઠિ મુહિ ઘાસ ઘલ્લિ."[2]

રાવ રણમલ્લે આ મીર મલિક મુફર્રહના સૈન્યને મોંમાં ઘાસ ઘલાવ્યા પૂર્વે બીજા બે સૂબાઓને પણ હાંકી કાઢયાનું કવિ જણાવે છે :

"દલ દારુણ **દફ્ફરખાન** જયી મિઇ ભગ્ગઉ અગ્ગઇ ખગ્ગરયિ.
હિવ પટ્ટણપક્કરિ ધરિસુ પયં, નઇ વિનડિસુ સત્તિરિ સહસ સયં.
મિઇ સંગરિ **સમસુદ્દીન** નડી પડિભગ્ગઉ અંગોઅંગિ ભિડી.
જવ મંડિસિ મુઝ રણમલ્લ સમં, તવ દેખિસિ લસકરિ સરિસુ જમં"[3]

આમાંનો દફરખાન તે દરિયાખાન દફરખાન છે, જે ઈ. સ. ૧૩૬૯ થી ૧૩૭૯નાં દસ વર્ષ પાટણનો સૂબો હતો; જ્યારે સમસુદ્દીન તે એના પછી એટલે ઈ. સ. ૧૩૭૯માં સૂબા તરીકે આવેલો તે છે. એ બંનેને રણમલ્લે હરાવ્યા જણાય છે.

એક બીજા ઐતિહાસિક પાત્ર વિશે કવિ માહિતી આપે છે તે "મુહુડાસિયા મીર રહમાણી" છે. મીર રહેમાન એ સમયે મોડાસામાં થાણદાર હતો. એ "દામ હરામ કરઇ સુરતાણી" એમ સુલતાનનો પગાર ખાઈ કશું કરી શકતો નથી, એમ કવિ કહે છે. ઉપરનો જંગ મીર મલિક મુફર્રહ સાથે થયેલો એની બીજી સાબિતી કાવ્યમાંથી મળે છે. આ મલિક બંગાળી હતો. એ પોતાની સાથે બંગાળી મુસ્લિમ સૈનિકોને લાવેલો. કવિએ બંગાળીઓ વિશે ઉલ્લેખ આમ કર્યો છે :

"મદભીંભલ સેરબચા બંગાલી મૂંગલ મંઢા મલિક્ક
ઈડર અક્કર સિક્ખરિ રણથમ્મિરિ તલિ તરવરઇ તુરક્ક"[4]

---

૧. આ માહિતી આપવા માટે લેખક, મૌ. સૈયદ અબુઝફર નદવી સા. નો ઋણી છે. વળી જુઓ એમની "રણમલ્લછંદની ઐતિહાસિક સમાલોચના."
૨. પ્રા. ગુ. કા., પૃ. ૧૪ ૩. એજન, ૫–૬ ૪. એજન, ૫–૯

આ ઐતિહાસિક કાવ્યમાં કવિએ થોકબંધ અરબી–ફારસી શબ્દ વાપર્યા છે. આટલા બધા શબ્દ વાપરનાર એ પહેલો જ છે. એણે મુસલમાનો માટે 'મૂગલ, મેચ્છ, ગોરી, તુરક્ક' એ શબ્દ પ્રયોજ્યા છે.

ભાષાની દૃષ્ટિએ પણ આ કવિ મહત્ત્વનો છે. ભાષા મધ્યકાલીન ગુજરાતીની બીજી ભૂમિકાની છે, પણ એમાં શબ્દોમાં નકામા જોડાક્ષર એણે ઠાંસી ઠાંસી ભર્યા છે. સરલ તત્કાલીન ગુજરાતીમાં આ વસ્તુ નવીન છે, પણ જેઓએ "પ્રાકૃતપિંગલ"ની કે પંદરમા શતકના મૈથિલ કવિ વિદ્યાપતિના "કીર્તિલતા" કાવ્યની ભાષા જોઈ છે. તેમજ ચારણી પદ્ધતિનાં કાવ્ય જોયાં છે તેને આ ભાષા અજાણી નહિ લાગે. પ્રાકૃતસર્વસ્વકાર માર્કંડેયે વ્યંજનોના નકામા દ્વિત્વનું 'નાગર અપભ્રંશ'-ના પ્રસંગમાં લખ્યું છે[1] અને ઉદાહરણ "પ્રાકૃતપિંગલ"માંથી આપ્યું છે, એ અસર આ છે. વિદ્યાપતિએ એ ભાષાને "અવહટ્ઠ" નામ આપ્યું છે એ આ પ્રકાર છે.

તળગુજરાતના કવિઓમાં 'અવહટ્ઠ'[2] ભાષામાં જો કોઈનું જૂનું કાવ્ય હોય તો તે આ શ્રીધર વ્યાસનું છે. એના સપ્તશતી (કે સાહસ્રી-છંદ કે ઈશ્વરી છંદ)માં પણ એ પ્રકારની ભાષા એણે પ્રયોજી છે;

---

૧. પ્રાકૃતસર્વસ્વ, પૃ. ૧૨૩

૨. ખાસ કરીને ચારણી કાવ્યોમાં વપરાતી આ 'અવહટ્ઠ'નું મુખ્ય લક્ષણ વ્યંજનોને શબ્દના મધ્યમાં બેવડાવવામાં આવે છે, તે છે આ આખી ભાષા વીરરસોચિત છે; એટલે પ્રચલિત અપભ્રંશનો પ્રશસ્તિકાર ભાટ વગેરેએ સ્વીકારેલો આ ડિંગળ–ભેદ છે. આ પ્રકારની ભાષામાં ચરણને અંતે આવતા શબ્દોને સંસ્કૃતવત્ નાન્યતર પ્રથમા એકવચનનું અનુસ્વારવાળું રૂપ આપવામાં આવેલું ક્યાંય દેખાય છે. આ બે ભેદ ગાળી નાખતાં ખાસ ભેદ દેખાતો નથી, અને એ વ્યાપક અપભ્રંશમાં સંવલિત થાય છે. 'રણમલ્લ' છંદની ભાષા એ રીતે મધ્ય ગુજ. ની દ્વિતીય ભૂમિકા કે ડૉ. ટેસ્સિટોરીએ નિર્દિષ્ટ જૂ. પ. રાજસ્થાની છે. આ ભાષાસ્વરૂપ 'પ્રાકૃતપિંગલ'નાં કેટલાંક ઉદાહરણોમાં પણ દેખાય છે જ.

જો કે એની પ્રતો પછીની હોવાથી એમાં મધ્યકાલીન ગુજરાતીના સંસ્કારોની સારી રીતે છાપ પડી ગઈ છે.

એના સપ્તશતીમાં એની કાવ્યશક્તિ ખીલેલી નથી દેખાતી, જ્યારે રણમલ્લછંદમાં એ ખીલી છે. સંસ્કૃત સાહિત્યકારોના અભિપ્રાયે કવિ કહી શકાય એવી યોગ્યતા ગુજરાતના ઘણા ઓછા કવિઓમાં છે. સ્વીકારવું જ જોઇયે કે એવી યોગ્યતાને પાત્ર આ શ્રીધર વ્યાસ ખરો; એટલી એની વિશેષતા છે.

ચરિતસામગ્રી:—

1. પંદરમા શતકનાં પ્રા. ગુ. કાવ્યો—દી. બ. કે. હ. ધ્રુવ સંપાદિત
2. ગુ વિ. સ. લિ. પુ. અને શ્રી. ફા. ગુ. સ. સંગ્રહની હાથપ્રતો
3. Guj. & its Lit., by K. M. Munshi
4. રણમલ્લછંદની ઐતિ. સમાલોચના—પ્રો. અ. ઝ. નદવી

## ભીમ

[ સં. ૧૪૬૬માં હયાત ]

**ગુજરાતી** ભાષામાં લોકકથા લખનારા જૈનેતર કવિઓમાંના પ્રથમ અસાઈત પછી આવતો બીજો જૂનામાં જૂનો કવિ ભીમ જાણવામાં આવ્યો છે. આ કવિનું એક માત્ર કાવ્ય "સદયવત્સચરિત" અત્યારે પ્રાપ્ત થાય છે. આ કાવ્યમાંના કેટલાક ઉતારા લઈ કવિની કૃતિનો સ્વ. ચીમનલાલ ડાહ્યાભાઈ દલાલે જે કાંઈ થોડોઘણો પરિચય આપેલા તેના ઉપરથી ભીમ સં. ૧૪૬૬માં હયાત હતો—એટલે કે એ વર્ષમાં એણે 'સદયવત્સચરિત' રચી આપ્યું હતું, એટલું જ જાણી શકાય છે. કવિએ જુદાજુદા માત્રામેળ છંદોમાં ૬૭૨ જેટલી કડીઓ આપી છે.[1]

1. આ કાવ્યની ત્રણ પ્રતો વડોદરા પ્રાચ્ય વિદ્યામંદિરમાં નં. ૫૨૯૨, ૬૧૨૮ અને ૬૧૨૫ (તૂ.) છે. એ અને બીજી પ્રતો ઉપરથી ડૉ. મં. ર. મજમૂદારે ગુજ. વિદ્યાસભા માટે કાવ્યની વાચના તૈયાર કરી આપી છે

કવિ પ્રતિજ્ઞા કરે છે તે પ્રમાણે—

"સિંગાર હાસ કરુણા રુદ્દો વીરો ભયાન વીભત્થો ।
અદ્ભુત શંત નવઇ રસિ જસુ જંપિસુ સુદયવચ્છરસ."[1]

એમ એણે કરેલી પ્રતિજ્ઞા પ્રમાણે આ નાના કાવ્યમાં નવે રસ આપવામાં આવ્યા છે.

ભાષાની દૃષ્ટિએ (સં. ૧૪૮૮ જેટલી જૂની હાથપ્રત મળવાને કારણે) આ કાવ્ય ખૂબ મહત્ત્વ ધરાવે છે. એમાં પ્રત્યેક પ્રસંગ કવિએ સુંદર રીતે નિરૂપ્યો છે. ચાલુ પૌરાણિક ધાટીનાં કાવ્યો કરતાં આ જુદી પદ્ધતિએ રચાયેલું કાવ્ય છે. એની પાસે અસાઇતની 'હંસાઉલી' ફિક્કી પડી જાય છે. વિના સંકોચે કહી શકાય એમ છે કે ગુજરાતી સાહિત્યમાં ઉત્તમ પ્રતિનાં થોડાં કાવ્યો–મુખ્યત્વે રણમલ્લછંદ, કાન્હડદે-પ્રબંધ, નરસિંહમહેતાની ચાતુરી વગેરે મળે છે, તેમાં પ્રધાન સ્થાન ભોગવી શકે એવી રીતે કવિએ કાવ્ય વિસ્તાર્યું છે.

કવિ સારી રીતે સંસ્કારી લાગે છે, કેમકે એ કાવ્યના આરંભ-માં જે ગાથાઓ આપે છે તેમાં છંદોભંગ થવા નથી દેતો. એ સાથે તત્કાલીન જૂના સ્વરૂપની ભાષા પર પણ એનો એટલો જ કાબૂ છે. મધ્ય ગુજ. પૂર્વેના જૈન પદ્ધતિના જે રાસ મળે છે તેમાં જે ભાષા–અપભ્રંશના અવશેષવાળી પ્રયોજાયેલી છે તેમાં એણે આ કાવ્ય રચ્યું છે. એ ભાષા :

"જિણઇ રચિય નિગમાગમપુરાણસર અક્ખરાણ વિત્થારો ।
સા–બ્રહ્માણી–વાણી–પય પણમેવિ સુપય મગ્ગેસુ ॥ ૨ ॥" (આરંભમાં)

વળી

"વિપ્પ જંપઇ વિપ્પ જંપઇ નિસુણિ નરનાહ
જયવંતી જ્યોતિષકલા કુલકમ્મિ અમ્હ અછઇ અગ્ગઇ ।
વત્તારૂ સંવચ્છરહ નષ્ટ જન્મ નવિ ચિત્તિ લગ્ગઇ ।
જં સુરપુરિ જં નરભુવણિ જં જં હુઇ પાઆલિ ।
નરવર નિજમંદિર થિકૂ તં જાણું તિણિ કાલિ ॥ ૧૫ ॥"

---

૧. ગુજરાતી મધ્ય. સાહિત્ય, પૃ. ૪૪૮

સં. ૧૪૬૭માં રચાયેલી અસાઇતની 'હંસાઉલી'માં ભાષા એ પછીની મધ્ય. ગુજ.ની ૨જી ભૂમિકાની મળે છે, જ્યારે આ કાવ્યમાં એ પૂર્વેની ભૂમિકા ૧લી કરતાં પણ જૂનું રૂપ સચવાયેલું છે, તે એ વખતની બોલીમાં હશે એના કરતાં જૂની પદ્ધતિ સાચવી રાખવાને સ્વીકારાયેલી સાહિત્યભાષામાં પ્રયોજાયું છે એ, છેક ૧૬ મી સદી સુધીનાં અપભ્રંશ કાવ્ય મળે છે એ ઉપરથી. સમઝી શકાય એમ છે. ઉચ્ચારણમાં તો મધ્યકાલીન સ્વરૂપ સ્થપાઈ ચૂક્યું હતું, જેનો નમૂનો "હંસાઉલી" આપે છે; અને સાહિત્યની ભાષામાં જૂનું સ્વરૂપ સાચવવાનો પ્રયત્ન થતો હતો એનું ઉદાહરણ આ "સદયવત્સચરિત" આપે છે. "મુગ્ધાવબોધ ઔક્તિક" એ જ સમયમાં કુલમંડનગણિએ (સં. ૧૪૫૦માં) રચેલું તેની ભાષા આ બંને કાવ્યોના વચગાળાની છે; એ જોતાં ઉપર પ્રમાણે અપાયેલો અભિપ્રાય ગેરવાજબી નહિ લાગે.

સાધનાભાવે આ કવિના જીવન વિષયમાં કશું વિશેષ મેળવી શકાતું નથી. એ વેદધર્માનુયાયી હતો એવું આરંભમાં ઓંકાર સરસ્વતી અને ગણપતિને કરેલા નમસ્કારથી સમઝાય છે. એની નિરભિમાનતા એણે આરંભની એક ગાથામાં આપી છે; જેવી કે—

"ગુરુ લહુ જિ કેવિ કવિયણ સરસસુઅત્થા સુછંદબંધયરા ।
એ કંઠઠાણિ સવ્વે કરજુઅલં જોડી પણિમામિ ॥ ૧૬ ॥"

આમ છતાં એ સરસ, સ્વર્થ, સુછંદ બંધ કાવ્ય આપી પણ શકે છે જ; એ એની મહત્તા છે.[1]

ચરિતસામગ્રીઃ—

૧. સાહિત્ય, વર્ષ ૨જું, સં. સ્વ. હ. ગો. કાંટાવાળા
૨. ગુજ. સાહિત્ય, મધ્ય. સા પ્રવાહ. (ગુજ. સા. સંસદ–મુંબઈ)
૩. આપણું લોકવાર્તા સાહિત્ય, શ્રી ભોગીલાલ જ. સાંડેસરા કૃત, (ગુજ. સા. પરિ. ૧૧ મો રિપોર્ટ)
૪. પાટણના ભંડારો–અપભ્રંશ સાહિત્ય. સ્વ. સી. ડી. દલાલ કૃત, (ગુજ. સા. પરિ ૫ મો રિપોર્ટ)
૫. 'સદયવત્સચરિત', ડો. મં. ર. મજમૂદારનું સંપાદન

૧. કવિના કાવ્યના વિષયમાં થોડી વિશેષ માહિતી 'બારમાસી' કાવ્ય, ગીતો વગેરેની માટે જુઓ આપણા કવિઓ, ખંડ ૧ લો, પૃ ૩૧૯–૨૨.

# નરસિંહ મહેતો

[ વિ. સં. ૧૪૭૦–૧૫૩૬ વચ્ચે ]

**ગુજરાતી** ભાષાને સમૃદ્ધ કરવામાં સ્વતંત્ર પ્રકારનો સૌથી પ્રથમ વિશિષ્ટ વિસ્તૃત પ્રયત્ન કરનારો નરસિંહ મહેતો એની સુંદર કાવ્યપદ્ધતિથી જે પ્રમાણે સાહિત્યજગતમાં વિખ્યાત થયેલો છે તે પ્રમાણે એના જીવનના એણે જ આપેલા પરચાઓથી આસ્તિક જગતમાં પરમ ભક્ત તરીકે વિખ્યાત થયેલો છે. એના વિષયમાં નીચેના પાંચ પ્રસંગ લોકમાં વિખ્યાત છે :

"હાર હૂંડી ને મોસાળું, વિવાહ ને વળી શ્રાદ્ધ,
નરસૈં મહેતાને કૃપા કરી, કર્યા શ્રીદીનાનાથ "[1]

આમાના ચાર પ્રસંગો ઉપર એની પોતાની જ કાવ્યકૃતિ મળે છે, જેમાંના "શામળદાસનો વિવાહ" એ કાવ્યના કર્તૃત્વના વિષયમાં તો કાંઈપણ શંકા અદ્યાપિપર્યંત કોઈના તરફથી ઉઠાવવામાં નથી આવી.

નરસિંહ મહેતાનું મૂળ વતન કવિએ પોતે જ એના નીચેના પદમાં આપ્યું છે :

"ગામ તલાજામાં જન્મ મારો થયો, ભાભીએ મૂરખ કહી મેહેણું દીધું;
વચન વાગ્યું એક અપૂજ શિવલિંગનું, વન માંહે જઇ પૂજન કીધું."[2]

એ જ્ઞાતિએ વડનગરો નાગર બ્રાહ્મણ ( ગૃહસ્થ ) હતો. એના પિતાનું નામ કૃષ્ણદાસ અને દાદાનું નામ પુરુષોત્તમદાસ હતું, જ્યારે એની માતાનું નામ દયાકોર અને ભાઈનું નામ મંગળજી કે જીવણરામ કે બંસીધર હતું. એનો જન્મ સં. ૧૪૬૯–૭૦માં થયો માનવામાં આવે છે. એનો કાકો પર્વતદાસ એક સારો ભગવદ્ભક્ત થઈ ગયો છે; એ કાકાને પ્રભુરંગ નરસિંહને લઇને લાગ્યાનું "પર્વતપચીશી"ના કર્તા પર્વતવંશ્ય કવિ ત્રીકમદાસે જણાવ્યું છે

---

૧. નરસિંહ મહેતા કૃત કાવ્યસંગ્રહ, પ્રસ્તા. પૃ. ૨૧

૨. એજન, પૃ. ૨૫

નરસિંહનાં માતા-પિતાનું મરણ એના બચપણમાં જ થયેલું. એ પછી એ પોતાના ભાઇને ત્યાં રહેતો હતો. નરસિંહ આળસુ અને વિદ્યા તરફ પ્રેમ વિનાનો હતો અને બાવાસાધુઓમાં રખડયા કરતો હતો. એમ કહેવાય છે કે એનું સગપણ ૧૧ મે વર્ષે કરવામાં આવેલું, જે પણ એના રખડુવેળાથી તોડી નાખવામાં આવેલું. પાછળથી કોઈ રઘુનાથરામની પુત્રી માણેકબાઈ નામની એક કન્યા સાથે સં. ૧૪૮૪ પહેલાં બચપણમાં એનાં લગ્ન થયાં. લગ્ન થયા પછી પણ એ ભાઇને ત્યાં જ રહેતો ભણવામાં કે કમાવામાં એનું જરાપણ ચિત્ત નહોતું, તેથી એને જોકે ભાઇ ખાસ કાંઈ ન કહેતા, પણ ભાભી તરફથી મહેણાં સાંભળવાં પડતાં. "શામળદાસના વિવાહ"ના આરંભમાં ભાભી તરફનાં મહેણાંનો એણે ઉલ્લેખ કર્યો છે; હારમાળાના આરંભમાં પણ એવો ઉલ્લેખ મળે છે:

"મરમ વચન કહ્યાં મુજને ભાભીએ તે મારા મનમાં રહ્યાં વલૂધી;
શિવજી આગળ જઇ એક મનોરથ, સ્તુત્ય કીધી દિવસ સાત સુધી."[1]

નરસિંહ રખડયા કરતો કે નહિ, એ વસ્તુ ઉપર "હારમાળા"-ના આરંભના પદથી કાંઇક પ્રકાશ પડે છે:

"બાઇ મુહુનિ હરિ જોવાની ટેવ પરી, માહારા નાથનિ ન મૂકૂં એક ઘડી.
વેધલૂં મન અલગું ન રિહિ : [એહની] હરજીશૂં પ્રીત્ય જડી.
આખા દાઢાનો રલી ખપી આવ્યો : [માહરી] ભાભીઇ મૂક્યૂં ન પાણી.
મિ જાણ્યૂ, ધ્રુવ તણી પિરિ કરૂ, ભાભી નહીં, ગોરાણી;
નામાનૂં છાપરૂં છાહિ આપ્યૂં; કબીરાની અવિચલ વાણી.
તે પાંઈ નાં હૂં હએસ ભલેગ : છબીલુજી મૂકશિ પાણી."[2]

ભાભી ઉપરાંત ભાઈ તરફથી પણ ઠપકો મળ્યાનું એક પદમાં પ્રાપ્ત થાય છે; એ સાથે એના તપ આદરવાના દિવસનું પણ

---

૧. ન કા. સં પૃ. ૭૫

૨. હારસમેનાં પદ અને હારમાળા (કે. કા. શાસ્ત્રી), પૃ ૩૩

એમાંથી સૂચન મળે છે; વર્ષ કયું એ આપણે જોઈ નથી મેળવી શકતા :

"ભાઈ ભોજાઈકે રીસ જ કીધી : નરસિંહાની કેહી પિરિ ?
રીસાવ્યો ગયો વનમાં; ત્યહાં સેવા સાચી શિવની કરી.
ચૈત્ર સુદિ સપ્તમી સોમવાર નરસિંહ મન્ય કીધુ વ્યચાર;
તપ માંડયૂં મહા ઉગ્ર મોટ્ટું; હું રહ્યો [નિરંતર] વન મોઝારિ.'[1]

[ગણિત કરવાથી 'ચૈત્ર સુદિ સપ્તમિ સોમવાર" સં. ૧૪૮૪ માં આવે છે તે વખતે સંભવ છે કે એની ૧૪-૧૫ થી વધુ ઉમર નહિ હોય.]

આ આખા પ્રસંગે એના જીવનમાં જબર પલટો આણ્યો છે, એ હકીકત ઉપરના જ પદના ઉત્તર ભાગમાં નીચે મુજબ પ્રાપ્ત થાય છે:

'ગોપેશ્વરિં કહ્યૂં સ્વપ્ન માંહિ: 'માગાં તે આપૂં તૂંહનિં.'
મિં માગ્યૂં : '[જયે] સ્વામી, તમનિં વાહલૂં, તે ક્રિપા કરીનિં દીજિ મુને'
ભોલા ચક્રવર્ત્ય પ્રસન્ન હૂઆ નિ આવી મસ્તકચ દીજિ હાથ;
સોલ સહસ્ર ગોપીવૃન્દ રમતાં રાસ દેખાડયો વૈકુંઠનાથ.
હિત જાણી પોતાના માટિ મહાદેવ બોલ્યા વચન તે વારિ:
'નરસિંઆ, તૂં લીલા ગાજે, યે કીધી કૃષ્ણ-અવતાર."[2]

બેશક, "શામળદાસના વિવાહ"ના આરંભના પદમાં "હરજીએ ધરી, દીન જાણી કરી, પ્રગટ દરશણ દીધું શૂલપાણી,"[3] એમ પ્રકટ દર્શન આપ્યાનો નરસિંહના વચનમાં નિર્દેશ છે. ત્યાંનાં પાંચે પદમાં નરસિંહે પ્રકટ દર્શન કર્યાં એવો ધ્વનિ છે, પણ છઠ્ઠા પદમાં ઉપરની જ મતલબ પાછી વ્યક્ત થાય છે, જે પૂર્વે પાંચમા પદને અંતે એમ છતાં એ જ મતલબનું સમર્થન મળે જ છે; જેવું કે:

"મુહૂર્ત એકમાં ભૂતલ આવીયો, ભાભી આગ્યાં નરસહીયો જાણી' [4]

ભાભીનો ઉપકાર માનતાં નરસિંહે "સ્વપ્ન"ની વિગત આપી છે એ ૬ઠ્ઠું પદ આ પ્રમાણે છે:

"ધન્ય ભાભી તમે ધન્ય માતાપિતા, કષ્ટ જાણી મને દયા રે કીધી;
તમારી કૃપા થકી હરિહર ભેટિયા, કૃષ્ણજીએ મારી સાર લીધી.

---

૧. એજન, પૃ. ૩૪-૩૫ ૨. એજન, પૃ. ૩૫
૩. ન. કા. સં, પૃ. ૭૫ ૪ એજન, પૃ. ૭૭

સ્તુતિ કીધી ઘણી સમરિયા શ્રીહરિ, ગૃહસ્થના ધરમ મરમ આણી;
મંદિર લીધું જહાં નાત છે નાગરી, સુખદુઃખ કરમચા ભોગ જાણી.
લક્ષ્મીનાથની નિત્ય સેવા કરું, સાધુના સાથ જહાં આવે ધાઈ;
આણી દયા મન ભાવશું વીનવું, લેય પ્રસાદ કીરતન ગાઈ.
પુષ્પ આપ્યું હુંને નાથ લક્ષ્મી તણે, સાચું સુપન મેં'હે દ્રષ્ટ દીઠું.
લક્ષ સેવા તણાં નામ કીરતન કરો, નરસહીંયાને મન લાગ્યું મીઠું."[1]

નરસિંહના જીવનમાં અસાધારણ પલટો અને કવિત્વની સ્ફૂર્તિ આપણને એણે આપેલાં ઉપરનાં વચનોમાં થયેલી જણાય છે. અહીં જેવો "સ્વપ્ન" શબ્દનો પ્રયોગ કર્યો છે તેવો જ "દિવ્યચક્ષુ" શબ્દનો પ્રયોગ પણ એણે કર્યો પ્રાપ્ત થાય છે :

"અનાથ હુંને સનાથ કીધો પાર્વતીને નાથ;
દિવ્યચક્ષુ આપ્યાં મુજને, મસ્તક મેલ્યો હાથ." [2]

ઉપરનાં પદોમાં જણાવ્યા મુજબ "ગોપનાથ" મહાદેવના પ્રસંગ પછી એ ઘેર આવ્યો ત્યારપછીથી એણે સ્વતંત્ર ઘર લઇ રહેવાની શરૂઆત કરી. એ પ્રભુનાં સેવન અને ભજનમાં જ મસ્ત રહે છે; સાધુઓનો સત્સંગ કરે છે. એને ગુજરાન ચલાવવાના ય સાંસા છે, પણ પ્રભુમાં દૃઢ શ્રદ્ધા હોવાને કારણે એ જેમતેમ કરી દહાડા પસાર કરે છે :

"હરિગુણ ગાય ને ન મળે ખાવા તાંહાં, હરિની ઇચ્છા તો સંતોષ લાવી,
કરમચા ભોગ દેહે ભોગવે છૂટકો, નીપજે સરવથા હોય ભાવી.
ઘેર દારા એક સુંદર સાધવી, હરિઅંશ તો એને અધિક વાહાલો;
નહીં કાંઈ વેગ વિચાર મનમાં ધરે, ન લહે પરપંચ સ્ત્રીનો ચાળો.
એક છે પુત્ર ને એક પુત્રી થઈ." [3]

નરસિંહ જૂનાગઢમાં ક્યારે આવી વસ્યો, એ વસ્તુ એના એક પણ પદમાં સ્ફુટ નથી. એક અજ્ઞાત કવિ જણાવે છે તેમ "બાર વરસનો બાળક એહ, બુદ્ધિ પ્રકાશ થઈ છે જેહ"[4] એવો નરસિંહ

---

૧. એજન. પૃ. ૭૭ ૨. એજન, પૃ. ૧૪૧
૩. એજન. પૃ. ૭૭–૭૮
૪. ન મ. નું આખ્યાન, પૃ. ૮ અને ૧૦

મહેતો "તળાજાના લોક સમસ્ત આવી વસ્યા જૂનાગઢ માંહ્ય", એ સૌની સાથે જ આવી વસ્યો. નરસિંહ મહેતો જૂનાગઢમાં રહેવા આવ્યો ત્યારે ભાઈભાભી પણ આવેલાં કે નહિ, એ વિશે આપણી પાસે કોઈ પણ પુરાવો નથી.

હવે જૂનાગઢમાં આવ્યા પછી નરસિંહ મહેતાએ, જે પ્રમાણે નાની વયે તળાજામાં ભગવદ્‌ભજનમાં અને સાધુઓના સમાગમમાં દિવસો વ્યતીત કરવાનું રાખેલું તે જ પ્રમાણે અહીં પણ એ જ પ્રવૃત્તિ આદરી. એના ઇષ્ટદેવ શ્રીદામોદરજી સુવર્ણરેખાના કાંઠા ઉપર દામોદરકુંડને મથાળે એક શિખરબંધ મંદિરમાં બિરાજતા હતા (આ મંદિર જૂનાગઢના ચૂડાસમા રા'મહીપાળે સં. ૧૪૬૯–૭૩માં બંધાવ્યાનો શિલાલેખ મળે છે.) તેમાં નિત્ય દર્શને જવાનું એને નીમ હતું. દામોદરકુંડમાં નિત્ય નાહવા જવાનું વર્ણન "ગિરિ તળાટી ને કુંડ દામોદર ત્યાં મહેતાજી નાહવા જાય" એ પદમાં સુપ્રસિદ્ધ છે. આ પ્રમાણે એનું જીવન નચિંત દશામાં પ્રવર્તતું હતું. એના આવા વૈષ્ણવી વર્તનથી નાગરજ્ઞાતિમાં એની ખૂબ હાંસી થતી હતી. એક પ્રસંગમાં તો એ ભજન કરવાને ઢેઢવાડામાં ગયો હતો, ત્યાંથી પાછો ફરતાં—

"ઘેર પધાર્યા હરિજશ ગાતા, વા'ના તાલ ને શંખ મૃદંગ,
હસિ હસિ નાગર તાળિયો લે છે, આ શા રે બ્રાહ્મણના ઢંગ
મૌન ગ્રહીને મેહેતાજી ચાલ્યા, અધરધરાને શો ઉત્તર દેઉં.
જાગ્યા લોક નરનારી પૂછે, મેહેતાજી તમે એવા શું?
નાત ન જાણો ને જાત ન જાણો, ન જાણો કાંઈ વિવેક વિચાર,
કર જોડીને કહે નરસૈયો, વૈષ્ણવ તણો મને છે આધાર."[1]

જેનો વધુ જવાબ ભક્ત આપે છે:

"એવા રે અમો એવા રે એવા, તમે કહો છો વળી તેવા રે,
ભક્તિ કરતાં જો ભ્રષ્ટ કહેશો તો કરશું દામોદરની સેવા રે.

1. ન. મ. કા. સંગ્રહ, પૃ. ૪૯૦–૭૧

× × × ×

સઘળા સાથમાં હું એક ભુંડો, ભુંડાથી વળી ભુંડો રે,
તમારે મન માને તે કહેજો, સ્નેહ લાગ્યો છે મને ઊંડો રે."[1]

નરસિંહની અનેક રીતની પજવણી ટીખળી નાગરો તરફથી થતી હતી. એક વાર –

"નાગરી નાતના નેષ્ટ નાગર હુતા, તીરથવાસીયે પુછું તેહને,
કોઇ હુંડી લિખે દ્વારકા નગરની, ચાલો ભાઈઓ જઈ દ્વાર તેહને.
તે તો બોલિયા ઠગ કરી ભક્તવત્સલ હરી, કોટિધ્વજ નારસૈયો કાહાવે,
આડત ચાલે ઘણી, શેઠ સમરથ ધણી, એ પેલું ઘર કીરતન ગાવે.
તે તો હરખીને ચાલીઆ, ધાઈ મંદિર ગયા, વેરાગીઓ મલીને ટોલી.
તિલક છાપાં કરયાં, હરિમંદિરમાં ધરયાં, કૃષ્ણકીરતન માંહે રહ્યા ઝકોલી.
નીચા મંદિર ને નિપટ જુનાં ઘણાં, નહીં દ્વારે રીધસિધ ઘર માંહિ.
ચોપડા નહિ, નાણાવટી કોથળી, એકલા મેહેતાજી ગુણ હરિના ગાહિ.
× × × ×
તીરથવાસી તિહાં હરખીને બોલીયા, અમારે શ્રીદ્વારકાં નગર જાવું,
નાહવું છે શ્રીગોમતી, નીરખવા શ્રીજદુપતિ, રાય રણછોડને ચરણે ધાવું.
અમે આવીયા તમ ભણી, ગરથ લીજે ગણી, રૂપૈયા સાતસેંહે એક થોકે.
હુંડિઆમણ ઘટે તે લ્યો રોકડું, દેયે પત્ર વાંચીને રોકે,
હુંડિઆમણ તો નામ છે હરિ તણું, કરવું કારજ તહમો સંત જાણી."[2]

નરસિંહ મહેતો તીર્થવાસીઓને દ્વારકાના શામળશાહ શેઠ જોગ રૂ ૭૦૦)ની હૂંડી લખી આપે છે, અને—

"તીરથવાસીયો પોહોતા છે પુરીમાં, દ્વારકા નગર સુખધામ ભાળ્યું,
નાહ્યા છે ગોમતી, નિરખ્યા છે શ્રીજદુપતિ, રાય રણછોડને ચરણે ધાયું.
લીધો પ્રસાદ નેં મન માંહે હરખીયા, ચાલો જઈ બસીયે મધ્ય ચોહોટ.
શામલશાહની પેહેડીયે ભેટીયે, ધન ઘડી આપણું ભાગ્ય મોહોટું,
ચોકમાં જોઇ નાણાવટી કોથળી, એક વણીકને પુછું તેડી :
નારસૈહે નાગરે ગઢ થકી મોકલ્યા, શામલશાહની કોણ પેહેડી"[3]

---

૧. એજન પૃ., ૪૭૧

૨. ગુજરાતી : દીવાળી અંક, ૧૯૨૭, પૃ. ૧

૩ એજન, પૃ. ૨

પણ ત્યાં નથી કોઈ શામળશાહ કે નથી કોઈ એવી પેઢી. તીર્થવાસીઓ ગભરાય છે, ક્યાંય પત્તો ન લાગતાં નિરાશ થઈ જૂનાગઢ તરફ વળે છે. ત્યાં તો—

"વણિક થયો વિઠલો, શેઠ શોભે ભલો × × ×
× × × સનમુખ શેઠને રહ્યા નિહાલે'
× × ×
કુણ ભાઇઓ તહ્મો શામલશા અહ્મો, અમ સરખૂ કાંઈ કેહેજો જાણી,
ધાઇ ચરણે નમ્યા, શેઠ સાથે મલ્યા, ધન મમ ભાગ તે ચાલી આવ્યા.
નરસૈહે નાગરે ગઢ થકી મોકલ્યા, પત્ર હુંડીનું લિખાવી લાવ્યા.
× × × ×
શેઠ સમરથ ધણી અધિક આપ્યા ગણી, માંડીની વારતા સરવે કીધી,
નારસૈહો ફૂલિયો, અતિ રસ ઝુલિયો, આપ્યો પરસાદ ને માલા દીધી."[1]

નરસિંહ મહેતાની હૂંડીને લગતાં ૮+૨=૧૦ પદો મળે છે તેમાં એણે આખો પ્રસંગ વિસ્તારથી આપ્યો છે. મુખ્ય આઠ પદ એના પ્રિય ઝૂલણામાં છે, જે એનાં ઇતર કાવ્યોથી જુદાં પડે એવાં નથી. આપણને એ પ્રસંગના સત્યાસત્ય તરફ જોવાની જરૂર નથી. એણે જ એના જીવનના એક પ્રસંગની હકીકત વર્ણવી છે તે આ છે. આ આખો પ્રસંગ એના ભક્તત્વની પ્રતીતિ કરાવે એવો છે. ખુદ પરમાત્મા ન આવ્યા હોય અને કોઈ દ્વારકાવાસી શેઠે જ ભક્ત નરસિંહની અવજ્ઞા ન થવા હૂંડીનાં નાણાં ભરી દીધાં હોય. એમાં કોઈ આશ્ચર્યની વાત નથી. આજે પણ મોટાં તીર્થોમાં અનેક માલદાર અને ગરીબો તરફથી નામ વિના જ ભેટો આવ્યા કરે છે, એ તદ્દન જાણીતી વાત છે.

નરસિંહ મહેતાની હૂંડીનો પ્રસંગ સં. ૧૫૦૬ લગભગમાં બન્યો સંભવે છે. એના પિતાના એક શ્રાદ્ધ વખતે પણ એનું કાર્ય એવી જ અચિંત્ય રીતે પાર પડ્યું કહેવાય છે. નરસિંહની વાણીમાં આ

1. એજન, ૫–૨

શ્રીરણછોડરાયના એક ઉત્સવ ઉપર શ્રીનરસિંહ મહેતાએ હાજરી આપી હતી, જેમાં નરસિંહે આખી રાત્રિ કીર્તનમાં મસ્ત થઈ ગાળી હતી, જેમાં નરસિંહને તૃષા લાગતાં પાણી માગ્યું ત્યારે સખી રતનબાઇએ આવી પાણી પાયું હતું. (આ રતનબાઇ નરસિંહ મહેતાની ચાર ભક્ત સખીઓમાંની એક હતી.) આ પાણી ખુદ ભગવાન રતનબાઇરૂપે આપી પાઇ ગયા, એવી પ્રતીતિ ભક્ત નરસિંહને થઈ હતી, જે એણે એ પ્રસંગને ચાર પદોમાં ગાઈ છે; જેમકે—

"આ જોને કોઈ ઉભી રે, આળસ મોડે,
બાંયે બાજુબંધ બેરખા પુંચી, મનહું મોહ્યું છે એને મોઢે.
ઝાંઝર ઝમકે ને વિછુવા ઠમકે, હિંડે છે વાંક અંબોડે.
સોવણ ઝારી તે અતિ રે સમારી, માંહી નીર ગંગોદક તોલે
નરસૈંયાને પાણી પાવાને કારણ, હરિજી પધારયા કોડે."[1]

"હરિ આવ્યા છે નારીના વેશે રે, એને કોઇ જુવો રે.
શિવ બ્રહ્મા જેનું ધ્યાન ધરે છે, તેને જોઇ જોઇ દુઃખડાં ખુવો રે.
બંધવ એનો તત્ક્ષણે ઊઠયો, આવ્યો મંદિર જાણી રે.
રતનબાઇ ઘણું વ્યાકુળ ફરે છે, તમે લ્યોને મેહેતા જળપાણી રે."[2]

ઉપરની કડીઓ આ પ્રસંગનો ચિતાર આપે છે. ભક્તનું ભક્તહૃદય કહો કે કવિની પ્રતિભા કહો, એક નવી જ સૃષ્ટિમાં આપણને ઘસડી તન્મય બનાવવામાં એ પૂરતી સફળતા મેળવી ચૂકી છે.

આ બે પ્રસંગ પછી એના જીવનનો ત્રીજો પ્રસંગ તે પુત્રી કુંવરબાઇના સીમંત પ્રસંગે મામેરાનો પ્રસગ પણ એવી રીતે અચિંત્ય રીતે પાર પડે છે તે. નરસિંહે આ વિશે પણ લખ્યું છે, જે વિશેનાં પદ સ્વતંત્ર તેમ હારમાળાની જૂની વાચનામાંથી પણ મળે છે. સં. ૧૭૦૮માં વિશ્વનાથ જાનીએ "મોસાળુ" લખ્યું છે તેમાં માંગરોળ ગામ અને કુંવરબાઇનો સુંદરજી સસરો એમ લખવામાં આવેલું છે;

---

૧ એજન. પૃ. ૪૫૮ ૨. એજન. પૃ. ૪૫૯

હારમાળાની સં. ૧૭૩૩ની પ્રતમાં પૂર્વરંગનાં પદોમાં "મામેરાં"નાં પદ છે તેમાં નરસિંહનાં નથી તેવાં પદોમાં ઊનાનો[1] નિર્દેશ છે. 'મામેરાં"નાં નરસિંહનાં પદોમાં ગામ વિશે કાંઇ કહ્યું નથી. એ પ્રસંગ ઊનામાં બને તો જેટલી સંભાવના છે તેટલી જ માંગરોળની પણ છે. "હારમાળા"ના પૂર્વરંગના એક પદમાં તો નરસિંહને પણ ઊનાનો કહ્યો છે, જે શક્ય નથી. આવી કોઈ ભ્રાંતિથી કુંવરબાઈનું સાસરું પણ ઊનામાં મનાઈ ગયું હોય! વિક્રમના સત્તરમી સદીના અચગાળાનો વિષ્ણુદાસ તો સાસરાનું ગામ "વિજયનગર" કહે છે, જે અજ્ઞાત જ વસ્તુ છે.[2] વિશ્વનાથ જાનીનું વિધાન ખાસ અવિશ્વનીય લાગતું નથી; સબબ કે નરસિંહનો કાકો પર્વત માંગરોળમાં જ રહેતો હતો, એટલે કુંવરબાઇને માંગરોળમાં અનુકૂળતા રહે એ ખાતર ત્યાં વરાવી હોય. છતાં આ વિષયમાં કાંઈ પણ ચોક્કસ વિધાન, જૂના પુરાવાને અભાવે કરી શકાય એમ નથી.

"શામળદાસના વિવાહ"માં 'મામેરા" વિશે નીચે મુજબ નિર્દેશ છે:

"એક છે પુત્ર ને એક પુત્રી થઇ, તેનું મામેરું પૂર્યું" શ્રીલક્ષ્મીનાથે." [3]

આ પુત્રીનું નામ "કુંવર" હતું, એ "એક પુત્રી તેનું નામ તે કુંવરી"[4] એ પ્રસંગે નરસિંહે જણાવ્યું છે. નરસિંહે એ પ્રસંગે નાગરો તરફથી અગવડ વેઠી છે, એ વાત "મામેરા"ને લગતાં એનાં જ પદોમાં આપણને મળે છે:

---

૧. પ્રેમાનંદે ઊના સ્વીકાર્યું છે. કુંવરબાઇના વંશના એક રામપ્રસાદ ઓઝા અત્યારે ઊનામા છે. એ ઓઝા કુટુંબ હતું. કુંવરબાઇના સસરાનું નામ શ્રીરંગ મહેતો અને પતિનું નામ વકરાજ હતું. જુઓ ત્રીકમદાસનાં કાવ્ય, પ્રસ્તાવના, પૃ. ૧૬.

૨. કવિ વિષ્ણુદાસકૃત, મામેરું: પૃ. ૯૩

૩. ન મ. કા. સંગ્રહ, પૃ ૮૮ ૪. એજન, પૃ. ૭૯

"કોણે કહ્યો કપટી, કોણે કહ્યો કામી, કોણે કહ્યો તાલકૂટિઓ રે આવ્યો.
આપવા મૂકવા નહિં કાંઇ એહને, કોહો રે મામિરૂં શૂં રે લાવ્યો ?

ગોપાલજી ! તમચી ભક્તિ છિ દોહલી, પણ દાસનિ સદા સોહલી—ધ્રુવ.
તિણિ સમિં પુત્રીઇ વચન એહવૂં કહ્યું : સભા માંહિ બેઠા શૂં તાલ વાયે ?
સાસરા માહરાં માંહિ મિહિણૂં દિ છે, તે વચન મિ ખમ્યાં ન જાયે.
ચંગ નિ તાલ અહસ્યો દેહ સાથિ મૂકશૂં, ધરણી આકાશ યવારિ એક થાશિ.
લોકડાં બોલશિ તે પણ સહીશિ, કૃષ્ણજીનું ભજન કયમ મેહલ્યૂં જાશિ ?
તિણિ સમિં વહેવાઈઇ હાસ્ય એહવૂં કરયૂં, મેહલ્યૂં ઉષ્ણોદક ત્યારિ પાણી.
સાત્ય દિવસ જ્યેહની સેવા કરાં છાં, સમણ આપશિ તે રે આણી.
ચૈત્ર સુદિ દ્વાદશી મેઘઘટા ચઢી, ગડગડીને કૂંડી માહિ વૂઠ્ઠુ,
સમણ ધાતી જ્યેહવો નરસિંહો સૂઝ્યુ, તેહવો સમસ્ત વૈષ્ણવનિ તૂઠો."૧

ઊના પાણીમાં મેઘથી આવેલા સમોવણને જાદૂ માનનારા નાગરભાઈઓએ જ નહિ, વેવાઈએ પણ એની પજવણી કરી, એ વિશે નરસિંહે જણાવ્યું છે કે—

"ત્યવારિં નાગરે મ્યલીનિં ઠીગ જ માંડી : કોહો તો એ કપટીનિં સાહીઇ.
કેટલાએક માંહિથી ઈણી પિરેં બોલ્યા : લ્યો તો એહનિં વાહીઇ.
દેવા તોરડા સહજ એશા, જો મન માને તો હરિ આપ જિયસા—ધ્રુવ
કેટલાએક મ્યલી વાત એહની કરિ; દુષ્ટ બોલિ મુક્ય અસત વાણી :
'કામણ મોહણ છિ કાંઈ એહ કનિ, મંત્રનિ બિલિ અણાવ્યૂં પાણી;

× × ×

તિણિ સમિ વહેવાઇઈ વિચાર જ કીધો, ટીપ આપી આણી ત્યહારે માંડી.

× × ×

તિણિ સમિ જમાઇઇ વાત એહ ા કહી : તાહરી દીકયરીની સહૂઇ ઠીક માંડી.
સેહિસ બિ સેહિસ આપૂં અછીના વૂંનિં, સાત્ય માંહિં પહરો જાનાં છાંડી."

એ સૌને નરસિંહ જવાબ આપે છે—

---

૧. હારસમેનાં પદ અને હારમાળા, પૃ. ૫૧. આ પદ વિશ્વનાથ જાનીએ પણ લીધું છે; ન. મ. આખ્યાન, પૃ. ૬૦–૬૧

"દીકચરીનૂં હ્યે તે કુમ્ભીપાકે જાઇ; ચાલવૂં હલાહલ કૂણ ખાયે ?
કૃષ્ણ સરખો છે માહરે સખાઇઓ : માહમિરૂં કીધા વિના નહિ રે જાયે."[1]

અને નરસિંહને તો દૃઢ શ્રદ્ધા છે કે એનું કાર્ય સરી જ જશે, અને–

"ચૈત્ર સુદિ ત્રયોદશી દિવસ સીમન્ત તણો, છાબ માંહિં મહારાજ બિઠો.
નાગર સઘલા દ્વેષ કરતા હૂતા, તેણે પણ ચતુર્ભુજ–રૂપ દીઠો.
હેવા, ભક્તવચ્છલ સદા બરદ છે સાચૂં, અવરિ કો દેવનિં હૂં ન જવાચૂ–મુજ
સાડલાના બૂકચા સહૂ લેઇ જાએ, તેહનિં ઊલટ અંગે [હવમે] ન માયે.
એ તો એક અદ્ભુત હોયે અવતારિં; એહની વાત કોણિ ન થાઇ.
તિણિ સમિં પુત્રીનિં વચન એવૂં કહ્યું : 'રખે બાઈ ! કાંઈ મનોરથ રખાયે.
'નણંદની નાણદ્રી નામ નાહની બાઇ, કાપડૂં આપો તો વારુ થાયે.
આપનારો હૂતો તે આપી મૂકી ચાલિઓ, હવિં ગિહિલી ! કાંઇ ન થાયે.
તુલસી ચરણોદક આઝાં છિ માહરિ, તે લેવા તણી ખાત્ય થાયે.'
કીધૂં માહમિરૂં નિ આરત્ય ભાગી, સહૂ કોણે વિશ્વરૂપ દીઠો.
નરસિંઆનિં જ્યેહવૂં કીધૂં માહમિરૂં, તેહવો સામસ્ત વૈષ્ણવને ત્રૂઠો."[2]

આ જ પ્રસંગે નરસિંહે ભક્તની આર્તિના વિદારક ભગવાનની ભક્તની મનઃકામના પૂર્ણ કરવાની ધાલાવેલી વિશેનું જે પદ ગાયું છે તે સુપ્રસિદ્ધ છે : "ઊધડકી ઊઠિયો વેગિ વૈકુંઠપતિ."

આ પ્રમાણે બધાંની આંખો અંજાઈ જાય છે, તે પ્રમાણે નરસિંહની પુત્રીના મામેરાનો પ્રસંગ ઊકલે છે. "મામેરા"નાં છૂટાંછવાયાં પદો ઉપરથી આ પ્રસંગ આપણે મેળવી શકિયે છિયે, જેમાં ઘણી અપૂર્ણતા રહી જાય છે. સંપૂર્ણ પ્રસંગ તો "શામળદાસના વિવાહ'ને મળે છે. ૩૪ પદોમાં નરસિંહે આ પ્રસંગ વિસ્તારથી ગાયો છે. શામળદાસના જન્મ પછી હૂંડી અને મામેરાના પ્રસંગ તો વીત્યા; પુત્રની વિવાહ જેવડી ઉમર થઈ. બાર વર્ષે તો લગ્ન થઈ જવાં જ જોઇયે. ભક્તને તો ખાતરી જ હતી કે—

"સુત તણું નામ તે દાસ સામળ ધર્યું વિવાહમાં કૃષ્ણજી રહેશે સાથે."[3]

---

૧. હાર. સમે., હા. મા. પૃ. ૫૧–૫૨

૨. એજન, પૃ. ૫૪–૫૫ ૩. ન મ કાવ્યસંગ્રહ, પૃ. ૭૮

પણ—

"ઘેર અબળા તેનું નામ માણેક વહે, પુત્રી કુંવરબાઇ કહી બોલે;
સામળદાસ છે નામ કુંવર તણું. જોડ જોતાં કોઇ ન આવે તોલે."૧

એવા ભાઇબહેનમાંના સુંદર ફૂટડા કુંવરનાં લગ્નના હિંદુસંસારમાં ઊછરેલી માતાને કોડ ન થાય ? પણ નિર્ધન, શું કરવું ?

"દ.દશ વરસ વીતી ગયાં કુંવરને, કામની આવીને ઊભી પાસે:
આપણું ઘર તો આદિ મોટું ઘણું, નિરધન વિવાહ તે કેમ થાશે ?"૨

પણ ભક્ત નરસિંહ તો નચિંત છે :

"દુખ મ કર કામની, વાત સુણ ભામિની, પૂરશે મનોરથ કૃષ્ણ કામી;
ધ્યાન ધર કૃષ્ણનું રાખ મન કૃષ્ણ શું, સાર કરશે નરસહીંયાચો સ્વામી."૩

નરસિંહના સમયમાં ગીરમાં આવેલા વડનગર-આનંદપુરમાં નહિ, પણ ઉત્તર ગુજરાતમાં આવેલા સુપ્રસિદ્ધ વડનગરમાં મદન મહેતો કરી નાગરગૃહસ્થ રહેતો હતો, જે "અધિપતિ રાયનો કહાવે નામી" આ વખતે વડનગરમાં કોનું રાજ્ય હતું. એ સમજાતું નથી; પણ નરસિંહ જ ગોરના શબ્દોમાં જણાવે છે કે—

"મદન મેહેતો વડનગરમાંહે વસે, વજીર છે રાયના સુણોરે વાત."૪

એને ત્યાં આઠ વર્ષની પુત્રી થતાં વરની શોધને માટે જુદાં જુદાં શહેરોમાં પોતાના ગોર દીક્ષિતને મોકલ્યો; પ્રથમ મદન મહેતાએ "જીરણધડ તમે જાઓ ચાલી"૫ એમ કહી વિદાય કર્યો. ગોરે જૂનાગઢ આવી અનેક નાગરમાં ઘર તપાસ્યાં, અનેક સુરતિયા જોયા, પણ કોઈ નજરમાં આવ્યો નહિ. અને

"ધનવંત ત્યાંહાં કુલાચાર દેખે નહીં, નિરધન તે કુલવંત કહાવે.
સામુદ્રિક પણ નહીં તે પુરુષમાં, કોહોજી દીક્ષિત મન કેમ આવે.
પાછા વળી તતખર થયા ચાલવા, બેસવા વાહન સર્જ્જ કીધું.
નષ્ટ ત્યાંહાં નાગરી ક્રીધી ત્યાંહાં ઠેકડી, નરસહીંયાંનું નામ પ્રસિદ્ધ લીધું."૬

---

૧. એજન, પૃ. ૮૧ ૨. એજન, પૃ. ૭૮ ૩. એજન, પૃ. ૭૮
૪. એજન, પૃ. ૮૦ ૫. એજન, પૃ. ૭૮ ૬. એજન, પૃ. ૭૯

દીક્ષિતને ગળે વાત ઊતરી ગઈ; એણે નરસિંહ મહેતાનું ઘર ખોળી કાઢ્યું અને ભકતના સ્વરૂપને જોયું. એણે "મહેતા તણી ભક્તિ જાણી," સામુદ્રિક લક્ષણો જોઈ શામળદાસને ચાંદલો કર્યો અને નરસિંહે ફોફળ પાન "વેંહેચીને દીધાં." હવે ગોર વડનગર પહોંચ્યો અને સગપણની વાત કરી. સાંભળી મદનમહેતો અને એનાં મહેતી ઝાંખાં પડી ગયાં અને—

"વાત કેહેતાં નરનારી ધરણી ઢળ્યાં, સાંભળી ચટકો ચિત્ત લાગ્યો.
કાં રે હે દૈવ તેં દુઃખ અમને કર્યું, ગોર માબાપ થઈ કાં વો ઠાગો."[1]

પરંતુ ગોરે ખુલાસો આપી મન મનાવ્યું અને જાન જોડી લાવવાને કંકોતરી લખી ગોરને આપી વોળાવ્યો. લગ્નનો દિન—

"વઇશાખ સુદ દિન શુભ છે પંચમી, વાર ગુરુ લગ્ન નિરધાર કીધું."[2]

ભક્ત નરસિંહને તો ખાતરીજ હતી કે પ્રભુ બધું પાર ઉતારશે. પત્ની બિચારી સગાંવહાલાંનાં મોંમન કેમ રાખવાં એની ચિંતામાં પડી, પણ ભકતે એને ખુલાસો કરી આપ્યો:

"શેઠ મમ સામળો સરવથી છે ભલો, રાખ વિશ્વાસ તે દેશે આણી;
નરસહીંયો નાગર રંક છે બાપડો, કરશે સંભાળ પોતાનો જાણી."[3]

શ્રદ્ધાળુ ભકત દ્વારિકા ચાલી નીકળ્યો. અહીં એણે દ્વારકાપુરીનું કવિત્વભરેલું વર્ણન અને એનો પ્રભુએ કરેલો સત્કાર સુંદર વાણીમાં આપ્યો છે. એમાં એની કવિપ્રતિભા કહો કે દિવ્યચક્ષુ સુંદર રીતે પ્રવર્તી છે. એ પ્રતિભાબળે એ વચન લઈ આવે છે અને પછી સગાં વહાલાંને તેડી જાન સાબદી કરે છે. પ્રભુ એની સાથે છે:

"અંત્રીક્ષ મારગે પલકમાં પરવર્યા, રથ તણી ગર્જના સર્વે જાણી.
અવર બીજું કોઈ દ્રષ્ટે દેખે નહિ, નરસહીંયો નિરખે સારંગપાણી."[4]

અને—

"બાર દિવસ થયા જાનને ચાલતાં, આવી પહોંચી વડનગર પાસે."[5]

---

૧. એજન, પૃ. ૮૧ ૨. એજન, પૃ. ૮૭ ૩. એજન, પૃ. ૮૯
૪. એજન, પૃ. ૮૮ ૫. એજન, પૃ ૮૮

ધામધૂમથી, રાજશાહી ઠાઠથી ભક્તપુત્રનાં લગ્ન ઊકલે છે; મદન મહેતાનો ગર્વ ઊતરી જાય છે; લગ્નની પહેરામણી આપી જાન વેળાવે છે :

"વાગ્યાં નિશાન ને જાન ચાલી ત્યાંહાં, સ્વજન કુટુંબને વીદાય કીધાં.
ચાર જોજન લગી રાયજી આવીયા, મદન મેહેતે તાંહાં શીખ માગી."

અને—

"તેર દિવસ થયા પછી પૂરણ જાન જૂનાઘડ બાહાર આવી."[1]

નરસિંહે પોતાના જ શબ્દોમાં આ વિવાહપ્રસંગ સુંદર રીતે ગાયો છે. આપણને અવિશ્વાસનું કાંઈ કારણ નથી કે એના પુત્રનું લગ્ન પણ અચિંત્ય મદદે પાર ઊતર્યું. આમ—જ્યારે જ્યારે નરસિંહને ભીડ પડી ત્યારે ત્યારે એને અણધારી મદદ મળી છે. હૂંડી મામેરું અને વિવાહનાં કાવ્યોમાં આ વાત નરસિંહે ચમત્કારી રીતે વર્ણવી છે, જ્યાં સર્વત્ર પોતે એકલો જ ભગવાનનો સાક્ષાત્કાર કે સાચું સ્વપ્ન અનુભવવાનું જણાવે છે. એની શક્તિઓની આંકણીનો જબ્બર પ્રસંગ એના જીવન સાથે સંકળાયેલો છે, તે જૂનાગઢના રાજા માંડલિકના દરબારમાં નરસિંહના કંઠમાં દામોદર ભગવાને હાર પહેરાવ્યા વગેરેનો છે. એ સમયનાં પદ તે 'હારસમેનાં પદ" તરીકે જાહેર હતાં; પાછળથી પ્રેમાનંદના ઓખાહરણમાં જેમ પુષ્કળ ઘાલમેલ થઇ છે તે પ્રમાણે "હારસમેનાં પદો"માં પણ પુષ્કળ ઘાલમેલ થઈ મળે છે. મૂળ પ્રસંગનાં પદોને વ્યવસ્થિત કરી સૌથી પ્રથમ ૫૦ પદની માળામાં ગૂંથી જણાય છે, જે પછી ૬૫,

૧. એજન, પૃ ૯૨ આ આખા પ્રસંગમાં વડનગર અને જૂનાગઢ વચ્ચે બાર તેર દિવસનું અંતર લખ્યું છે. જૂનાગઢથી ઉત્તર ગુજરાતના વડનગરને સહેજે એટલા દિવસો લાગે; જ્યારે ગીરવિભાગના વડનગર=આનંદપુરને એક દિવસથી વધુ લાગે એમ નથી. એથી જ ગુજરાતનું વડનગર જ નરસિંહ જણાવે છે, એ ખુલ્લું છે. એ વખતે ત્યાં કોઈ રાજપૂતનું નાનું રાજ્ય હશે, જેનો મદન મહેતો "વજીર" હતો.

૭૬, ૮૪, ૧૦૮ પદની વગેરે અનેક માળાના રૂપમાં પાછળથી ૩૨૬ પદ જેટલે પહોંચી છે. કવિએ મૂળ હારપ્રસંગે જે પદ ગાયાં હશે તે નરસિંહની વાણીના અભ્યાસીઓ તારવી શકે એમ છે. આદિ અને અંતનાં પદ મળે છે;[૧] વચ્ચેનાં ક્યા ક્રમે હશે એ ન કહી શકાય. છતાં ક્યાં ગાયાં હશે અને ક્યાં નરસિંહની કૃતિ છે, એ મેળવી શકાય છે.[૨]

રા'માંડલિક વૈષ્ણવધર્મમાં પ્રેમવાળો હતો. એ સં. ૧૫૦૭માં જૂનાગઢની ગાદીએ આવ્યો. એણે પ્રથમના પંદર દિવસમાં જ એક શિલાલેખ કરી આપી એમાં અમુક દિવસ અમારી-ઘોષણા પ્રવર્તાવી હતી. એનું રાજ્ય સં. ૧૫૨૮ સુધી ચાલ્યું છે કે જ્યારે મહમૂદ બેગડાએ આવી એને હરાવી અમદાવાદ લઈ જઈ મુસલમાન બનાવ્યો, અને જૂનાગઢનું રાજ્ય ખાલસા કર્યું. કોઈના ચડાવ્યાથી સં. ૧૫૧૨માં રા'એ નરસિંહને પકડી મગાવ્યો અને એના ભક્તત્વની ખાતરી માટે, 'દામોદર ભગવાન આવી હાર આપી જાય તો તું સાચો' એવું કહી રોકી રાખ્યો. નરસિંહની જ વાણીમાં એ પ્રસંગ નીચે મુજબ મળે છે :

"દુરીજન લોક કહિ, નરસિંઓ લંપટી; વાધતી વાત રાજાયે જાણી.
દુષ્ટને વચન મંડલિક વિહ્‌વલ થયુ કિહિઃ લ્યાલો નરસિંઆનિં આંહાં તાણી.
શીઘ્ર સેવક નરસિંઆનિ લ્યાવિઆ. કિહિ મહિપાલ' તૂંનિં દાસ કરીઇ.
તાહરિ પ્રીત્ય દામોદરશૂં બ્યહૂ, માગી લિ હાર જયમ અહમ્યો લહીઇ.
તે માટિ કરૂં વીનતી, ત્રીકમા, પાલશો બરદ તો કાજ થાશિ.
ભણિ નરસિંઓઃ તૂં ભક્તવચ્છલ સદા. હઠ કરશો તો [મુઝ] પ્રાણ જાશિ."[૩]

---

૧. જુઓ "હારસમેનાં પદ અને હારમાળા" ઉપોદ્‌ઘાત, પૃ. ૩૦-૩૨

૨. બુદ્ધિપ્રકાશ વ. ૮૪ માં આ લેખક તરફથી ૨૯ પદ એવાં શોધાયેલાં છપાયાં છે (પૃ ૩૨૫ વગેરે). 'હારસમેનાં પદ' અને 'હારમાળા'ની બીજી આવૃત્તિમાં બધી જ વાચનાઓ આપવામાં આવી છે.

૩. હા. સમે. ને હા મા પૃ. ૫૭, ૩

પુષ્કળ સ્તુતિ કર્યા પછી દામોદર ભગવાને હાર પહેરાવ્યો અને નરસિંહે ગાયું કે—

'દામોદરે કીધી દયાઃ મુગટ સહિત મુનિ આપ્યો હાર.
બાજુબન્ધ બિહિરખા આપ્યા, ત્રિભુવન વરત્યો જેજેકાર.
રાજા, વું ગિહિલો થયો છાં ખડ્ગ લેઇનિ આવ્યો સંગ્ય,
જે વહાલાશું રંગભરિ રમતાં, તે ગોપાલજીઆં રાખ્યો રંગ.'' ૧

અને આ પ્રસંગ કયે દિવસે બન્યો એની નોંધ એક પદમાં સચવાઇ રહી છે. બધી હારમાળાઓની વાચનાઓમાં આ પદ પાઠભેદથી મળી આવે છે :

"સંવત પન્નર બારોતર, સપતમી અને સોમવાર રે;
માર્ગશીર્ષ-અજુઆલિ પખે [આ] નરસિંનિં આપ્યો હાર રે."૨

સં. ૧૫૧૨ના માગસર સુદિ ૭ને સોમવારે આ પ્રસંગ બન્યો છે. પાછળની પ્રતોમાં માસમાં ફેરફાર મળે છે, પણ નરસિંહના એક પદમાં મૃગશીર્ષ નક્ષત્ર આથમવા જાય છે એવો ઉલ્લેખ મળે છે, જે માગસર વિના ન સંભવી શકે :

"જાગ્યનાં જાદવા ! રાત્ય થોડી રહી,
મંડલિક રા મુનેં બીહુવરાવે
અરુણ ઉદિયો અને હરણુલી આથમી,
તૂંહને તોય કરુણા ન આવે."૩

નરસિંહના જીવનમાં અનેક અવનવા પ્રસંગ બન્યા લોકપરંપરાએ ઊતરી આવ્યા છે. અત્યાર સુધીના કવિઓમાં પહેલો નરસિંહ જ એવો મળે છે કે જેના ચરિત્રને વસ્તુ તરીકે સ્વીકારી એના જીવનના પ્રસંગોને ગોવિંદ, વિષ્ણુદાસ, કૃષ્ણદાસ, વિશ્વનાથ જાની, પ્રેમાનંદ, હરિદાસ વગેરેએ કાવ્ય રચ્યાં છે, જેમાં અનેક ચમત્કાર આપવામાં આવ્યા છે. શરૂઆતમાં ગણાવ્યા તેમાંના ચાર પ્રસંગનાં

૧. એજન, પૃ. ૭૦ ૨. એજન, પૃ. ૭૦
૩ બુદ્ધિપ્રકાશ, પુ. ૮૪ મું, પૃ. ૩૩૧ અને હા. સમે. ૫૬, પૃ ૨૫

નરસિંહે કાવ્ય લખ્યાં છે, તેમાં આવતી હકીકત એની પોતાની આપેલી છે. એ પ્રસંગોનું આલેખન એની કવિપ્રતિભાનું શ્રેષ્ઠ પ્રતિબિંબ છે. એનાં ચરિત્રાત્મક કાવ્યો સિવાયનાં એનાં કાવ્ય-સુદામાચરિત્ર, ચાતુરીઓ, રાસસહસ્રપદી, શૃંગારમાળા, વસંત-હિંડોળાનાં પદ, કૃષ્ણજન્મસમેનાં પદ, ઉપરાંત છૂટાંછવાયાં ભક્તિ-જ્ઞાન-વૈરાગ્યનાં પદ એની પ્રતિભાનો આબાદ નમૂનો છે.[1] કાવ્યની દૃષ્ટિએ એણે જે કાર્ય કરી બતાવ્યું છે તેની હરોળમાં ઊભવાને હજી સુધી એક પણ ગુજરાતી કવિ બહાર આવી શક્યો નથી; માત્ર એની સાથે સરખામણીમાં "દયારામ"ને મૂકી શકાય. નરસિંહે શૃંગારરસ પરા કોટિએ ગાયો છે. એના ઉપર એમાં "જયદેવ"ની ઊંડી છાપ છે. પોતે કૃષ્ણની ક્રીડાઓમાં સાથે હોવાનું કવિપ્રતિભાથી ચીતરે છે.

નરસિંહનું ઐતિહાસિક જીવનચરિત્ર જેટલું મળે છે તેનું સૂચન ઉપર કરવામાં આવ્યું છે, તે (૧) તળાજામાં જન્મ. (૨) માતા-પિતાનું બચપણમા ગુજરી જવું, (૩) ભાઇ-ભાભીને ત્યાં રહેવું, (૪) ૧૧ વર્ષની ઉમરે લગ્ન, (૫) પત્ની માણેકબાઇમાં કુંવર-બાઈ અને શામળદાસનો જન્મ, (૬) ઢેઢવાડાનો પ્રસંગ, (૭) કોઇની મશ્કરીનો ભોગ થતાં નરસિંહ હૂંડી લખી આપે છે તેનો દ્વારકામાં સ્વીકાર, (૮) કુંવરબાઇનો માંગરોળમાં મામેરાનો પ્રસંગ, (૯) કીર્તનમાં મસ્ત થયેલાને કોઇ જલ પાઇ ગયાનો પ્રસંગ, (૧૦) શામળદાસના વિવાહનો પ્રસંગ. અને (૧૧) હારનો પ્રસંગ. આ એનાં કાવ્યોમાંથી આપણે મેળવી શકિયે છિયે. સં. ૧૫૧૨ પછી આપણને એના વિષયમાં કશી માહિતી મળતી નથી. એ સં. ૧૫૩૬ આસ-

---

૧. એને નામે ચડેલાં 'ગોવિંદગમન' અને 'સુરતસંગ્રામ' પ્રેમાનંદાદિને નામે ચડાવેલાં બનાવટી કાવ્યોમાંનાં છે 'દાણલીલા' પણ એવી જ શંકાસ્પદ કૃતિ છે.

પાસમાં ગુજરી ગયો, એટલાં વર્ષ એણે જૂનાગઢમાં જ ગાળ્યાં કે અન્યત્ર એ વિશે સધ્ધર કશી માહિતી નથી મળતી.

એના જીવનમાં જ્ઞાતિબંધુઓનો ત્રાસ એણે સારી રીતે સહન કર્યો છે. મામેરા-હૂંડી-હારના પ્રસંગ વગેરેનાં મૂળમાં જ્ઞાતિબંધુઓનો હાથ એની વાણીમાં સ્પષ્ટ છે. એના જીવનમાં ઢેઢવાડામાં જવાનો પ્રસંગ ખાસ ધ્યાન ખેંચે છે, એ માટે એને જૂનાગઢના નાગરોએ જ્ઞાતિબહિષ્કૃત કર્યો કહેવાય છે. કદાચ આવાં કારણોએ એને જૂનાગઢ છોડાવ્યું પણ હોય. એનો કાકો પર્વત મહેતો માંગરોળમાં રહેતો હતો, વળી વિશ્વનાથ જાનીના જણાવ્યા પ્રમાણે કુંવરબાઈનું સાસરું પણ માંગરોળમાં હતું. તેથી કાકાને ત્યાં એ જઈ રહ્યો હોય. માંગરોળનું જનું સ્મશાન અત્યારે પણ "નરસિંહનું સ્મશાન" કહેવાય છે, એ જોતાં એનું જીવન માંગરોળમાં વીત્યું હોય તો એ સંભવી શકે એમ છે.

નરસિંહ મહેતાના જીવનના વિષયમાં શ્રદ્ધેય હકીકતોને અભાવે એના સમયનો નિશ્ચય કરવામાં પણ મતભેદ ઊભા થયા છે. નરસિંહ ભક્તિમાર્ગીય કવિ છે. એનાં કાવ્યોમાં વિશિષ્ટ પ્રકારની ભક્તિ અને વિશિષ્ટ પ્રકારનું વેદાંતજ્ઞાન પ્રાપ્ત થાય છે. એના ઉપર કોઈ સંપ્રદાયની છાપ હોવા કરતાં ભક્તિના વિષયમાં ભાગવતાદિ પુરાણોની અને જયદેવના "ગીતગોવિંદ"ની સ્પષ્ટ અસર છે; વેદાંત મત એ વલ્લભાચાર્યના શુદ્ધાદ્વૈત મતને લગતો સ્વીકારે છે; જેમ કે—

"વેદ તો એમ વદે શ્રુતિ સ્મૃતિ શાખ દે, કનક કુંડળ વિશે ભેદ ન્હોયે.
ઘાટ ઘડિયા પછી નામરૂપ જુજુઆ, અંતે તો હેમનું હેમ હોયે."[1]

શ્રીવલ્લભાચાર્યની સીધી અસર નરસિંહમાં ક્યાંય પણ નથી આવતી. ભક્તિસંપ્રદાયની એક પ્રણાલિકા ગુજરાત-સૌરાષ્ટ્રમાં કોઈ ચાલતી હશે, જેની સ્વતંત્ર અસર એના પર થઈ છે. "વિષ્ણુ-

---

૧. ન. કા. સં. પૃ ૪૮૫, ૪૮૬

સ્વામી"નો વૈષ્ણવ સંપ્રદાય જૂનો છે. એની અસર સૌરાષ્ટ્રમાં હતી કે નહિ એ જાણવામાં નથી. પણ એ સાથે તગ જૂનાગઢમાં જ દામોદર ભગવાનનું સુપ્રસિદ્ધ મંદિર ઉપરાંત પુષ્કળ વિષ્ણુમંદિરો સૌરાષ્ટ્રમાં આવેલાં હતાં. વળી નરસિંહ 'વિઠ્ઠલ' શબ્દનો પણ પ્રયોગ કરે છે, 'હારસમે'ના પ્રસંગમાં મરાઠી છાંટનું પદ ગાય છે. પોતાની છાપમાં 'ચા' પ્રત્યય પ્રયોજે છે, અભંગની સાથે મળી જાય તેવાં ઝૂલણાનાં હજારો પદ-પ્રભાતિયાં રચે છે, તે મરાઠી સંતો સાથેનો સંબંધ કહી શકે. એટલે વૈષ્ણવ ધર્મ એક પ્રકારનો હતો તો ખરો જ. સં. ૧૩૭૧ આસપાસ "સમરારાસુ"માં જૂનાગઢના વર્ણનમાં "દામોદરુ હરિ પંચમઉ"નો સ્પષ્ટ ઉલ્લેખ છે; એટલે એટલા જૂના સમયમા "દામોદર"નું મંદિર અને તેથી જ વૈષ્ણવ ધર્મનો એક પ્રકાર ત્યાં હોવાની પૂરતી શક્યતા છે.

નરસિંહનો સમય વૃદ્ધમાન્ય, ઉપર જણાવ્યા પ્રમાણે, સં. ૧૪૭૦–૧૫૩૬ સુધીનો છે. નરસિંહમાં ભક્તિની જ્વાળા ક્યાંથી ફૂટી, એ વિષયમાં ચર્ચા કરતાં ડૉ. આનંદશંકર બા. ધ્રુવે, ચૈતન્યાનુયાયી રૂપ ગોસ્વામીના 'વિદગ્ધમાધવ" (ર. સં. ૧૫૮૯)માં ગોપીશ્વર મહાદેવની આજ્ઞાથી નાટક-રચન થયાનો ઉલ્લેખ મળતાં અને એમાં રાધાની સખીઓનાં નામ મળે છે તેને મળતાં નામ નરસિંહની કૃતિઓમાં મળતાં હોવાથી નરસિંહે ગોપનાથ મહાદેવની કલ્પના અને તદનુકૂલ ભક્તિમાર્ગીય કાવ્યરચના કરી, એવી સંભાવના આપી.[1] એ ઉપરથી શ્રી. કનૈયાલાલ મુનશીએ ચર્ચા ઉપાડી.

શ્રી મુનશીએ પોતાની બધી દલીલોનો સાર નીચે મુજબ કાઢ્યો છે: "[૧] હાલ મળતી સામગ્રીઓ જોતાં નરસિંહ મહેતાના જીવનનું અન્વેષણક્ષેત્ર સં. ૧૪૭૦ અને સં. ૧૬૭૫ વચ્ચે મુકી શકાય.

---

૧. વસંત વર્ષ ૪, અંક ૭–૮

[૨] સં. ૧૪૭૦ થી ૧૬૦૦માં હસ્તીમાં આવેલો કોઈ પણ સમકાલીન પુરાવો નથી કે જ્યાં નરસિંહના જીવન અને કવન વીશે પરોક્ષ પણ ઉલ્લેખ હોય, અને બધી જ સામગ્રી એની અસરથી અસ્પૃષ્ટ રહે છે. [૩] સં. ૧૫૬૭માં એક સબળ પણ નકારાત્મક પુરાવો એના પુરોગામીત્વની વિરુદ્ધ છે (ગોવિંદદાસના કડછાનો). [૪] સં. ૧૬૧૬, ૧૬૨૧ અને સં. ૧૬૨૪માં નરસિંહની હસ્તીનો અને 'મામેરૂ'' ને 'હુંડી'ના પ્રસંગના પહેલા આધાર મળ્યા કહેવાય છે, આ આધાર પાયા વગરના છે. છતાં આ અરસાથી મોડો નરસિંહનો જીવનકાલ ન જ લંબાવાય. એટલે એનો જન્મ આશરે સં. ૧૫૮૦થી મોડો તો ન જ મૂકી શકાય [૫] સં. ૧૬૫૦ થી ૧૬૬૦ સુધીમાં સંશયથી અગ્રસ્ત એવો એનો પહેલો ઉલ્લેખ મળે છે. [૬] સં. ૧૭૦૦ થી ૧૭૨૫ સુધીનો હારમાળાની રચનાનો સમય આજે ગણી શકાય. [૭] સં. ૧૭૦૦માં નરસિંહની કીર્તિ આખા ગુજરાતમાં અને ઉત્તર હિંદમાં પ્રસરેલી માલમ પડે છે. એ જ અરસામાં માંડલિક સાથેની સમકાલીનતાનો પ્રસંગ માન્યતામાં આવેલો દેખાય છે. [૮] આખ્યાનનું સ્વરૂપ, ઢાળ, ઉલ્લેખો વગેરે પરથી નરસિંહની કૃતિઓમાં સં. ૧૬૦૦–૧૭૫૦ના સમયની લાગે છે. એની કૃતિઓ પર સં. ૧૫૦૦ના સાહિત્યની છાયા નથી. (૯) વૃંદાવનનીય ભક્તિ જે સં. ૧૫૫૦ પછી પ્રબલ થઈ તેની અસર નરસિંહ પર સ્પષ્ટ જણાય છે. આ સાબિતી જોતાં...(અ) નરસિંહના કવનકાલની મર્યાદા સં. ૧૫૬૯–૬૫ થી પહેલાં અને સં. ૧૬૩૪–૯૦ની પછી ન હોઈ શકે; (આ) અને પરિણામે, એનો જન્મ ૧૫૩૦થી વહેલો ને ૧૫૮૦થી મોડો ન હોઈ શકે.''[૧]

શ્રીયુત મુનશીએ આ પ્રશ્નને બહલાવ્યા પછી સ્વ. શ્રી નરસિંહરાવ દિવેટિયાએ પણ સ્વતંત્ર ચર્ચા ઉપાડી હતી. એમણે વસનજી માધવજી–ભાપણો ૧૯૩૦માં આપ્યાં તેમાં ત્રીજા ભાષણમાં આ ચર્ચા આપી છે. એ પૂર્વે ''વસંત''માં થોડી ચર્ચા એઓ તરફથી આપવામાં

૧. નરસૈંયો, પ્રસ્તા ૮૧–૮૨

આવેલી. એમણે શ્રી. મુનશીની દલીલોમાં આવતા ડૉ. આનંદશંકર ધ્રુવના મનના ઉલ્લેખને ઉલ્લિખિત કરી રાધાની સખીઓ ચંદ્રાવલી, લલિતા, વિશાખાનો નરસિંહ મહેતાએ 'સુરતસંગ્રામ' માં ઉપયોગ કર્યો છે, આ સખીઓનાં નામ જયદેવના ગીતગોવિંદમાં નથી મળતાં, એટલે ડૉ. આનંદશંકર ધ્રુવ જણાવે છે તેમ નરસિંહને એ નામ "ઉજ્જવલનીલમણિ"માંથી મળ્યાં હોય એમ કહે છે, અને શ્રી. મુનશીએ રજૂ કરેલા ગોવિંદદાસના કડછામાંના નકારાત્મક પુરાવાને તેમજ હારમાળાની એક હાથપ્રતમાં શ્રી. મુનશીએ સં. ૧૫૭૨માં હારપ્રસંગ થયાનો પુરાવો વાંચ્યો છે, તેને આગળ કરે છે.[2] શ્રી મુનશીને મળતી કેટલીક દલીલો પછી એમણે એક ઉપયોગી વિષય ચર્ચ્યો છે; તે એ કે નરસિંહની પેઢીઓનું વંશવૃક્ષ મળે છે. જેમાં "પર્વત-પચીશી"ના કર્તા ત્રીકમદાસ કવિનો જન્મ સં. ૧૭૭૦માં આપવામાં આવ્યો છે; નરસિંહ મહેતાના કાકા પર્વત મહેતા (કે જેના કુળમાં દસમા પુરુષ તરીકે ત્રીકમદાસ થયેલ છે તે)નો જન્મ સં. ૧૪૩૩ માં મૂકવામાં આવ્યો છે અને નરસિંહ મહેતાનો સં.૧૪૬૯માં. હવે જો દરેક પેઢીને ૩૦ વર્ષની ગણવામાં આવે તો પર્વતના જન્મનું વર્ષ ૧૪૯૦ આવે, જે પર્વતના જન્મવર્ષ કરતાં ૫૭ વર્ષ આ બાજૂ આવે છે.[1] આ ગણતરીને લક્ષ્યમાં લેવામાં આવે તો નરસિંહ મહેતાને પણ ખસેડવો જોઇયે. બીજી દલીલ એ કરવામાં આવી છે કે એ કુળની અવટંક "પંડયા" લખવામાં આવી છે, એ અવટંક "નાગર ગૃહસ્થ"ની ન હોઈ શકે. ત્રીજી એક દલીલ એમણે "વિઠ્ઠલ" શબ્દના પ્રયોગ વિશે કરી છે, અને એ સાથે "ચા" પ્રત્યયનો નરસિંહે ઉપયોગ કર્યો છે, તે મૂકી છે.[1]

આવી રીતે નરસિંહ મહેતાને સમયચ્યુત કરવાને દલીલો પેશ કરવામા આવી છે. કોઈ પણ જાતની કલ્પનાનો આશ્રય કર્યા વિના જ એ બધી દલીલોનો ટૂંકમાં નીચે મુજબ નિવેડો લાવી શકાય એમ છે :

---

૧. વસનજી માધવજી ભાષણો, પૃ. ૪૨ વગેરે

[૧] હાલ મળતી સામગ્રીઓ જોતાંયે નરસિંહનો સમય સં. ૧૪૭૦–૧૫૩૬થી આ બાજૂ લાવવાનું કોઈપણ કારણ નથી; મજબ કે હસ્તલિખિત સાહિત્ય નરસિંહનું એટલું જૂનું ન મળ્યું હોય તોયે એવા ઇતર પુરાવાઓથી નરસિંહને આ બાજૂ નહિ લાવવો પડે

[૨] નરસિંહનાં જીવન અને કવનનો પરોક્ષ કે પ્રત્યક્ષ કોઈ ઉલ્લેખ જેમ નથી, તે પ્રમાણે સુપ્રસિદ્ધ ભાલણનો પણ પરોક્ષ કે પ્રત્યક્ષ કોઈ પુરાવો નથી કે એ એના સમયમાં થયો હોય. એની પણ "કાદંબરી"ની સૌથી જૂની હાથપ્રત સં. ૧૬૭૨ની જ મળી છે. એનું નળાખ્યાન એક સં. ૧૫૪૫ની છાપનું છે. પણ એના વિષયમાં વિદ્વાનો શંકા ધરાવે છે. એવી જ સાલ હારમાળા તો આપે છે જ, છતાં એને પૂર્વપક્ષી પ્રમાણ તરીકે નથી સ્વીકારતા. નળાખ્યાનની સાલ તો પ્રમાણ તરીકે ન પણ સ્વીકારાય. પરંતુ એ શોધવું જરા પણ મુસ્કેલ નથી કે નરસિંહની કાવ્યપદ્ધતિનું ભાલણ અને જૂનાગઢના શ્રીધર વગેરેએ અનુસરણ કર્યું છે. (એ નીચે પ્રસંગે બતાવીશ.) શ્રીધરનો સમય સં. ૧૫૬૫ જ નક્કી છે, એટલે નરસિંહને એના પછી મૂકવાનું તો કારણ નહિ રહે.

[૩] સં. ૧૫૬૭નો શ્રી. મુનશીને એક સબળ પણ નકારાત્મક પુરાવો મળ્યો છે, તે ચૈતન્યના પ્રવાસની કહેવાતી હકીકતને સાચવતો "ગોવિંદદાસનો કડછો" નામક બંગાળી ગ્રંથ. પણ આર. સી. મજમૂદારે એ વસ્તુ સિદ્ધ જ કરી આપી છે કે એ કડછો તદ્દન બનાવટી વસ્તુ છે[૧] અને ૧૯મી સદીની કૃતિ છે. એની વિગતોની નિર્મૂલતા વિશે શ્રી. નટવરલાલ ઇચ્છારામ દેસાઈએ સારો પ્રકાશ પાડ્યો છે.[૨] ચૈતન્ય અહીં આવ્યા ત્યારે જૂનાગઢમાં કોઈ મીરાંજી બ્રાહ્મણને ત્યાં ઊતર્યા

૧. એજન, પૃ ૪૬
૨ એજન, પૃ ૫૫, અને બંને પરિશિષ્ટો : પૃ ૫૬ થી ૫૭
૧ જુઓ ફાર્બ૦ ત્રૈમાસિક : વર્ષ ૧ : અંક ૪ : પૃ. ૪૪૮–૫૪
૨. નરસિંહ મહેતાના કાયડાનો ઉકેલ પૃ. ૫૧–૫૨

હતા, વગેરે તદ્દન પોકળ વાર્તાઓ પાછળના કોઈએ અજાણ્યે ચલાવી છે. આમ સબળ નકારાત્માક પુરાવો સ્વયં જ નષ્ટ છે, જે નરસિંહને ખસેડવામાં કાંઈ પણ કામ લાગે તેવો નથી.

[૪] સં. ૧૬૧૬, ૧૬૨૧, ૧૬૨૪માં નરસિંહની હસ્તીના આધાર સધ્ધર નહિ લાગવા છતાંયે શ્રી. મુનશી નરસિંહને સં. ૧૫૮૦ થી મોડો તો મૂકવા ચાહતા જ નથી. નીચે બતાવવામાં આવશે તે પ્રમાણે સં. ૧૫૩૬ થી આ બાજૂ મૂકવાની જ જરૂર નહિ રહે.

[૫] સં. ૧૬૫૦ થી ૧૬૬૦ સુધીમાં સંશયથી અગ્રસ્ત એવો એનો પહેલો ઉલ્લેખ મળે છે. કેસિરદાસ બારોટનો સં. ૧૬૨૧ નો અને શ્રીવલ્લભાચાર્યજીના પ્રપૌત્ર શ્રીકલ્યાણરાયજીનો સં. ૧૬૪૯ આસપાસનો "પુષ્ટિપ્રવાહમર્યાદા"માં इदानीं प्रसिद्धेषु महेता नरसिंहाख्यादिषु એવું જે વાક્ય મળે છે, તે. પછી તો હાથપ્રતો જ મળે છે. એ પૂર્વે ગોવિંદે અને ખંભાતના વિષ્ણુદાસે "મામેરું" રચ્યાં છે, તે સં. ૧૬૨૪ થી ૧૬૫૬ વચ્ચે પડે છે; તેથી વિષ્ણુદાસના આરંભના સમયમાં છેક ખંભાત સુધી તો નરસિંહ મહેતાના ચમત્કારિક જીવનની વાતો પહોંચી ગઈ હતી; જે નરસિંહના જીવનકાળમાં જ પ્રચલિત થાય એના કરતાં લગભગ ૫૦ વર્ષ ઉપર તો જરૂર જ સોરઠમાં પ્રચલિત હોવી જોઈએ; જેને માટે બીજાં ૩૦–૪૦ વર્ષ અવશ્ય એ ચમત્કારના રૂપમાં વ્યાપક થવાના સમય તરીકે સ્વીકારવાં જોઈયે.

[૬] હારમાળામાંનાં "હારસમેનાં પદ" નરસિંહનાં હોવામાં શંકા નથી. એ ધાટી એની જ છે એની અનેક વાચનાઓ થઈ છે, તે જ મૂળપદોના નરસિંહકર્તૃત્વ માટે પર્યાપ્ત છે. સં. ૧૬૭૫ની હાથપ્રતમાં માંડલિક છે; એટલે એનાથી જૂના સમયમાં માંડલિકની વાત નાખી સંભવે. પણ એમ કહેવા કારણ નથી, કેમકે નરસિંહ મહેતે ચમત્કારો પોતાની વાણીમાં આપ્યા છે, તે "હારસમે"માં શા માટે ન આપે?

[૭] સં. ૧૭૦૦માં આખા ભારતવર્ષમાં નરસિંહની કીર્તિ વ્યાપક થઈ ગઈ હતી, એ જેમ સ્પષ્ટ છે તેમ વિષ્ણુદાસને કારણે સં. ૧૬૦૦માં એ સારાયે ગુજરાત સૌરાષ્ટ્રમાં વ્યાપક થઈ ગયો હતો, જે એના મરણ પછી ૪૦–૫૦ વર્ષ માગી લે જ છે. માંડલિક સાથેની સમકાલીનતાનો પ્રસંગ ઉપજાવી કાઢવામાં આવ્યો હોય, એ માટે પણ એ ઉપજાવી કાઢવાના સમય અને નરસિંહના થયા વચ્ચે સારો એવો સમય વીતી ગયો હોવો જોઇયે. સં. ૧૬૭૫ની હાથપ્રતમાં[1] "હારમાળાનાં પદો"માં "માંડલિક"નો ઉલ્લેખ મળે છે; એમાં છૂટાંછવાયાં સાત પદ છે, જેમાં એક પદમાં "કેશવે કંઠિથી હાર કરિયો વડો, પ્રેમિ આરોપ્યુ નરસૈંઅ-ગ્રીવા"નું પ્રાપ્ત છે. હારસમેનાં પદો "હારમાળા" ની ૫૦–૬૫–૭૬ વગેરે ક્રમની માળામાં સંમિલિત થયા પૂર્વે દેશમાં પુષ્કળ વ્યાપક હતાં, જેનો અન્યાન્ય આખ્યાનકારોએ "હારમાળા"ની ઉત્તરોત્તર વાચનાઓ તૈયાર કરવામાં ઉપયોગ કર્યો.

[૮] આખ્યાનનાં સ્વરૂપ ઢાળ ઉલ્લેખો વગેરે પરથી નરસિંહની કૃતિઓ ૧૬૦૦–૧૬૫૦ના સમયની માનવાનું શ્રી. મુનશીને યોગ્ય લાગ્યું છે, પણ જેઓ આદિભક્તિયુગના સાહિત્યથી પૂર્ણ પરિચિત છે તેઓને તો જરા જેટલી શંકા નથી કે આખ્યાનનાં સ્વરૂપ-ઢાળ નરસિંહનાં શરૂનાં છે. નરસિંહે પ્રધાનપણે ઝૂલણા અને ચોપાઇ દાવટી (હરિગીત અને સવૈયાની ચાલવાળી)માં પદ બનાવ્યાં છે. એનાં લાંબાં કાવ્ય પણ પદોના રૂપમાં જ છે; એણે સાદી આખ્યાનપદ્ધતિ સ્વીકારી છે. એની કઈ કવિતામાં પ્રૌઢ આખ્યાનપદ્ધતિ દેખાય છે? નરસિંહ ઉપર જયદેવના "ગીતગોવિંદ"ની મુખ્યત્વે અસર છે. જયદેવે પ્રયોજેલી ચોપાઈદાવટી એણે અપનાવી છે, તે સાથે ઝૂલણા ૩૭ માત્રાનો એણે સ્વીકાર્યો છે. એ પદ્ધતિ ગુજરાતી કવિઓને જરાયે અજાણી નહોતી. નીચેની કેટલીક ઉપયોગી હકીકત એ માટે અહીં આપું છું:

---

૧. ગુજ. વિ. સ હ. લિ નં. ૧૮૯

(૧) સં.૧૩૭૧ લગભગમાં રચાયેલા અંબદેવસૂરિના "સમરારાસુ" કવિ જેને 'ભાષા" કહે છે. તેનાં ૧૨ પદોમાં રચાયેલો છે, જેમાં જુદા જુદા ઢાળ મળે છે. એમાં એક આઠમી ભાષા આખી ઝૂલણામાં છે નવ કડીની :

ચઊક ચઊક સહિયડે સેત્રુજિ, ચડિય એ ।
આદિજિણુ પત્રીઠ અમ્હિ જોઇસઉં એ ।
માહસુદિ ચઉદસિ દૂર દેસ તર
સંઘ મિલિયા તહિં અતિ અગાહ ॥૧॥"[1]

(૨ "હંસાવલી"કાર અસાઇત સં.૧૪૨૭માં રચેલી 'હંસાવલી"માં નરસિંહનાં જેવાં "દોહા"નાં ત્રણ વિરહગીત પ્રયોજ્યાં છે.

(૩) સં. ૧૪૩૨માં મેરુનંદન નામના જૈન કવિએ ૪૪ ઝૂલણાનો એક "વીવાહલઉ" રચ્યો છે.[2]

(૪) ભાલણમાં આપણને પ્રૌઢ આખ્યાનકાળનો આરંભ મળે છે. એનો દશમસ્કંધ જોતાં પદપ્રકાર અને કડવાપ્રકાર બંનેનું સંમિશ્રણ મળે છે. આ પદપ્રકાર ભાલણે સ્વીકાર્યો છે, એ એક આશ્ચર્યકારક વાત નથી લાગતી? આપણે મોહમાં ભાલણને એનું પ્રચારકત્વ અર્પિયે, પણ માંડણ અને ભીમે સં. ૧૫૫૦ પહેલાં પદ પ્રયોજ્યાં છે, એને લક્ષ્યમાં લઇયે એ સાથે સમરારાસુ કાન્હડદે વીરસિંહના ઉષાહરણ, કર્મણના સીતાહરણ અને જનાર્દનના ઉષાહરણમાં પદપ્રયોજના જોઇયે તો સ્પષ્ટ થશે કે નરસિંહની પદ્ધતિ એ સમયમાં પ્રચારમાં હતી જ. એના ઝૂલણા માટે છેક ૧૭મી સદીના ગોપાલદાસ સુધી આવવાની કાંઇ જરૂર નથી.[3] સં. ૧૫૦૦ના સાહિત્યનો જેને

---

૧ પ્રા ગૂજ કાવ્યસગ્રહ (ગા. ઓ. માળા) પૃ ૬૪, છેલ્લી કડી "તેરઇકહત્તર તીરથ-ઉદ્ધારુ યઉ, નદઉ જાવ રવિસસિ ગયણિ"

૨ જૈન ગૂ કવિઓ, ભાગ ૧ લો, પૃ ૧૮-૧૯

૩. આ વિષયમાં વિસ્તાર "હા. સ., હા. મા."ની પ્રસ્તાવનામાંથી મળી શક્શે.

વ્યાપક પરિચય છે તેઓ નરસિંહમાં નવ્યતા જોઈ શકે એમ નથી, કેમકે નવ્યતા સ્વીકારવા જતાં ભીમે 'હરિલીલા'માં યોજેલી પદ-પદ્ધતિનો પણ બહિષ્કાર કરવાની સ્થિતિમાં આવી પડાશે. સં. ૧૪૨૭માં અસાઇતે 'હંસાઉલી'માં, ૧૫૧૨માં પદ્મનાભે 'કાન્હડદે પ્રબંધ'માં, સં. ૧૫૨૦ આસપાસ વીરસિંહે 'ઉષાહરણ'માં, કર્મણે સીતાહરણમાં, અને સં. ૧૫૪૮ના ઉષાહરણના કર્તા જનાર્દને તો આકર્ષક સ્વરૂપે પદરચના પ્રયોજી છે. છેલ્લામાં જનાર્દને લીધેલ **સાંકળી** એને નરસિંહની પદ્ધતિની આ બાજૂ ખેંચે છે, જે નરસિંહને એ પૂર્વે મૂકવા પર્યાપ્ત છે.

નરસિંહની પદપદ્ધતિ બહુ નથી સ્વીકારાઇ એનું કારણ તપાસિયે તો માલૂમ પડશે કે ભાલણ સિવાયના પછીના યુગના કવિઓ સામાન્ય માણભટ્ટ જેવા છે, તે ભાલણની પ્રૌઢ આખ્યાનપદ્ધતિ જ સ્વીકારી શાંત બેઠા છે; છતાં જૂનાગઢના શ્રીધર અડાળજાથી રહી શકાયું નથી અને એણે "ગૌરીચરિત્ર" સ્પષ્ટ રીતે નરસિંહની "ચાતુરી"ઓની પદ્ધતિએ લખ્યું છે. હજી પણ ઘણી કૃતિઓ અંધારામાં છે. અહીં ઉદાહરણ તરીકે સં. ૧૪મા શતકના યુગને મૂકી શકાય. સોમેશ્વર પછીના કાળને શ્રી. મુનશીએ Period of Chaos—અંધકારયુગ કહ્યો છે, જેમાં અત્યારે ૨૦-૨૫ કૃતિઓ મળે છે. મુનિશ્રી જિનવિજયજીને એ જ ગાળાની ૩૦૦ જેટલી જૈન પદ્યકૃતિઓ હાલમાં મળી છે. એ પ્રસિદ્ધિમાં આવશે, ત્યારે જેમ આખ્યાનયુગને અંધકારયુગમાંથી બચાવી લેવાયો પુષ્કળ કાવ્યકૃતિઓ મળવાથી, તેમ એ યુગને પ્રકાશ-યુગ કહેવો પડશે; એ જ પ્રમાણે આદિભક્તિયુગની વિશેષ કૃતિઓ મળતાં નરસિંહની કાવ્યપદ્ધતિનો પ્રચાર કેટલો થયો એ સમજી શકાશે.

[૬] આ બધાં તો ગૌણ છે, પણ મોટો સવાલ સ્વ. ડૉ. આ. બા. ધ્રુવે રજૂ કર્યો છે તે નરસિંહમાં ચૈતન્ય સંપ્રદાયની અસરનો છે. આમ માનવામાં "રાધાની સખીઓ' કારણભૂત બની છે એ સાથે ગોપનાથ

મહાદેવવાળો પ્રસંગ નરસિંહના જીવનમાં સંકળાયેલ છે તેને મળતી એક હકીકત ચૈતન્યના શિષ્ય રૂપ ગોસ્વામીના વિદગ્ધમાધવ (ર સં. ૧૫૮૯)માં મળ્યો છે. રૂપ ગોસ્વામીના "ઉજ્જ્વલનીલમણિ"માં ગોપી-યૂથોની વાત લખતાં—

तत्र शास्त्रप्रसिद्धास्तु राधा चन्द्रावली तथा ।
विशाखा ललिता श्यामा.............॥

એ પ્રમાણે "વિદગ્ધમાધવ"માં પણ કેટલીયે ગોપાંગનાઓનાં નામ મળે છે. નરસિંહ ઉપર ચૈતન્ય સંપ્રદાયની અસર માનવાને અને રૂપ ગોસ્વામીના "વિદગ્ધમાધવ"માંના મહાદેવની વાતને નરસિંહના જીવનમા આરોપવાને આપણે સં. ૧૫૮૯ (કે જે "વિદગ્ધમાધવ'નો રચનાકાળ છે તેના)થી પછી નરસિંહને ધકેલવો પડશે. એને માટે એનો જન્મ પણ સં. ૧૬૦૦ નજીકમાં ખેંચવો પડશે, જે શ્રી. મુનશીને તદ્દન સંમત ન થાય. સાથે ચૈતન્યની સૌરાષ્ટ્રમાં અસર વ્યાપક થવાનો એક પણ સધ્ધર પુરાવો નથી. ઊલટું, દક્ષિણની વારકરી વિઠ્ઠલભક્તિ, ઉપરાંત રામાનંદ અને શ્રીવલ્લભાચાર્યની અસર ઐતિહાસિક રીતે આવે છે; તો "રાધાની સખીઓ" અને "ગોપીશ્વર" મહાદેવ ખાતર જ નરસિંહને એના સમયથી ચતરાવવો શા માટે જોઇયે?

ખરું જોતાં નરસિંહ વિદગ્ધમાધવ કે ઉજ્જ્વલનીલમણિથી જરા પણ વાકેફ નથી, કેમકે વાકેફ હોય તો એ બધી સખીઓને શા માટે કાવ્યમાં ન અપનાવે? એણે તો દેશમાં પ્રસિદ્ધ સખી-નામો જ લીધાં છે.

સુરતસંગ્રામની —

"મોહિની, સોહિની, ગર્વિણી, દોહિની કેમ રેહે લલિતા તેના સ્વામે વાળી.
ચંદ્રિકા ચંદ્રાવળી, મોદિની મહામતી, તહીં વયસ્યા વિશાખાદિ આવી."

અને ગોવિંદગમનની—

"રાધ રાધા ચંદ્રભાગા, ત્યાંની ત્યાં બેસી રહી." (પદ ૪ શું)

આ મોટા ભાગની ગોપાંગનાઓ તો બનાવટી પાછળથી ઊભી કરેલી છે, જેનો પણ ૩૫ ગોસ્વામીની ગોપાંગનાઓ સાથેયે મેળ નથી.

વસ્તુસ્થિતિએ નરસિંહ ઉપર નથી ચૈતન્યની અસર કે નથી વલ્લભાચાર્યની અસર; એ પૂર્વેનો જ ભક્તિમાર્ગ એણે જોયો છે. એના ચાતુરીના ૧ લા પદમાં "બ્રહ્મવાદ" શબ્દ આવે છે તે શ્રી-વલ્લભાચાર્યનો 'બ્રહ્મવાદ' નથી; અને ૧૦મા પદમાં તો "પ્રેમમારગ" એવો પાઠ મળે છે જ, જ્યાં પ્રસંગ જોતાં શ્રીવલ્લભાચાર્યનો લાક્ષણિક "પુષ્ટિમાર્ગ" બંધ બેસતો નથી જ, જે શબ્દ પાછળથી ઘૂસ્યો જણાય છે. "શ્રીવલ્લભાચાર્ય અને શ્રીવિઠ્ઠલનાથજીની વધાઈ"ના કહેવાતા પદમાં ૨૭ અને ૪થી કડી ચોખ્ખી રીતે પાછળનો ઉમેરો છે; ઐતિહાસિકતા એમાં પ્રાપ્ય નથી. એને સ્વ નરસિંહરાવભાઈએ આગળ ધરી નરસિંહને ખસેડવાનો પ્રયત્ન કર્યો છે, તે તેથી જ. વાજબી નહિ જણાય.

આમ શ્રી. મુનશીની દલીલો કાંઈક ઉતાવળને કારણે થયેલી હોવાથી એમણે આપેલા નિર્ણયને સ્વીકારવાનું સાહસ કરી શકાય એમ નથી.

શ્રી. નરસિંહરાવે વંશવૃક્ષનું પ્રમાણ એક પેઢીએ ૬૦ વર્ષની ગણતરીએ આપ્યું છે. એ રીતે માત્ર ૬૩ વર્ષ ગણતાં જ ખાસાં ૪૫ વર્ષનો ફેર પડી જાય એમ છે. સં. ૧૫૦૧માં પર્વત મહેતાની હયાતી એના એક વંશજ ત્રીકમદાસે જ 'પર્વતપચીશી"માં સ્વીકારી છે. એક નાગર કવિ વલ્લભદાસે આ વર્ષ ૧૪૮૪માં આપ્યું છે, તેને વાજબી સ્વીકારતાં તો સ્વ નરસિંહરાવની દલીલ તૂટી પડે છે. પણ એ વર્ષની વાત કરતાં વલ્લભદાસ કરતાં પર્વતના વંશજ ત્રીકમદાસની હકીકત વધુ વાજબી ગણાય.

'ચા" પ્રત્યયનો પ્રયોગ મરાઠીની અસર નથી, એ વસ્તુ સ્વ. નરસિંહરાવ ભાઈએ બતાવવા પ્રયત્ન કર્યો છે, પણ "હારસમેનાં પદો"માં

બેત્રણ પદમાં મરાઠીપ્રયોગ આવે છે, એ બતાવે છે કે નરસિંહ તત્કાલીન મરાઠી સંસ્કારોથી જાણીતો ખરો. એમણે નરસિંહની કૃતિમાં "વિઠ્ઠલ" નામના પ્રયોગ વિશે શંકા ઉઠાવી છે. એ એમને નરસિંહને આ તરફ ખેંચવા ઉપયોગી થાય, એ પૂર્વે જ જણાવવું જોઇયે કે ભીમે "હરિલીલાષોડશકલા"માં એ શબ્દનો પ્રયોગ કર્યો જ છે; એટલે નરસિંહના વૃદ્ધમાન્યકાળમાં ગુજરાત–સૌરાષ્ટ્રમાં "વિઠ્ઠલ" શબ્દ "પરમાત્મા"ના જ અર્થમાં વ્યાપક થઈ ચૂકયો જ હતો. [૧]

નરસિંહ મહેતાની ભક્તિ અને વેદાંતસિદ્ધાંતનો શો પ્રકાર છે, એ અહીં જાણવો અવાશ્યક છે, કેમકે એક સ્વતંત્ર પદ્ધતિનો મુખ્યત્વે એ ઉત્પાદક હોઈ અને પછીના પદકારો ભાલણ વગેરેને પરોક્ષ રીતે પ્રેરણા દેનારો હોઈ. એ સાથે ગુજરાતી ભાષાનો એક સ્વતંત્ર કાવ્ય-પ્રકાર વિસ્તૃત સ્વરૂપે તો સૌથી પ્રથમ જૈનેતર એ જ કવિ પાસેથી મળતો હોવાથી એની ઉપયોગિતા અત્યંત છે.

નરસિંહ પ્રેમલક્ષણા ભક્તિમાં માને છે:

"નંદના નંદશું નેહ જેને નહીં, તે રે માનવ ખરશ્વાન તોલે.[૨]

પ્રેમલક્ષણા ભક્તિ કેવળ અનન્યાશ્રયમાં માને છે. એને એના માનેલા પરમતત્ત્વ સિવાય બીજું કાંઈ ગમતું નથી. એને માનવી દેહની સાર્થકતા કૃષ્ણાશ્રય–કૃષ્ણભજનમાં જ રહી છે:

"સાધુ સાચે ભજો, ચરણ ગોવિંદનાં, માનવી દેહ તે તત્ત્વ કહિયે,
કૃષ્ણ કહો કૃષ્ણ કહો, વળિ વળિ કૃષ્ણ કહો, કૃષ્ણ કહેતાં સુખ લહિયે;
કૃષ્ણ સેવા તણી અમર ઇચ્છા કરે, મૂઢ મતિ માનવી કાંઇ ન જાણે;
કૃષ્ણનું નામ રખે હૃદયથી વીસરે, ધન્યમાં ધન્ય કૃષ્ણ જ પ્રમાણે,

---

૧. નરસિંહને મળેલો ઝૂલણા-નામદેવના અભંગોમાં એવી ઢાળીમાં પ્રયોજાયો છે આ વિશે જુઓ ગુજ. સા. રેખાદર્શન, પૃ. ૭૨ વગેરે.

૨. ન. મ. કા. સંગ્રહ પૃ. ૪૭૫

જેને જોવા મહામુનિજન વન ભમે, તે વિઠ્ઠલો વનમાં ગાયું ચારે;
ભણે નરસૈયો જે ચતુર નર તે ખરો, અહરનિશ કૃષ્ણ શ્રીકૃષ્ણ ધારે."[1]

પ્રેમના જ પ્રાબલ્યની વાત નરસિંહના હૃદયમાં ઘોળાયા કરે છે. એ જાણે કે એને નથી મળ્યો, તેથી પ્રભુ પાસે યાચી રહ્યો છે:

"પ્રેમરસ પાને તું મોરના પીછધર, તત્ત્વનું ટૂંપણું તુચ્છ લાગે
દૂબળા ઢોરનું કુશકે મન ચળે; ચતુરધા મુક્તિ તેઓ ન માગે.
પ્રેમની વાત પરીક્ષિત પ્રીછ્યો નહિ, શુકજીએ સમજી રસ સંતાડ્યો,
જ્ઞાન વૈરાગ્ય કરિ ગ્રંથ પૂરો કર્યો, મુકિતનો માર્ગ સુધો દેખાડ્યો.
મારીને મુકિત આપી ઘણા દૈત્યને, જ્ઞાની વિજ્ઞાની બહુ મુનિ રે જોગી.
પ્રેમને જોગ તો વ્રજતણી ગોપિકા, અવર વિરલા કોઇ ભકત ભોગી"[2]

વર્ણ ને આશ્રમના ધર્મ વગેરે કરતાંયે ભક્તિ પ્રબળ છે એ વાત એણે એના એક પદમાં જણાવતાં કહ્યું છે કે—

"વર્ણના ધર્મ ને કર્મ કરવાં ટળ્યાં, મર્મ જાણ્યો ત્યારે ભર્મ ભાગ્યો.
શ્રીરાધિકા કૃષ્ણ ભજ સચ્ચિદાનંદને, તેથી નથી કાંઇ ધર્મ આઘો.
મનુષ્યને કર્મ કરવાં ઘટે જ્યાંલગી, ત્યાંલગી ભકિતનો ભેદ અળગો.
ભાવે ગોવિંદમાં ભજન ભેદી રહો એક ઉપાસના જઈને વળગો.

× × × ×

મારે તો આશરો એક હરિ નામનો, છેક આવ્યો હવે કયાંરે જઇએ
ભણે નરસૈયો એ નામને આશરે, નામ ને મૂર્તિમાં લીન રહીએ."[3]

અને ભકતના હૃદયને ચતુર્વિધ મોક્ષની પણ ઇચ્છા નથી. એ એક જ વસ્તુ ચાહી રહ્યો છે; અને તે એ કે—

"ભૂતળ ભકિત પદારથ મોટું બ્રહ્મ લોકમાં નાંહી રે,
પુણ્ય કરી અમરાપુરી પામ્યા અંતે ચોરાસી માંહી રે.
હરિના જન તો મુક્તિ ન માગે, માગે જન્મોજન્મ અવતાર રે,
નિત્ય સેવા નિત્ય કીર્તન ઓચ્છવ નિરખવા નંદકુમાર રે"[4]

---

૧ એજન, પૃ. ૪૭૬ અને સરખાવો કેશવદાસનું "કૃષ્ણક્રીડાકાવ્ય"–સર્ગ ૪૦ માનું છેલ્લું ધન્યાશ્રીનું ઝૂલણાનું પદ

૨ એજન, પૃ. ૪૬૮ ૩ એજન, પૃ. ૪૮૩ ૪ એજન, પૃ. ૪૬૯

નરસિંહ પરાત્પર પરતત્ત્વ તરીકે ભગવાન શ્રીકૃષ્ણ નંદકુમારને સ્વીકારે છે; વ્રજની ગોપાંગનાઓ જે રીતે અનન્ય આશ્રયથી ભગવાનમાં પ્રેમ કરતી હતી તે પ્રકારના નિર્દોષ પ્રેમની જ ઝંખના અને લાલાવેલી સેવે છે. એને નથી સમાજની પરવા કે નથી કુટુંબકબીલાની; એના જીવનકાળ દરમ્યાન જ એનાં પત્ની અને પુત્ર–પુત્રી આ લોક છોડી ચાલ્યાં જાય છે એનો એને શોક નથી; માત્ર એક તમન્ના છે ભગવદ્ભજનની :

"કુળને તજશે ને હરિને ભજશે, સેહેશે સંસારનું મહેણું રે.
ભણે નરસૈંયો હરિ તેને મળશે, બીજી વાતે વાહશે વોદણું રે."[1]

નરસિંહ નવધાભક્તિના પ્રકાર નથી બતાવતો; એ તો સામુદાયિક સ્વરૂપમાં નવેના એકત્વમાં રાચી રહ્યો છે. એનું જીવન વૈષ્ણવતામય જ છે. એનાથી ગાઈ જવાય છે કે–

"વાસ નહિ જ્યાં વૈષ્ણવ કેરો ત્યાં નવ વસિયે વાસડિયાં.
શ્વાસોચ્છ્વાસ હરિસ્મરણ ન કરે તો શ્વાસ ધમણ કેરી શ્વાસડિયાં.
જીભલડી જપમાળા ન જપે તો જીભલડી નહિ ખાસડિયાં.
જન્મ તેનો નહિ લેખામાં, જે ન કહેવાય હરિદાસડિયાં."[2]

પરંતુ ભક્ત નરસિંહ નર્યો ભક્ત નથી, એ જ્ઞાની ભક્ત છે; પ્રભુના માહાત્મ્યજ્ઞાનથી વાકેફ છે. આ વસ્તુ એનાં વેદાંતવિષક પદોમાં તરી આવે છે :

"અખિલ બ્રહ્માંડમાં એક તું શ્રીહરિ, જૂજવે રૂપે અનંત ભાસે.
દેહમાં દેવ તું, તેજમાં તત્ત્વ તું, શૂન્યમાં શબ્દ થઈ વેદ વાસે.
પવન તું, પાણી તું, ભૂમિ તું ભૂધરા, વૃક્ષ થઈ ફુલી રહ્યો આકાશે.
વિવિધ રચના કરી અનેક રસ લેવાને શિવ થકી જીવ થયો એ જ આશે.
વેદ તો એમ વદે, શ્રુતિસ્મૃતિ શાખ દે, કનકકુંડલ વિષે ભેદ નોહોયે.
ઘાટ ઘડિયા પછી નામરૂપ જૂજવાં; અંત્યે તો હેમનું હેમ હોયે"[3]

1. એજન, પૃ. ૫૯૦ 2. એજન, પૃ. ૪૯૨
3 એજન, પૃ. ૪૮૫

અને

"જાગીને જોઉં તો જગત દીસે નહિ, ઊંઘમાં અટપટા ભોગ ભાસે.
ચિત્ત ચૈતન્ય વિલાસ તદ્રૂપ છેઃ બ્રહ્મ લટકાં કરે બ્રહ્મ પાસે
પંચ મહાભૂત પરિબ્રહ્મ વિષે ઉપન્યાં અણુ અણુમાંહિ રહ્યાં રે વળગી.
ફુલ ને ફળ તે તો વૃક્ષનાં જાણવાં, થડ થકી ડાળ તે નહિ રે અળગી " ૧

નરસિંહ કનકકુંડલનું દૃષ્ટાંત આપી અવિકૃતપરિણામવાદની રૂપરેખા આપણી સામે રજૂ કરે છે. આખો આ સમગ્ર વિલાસ પરબ્રહ્મનો છે; "વિવિધ રચના કરી અનેક રસ લેવાને" એ વૈદિક ઔપનિષદ સિદ્ધાંત આપણી સામે એ મૂર્ત કરે છે. જીવ જગત અને બ્રહ્મની અનન્યતા જ એને અભિમત છે. આદિ-મધ્ય અને અંતમાં એક અનન્ય બ્રહ્મ જ અવશિષ્ટ છે, એ વસ્તુ એણે બતાવી છે:-

"દેવા આદ્ય તું, મધ્ય તું, અંત્ય તું ત્રીકમા, એક તું એક તું એક પોતે
અખિલચો બ્રહ્મ બ્રહ્માદિક નવ લહે. ભૂરચા માનવી અન્ય ગોતે' ૨

એણે-રાધાકૃષ્ણની શૃંગારિક લીલા તન્મયતાપૂર્વક ગાઈ છે. એના હૃદયમાં એ તદ્દન નિર્દોષભાવે સ્ફુરી છે. એ એ જ રીતે માને છે. એમ માનવામાં એને ભાગવત પદ્મપુરાણ વગેરે પુરાણો અને જયદેવના ગીતગોવિંદનો ટેકો છે.

નરસિંહની કવિતા આપણને કોઈ નવા જ રાહ ઉપર લઈ જાય છે. એ કાંઠે બેસી છબછબિયાં નથી કરતો, પણ ધૂનામાં પડી પાણીની અગાધતામાં પાણી સાથે એકરૂપ થઈને એ મહાલે છે. ચાતુરીઓ એના આસ્વાદ નમૂના છે. એનું સ્વયપ્રતિભાતત્ત્વ આપણને ભૂલ ખવડાવી દે છે. એનાં દિવ્યચક્ષુ આપણને એની પ્રતિભાના ઉદાત્ત ફળનો અનુભવ કરાવવામાં એવી તો તદ્રૂપતાથી લસડી જાય છે કે 'દિવેટિયા" સાથે આપણે પણ અનન્ય થઈ એ કૃષ્ણક્રીડાના આનંદના અનુભવમાં એકતાન થઈ જઈયે છિયે. એ એની પ્રતિભા ત્યારથી માંડીને આજની ઘડી સુધી બીજા કોઈ પણ કવિમાં આપણને શોધી નથી

---

૧. એજન, પૃ. ૪૮૬ ૨. એજન, પૃ. ૪૮૮

જડતી. એનું આખું કોઈ એક કાવ્ય લો કે એક પદ લો, આપણને એક સરખી રીતે એ પરવશ કરી દે છે.

આ મહાન કવિનાં એના સમયની અસલ ભાષામાં આપણને કાવ્ય નથી મળતાં. એના સમયમાં ભાષાનું એક સ્વરૂપ, જેને મેં 'મધ્યકાલીન ગુજરાતીની પ્રથમ ભૂમિકા' કહ્યું છે, તે હતું. જૂનાં રૂપોની સાથે નવાં રૂપ સારા પ્રમાણમાં વપરાવા લાગ્યાં હતાં. નરસિંહના જ બંધનો શાસ્ત્રીય અભ્યાસ કરવામાં આવે તો એના ભાષાસ્વરૂપનો આછો પરિચય આપણે જરૂર મેળવી શકિયે. એવો પ્રયત્ન આ લેખક તરફથી એની "રાસસહસ્રપદી"નાં પદો જે ૧૧૩ જેટલાં મળે છે. તેના સમુદ્ધારમાં કરવામાં આવ્યો છે, એના સમયનું એ ભાષાસ્વરૂપ, લેખનમાં નહિ પણ ઉચ્ચારણમાં હશે, એમ સમઝીને. લેખનમાં તો મ. ગુ. પ્રથમ ભૂમિકાનાં લાક્ષણિક રૂપ પ્રયોજાતાં હતાં, પણ વાણીમાં વિકૃતિ-અર્વાચીનતા તરફનું વલણ આવી ચૂક્યું હતું. આ વસ્તુ મારા તરફથી એની "હા.સ.,હા.મા."ની પ્રસ્તાવનામાં બતાવવાનો પ્રયત્ન કરવામાં આવ્યો છે. છતાં જૂની પ્રતોના અભાવે નરસિંહની ભાષાનું અદ્દલ સ્વરૂપ તો આપણે મેળવી નથી જ શકતા.

નરસિંહ–"નરસૈયો ભક્ત હરિનો"-સોરઠનું જ નહિ, સૌરાષ્ટ્રનું જ નહિ, પણ સારાયે ગુજરાતનું એક અદ્વિતીય કવિરત્ન, સાથે ભક્તરત્ન થઈ ગયો છે. એની યાદમાં આજે એનો અક્ષરદેહ અને જૂનાગઢમાંનો મજેવડી દરવાજે આવેલો એનો ચોરો છે. અક્ષરદેહમાં પણ ઘણું ઊણું છે. સ્વ. ઇચ્છારામ સૂર્યરામ દેસાઇએ મહેનત ન કરી હોત તો આજે આપણી પાસે એનાં છૂટાંછવાયાં પદ સિવાય કાંઈ જ ન હોત.

સોરઠી જીવનમાં નરસિંહે એક નવીન પ્રકાર ઉપજાવ્યો એ નિત્ય સેવા, નિત્ય કીર્તન અને નિત્ય ઓચ્છવ. એના તૂટક પદસંગ્રહોમાં રાગવાર, ઉત્સવવાર એનાં પદ મળી આવે છે. શ્રીવલ્લભાચાર્યજીના વિદ્વાન પુત્ર શ્રીવિઠ્ઠલેશ્વરે ગુજરાત-સૌરાષ્ટ્રમાં સેવાપ્રકાર વૈષ્ણવ મંદિરોમાં ચાલુ કર્યો, તેમાં એ પદો સૂરદાસ વગેરેનાં વ્રજભાષાનાં

પદો સાથે સંકળાયેલાં મળે છે, એ આપણને પુષ્ટિમાર્ગની પહેલાં જ એ પદોનો પ્રચાર અને કવિહૃદયની વાજબી પિછાણની જબર શાખ પૂરે છે.

એણે આ પદોમાં આપણને મહત્ત્વના કાવ્યબંધ–દેશીબંધ આપ્યા છે. જયદેવના મુખ્ય દેશીબંધ તો એણે અપનાવી જ લીધા છે; પણ એ સમયે ગુજરાત–સોરાષ્ટ્રમાં જે બંધ વ્યાપક હતા તે પણ સાચવ્યા છે. જૈન કવિઓનાં કાવ્યોમાં છૂટક પદોની દેશીઓ, ભલે એના ઉપર રાગનો નિર્દેશ ન હોય, એવી આવે છે. જૈન કવિઓમાં જે વૈવિધ્ય આપણે મેળવિયે છિયે તેટલું આપણને નરસિંહનાં પદોમાં મળે છે.

"સમરારાસુ"ની બીજી દેશીઓ જુદી જ છે, જેનો નરસિંહમાં પ્રયોગ નથી જણાતો. એને બદલે જયદેવની પદ્ધતિ નરસિંહે મોટે ભાગે સ્વીકારી છે; જો કે દોહાના બંધવાળી દેશી આ બંનેમાં તેમજ "અસાઇત"માં સામાન્ય છે. આમ નરસિંહ ગુજરાતીમાં એ દેશી ઉપરાંતની બીજી દેશીઓ નવી જ આપે છે જેનું પછીથી ભીમ–કર્મણ જનાર્દન ભાલણ કેશવદાસ–માં ઠીક ઠીક અનુકરણ પ્રાપ્ત થાય છે.

ચરિતસામગ્રી.—


૧ ગુજ. ભાષાના માર્ગસૂચક સ્તંભો—ઠી બ, કૃ મો. ઝવેરી
૨ Guj & its Literature by K. M Munshi
૩ Poets of Gujarat by G. M. Tripathi
૪ Guj Lang & Lit by N. B. Divetia
૫ નરસિંહ મહેતા કૃત કાવ્યસંગ્રહ (ગુ. પ્રિ. પ્રે મુંબઇ)
૬ હારસમેનાં પદ અને હારમાળા–કે. કા. શાસ્ત્રી
૭. રાસસહસ્રપદી–કે. કા. શાસ્ત્રી
૮. ત્રીકમદાસનાં કાવ્યો—શ્રી. ન. ઈ. દેસાઈ
૯. વસંત વર્ષ ૩જું–૪ થું
૧૦ નરસૈયો–ભક્ત હરિનો—શ્રી. ક. મા. મુનશી
૧૧. પ્રાચીન ગુર્જર કાવ્યસંગ્રહ (ગા ઓ. માળા વડોદરા)
૧૨. પં. શા. પ્રા. ગુ કાવ્યો—(ગુ. વિ. સ. અમદાવાદ)
૧૩. નરસિંહ મહેતો: એક અધ્યયન—કે કા. શાસ્ત્રી
૧૪. ગુજરાતી સાહિત્યનું રેખાદર્શન કે કા. શાસ્ત્રી

# મયણ

[ સં. ૧૫૦૦ લગભગમાં હયાત ]

"વસંતવિલાસ" વગેરેમાં છે તેવો શબ્દાલંકારચાતુરીનો એક નાનો બીજો નમૂનો "મયણ છંદ" એ નામે ૩૪ કડીના નાના કાવ્યમાં આપણને મળે છે. કાવ્ય અદ્યાપિ અપ્રસિદ્ધ છે.[1] શ્રી. કનૈયાલાલ મુનશીએ એ કાવ્યના વિષયમાં ઉપયોગી માહિતી આપી છે તે ઉપરથી એના વિશે થોડી માહિતી આપણને મળે છે. એ છંદનો કર્તા કોઈ "મયણ બમ્ભ" છે. એ ક્યારે રચાયું એ જાણી શકાતું નથી. નીચે નમૂનો અપાશે, તેમાં જણાતા ભાષાસ્વરૂપથી એ મધ્ય. ગુ. ની ૧લી–૨જી ભૂમિકાની કૃતિ છે; એટલે સં. ૧૪૫૦-૧૫૦૦ લગભગમાં આ કૃતિ રચાઈ હોય. કવિએ આ કાવ્યમાં મર્યાદામાં રહી સંભોગ શૃંગારનું વર્ણન આપ્યું છે :

"એહુ જિ દંત તુહ વયણિ, એહુ જિ કજ્જલ તુહ નયણે,
એહુ જિ હાર તુહ કંઠિ, એહુ જિ ઝંઝર તુહ ચરણે,
અજીઅ પ્રેમલ એ ગંધ, સરસ છહિલ્લ મનમોહન.
અજીય ગલઇ કંચૂઉ, ભીડિ યૌવન તન સોહન.
કલસ કુચ વામી ન કિઉં, મયણખંભ તુ નતિ્થ ઇમ.
હે સખી ! સયલ આભરણ માહિ, દૈવિ ન સરજિઉ તિથિ તિમ.
દત ખંડિ કરવતુ, ચવર નેઉર હુતાશન.
મોતી ખધાર સમુદ્ર ગ્રસી પરિમલહ ઉરાસન.
કંચૂ ખંડવિખંડિ, લેઇ વલિ સોવિન વન્નઉ.
કજ્જલ અગનિ પ્રજ્જલિઉ, તુહ મઇ નયણે દિન્નઉ.
એહુ કલસકુંભ ઘણ કુટ્ટીઉ, ચક્ર પયરિ ભમાવીઉ.
એતલા તપ્પ જુ નહુ તવિઉ, તુ મુઝ પાસિ ન આવિઉ' "[2]

---

1. વડો. પ્રા. વિ. મં—સં. નં. ૬૦૯૦
2. ફા. ગુ. ત્રૈ. ૧૯૯૪, પૃ. ૩૨૫-૨૬

કવિએ બંધ તરીકે છપ્પય સ્વીકાર્યો છે. આ છપ્પય આપણે છેક ''ઉવએસમાલાકહાણયછપ્પય''માં[1] જોઇયે છિયે. કવિએ આમ પ્રચલિત છંદ પ્રયોજ્યો છ પણ એણે શામળમાં મળે છે તેવી રીતે પોતાની છાપ આપવાનો ક્રમ પણ સ્વીકાર્યો છે. છેલ્લી કડી જુઓ:

''બાલી બલિ નિઠર વચણ રવણિ રાવણશિરખંડણ;
ગજગતિ ગરુડાગામિ, ક્રાંતિ કંસાસુર-વિહંડણ.
બાલી બલિ છેતરણ દૈવિ દૈતાંદ્ધ નિકંદન
મધુરિ વાંણિ, મહિમાણિ, સુહવિ અસુરાં સંતાપણ.
કમલપણિ કમલવાસ હરિ, મુઝ મનિ ભામિનિ-ભયહરણ,
માનિનિ મચણ ઇમ ઉચ્ચરઇ, હરિલંકી હિવ હરિશરણિ.''[2]

કવિએ કૃષ્ણ-રાધાનો શૃંગાર ગાયો છે. આ કવિએ આ સિવાય કોઇ બીજું કાવ્ય લખ્યાનું જાણવામાં નથી. પોતાના કાવ્યને એ ''છંદ'' નામ આપે છે; સાથે એના ઉપર ''અવહટ્ટ''ની ચારણી અસર ''તપ્પ'' વગેરે શબ્દોમાં દેખાય છે; પણ એ બ્રાહ્મણ છે, એ પ્રથમની કડીમાં જ સ્પષ્ટ છે.

ચરિતસામગ્રીઃ

૧. ફાર્બસ ગુ. સ. ત્રૈમાસિક, ૧૯૯૪-૫ઃ અંક ૩ જામાં આવેલા શ્રી. કનૈયાલાલ મુનશીના 'નરસિંહયુગના કવિઓ'વાળો લેખ

---

૧. પ્રા. ગુ. કા. (ગા. ઓ. માળ), પૃ. ૧૧-૨૭
૨. ફા. ગુ. ત્રૈ, ૧૯૯૪, પૃ. ૩૨૬

# પદ્મનાભ

[ સં. ૧૫૧૨માં હયાત ]

મૂળે ઇતિહાસનો આશ્રય લઇને ગુજરાતી ભાષામાં રચાયેલાં કાવ્ય ઘણુ જ થોડાં મળે છે. એમાં પણ જૈનેતર કવિઓએ લખેલાં તો ગણ્યાં ગાંઠ્યાં જ છે. એમાં શ્રીધર વ્યાસના 'રણમલ્લ' છંદ પછી ગુજરાતી ભાષાના મધ્યકાલીન સ્વરૂપને સંપૂર્ણ રીતે સાચવી રાખતું તેમજ ઇતિહાસની કેટલીક વિગતોને બરોબર નોંધી રાખતું અને સાથેસાથ તત્કાલીન દેશ કાળ રીતરિવાજો પર સારો પ્રકાશ પાડતું જો કોઇપણ કાવ્ય હોય તો એ 'કાન્હડદે પ્રબંધ' છે.[1] આ કાવ્ય મૂળ વીસનગરના પણ પછીથી પશ્ચિમ મારવાડના ઝાલોરમાં જઇ વસેલા અને ત્યાંના 'કાન્હડદે પ્રબંધ'ના નાયકના વંશજ કોઇ જાગીરદાર ચોહાણ અખેરાજના આશ્રિત વીસનગરા નાગર બ્રાહ્મણ કવિ પદ્મનાભે સં. ૧૫૧૨માં રચેલું છે :

"સંવત પંનર બારોતરુ, તિણઇ દિનિ સોમવાર વિસ્તરુ ।
જાલહુર ગઢ ઉત્તમ ઠાઉ, રાઉલ કાહ્નન સાલહે નાઉ ।
પદ્મનાભ મનિ આણઇ નવી, તેહ તણી કીરતિ વર્ણવી ॥"

[ કા. પ્ર. ૪—૩૪૧, ૩૪૨ ]

અને

"વીસલનગરુ નાગર એક, પદ્મનાભ કવિ પુણ્ય વિવેક ।
× × + +
અખિરાજ સીખામણ સરી પદ્મનાભ કીરતિ વિસ્તરી ॥"

[ એજન. ૪—૩૭, ૩૩૮ ]

---

૧. આ કાવ્ય પરની વિસ્તૃત આલોચના માટે જુઓ સ્વ. ડા પી. દેરાસરીનો ત્રીજી ગુજરાતી સાહિત્ય પરિષદના રિપોર્ટમાંનો નિબંધ, K. M. Munshi ના Guj. & its Lit. નાં પૃ. 102–111, અને સ્વ. દેરાસરી સંપાદિત "કાન્હડદેપ્રબંધ"નું સ્વ. શ્રી. નરસિંહરાવ ભો. દિવેટિયાએ લખેલું "પુરોવચન."

આ કવિનું આ સિવાય કોઈ અન્ય કાવ્ય પ્રાપ્ત થયું નથી. આ કાવ્યના નામને છેડે આવેલા 'પ્રબંધ' શબ્દને લીધે એ જૈન ભંડારમાં સંરક્ષાઈ રહેલું. સ્વ. ડૉ. બ્યૂલર સંસ્કૃત હસ્તલિખિત ગ્રંથોની શોધમાં રાજપુતાનામાં ફરતા હતા ત્યાં થરાદના જૈનભંડારમાંથી એ પુસ્તક મળી આવ્યું. એની એમણે કરાવેલી નકલ સ્વ. નવલરામભાઈએ "શાળાપત્ર"ના સને ૧૮૭૭-૭૮ના અંકોમાં છાપી.[1] આવી રીતે સુરક્ષિત હોવાને કારણે એ કાવ્યની ભાષા અસલ સ્વરૂપમાં જળવાઈ રહી છે.

આ કાવ્યની ભાષા મધ્યકાલીન ગુજરાતીની બીજી ભૂમિકાની છે. એ "મુગ્ધાવબોધ ઔક્તિક"ની ભાષામાં મધ્ય. ગુજ.ની ત્રીજી ભૂમિકાની છાંટવાળી મિશ્ર ભાષા છે. સ્વ. નરસિંહરાવે એને "ગુર્જર અપભ્રંશ" એવું નામ આપ્યું છે.[2] ડૉ. ટેસિટોરીએ તો પહેલી ત્રણ ભૂમિકાઓને 'જૂની પશ્ચિમ રાજસ્થાની" કહી છે. આ ભાષા અંતિમ અપભ્રંશ પછીની ભૂમિકાઓની[3] એટલે કે જેમાં ગુજરાતની પ્રાંતીયતાનો આરંભ થઈ ચૂકેલો એવી છે; જો ક પદ્મનાભે તો એનું સામાન્ય "પ્રાકૃતબંધ" થી[4] નામકરણ કર્યું છે. પદ્મનાભના અનુગામી કવિ ભાલણે[5] એના પહેલા નળાખ્યાનના આરંભમાં "ગુજર ભાષા" કહી છે (જો કે ૧૦ મી કડીમાં 'અપભ્રંશ' નામ આપ્યું છે) એ

---

૧. કાન્હડદેપ્રબંધ, પ્રસ્તાવના, પૃ. ૫ મું અને ગુજ. મ ગં. રતબો, ૧, ૪૪. K M Monshi. Gut. & its Lit P 103

૨. કા. પ્ર. 'પુરોવચન' પૃ. ૧-૨

૩. કે. કા શાસ્ત્રી : મહાભારત, ગ્રંથ ૨ જાની પ્રસ્તાવના

૪. "પ્રાકૃતબંધ કવિત મતિ કરી." [ કા. પ્ર. ૪-૩૫૦]

૫. ભાલણની 'કાદંબરી'ની સં. ૧૬૭૨ની પ્રતમાં ભાષા મધ્ય ગુજ ની ૪થી મિશ્ર ભૂમિકાની છે; પણ એના સમયનો વિચાર કરતાં તે ૨ જી ભૂમિકાની અને ૩જી ભૂમિકાની સંધિની' એટલે 'કાન્હડદેપ્રબંધ'ની ભાષા જેવી હોવી જોઇયે, તો એ પદ્મનાભની ભાષા 'ગુર્જર' ભાષા થાય જ. અને એ જ ખરું છે.

જોતાં ગુજરાતીનુંજ એક સ્વરૂપ–શિષ્ટ સ્વરૂપ એ કાવ્યની ભાષાનું ગણવું જ જોઈયે.

પરંતુ હેમચંદ્રનો અપભ્રંશ સ્વયં આપણી ભાષાનું શુદ્ધ પ્રાચીન સ્વરૂપ હોવાથી અને એ "મુગ્ધાવબોધ ઔક્તિક"થી પૂર્વ ભૂમિકા –અંતિમ અપભ્રંશ સુધી ટકી રહેલું હોવાથી એ પ્રાચીન ગુજરાતી; "મુગ્ધાવબોધ ઔક્તિક"થી મધ્યકાલીન ગુજરાતની પ્રથમ ભૂમિકા, ભાલણની સ્વ. કે. હ. ધ્રુવે સંસ્કાર આપી છપાવેલી "કાદંબરી"એ ત્રીજી ભૂમિકા, અને વિષ્ણુદાસના "કર્ણપર્વ"ના ભાષા એ ચોથી ભૂમિકા, એ ચારે મધ્ય. ગુજરાતી; પછી પ્રેમાનંદના સમયથી અર્વાચીન ગુજરાતી; એમ નામકરણ કરવાથી કશો વાંધો નથી. એ રીતે "મુગ્ધાવબોધ ઔક્તિક" "રણમલ્લ છંદ" એ બે ગ્રંથની ભાષા પછીની આ તરફ આવતી ભાષા પદ્મનાભે "કાન્હડદે પ્રબંધ"થી આપી છે.

એણે એના કાવ્યમાં દોહા ચોપાઈ અને પવાડુ (દેશી ચાલ), આ ત્રણ બંધ સ્વીકાર્યા છે. આ ઐતિહાસિક કથાનક હોવાથી એણે એનું "પ્રબંધ" નામ આપ્યું જણાય છે. એણે કડવાં ન લખતાં આખા કાવ્યમાં ચાર ખંડ પાડી આપ્યા છે. આ પદ્ધતિએ લખાયેલ પૂર્વે અસાઈતની "હંસાઉલી" મળે છે, જેમાં પણ ચાર ખંડ મળે છે; માત્ર એમાં દેશી ચાલને બદલે જૂજ. દૂહા અને બાકી ચોપાઈજ દેખાય છે. અસાઇતે તો પોતાના કાવ્યને [1]पवाडु (સં. प्रबन्धः) કહેલ છે જ. પદ્મનાભ એનું નામ કહેતો નથી, છતાં જ્યાં દેશી ચાલ આપે છે ત્યાં ત્યાં મથાળે पवाडु[2] શબ્દ પ્રયોજે છે.

આ દેશી ચાલ, જયદેવમાં અને નરસિંહમાં જે સવૈયાના પ્રકારની ચોપાઈદાવટી છે, તે છે; એ ખાસ લક્ષમાં લેવા જેવી વસ્તુ છે.

---

૧. "એહ પવાડુ અસાઇત કહિઉ" [હં. ૪–૧૨૦]

૨. "કાન્હડદેપ્રબંધ," પૃ. ૫ વગેરે

"વડુ વીર વિખ્યાત વહીઉ મહમૂદ સાહ. 'મ જેહ,
અલૂખાન બલવન્તુ બન્દઉ મહુલ માંહિ તેહ.
અલૂખાન બલવન્તુ બાંદુ તાસ દીઉં ફુરમાણુ;
ગૂજરાતિ ઊપરિ દલ ન્સુધા બીડઉં દીઉં સુરતાણિ."

અસાઇતની જેમ આ પ્રબંધ આપણને "ગીતો" આપે છે; જેવાં કે રાગ રામગિરિનું (ખંડ ૧-૧૨૨ થી ૧૨૪), રાગ ધન્યાસીનું (ખંડ ૧-૨૪૨ થી ૨૪૭), રાગ સિંધૂઉનું (ખંડ ૨-૧૫૪ થી ૧૫૯), રાગ અદોલા ધન્યાસીનું (ખંડ ૩-૧૫૪ થી ૧૫૮), રાગ શિખરી ગીત (ખંડ ૩-૨૩૪ થી ૨૩૭), રાગ ધવલ ધન્યાસીનું (ખંડ ૪-૧૬૫થી ૧૬૮), રાગ ભૂછી દેશાખનું (ખંડ ૪-૨૪૦ થી ૨૪૬), ન લખેલા રાગનું (ખંડ ૪-૨૯૮ થી ૩૦૧), રાગ માલવસુ સામેરીનું (ખંડ ૪-૩૨૩ થી ૩૨૬), એમ ૯ ગીત આપેલાં છે. કવિ અસાઇત કે નરસિંહ જે પ્રમાણે પદની છેલ્લી કડીમાં પોતાના નામની છાપ મારે છે તે પ્રમાણે પદ્મનાભે છાપ મારી નથી, છતાં ઢાળ જુદા જુદા સ્વીકાર્યા છે:

રાગ-રામગિરિ

"એ અબલા બોલઇ હરિઉ: અસુરિ અસંભમ કીધ.
ચૌદ લોક સ્વામી ગ્રહીઉ તે પ્રાણિ પેખતાં લીધ!,
વિલવઇ એ સતી રે 'કીજઇ કંકણ ભંગ!
ઊછઇ નીરિ જિમ માછિલી (તિમ) વિરહ દહઇ અમ અંગ.(આંચલી)
જે કો બન્ધન છોડવઇ, પાતિગ છાણ્ડ પૂંઠિ.
વેદ વચન એમ સાંભલાં; તૂં કાહ્નાંનડદે ઊઠિ. વિ૦
છોડવિ સ્વામી અહ્મતણુ; મૂંગલ મ્લેચ્છ વિહણ્ડિ.
કીરતિ લિઇ કાહાનડ! ઘણી; તુજ નામ રહઇ નવખણ્ડિ. વિ૦"[૧]

આપણે અસાઇતમાં જોયું તેવું જ દોહાબંધનું આ વિરહગીત છે. એ જ બંધનું સૌભાગ્ય-ગીત પણ એણે આપ્યું છે:

રાગ ધન્યાસી

"ખાંડ વિ મિલઇ સુહાસણી, સખી ઊઠ્રણિ નવરંગ ઘાટ કિ.
જાઇ સહીય વધામણી, હઇયડલઇ હર્ખ ન માઇ કિ. જીમુ સહી.(આંચલી)

---

૧. કા. પ્ર. પૃ. ૧૩-૧૪

હાર નિગોદર બહિરખા, સખી, નેઉર રણઝણકાર કિ. જી.
ત્રાટ કરુ દરિ કનકમઇ, સખી, મોતીડે પૂરુ ચૂક કિ. જી.
તિલક કરુ કુંકમતણાં, સખી, તે રંગિ રાઉ વધાવુ કિ. જી.
અસુર દલી ઘરિ આવિઉ, સખી, શંકર બાડીઉ બંધ કિ, જી.
કાન્હડદેવ જીવે ઘણૂં, સખી, બોલિઇ માલદે વીર કિ. જી."[1]

આ પછીના બીજા ખંડમાં ૧૫૫-૧૫૮ કડીએ આવતા "રાગ સિંધૂઉ"ને, ત્રીજા ખંડમાં ૧૫૪-૧૫૮ કડીએ આવતા "રાગ અદોલા ધન્યાસી"ને, ૨૩૪-૨૩૯ કડીએ આવતા "રાગ શિખરી ગીત"ને, અને ચોથા ખંડમાં ૩૨૩-૩૨૬ કડીએ આવતા "રાગ માલવસુ સામેરી"ને બંધ પણ દોહા છે. ત્રણ બંધ કવિએ જુદા લીધા છે, તેમાંને ૧ લો સોરઠાબંધ છે :

રાગ-ધવલ ધન્યાસી

"બાહાદર પુર અંબિર અતરિ ચૂક આલેખીઉ,
કાન્હડદેઉનુ વીર સૂરતાણ સ્યૂં જ રમઇ.
એક સોનગિરુ રાઉ બીજુ ઢીલીનુ પાતસાહ.
ચૂપટિ પરઠચા ઘાઉ કુણ હારઇ કુણ જીપઇ ?"[2]

વીરરસને અનુકૂળ થાય એ દષ્ટિએ જાણે કે કવિએ સોરઠા-બંધ પસંદ કર્યો છે. બીજો બંધ "પવાડા"ને જ ચાલુ, નરસિંહે અને જયદેવે પ્રયોજેલો "સવૈયા" ચાલનો ચોપાઇ દાવટીને બંધ છે; આ જાતનો બંધ આપણને આ પૂર્વે હીરાનંદના વિદ્યાવિલાસ-પવાડામાં ચાલુ ગ્રંથમાં જ ઘણી કડીઓમાં મળે છે. પદ્મનાભને :

રાગ-ભૂછી દેશાખ

"બંધવ પુત્ર કલત્ર [ અનિ ] ધન યોવન જાણિ માયા જાલ,
જિણિ દિણિ હુઉ દૈવ ઊફરાટઉ, તિણિ દિણિ સહુઇ આલ.
હા હા દૈવ દોસ કિમ દીજિહો કિસિઉં દીસિ વહાણ.
ઘણિ સિહરિ અજી ન આવિહો, હૈડા થા પાષાણ."[3]

પણ એક બંધ જે પદ્મનાભે પ્રયોજ્યો છે તે ખાસ ધ્યાન ખેંચે છે. એ નમૂનો જુઓ :

૧. એજન. પૃ. ૨૭ ૨. એજન. પૃ. ૬૪ ૩. એજન. પૃ. ૧૦૩

રાગ

"રૂપિં સલૂણડી સવિ સાહેલડી વેલડી રહી રે નિહાળતી રે.
ટોડડે આવી ચ આંસૂડાં રહાવીય જાલહુર પરવત વધાવાઉ એ.
સુંદરી સોહામણી પરવત ઊપરિ ઘણી,
આણિ રે જ મારઇ મોકલામણી એ.
સર્વ ગુણ જાણ નઇ વંશ વલી ભાણ નઇ,
વીર અવતારયો ચહુઆણનિં એ
વલી રલીઆમણું અરધાસન વીરમતણું,
અહ્મે પામસ્યૂ સોનગિરિ બઇસણું."૧

છંદોબંધન તૂટતું હોવા છતાં એમાં છુપાયેલો ઝૂલણાબંધ પ્રતીત નથી થતો? સ્વ. ડાહ્યાભાઈ દેરાસરીએ રાગ નથી આપ્યો પણ સ્વ. નવલરામે "શાળાપત્ર"માં છાપેલી નકલમાં રાગ "છાઉલી" લખ્યો છે.[૨] એમાં પાઠ ભ્રષ્ટ છે, છતાં છંદ પકડવામાં મુશ્કેલી નથી નડતી. આમ પદ્મનાભમાં પણ આપણને નરસિંહના પ્રિય "ઝૂલણા"-નાં દર્શન થાય છે. બલ્કે, પદ્મનાભના ચારે પ્રકારના બંધ નરસિંહમાં પ્રયુક્ત છે, એ તજ્જ્ઞોને હવે અજાણ્યું નહિ રહે. વસ્તુસ્થિતિએ પદ્મનાભે તત્કાલે જનસમૂહમાં તેમજ સાહિત્યમાં પ્રયુક્ત પદબંધ જરૂર પડતા પ્રયોજી લીધા છે; એ છેક જાલોર સુધી વ્યાપક છે, એ કાંઈ થોડું મહત્ત્વનું નથી. જૈન કૃતિઓમાં આ બંધોની વ્યાપકતા આ પૂર્વે જ અને આ સમયમાં મળે છે. હીરાણંદનો વિદ્યાવિલાસ-પવાડો, બીજાં કાવ્યો: સુદર્શનરાસ ગજસિંહકુમારપ્રબંધ આવું વૈવિધ્ય આપે છે.

પણ આ પદ્મનાભની આપણને ઉપયોગિતા એના ઐતિહાસિક કાવ્યને લીધે વિશેષ છે. અલ્લાઉદ્દીન ખલજીએ ગુજરાત ઉપર સવારી કરી તેમાં કર્ણનો પ્રધાન માધવ કારણભૂત હતો એવી જે હકીકત શ્રુતપરંપરાથી લોકમાં પ્રચલિત છે તે પદ્મનાભના સમયમાં જ પ્રચારમાં આવી ગઈ હતી. આ હકીકત નિરાધાર છે એવું કેટલાક વિદ્વાનોનું માનવું છે સ્વ. રામલાલ ચૂ. મોદીએ એને પ્રામાણિક

---

૧. એજન. પૃ. ૧૦૯ ૨. શાળાપત્ર, પુ. ૧૬-૧૭મું, ૧૮૭૭-૮

ઠરાવવાનો પ્રયત્ન કર્યો છે, જે વાજબી જણાય છે, ગમે તે હો, પણ પદ્મનાભ એ હકીકત નોંધે છે કે—

"તિણિ અવસરિ ગૂજરધરરાઇ સારંગદે નામિ બોલાઇ.
મન્ત્રીજઉ તેહં નઉ બલવન્ત, કરણદેવ યુવરાજ ભણંત.
તિણિ અવગણિઉ માધવ બમ્ભ તાહિં લગઇ વિગ્રહ આરંભ
રીસાવીઉ મૂલગુ પ્રધાન કરી પ્રતિજ્ઞા નીમ્યૂ/ધાન;
'ગૂજરાતિનૂં ભોજન કરૂં જુ તુરકાણું આણું અન્હૂ'
\+ \+ \+ \+
પહિલૂં જઇ મિલીઉ દીવાણ, સાચી વાત સુણી સુરતાણિ.
અલાવદીન વડુ સુરતાણ ઘણિ દેસિ વરતાવી આણ.
ધરી ભેટિ ઘોડાની લાસ મીર ઊંબરે કરી અરદાસઃ
'વડુ મુકદ્દમ માધવ નામ પાતસાહનિ કરિ સલામ,'
\+ \+ \+ માધવ બમ્ભ કરઇ ફરિઆદિ :
\+ \+ \+ \+ \+ \+ \+
પહિલુ રાઇ હૂં અવગણિઉ; માહરુ બન્ધવ કેશવ હણિઉ.
તસ ઘરણી ઘરિ રાખી રાઇ, એવડુ રોસ ન સહિણુ જાઇ.
ગૂજરાતિસ્યૂં માંડિસિ કલહુ, માહારઇ સાથિ કટક મોકલહુ."૧

અલ્લાઉદ્દીને અલફખાનને મોકલી ગુજરાત ઉપર ચડાઈ કરાવી. માધવના બતાવ્યા પ્રમાણે એણે ગુજરાત આવતાં મોડાસાના બતડને હરાવી માર્યો, અને ગામોગામ લૂંટ ચલાવી કાહાનમ અને ચિંડોત્તરને પાયમાલ કર્યાં. પણ પાટણ નજીક આવતાં માધવે કર્ણને નાસી જવાનું કહેતાં એ નાસી છૂટયો અને પાટણની એવી દશા કરી નાખવામાં આવી કે

"જેણિ ઠામિ હૂતૂં દેહરાસર બાંગ દીઇ સેલાર."૨

આગળ ચાલતાં ગુજરાત અને સૌરાષ્ટ્રનાં ઘણાં શહેર ભાંગી છેક સોમનાથ જઈ મંદિર ભાંગ્યું, જ્યાં બીજા દિવસની લડાઈમાં માધવ ખપી ગયો. અંતે સોમનાથની મૂર્તિ કબજામાં લઈ દિલ્હી લઈ જવા 'તિહાં કેરિસિઉં ચૂનઉ'નો મનોરથ કર્યો; પણ માર્ગમાં

૧. કાન્હડદેપ્રબંધ, પૃ. ૨–૩–૪ ૨. એજન. પૃ.૮

જાલોરના સોનગિરા કાન્હડદેના પ્રદેશમાંથી લશ્કરને જવાનું થતાં કાન્હડદેએ અલફખાનને અટકાવ્યો અને ભારે લડાઇ પછી—

"સોમનાથ મૂકાવ્યુ રાઉલિ પછઇ પખાલિઆ લોહ."[1]

કવિ કહે છે કે એક મૂર્તિની પાંચ મૂર્તિ કરી, સોરઠ વાગડ આબુ જાલોર અને દેલવાડામાં મોકલાવી, ન હતાં ત્યાં મંદિર કર્યાં. આ પછી પદ્મનાભે અલ્લાઉદ્દીન અને કાન્હડદે વચ્ચે થયેલી ખૂનખાર લડાઈનું રસમય વર્ણન આપ્યું છે. ગુજરાતી ભાષામાં 'સમરારાસુ" અને "રણમલ્લ છંદ" પછી આ મહત્ત્વનું ઐતિહાસિક કાવ્ય છે. એમાં એનાં અતિશયોક્તિ ભરેલાં કવિપ્રતિભોત્થ વર્ણન આવે છે, છતાં સામાજિક ધાર્મિક તેમજ રાજકીય રીતરિવાજ વગેરે ઉપયોગી વસ્તુઓ મારી નથી ગઈ, એ કવિની વિશિષ્ટતા છે. કવિએ કેટલાંક વર્ણન બહુ સુંદર આપ્યાં છે; સ્ત્રીઓનાં આભૂષણોનાં વર્ણન, નગરરચનાનાં વર્ણન, લશ્કરનાં અંગોની સજાવટ અને કૂચનાં વર્ણન રોચક છે. એણે વાણીના અલંકારોનો પણ અત્રતત્ર સરળ પ્રયોગ અજમાવ્યો છે,

પદ્મનાભે આ કાવ્યમાં એક ઉપયોગી કાર્ય કર્યું છે તે તત્કાલીન ભૂગોળ સાંચવી છે તે; એ સાથે ગુજરાતી ભાષામાં એણે અરબી અને ફારસી શબ્દ રણમલ્લછંદકાર શ્રીધરની જેમ કુશળતાથી વણી લીધા છે તે. પદ્મનાભના સમયમાં, સમઝાય છે કે, વીરરસોચિત કાવ્યોમાં મોટે ભાગે મુસ્લિમો સાથે જ સામનો કરવાના પ્રસંગ આપવામાં આવ્યા હોવાથી અને અલ્લાઉદ્દીનના જ સમયથી મુસ્લિમોનો સંપર્ક તળપદા વિદ્વાનોમાં સારી રીતે થઈ ચૂકયો હોવાથી એ શબ્દોનો પ્રયોગ સર્વસાધારણ થઈ ગયો હશે. 'રણમલ્લછંદ'માં વપરાયેલા લગભગ બધા શબ્દ પદ્મનાભે પ્રયુક્ત કર્યા છે. એક ધ્યાન કવિએ રાખ્યું છે, તે એ છે કે ભાષાને એણે રણમલ્લછંદની ભાષા જેવી ચારણી ભાષાની છાંટવાળી ભાષામાંથી બચાવી લીધી છે. આમ મધ્યકાલીન ગુજરાતીપણું અણીશુદ્ધ એણે જાળવ્યું છે.

---

૧. એજન, ૨૬

કવિએ આ ઉપરાંત બીજી કોઈ કૃતિ રચી છે કે નહિ એ જાણવામાં નથી, પણ આ જ કાવ્યમાં એણે ગદ્યમાં પદ્દાઉલ્લી આપી છે તે ધ્યાન ખેંચે છે. બેશક. માણિક્યચંદ્રસૂરિના "પૃથ્વીચંદ્રચરિત" (લિ. સં. ૧૪૭૧)ની ભાષા જેવી આલંકારિક પ્રૌઢિ નથી. તેમ છતાં એ ગદ્ય ગમે નહિ એવું નથી જ. એક જ નમૂનો જુઓ :

"શ્રીનગર જાલહુરની રચના. ગઢમઢમંદિર પોલિ પગાર. અટ્ટાલિઆં માલિઆં. ટોડલિ ત્રિકલસાં. ગગનચુંબિત કોશીસાં. સાત ખવણાં ધવલગૃહ. રમ્ય પ્રદેશ. સૂકડીયા ગવાખ. મલયાગિરિ જાલી. કૃષ્ણાગરી થાંભલી. મણિબંધ કાચબંધ ભૂમિ. ઉરાઉરી વલભી. પગથીઆ ચૂક ચૂનાલૂઆ. શતભૂમિકા સહસ્રભૂમિકા સભાની રચના. સિંહાસન પરહુ છઇ મહારાજાધિરાજ કાન્હડદે સભા પૂરી બઇઠુ છઇ. પરિયચિ ઢલી છઇ. સોરંભના સોડ આવર્યા છઇ. સભા માંહિ સેરી મેલ્હાણિ છઇ. જાઇ, વેલ, વાલુ, કંદ, મચકંદ, દમણુ, મરુક, પાડલના પરિમલ. પંચવર્ણ પુષ્પજાતિના પ્રકર પાથર્યા છઇ. ગુલાલના ગંત્રરાગ ગહિગહ્યા છઇ. પડયાં કપૂર પગિ ચાંપિય છઇ ઘોડા વિઠ્ઠાલઇ ઘાલા છઇ. હાથીયાની સારસી આગલિ કાનિં પડિઉં કાંઈ નથી સાંભલીવૂં. પીતલહરના માદલનો ધોંકાર વાજિ છઇ. તત વિતત આનદ્ધ ઘન શુષિર પંચશબ્દ વાજિત્ર વાજઇ છઇ. પંચવર્ણ છત્ર ધરિયાં છઇ. ચામર વ્યજન બિહુ પાસિ હુઇ છઇ અમાત્યમંડલ, પ્રધાન, સામન્ત, મણ્ડલિક, શ્રીગરણા, વયગરણા, મુકુટવર્દ્ધન, અઙ્ગલેહ, મસાહણી, ટાવરી, બારહીયા એવંવિધ પુરુષિ બઇઠું છઇ."[1]

કચેરીનું વર્ણન આપતાં અપેક્ષિત સર્વ પદાર્થ એણે આપ્યા છે, જેનો ક્રમ મનોહર રીતે કવિએ આપ્યો છે. કાવ્યમાં પણ આ તત્ત્વ એણે અણીશુદ્ધ સાચવ્યું છે. વીરરસોચિત ઔચિત્યનું એણે યથાશક્ય પાલન કર્યું છે, જે અન્યાન્ય વર્ણનોમાંથી આપણને સ્પષ્ટ થાય છે. આમ મધ્યકાલીન ગુજરાતી ભાષાના ખેડાતા યુગમાં એક જૈનેતર એક ખંડકાવ્ય, કાવ્ય કહી શકાય એવા પ્રકારનું, આપી ભાષાને સમૃદ્ધ કરવામાં સફળતા મેળવે છે; એવા આ કવિના વિષયમાં એ જાલોરમાં રહેતો હશે, એ સિવાય બીજી માહિતી આપણે મેળવી શકતા નથી.

૧. એજન પૃ. ૨૧૭

ચરિતસામગ્રી:

૧. ત્રીજી ગુજરાતી સાહિત્ય પરિષદનો રિપોર્ટ
૨. કાન્હડદે પ્રબંધ—સ્વ. ડા. પી દેરાસરી સંપાદિત
૩. ,, ,, (શાળાપત્ર, ૧૮૭૭-૭૮)
૪. Guj. and its Lit. by K M Munshi
૫. ગુજ. ભાષા.ના માર્ગ. સ્તંભો—દી. બા. કૃ. મો. ઝવેરી

## વીરસિંહ

[ વિ. સં. ૧૫૨૦ લગભગમાં હયાત ]

"કાન્હડદેપ્રબંધ" ન મળ્યો હોત તો પદ્મનાભના અસ્તિત્વ વિશે આપણે કશું જાણી ન શક્યા હોત, તેવી જ રીતે "ઉષાહરણ" ન મળ્યું હોત તો વીરસિંહ થયો છે કે નહિ એની કલ્પના પણ આપણને આવી ન હોત. શ્રી ભોગીલાલ જ. સાંડેસરાએ સં. ૧૫૬૯ની એક જૂની હાથપ્રત ઉપરથી સંપાદન કરી "ઉષાહરણ" પ્રસિદ્ધ કરીને એક સારા કવિની કૃતિ જનતા સમક્ષ મૂકી, એ કવિની શક્તિનો પરિચય આપ્યો છે. અત્યાર સુધીમાં રચાયેલાં "ઉષાહરણો"માં આ ઉષાહરણ અત્યારે તો સૌથી જૂનું છે. ૧૦૦૦ પંક્તિનું આ કાવ્ય "કાન્હડદેપ્રબંધ"ની અદલોઅદલ ધાટી ઉપર રચાયેલું છે. ચુપઈ દોહા અને ગીતોનો પ્રયોગ, તેમજ કાવ્યાંતે ગદ્યનો પ્રયોગ સામાન્ય છે આ ઉપરાંત કવિએ થોડા માત્રામેળ છંદ પણ પ્રયુક્ત કર્યાં છે, એટલો એ આગળ વધ્યો છે.

વીરસિંહ કોણ હતો? ચારેક સ્થળે એ પોતાના નામનો ઉલ્લેખ કરે છે, જ્યાં તે "વરસંગ" નામ આપીને જ સંતોષ લે છે, પોતા વિશે બીજી કશી હકીકત નથી આપતો

પુરાણોમાંથી વસ્તુ લઇને કાવ્યો લખનારા જૈનેતર કવિઓમાં આ પૂર્વે નરસિંહ એક જ જાણવામાં આવ્યો છે કે જેણે સુદામાચરિત્ર રાસસહસ્રપદી અને કૃષ્ણજન્મસમેનાં પદો જેવાં સુંદર

કાવ્ય આપ્યાં છે. નરસિંહના વૃદ્ધમાન્ય જીવનકાળમાં જ થયેલો આ બીજો કવિ છે કે જેણે હરિવંશ અને ભાગવતપુરાણની કથાવસ્તુને લઈ "ઉષાહરણ" (વસ્તુતઃ તો 'અનિરુદ્ધહરણ') લખવાનો એક સફળ પ્રયત્ન કર્યો છે. આપણને પછીનાં મોટા ભાગનાં કાવ્યોમાં જેમ માત્ર પદબંધ સિવાય ખાસ કરામત નથી જોવામાં આવતી તેવું વીરસિંહની કૃતિમાં નથી. એ કાવ્યને "કાવ્ય" તરીકે આપવામાં સાવચેત રહે છે, જેને પરિણામે શૃંગાર અને વીરરસનો એક સારો નમૂનો આપતું કાવ્ય રજૂ થાય છે. પાર્વતી અને દીપકની હોડ મૂકી કવિએ દીવામાં "રાગ" કેમ થાય છે એની કાલ્પનિક વસ્તુ નીચે મુજબ બતાવી છે તેમાં, એની પ્રતિભા સાથે નરસિંહના જેવો પદબંધ, એ બે વસ્તુ મળી આવે છે :

કેદારુ

"સર્વ શૃંગાર કરી પહિરીનઇ ચોલી ચલણસરિ થૈ ચંડી.
ઢીઠડી વેણિ સરિસડી વિસહર ઝલમિલી દીવડિ મંડી.
નિશિ મન્દિર માહિ સેજ સખી અવસરિ અંતરિ થૈ કવિમતિ જોઇ.
દાક્ષાયણી દેવી અનઇ દીવડા દોઇ જણાં સિઉં વાદ હોઇ—ધ્રુપદ
માથા ઊપરિ મણિ ઝલકંતી કલાવનઇ તિ કાલ,
હેમરાખડી રતન બઇઠાં એ શામા સિરિ વાલ—નિશિ૦
દીશિ વયણ રાતડી રસના, ઊપરિ પંહુર નેત્ર,
સહિયિઇ સીંદૂર સરીનિ હંસ મોતી લગ શેત્ર—નિશિ૦
વાંસઇ અહિ દીસતુ દીરઘ સાહાતુ પૂછ સરેહિ.
ખાંતિ કરી ગુંથુ ક્ષામોદરિ વેણિ-ગોફણુ એહ—નિશિ૦
સાહી વીણિ સકતિ ઇમ બોલઇ, જું હુઇ વલગતિ નાગ,
તુ યોગિની જાણ જાલવી નિતિ હરકંઠિ વિલાગ—નિશિ૦
છાંડી વીણી વાલ કિયા મુક્તા; અમયા એ પરિ કીધી.
વરસંગ ભણઇ : પ્રતીતિ ઊપની તુ દીવડિ રાગ દીધી—નિશિ૦"

કવિએ ગૌરીપૂજનનો પૌરાણિક કર્મકુંડની પદ્ધતિમાં દેખાતો અને સાથે પોતાના સમયમાં પ્રચલિત એવો ક્રમ

-સારા સ્વરૂપમાં ચીતર્યો છે; કેટલીક સામાજિક વિધિઓ પણ આપી છે; એ જ રીતે ચિત્રપદ્ધતિનો પણ ઠીકઠીક પરિચય આપ્યો છે. આપણને "કાન્હડદેપ્રબંધ"માં મળે છે તેવાં નગર ગઢ સેના યુદ્ધ એ વગેરેનાં પણ આકર્ષક વર્ણન કવિએ આપ્યાં છે મુખ્યત્વે એ માટે એણે દૂહા અને ચુપઈબંધ પસંદ કરેલ છે. આમ છતાં ભુજંગપ્રયાત્ વસ્તુ ગાથા પદ્ધડી સારસી એ છંદો લીધા છે; ઉપરાંત "કાન્હડદેપ્રબંધ"માં આવતા પવાડાબંધ જેવી ચુપઈ–દાવટીબંધ (અહીં સવૈયાની રાહ)ની રાહ થોડા પ્રમાણમાં આપી છે. ખાસ ધ્યાન ખેંચે છે તે જુદા જુદા ઢાળમાં આપેલી દેશી-ઓનાં ગીત છે. પદ્મનાભે પદને અંતે પોતાનું નામ નથી આપ્યું, જ્યારે ક્યાંક ક્યાંક વીરસિંહે છાપ આપી છે, જે ઉપરના "કેદારુ"-ના એક પદમાં મળે છે. જે પદ સવૈયાની ચોપાઈ–દાવટીના બંધમાં છે. સૌથી પ્રથમ જે પદ ૮૨મી લીટી પછી આવે છે તે દોહાબંધનું છે :

**ધવલ ધન્યાસી**

"સીસીઇ શંકર તુહ નમિ રે, નમિઅ મહી દિનરાતિ,
લેખૂં લાગૂં નાલીયરે, પડિઅ તિ ફ્ણાગર પત્તિ,
સાંભલિ શિવ દેવા, બાણાસર બોલિ, દેવ નહી તહ્મ તોલિ.–સાંભલિ."[૧]

કવિએ ચાલુ દૂહા–બંધ ઉપર કેટલેક ઠેકાણે રાગનાં નામ લખ્યાં છે. જે એ એ રાગમાં ગાવા ઉદ્દિષ્ટ હશે. આમ કવિએ જે વૈવિધ્ય સ્વીકાર્યું છે તેમાં એને જૈન પ્રબંધોની પણ અસર થઇ સ્પષ્ટ છે એણે "કાન્હડદેપ્રબંધ" તો જોયો દીસે છે, કેમકે કેટલાંક વર્ણન બંનેમાં મળતાં આવે છે. "કાન્હડદેપ્રબંધ"નું પ્રાથમ્ય છે એ સ્પષ્ટ છે, કેમકે વીરસિંહ વૈવિધ્ય વધુ આપે છે આ વૈવિધ્ય અનુસરતાં દેશીનો એક નવો પ્રયોગ એણે આપ્યો છે. રુક્મિણી કૃષ્ણ પ્રતિ વિનંતિ કરે છે, તે પ્રસંગમાં :

---

૧. ઉષાહરણ, પૃ. ૨૮૫

### ધુલ રાગ દેશાખ

"ઇમ બોલઇ રવિમિણી જોડી એ હાથ એ
નાથ ન ચેતુ એ અહ્નનણોઇ, દૂરિ દાવાનલ દેખું એ દેવ એ.
જલ તું એ પાઇતલિ પેખું નહી એ.
પેખું નહી પર ન્યાતિ સખિ પડયા ઘર અનુધ્યાન,
સુણિ વીનતિ અમ્હ દેવ તું બ્રહ્મ મંડણ દેવ એ;
તું સૃષ્ટિ સવિ આધાર, જાતન જણ આસાર.
પહિરિયાં પીલાં ચીર. નવિ લાજ આણિ આહીર.
સખિ સમુક યાદવ, પછિ સુત સાહૂં લાવ,
વર ચાહતાં ખટમાસ વલી આજ પુહતી આસ.
વલી આજ પુહતી આસ સ્વામી પ્રી પરજાવ્યાં પ્રિથિવીણી;
સાર કરિ ન સ્વામી શ્રીરંગધરા ઇમ બોલઇ રાણી રિવિમણી;"૧

આ ઢાળ આ પૂર્વે સં. ૧૨૪૧ના 'ભરતેશ્વર બાહુબલિરાસ'ના 'સરસ્વતીધઉલ'માં મળે છે. એ અહીં જેનું અનુસરણ જનાર્દનના ઉષાહરણમાં મળે છે.[૨] જનાર્દને કેટલાક વધુ સારા દેશાખ઼ંવ આપ્યા છે, એ જેમ દેશીનો વિકાસ આપે છે તે પ્રમાણે વીરસિંહનું પુરોગામિત્વ પણ બતાવે છે. કાન્હડદેપ્રબંધ'માં અપાયેલી "ભટાઉલી" જેવું વર્ણન ગદ્ય-કટાવ-માં વીરસિંહે નીચે આપ્યું છે; એ વધુ સચોટ જણાય છે, કેમકે આમાં તો કવિએ થોડેથોડે શબ્દે પ્રવાહી અંત્યાનુપ્રાસ પણ આપેલ છે; જેવું કે—

**બોલી**

"મુહારી અ છંડી અ વાટ, બાધીઠ પરિયટ પાટ, મંડપિ ઊભી અ-શણગારિઇ હાટ, અગલા થરિ ઊઠયા થાટ, હાથિદંતના ત્રાટ, વિપ્ર વેદ ભણઇ, કલ્યાણ ઉચરઇ ભાટ;

"કાન્હજી બાણ મોડી, આવ્યા અનિરુદ્ધ છોડી, આવ્યા કુરંગાદિ ઘણી દ્વારકાપુરિ, એક આવાસ છોડિ.

"પંચવાનાં નીર ડોહિ, ચિત્રામ લિખીઇ ત્રિભોવન મોહિ, દેવદીપક-આદિ, ધીઇસું ઊંબર ઢોહિ, તોરણ તણાં રુઢકાર સોહિ;

---

૧. એજન, પૃ. ૩૧૦

૨. પ્રા. ગુ. કા. (સ્વ, દી. બ. મુ૧), પૃ. ૭૭–કડવું ૬

"એક કરિ ધરી કુંભ, માહિ વાસત અંભ, ભણી અ ભૂષણ દીધ હરિ-વાલિંભ, કેલિ આંગલિ થંભ. આગલિ ઊભી અ રંભ, ઉછંગિ કરી એ લીધઉ આપણુ ડંભ;

"આઠમઇ અવતારિ,કંસ માલાખાડિ મારી;બલિતણુ બાણુ મનાવય હારિ, યાદવવંશ વધારિ, સોલ સહસ્ર નારી,વરશિંગ ભણઇ દ્વાપર યુગ મઝારિ."

આ પદ્ધતિનો વિકાસ પદ્મનાભ અને જનાર્દન વચ્ચેનો વીરસિંહનો સમય બતાવે છે, એટલે શ્રી ભોગીલાલ સાંડેસરાએ સં. ૧૫૨૦ ૨૫[૩] લગભગનો સમય વીરસિંહનો આપ્યો છે, એ ઠીક જણાય છે.

વીરસિંહે એક ઉપયોગી વસ્તુ કાવ્યમાં આપી છે તે છત્રીસ કુલ ક્ષત્રિયોનાં નામ. કવિ પોતે જ કદાચિત્ ક્ષત્રિય હોવો જોઇયે, એ તો આમા કારણ નહિ હોય? નામ ઉપરથી એ ક્ષત્રિય હોવો શક્ય છે. બેશક, કવિપ્રતિભા પાસે કાંઇ નડતરરૂપ નથી હોતું, એટલે હરકોઇ પ્રકારનાં વર્ણન આપવા માત્રથી જ્ઞાતિ ન પકડી શકાય. એ કોઇ ચારણ કે ભાટ નથી, એ તો ચોક્કસ થઇ શકે છે, કેમકે એની ભાષા મધ્યકાલીન ગુજરાતીની ૨ જી ભૂમિકામાં સાંગોપાંગ છે, એમાં ચારણી સંસ્કારોની અસર નથી જણાતી.

આ કવિના વિષયમાં કશી માહિતી મળતી નથી કે કોઈ બીજી કૃતિ પણ મળતી નથી, એટલે એના ચરિતના વિષયમાં વિશેષ કશું નથી કહી શકાતું. એના કાવ્ય ઉપરથી માત્ર એનો સંસ્કૃત ભાષા અને તત્કાલીન પ્રૌઢ ભાષાનો પરિચય, એટલી જ વસ્તુ પકડી શકાય છે. એના કાવ્યની નકલ પાટણમાંથી મળી હોવાથી. અને એ એક જૈન સાધુએ કરેલી હોવાથી, પાટણના પ્રદેશમાં જ એ ક્યાંક થયો હશે, અથવા પદ્મનાભનું કાવ્ય જોયું જણાતું હોવાથી મારવાડમાં નિકટમાં જ એ ક્યાંક થયો હશે ધાર્મિક વિષયમાં એ સમભાવી જણાય છે; બેશક, જૈનધર્મની એના ઉપર અસર થયેલી જોવામાં આવતી નથી.

ચરિતસામગ્રી:—

૧. ઉષાહરણ: સં. શ્રી ભોગીલાલ જ. સાંડેસરા (શ્રીફાર્બસ ત્રૈમાસિક-૧૯૩૮)

---

૧. ઉષાહરણ પૃ. ૪૧૮   ૨. એજન, ઉપોદ્ઘાત, પૃ. ૨૪

ધુલ રાગ દેશાખ

"ઇમ બોલઇ રખિમિણી જોડી એ હાથ એ
નાથ ન ચેતુ એ અહ્મનસ્નેહ, દૂરિ દાવાનલ દેખું એ દેવ એ.
જલ તું એ પાઇતલિ પેખું નહી એ.
પેખું નહી પર ન્યાતિ સખિ પડયા ઘર અનુધ્યાન,
સુણિ વીનતિ અમ્હ દેવ તું બ્રહ્મ મંડણ દેવ એ;
તું સૃષ્ટિ સવિ આધાર, જાતન જણ આસાર.
પહિરિયાં પીલાં ચીર. નવિ લાજ આણિ આહીર.
સખિ સમુદ્ર યાદવ, પછિ સુત સાહૂં લાવ,
વર ચાહતાં ખટમાસ વલી આજ પુહતી આસ.
વલી આજ પુહતી આસ સ્વામી પ્રી પરજાવ્યાં પ્રિથિવીણી;
સાર કરિ ન સ્વામી શ્રીરંગધરા ઇમ બોવઇ રાણી રખિમણી."[1]

આ ઢાળ આ પૂર્વે સં. ૧૨૪૧ના 'ભરતેશ્વર બાહુબલિરાસ'ના 'સરસ્વતીધઉલં'માં મળે છે. એ અહીં જેવું અનુસરણ જનાર્દનના ઉષાહરણમાં મળે છે.[2] જનાર્દને કેટલાક વધુ સારા દેશીબંધ આપ્યા છે, એ જેમ દેશીનો વિકાસ આપે છે તે પ્રમાણે વીરસિંહનું પુરોગામિત્વ પણ બતાવે છે. કાન્હડદેપ્રબંધ'માં અપાયેલી "ભટાઉલી" જેવું વર્ણન ગદ્ય-કટાવ-માં વીરસિંહે નીચે આપ્યું છે; એ વધુ સચોટ જણાય છે, કેમકે આમાં તો કવિએ થોડેથોડે શબ્દે પ્રવાહી અંત્યાનુપ્રાસ પણ આપેલ છે; જેવું કે—

બોલી

"ખુહારી અ છંડી અ વાટ, બાધીઇં પરિયટ પાટ, મંડપિ ઊભી અ-શણગારિઇ હાટ, અજલા શરિ ઊઠયા થાટ, હાથિદંતના ત્રાટ, વિપ્ર વેદ ભણઇ, કલ્યાણ ઉચરઇ ભાટ;

"કાન્હજી બાણ મોડી, આવયા અનિરુદ્ધ છોડી, આવયા કન્યાદિ ઘણઈ દ્વારકાપુરિ, એક આવાસ છોડિ.

"પંચવર્ણાં નીર ડોહિ, ચિત્રામ લિખીઇ ત્રિભોવન મોહિ, દેવદીપક-આદિ, ધીહસું ઊંબર ઢોહિ, તોરણ તણાં રુદ્ધકાર સોહિ;

૧. એજન, પૃ. ૩૧૦
૨. પ્રા. ગુ. કા. (સ્વ. દી. બ. ધ્રુવ), પૃ. ૭૭-૮૩

"એક કરિ ભરી કુંભ, માહિ વાસત અંભ, ભણી અ ભૂષણુ દીધ હરિ વાલિભ, કેલિ આંગલિ થંભ. આગલિ ઊભી અ રંભ, ઉછંગિ કરી એ લીધઉ આપણુ ડંભ;

"આઠમઇ અવતારિ,કંસ માલાખાડિ મારી;બલિતણુ બાણુ મનાવય હારિ, યાદવવંશ વધારિ, સોલ સહસ્ર નારી,વરશિંગ ભણઇ દ્વાપર યુગ મઝારિ."

આ પદ્ધતિનો વિકાસ પદ્મનાભ અને જનાર્દન વચ્ચેનો વીરસિંહનો સમય બતાવે છે, એટલે શ્રી ભોગીલાલ સાંડેસરાએ સં. ૧૫૨૦ ૨૫[૨] લગભગનો સમય વીરસિંહનો આપ્યો છે, એ ઠીક જણાય છે.

વીરસિંહે એક ઉપયોગી વસ્તુ કાવ્યમાં આપી છે તે છત્રીસ કુલ ક્ષત્રિયોનાં નામ. કવિ પોતે જ કદાચિત્ ક્ષત્રિય હોવો જોઇયે, એ તો આમા કારણુ નહિ હોય? નામ ઉપરથી એ ક્ષત્રિય હોવો શકય છે. બેશક, કવિપ્રતિભા પાસે કાંઇ નડતરરૂપ નથી હોતું; એટલે હરકોઇ પ્રકારનાં વર્ણન આપવા માત્રથી જ્ઞાતિ ન પકડી શકાય. એ કોઇ ચારણુ કે ભાટ નથી, એ તો ચોક્કસ થઇ શકે છે, કેમકે એની ભાષા મધ્યકાલીન ગુજરાતીની ૨ જી ભૂમિકામાં સાંગોપાંગ છે, એમાં ચારણી સંસ્કારોની અસર નથી જણાતી.

આ કવિના વિષયમાં કશી માહિતી મળતી નથી કે કોઇ બીજી કૃતિ પણ મળતી નથી, એટલે એના ચરિતના વિષયમાં વિશેષ કશું નથી કહી શગાતું. એના કાવ્ય ઉપરથી માત્ર એનો સંસ્કૃત ભાષા અને તત્કાલીન પ્રૌઢ ભાષાનો પરિચય, એટલી જ વસ્તુ પકડી શકાય છે. એના કાવ્યની નકલ પાટણમાંથી મળી હોવાથી. અને એ એક જૈન સાધુએ કરેલી હોવાથી, પાટણના પ્રદેશમાં જ એ કયાંક થયો હશે, અથવા પદ્મનાભનું કાવ્ય જોયું જણાતું હોવાથી મારવાડમાં નિકટમાં જ એ કયાંક થયો હશે ધાર્મિક વિષયમાં એ સમભાવી જણાય છે; બેશક, જૈનધર્મની એના ઉપર અસર થયેલી જોવામાં આવતી નથી.

ચરિતસામગ્રી:—

૧. ઉષાહરણઃ સં. શ્રી ભોગીલાલ જ. સાંડેસરા (શ્રીફાર્બસ ત્રૈમાસિક-૧૯૩૮)

---

૧. ઉષાહરણુ પૃ. ૩૧૮ ૨. એજન, ઉપોદ્ઘાત, પૃ. ૨૪

**ધુલ રાગ દેશાખ**

"ઇમ બોલઇ રુખિમિણી જોડી એ હાથ એ
નાથ ન ચેતુ એ અહ્માતણોઇ, દૂરિ દાવાનલ દેખું એ દેવ એ.
જલ તું એ પાઇર્તલ પેખુ નહી એ
પેખું નહી પર ન્યાતિ સખિ પડયા ઘર અનુધ્યાન,
સુણિ વીનતિ અમ્હ દેવ તું બ્રહ્મ મંડણ દેવ એ;
તું સૃષ્ટિ સવિ આધાર, જાનન જાણુ આસાર.
પહિરિયાં પીલાં ચીર. નવિ લાજ આણિ આહીર.
સખિ સમુક યાદવ, પછિ સુત સાહૂં લાવ,
વર ચાહતાં ખટમાસ વલી આજ પુહતી આસ.
વલી આજ પુહતી આસ સ્વામી પ્રી પરનાવ્યાં પ્રિથિવીણી;
સાર કરિ ન સ્વામી શ્રીરંગધરા ઇમ બોલઇ રાણી રુખિમણી."[1]

આ ઢાળ આ પૂર્વે સં. ૧૨૪૧ના 'ભરતેશ્વર બાહુબલિરાસ'ના 'સરસ્વતીધઉલ'માં મળે છે. એ અહીં જેનું અનુસરણ જનાર્દનના ઉષાહરણમાં મળે છે.[2] જનાર્દને કેટલાક વધુ સારા દેશીબંધ આપ્યા છે, એ જેમ દેશીનો વિકાસ આપે છે તે પ્રમાણે વીરસિંહનું પુરોગામિત્વ પણ બતાવે છે. કાન્હડદેપ્રબંધ'માં અપાયેલી "ભટાઉલી" જેવું વર્ણન ગદ્ય-કટાવ-માં વીરસિંહે નીચે આપ્યું છે; એ વધુ સચોટ જણાય છે, કેમકે આમાં તો કવિએ થોડેથોડે શબ્દે પ્રવાહી અંત્યાનુપ્રાસ પણ આપેલ છે; જેવું કે—

**બોલી**

"બુહારી અ છંડી અ વાટ, બાધીઇ પરિચટ પાટ, મંડપિ ઊભી અ-શણગારિઇ હાટ, અબલા શરિ ઊઠયા થાટ, હાથિદંતના ત્રાટ, વિપ્ર વેદ ભણઇ, કલ્યાણ ઉચરઇ ભાટ;

"કાન્હજી બાણ મોડી, આવયા અનિરુદ્ધ છોડી, આવયા ઇન્દ્રાદિ ઘણઇ દ્વારકાપુરિ, એક આવાસ છોડિ.

"પંચવાનાં નીર ડોહિ, ચિત્રામ લિખીઇ ત્રિભોવન મોહિ, દેવદીપક આદિ, ધીઇસું ઊંબર ઢોહિ, તોરણ તણાં રુહકાર સોહિ;

---

૧. એજન, પૃ. ૩૧૦

૨. પ્રા. ગુ. કા. (સ્વ, હી. બ. ધ્રુવ), પૃ. ૭૭–કડવું ૬

"એક કરિ ભરી કુંભ, માહિ વાસત અંભ, ભણી અ ભૂષણ દીધ હરિ વાલિભ, કેલિ આંગલિ થંભ. આગલિ ઊભી અ રંભ, ઉછંગિ કરી એ લીધક આપણુ ડંભ;

"આઠમઇ અવતારિ, કંસ માલાખાડિ મારી; બલિતણુ બાણ મનાવય હારિ, યાદવવંશ વધારિ, સોલ સહસ્ર નારી, વરશિંગ ભણઇ દ્વાપર યુગ મઝારિ."

આ પદ્ધતિનો વિકાસ પદ્મનાભ અને જનાર્દન વચ્ચેનો વીરસિંહનો સમય બતાવે છે, એટલે શ્રી ભોગીલાલ સાંડેસરાએ સં. ૧૫૨૦ ૨૫[૩] લગભગનો સમય વીરસિંહનો આપ્યો છે, એ ઠીક જણાય છે.

વીરસિંહે એક ઉપયોગી વસ્તુ કાવ્યમાં આપી છે તે છત્રીસ કુલ ક્ષત્રિયોનાં નામ. કવિ પોતે જ કદાચિત્ ક્ષત્રિય હોવો જોઇયે, એ તો આમા કારણ નહિ હોય? નામ ઉપરથી એ ક્ષત્રિય હોવો શકય છે. બેશક, કવિપ્રતિભા પાસે કાંઇ નડતરરૂપ નથી હોતું, એટલે હરકોઇ પ્રકારનાં વર્ણન આપવા માત્રથી જ્ઞાતિ ન પકડી શકાય. એ કોઇ ચારણ કે ભાટ નથી, એ તો ચોક્કસ થઇ શકે છે, કેમકે એની ભાષા મધ્યકાલીન ગુજરાતીની ૨ જી ભૂમિકામાં સાંગોપાંગ છે, એમાં ચારણી સંસ્કારોની અસર નથી જણાતી.

આ કવિના વિષયમાં કશી માહિતી મળતી નથી કે કોઈ બીજી કૃતિ પણ મળતી નથી, એટલે એના ચરિતના વિષયમાં વિશેષ કશું નથી કહી શકાતું. એના કાવ્ય ઉપરથી માત્ર એનો સંસ્કૃત ભાષા અને તત્કાલીન પ્રૌઢ ભાષાનો પરિચય, એટલી જ વસ્તુ પકડી શકાય છે. એના કાવ્યની નકલ પાટણમાંથી મળી હોવાથી. અને એ એક જૈન સાધુએ કરેલી હોવાથી, પાટણના પ્રદેશમાં જ એ કયાંક થયો હશે, અથવા પદ્મનાભનું કાવ્ય જોયું જણાતું હોવાથી મારવાડમાં નિકટમાં જ એ કયાંક થયો હશે ધાર્મિક વિષયમાં એ સમભાવી જણાય છે; બેશક, જૈનધર્મની એના ઉપર અસર થયેલી જોવામાં આવતી નથી.

ચરિતસામગ્રી:—

૧. ઉપાહરણ: સં. શ્રી ભોગીલાલ જ. સાંડેસરા (ફાર્બસ ત્રૈમાસિક-૧૯૩૮)

૧. ઉપાહરણ પૃ. ૩૫૮. ૨. એજન, ઉપોદ્ઘાત, પૃ. ૨૪

# કર્મણ મંત્રી

[ સં. ૧૫૨૬ માં હયાત ]

"પંદરમા શતકનાં પ્રાચીન ગુર્જર કાવ્ય"માં છપાયેલા ૪૯૫ કડીના 'સીતાહરણ' કિંવા 'રામાયણ' કે 'રામકથા'ના કર્તા કર્મણ મંત્રીના સંબંધમાં કાવ્યમાંથી વિશેષ કાંઈપણ હકીકત મળતી નથી. એ કાવ્ય એણે સં. ૧૫૨૬માં રચ્યાનો ઉલ્લેખ કર્યો છે :

"સંવત પંનર છવ્વીસઇ સીતાહરણ વિચાર,
કર જોડી કર્મણ તવઇ અહાહ ગિરા આધાર[1] "

એણે પોતાના એક માત્ર આ કાવ્યમાં પોતાને માટે મંત્રી વિશેષણ મૂક્યું છે. પણ એ મંત્રી ક્યાંનો ? સં. ૧૫૧૨માં પશ્ચિમ મારવાડમાં આવેલા જાલોરમાં રચાયેલા વીસનગરા નાગર કવિ પદ્મનાભના રચેલા "કાન્હડદે પ્રબંધ"માંની કેટલીક પંક્તિઓ "સીતાહરણ"ની કેટલીક પંક્તિઓ સાથે મળતાપણું ધરાવતી હોવાથી તેમજ કેટલાક પ્રસંગ એકસરખા વર્ણિત હોવાથી એ બંને કવિઓ વચ્ચે નિકટતા હોવાનો અભિપ્રાય સ્વીકારવામાં આવે છે,[2] અને તેથી એ કદાચ એક જ ગામના વતની હોય તો કર્મણ મંત્રી જાલોરના ઠાકોરનો મંત્રી હોઈ શકે. એ જ્ઞાતિએ વણિક હોવાની માન્યતા છે.[3] એ થોડું સંસ્કૃત જાણે છે એ કાવ્યમાં આપેલા સંસ્કૃત શ્લોકોથી અટકળી શકાય.

કવિ તરીકે કર્મણ કોઈ વિશેષતા ધરાવતો નથી. એણે 'સીતા-હરણ'માં પવાડા (ચાલુ સવૈયાની દેશી ઉપરાંત દોહા ચોપાઇ છપ્પય એ ત્રણ માત્રામેળ છંદ પ્રયોજ્યા છે, જેમાં છપ્પય માત્ર એક જ વાર આવે છે. ૪૯૫ કડીના લાંબા કાવ્યમાં એણે ૧ 'સપન-

---

૧. આ કાવ્યની એક પ્રત સ્વ. દી. બ. કે. હ. ધ્રુવના સંગ્રહમાં હતી.
૨. પ્રા. ગુ. કા. સ્વ. દી કે. હ. ધ્રુવ સંપાદિત, પ્રસ્તા. પૃ. ૧૭
૩. K. M. Munshi, Guj. & its Lit., P 123

ગીત' અને ૫ "ધૂલ" આપ્યાં છે એમાંનું 'સપનગીત' સવૈયાની દેશીમાં છે. એમાં એણે નરસિંહ મહેતાની જેમ પોતાના નામની છાપ આપી છે તે ઉપયોગી જણાય છે. નરસિંહ મહેતાનાં આવાં ઘણાં પદ મળે છે જ. કર્મણનું:

રાગ—ભુપાલી

"એક જ અચરજ સહી! આ ભણૂં બોલઇ ત્રિજટા બહિન,
"રામ લક્ષ્મણ બિહૂં જણૂં લઙ્કા આવ્યા વાનર સેનિ;
મઇ લાધૂં સપનૂં, સખી!— ધ્રુવપદ
બાંધી પાજ નીરિ તિહાં નિશ્ચલઃ સાથિ હનમન્ત ભીંછ
વિકટરૂપ દીસઇ વાનરા; રૌદ્ર ઘણા માંહિ રીછ. મઇ૦
માતા સીતા! જાણૂં વાનર ત્રિકૂટિ ગઢિ ચડિયા.
સવા લાખ સુત, રાવણ રાણુ, કુંભકર્ણ રણિ પડિયા, મઇ૦
જાણૂં લંક વિભીષણ દીધી, અમર કોડિ તિહાં મિલિયા;
મંત્રી કર્મણચુ સ્વામિ અયોધ્યા રામ સીતા લેઇ વલિયા. મઇ૦"[૧]

પછીનાં જે પાંચ "ધૂલ"=ધોળ છે તે નરસિંહની "ચાતુરી ષોડશી"માંનાં જેવાં નાનાં કડવાં છે; ઢાળ અહીં સવૈયાનો છે, જ્યારે નરસિંહમાં હરિગીતનો છે; ભાલણમાં પછી એ ઠીક ઠીક વિકાસ પામે છે.

મંત્રી કર્મણ જો જાલોર તરફના પ્રદેશનો હોય તો પદ્મનાભ અને વીરસિંહ ઉપરાંત આ એક ત્રીજો કવિ મળે છે કે જે તળ ગુજરાતનો જ માત્ર ન હોતાં રાજસ્થાનનો પણ હોય. એની ભાષા દી. બ. કેશવલાલ ધ્રુવે પ્રા. કા.માં આપી છે તે જોતાં એ મધ્યકાલીન ગુજરાતીની બીજી ભૂમિકાની છે. આ ભાષા સાહિત્યની ભાષા તરીકે ગુજરાત ઉપરાંત મારવાડમાં પણ હતી, એને આનાથી પુષ્ટિ મળે છે. ડૉ. ટૅસ્સિટોરી એ સમગ્ર ભાષાને જૂની પશ્ચિમ રાજસ્થાની એવું નામ આપે છે એ વિધાનને આનાથી પુષ્ટિ મળે; જો કે આમાં

૧. પ્રા. ગુ. કા. પૃ ૪૪

વપરાયેલી ભાષાનો પ્રાંતીય દૃષ્ટિએ વિચાર કરતાં જે સ્વરૂપ છે તે ગુજરાતના[1] સ્વરૂપથી ભિન્ન ન જ ગણી શકાય.

ચરિતસામગ્રી :

૧. પંદરમા શતકનાં પ્રા. ગુ. કાવ્યો, સ્વ. દી. બ કે. હ. ધ્રુવ-સંપાદિત

૨. પાંચમી સાહિત્ય પરિષદના રિપોર્ટમાં છપાયેલો સ્વ. શ્રી. ડાહ્યાભાઇ પી. દેરાસરીનો 'મંત્રી કર્મણનું સીતાહરણ'નો લેખ

૩. Guj & its Lit by K. M Munshi

## માંડણ બંધારો

[ વિક્રમના ૧૬ મા શતકનો પૂર્વાર્ધ ]

'પ્રૂટ્પદી ચોપાઈ જેવો પૂર્વે કદી ન પ્રયોજાયેલો અને પછીથી માત્ર અખા સિવાય અન્ય કોઈપણ કવિએ ન પ્રયોજેલો કાવ્યબંધ પ્રયોજીને લોકોક્તિઓ કિંવા કહેવતોથી ભરપૂર 'પ્રબોધબત્રીશી' જેવું આધ્યાત્મિક જ્ઞાન ઉપરાંત સામાજિક વિષયો ચર્ચતું કાવ્ય અર્પનાર[1] શિરોહીમાં થયેલા કવિ માંડણ બંધારાના સમયના વિષયમાં નિશ્ચિત રીતે જોકે કાંઈ કહી શકાતું નથી, છતાં છપાયેલા 'પ્રબોધબત્રીશી' અને અપ્રસિદ્ધ 'રામાયણ' તથા 'રુક્માંગદકથા'ની ભાષા ઉપરથી એમ કહી શકાય કે એ વિક્રમના ૧૬ મા શતકના આરંભમાં થયો હોય. એનાં 'રામાયણ' અને 'રુક્માંગદકથા'ની હાથપ્રત જૂનામાં

---

૧. સ્વ. દી. બ. ધ્રુવ મહોદયે વાપરેલી હાથપ્રત સં ૧૬૦૫માં ઉતારેલી છે. કર્મણની ભાષામાં કોઇ મારવાડીની છાંટ હોય અને લહિયાએ એ ગાળી નાખી હોય તો ૮૦ વર્ષના ગાળામાં એ અસંભવિત નથી. (પ્રતની ઉ. સાલ માટે જુઓ એજન, પૃ. ૭૪.)

૧. સ્વ. અંબાલાલ બુ. જાની આ ગામને "ઉના-શિહોર" ગણે છે. જુઓ હરિલીલાનો ઉપોદ્ઘાત, પૃ, ૯૭ અને કવિને સૌરાષ્ટ્રના કવિઓમાં ગણાવે છે,

જૂની સં. ૧૫૭૪ માં નકલ થયેલી મળે છે,[૨] એટલે એ એના સમયની છેલ્લી મર્યાદા છે.

પોતાના વિષયમાં એણે થોડી માહિતી એનાં કાવ્યોમાં આપી છે. "રુક્‌માંગદકથા"માં એ જણાવે છે:

"જોશી મદનતણૂં શિશિ, પંડિત સૂગ દેસ।
આદરિ ગ્રંથ સુણાવિઉ તુ પામ્યુ ઉપદેસ. ૩"

કાવ્યના આરંભમાં આ પ્રમાણે પોતાને જોશી મદનનો શિષ્ય કહી અંતે એ જણાવે છે:

"શીરોહી સારણ સાવિથિ કરી કથા આવી મનશિધિ।
આવ્યુ કુલે બંધારા તણુઇ લીધુ જનમ કૃત આપણુઇ ॥ ૧૨ ॥
માતા મેઘૂ ઉદરિ નિવાસ વૈષ્ણવ ભક્ત સવ્હુંનુ દાસ।
સાચઇ કૂડઇ મિરિ મંડણુ મુખિ હરિનાંમ આવશિ ॥ ૧૩ ॥"

આ પ્રમાણે એ શિરોહીનો વતની અને જ્ઞાતિએ બંધારો છે. એની માતાનું નામ મેઘૂ છે. એના પિતાના નામનો આમાં ઉલ્લેખ નથી; છતાં 'હનુમંતાખ્યાન"ના અંતમાં એ "હરિ હરિદાસ તાત હરિ શંભ[૧]—જેના હૃદયમાં શિવ વસે છે, તેવો હરિભકત હરિ પિતા છે" એમ કહે છે; એ ઉપરથી એના પિતાનું નામ 'હરિ" સમઝાય છે. રામાયણ પ્રબોધબત્રીશી અને એના પાંડવવિષ્ટિમાં પણ આથી વિશેષ હકીકત મળતી નથી. રામાયણ જેમ તૂટક મળે છે તે પ્રમાણે પાંડવવિષ્ટિ પણ તૂટક મળે છે. આ પાછલા કાવ્યમાં એણે રોળા અને ઉલ્લાલાના મિશ્રણવાળો પ્રચલિત છપ્પયછંદ પ્રયોજ્યો છે.

"પ્રબોધબત્રીશી"માં એણે જુદી જુદી ૩૨ વીશીઓ (૨૦-૨૦ ષટ્‌પદી ચોપાઈમાં) રચી છે. અખાનાં અંગોમાં જેવી જ્ઞાનગોષ્ઠીઓ મળે છે તેવી જ્ઞાનગોષ્ઠીઓ આમાં મળે છે. આ પદ્ધતિનાં ગુજરાતી કાવ્ય માંડણ અને અખા સિવાય અન્યનાં જાણીતાં નથી. નરહરિએ

---

૧. ગુ. વિ. સ. હ. લિ. પુ સં. નં. ૫૫૨ વ-બ.

૨. જુઓ એજન. આ હનુમંત આખ્યાન એના રામાયણમાં જ પ્રથમના ૩૦ ખંડમાં સમાવિષ્ટ છે.

જુદી જુદી ગીતાઓ લખી છે, પણ એ ચાલુ દેશી બંધમાં જ છે.

"પ્રબોધબત્રીશી"માં એણે ૪૦૦ થી ૫૦૦ જેટલી કહેવતો કાવ્યમાં વણી લઇ પોતાનો લોકમાનસનો પણ અનુભવ રજૂ કર્યો છે. સારામાં સારા વિદ્વાનને જેબ આપે તેવી રીતે એણે એ કાવ્યમાં વિષય રજૂ કર્યો છે. વસ્તુસ્થિતિએ એ કાવ્યની પ્રત્યેક કડી એક સુંદર સુભાષિત તરીકે દીપે છે.

એની પ્રત્યેક વીશી ઊંડા બોધ અને તત્ત્વજ્ઞાનથી ભરેલી છે. અખાને જે જાતનો ગુરુને માટે અનુભવ બંધાયો હતો. તેનાં મૂળ માંડણમાં આપણે જોઈ શકિયે ખરા, સાથે એણે પાખંડ ઉપર જે ટકોર કરી છે તે જોવા જેવી છે :

"પાખંડી ગુરુ માથઇ કર્યા, વાચી વેદ ઙવટિ સાંચર્યા.
ધર્મ તણી હાંણિ નવિ સર્યું, ઉપરિ આલિ ધન વાવર્યું.
મિથ્યાવાપિ હૌઆ સંયમી, 'ભઇસિ કેડિ પાડી નીગમી.' ૮૧.
પાખંડી પૂજા આદરી, બઇઠા મૂરત પાખલિ ફિરી.
કહિ કુલયુગનુ લેઉ પાર, એહવા ભક્ત ગુરુ તેહવાર.
'નારિ સતી પુરુષ તિમ સતુ, ગાધ ગૂણિ કલશીનુ પિતુ' ૮૨.

આ જ પ્રસંગે એણે કહેવતોના ખડકા કરી દીધા છે :

"'ઘોડઇ ચડચા કોઇ નવિ કલઇ, ચડિ ગાધિ સહુ જોવા મિલઇ.'
'જુ બઇઠા નવિ નિરખઇ કોઇ, તુ ઉભાં દીઠઇ શૂં હોઇ?' ૮૩.
'મીચઇ આંખ ન મીચઇ હૈઆ, ન ચલઇ કાછ ચાલઇ ધોતીઆં.'
'લાઇ ભૂતી વિભૂતી ન લઇ, તન સાંકલી નઇ મન સાંકલઇ.'
'હાંમી ઊંટ સકિ નવિ કોઇ, એ ગાહાદિ દામંતાં જોઇ.' ૮૪
'અંગિ રાખ મનઇ રાખડી, બાહરિ બાંગ માંહિ ખાંગડી.'
'ભાલિ ચંદન મન માંહિ ચાંદલી, માંહિ વન અંતરિ વની.'
'એ ગુડીયા સંચારા દોર, અણદેખણી તે રાજા ચોર.'[1]

"પ્રબોધબત્રીશી" કહેવતોથી કર્ણકટુ થઈ પડે છે; પણ માંડણના જમાનામાં આટલી બધી કહેવતો એકી સાથે એક ગ્રંથમાં એકત્રિત

૧. માંડણ : પ્રબોધબત્રીશી, પૃ. ૧૧

કરી આપી લોકોક્તિઓ સર્વસુલભ બનાવવામાં એ ઉપયોગી છે. એ કાર્ય શ્રમસાધ્ય છે; એ એવું કે પાછું કાવ્યમાં વિષય સાથે સાંકળી આપી, એણે એક કોશકારનું કામ કરી આપ્યું છે.

પણ માંડણ નીરસ કાવ્ય જ લખે છે એવું નથી; એણે રામાયણ લખી પોતાની રસપ્રિયતા પુરવાર કરી આપી છે. એણે એમાં ચોપાઈ અને પૂર્વછાયુ (દોહા) બંધ સ્વીકાર્યો છે. ૭૦-૭૦, ૭૫-૭૫ કડીઓના એણે ૭૦ ખંડ લખ્યા છે, આમ એણે એક વિસ્તૃત કાવ્ય-જેને આપણે "આખ્યાન" કહી શકિયે એવું આપ્યું છે. રામના વનવાસમાં ભરત મળવા જાય છે એ પ્રસંગ માંડણ આપે છે, એ જોતાં એની પદ્ધતિ કેવી હતી એ આપણે જોઈ શકીશું :

"બિસારી સવિ લોકપ્રધાન, એ તૂં અહ્ય નઈ છુ સવિ માંન ।
જશૂં વિહાં રામ લક્ષમણા, વાલી લાવિસુ ભ્રાત્રિ આપણા ॥ ૯૬ ॥
સહુઇ રાજલોક સજ થાઇ, સાથઇ અંતેઉરિ સવિ જાઇ ।
સર્વ અયોધ્યાનાં યે લોક, સાથિ ચાલ્યા ટાલણ્ શોક ॥ ૯૭ ॥
લીધૂં સેન સંઘાતઇ ઘણૂં, જાઈ રામ છતા યિહાં સુણૂં ।
લાધી કેડિ ગહન બહુ ગમ્યાં, ત્રણ્ય જણાં વિહાં વીસમ્યા ॥ ૯૮ ॥
યે યે ભૂમિ રાંમ રહ્યા જાણિ, હરઇ પ્રણાંમ શીસ નવિ હાંણિ ।
તેણી ભોમિ લોટઇ શર નમી, હુ આઘુ ચાલઇ અવની ॥ ૯૯ ॥
ચિત્રકોટિ જાણ્યાં ત્યાંહાં છતા, મેહેલ્યુ રથ દસ યોજન છતાં ।
પાલુ પલઇ ભક્તિ મનિ ધરી, અંતરિ રાંમચરણ્ શર ધરી ॥ ૭૦૦ ॥
લક્ષ્મણ અવની ધ્રમધ્રમકાર, ચાલ્યુ આવઇ કો દલ ભાર ।
સહી એ ભરથ પાણિ વનિ ગણી, ખારી રાજ નિકંટક મણી ॥ ૭૦૧ ॥
નવ બાંણ સાંધી રહુ સ્વામિ, ચાલ્યુ આવઇ શત્ર વિરાંમિ ।
વારયુ રામઇ બાંધવ આપણું, એ હઇ દશરથ રાજા તણુ ॥ ૨ ॥
જાણ્યુ ભરથ આવતુ રાંમિ, બિઠા વ્રક્ષ તલઇ વિશ્રાંમિ ।
મેહેલ્યા મઢી બાહરિ આવીઆ, લઘુ બાંધવ આવત પેખીઆ ॥ ૩ ॥

× × ×

દીન વચન પ્રથ બોલઇ ઘણું, દેષાડઇ અંતર આપણું ।
કેગઇ તણુ પુત્ર નવિ ટલૂં, શૂં મુખ દેષાડી તઝ મિલૂં ॥ ૯ ॥
સ્વામી એ તાં મઝ અપરાધ, આતુ વનઇ તહ્મે મઠ બાંધ ।
જુ અહ્મ જનમ ન ધરતી માઇ, કા તહ્મ વનનુ રચત ઉપાઇ ॥ ૧૦ ॥
અહ્મ અપરાધ સવે પરહરી, પાછા પાધારુ મંદિરિ ।
સ્વાંમી એ આજ્ઞા તવ કરૂં, તૂં વિણુ પ્રાણ ન વેલા ધરૂં ॥ ૧૧ ॥
બિસુ રાજિ અયોધ્યાં જઇ, પાલોસ વચન હું અવનિ રહી ।
કરૂં તહ્માઉં વચન પ્રમાંણુ, વતી તહ્મારી સાષી સાંણુ ॥ ૧૨ ॥
લઘુ બાંધવડાનૂં વતૂં, કરઇ સહૂ વતાં એ ચગતૂં ।
વેદ સમૃત્ય ઇમ કહઇ પુરાંણ, મોટઇરૂ બોલઇ ઇમ જાણિ ॥ ૧૩ ॥
હાથી કાનિ ન સહ્યા જાઇ, ચાલ્યુ તેહ શૂં કિશુ ઉપાઇ ।
રાજલોક સવિ તુહુરા કરઇ, ઘણુંઇ દીન વચન ઉચ્ચરઇ ॥ ૧૪ ॥”[1]

આ પદ્ધતિ જોવાથી માલૂમ પડશે કે પાછળથી ભાલણ નાકર વગેરેની જે આખ્યાનપદ્ધતિ છે તે નિરાડંબર પદ્ધતિ જ આ છે, માંડણ માત્ર કડવાં નથી આપતો, સાથે મુખ્યત્વે ચોપાઈમાં જ લખે છે, જ્યારે પછીના કવિઓ ચોપાઈ અને ચોપાઈ દાવટી પ્રયોજે છે.

રુક્‌માંગદકથા પણ પ્રથમ પૂર્વછાયુ અને પછી ચોપાઈ, એ રીતનું કાવ્ય છે. એ પણ કવિત્વની દૃષ્ટિએ રામાયણ જેવું જ સાદું પૌરાણિક આખ્યાન છે. માંડણે પૂર્વછાયુ–ચોપાઈ પદ્ધતિ રાખી છે, ભીમ માંડણની પદ્ધતિ સાચવે છે, જ્યારે કર્મણ પદ્મનાભની પદ્ધતિ સ્વીકારે છે; ભાલણ તો પછી કડવા–પદ્ધતિનો સમાદર કરે છે.

એનાં ઉપરનાં કાવ્યો ઉપરાંત એક “સતભામાનું રૂસણું”[2] પણ મળે છે. એ અદ્યાપિ અપ્રસિદ્ધ છે. એણે એ ઉપરાંત પદ પણ લખ્યાં છે. જે પ્રતમાં રામાયણ ને રુક્‌માંગદકથા લખેલી છે તે જ પ્રતમાં એનાં નીચેનાં બે પદ મળે છે :

---

૧. ગુ વિ સ હ. લિ. સં. નં. ૫૫૨

૨. જુઓ ગુજરાતી પ્રેસ—મુંબઈના સંગ્રહ, ૨૪ ક. [ત્રુટક પ્રત]

### રાગ મલ્હાર

"સાગર બોલિ સાંભલિ નાંમા તૂં ગુણ પાર ન જાંણૂં રે ।
આણૂં કવણ ઓપમા ॥
એ ઉપગાર તિ કીકલા અહ્મચિ ।
કેતા કરૂં અવધાંણૂ કે, જાણૂં ન પાર તુહ્મ,–હુંદિ ॥
જેહચા પાઉ શેવિં સુરપતિ શીતાપતિ શ્રીરાંમો ।
તે અહ્મ સાંહાંમા કીકલા મુરારિ, ધન ધન તુઝા નામો ॥ ૧ ॥
નાઈ તિ અહ્મચિં ગુણુ કીકલા નાંમા શીપવિ ચારુ રે ।
કારણિ અવતારો ।
માઝિ મુગતાફલ ઉપજલિ રચીનલિ બહુ હારો ।
ચડાવીલિ ભૂપાલો ॥ ૨ ॥
સોઇ હારમાં શશિહર સોહિ મોહિ સૈઅલ સંસારો ।
ફેરી દેકલ અહ્મ સનધિ કીકલા મંડણુએ દાતારો ॥ ૩ ॥

### રાગ–ધન્યાશી

"અહો આઇલા રે હરિ ઉષામંડલ ભણી જુ ઘણી સાંભલી રૌરચિ (?) વાત ।
અહો કીયલિ રે હરિ તીર્થ દારાવતી દુર્મતિ મેલીઆં કર્મ કોટી ।
સારીલિ રે હરિ ગોમતી મજ્જન મજ ન વાધતાં મેર મોટી ॥ ૧ ॥
અહો આ૦

અહો પેખી લઇ રે હરિ મૂરતિ તાહરી સાંભરી ઉદર માત પીડ ।
નાંમીલિ રે હરિ શીસ સાંમલ મન જ મન તાપીલિ તન ભીડ ॥ ૨ ॥
અહો વિઠલા રે હરિ ધર્મ રાભાસની વાસ નવં ક્ષુણિ સ્વર્ગ–સ્વામી ।
કીધલિ મંડણ ચરણ શરણાધાર સંસારવેદના વિવિધ વામી ॥ ૩ ॥"

માંડણનાં કાવ્યોમાં માંડણ ચા શબ્દ અતિ સામાન્ય છે. માંડણના સમયની ભાષામાં ષષ્ઠી વિભક્તિમાં ચા પ્રત્યયનો પ્રયોગ સામાન્ય હતો. નરસિંહ મહેતાનાં પદોમાં તેમજ બીજાં ઘણાં જૂનાં કાવ્યોમાં એ પ્રત્યય પ્રયોજાયેલો છે, પરંતુ જેમ નરસિંહ મહેતાની હારમાળામાં મરાઠી ભાષાની છાંટની એક કડી મળે છે :

"દેવા અમચી વાર કાં બધિર હોઇલા ?
આપૂલા ભક્ત કાં વીસરી ગૈલા ?
ધ્રુ, પ્રહ્લાદ, અમરીષ, વિભીષણ,
નાંમિંચેં હાથ તિં દૂધ પીયુલા."[1]

—તે જ પ્રમાણે સં. ૧૫૭૪ જેટલી જૂની પ્રતમાં પણ માંડણનાં કાવ્યોની સાથેસાથ આ બે પદ મરાઠી છાયામાં મળે છે. કવિ માંડણે દ્વારકાની યાત્રા વખતે આ બંને પદ શ્રીરણછોડરાય સમક્ષ ગાયાં જણાય છે. વિઠ્ઠલા શબ્દનો પ્રયોગ પણ એ કરે છે. આ જોતાં એ સમયમાં ગુજરાતમાં વિઠોબા અને મરાઠી ભાષાની છાયાવાળું પદરચન થતું જણાય છે, એટલો જ નરસિંહના પ્રિય છંદ ઝૂલણાનો પ્રચાર પણ જૂનો જણાય છે. નરસિંહ અને માંડણ નજીક નજીકના સમયમાં થયા હોય એનો આ સારો પુરાવો છે. ધંધા કારણે માંડણે સારી રીતે પ્રવાસ કર્યો છે, એ એના 'પ્રબોધબત્રીશી'માં આવતા થોડા ઉલ્લેખ કહે છે; એટલે જ નરસિંહની જેમ મરાઠીની છાયાવાળાં પદ રચવા પ્રવૃત્ત થયો જણાય છે. એ ઉલ્લેખો :

"બહુ તીરથ મઇ જોયાં ફરી, 'બારે વરસે ગોદાવરી'
તોરાં ચરણ શરણ ફલ સિદ્ધ, 'અ.શ્ન ઘૃત તત્ઃાલિ વીદ્ધ.'

× × ×

'શાબહુ ઉદકિ રહીયા ભીંજ, ગિરૂડ તે ગૂઝિ નવિ લીજ.'
બહુ તીરથ કહિનાં કહિતણાં ? 'ઘણા ઘરના યમ પરૂહણા.'

* * *

જોયુ શવિ તીરથનુ નેહ, 'એકાકી પિત્રાસે તેહ'
કર્મ તણુ ભય આંણી અંગિ તીરથ કરૂ વિવસા પસંગિ"[2]

કવિ માંડણના વિષયમાં વિશેષ હકીકત મળતી નથી. હજી 'પ્રબોધબત્રીશી' સિવાય એનાં બીજાં કાવ્ય છપાયાં નથી. અને રુકમાં-

૧. હાર, સમે., હા, મ. (કે. કા. શાસ્ત્રી), પૃ, ૧૫
૨. જુઓ પ્રબોધબત્રીશી : ૪૭૩–૭૪–૭૫; ૪૮૫.

ગદ્દકથા સિવાયનાં રામાયણ (હનુમંતોપાખ્યાન સાથે), પાંડવવિષ્ટિ અને સતભામાનું રૂસણું અપ્રસિદ્ધ છે.

ભાષાની દૃષ્ટિએ અને શબ્દસમૃદ્ધિની દૃષ્ટિએ માંડણની કૃતિઓ ઉપયોગી છે, કેમકે એ જેમ મધ્ય. ગુજ. ની બીજી ભૂમિકાની ભાષા સાચવી રાખે છે તે પ્રમાણે, ઉપર જોયું તેમ, કહેવતોને કારણે સાહિત્યમાં જૂજ વપરાયેલા શબ્દ પણ સાચવી રાખે છે.

ચરિતસામગ્રીઃ—

૧ 'પ્રબોધબત્રીશી' સ્વ. મણિલાલ બ. વ્યાસ સંપાદિત (શ્રી ફા. ગુજ. સભા)

૨. ગુજ. વિદ્યાસભા, હ. લિ. પુ. સંગ્રહ—નં. ૫૫૨ ની હાથપ્રત

## ભીમ

[ સં. ૧૫૪૧–૪૬માં હયાત ]

**બાણભટ્ટની** કાદંબરીના ભાલણે કરેલા સારાત્મક ગુજરાતી પદ્યાનુવાદની પૂર્વે સંસ્કૃત ગ્રંથનો પદ્યાત્મક અનુવાદ આપનારો કવિ ભીમ સં. ૧૫૪૧[૧] અને ૧૫૪૬માં સિદ્ધપુર અને પ્રભાસપાટણમાં હયાત હતો, એવું એના 'હરિલીલા-ષોડશકલા' અને 'પ્રબોધપ્રકાશ' એ ઉપલબ્ધ થતાં માત્ર બે કાવ્યો પરથી જણાય છે. 'હરિલીલા'ને અંતે એ જણાવે છે કે–

---

૧. "સંવત પંદર રુદ્રની વીસ વરસ ઉપરિ એક ચ્યાલીસ. ૮

(હરિલીલા-ફલશ્રુતિ)

"સંવત પંદર રુદ્રની વીસ ષટ આગલાં વરસ ચ્યાલીસ.

(પ્રબોધપ્રકાશ-અંક ૬ઠ્ઠો)

"સિદ્ધક્ષેત્ર માધવ સરસ્વતી, રુદ્રદેવ શ્રીકર્દમ યતિ,
અલક ગણેશ, ઈશ કેદાર, ગોવિંદ સ્વામી ભક્ત સાધાર. ૧૦.
સાંનિધ્ય સમસ્ત વૈષ્ણવ તણી, કથા અનોપમ શોભા ઘણી,
હરિલીલા સોળકલા નામ વિષ્ણુભક્ત કેરું વિશ્રામ ૧૧
[ હરિલીલા-ફલ શ્રુતિ ];

[1]સિદ્ધક્ષેત્ર-સિદ્ધપુર પાટણમાં આ કાવ્ય રચ્યાનું એ કહે છે. એ સિદ્ધપુર જ એનું વતન હતું કે અન્ય કોઇ એનો નિર્ણય આપવો સરળ નથી, છતાં 'પ્રબોધપ્રકાશ'ના નીચેના ઉલ્લેખથી એ સૌરાષ્ટ્રમાં આવેલા પ્રભાસપાટણનો વતની કદાચ હોય, એમ સમઝાય છે:

"ભવભયભંજન શ્રીભારતી, પંચ પ્રવાહ વહિ સરસ્વતી,
શ્રીસોમેશ્વર નિજ આવાસ, ભુવિ માંહિ બીજુ કૈલાસ. ૭૩
તીરથતિલક ક્ષેત્ર પ્રભાસ, ત્યાં વસઇ દ્વિજ નરસિંહ વ્યાસ,
તે ઘરિ સેવક વૈષ્ણવદાસ કીધુ એહ પ્રબોધપ્રકાશ." ૭૪
[ પ્રબોધપ્રકાશ, અંક ૬ઠ્ઠો ]

આ અવતરણમાં "શ્રી સોમેશ્વર નિજ આવાસ" એ શબ્દો-માંથી શ્રીસોમનાથજીનું મંદિર એ ભીમના આવાસરૂપે હોઈ શકે; જો કે એનો બીજો અર્થ 'શ્રી સોમેશ્વરનો પોતાનો જ્યાં આવાસ છે' એવો થઇ શકે; પરંતુ એને "તીરથતિલક" કહે છે, એટલે એનું માદરેવતન પ્રભાસ સ્વીકારવામાં બાધ નથી

ભીમે પોતાની વધુ ઓળખ આપી નથી, એટલે એની જ્ઞાતિ તેમજ પિતાના સંબંધમાં પણ કશો નિશ્ચય કરી શકાતો નથી. એનાં ઉપર અપાયેલા પ્ર.પ્ર.ના અવતરણમાં પ્રભાસપાટણના નરસિંહ નામના કોઇ વ્યાસને ત્યાં એ રહ્યો છે અને ત્યાં એણે પ્ર.પ્ર.ની

---

૧. સ્વ. અંબાલાલ બુ જાની એ સિદ્ધક્ષેત્રને પ્રભાસપાટણ કહે છે,(જુઓ હરિ. ઉપો. ૧૭૧) એમ ન કરિયે તોપણ પ્રબોધપ્રકાશમાં એ જે પ્રભાસ-પાટણને "તીરથતિલક" વગેરે વિશેષણ આપે છે, તેથી એ પ્રભાસપાટણનો સંભવી શકે એમ છે. અહીંના દેવોમાંનાં લગભગ બધાં મંદિર સિદ્ધપુરમાં છે, જ્યારે એમાંના બધાં પ્રભાસમાં નથી.

રચના કર્યાનું સ્ફુટ થાય છે. એણે પોતાના ગુરુના સંબંધમાં હરિ. લી.માં માત્ર સબ્ભમ[1] ઉલ્લેખ કર્યો છે; પણ પ્ર.પ્ર.માં એ આરંભમાં તેમજ અંતમાં સ્પષ્ટ ઉલ્લેખ કરે છે :

श्रीमन्नारायणं देवं व्यासं गणपतिं गिरम् ।
पुरुषोत्तममानम्य विप्रं वेदान्तपारगम् ॥१॥
प्रबोधचन्द्रोदयस्याहं यथाबुद्धि विवेचनम् ।
श्रीनृसिंहप्रसादेन करिष्ये नातिविस्तरम् ॥२॥

અહીં પુરુષોત્તમ નામક વેદાંતપારગ વિપ્રને નમસ્કાર કરી શ્રીનૃસિંહની કૃપાથી પ્ર.પ્ર. રચવાનું કહે છે; અને છેવટ પુરુષોત્તમની કૃપા પણ કાવ્યમાં હેતુભૂત હોવાનું કહે છે—

"અધીત સકલ શાસ્ત્ર સિદ્ધાન્ત, પ્રેમ અધિક ઊપરિ વેદાન્ત;
શ્રી પુરુપોત્તમ તણા પ્રસાદ કીધુ એહ કથા અનુવાદ. ૮૦"
[ પ્રબોધપ્રકાશ–અંક ૬ઠ્ઠો]

આમ એના જણાવ્યા પ્રમાણે એ પુરુષોત્તમ અને નરસિંહ વ્યાસ[2] એ બે જણના સમાગમમાં આવ્યો છે. એ બંનેના પ્રસાદનો એ ઉલ્લેખ કરતો હોવાથી એ બંને પાસેથી એને વિદ્યાના સંસ્કાર મળ્યા લાગે છે.

---

૧. "કારણ એહ વિમાસી કરી ભાવભગતિ મન માંહિ ધરી,
આવી દ્વિજનઇ લાગુ પાઇ મઝનઇ કીધુ બહુત પસાઇ. ૬૬

* * *

વિપ્રતણું વચન પામીજિ, કર જોડી મસ્તક નામીજિ. ૬૭"
(હરલીલા, ૧ લી કલા)

૨. સ્વ. અંબાલાલ બુ. જાની નરસિંહ વ્યાસને ભીમનો પિતા કહે છે અને તેથી એની અવટંક 'વ્યાસ' હોવાનું કહે છે. (જુઓ હરિલીલા, ઉપોદ્ઘાત, પૃ. ૧૦૬)

શ્રીનરસિંહ[1] વ્યાસ કોણ ? આ વિશે ચર્ચા પછી કરીશ; પરંતુ સિદ્ધપુરના મનાતા પણ પાટણ (ગુજરાત)ના એક પુરુષોત્તમના સંબંધમાં માહિતી મળે છે. એ પુરુષોત્તમ તે બીજો કોઇ નહિ, પણ બાણભટ્ટની કાદંબરીનો ગુજ. પદ્યાનુવાદ કરનારો સુપ્રસિદ્ધ કવિ ભાલણ હતો[2] એમ મનાય છે. કવિ ભાલણનું બીજું નામ પુરુષોતમ મહારાજ હતું એમ માનવામાં આવે છે, પરંતુ 'ભાલણ' જ આ પુરુષોત્તમ મહારાજ હતો તેવો શ્રદ્ધેય પુરાવો હજી મળી શક્યો નથી. એથી ઊલટું ભાલણે વ્રજભાષામાં પણ પદરચના કરી હોઈ એ ભીમ પછી મોડે થયો સંભવે છે. જે 'મહારષિ'નો ભીમ હરિલીલાના આરંભમાં ઉલ્લેખ કરે છે તે પુરુષોત્તમ હોવાની શક્યતા છે, કેમકે પાંચમે વર્ષે લખેલા પ્ર.પ્ર.માં એ સ્પષ્ટ સ્વરૂપે એ વેદાંતપારગ વિપ્રને કાવ્યારંભે નમસ્કાર કરે છે.

એના ઉક્ત બે ગ્રંથોમાંથી ભીમની જ્ઞાતિ વિશે કશી માહિતી મળતી નથી. એક માન્યતાએ એ સિદ્ધપુરનો ગણાતાં એને કોઈ મોઢ બ્રાહ્મણ તો કોઇ ઔદીચ્ય બ્રાહ્મણ કહે છે; કોઈ તો એને સુપ્રસિદ્ધ ખંભાતના વિષ્ણુદાસનો પિતા કહી નડિયાદના અવિચળદાસનો દાદો કહે છે અને નાગર હોવાનું જણાવે છે.[3] પણ એને માટે એક પણ પુરાવો નથી. એટલે બીજા કોઈ પણ સંધર પુરાવાને અભાવે

---

૧. સ્વ. જાની પ્ર પ્ર. ના આરંભમા આવતા શ્રીનૃસિંહને વિષ્ણુભક્તિચંદ્રોદય ગ્રંથના કર્તા નૃસિંહારણ્ય મુનિ કદાચ હોવાનું માને છે અને એ સાથે નૃસિંહ–લક્ષ્મીની ઉપાસના પણ પ્રભાસક્ષેત્રમાં હોવાનું કહે છે. (જુઓ. એજન. પૃ. ૧૧૨.)

૨. જુઓ કૌમુદી માસિક, માર્ચ ૧૯૨૧, પૃ. ૨૨૨–૨૩.

૩. સ્વ. જાનીએ આ જુદા જુદા મતોનો ઉલ્લેખ કર્યો છે. જુઓ. હરિલીલા-ઉપોદ્ઘાત, પૃ. ૧૦૫–૬. દી. બ. કૃ. મો. ઝવેરી એને મોઢ બ્રાહ્મણ ગણે છે. જુઓ ગુ. સા. ના. મા. સૂ. સ્તંભો, પૃ. ૪૨.

એનાં જ્ઞાતિ કુળ અવટંક પિતા વગેરે બધું અનિશ્ચિત છે.[1] વિપ્ર ઉપરનો પ્રેમ અને ભાવ જોતાં એ કદાચ બ્રાહ્મણેતર પણ હોય તો એમાં આશ્ચર્ય નહિ હોય.

ભીમનાં બંને કાવ્ય વિદ્વાન બ્રાહ્મણની પ્રસાદી છે એવો ઉલ્લેખ એણે સ્પષ્ટ કર્યો છે. પ. બોપદેવે વ્યાસકૃત ભાગવતપુરાણનો અધ્યાય અને પ્રકરણવાર સાર એક हरिलीलाविवेक નામના ૧૭૮ શ્લોકના ગ્રંથમાં આપ્યો છે. આ हरिलीलाविवेकનો આશય લઈ ભીમે "હરિલીલાષોડશકલા"નો લગભગ ૨૦૦૦ કડીનો સુંદર ગ્રંથ લખ્યો છે. આ ગ્રંથરચન માટે એણે એના બ્રાહ્મણ ગુરુની અનુજ્ઞા અને આશીર્વાદ લીધાં છે.[2] આશીર્વાદને અંતે ગુરુએ જે દોહરો કહ્યો છે તેનો 'હરિલીલા'માં એ નીચે મુજબ નિર્દેશ કરે છે :

"સોલ કલા સંજીવની, બીજું બિંબ મયંક,
પૂરી પાતકનાશિની હુસઈ કલા નિકલંક" ૭૦
(હ. લી. કળા ૧ લી)

---

૧. "પહિલૂં વિપ્રચરણ વંદીઇ, ચ્યારિ પદારથ તુ સંધીઇ.
વાડવ તણૂં વચન માગ્યોસ, તુ હૂં કૃષ્ણહ કથા રચ્યોસ. ૫૮
અહિનિસિ કરૂં વિપ્રની સેવ, ભૂમિતણા જે જંગમ દેવ.
× × ×
પ્રણમ્યા આપઇ ઉત્તમ કામ, ધર્મ અર્થ નઇ પૂરઇ કામ. ૬૫
× × ×
આવી દ્વિજનઇ લાગુ પાઇ, મઝનઇ કીધુ બહુત પસાઇ. ૬૬"
(હરિ. લી. કળા ૧ લી)

૨ એ ગુરુના જ આશીર્વાદે કાવ્યરચનશક્તિ અને કૃષ્ણભક્તિ પ્રાપ્ત થયાનું એ સ્વીકારે છે :

"તુ મઇ જાણી અક્ષરયુગતિ, પામ્યુ કેશવ તણી હૂં ભગતિ." ૭૨
(હ. લી. કળા ૧ લી)

ભીમ પણ મોટો ભાગ યાત્રામાં ગાળતો હતો. દ્વારકામાં જવાનું તો સ્વયં બતાવે છે :

"યથાશક્તિ હરિપૂજા કરૂં, રસનાઇ રામનામ ઊચરૂં. ૭૩
સતસંગતિ સેવૂ દ્વારિકા, જેહ કણીજઇ ભવતારિકા,
ગાઊં ગોવ્યન્દનાં નિજગીત, ચતુર્ભુજ–ચરણિ વિલગૂં ચિત્ત. ૭૪"
હ. લી. કળા ૧ લી)

એને ભક્તિ કેવી રીતે પ્રાપ્ત થઈ એનો ઉપર મુજબ ઉલ્લેખ કર્યા પછી એક વાર દ્વારકામાં જઈ એણે શ્રીદ્વારકાનાથની સ્તુતિ કર્યાનો[1] અને એના જવાબમાં પ્રભુએ ભીમમાં દઢ ભક્તિ કૃપા વડે આપ્યાનો પણ એ ઉલ્લેખ કરે છે. આનો ભાવાર્થ સ્પષ્ટ છે કે એ પ્રભુનો ભક્ત હતો. એને દ્વારકાધીશ ઉપર અસામાન્ય પ્રેમ હોવાનું 'પ્રબોધપ્રકાશ'થી જણાય છે. મૂળ प्रबोधचन्द्रोदय नाटक વિક્રમની અગિયારમી સદીમાં મગધ દેશમાં રાજ્ય કરતા રાજા કીર્તિવર્માના રાજ્યકાળમાં મૂળ લેખક શ્રીકૃષ્ણ નામના કવિએ રચ્યાનો અને ત્યાં જ ભજવાયાનો ઉલ્લેખ કર્યો છે. એ આખો ભાગ બદલી આ અનુવાદમાં ભીમે એ નાટક દ્વારકામાં શ્રીકૃષ્ણચંદ્ર સમક્ષ ભજવાયાનું જણાવ્યું છે :

"અવની કેરુ ભાર ઊતારિ આવ્યા હરિ દ્વારિકા મઝારિ· ૩૦

\+ \+ \+

સભા માંહિ બયઠા ધરી ધીર છપન કોટિ કુલ યાદવવીર;
સુભટ મહારથ સમરથ શૂર, નિજ સેવક ઉદ્ધવ અક્રૂર. ૩૨

---

૧ "એકવાર મિ. કમલાપતિ કીધી શ્લોક સાતઇ વીનતી, ૭૪"

× × ×

एवमुक्तो महाविष्णु प्रत्युवाच स मां प्रति ।
मयि भक्तिर्दृढा नूनं मत्प्रसादाद् भविष्यति ॥
तदा प्रभृति गोविन्दे कृष्णे देवकिनन्दने ।
भक्तिर्मे निश्चला जाता महाभयविनाशिनी ॥

(હ. લી. પૃ. ૧૫-૧૬)

રાજા ગુણસાગર ગોવ્યન્દ શ્રીપતિ પૂરણ પરમાનન્દ;
ધમંશિલા હરિ આગલિ સાર રચિયૂં નાટક કરી વિચાર. ૩૩"૧

અને નાટકને અંતે પણ શ્રીકૃષ્ણના દરબારમાં નાટક પૂર્ણ થયાનું જણાવ્યું છે, આ એનો શ્રીકૃષ્ણ-દ્વારિકાનાથ ઉપરનો જે ભાવ હતો તેની સાબિતી રજૂ કરે છે. અહીં નરસિંહ મહેતાને ગોપનાથ મહાદેવનું પ્રસન્ન થવું અને નરસિંહે રાસલીલાનાં દર્શન કરવાં, એ વગેરે નરસિંહચરિતના અનુકરણની ગંધ ભીમમાં છે કે એ એક વિચારણીય પ્રશ્ન છે.

'પ્રબોધપ્રકાશ'માં મુખ્યત્વે કવિએ ચોપાઈ અને પૂર્વછાયુ (દોહા)નો પ્રયોગ કર્યો છે. વચ્ચે વચ્ચે વસ્તુ પદ્ધડી, મડયલ, જડયલ, ભુજંગપ્રયાતની ચાલ, અને છપ્પયનો પ્રયોગ પણ કર્યો છે, પણ એ બહુ જ થોડાં મળે છે. ઉપર બતાવ્યું તેમ નાટક મૂળ સં. નાટકનો કાંઇક સંક્ષિપ્ત અનુવાદ છે; એટલે એમાં આપણે કવિત્વનો અનુભવ કરી શકવાની સ્થિતિમાં નથી. બેશક, પ્રસંગ પરત્વે ભાષામાં એ ચમક આપે છે ખરો; જેમકે પાંચમા અંકમાં ક્રોધ અને વિવેકનાં દળ વચ્ચે જે યુદ્ધ થાય છે તેનું વર્ણન "છપ્પય"માં મૂર્ધન્ય અક્ષરોના પ્રયોગથી નીચે મુજબ એ આપે છે :

અથ કવિતા

"ભડઇ કડક રિપુ વિકટ, સભટ ઘટિ આયુધ ત્રૂટઇ,
શબ્દ નિઘડ ટટકટઇ, કન્ધ-સન્ધાન વછૂટઇ
ત્રૂટઇ કટિતટ-બાંહ રાકલ સન્નાહ મુગટમણિ,
રુધિર નદી, પલપંક, કંકરંકા સમરાંગણિ.
ગજરથ તુરંગ પાયદલ બહુલા પ્રાણહીન પુહવિં પડઇ,
રાજા વિવેક એકલમલ્લ મહામોહ સરિસુ ભડઇ."૨

૧. પ્રબોધપ્રકાશ, પૃ. ૪ ૨. એજન, પૃ. ૫૪

ભીમના "પ્રબોધપ્રકાશ"માં "ચાલતી ચુપઈ" નીચે સવૈયાની ચાલ મળે છે; માત્ર ત્રીજા અંકમાં ૮ કડી જ છે.

એની "હરિલીલાષોડશકલા" તો એની સ્વતંત્ર કૃતિ છે. બેશક, એણે આધાર તરીકે બોપદેવની "હરિલીલા" લીધી છે, જે ઉપર જણાવ્યું તેમ, માત્ર ૧૭૮ શ્લોકની, ભાગવતનાં પ્રકરણો અને અધ્યાયોની સૂચીરૂપ જ છે. એણે એનો હવાલો ન આપ્યો હોત તો ચાલી શકત; પણ ભીમને ખોટો દંભ કરવો ગમ્યો નથી, અને કાવ્યને છેડે 'બોપદેવ'નો ઉપકાર માન્યો છે:

'પંડિત બોપદેવ દ્વિજ એક કીધુ હરિલીલાવિવેક;
"તિણિ આધારિ મિ કરી કથા, સરોવર જમહુ કૂઉ યથા."[1]

વસ્તુસ્થિતિએ તો ઊલટું જ છે છે: બોપદેવની કૃતિ "કૂઉ" છે અને ભીમની કૃતિ "સરોવર" જેવી છે. ભાગવત સમગ્રની કથા એણે ૧૬ કળા–વિભાગમાં વિસ્તારથી આપી છે. ભાગવતના સ્કંધ વાર અધ્યાય એણે શ્રીધરમાં છે તે પ્રમાણે ન સ્વીકારતાં "બોપદેવ"ના ક્રમને અનુસરી ગણ્યા છે. કાવ્યાંતે એ વિશે એ જણાવે છે કે:

૧૮ ૧૦ ૩૩ ૨૯ ૨૬
" અષ્ટાદશ, દશ, નઇ ત્રેત્રીસ, નવ આગલી વીસ, છત્રીસ,
૧૯ ૧૫ ૩૩ ૨૪ ૯૦ ૩૧
નવ દશ, પંચદશ, તેત્રીસ, વલી ચુવીસ, નિઉ એકત્રીસ,
૧૩
સંક્ષા તેર અછઇ બારમઇ, જિહાં મન યોગીશ્વરનૂં રમઇ,
૧૦ ૩૨ ૩૩૧
દશ લીલા, પ્રકરણ બત્રીસ, અધ્યા ત્રિણી શત એકત્રીસ
ભીમ ભણઇ ભાગવત વિચાર, અનુક્રમણી રમણીય અપાર,
બ્રાહ્મણ તણઇ પ્રસાદે કરી, કીધી કલા, સંતોષ્યા હરિ."[2]

શ્રીધર વગેરે ટીકાકારોને મતે જ્યારે પ્રથમસ્કંધના ૧૯, ચતુર્થ-સ્કંધના ૩૫, અષ્ટમસ્કંધના ૨૪ અને દ્વાદશ સ્કંધના ૧૩ ગણી ૩૩૫ અધ્યાય છે. શ્રી વલ્લભાચાર્યજીએ દશમ સ્કંધમાં અઘાસુરવધ વત્સહરણ

---

૧. હરિલીલા, પૃ. ૨૧૨ ૨. એજન, પૃ ૨૧૪–૧૫

અને બ્રહ્મસ્તુતિના મળી ત્રણ અધ્યાય ક્ષેપક ગણી ૩૩૨ અધ્યાય ગણ્યા છે. એમને મતે પ્રથમ-દ્વિતીય સ્કંધની બે જુદી લીલા ગણી ૧૨ લીલા, અને પ્રકરણ ૪૩ છે.

ભીમે આ કાવ્યમાં પણ ચુપઇ અને પૂર્વછાયુ (દોહા)નો પ્રયોગ કર્યો છે; વધારામાં ક્યાંક ક્યાંક ચાલતી ચુપૈ-ચોપાઇ દાવટી સવૈયાની ચાલની આપી છે. વધુમાં જેને નાનાં કડવાં કહી શકાય તેવી કવિતા "પ્રબંધ" એ મથાળે આપી છે. આ ઉપરાંત અડયલ, પદ્ધડી, અઢૈયા, દોહા, સોરઠા, ગાથા, વસ્તુ, ભુજંગપ્રયાતની ચાલ, છપ્પય વગેરે દેખાય છે. પણ એણે જે અત્રતત્ર ગીત ધૂલ આપ્યાં છે તે કાવ્યબંધની દૃષ્ટિએ ખાસ મહત્ત્વનાં લાગે છે.

આરંભમાં ગણેશસ્તુતિ અને સરસ્વતીસ્તવન એણે સમપદવાળાં ચાર ચરણોની ચોપાઇમાં આપ્યાં છે. પદને અંતે "ભીમ ભણઇ" એવી છાપ આપી છે. ૬ઠ્ઠી કલામાં 'વેલાઉલિ વાણી ગીત[1]" અને ૮ મી કલામાં પ્રહ્‌લાદનું સ્તવન "રામ દેશાખ ગીત" એ બન્ને સવૈયાની ચાલનાં ચાલુ પદ છે. નરસિંહનાં એવાં ઘણાં મળે છે. એ જ ઢાળનું ૧૨ મી કલામા રાસક્રીડાપ્રસંગમાં ૧ પદ છે; જેવું કે—

**રાગ વસંત-વિરાડી ગીત**

"આનંદ એક અભિનવુ રે વૃંદાવન મઝારિ,
વંશ વજાવઇ વિઠ્ઠલુ રે, તેણઇ છંદઇ નાચિ નારિ. (ધ્રુવપદ)
વૃંદાવનિ ગોપી નાચઇ રે, તેણઇ રંગિ રાચિ રામ. વૃંદા૦
નાદ મધુર સ્વરિ આલપઇ રે, આઇ હરિવિલાસ,
સુંદરી સવિ નવયૌવન રે, રંગભરિ ખેલઇ રાસ. વૃંદા૦
પાખલિ વૃંદ વનિતા તણૂં રે માહિ સામલ વંન,
ભીમ ભણઇ અંતરલય લાગુ, ધિનધિન ગોપીજંન. વૃંદા૦"[2]

આ ભાવનાં સુંદરમાં સુંદર પદ "રાસસહસ્રપદી"માં અનેક છે. એમાંનું નીચેનું અતિ સામાન્ય પદ પણ ભીમના ઉપરના પદથી ક્યાંયે સારું મળે છે:

---

૧. એજન, પૃ. ૬૮-૬૯ ૨. એજન, પૃ. ૧૫૩

### રાગ મલ્હાર

"વૃંદાવનમાં વિઠ્ઠલો વાહે વેણુ રસાલ,
તિમતિમ તારુણી સ્વર કરે તાલી મેલવી તાલ વૃંદા૦
રાસમંડલે માહવજી ઝલકે મુગટ અપાર;
ઘક ઘક કંઠે બાહુડી : નાચિ નેહભરય નારય. વૃંદા૦
× × × ×
ફિરિ પ્રમદા ભમરી પ્રબલ, ઘમકિ ઘુઘરી પાઇ.
ઉર પરય સોહે હાર ઘણુ; ઊલટય અંગિ ન માઇ. વૃંદા૦
જેહનાં મનયાં જેહ વસિ, પૂરે તેની આશ,
માનિની-મોહન રંગિ રમિ, ધનિધનિ આસો માસ. વૃંદા૦
ધનિધનિ આ અવતાર બલુ, ધનિધનિ ગે કુલનારય;
નરસૈંના પ્રભુ ! ધનિ તમો. ધનિધનિ એહ વિહાર. વૃંદા૦"[1]

अङ्गनामङ्गनामन्तरे माधवः એ લીલાશુકના કૃષ્ણકર્ણામૃતના પદનો ભાવ આપતું એક ગીત ભીમે રાસક્રીડાના પ્રસંગમાં આપ્યું છે તેનો ઢાળ નવીન જણાય છે :

### ગીત ધન્યાશ્રી

"માધવ અંતરિ નારી, અંગના અંતરિ હરિ,
રાસક્રીડા વૃંદાવનિ રમઇ આનંદ સરિ· (ધ્રુવપદ)
નંદાનંદનિ એક માંડિલઇ અતિ ઇછાહ,
ગોપી સરસાં કૃષ્ણ રમઇ, વૃંદાવન માહિ રિ. નિદા૦
અંગના નવયૌવના સહીઅર સમાણી સોહતી,
ચતુરવચનિ વાણી વિઠ્ઠલા મન મોહંતી. નંદા૦
પહિરણિ પીત પટુલી, હીરચીર ચૂનડી ફલી.
સોવણ્ં માણિક મોતી ભૂષણિ ભૂષિત બાલી. નંદા૦
વીણા મૃદંગ તાલ સુસ્વરિ વંશ વાઅંતી.
નાનાવિધ નૃત્ય કરઇ, મધુર ગીત ગાઅંતી. નંદા૦

---

૧. રાસસહસ્રપદી ( કે. કા. શાસ્ત્રી ), પૃ. ૭

પરમ ભગતિ લીણી ધન્ય તે ગોવલણી નારી.
ભીમ ચઇ સ્વામી શ્રીકૃષ્ણઇ સંસારસાગર તારી. નંદા૦"૧

આ સાથે નરસિંહ મહેતાનું એ જ ભાવનું નીચેનું પદ સરખાવો; નરસિંહની પ્રતિભા અને શબ્દાવલી ઓર જ ખીલી ઊઠે છે :

રાગ આસેરી

"આજ વૃંદાવન આનંદસાગર; સામળિઓ રંગિ રાસ રમે.
નટવરવેશે વેણુ વજાડે; ગોપી-મનિ ગોવાલ ગમે. આજ૦
ઇક ઇક ગોપી સાથે માધવ કર ગ્રહી મંડલ માંહ ભમે,
તા થેં, તા થેં, તાન મિલાવે; રાગ રાગ્યણી માંહ ઘુમે. આજ૦
સોલ કલાનો શશિઅર ઉડગણ સહિત રહ્યો બ્રહ્માંડિ ભમે
ધીર સમીરે યમુનાતીરે ત્રિવિધા તનના તાપ શમે. આજ૦"૨

મોડેથી કેશવદાસના "કૃષ્ણક્રીડાકાવ્ય"માં કારિકા અને ત્રોટકનો નમૂનો મળે છે. ભીમે પણ એ નમૂના એની પૂર્વેજ આપ્યા છે. ભીમે કારિકામાં બે ચરણને બદલે સાંકળીવાળાં ચાર ચરણ લીધાં છે; જ્યારે ત્રોટકમાં "કારિકા'માં આવતો ઢાળ (-અઢૈયા) લીધો છે :

રાગ સીધૂઉ

"કૃષ્ણ કહઇ : "મુઝ આપુ એ નાગ એ,"
નાગ ન વાલઇ તેહ, હરિ ચડયુ એ.
ભણઇ પુંતાર : 'અણુઝ ગોપાલ એ,
"કાલ પુહુતુ હુવઇ તમ તણુ એ.

ત્રોટક

"તહ તણુ પુહુતુ કાલ, રૂઠુ નહી ચઇ બાલ"
કોપિ ચડયુ અણુષ, મોડિઉ ગજ અતિ દુષ્ટ.
આવતુ દેખી એહ, હરિ પૂછિ સાણુ તેહ.
તાણિઉ કરઇ ચીસ, પાછુ ધનુષ પંચવીસ."૩

---

૧ હરિલીલા, પૃ. ૧૫૪-૫૫ ૨. રા. સ. પ., પૃ. ૭૦-૭૦
૩. હરિલીલા, પૃ. ૧૬૧

ભીમે ૧૨ મી કલમાં રુક્મિણીહરણનાં પાંચ ધૂલ' આપ્યાં છે. આપણે કર્મણમાં જે "ધૂલ" નરસિંહ મહેતાની "ચાતુરીષોડશી" જેવાં જોઇયે છિયે તેવાં આ નથી; પણ નાકરથી પછીના કવિઓમાં "ધ્રુવ ઢાળ ઊથલો" એ ક્રમનાં મોટાં કડવાં મળે છે તેવાં નાનાં છે. નરસિંહ વગેરેથી આમાં ભેદ એટલો ગણી શકાય કે ભીમ છેવટનું વલણ આપે છે, તેટલો વિશેષ છે; રુક્મૈયાના માનખંડનના પ્રસંગમાં યોજાયેલું નીચેનું ધૂલ કાવ્યબંધનો અને ભીમની કવિતાનો એમ એકી સાથે બે જાતનો પરિચય આપશે :

ધવલ ૪ થું રાગ-શ્રીરાગ

"રુક્મઇઉ રાઉત ભલુ, બલ બોલઇ દિઇ ગાલિ:
"કિમ જાઇસિ રે તૂં જીવતુ, મઝ આગલિ રે વનચર ગોવાલ!
આગઇ મારયુ માહલુ, હવઇ ખૂટુ રે કાન્હડ! તુઝ કાલ,
"બહિન લેઇ પાછુ વલૂં દેખંતાં સવિ ભૂપાલ."
કરી પ્રતિજ્ઞા એ સાંચરયુ,

પ્રબંધ

સાંચરયુ વેગઇ ક્રોધ ભરિ અક્ષૌહિણી દલ એક
સંગ્રામ માંડયુ કૃષ્ણ શૂ, મૂકઇ બાણ અનેક.
શિર કૂંચ, મૂછિ કાપરયાં, લીલયાં શ્રીજગનાથિ.
તે પશૂની પરિ બાંધિયુ, રથિ ઘાતિ લીધુ સાથિ.
રુક્મણી માગઇ માન: "માધવ! બંધ બાલક છોડિ,
"અપરાધ ક્ષમિ સાલા તણા, તહ્મનઇ લાગઇ ખોડિ."
બલભદ્ર આવ્યા, કૃષ્ણ વારયા, વેગઇં કાપ્યા બંધ.
કેશવ તણુ મહિમા જાણયુ, ચરણિ નાગ્યુ કંધ.

વલણ

હરિચરણિ નામ્યુ કંધ, વેગિ સંધિ કીધી રામિ,
નિજ-નેયર દીધૂં તેહનઇ, ગજનાથ કીધુ સ્વામિ."[1]

---

૧. એજન, પૃ. ૧૭૮-૭૯

ભીમે "હરિલીલા"ને અંતે કલશનું જે ગીત આપ્યું છે તેમાંની કલશપદ્ધતિ આ પૂર્વેનાં કાવ્યોમાં જોવામાં નથી આવી. એ પદબંધ પણ ભીમમાં નવો દેખાય છે :

ધન્યાશ્રી

"ભગતિ વિચાર નિજ વચન નાના વિચિત્ર,
સોલ કલા શશિહર કેશવ કથા પવિત્ર, ધ્રુવપદ.

× × ×

ભાવ સહિત સદા ગોવ્યંદ ગુણ ગાઅતાં
કલિયુગિ શ્રીકૃષ્ણ ઉદ્ધરઇ નામ લિઅંતાં. ધન્ય૦
ભકતવત્સલ વિષ્ણુ-ભીમ વીનવિ સામી,
સંસારસાગર પાર ઉતારિ અંતર્યામિ. ધન્ય૦"૧

ઉપરનાં અવતરણોમાંથી આપણને ભીમની કવનશકિતનો થોડો પરિચય મળી શકશે. એણે કેટલાએ ભાગવતસ્થ સં. શ્લોકોના ભાવ, જેમ પ્રબોધપ્રકાશમાં એ નાટકના શ્લોકોના ઉતાર્યા છે તેમ, ઉતાર્યા છે; આમ છતાં એનું પરોપજીવિત્વ ન રાખતાં સ્વતંત્ર રીતે ભાગવતાનુકૂળ કથા ગાઈ છે. એના કવિત્વના અંશો અત્રતત્ર આવે છે. નમૂના તરીકે અહીં નૃસિંહજન્મ મૂકી શકાય :

"શ્રી નરસિંહ કોપિ ધડહડય, મંદિર કોટ કોશીસા પડય,
ગર્જિત કરિ બગાઈ બહૂ દેર અસુર દલ નાઠૂં સહૂ
ગહ્વર ગુફા સરીખૂં વયણ, જ્વલિત પાવક જિહૂ નયણ.
કર નખ સટા ડસણ વિકરાલ, હિરણ્યકશિપુ જાણ્યૂં કાલ.
શંકા અસુર તણા મનમાહિ, નાઠા હરિણ તણી પરિ ચાહી,
ઝડપી નષ લીધુ જગનાથિ, ચડયુ કપોત શીચાણા હાથિ"૨

૧. એજન, પૃ. ૨૧૬-૧૭ ૧. એજન, પૃ ૧૦૨

ઉપરનાં બંને[1] કાવ્યો સિવાય ભીમનું બીજું કાવ્ય કોઇ મળતું નથી પંદરમા શતકનું એક સદયવત્સચરિત નામનું કાવ્ય મળે છે, તે ભીમ જૂનો છે; જ્યારે એક વૈષ્ણવ ભીમ, "રસિકગીતા"નો કર્તા મળે છે તે વલ્લભી વૈષ્ણવ છે અને પછીથી થયેલો છે. ક્વચિત્ ક્વચિત્ ભીમની છાપનાં પદ મળે છે તે આ જ ભીમનાં છે કે નહિ એ નક્કી કહી શકાય એમ નથી. આમ છતાં પ્ર.પ્ર. ની ગુજ વિદ્યાસભા ના હ. લિ. પુ. નં. ૫૫૨ની હાથપ્રતમાં ભીમની છાપવાળાં પાંચ પદ પણ છે. એ આ ભીમનાં સંભવે છે. એ પાંચે પદ આ છે—

(૧) ચકાલા (?) ભાવ ધરીનિ પૂજીઇ રે । પાઇ લૂ ગણપતિ દેવો ।
આઇ નસિ (?) જેહ તણી કરિ રે । સુર નર પનગ સેવો.
સુર નર પંનગ જેહ સેવા કરિ । ભીમ ભણિ ઘનવિઘને વિઘન હેલાં હરે ।
તેહ પ્રસાદિ કમતિ બૂઝઇ । ભાવ ધરી ભાવ ધરી ગણપતિ પૂજીઇ રે ।
માહરુ નાનડીઉ નરહરિ ચારિ ગાવડી રે ॥

(૨) સ્વરસ્વતિ સામિનિ કરુ દયા રે । ઉજલ પુસ્તક પાણિ ।
ફ્રીરતિ બોલુ કૃષ્ણની રે । આપો અવિરલ વાંણિ ।
આપુ અવિરલ વાંણિ । અનોપમ કવિત કરામ ।
....................(?) પૂજૂ પરોષોતમ ।
ભીમ ભણિ સુણ ગજગતિ ગામિની ।
કરુ દયા કરો દયા સ્વરસતિ સ્વામિનિ રે ।

(૩) જઇ જઇ રઘુવંશી સદા રે । રાઘવ નિરમલ નામ ।
એકમનાં જન સાંભલુ । શ્રીરામતણા ગણગ્રામો ।
શ્રીરામતણા ગુણગ્રામ સણીની ।
ભીમ ભણિ ભવનીર તરણિ ।

---

[1] શ્રી. ક. મા. મુનશી "ગુજરાતી–સાહિત્ય–મધ્યકાલીન સાહિત્ય." (પૃ. ૩૨૦)માં ઉદ્ધવલીલા ને દાણલીલા આ ભીમે લખ્યાનું કહે છે; પણ અત્યારે આ બે કાવ્ય પ્રાપ્ત નથી. એમણે શા આધારે કહ્યું છે, એ નોંધાયેલું પ્રાપ્ત નથી. એક "ઉદ્ધવગીતા" અને બીજી "ભીમગીતા" ભીમની છે; પણ એ ભીમ રસિકગીતાવાળો છે.

કઇણા પૂરતિ કેશવ અંશી ।
જઉ જઉ શ્રીરામ રઘવંશી રે રે માહરુ ॥

(૪) युगेजीवनं । यदुकुलमंडनं ।
कृष्णमनघं हरं वासुदेवं ।
दुर्लभं दुर्जयं दैत्मदमर्दनं ।
देवकीनंदनं देवदेवं ॥ड॥
सदानंतरूपं पुराणं पद्दषोत्तमं ।
पावनं पद्मनाभं परेशं ।
पापना तापहर परमपददाइकं ।
श्रद्धया नौमि ते श्रीसुरेशं ।१
केशवं कमलवदनं कृपासागरं ।
कमलनयनं कृपाशिविममलं ।
यक्षमुनिनागगांध्रर्वकिंनररिक्षं ।
सुरनरेशरर्चितं चरणलमलं ।ड॥
य सकलसुखकरं भवरोगभेषज्जं ।
भक्तजनानांमभयशरणं ।
तं प्रणमामि सुरसारसश्रीघरं ।
भीमस्वामीमखिलदुषहरणं ॥३॥

(૫) જંપિ ન રસને નાંમ વિમલ રંધર તણું ।
સુષકરં સંસારશોકહરણું ।
મુક્તિદં સકલ મંગલનિધાનં માહા-
પંચપાતકરાશનાશકરણં ।
સમરિ સારંગધર ચરણયુગલં મુદા ।
છાંડિ રે ચેતિ મતિ અવરિ કૂડી ।
અખિલજમયાતના પાતુ ભયટાલણી ।
કરિ ન કરિ સરસતી પ્રીતિ રૂડી ॥૧ જંપિ ॥
નિરપિ નયણે ગદાધરવદનપંકજ ।
પૂજન કરિ પ્રણમિ શરિ વારવાર ।

ભાવ થૂં કૃષ્ણગુણ સુણિ ન શ્રવણે સદા ।
મુખિ સાધન માહિ એહ સાર । ૩
કલયુગિ યાગ તપ દાન દયા વ્રત ।
કોઇ નાવિ રામ-નામ તોલઇ ।
**ભીમ કેશવદાસ** કર જોડી વીનવિ ।
દેવ દેવેસ ઇમ ઈસ બોલિ ॥૪॥

ભાગવતનો[1] આશય લઈ કરેલી એની હરિલીલામાં અને પ્રબોધપ્રકાશ-પદ્યાનુવાદમાં એની જે શક્તિઓ છે તેનો આ પદોમાં આપણને ભાસ થતો નથી. આરંભનાં ત્રણ પદોમાં અનુક્રમે ગણપતિ સરસ્વતી અને રામનું સ્તવન કરવામાં આવ્યું છે. ૪ થું પદ સંસ્કૃતમિશ્ર છે, એ શ્રીકૃષ્ણનું છે; જ્યારે છેલ્લું પદ નરસિંહની હારમાળામાં આવતું એવું પેલું[2] "जपि ने नरसैं विमल नाम राघवतणूं" ભીમનું સુપ્રસિદ્ધ પદ છે. માત્ર તફાવત રસને અને નરસૈં એ શબ્દોમાં છે. અહીંનું પદ એ જિહ્વાને ઉદ્દેશી કહે છે, જ્યારે હારમાળામાં નરસૈંને સંબોધી છે. ભીમનું આ પદ હારમાળામાં સંબોધનવાચી શબ્દના રૂપાંતરથી પેઠું છે અને સંવાદમાં વણાઇ ગયું છે. શું આ પદમાં અને હારમાળામાં આવતો ભીમ એક હશે? અથવા હારમાળાના પાછળથી થયેલા સંકલનમાં કોઈ અજ્ઞાતે ભીમને વણી લીધો હશે? આ ભીમ સંસ્કૃતજ્ઞ છે એ જેમ હરિલીલા અને પ્ર. પ્ર. થી જણાય છે તેટલું છેલ્લાં બે પદોથી પણ જણાય છે. ૪ થા પદમાં તો બેત્રણ સ્થળે જ ગુજરાતીના અંશ છે. આ ભાષામિશ્ર પણ રમણીય પદો ભીમના ભક્તહૃદયનો એના ઉક્ત

---

૧. ભીમે 'બોપદેવ'ના નામનો ઉલ્લેખ કર્યો હોવાથી સદ્દગત ગોવર્ધનરામે ખુદ "ભાગવત" જ બોપદેવની કૃતિ હોવાનો મત આપ્યો છે (જુઓ: Classical Poets. p. 16); પણ કાવ્ય જોવાથી જણાશે કે બોપદેવની હરિલીલાના આધારે એ પૂર્વેના ભાગવતનો સાર એણે આપ્યો છે.

૨. હા. સ., હા. મા. પૃ. ૪૦

એ ગ્રંથ જેટલો જ પરિચય આપવા પર્યાપ્ત તો છે.

ઉપર છેલ્લા વાક્યખંડમાં એ મતલબનો પ્રશ્ન કરવામાં આવ્યો છે કે નરસિંહની હારમાળાની વાચનાઓમાં જે સંન્યાસી ભીમ આવે છે તેને કોઈ અજ્ઞાતે વણી લીધો હશે? આ પ્રશ્ન મને થોડો વિચારણીય લાગે છે. નરસિંહ મહેતાના શબ્દમાંથી જ આપણે એટલું તો મેળવિયે છિયે કે એને રા'માંડલિકે બોલાવી મંગાવી દામોદર ભગવાન પાસેથી હાર મેળવી લેવાનું ફરમાવ્યું હતું. નરસિંહનાં હારસમેનાં જેટલાં પદ મળે છે તેમાં ક્યાંય પણ સંવાદ થયાની વાત આપવામાં નથી આવી. 'હારસમેનાં પદો" ઉપરથી "હારમાળા" સૌથી પ્રથમ ૫૦ પદની જે કોઈ અજ્ઞાત વ્યક્તિએ સંકલિત કરી સંભવે છે તેણે માંડલિકના દરબારમાં જાણે કે સંન્યાસીઓ અને નરસિંહ વચ્ચે વાદ થયો હતો એવી રીતે ચોકઠું બેસાડયું છે. જૂની વાચનામાં શરૂઆતનાં ૩૦ પદ રાજાની કચેરી બહાર નરસિંહ અને સંન્યાસીઓ વચ્ચે તડાતડી થઈ હોય એવી રીતે આપવામાં આવ્યાં છે. આ વાદમાં એ અજ્ઞાત કવિનો ભીમ સંન્યાસી કે જે રામભક્ત જણાય છે તે મુખ્ય ભાગ લેતો અપાયો છે. ૧૩ પદો સુધી તો નરસિંહ અને ભીમ વચ્ચે ટપાટપી થાય છે. આમાંનું ૧૦ મું પદ તે ઉપર ભીમનું જે છેલ્લું આપ્યું છે તે સ્વરૂપે પાઠભેદથી મળે છે. ૧૪ મા પદમાં એક નરસિંહાશ્રમ અને ૧૬ મા પદમાં એક મુકુંદાશ્રમ બોલે છે. ૧૫ અને ૧૭ માં નરસિંહ જવાબ આપે છે, જેનો ઉત્તર પાછો છેક ૩૦ મા પદમાં ભીમ વાળે છે, જ્યાં એ પ્રસંગ જાણે કે પૂર્ણ થતો લાગે છે. ૧૮ થી ૨૯ નાં પદ તો નરસિંહના ચમત્કારને ઉદ્દેશી મામેરાનો પ્રસંગ વગેરે આપે છે, જેમાં માત્ર મામેરાનાં ત્રણ પદ નરસિંહનાં જણાય છે, બાકીનાં કોઇ અન્યની કૃતિ છે.[1]

૩૦ મા પદ પછી ૬૫ પદવાળી વાચનાઓમાં જાણે કે એ વાદ

---

૧. હા. સ અને હારમાળા, પૃ. ૩૩-૫૫

ચાલુ દરબારમાં જ થતો હોય એમ માની પદ અપાયે ગયાં છે, જ્યારે ૭૬ પદવાળી વાચના કે જેમાં નરસિંહનાં હારસમેનાં વધુ ૧૩ જેટલાં પદો આમેજ કરવામાં આવ્યાં છે તેમાં "દૂરિજનાં લોક કિહિ" એ પદથી આરંભ થયે નરસિંહ, પોતાને માંડલિક બોલાવે છે અને પોતે જાય છે અને ત્યાં વાદ શરૂ થાય છે, એવી રીતે પદ આપે છે. આ વાદમાં ભીમ, મુકુન્દ સરસ્વતી, રામાનંદ એ ત્રણ સંન્યાસીઓ ભાગ લે છે. આમ બધા મળી પાંચ સંન્યાસીઓ આવે છે. ભગવાનનાં દર્શન થયાં ત્યારે તો અનેક સંન્યાસીઓનાં નામ સૂચિત થયાં છે. આ બહારના અને કચેરીના વાદમાં થઈ ભીમના મુખમાં ૧૧ પદ મૂકવામાં આવ્યાં છે. આ બધાં પદોની છેલ્લી કડીમાં "ભીમ ભણિ" એવી છાપ મળે છે.[1]

એક વસ્તુ તરફ મારું ધ્યાન ખેંચાયું છે. ભાષામાં જે શાંતિ ભીમની પ્રતીત થાય છે તે મને એમ માનવા તરફ લઈ જાય છે કે ખુદ ભીમે તો હારમાળાની સૌથી પ્રથમ વાચના નહિ કરી હોય ને! "પચાશ પદની માળા ગઇ" એ ૫૦ પદની માળાની સંકલના નરસિંહનાં પ્રચલિત "હારસમેનાં પદો"ને આમેજ કરી એણે જો એના શરૂઆતના યુવાનીના સમયમાં એટલે કે સં ૧૫૩૦ થી ૧૫૪૧ સુધીમાં તૈયાર કરી હોય તો એમાં ખાસ નવાઈ જેવું નહિ લાગે.

હારમાળામાં ૫૦ પદોની માળા સિદ્ધ કરવાને મારા તરફથી જે ત્રણ સંભાવના કરવામાં આવી છે તેમાંની બીજી સંભાવના[2] છે તે પ્રમાણે જો ક્રમ હોય તો એ આ ભીમને અભીષ્ટ એવો ક્રમ આવી શકે છે. આ ક્રમ પૂરો કરવા પાંચ પદ ઘટે છે, એ ભીમના મુખમાં છે તે ૩૨ મું, ૩૪ મું, ૩૭ મું, ૪૨ મું અને રામાનંદના મુખમાં ભીમની પણ નિંદા કરતું ૪૦ મું પદ છે તે દાખલ કરતાં ક્રમ પૂરો થઈ શકે એમ છે.

---

૧. એજન, પૃ. ૫૬ વગેરે. ૨ એજન, પ્રસ્તા. પૃ. ૧૯

પણ આ આખી સંકલના ભીમે કરી હોય તો હરિલીલા અને પ્રબોધપ્રકાશની પહેલાંની આ રચના સંભવી શકે, કેમકે ભીમને આમાં "વૈરાગ્ય"નો સમર્થન કરનારો બતાવ્યો છે :

"વૈરાગ્ય પાખિ નથી પામવો રે ભગતવછલ ભગવાન.
મિતાક્ષરા કહાવિયે ને વલી સમ્રત પુરાણ.
વૈરાગેં સનકાદિક છૂટા, ધ્રુવ અમરીષ પ્રહ્લાદ
અંતરિ આવી હાય દીધોઃ હપનો કહલાદ.
વૈરાગ્ય હૂતો વિદુરનિં રે; પ્રસન્ન થયા જગદાધાર
વાદરી પિરિં આમ ઊધારો, કૃષ્ણિ ન ગાયો શંગાર
શૃંગાર ગાતો તૂં વગૂતો, નાગર! તૂં નિરધાર.
વૈરાગ પાખિં જાણજ્યે તાં નથી ઢાલવો હાર.

ઊથલો

નથી ઢાલવુ હાર, સ્વામી! ભીમ વાણી : કૃપા કરો.
નાગર સઘલા એહવા મ્યલ્યા છે; તમે આંથા નવયુગ્મ ગણો."[૧]

રામાનંદના શબ્દોમાં પણ "ભીમડિ તાં વૈરાગ ગાઓ" એવું આવે છે. અસ્તુ; પરંતુ હરિલીલા અને પ્રબોધપ્રકાશ જોયા પછી એમ નથી થતું કે એ જ ભીમ કૃષ્ણભક્ત બન્યો હોય! હારમાળામાં ભીમના મુખમાં નીચેનું પદ મુકાયું છે :

"એક અવનીધરા! દેવ દામોદરા!
કહૂં ગુણ તોરડા કવણ વાણી?"[૨]

આ પદમાં ભીમ ગોવિંદ ગોપાલ ગરુડાગામીની સાથે રામની એકતા અનુભવે છે. ભીમ મૂળ રામાનંદી વેરાગી સાધુ હશે. જે પાછળથી કૃષ્ણભક્ત થયો હશે અને સોમનાથપાટણમાં તેમજ સિદ્ધપુરમાં બંને સ્થળે, એટલું જ નહિ, પણ દ્વારકા વગેરે સ્થળે ફર્યો હશે. તીર્થોથી એ પરિચિત છે; સૌરાષ્ટ્રનાં તીર્થોથી એ વાકેફ છે; કેમકે "હરિલીલા"માં રુક્મિણીહરણનો પ્રસંગ સોરઠના માધવપુરમાં

૧ એજન પૃ. ૫૯ ૨. એજન, પૃ. ૧૦, ૧૯૭

ચચ્યો ચીતરે છે. ચૈત્ર સુદિ દ્વાદશીનો માધવપુરમાં મોટો મેળો ભરાય છે અને ધામધૂમથી શ્રીકૃષ્ણનાં લગ્ન સૈકાં થયાં ઊજવાય છે. સિદ્ધપુરમાં એ પુરુષોત્તમ દ્વિજનો સંભવિત આશ્રય સેવે છે, સોમનાથ પાટણમાં એ **નરસિંહ વ્યાસનો** આશ્રય કરે છે આ નરસિંહ મહેતો છે, એમ સ્પષ્ટ રીતે કહેવા આપણી પાસે કાંઇપણ સાધન નથી, કેમકે 'નરસિંહ મહેતો પ્રભાસ–સોમનાથ પાટણમાં જઈ વસ્યાનું જાણવામાં નથી; તેમ એની અવટંક "વ્યાસ" નહોતી. ભીમનો "**નિજ આવાસ સોમેશ્વર**" છે, એટલે કે એ ત્યાં ઊછર્યો છે. એક વસ્તુ સ્ફુટ છે કે "નરસિંહ"ને ભીમે "વ્યાસ" કહેલ છે, એટલે એ સ્પષ્ટ જ છે કે પ્રબોધપ્રકાશમાં નિર્દિષ્ટ "નૃસિંહ' એ નરસિંહ મહેતો તો નથી જ.

ભીમનાં છૂટક પદ ઉપર પાંચ આપ્યાં છે તેમાં છેલ્લાં પદ કૃષ્ણભક્તિનાં દ્યોતક છે, એટલે કર્તૃત્વ માટે શંકા નથી. એ 'વૈષ્ણવદાસ" "વિષ્ણુદાસ" "કેશવદાસ" છે એ આપણે જાણિયે છિયે. એ અક્ષરમાં નરસિંહનો હાથ છે કે નહિ. એ એક વિચારણીય પ્રશ્ન રહે છે.

ભાષાની દૃષ્ટિએ ભીમ મધ્ય ગુ. ની ૨જી ભૂમિકા સાચવી લે છે. એની ભાષામાં માત્ર એકએક સ્થળે જૂની પશ્ચિમ રાજસ્થાનીમાં આવતા રેશિ શબ્દ ('માટે'ના અર્થમાં છે તે) શબ્દ સિવાય સમગ્ર તત્ત્વ તળપદું ગુજરાતી છે. એનાં કાવ્યોની નકલ પણ એ રચાયા પછી ૩૦–૩૫ વર્ષમાં જ થયેલી મળે છે, એટલે ભાષા વિકૃત થવા પામી નથી.

વિદ્વત્તાની દૃષ્ટિએ એ કવિઓમાં આગળ એ માટે આવે છે કે એણે ભાગવત પુરાણનો સારો અભ્યાસ, સામાન્ય પુરાણીઓથી વધીને પં. બોપદેવે બતાવેલા ભાગવતપ્રકરણવિભાગને બરોબર પચાવી કર્યો છે અને એનું દોહન ભાગવતને એક શાસ્ત્રરૂપે લેખી એની બધી ખૂબીઓ આ કાવ્યમાં ઉતારી કરી આપ્યું છે. પ્ર. પ્ર. માં પણ શબ્દશઃ અનુવાદ ન કરતાં સમગ્ર સાર ઉતાર્યો છે.

આમ ભીમ ભક્તહૃદયના એક કવિ તરીકે રજૂ થાય છે અને આદિભક્તિયુગના ચમકતા તારાઓમાં પોતાનું સ્થાન મેળવી લે છે.

ચરિતાસામગ્રી :


૧. ગુજ. સાહિ.ના માર્ગ-સ્તંભો દી. બ. કૃષ્ણલાલ મો. ઝવેરીકૃત
૨. Guj. & its Lit—by K. M. Munshi
૩. હરિલીલાષોડશકલા—સ્વ. અંબાલાલ બુ. જાની સંપાદિત
૪. પ્રબોધપ્રકાશ, કે. કા શાસ્ત્રી સંપાદિત
૫. કૌમુદી—માર્ચ ૧૯૩૧
૬. ભાલણ—સ્વ. રામલાલ ચૂ મોદીકૃત
૭ ગુજ. વિ. સ હ. લિ પુસ્તક નં. ૫૫૨
૮. ગુજરાતી સાહિત્ય—મધ્યકાલીન સાહિત્ય (ગુજ. સા. પરિષદ)
૯. Classical Poets of Gujarat—by G. M. Tripathi
૧૦. હારસમેનાં પદ અને હારમાળા—કે. કા. શાસ્ત્રી


## જનાર્દન ત્રવાડી

[ સં. ૧૫૪૮ માં હયાત ]

"**પંદરમા શતકનાં** પ્રાચીન ગુર્જર કાવ્ય"માં પ્રસિદ્ધ થયેલા, નાનાં નાનાં પણ સુંદર ૩૨ પદોથી બંધાયેલા સં. ૧૫૪૮માં રચાયેલા "ઉપાહરણ"નો કર્તા વિપ્ર જનાર્દન ત્રવાડી એના જણાવ્યા પ્રમાણે જ્ઞાતિએ ખડાયતા (षडार्य्रक)[1] બ્રાહ્મણ હતો: એના પિતાનું નામ ત્રવાડી નિમ્બો હતું. એનું વતન ક્યાં હતું, એ જો કે સ્પષ્ટ થતું નથી, છતાં 'ઉષાહરણ' કયા ગામમાં ક્યારે રચ્યું એનો એણે કાવ્યના આરંભમાં રચ્યાસંવત્સર આપતી વેળાએ નિર્દેશ કર્યો છે :

---

૧. "ખડાયતા વિપ્ર નિમ્બાસુત બોલિ" અને 'ભણઇ ત્રવાડી જનાર્દન' વગેરે ઉલ્લેખો. (જુઓ: પ્રા. કા પૃ. ૯૫ અને ૯૪). એક પ્રતમાં 'ષડાગ્રક' પાઠ છે, એ ખડાયતાવાચક જ જણાય છે. (જુઓ વડોદરા-મિસેલિની, પૃ. ૧૨૮ )

"અમરાવતીઇ ઊપનુ ગ્રન્થ રત્નની ખાણિ.
સંવત પનર અડતાલ વરસ માસ દામોદર સાર,
ભણઇ જનાર્દન કાર્તિગી એકાદશી ગુરુવાર."[2]

આ અમરાવતી ક્યાં આવ્યું? બરાડની અમરાવતીનો તો સંબંધ નથી. સૌરાષ્ટ્રનું અમરેલી સંભવે.[3] એક વૈવાહિક લોકગીતમાં "નગરી એક ઉમરાવતી, તહીં રાજ્ય કરે સુલતાન," એમ ઉમરાવતીનું નામ આવે છે. કવિ જ્ઞાતિએ ખડાયતો બ્રાહ્મણ હોવાથી સૌરાષ્ટ્રના અમરેલી સુધી શા માટે જવું જોઇયે? ઉમરેઠનો સ્વીકાર કરતાં ગ્રંથરચનાનું સ્થાન અને વતન નિશ્ચિત થઈ શકે એમ છે. વૈવાહિક લોકગીતમાં ઉમરાવતીમાં સુલતાન હોવાનો નિર્દેશ છે એનું સમાધાન મેળવવું જરા મુશ્કેલ છે; પણ એવા ઊચક ઉલ્લેખ મહત્ત્વના ન ગણાય; જ્યારે ખડાયતા બ્રાહ્મણોનો સ્થાનસંબંધ જોતાં અમરાવતી એ ઉમરેઠ હોવામાં શંકાને સ્થાન ન રહે.

સમય માટે તો જનાર્દન ચોક્કસ વર્ષ આપે છે. વિ. સં. ૧૫૪૮ના અધિક કાર્તિક માસની સુદિ કે વદિ એકાદશી, પણ સંભવતઃ શુક્લપક્ષની એકાદશી-પ્રબોધિની ને ગુરુવારને દિવસે જનાર્દને આ 'ઉષાહરણ'–'ઉષાઅનિરુદ્ધનુ વિવાહ' રચેલ છે, અથવા એ દિવસે રચવાની શરૂઆત કરી છે. કાર્તિક માસ અધિક માસ હતો, એટલે, "દામોદર" માસ કહ્યો છે અને પછી શંકા ન રહે માટે "કાર્તિકી એકાદશી" કહી છે.

આ કાવ્યમાં જે પદ આપવામાં આવ્યાં છે તે બધાંને કડવાં ગણવામાં આવ્યાં છે. આ કડવાં આપણને ઘડીભર વિ. ૧૩ મી સદીના "રેવંતગિરિરાસુ"ની યાદ આપે છે. એ રાસમાં માત્ર ચાર કડવાં છે; પણ એ ૨૦-૧૦-૨૨-૨૦ કડીનાં અનુક્રમે છે, જેમાં દોહા, મિશ્ર જાતિ, અર્ધરોળા, સોરઠા એ બંધ છે, જ્યારે આ "ઉષાહરણ"માં એવાં લાંબાં ન હોતાં ૩ થી ૯ કડીનાં "પદો" છે, જેનું સામ્ય

૨. પ્રા. ગુ. કા, પૃ. ૭૫ ૩. એજન, પ્રસ્તાવના, પૃ. ૧૯

આપણને નરસિંહ મહેતાનાં પદો સાથે વધુ લાગે છે. પણ વિશેષતા એ છે કે નરસિંહમાં માત્ર ચાર કે પાંચ જ સાદા બંધ પ્રયોજાયેલા મળે છે, જ્યારે આમાં આઠ જેટલા, પણ ખૂબ વિવિધતાથી પ્રયોજાયેલા, દેશીબંધ મળે છે

સં. ૧૩૭૧ના "સમરારાસુ"માં આપણને દોહાના ત્રણ ભેદ મળે છે તે ત્રણે અહીં પણ અયુક્ત છે. એમાં ૧લી ભાસા વિષમપદમાં અંતે એકારવાળી મળે છે; એ જ નમૂનો જનાર્દન આપણને ૭ મા કડવા-રૂપે આપે છે. ત્યાં ૧૨ કડી છે, અહીં માત્ર ૪ કડી છે; એટલે કે કડવાને બદલે નરસિંહની જેમ એ પદ બની જાય છે. નરસિંહમાં તો આવાં ઘણાં મળે છે જ, ભલે તેમાં "એ' કે "રે" કદાચ લખાયો ન પણ હોય. જનાર્દને, બાણાસુરને ત્યાં ઉષાનો જન્મ થયો ત્યારે ગોર વધામણી આપે છે, એ પ્રસંગે નીચેનું પદ યોજ્યું છે :

કડવૂ ૭

"નિજ ગુરુ માગઇ વધામણી એ, રા ઘરિ બેટી પાઉધારિ.
રૂપિ તે ત્રિભુવનમોહની એ, લક્ષણ નઇ ગુણ સાર.
નહીં રમ્ભા, નહીં ઉરવસી એ, મેનકા નહીં એહ સમાન
દ્વિજવર નઇ રાય રીઝિઉ એ, બૂઝિઉ વચન પ્રમાણ.
રા કહઇ, કન્યાદાન દેસૂં એ, લેશૂં જગ ફલ કોડિ.
દેવ ગન્ધર્વ નઇ નાગમાંહી એ, જોસ્યૂં એહની જોડિ.
આકાશ શબ્દ ઇમ ઉચ્ચરઇ એ, ઇચ્છાવર વરસિ કુમારિ.
જનાર્દન ભણઇ, પ્રાણિ કાઇ તુહઇ એ, હુંનિ ન ટલઇ સંસારિ."[1]

જેમ "એ" પ્રયોજ્યો છે તેમ "રે" પણ એક પદમાં પ્રયોજવામાં આવ્યો છે. પ્રસંગને અનુરૂપ થાય તે પ્રમાણે બાણાસુર ઉપર યાદવો ચડી આવે છે, એ પ્રસંગ જનાર્દને જે પદમાં આપ્યો છે, તે "રે"વાળું સૌથી મોટું નવ કડીનું "પદ" છે. કવિ યુદ્ધના

૧. પ્રા. ગુ. કા. પૃ. ૭૮

લાંબા વર્ણનમાં ન ઊતરતાં માત્ર અથડામણુ જ આપી સંતોષ લે છે. કવિની શક્તિ બહારનું કામ જાણે કે આલંકારિક વર્ણનો હોય, એમ લાગે છે :

કડવું ૨૩

"ઉદ્ધવ વલિયા ઊતાવળા રે, વાકલા યાદવ યોધિ.
વાડી વન ઊમેલિયાં રે, મેલિયાં કરી વિરોધ
ઝાલર ભેરી વાજિયાં રે, ગાજિયાં ગહિરાં નીસાણુ.
દૃષ્ટ ચરચાં દલ દડવડયાં રે, કાયર પડઇ પરાણુ.
બાણઇ બલિયા ચલાવીયા રે: આવીયા સુભટ સંગ્રામિ.
ચૌદ કોડિ રણિ પાડીયા રે અનંગિ એકિ ઠામિ.
પોલિઅઃ ગાડિ ભૂંખડી રે, ચડવડી ચઢાઉ બાહાર.
પ્રથમ પલા તે પાડિયા રે યાદવિ વિસમિ પ્રાહરિ

× × ×

કૌભણ્ડ રણિ રોલુ રે, મોલુ દેખી મુરારિ.
ભીતી આણી પાછુ વલ્યુ રે, પુહતુ નયર મઝારિ
અનિરુદ્ધ એણઇ રાખિઉ, દાખિયુ પહિલુ ઉપગાર;
જનાર્દન ભણઇ, જાતુ મૂક્યું રે. યાદવ કરિ જયકાર."[1]

કવિએ વસંતવિલાસ જેમ આમાં સાંકળી ક્વચિત્ પ્રયોજી છે, એવાં દોહામાં જ પદ જે છે તેમાં ક્યાંક ક્યાંક મળી આવે છે.

કડવા ૨૭ મામાં દોહાનાં અર્ધ પ્રયોજાયાં છે, જેમાં પ્રાસ પ્રાપ્ય નથી, પણ 'મલ્યા મન મેલજ્યો એ" એ પ્રતીક પ્રત્યેક અર્ધને અંતે આવે છે. આમાં 'સાંકળી' ખાસ ધ્યાન ખેંચે છે:

"વનિતા વચન સુણી આકુલી વ્યાકુલી અંગ ઠલાય;
મલ્યા મન મેલજ્યો એ.
ઉષા લલીલલી પાય લાગઇ, માગઇ વર લીલવિલાસ, મલ્યા૦
સહીનઇ વારિ કુમારડી, સારડી નાહ ! કરુ રે ! મલ્યા૦
આગઇ ઊમયાઇ પરઠિક સોરઠિક કૃષ્ણકુમાર. મલ્યા૦

૧. એજન, પૃ. ૮૯-૯૦

અનિરુદ્ધ સઇ અંગીકર્યું વર વર્યું કૃષ્ણકુમાર. મલ્યા૦
કુમારિ મલ્યા મન સાધિયાં, તિહાં બાંધિયાં કંકણ હાથિ. મલ્યા૦
જનાર્દન ભણઇ ભલુ ભોલવી ચાલવિઉ ચતુર નારિ. મલ્યા૦"[1]

"સમરારાસુ" અને પછીથી ભાલણના પદને જાણીતો "સુણિ સુંદરી" એવા પ્રતીકની પદ્ધતિનો બંધ જનાર્દને પ્રયોજ્યો છે; જેવો કેઃ

કડવૂં ૨૭

"અહાઇ વઢતા વારીયા હરગોપાલા રે ઊતારિયા ટોપસનાહ હરગોપાલા રે
બંન્ને એકજિ જાણિયા, „ આણિયા હરખ અથાહ. „
બાણાસુર તિહાં આવિયુ, „ ભાવિયુ નરપતિરાય. „
મયા કરુ અમ, માધવા „ પીઠિ થમાવી, શંકરરાય. „
મહાકાલ મહેસિ થાપિયું, „ આપિયુ અવન્તીવાસ. „
જનાર્દન ભણઇ, તારિયુ „ ટાલિયુ ભવનઉ ત્રાસ. „[2]

૧૦ મા કડવામાં આપણને આ જ પ્રકાર પ્રાપ્ત થાય છે, જ્યાં "સાહેલડી રે" પ્રતીક પ્રત્યેક ચરણ પછી આવૃત્ત થયા કરે છે. ઉષા ગૌરીપુજન કરી આશીર્વાદ પામે છે એ પ્રસંગને આ બંધ વધુ દીપાવતો લાગે છે:

"આદિ ઉષાએ આલોચિઉં, સાહેલડીરે. ગવરીવર! કરિ સાર, સાહેલડીરે.
ભવ ભવાની રીઝવ્યાં, „ વર આપુ સંસારિ. „
પ્રીતિ પાર્વતીઇ પૂછિઉં, „ હઈ વર જોગી, કુમારિ? „
હેઠું જોઇ ઉષા લાજિયાં, „ ન કરિ વચન ઉચ્ચાર „
ભાવિ ભવાનીઇ ભાખિયૂં „ દાખિયૂં છઠ્ઠિ માસિ. „
સ્વપ્નાંતરમાં વર વરીશિ, „ આવસિ તાહરી અગાસિ. „
વૈશાખ માસિ ઊજુવાલિઉં „ માલિઇ માઝિમ રાત. „
દ્વાદશીઇ રંગિ રમીસઇ, „ તૂં ભરથાર નઇ સાથિ. „
મનહ મનોરથ પૂરિઆ. „ ગૌરીઇ દીધલી વાણિ, „
જનાર્દન ભણિ, ઉષા વાલિઆં, „ પાલિઆં વચન પ્રમાણ.[3] „

કડીમાં ચારે ચરણ એક માપનાં હોય તેવા જુદા જુદા ચાર બંધ કવિએ સ્વીકાર્યા છે. એમાંનો કડવા ૫ માંમાં આવતો ચોપાઇબંધ

૧. એજન, પૃ. ૮૪-૮૫ ૨. એજન, ૯૨ ૩. એજન, પૃ. ૮૦

પ્રત્યેક ચરણને અંતે "એ" ઉમેરેલો આપ્યો છે, કડવા ૨૯મામાં માત્ર બીજા ચરણને અંતે જ "એ"કાર આપવામાં આવ્યો છે. આ બંધ અત્યંત જાણીતો છે; પણ જે એક બંધ ખાસ ધ્યાન ખેંચે છે તે કડવા ૯ મામાં ૧૨ મામાં અને ૧૮ મામાં આવે છે. એ સામાન્ય માપે ૧૪ માત્રાનું સમપદ આવૃત્તિ પામે એ પ્રકારનો બંધ છે; બેશક, માત્રામાં અત્રતત્ર ગોટો મળે છે. ઉષાને સ્વપ્ન થયા બાદ જાગી જતાં જે ધાલાવેલી થાય છે તેને અનુરૂપ એક કડવું એ બંધમાં નીચેનું મળે છે:

કડવૂં ૧૨

"ઉષા માઝમ રયણી જાગી રે, અંગ અનંગજ્વાલા લાગી રે.
મુહનઇ કલંગ [જ] લાગૂં રે, કન્યાવ્રત માહારૂં ભાગૂં રે
સખર ભણિ, સુણુ બાઇ રે, કન્યાવ્રત કેમઇ નહીં જાઇ રે,
ઉષા કહઇ, મુઝ તે વરુ રે; અવર પુરુષ પિતા ગુરૂ રે.
વર વરસ્યૂં એ જોખિ રે, નહિતુ પ્રાણ તજુ તન સોખિ રે
ઉષા ! પ્રતિજ્ઞા નવિ લીજઇ રે, સહીચરનૂં તે વાર્યૂં કીજઇ રે..
સહીચર કહે મન માણુ રે એ વર ધરથી નથી જાણુ રે
સુહણઇ તે લાખ બંધાઇ રે, તે વિહાણઇ મિથ્યા થાઇ રે
જનાર્દન ભણઇ, ઉષા બોલી રે, તુહનિ રક્ષા કરઇ હિંગોલી રે
તો મનિ નવિ આણે તાપ રે. ઉમાશંકર શિર માયબાપ રે."[1]

કડવાં ૯ અને ૧૮ મામાં ખાસ ચમત્કૃતિ ઉભય રીતે નથી જણાતી. ૩૨ મા કડવામાં ચોપાઈજ પ્રયોજાયેલી છે, પણ પ્રત્યેક ચરણની પછી "શ્રીરંગ આવ્યા અનિરુદ્ધસ્યૂં" એ પ્રતીક આવૃત થયા કરે છે: ઉપર આપવામાં આવેલ ૧૦મા કડવામાં દોહાબંધ છે તેની પદ્ધતિ જ આને ગણી શકાય.

જનાર્દન આંતર અનુપ્રાસનો ખાસ શોખીન જણાય છે. "સાંકળી"ના નમૂના ઉપર આવે છે, અને સોરઠાની પદ્ધતિમાં અનુપ્રાસરહિત એવાં ૮ મા ૧૯ મા ૨૮ મા અને ૩૧મા કડવામાં

૧. એજન, પૃ. ૮૨

અને સવૈયાની ચાલના કડવા ૧૧ મામાં પણ એણે "સાંકળી" પ્રયોજી છે; પણ એની વિશેષતા તો સવૈયાબંધ જેવા બંધનાં ૨ જું–૧૩ મું કડવું મળે છે, તે છે. સવૈયા બંધનાં બીજાં કડવાંમાં આ પદ્ધતિ નથી સ્વીકારી. ચિત્રલેખા ચિત્રામણો કાઢી ઉષાને બતાવે છે તે પ્રસંગે જનાર્દને એ ચિત્રપદ્ધતિ યોજી છે. એમાં અર્ધાંતે પ્રાસ નથી :

"હચરઇ સયરી રે, તૂં કાય મરઇ રે; મન દ્રઢ કરી રહિ ઉષા રે.
હું વ્રજ વર નઇ રે, બાંહી ગ્રહી નઇ રે ક્ષણ એકમાં જઇ લાવૂં રે.
એણી બોલીઇ રે, ચિત્ર સાલિઇ રે સ્વર્ગ પાતાલ તિહાં લિખ્યાં રે.
જઇ જૂઇ રે, ઘણૂં રૂઇ રે; ન દેખે તે જેહ પરણિઉ રે.
તિહાં સકલ રે, યાદવકુલ રે; અનિ અનિરુદ્ધ કુંઅર લિખ્યા રે.
નીર લુહઇ રે, મન મોહઇ રે, અનિરુદ્ધ દેખી લાજઇ રે.
ચિત્ત ભાવઇ રે, એહ તૂં લાવઇ રે, ઉષા સહિયર નઇ બોલઇ રે.
માહરુ એ વર રે, સુણુ સહીઅર રે, મન એણિ હરી લીધઊં રે.
બાઇ જાઇ રે; ન રહેવાઇ રે, ઉપાય જુગતિ કાંઇ કરુ રે.
જનાર્દન ચિરજીવુ રે, યાદવકુલદિવુ રે, ચિત્રલેખા લાણઇ મિ વર દિવુ રે."[1]

જૈન કાવ્યોમાં ઢવણી–ત્રિપદીઓનો બહોળો પ્રચાર હતો. પંચ-પંડવરાસમાં એના પુષ્કળ પ્રયોગ મળે છે. "સમરારાસુ"માંનો એવો નમૂનો અગાઉ અપાઈ ગયો છે. સામાન્ય રીતે પછીનાં કડવાંના આરંભમાં જે દેઢિ મળે છે તેનું મૂળ તે આ છે. એમાં પ્રાસ અને ૨ જા–૩ જા ચરણમાં છેકાનુપ્રાસ પછીથી દાખલ થયો છે. એની કડીઓની કડી જનાર્દનમાં મળે છે. ૧૪ મું અને ૧૫ મું કડવું એના નમૂના છે. શોણિતપુરમાં લાવવામાં આવેલા અનિરુદ્ધને ચિત્રલેખા ઉષાને પરણવા સમઝાવે છે તે પ્રસંગે કવિએ એનો પ્રયોગ નીચે મુજબ કર્યો છે :

કડવૂં ૧૫

"જાગ્યુ કુંઅર તહીં નિમેખઇ, જાદવ કેરી જુગત ન દેખઇ,
પેખઇ પુર અસુર તણુ એ.

---

૧ એજન, પૃ ૮૧–૮૨

પ્રત્યેક ચરણને અંતે "એ" ઉમેરેલો આપ્યો છે, કડવા ૨૯મામાં માત્ર બીજા ચરણને અંતે જ "એ"કાર આપવામાં આવ્યો છે. આ બંધ અત્યંત જાણીતો છે; પણ જે એક બંધ ખાસ ધ્યાન ખેંચે છે તે કડવા ૯ મામાં ૧૨ મામાં અને ૧૮ મામાં આવે છે. એ સામાન્ય માપે ૧૪ માત્રાનું સમપદ આવૃત્તિ પામે એ પ્રકારનો બંધ છે; બેશક, માત્રામાં અત્રતત્ર ગોટો મળે છે. ઉષાને સ્વપ્ન થયા બાદ જાગી જતાં જે ધાલાવેલી થાય છે તેને અનુરૂપ એક કડવું એ બંધમાં નીચેનું મળે છે:

કડવું ૧૨

"ઉષા માઝમ રયણી જાગી રે, અંગ અનંગજ્વાલા લાગી રે.
મુહનઇ કલંગ [જ] લાગૂં રે, કન્યાવ્રત માહારૂં ભાગ્યું રે
સયર ભણિ, સુણુ બાઇ રે, કન્યાવ્રત કેમઇ નહીં જાઇ રે,
ઉષા કહઇ, મુઝ તે વરુ રે; અવર પુરુષ પિતા ગુરૂ રે.
વર વરસ્યૂં એ નેખિ રે, નહિતુ પ્રાણ તજુ તન સોખિ રે
ઉષા ! પ્રતિજ્ઞા નવિ લીજઇ રે, સહીયરનૂં તે વાયૂં કીજઇ રે..
સહીયર કહે મન માણુ રે એ વર ઘરથી નથી જાણ્યુ રે
સુહણઇ તે લાખ બંધાઇ રે, તે વિહાણઇ મિથ્યા થાઇ રે
**જનાર્દન** ભણઇ, ઉષા ભોલી રે, તુહનિ રક્ષા કરઇ હિંગોલી રે
તો મનિ નવિ આણે તાપ રે. ઉમાશંકર શિર માયબાપ રે."[૧]

કડવાં ૯ અને ૧૮ મામાં ખાસ ચમત્કૃતિ ઉભય રીતે નથી જણાતી. ૩૨ મા કડવામાં ચોપાઈજ પ્રયોજાયેલી છે, પણ પ્રત્યેક ચરણની પછી "શ્રીરંગ આવ્યા અનિરુદ્ધસ્યૂં" એ પ્રતીક આવૃત્ત થયા કરે છે: ઉપર આપવામાં આવેલ ૧૦મા કડવામાં દોહાબંધ છે તેની પદ્ધતિ જ આને ગણી શકાય.

જનાર્દન આંતર અનુપ્રાસનો ખાસ શોખીન જણાય છે. "સાંકળી"ના નમૂના ઉપર આવે છે, અને સોરઠાની પદ્ધતિમાં અનુપ્રાસરહિત એવાં ૮ મા ૧૯ મા ૨૮ મા અને ૩૧મા કડવામાં

---

૧. એજન, પૃ. ૮૨

અને સવૈયાની ચાલના કડવા ૧૧ મામાં પણ એણે "સાંકળી" પ્રયોજી છે; પણ એની વિશેષતા તો સવૈયાબંધ જેવા બંધનાં ૨ જું–૧૩ મું કડવું મળે છે, તે છે. સવૈયા બંધનાં બીજાં કડવાંમાં આ પદ્ધતિ નથી સ્વીકારી. ચિત્રલેખા ચિત્રામણો કાઢી ઉષાને બતાવે છે તે પ્રસંગે જનાર્દને એ ચિત્રપદ્ધતિ યોજી છે. એમાં અર્ધાંતે પ્રાસ નથી:

"ઉચ્ચરઇ સચરી રે, તૂં કાય મરઇ રે; મન દ્રઢ કરી રહિ ઉષા રે.
હું તુજ વર નઇ રે, બાંહી ગ્રહી નઇ રે ક્ષણ એકમાં જઇ લાવૂં રે.
એણી બોલીઇ રે, ચિત્ર સાલિઇ રે સ્વર્ગ પાતાલ તિહાં લિખ્યાં રે.
જઇ જૂઇ રે, ઘણૂં રૂઇ રે; ન દેખે તે જેહ પરણિઉ રે.
તિહાં સકલ રે, યાદવકુલ રે; અનિ અનિરુદ્ધ કુંઅર લિખ્યા રે.
નીર લુહઇ રે, મન મોહઇ રે, અનિરુદ્ધ દેખી લાજઇ રે.
ચિત્ત ભાવઇ રે, એહ તૂં લાવઇ રે, ઉષા સહિયર નઇ બોલઇ રે.
માહરુ એ વર રે, સુણ સહીઅર રે, મન એણિ હરી લીધઉં રે.
બાઇ જાઇ રે; ન રહેવાઇ રે, ઉપાય જુગતિ કાંઇ કરુ રે.
જનાર્દન ચિરજીવુ રે, યાદવકુલદિવુ રે, ચિત્રલેખા ક્ષણઇ મિ વર દિવુ રે."[1]

જૈન કાવ્યોમાં ઢવણી–ત્રિપદીઓનો બહોળો પ્રચાર હતો. પંચ-પંડવરાસમાં એના પુષ્કળ પ્રયોગ મળે છે. "સમરારાસુ"માંનો એવો નમૂનો અગાઉ અપાઈ ગયો છે. સામાન્ય રીતે પછીનાં કડવાંના આરંભમાં જે દોઢિ મળે છે તેનું મૂળ તે આ છે. એમાં પ્રાસ અને ૨ જા-૩ જા ચરણમાં છેકાનુપ્રાસ પછીથી દાખલ થયો છે. એની કડીઓની કડી જનાર્દનમાં મળે છે. ૧૪ મું અને ૧૫ મુ કડવું એના નમૂના છે. શોણિતપુરમાં લાવવામાં આવેલા અનિરુદ્ધને ચિત્રલેખા ઉષાને પરણવા સમઝાવે છે તે પ્રસંગે કવિએ એનો પ્રયોગ નીચે મુજબ કર્યો છે:

કડવૂં ૧૫

"જાગ્યુ કૂંઅર તહીં નિમેખઇ, જાદવ કેરી જુગત ન દેખઇ,
પેખઇ પુર અસુર તણુ એ.

---

૧ એજન, પૃ. ૮૧–૮૨

પૂછી તેણિં એણિં પરિ બાલી, પદ્મિની નારીનઇ નિહાલી,
વાલી મન અતિ દ્રઢ કરી એ.
કવણ નયર એહ પુહવીઇ અનિ કુંવરી કુહુ એ છઇ કવણ તણી,
કારણિં કવણ હું આણિઉ રે ?
બલિ રાજા તણા કુલની કન્યા બાણાસુરની એ છઇ ધન્યા,
તનયા વરિવા તુહ્નિ આણિયા રે.
લાજઇ યાદવકુલ કામનિ ! કૂંઅરી એ છઇ અસુરની. -
પરણી નઇ કિહાં હૂં રહૂં રે ?
ચિત્રલેહા કહઇ વાણી, નર એ નવિ કાંઇ જાણિં.
સાનિ પરણિં ન કૂંઅરી અનોપમી એ ?
ભણઇ જુગતિઇ ભેવ જનાર્દન, એહ નઇ કમયા હૂઇ પરસન,
અનુદિન ધ્યાન ન ચૂકતી એ."૧

કડવા ૨૯ મામાં ચોપાઇનાં ત્રણ ચરણ અને ત્રિપદીનું છેલ્લું ચરણ એમ ચાર ચરણનો બંધ મળે છે. ત્રિપદીની પદ્ધતિ પણ માત્ર ચોપાઇનું છે તે નહિ લેતાં બીજો જ ટૂંકો બંધ લઇ ૨ જું કડવું અને ૪ થું કડવું બાંધવામાં આવ્યાં છે:

"વૈરોચનસુત જાણુ રે બલિસુત બાણુ રે,
કારણ હૂંતુ તેહ તપ કરઇ રે.
શ્રી ગંગા નઇ તીરિ રે આસન વાલ્યૂં વીરિ રે.
શરીરિઇ ધુમરપાન અસુર કરઇ રે."૨

કડવું ૧૬ મું ત્રિપદીની ભ્રાંતિ આપે છે, તે ત્રિપદી નથી, એ બંધ સવૈયાની ચોપાઇ દાવટીનો છે, પણ ચિત્રલેહા અને અનિરુદ્ધના સંવાદમાં છે. અંત્યાનુપ્રાસ નથી, પણ પ્રથમના બે પદો વચ્ચે "સાંકળી" છે, અને બીજા ચરણને અંતે અનિરુદ્ધના મુખમાં "ન પરણૂં રે અસુરકુંઆરી" અને ચિત્રલેહાના મુખમાં "કાંઇ ન પરણે રે અસુર-કુંઆરી ?" એવાં પ્રતીક આવે છે.

---

૧. એજન, પૃ. ૮૨, ૮૩ ૨. એજન, પૃ. ૭૫

પરંતુ ૬ ઠ્ઠા કડવામાં આવતો પ્રકાર અનેરો છે. મૂળમાં સવૈયાની ચોપાઈ, દાવટીનો પ્રકાર છતાં વચ્ચે ઉમેરાતું વધારાનું સાંકળી-પદ ઓર લય આપે છે :

"બાણાસુર કૈલાસિ સંચરુ પણમિઅ એ, સ્વામી ય એ,
દાયક પઃ તણઉ એ.
સેવક સંગ્રામ માગઇ બલ જાયું એ, કિમ કરું એ.
સ્વામી મુઝ બલ તોલીઇ એ."૧

આ જાતના બંધની શરૂઆત આપણને સં. ૧૩૭૧ના "સમરા-રાસુ"માં મળે છે :

"સંવચ્છરિ ઇકહત્તર એ થાપિઉ રિસહ જિણંદો,
ચૈત્ર વદિ સાતમિ પહુત ઘરે નંદઉ એ નંદઉ એ નંદઉ એ જા રવિચંદો"૨

શોણિતપુર પર યાદવો ચડી આવે છે તે પ્રસંગ જનાર્દને એક નવા જ બંધમાં આપ્યો છે :

"પહુતાં રે પુરુષોત્તમ વાડીઇ ઊતરિઆ,
હરિયા રે યાદવ યોધ તરુવરિ તરવરિઆ."૩

જનાર્દને આમ અનેક પ્રકારના દેશીબંધ પ્રયોજ્યા છે. એનું કવિપ્રતિભાના અલ્પાંશવાળું કાવ્ય એ આ વૈવિધ્યથી એકદમ આકર્ષક બની રહ્યું છે. આ બધા બંધોના સંપર્કમાં એ સારી રીતે આવ્યો જણાય છે, કેમકે નહિ તો આટલું વૈવિધ્ય મેળવી શકાય નહિ. નરસિંહ મહેતાનાં પદોમાં આપણે આમાંની વિવિધતા નથી જોઈ શકતા, નથી દેખાતી એ કર્મણ વગેરેમાં કે નથી બહોળા પ્રમાણમાં દેખાતી એ જૈન-રાસોમાં. ત્રિપદીઓનો પ્રયોગ ભાલણસુત ઉદ્ધવદાસના કહેવાતા રામાયણમાં પ્રયોજાયો મળે છે, પણ એમાં જનાર્દનની વિવિધતા નથી દેખાતી, તેમ એ કૃતિની પ્રામાણિકતા પુરવાર કરવી હજી બાકી છે.

સ્વ. કે. હ. ધ્રુવે સંપાદિત કરેલી "આવૃત્તિ"માં રાગોનાં નામ નથી

૧. એજન, પૃ. ૭૭ ૨. પ્રા. ગૂ. કા. (ગા. ઓ. માળા) પૃ. ૩૭
૩. એજન, પૃ. ૮૮

આપ્યાં, પણ સ્વ. ચી. ડા. દલાલે જૂની હાથપ્રત સં. ૧૬૭૨ની ઉપરથી કાવ્ય 'વડોદરા મિસેલેની''માં છાપ્યું છે તેમાં રાગ આપેલા છે:
કડવું ૧: રાગ આશાવરી કડવું ૨: રાગ કેદારગુડી કડવું ૩: રાગ રામગ્રી
,,: ૪ ,, મેઘમલ્હાર ,, ૫ : ,, પંચમ ,, ૨૦: , ધન્યાસી
, : ૨૧ ,, મેવાડુ—બાકીનાં કડવાંને મથાળે નામ નથી.

આમ જુદા જુદા સાત રાગ, જે નરસિંહ પદ્મનાભ વીરસિંહ વગેરેમાં જાણીતા છે તે, જનાર્દને પ્રયોજ્યા છે. આમ રાગથી પણ કવિ અજાણ્યો નથી.

ટૂંકાં ટૂંકાં પદોમાં જુદા જુદા રાગોનાં નરસિંહ મહેતાએ કાવ્ય લખ્યાં, તો જનાર્દન એવાં પણ વૈવિધ્યભરેલાં પદોમાં ''ઉપાહરણ" રચે છે. જનાર્દનનાં આ પદ ટૂંકાં પદ અને મોટાં કડવાંની સાંકળ જેવાં છે. પ્રૌઢ આખ્યાનપદ્ધતિમાં કડવાં મોટાં થતાં ચાલે છે. પછીનો ભાલણ બંને પ્રકાર યોજે છે. એનો જ પુત્ર ઉદ્ધવદાસ ''બભ્રુવાહન આખ્યાન" માત્ર કડવાંમાં જ આપે છે. અને આમ નરસિંહ અને જનાર્દનની પદપદ્ધતિ મીરાનાં પદો પછી સેકાઓ સુધી અલ્પ પ્રયુક્ત કહી અખો અને ગોપાલ, પછી છેક ઉત્તરભક્તિયુગમાં વિકાસ સાધે છે: રાજે રુગનાથ રણછોડ રામકૃષ્ણ અને દયારામ વગેરે તથા સ્વામિનારાયણ કવિઓ પદોની રેલમછેલ કરી આપે છે. પ્રૌઢ આખ્યાનપદ્ધતિને જોઈતો વિસ્તાર પદ નથી સાચવી શકયાં અને કડવાબંધ જ ફાવ્યો; ચોપઈ પૂર્વછાયુ-બંધ પણ ફાવી નથી શક્યો એ એના અલ્પ પ્રચારથી જાણીતું છે.

જનાર્દને આ ''ઉપાહરણ''ના ૨૨૦ કડીના કાવ્ય સિવાય બીજી કોઈ કૃતિ રચી હોય એવું જાણવામાં નથી એની પ્રતિભામાં કવિતાનો ચમત્કાર ઓછો છે, જ્યારે કળાનો ઓપ, ઉપર જોયું તેમ, ખૂબ છે આ પૂર્વે શ્રી. ભોગીલાલ જ. સાંડેસરાએ બતાવ્યું છે કે જનાર્દન ઉપર વીરસિંહના ''ઉપાહરણ''ની અસર છે. બંને વચ્ચે સમયનું અંતર ત્રીસેક વર્ષ જેટલું હોવાથી વીરસિંહની કૃતિ એટલા ગાળામાં ઉમરેઠ સુધી પહોંચી હોય તો સંભવી શકે એમ છ. અથવા બંનેને પૂર્વની

કોઈએક સામાન્ય કૃતિનો લાભ પણ મળ્યો હોય. બંને કવિઓ સંસ્કૃત ભાષાથી થોડાક પરિચિત છે, એ ભાષાસૌષ્ઠવ ઉપરથી સમઝી શકાય છે. ઓછા ઓછા અલંકાર કદાચ એનું કારણ હશે.

ભાષાની દૃષ્ટિએ જનાર્દનનું કાવ્ય મહત્ત્વનું છે; બેશક, અક્ષરમેળ વૃત્તોનો પ્રયોગ એણે નથી કર્યો, એટલે વિકલ્પોને સ્થાન છે જ. સ્વ. દી. બ. કેશવલાલ હ. ધ્રુવે "પંદરમા શતકનાં પ્રાચીન કાવ્ય"માં સ્વીકારેલા પાઠ એમણે સારી રીતે સંસ્કારેલા છે. આમ વધુ જૂનું રૂપ આપવાનો પ્રયત્ન થયો છે સં. ૧૬૭૩ની સાલમાં થયેલી નકલ ઉપરથી સ્વ. ચી. ડા. દલાલે "વડોદરા મિસેલેની"માં આ કાવ્યનું સંપાદન અસલ નકલ પ્રમાણે જ આપ્યું છે. એ નકલની ભાષા મધ્ય ગુ. ની ૨ જી ૩ જી અને ૮ થી ભૂમિકાનાં સંકીર્ણ રૂપ સાચવી રાખે છે. ઐતિહાસિક દૃષ્ટિએ આ ખાસ ધ્યાન ખેંચે છે. નમૂના તરીકે અહીં સ્વ. દલાલની વાચનાનું બીજું કડવું જ લઈયે:

"વૈરોચન સુત જાણો રે બલિસુત કાઇ બાણો રે
કારણ હુતુ તિહાં તપ કરઇ રે.
ગંગાનઇ કાંઇ તીરિં રે આસન વાલ્યું વીરિં રે
શરીરઠ રે ધુમરપાન અસુર કરઇ રે,
× × ×
જનાર્દન ભણઇ મિં જાણિઉ રે દૈત્ય **તપ્યો સપરાણો રે**
આણો રે શંકર કહિ કૈલાસ માહ રે."[1]

મોટા અક્ષરમાં છપાયેલાં રૂપ ચોથી મિશ્રભૂમિકામાં જે વિકલ્પે દેખાવા લાગ્યાં હતાં તે છે; ગંગાનઇ" આ પ્રથમ ભૂમિકાનું અને "તીરિં" એ બીજી મિશ્રભૂમિકામાં પ્રચારમાં આવી ગયું તે છે. જે અર્વાચીનતા છે તે લહિયાએ કરેલી હોય તોયે ઉચ્ચારણમાં એટલા જૂના સમયમાં એ આવી ગયાનું ઐતિહાસિક દૃષ્ટિએ પ્રાપ્ત છે જ.

ચરિતસામગ્રી:—

૧. Baroda Miscellany, Vol. II, nos 3-4

૨. પં. શ. નાં. ગુ. કાવ્ય–સ્વ. દી. બ. કે. હ ધ્રુવ–સંપાદિત

---

૧. વડોદરા–મિસેલેની, પૃ. ૧૧૬

# વાસુ

[ વિ. સં. ૧૫૪૦–૫૦ લગભગમાં હયાત ]

માત્ર "સગાળશા આખ્યાન"થી જ જાણવામાં આવેલો વાસુ નામક કવિ વિક્રમની ૧૬ મી સદીની વચ્ચેની બે પચીશીમાં થયો હોય સંભાવના છે. એના એ કાવ્યની એક હાથપ્રત સં. ૧૬૨૪ની મળે છે,[1] તેમ નાકરે રચેલા સગાળશા–આખ્યાનથી વાસુ અજ્ઞાત છે, તેથી ઊલટું નાકર વાસુના એ કાવ્યથી વાકેફ હોવાની સંભાવના છે; અને નાકરનો કાવ્યકાળ સં. ૧૫૭૨–૧૬૨૪ નિશ્ચિત છે, એટલે સં. ૧૫૫૦ આસપાસ એ થયો હોય એમ માનવામાં તો બાધ નથી.

કવિ વાસુ ક્યાંનો હતો કઈ જ્ઞાતિનો હતો, અને ક્યારે થયેલો હતો, એ વિશે "સગાળશા આખ્યાન"માં કશી માહિતી મળતી નથી. કાવ્યમાં અવતા સ્ત્રગ હુંતુ[2] જેવા 'મુગ્ધાવબોધ ઔક્તિક'ના સમયના પ્રયોગો છતાં "મુગ્ધાવબોધ ઔક્તિક'માંના પશ્ચિમ રાજસ્થાનીની વ્યાપકતા ને સાચવતા રહઈ[4] વગેરે અનુગોનો અભાવ એ વગેરે જોતાં એ સં. ૧૫૦૦ થી ૧૫૫૦ લગભગ થયો હોવો જોઈએ, એમ અનુમાન કરી શકાય છે.

વાસુ ઉચ્ચ પ્રતિનો કવિ નથી છતાં કથાકાર સારો છે, એ લોભ અન્ન સ્ત્રીઓ વગેરે વિષયમાં ધારાબંધ જે વેગ એની કવિતામાં

---

૧. સગાળશા આખ્યાન, પ્રસ્તાવના પૃ. ૩ (અમદાવાદ દેલાના અપાસરાની હાથપ્રત)

૨. એજન પૃ. ૭૪–૫, ૯૫

૩. "स्त्रगि हुंतु कर्ण संचरिइ" (સ. આ. પૃ. ૧)

૪. ષષ્ઠીનો ह આમ છતાં ક્વચિત્ દેખાય છે: 'करि वारता भरतारह भगी' (પૃ. ૫). छइ–छिનો સહાયકારક ક્રિયાપદ તરીકેનો પ્રયોગ આ કાવ્યમાં જોવામાં નથી આવતો. એના કાવ્યમાં "तउ=" તેનો, એ શબ્દનો પ્રયોગ પણ એને એ જ સમયમાં મૂકશે.

જણાય છે તેનાથી અનુમાની શકાય છે. સં. ૧૬૬૭માં એક કનકસુંદર નામના જૈન સાધુએ વાસુના કાવ્યને વિસ્તૃત રૂપ આપી પોતાના કાવ્યમાં વણી લીધું છે, એટલું આ કાવ્ય વર્ણનની દૃષ્ટિએ સુંદર છે

વાસુ જૈનેતર હતો એ એના કાવ્યમાંના મંગલથી જણાય છે:
"પ્રથમ ગણપતિ વીનવૂં, સરશતિ લાગૂં પાય." (શ. આ. આ પૃ. ૧)

સગાળશા કુંતીપુત્ર કર્ણનો અવતાર હતો એ વસ્તુ વાસુએ સ્વીકારી છે. આ પરંપરા એને ક્યાંથી મળી, એ હજી જાણવામાં આવ્યું નથી. નાકર પણ એ વસ્તુ સ્વીકારે છે. નાકરે જો વાસુનું કાવ્ય ન જોયું હોય તો કોઈ જૂના પ્રવાહમાંથી બંનેએ વસ્તુ ઉઠાવ્યું સંભવે છે. લોકકથાનું સાહિત્ય આપણે ત્યાં બહુ નથી, નવી લોકકથાનું વસ્તુ લઈ રચાયેલાં કાવ્ય પણ એકંદરે ઓછાં મળે છે; એ દૃષ્ટિએ વાસુનું આ કાવ્ય મહત્ત્વનું છે જ

વાસુની જ્ઞાતિ વિશે જોકે કશું જાણવામાં નથી, છતાં ધર્મે એ વૈષ્ણવ હોય એવું "धर्मकथा जे श्रवणे सुणि, जाय पाप तस वैष्णव भणि" (પૃ. ૧૬ થી સમઝાય છે. વાસુ પોતાને 'कर्णकथा कवि वासु किहि" (પૃ. ૧૬) એમ 'કવિ' કહે છે. તત્કાલીન અન્ય કવિઓને જોતાં એ પોતાને 'કવિ' કહે છે એ ગેરવાજબી જણતું નથી, અને વિષયને બહલાવવાની એની શક્તિ એના સમયમાં એને "કવિ"–પદ આપે એ યોગ્ય છે.

વાસુની કવિતા ક્વચિત્ પ્રયોજાયેલા અર્થાંતરન્યાસથી ખાસ દીપે છે. એ સાથે કરુણરસ પ્રસંગાનુકૂળ જણાવવાનો ખાસ પ્રયત્ન કર્યો છે. આમ તો એણે આખું કાવ્ય દૂહા અને ચુપઈમાં લખ્યું છે, જ્યાં દૂહા અને પૂર્વછાયુ છે એ કથાભાગ ચુપઈમાં છે. એ ચાલુ બંધ વચ્ચે કરુણરસ જમાવવા બે પદ મૂક્યાં છે. આપણે જેવાં અસાઇતમાં કરુણવિરહગીત જોયાં છે અદલોઅદલ તે જ દૂહા–ઢાળનાં બે પદ વાસુએ મૂક્યાં છે:

### રાગ દેશાખ

"મસ્તકિ ઊખલિ ધરી પુત્ર પ્રશંસા માય.
જેણિ હાથિ પુત્ર હુલાવતા, તેણિ મસ્તકિ મહેલી ઘાઊ રે!
પુત્ર ચેલઇયા! રે!
હીઊં ન ફાટિ કારિમૂ બહુ દખ બાદૂઆ બાલ. કુંવર.
બાપને બોલિં, બાલૂયડા! તે કિમ જાંણિ ઘરસૂત્ર! રે!
બોલત ભાખિઉ તિ, બાલૂડા! 'મય જાણિઉં ઘર મરણ.'
ન બીહતુ. હો, પુત્ર! કુંવર.
વાટી નઇ ખાંડિ, ગઇ ખાંડણાં–તે તઉ કરમ તણઉ વિપાય.
જેણઇ મુખિ ધાંન ખવરાવતાં, તેણઇ મુખિ વાજઇ ઘાય. કુંવર.
દુખ–સુખની વેલા લહિ–તે ભોગવાવિ ક્રમં
વાસુ ભણિ, સત્ય ફલીસિ. આડકું થાસિ હો ધર્મ. કુંવર"[૧]

બીજું પદ એથી પણ વધુ કરુણતા પ્રસરાવે એવું છે:

### રાગ દેશાખ

"મરતક ઊખલા માંહિ ધરિઉં રે! પુત્ર પ્રસંસઇ માય.
જિણિ હાથિ હૂલાવતી, રે, તિણિ હાથિ મેલ્હઇ ઘાય.
નાન્હડીયા! તું વિણ અવર ન કોઇ,
ઇમ સુણુ, રે સાજણ સહુ કોઇ,
બાલૂયડા હૈડું ન ફાટઇ કાંઇ?
મુઝ દૂખ, બાલૂયડા! અતિ ઘણું રે! વેદન અંગિ ન માય. બાલૂયડા.
ઘરનું સૂત્ર કુણ રાખસિ? રે! પુત્ર! અમ્હ સૂનુ સંસાર.
પુત્ર વિણ ઘડી દોહિલડી રે! અહ્મે હૂયા નિરાધાર, બાલૂયડા.
બેટાનિ ખાંડઇ ખાંડણે રે! મુખિ મેલ્હઇ નીસાસ.
અતિથિ દાન સફલ હુજ્યો રે! મહેશર પૂરસિ આસ. બાલૂયડા.
દસ મસવાડા ઉદરિ ધરિઉ રે! બહુત ધવારિઉં ધાન.
કર્મતણી ગતિ જોઇજ્યો રે! પુત્ર અમિષ દીધું દાન બાલૂયડા.
સુખ દુખ હૈડઇ નાણીઇ રે! ભોગવીઇ કૃત કર્મ.
દાનફલ સફલુ હુજ્યો રે! આડું થાસિ ધર્મ. બાલૂયડા"[૨]

---

૧. સગાળશા આખ્યાન, પૃ. ૧૩–૧૪ ૨. એજન, પૃ. ૧૪

વાસુએ ગોપાઈદાવટી ક્યાંય પણ પ્રયોજી નથી. આમ માત્ર અસાઈતની પદ્ધતિ જ એમાં દેખાય છે. એની લોભ અન્ન અને દયાના વિષયની કવિતા પદ્મનાભ જેવી છે, અને સચોટ છે :

"લોભિઈ મૂલ ઊપજિ પાપ, લોભિઈ બેટઉ મનાવિ બાપ.
લોભિઈ કૌરવ ભારથ જ લડિઈ, લોભિઈ બાંધવ માંહિ ભડિ.
લોભિઈ ભૂપતિ વાધઈ બેર, લોભિ સગાં સણીજાં રેશ.
લોભિઈ માયબાપ પરિહરિઈ, લોભિ સૂખ સાસરિ જઈ ધરિ"[1]

વર્ણનાત્મક કવ્ય પ્રસંગોપાત્ત એ આપે છે :

"ત્રિણુ ધાન, પાંચ શાલણા, સ્વાદ જ છિ પનિુ તેહના ઘણા.
ઘૃત, પકવાન, સાકર, શેલડી, ફલ સઘલાની છિ સૂખડી.
ખાજાં, લડૂ, મરકી, મશી, ખીર, વડી, સેવ, લાપસી.
માંડા, પોલી, મેદા તણા, આંબારસ રાયજ્ઞ છિ ઘણા."[2]

અસાઈત અને ભીમ પછી લોકકથાકર તરીકે વાસુનું સ્થાન, જો એ નાકરની પૂર્વે થયો હોય તો. જૈનેતર કવિઓમાં છે. વસ્તુસ્થિતિએ ૧૫ મા શતકમાં લોકકથા અસાઈત અને ભીમે, અને ૧૬ મા શતકમાં નરપતિએ (સં. ૧૫૪૫-૬૦) અને ગણપતિએ (માધવાનલકામકુંડલા સં. ૧૫૮૦માં) રચી છે. વાસુ આ સદીનો છે; એટલે ૧૬મા શતકમાં જૈનેતર લોકકથાકાર ત્રણ તો ખરા જ. નાકરે સ. સા. ની રચ્યા સાલ નથી આપી; એનું પહેલું કાવ્ય સં. ૧૫૭૨ માં અને કેટલાંક કાવ્ય ૧૬૦૧ થી રચ્યાં છે. એણે વચ્ચેના ગાળામાં સ. આ. રચ્યું હોય તો એ ચોથો લોકકથાકાર ૧૬મી સદીમાં ગણી શકાય.

ચરિતસામગ્રી —

૧. સગાળશા આખ્યાન (ગુજ. વિદ્યા સભા, અમદાવાદ)

---

૧. સ. આ. પૃ. ૩ ૨. અંજન, પૃ. ૧૦

### રાગ દેશાખ

"મસ્તકિ ઊખલિ ધરી પુત્ર પ્રશંસા માય.
જેણિ હાથિ પુત્ર હુલાવતા, તેણિ મસ્તકિ મહેલી ઘાઊ રે!
પુત્ર ચેલઇયા ! રે !
હીઊં ન ફાટિ કારિમૂ બહુ દખ બાહૂઆ બાલ. કુંવર.
બાપને બોલિં, બાલૂયડા ! તે કિમ જાંણિ ઘરસૂત્ર ! રે!
બોલત ભાખિઉ તિ, બાલૂડા ! 'મય જાણિઉં ઘર મરણ.'
ન બીહતુ. હો, પુત્ર ! કુંવર.
વાટી નઇ ખાંડિ, ગઇ ખાંડણાં–તે તઉ કરમ તણઉ વિપાય.
જેણઇ મુખિ ધાંન ખવરાવતાં, તેણઇ મુખિ વાજઇ ઘાય. કુંવર.
દુખ–સુખની વેલા લહિ–તે ભોગવાવિ કર્મ
વાસુ ભણિ, સત્ય ફલીસિ, આડકું થાસિ હો ધર્મ. કુંવર"[1].

બીજું પદ એથી પણ વધુ કરુણતા પ્રસરાવે એવું છે:

### રાગ દેશાખ

"મસ્તક ઊખલા માંહિ ધરિઉં રે! પુત્ર પ્રસંસઇ માય.
જિણિ હાથિ હૂલાવતી, રે, તિણિ હાથિ મેલ્હઇ ઘાય.
નાન્હડીયા ! તું વિણ અવર ન કોઇ,
ઇમ સુણુ, રે સાજણ સહુ કોઇ,
બાલૂયડા હેડું ન ફાટઇ કાંઇ ?
પુત્ર દૂખ, બાલૂયડા! અતિ ઘણું રે! વેદન અંગિ ન માય. બાલૂયડા.
ઘરનું સૂત્ર કુણ રાખસિ ? રે! પુત્ર! અમ્હ સૂનુ સંસાર.
પુત્ર વિણુ ઘડી દોહિલડી રે ! અહો હૂયા નિરાધાર, બાલૂયડા.
બેટાનિ ખાંડઇ ખાંડણે રે ! મુખિ મેલ્હઇ નીસાસ.
અતિથિ દાન સફલ હુજ્યો રે! મહેસર પૂરસિ આસ. બાલૂયડા.
દસ મસવાડા ઉદરિ ધરિઉ રે! બહુત ધવારિઉં ધાન.
કર્મતણી ગતિ જોઇજ્યો રે ! પુત્ર અમિષ દીધું દાન. બાલૂયડા.
સુખ દુખ હેડઇ નાણીઇ રે ! ભોગવીઇ કૃત કર્મ.
દાનફલ સફલુ હુજ્યો રે ! આડું થાસિ ધર્મ. બાલૂયડા"[2]

---

૧. સગાળશા આખ્યાન, પૃ. ૧૩–૧૪ ૨. એજન, પૃ. ૧૪

વાસુએ ચોપાઈદાવટી ક્યાંય પણ પ્રયોજી નથી. આમ માત્ર અસાઈતની પદ્ધતિ જ એમાં દેખાય છે. એની લોભ અન્ન અને દયાના વિષયની કવિતા પદ્મનાભ જેવી છે, અને સચોટ છે :

"લોભિઈ મૂલ ઊપજિ પાપ, લોભિઈ બેટઉ મરાવિ બાપ.
લોભિઈ કોરવ સારથ જ હડિઇ, લોભિઈ બાંધવ માંહિ લડિ.
લોભિઇ ભૂપતિ વાધઇ ખેરા, લોભિ સગાં સણીજાં રેશ.
લોભિઈ માયબાપ પરિહરિયા, લોભિ સૂખ સાસુરિ જઇ ધરિ"[1]

વર્ણનાત્મક કાવ્ય પ્રસંગોપાત્ત એ આપે છે :

"ત્રિણુ ધાન, પાંચ શાલણાં, સ્વાદ જ છિ પણિ તેહના ઘણા.
ઘૃત, પકવાન, સાકર, શેલડી, ફલ સઘલાની છિ સૂખડી.
ખાજાં, લાડૂ, મરકી, મશી, ખીર, વડી, સેવ, લાપસી.
માંડા, પોલી, મેદા તણા, આંબારસ રાયણ છિ ઘણા."[2]

અસાઈત અને ભીમ પછી લોકકથાકાર તરીકે વાસુનું સ્થાન, જો એ નાકરની પૂર્વે થયો હોય તો, જૈનેતર કવિઓમાં છે. વસ્તુસ્થિતિએ ૧૫ મા શતકમાં લોકકથા અસાઈત અને ભીમે, અને ૧૬ મા શતકમાં નરપતિએ (સં. ૧૫૪૫–૬૦) અને ગણપતિએ (માધવાનલકામકુંડલા સં. ૧૫૮૦માં) રચી છે. વાસુ આ સદીનો છે; એટલે ૧૬મા શતકમાં જૈનેતર લોકકથાકાર ત્રણ તો ખરા જ. નાકરે સ. સા. ની રચ્યા સાલ નથી આપી; એનું પહેલું કાવ્ય સં. ૧૫૭૨ માં અને કેટલાંક કાવ્ય ૧૬૦૧ થી રચ્યાં છે. એણે વચ્ચેના ગાળામાં સ. આ. રચ્યું હોય તો એ ચોથો લોકકથાકાર ૧૬મી સદીમાં ગણી શકાય.

ચરિતસામગ્રી —

૧. સગાળશા આખ્યાન (ગુજ. વિદ્યા સભા, અમદાવાદ)

---

૧. સ. આ. પૃ. ૩ ૨. એજન, પૃ. ૧૦

## દેહલ

[ સં ૧૫૪૦-૫૦ લગભગમાં હયાત ]

**નરસિંહયુગના** કવિઓમાં સૌથી પ્રથમ જાણવામાં આવેલા "અભિવન-ઉઝણું" એ અભિમન્યુવિષયક એક ખંડકાવ્યનો કર્તા દેહલ કરીને કવિ સં. ૧૫૪૦ ૫૦ લગભગમાં હયાત હોવાની સંભાવના છે[1] જનતાપીએ આ આખ્યાનના વસ્તુનો પોતાના કાવ્યમાં કેટલોક ઉપયોગ કર્યો છે.

આ કાવ્યની જૂની હાથપ્રતમાં[2] જૂની ભાષા મધ્ય ગુજ. ની ૨જી ભૂમિકા સચવાયેલી છે; એટલે એનો સમય ૧૬ મી સદીની ૨જી-૩જી પચીશી હોય, એમાં શંકાને ખાસ કારણ રહેતું નથી, નીચે આપવામા આવશે તે અવતરણથી સમઝાશે કે ભાષામાં ત્રીજી ભૂમિકા એકદમ જોર કરી ગઈ છે; અને ક્વચિત્ અર્વાચીન ભાષાનાં "પિહિલો" જેવાં આરંભનાં રૂપ જે ચોથી ભૂમિકામાં પ્રચારમાં આવવા લાગ્યાં હતાં, તે પણ જણાય છે, જે લહિયાને આભારી હશે; બેશક, ઉચ્ચારણમાં એ વિકલ્પ ઘણો વહેલો દાખલ થઈ ગયો શક્ય છે.

જે કાંઇ અવતરણો પ્રાપ્ત થાય છે તે ઉપરથી જાણી શકાય છે કે કવિએ કાવ્યને રસિક બનાવવાને ઠીક મહેનત લીધી છે. અહિ-લોચનનો પંજરનો પ્રસંગ ખાસ ધ્યાન ખેંચે છે :[3]

"વિષમ પાંજરું ઘડી આપિ સતાર.........
સારી ધાર કુહાડિ ધરી, વાઢી મુહવિનિ મોગરી;
વાઢચાં આંબ જાંબૂ ઘણા, ખાસડિ કોડિ વાઢિયા લીંબડા—
વાઢચા સરયૂ સિંધૂ સાર, તરુવર વાઢિયા સાર અઢાર;

---

૧. શ્રી. મ. ર. મજમૂદાર સંપાદિત અભિ. આ પ્રસ્તા. પૃ. ૫૬

૨. વ. પ્રા. વિ. નં. ૬૦૫૧ની પ્રતમાં ર. સં. ૧૬૮૦, યાદીમાં મળે છે તે લ. સં. હશે.

૩. ગુ. વિ. સ. હ. લિ. સં. નં. ૩૫૭, ૨૬૧, ૫૪૮, ૫૪૯, ૮૯૨ પ્રતોમાં કર્તાનું નામ મળતું નથી; પણ એક જ કવિની કૃતિ જણાય છે.

તેહ તણું તાં પંજર ઘડ્યું, સિક સવાભાર લોહક જડયું—
બાંસઠિ તાલાં તિહિતિરિ કડી. એ પ્રકારિ પેઇ ઘડી.
સૂતાર તેહ પંજર ના મૂકઇ; એહમાંહિ પિહિલો પેસિ તે નિશ્ચઇ મરઇ.
પંજર જિવારિ પૂરૂં થાય, મન હરખ્યા અહિલોચન રાઇ."[1]

કવિએ આમાં ચોપાઈ-બંધ સ્વીકાર્યો છે. ચાલુ ચોપાઈમાંથી ડૂઢિથી એ સવૈયાની ચાલના ચોપાઈ દાવટીમાં કવિતા પલટાવે છે. બેશક એમાં વલણ કે ઢાળની જેમ પદ વળતાં જણાતાં નથી. પાંજરામા પુરાયેલો અહિલોચન પોતાની શકિત વિશે કૃષ્ણને પડકાર કરે છે. બીજી લીટીથી કૃષ્ણ જવાબ આપે છે. પછી પાંજરું લઈ કૃષ્ણ ઘેર આવે છે:

"જો તૂં કૃષ્ણ ! ત્રિભૂવનીક નાથ, એકવાર દિઉનિ ચુરંગ બાથ.
ગુલિ મરિ તેહનિ વિષ કિમ દિજીઇ ? જીત્યૂં કહ્યૂં ક્યૂં કિમ હારીઇ ?
ધણિ દિવસિ માહરાં સિધાં કાજ, તાહરા પૂત પૂરવિજ મેલૂં આજ.
માહિ યિકૂ દાણવ ઊછલિ, ત્રિભુવનપતિ ભાર ઉપરિ ધરિ.
માહિ વિકૂ જવ થિઉ હવિ મંદ, તિહારિ પાંજરૂં કીધૂં કંધિ (ડૂઢિ)
તિહાં થિકું પંજર ઉપાડીનિ કૃષ્ણ લેઇ ઘરિ આવ્યા;
સેંલસઇ ગોપાંગના પૂછવા લાગ્યાં, "કાંઇ વસ્તિ ઘર લાવ્યા ?'
પહિલી તા સીખામણ દીધી, "કાઇ મ જોસો પેઇ;"
સૂભદ્ર નિં તાં કૂચી આપી, ગયા લઇ તાલાં દેઇ.
નણંદ પ્રતિ ભોજાઇ વીનવિ, "આપણ પેઇ જોસૂં;
કૃષ્ણજી તૂ કાંઇ ન જાણિ, તિમ જ તાલાં દેસૂં."
સુભદ્રાઇ તાં પેઇ ઉઘાડી, માંહિ ન દીઠું કાંઇ;
એતલઇ વદન વિકાસ જ પામિઉં, જીવ સાંચરઉ માંહી."[2]

આવી દોઢો આવ્યા કરે છે. આપણે "વાસુ"માં આ ઢાળ જોયો, એથી ઊલટું આમાં દૂહો અહં પ્રયુક્ત નથી જોતા. પદ્મનાભ જેવામાં બંને જોઇયે છિયે. એનું સમાધાન એ જ કે બંને પ્રકાર પ્રયોજાતા હતા; જેને જે રુચે તેમાં કાવ્ય થતાં હતાં; પણ પછીથી આ ઘસાતાં ચાલ્યાં છે અને કડવાબદ્ધ કાવ્યો જોર કરી ગયાં છે.

૧. અભિ. આ. પ્રસ્તા. પૃ. ૫૭

૨. એજન, પૃ. ૫૮–૯

દેહલે આ કાવ્ય સામાન્ય પદ્ધતિનું જ રચ્યું છે. કવિત્વની દષ્ટિએ ખાસ ખેંચાણ કરનારી કવિતા આમાં આપણને મળતી નથી કર્મણુ વગેરેના પ્રકારમાં આ કવિને આપણે સ્વીકારી શકિયે, આમ છતાં એની મહત્તા એ છે કે પાછળથી ઘણા કવિઓએ એની વસ્તુનો આધાર લઇ પોતાનાં કાવ્યોમાં ઉપયોગ કર્યો છે. એક ૩૩ કડવાનું કોઈ 'જાન ભગત" નું વિસ્તૃત "અભિમન્યુ આખ્યાન" મળે છે તેમાં પણ દેહલની વસ્તુનું અનુસરણ પ્રાપ્ત થાય છે

આ દેહલ ક્યાં અને નિશ્ચિત સ્વરૂપે ક્યારે થયો, જ્ઞાતિએ કેવો હતો, એ વગેરે વિશે કશી માહિતી મળી શકતી નથી.

ચરિતસામગ્રી :

૧. અભિમન્યુ આખ્યાન, શ્રી મ. ર મજમૂદાર સંપાદિત

## નરપતિ

[ વિ. સં. ૧૫૪૫-૬૦માં હયાત ]

**અસાઈત, ભીમ** પછીની સદીમાં થયેલા લોકકથાકાર જૈનેતર કવિઓમાં નરપતિ ખાસ ધ્યાન ખેચે છે. આપણે આ સદીમાં વાસુ નરપતિ નાકર અને ગણપતિ એ ચાર આવા કવિઓ મેળવિયે છિયે. વાસુ વિશે લખી ચૂક્યો છું; નાકર અને ગણપતિ વિશે હવે આવશે વચ્ચે નરપતિ ખાસ ધ્યાન ખેંચે છે. આ કવિની નંદબત્રીશી અને પંચદંડની વાર્તા એ બે લોકકથાઓ મળે છે. ૧૩૭ ચોપાઈનું નાનું કાવ્ય "નંદબત્રીશી" શ્રી. ભોગીલાલ સાંડેસરાએ[1] આપણને મેળવી આપ્યું છે, જ્યારે "પંચદંડ" ની વાર્તાનું[2] ગદ્યપદ્યાત્મક પાંચ આદેશનું મોટું કાવ્ય શ્રી. શંકરપ્રસાદ છ. રાવળે સંપાદિત કરી અભ્યાસીઓને નરપતિના અક્ષરદેહનો પરિચય મેળવવામાં સુવિધા

૧. "બુદ્ધિપ્રકાશ, વર્ષ ૭૯ પૃ ૧૯૩-૨૦૪ પર છપાયું છે.
૨ ફાર્બસ ગુજ. સભા (મુંબઇ)ને આશ્રયે સ્વતંત્ર ગ્રંથાકારે

કરી આપી છે. કવિએ આ બંને કાવ્ય અનુક્રમે સં. ૧૫૪૫ અને ૧૫૬૦ માં રચેલાં છે. એ વિશે કવિએ જ માહિતી આપી છે; જેવી કે—

નંદબત્રીશી: "કવિતા સારદા તણૂં પ્રણામ
નંદબતીસી કરું વખાણ.
સંવત પનરસિ પંચતાલાં,
તિથિ સાતિમ નિ મંગલવાર."[1]

પંચદંડ: "સંવત પનરસાઠા પવિત્ર
વિક્રમચરિત્ર નિપાઉં પવિત્ર:
કવિ નરપતિ એહવૂં કહીયતિ;
ચઊપઇ પૂરી થાયંતી"[2]

આ બંને કાવ્યો ઉપરથી આપણે એટલું જાણવા મળે છે કે એ સં. ૧૫૪૫ અને ૧૫૬૦ માં તો ચોક્કસ હયાત હતો. બંને કૃતિઓ વચ્ચે ૧૫ વર્ષનો ગાળો છે. અને કાવ્ય જોતાંયે "નંદબત્રીશી" નું ૧૩૭ કડીનું માત્ર સાદા ચોપાઈબંધનું નાનું કાવ્ય વચ્ચે ક્યાંક ક્યાંક દોહો કે પૂર્વછાયો છે) અને પંચદંડનું ૮૦૬ દૂહા-ચુપઈ અને કવચિત્ ગદ્ય સહિતનું મોટું કાવ્ય એની બે કૃતિઓ વચ્ચેના અંતરની સાખ પૂરે એમ છે.

કવિએ હરિલીલાકાર ભીમની સંસ્કૃત શ્લોકો પણ આપતી તેમજ 'વસંતવિલાસ" જેવી કૃતિ જોઈ છે કે નહિ એ જાણવાનું સાધન નથી; પણ "નંદબત્રીશી" જોતાં એમ જણાય છે કે એ પદ્ધતિથી નરપતિ વાકેફ છે. એણે એ કાવ્યમાં ઠેરઠેર સંસ્કૃત શ્લોક આપ્યા છે જેની નીચે એણે ચાલુ ચોપાઈમાં જ આ શ્લોકના આશય આપ્યા છે. એ સંસ્કૃતજ્ઞ છે, એ પણ તેથી સમઝાય છે. નમૂના તરીકે :

---

૧. શ્રી. સાંડેસરાને મળેલી પ્રત પછીની છે; સ્વ. મોહનલાલ દલીચંદ દેસાઈએ જૈન ગૂર્જર કવિઓ, ભાગ ૧ લો, પૃ. ૮૮-૯ ઉપર નોંધેલી પ્રત જૂની છે, તેમાંથી આ ઉતારો લીધો છે.

૨. પંચદંડની વાર્તા, પૃ ૧૧૮

"नैव पश्यति कामान्धो जन्मान्धो नैव पश्यति ।
न पश्यति मदोन्मत्तो अर्थी दोषं न पश्यति ॥
કામાતુર નર કહીઇ અંધ, જનમ-જણ્યો કહિઇ જાત્યંધ;
મદપૂરિત ગજ કહીઇ અંધ, અરથી નર સદાઇ અંધ.
એ ચ્યાર કહિઇ આંધળા, પુણ્ય રહિત પાપે પાંધળા;
ધર્મતણું તું કરિ વિચાર, પાપ તણો નવ કરીઇ આચાર."[1]

નાનું અને કાચું છતાં પણ આ કાવ્ય રસયુક્ત છે. કોઇ નંદબત્રીશીના સં. શ્લોકોની પણ આમાં એના ઉપર છાપ હોય અને તેથી એનું કાવ્ય રસયુક્ત બન્યું હોય તો એમાં આશ્ચર્ય ન ગણાય. પ્રધાનપત્ની પદ્મિનીમાં મુગ્ધ થયેલા નંદ રાજાને પોપટ ઉપદેશથી વારે છે, ત્યારે રાજા કોપયુક્ત થઇ પોપટને મારવા કરે છે, ત્યારે પ્રધાનપત્ની પદ્મિની એને એમ કરતાં રોકે છે :

"પદ્મિની—राजन् कोपोपशान्त्यर्थं शरीरं च त्वयार्जितम् ।
रक्ष रक्ष मम पुत्रं राजा त्वं विहङ्गमम् (?) ॥"
રાજન, કોપ સમૂહલા દહો, જે દહિવો તે મુઝને કહો;
એ સૂઅડો પુત્ર માહરો, એહને વિઘન કાંઇ મત કરો.
એ પંખી વન કેરો જીવ મારંતા નવિ પાડે રીવ;
ઝીડી ઉપર સ્યુ ઉપાય, તવ સુંદરી સમઝાવ્યો રાય.

રાજા—यस्मिन् रुष्टे भयं नास्ति तुष्टे नैव धनागमः ।
अग्रहानिग्रहो नास्ति स रुष्टो किं करिष्यति ॥
જેહને રૂઠે ભય નવિ થાય, તે તૂઠે દાલિદ્ર નવિ જાય;
તે રૂઠો સ્યૂં કરે ઉપાય? બંધન છૂટ તો નવિ થાય.

[ પૂર્વછાયો ]

રાઉતને કાયર કોપે, સુન્દરને કોપે કુરૂપ;
કવિ નરપતિ ઇમ ઉચરે એહસ્યૂં બોલિઇ ભૂપ."[2]

શ્લોકોના પાઠ ભ્રષ્ટ મળે છે, પણ મૂળે શુદ્ધ પાઠો હશે. અદલોઅદલ આ જ નમૂનાની એક જૈન સાધુ સિંહકુશલની રચેલી

---

૧. બુદ્ધિપ્રકાશ, વર્ષ ૭૯, પૃ ૧૯૪ ૨. એજન, પૃ. ૯૬

નંદબત્રીશી ૧૭૨ કડીની મળે છે. તેમાં અને નરપતિની કૃતિમાં કેટલાએક એના એ શ્લોક મળે છે કથાનો પ્રસંગ પણ એક સરખો છે. એ કૃતિ સં. ૧૫૬૦ માં રચાયેલી છે.[1] બંનેએ એક જ પ્રકારની વસ્તુ સ્વતંત્ર રીતે મેળવી કાવ્ય રચ્યાં હોય એમ જણાય છે એટલું ખરું કે સિંહકુશલના કાવ્યમાં સ્વીકારવામાં આવેલા શ્લોકોનો અનુવાદ નથી મળતો. આ શ્લોકો ત્યાંથી કાઢી નાખવામાં આવે તો ચાલે એમ છે. નરપતિમાંથી પણ શ્લોકો કાઢી લેવાથી હાનિ નથી; માત્ર શ્લોકોનો એણે બરોબર ઉપયોગ કર્યો છે એ સ્પષ્ટ છે. બંને કવિઓમાં જે તફાવત જણાય છે તે એ છે કે નરપતિ વાતને ચાતુર્યયુક્ત બનાવવા સાવચેતી લે છે, જ્યારે સિંહકુશલ વર્ણનાત્મક વધારે બનાવે છે. એક જ પ્રસંગ લઈયે: નરપતિમાં, પદ્મિનીનાં વસ્ત્ર સૂકવ્યાં છે તે જોઈ રાજા સીધેસીધો પરિયટને જ પ્રશ્ન પૂછે છે, જેનો પરિયટ ખૂબીથી ઉત્તર આપે છે; જેમકે—

"પહેલો પચ્યો કેવલ સોઈ, આગળ રહ્યો કેવલ હોઈ,
પ્રધાનો હાનો ત્રીજંતિ, આગલ નન્નો કેવલ હુંતિ;"[2]

એમ **પરધાન**ની પત્નીની ઓઢણી હોવાનું કહે છે સિંહકુશલની કૃતિમાં રાજા વચ્ચે પંડિત પાસેથી "પદ્મિની"નાં લક્ષણ જાણે છે, અને પછી છીપાને તેડાવે છે, જે જવાબ આપતાં કહે છે:

"રાજ તુમ્હારઈ છઈ પરધાન વૈરોચન મહિતક અભિધાન,
સાડી એ તસ ઘરણી તણી મુઝ આપી છઈ ધોવા ભણી."[3]

આ ઉપરથી જ હું એમ માનું છું કે બંનેએ બંનેની કૃતિ જોઈ નથી, માત્ર બંનેને વસ્તુ એક જ સ્થળેથી મળી છે.

બીજી કૃતિ "પંચદંડ" એ ઉપર કહ્યું તેમ નરપતિનું મોટું કાવ્ય છે. એમાં એણે પાંચ ખંડ પાડ્યા છે, જેને એણે **આદેશ** કહ્યા છે. પાંચ આદેશોની આ જ વિષયની કોઈ અજ્ઞાત જૈન કવિની

---

૧. બુદ્ધિપ્રકાશ, વર્ષ ૬૩ મું, પૃ. ૨૫૦

૨. એજન, વર્ષ ૭૮ મું, પૃ. ૧૯૪ ૩. એજન, વર્ષ ૬૩મું; પૃ. ૧૩૧

"પંચદંડ-ચતુષ્પદી" મળે છે.[1] એ કાવ્યમાં ૪૧૮ કડી છે, અને સં. ૧૫૧૬ માં રચાઈ છે; જ્યારે નરપતિનું કાવ્ય સં. ૧૫૪૪માં શરૂ થઈ[2] સં. ૧૫૬૦માં પૂરું થયું છે અને ૮૧૬ જેટલી કડી ધરાવે છે. બંનેને કોઈ એક મૂળ વસ્તુ સ્વતંત્ર રીતે મળી છે, જેનો બંનેએ યથારુચિ ઉપયોગ કર્યો છે. બંનેએ બંનેની કૃતિ જોઈ નથી એ ઉપર કહ્યું એમ સ્પષ્ટ છે. અજ્ઞાત કવિએ દૂહા અને ચુપઈ પ્રયોજેલ છે, જ્યારે નરપતિએ એ ઉપરાંત "વારતા" એ મથાળે ગદ્ય પ્રયોજ્યું છે. જૈનેતર કવિનું આવું ગદ્ય આ, એ પૂર્વેનું બીજું કોઈ ન મળે તો, પહેલું જ છે. એ ઉપરાંત એક "પદ" રાગ ગોડીનું પણ નજરમાં આવે છે

કવિએ આ કાવ્યમાં પોતાનું હૃદય ઠીકઠીક ઠાલવ્યું છે. આપણને "હંસાઉલી"માં એટલો પ્રવાહ મળતો નથી, એટલો સુંદર પ્રવાહ કવિ આમાં જાળવે છે. એનાં વર્ણન પણ રોચક છે. સોપારા નગરમાં વિક્રમરાજા બીજા દંડ માટે જાય છે. સોમશર્માને ઘેર અભ્યાસ કરવા જાય છે તે સમયે બાળક વિક્રમનું સ્વરૂપ-પોષણ વગેરે કવિ આકર્ષક સ્વરૂપે રજૂ કરે છે:

"સોપારૂં સોનાસૂં ઘડૂં, રૂપા તણઇ બંધઇ તે જડૂં
રાજા વિક્રમ બોલઇ તામ, સોપારૂ સુરનરનૂં ઠામ.
લઘુલાઘવી વિદ્યા અણુસરી, બાલકરૂપઇ કાયા કરી
હૂંઉં વરસ તણુઉ અગિઆર, રૂપ તણુઉ નવિ લાભઇ પાર.
હાથિ પાટી, પોથી, લેખણુ સાર, ધૂંટણી ખડીઆ તે સુવિચાર.
જે સાથઇ આગીઉ વિતાલ, લાવિઉં વીર વેગઈં તતકાલિ
પંડિત નઇ દ્વારાંતરિ ગયા, ગુરૂનિ ચરણિ નમીનઇ રહ્યા,
ગુરાણી ઊમાદે નામ, તેહ નઇ જઇનઇ કરઇ પ્રણામ.
'કવણુ નામ તૂઝ કેહૂં ઠામ?' 'સાલિગ્રામ ગ્રામ મૂઝ ઠામ.

---

૧. એજન, પુ ૭૯ માં પૃ. ૧-૨૮ અને ૬૨-૭૫.ઉપર શ્રી ભોગીલાલ સાંડેસરાએ સંપાદિત કરેલી મળે છે.

૨. "ભાદ્રવ વદિ આરંભીઉ, બીજ અનઇ બુધવાર,
સંવત સોલ (?-ત્સર સે) પંનરહ, દસચિહૂ. ચિહૂ અધિકાર (=૧૫૪૪)" (ફાર્બસ ત્રૈમાસિક, પુ. ૩, પૃ. ૪૫૯)

મુઝનઇ છઇ 'ભણવાની હામ, વિદ્યાગારથી આહાર્‌ં નામ.'
ઊમાદે લક્ષણ જોઅંતિ, હાથ-પાયતળ રક્ત દિસંતિ.
દીર્ઘનાસિકા અધર પ્રવાલ, કમલ પાંખડી નેત્ર વિસાલ.
ગૌરવર્ણું નઇ ભલા કપોલ, જિહ્‌વા વરતઇ અમૃતકલ્લોલ;
કૃષ્ણવર્ણુ શિરિ વેણી સોહંતિ, દાડિમકલી દંત ઝલકંતિ.
સંબકર્ણું, ભ્રૂમંડલ વંક, બોલંતુ દિસઇ નિસ્સંક.
સ્થૂલ કંધ, મુખ પૂનિમચંદ્ર, ભુજદંડ આજાન સમો ઇંદ્ર.
વક્ષઃસ્થલ દિસઇ સુવિસાલ, એ કોએ કહીઇ કારણ બાલ !
પગે પદમ છઇ ઉન્નત જાન, નાભિ ગંભીર કોઇ ભૂપ સમાન.
ચક્રસહિમક જોઇતુ મલિઊં, ઊમાદે મનિ ઊછવ વલિઊં;
મઇ લાધૂં એ માણિક પડિઊં, મ'હારૂં કાજ સરાડઇ ચડિઊં.
માદલ, ભૂંગલ વજઇ બારિ, નારીવૃંદ મિલિઊં અપારિ.
મજ્જન દેઇ, અમૃતના આહાર, વલી કરાવિઊં અતિ સિણગાર.
ચંદન, કુંકમ, ફૂલ, તંબોલ, ઉછવ કેરૂં વરતઇ રોલ.
સવિહૂં માંહિ શિરોમણિ એહ, નેસાલઇ બઇસારિઊં લેઇ.
પહુઆ, ફૂલી ધાણી, ચિણા, સૂહાલી, કાકરીઆ ઘણા.
દાડિમ, કેલાં, કમલકાકડી, ખારેક, સીંગોડાં, સેલડી.
ખિરમા, ચારૂલી અતિ ભલી, સૂઇ સાકર આપઇ વલી;
ખાજાં, લાડૂ, ઘેવર ઘણાં, નીલા નાલિકેર નહિ મણા.
નિતિ આપઇ એહવી સુખડી....................."[1]

સોપારામાંથી સિંહદંડ મેળવ્યો તેમ રાજપુત્રી પણ મેળવી એ પ્રસંગે કવિએ એક પદ પ્રયોજ્યું છે. એ જોકે ચોપાઈ જ છે, પણ અંતે 'એ'કારથી એને રાગબદ્ધ કરી છે :

રાગ ગુડી

"રાજા સોમપાલઇ આદર કરી એ, તિહાં જન્નમાલા કન્યા વરી એ.
ચરા જુવતી ત્રિભુવન જરિઊં એ, મહિમા અતિઘણ વિસ્તરિઊં રે.
વરવહૂ પરણી ઊતરીઆં એ, જાણિ ઇંદ્રઇંદ્રાણી અવંતરીઆં એ ?
અંગિ ઊલટિ રાઉ અતિ ઝરઇ એ, તવ દંપતિ પરણી સંચરઇ એ.

1. પંચદંડ, પૃ. ૩૧-૩૩

વિક્રમ વિવાહલક જિ ભણુઇ એ, સવિ ઊછવ હુઇ ઘરિ તેહ તણુઇ એ.
કવિ નરપતિ વાણી સુણુઇ એ, પાપ નાહાસઇ અંગિ તેહ તણુઇ એ."[1]

કવિ નરપતિએ "પંચદંડ"માં પોતાની બધી શક્તિઓ અજમાવી છે. શ્રી. કનૈયાલાલ મુનશીના શબ્દોમાં કવિની શક્તિઓનો આંક કાઢિયે તો–"કવિની વાણી પ્રસાદિક છે. વર્ણનો તાદશ ચિતાર રજુ કરે તેવાં રસભર્યાં છે. રૌદ્રરસ વર્ણવવામાં તો કવિ એક્કો છે. બીજાં કાવ્યોમાં ભાગ્યેજ હોય છે તેવું રૌદ્ર રસનું વર્ણન આ કાવ્યમાં છે. ૭ ૮મી સદીમાં જે સ્થિતિ ઓછેવધતે અંશે વિદ્યમાન હતી તે અને વિશેષે કરી માળવામાં જે દુરાચારો વ્યાપક હતા તે વામમાર્ગીઓની ભ્રષ્ટ અને ક્રૂર સાધનાઓ, મલિન ઉપસનાઓ બલિદાનને નામે પશુઓનો અને મનુષ્યનો વધ, મનુષ્યમાંસ ખાવાની લાલસાવાળી યોગનીઓ, આ બધું જુનું આ કાવ્યમાં સારી રીતે સંગ્રહાયું છે."[2]

"પૃથ્વીચંદ્રચરિત"માં જેવું પ્રસાનુપ્રાસ પદ્ધતિનું ગદ્ય મળે છે, પદ્મનાભની "ભટાઉલી" માં અને "વીરસિંહ" ના ઉદાહરણના અંતમાં જેવું ગદ્ય મળે છે, તેવું ગદ્ય નરપતિએ ન પ્રયોજતાં સાદું નિરાડંબર ઘરગથુ ગદ્ય "વારતા" એ મથાળે આપ્યું છે. એ તત્કાલીન ચાલુ ગદ્ય લખાણનો નમૂનો આપે એવું છે. આ પ્રકારનું સાદું ગદ્ય જૈન લેખકોનું તો પુષ્કળ મળે છે,[3] પણ જૈનેતરનું આ લગભગ પહેલું જ ગણાય. એના અહીં બે નમૂના આપું છું:

"હવઇ માહિરામાંહઇ શૃંગારસુંદરી નઇ સંદેસક આવિઉ જિ સ્વયંલોકની ચ્યાર સખી જેહ વિહિવાઇ આવી હતી તિ અમૃત સરોવરનિ પાલિ બીઠિ છિ. તેહની સાથઇ એક ભારવાહક હુતુ તેનિ વસ્ત્ર, આભરણ, દંડ, ઊપહાર સવિ આપાં નિ મહેસની પૂજા કરવા ગઇ. તેહેનૂં નામ માદુકુતિ ભાર લેઇ ગયઉ. તિ માટઇ અહો નાગાપૂગાડાં નગરમાહિ કિમ આવૂ !

---

1, એજન, પૃ ૫૬ 2. ફાર્બસ ત્રૈમાસિક, પુ. ૩, પૃ. ૪૫૯

3 જુઓ મુનિ શ્રી જિનવિજયજી. સંપાદિત પ્રાચીન ગુજ–ગદ્ય સંદર્ભ.

શૃંગારસુંદરી ધણું ઉચ્ચાટ કરિ છિ તિ કરણિ સર્વ વર ખણ્ડઉ સાંભલઇ છઇ. તિણઇ તિ વસ્ત્ર—આભરણ મોકલાં છઇ."[1]

"દંડ ખંનિ નિ વસ્ત્ર આભરણ આગીઆ પાહઇ અણાવી નઇ કન્યા નઇ પાછાં આપાં. તવ રાજાઇ તિ ચ્યાર કન્યા પ્રતિઇ પૂછિઉં: "તુહ્મે અહ્મે કાંઇ માનિઉં હતૂં તિ આપઉ." તસઇ રાજા પ્રતઇ, જયતૂં, ગોમતિ, હરીઆલી. હરસિકા કહઇતાં હૂઆં: "અહો પ્રાણનાથ! તુહ્મે સર્વ રિદ્ધિના ધણી છઉ. તુહ્મ જિ માગઉ તિ આપીઇ."

પછઇ તિ બિ દંડ તમોહર દંડ નિ વિષહર દંડ નિ સર્વમોહન હારવિદ્યા એ ત્રિણિ વરત સ્ત્રીઇ રાજા નઇ હાથેસૂં કરી આપાં તિ રાજાઇ લીધાં."[2]

"છઇ" ક્રિયાપદનો સાહાય્યકારક તરીકે પ્રયોગ આમાં ખાસ ધ્યાન ખેંચે છે. વિક્રમની ૧૫ મી સદીના ઉત્તરાર્ધમાં એ ગુજરાતી તળપદો પ્રયોગ પ્રચારમાં આવ્યો છે અને નરપતિમાં વ્યાપક થઈ ચૂક્યો છે.

ભાષાની દૃષ્ટિએ નરપતિ મહત્ત્વનો છે. મધ્યકાલીન ગુજરાતીની બીજી ભૂમિકાનું પ્રતિનિધિત્વ "પંચદંડ"માં છે; એમાં "મુગ્ધાવબોધ ઔક્તિક"નાં વ્યાપક લક્ષણ સંકુચિત થઈ ગુજરાતી થઈ ગયેલાં મળે છે.

કવિને જૈન કથાઓનો સાથ મળ્યો છે, એ બનવા જોગ છે. આપણે જેમ અસાઇતમાં જિનગૃહની હકીકત મેળવિયે છિયે તે પ્રમાણે નરપતિમાં પંચદંડના બીજા આદેશમાં ચોપારા નગરમાં આદીશ્વરના જિનમંદિરનો ઉલ્લેખ આવે છે. આ કાવ્યની આ તરફની પ્રતોમાં જિનસ્તુતિ કાવ્યારંભે પણ મળે છે,[3] જયારે જૂની હાથપ્રતોનાં મંગલ જૈનેતર વધુ છે, જેમાં ગણેશ અને સરસ્વતીનું જૈનેતર પદ્ધતિનું વિસ્તૃત મંગળ એને જૈનેતર સૂચવે છે. પં. લાલચંદ ભગવાનદાસ

---

૧. એજન. પૃ. ૧૦૯ ૨. એજન, પૃ. ૧૧૪

૩. જૈ. ગૂ. કવિઓ, ભાગ ૧ લો, પૃ ૪૯૧

ગાંધીનો પણ એ જ અભિપ્રાય છે.[1] જુઓ પંચદંડનું મંગલ :

પૂર્વછાયુ

"લંબોદર ! તુઝ વીનવૂં, સૂંઢાલા સમરથ;
સિદ્ધિબુદ્ધિવર ! ચરણિ નમૂં, સીઝવિ સવિ અરથ.
સીંદુરઇ કરિ અરિચીઇ, શિરિ સેવત્રાં હાર;
મુસાવાહન વીનવૂં, જેહ નઈ મોદિક આહાર.
એકદંતુ ! દારિદ્ર હરઇ, સેવક જન-આધાર !
લાડૂ પંચ પ્રાસીઇ, આપઇ અખઇ ભંડાર.
દૂંદાલા દયાકરા ! ઘુઘ્ઘર ઘમકઇ પાઇ;
સૂંઢલિ ! સારથ હોઇ જે ગાઊં અવયંતીરાય.
ગૌરી માતા જેહની, શંકર જેહનુ તાત,
મનહ મનોરથ પૂરજઇ કારતગ કેરુ ભ્રાત !
બ્રહ્માપુત્રી ! વીનવૂં, શારદ ! કરઉ પસાઇ,
હંસવાહન ! હરખઇ કીય યિહ્વા વસિજે માઇ !"[2]

સામાન્ય રીતે જૈન કવિઓ તીર્થંકરોનું સ્તવન આરંભમાં અચૂક કરે છે, એ પંચદંડમાં નથી; એટલે આ કવિને જૈનેતર સ્વીકારવામાં બાધ ન હોવો જોઇયે. એક વસ્તુ અહીં સ્પષ્ટ સ્વીકારવી જોઇયે કે એ કાળમાં પ્રચલિત લોકભોગ્ય કાવ્યોના વિષયમાં આવો ધાર્મિક ભેદ પ્રધાન નહોતો, એ પાછળથી જ ઊભો થયો છે. અસાઇત, ભીમ, નરપતિ, ગણપતિ, શિવદાસ, શામળ વગેરે લોકકથાકારોની કવિતામાં જૈન કવિઓનું અનુસરણ પુષ્કળ છે, જે તત્કાલીન સમભાવનું દ્યોતક છે.

ત્યારે નરપતિ જ્ઞાતિએ બ્રાહ્મણ હશે, એમ સ્વીકારવામાં બાધ ન હોવો જોઇયે પણ આવા નિર્ણયમાં જેમ આપણી પાસે કશું

---

૧. પંચદંડ, પ્રસ્તાવના, પૃ. ૮ અને જૈ. ગૂ. કવિઓ, ભાગ ૧ લો, પૃ. ૨૯૧-૯૩

૨. પંચદંડ, પૃ. ૧-૨

સાધન નથી, તેમ એનું વતન નક્કી કરવામાં પણ કશું સાધન નથી. એ વ્યવહારકુશળ છે, એમાં તો શંકાને સ્થાન નથી. એની બંને ત એની સાખ પૂરે એમ છે.

ચરિતસામગ્રી—

૧. બુદ્ધિપ્રકાશ, વર્ષ ૬૩ અને ૭૯
૨. પંચદંડ—શ્રી. શંકરપ્રસાદ છ રાવળ-સંપાદિત
૩. મધ્ય ગુજ. સા. પ્રવાહ (સાહિત્ય સંસદ, મુંબઈ)
૪. ફાર્બસ ત્રૈમાસિક, પુ ૩ જું, "નરસિંહયુગના કવિઓ"

## રાઉલ કાન્હ

[ વિ. સં. ૧૫૫૦ આસપાસ ]

**ગુજરાતીમાં** જૈનેતર કવિઓને હાથે અક્ષરમેળ છંદોમાં જૂની રચનાઓ થોડી જ છે. આવી રચના કરનાર એક કવિ સં. ૧૫૭૧ પૂર્વે થયાનું એના એક માત્ર કાવ્યની મળેલી હાથપ્રત ઉપરથી જાણવામાં આવે છે; જેમકે

"इति श्रीराउल काह्नविरचितं कृष्णक्रीडितं समाप्तं॥ ॥श्रीः॥६॥ ॥ ॥श्रीसंवत् १५७१ वर्षे चैत्रमासे कृष्णपक्षे १३यां तिथौ बुधवासरे अद्येह अहिम्मदावादवास्तव्यत्रिविद्यमोढज्ञातीय ज्योतिश्री वलिराजात्मजेन शिवराजेन लिपितं ॥ ॥छ॥ शुभं भवतु कल्याणमस्तु ॥ ॥श्रीः॥ श्रीः शिवमस्तु ॥ ॥श्रीरस्तु ॥ ॥........"

આ 'કૃષ્ણક્રીડિત" કાવ્યમાં બધા મળી ૧૦૮ શ્લોક છે અને કાવ્યાંતે એવો નિર્દેશ પણ છે :

अष्टोत्तरशतश्लोकान् ये पठंति समाहिता ।
सर्वपापक्षयं तेषां गृहे लक्ष्मी प्रवर्द्धते ॥१०८"

હાથપ્રતનું ૧ લું પાનું નથી તેથી ૫ મા શ્લોકથી પ્રત અધ્ધર શરૂ થાય છે :

"...........ગલિ મિલ્યઉ જોઈ હસી ગ્યુ વહી ।
લાગૂં માઇ વિનાણ તીણઇ મનિ થ્યૂં લાજી ણ બોલી રહી ।
ભાંગી ભૂષ ન નીંદ્ર સઇરિ સુખ મૂં કામજ્વરઇ આકુલી ।
ફીટઇ વેદન તુ કિમઇ મુઝ હવઇ દષ્ટિ મિલઇ જુ વલી ॥૫॥

જાણું એ ગતજન્મનુ પ્રિય સહી શ્રીકૃષ્ણ યે મૂ મિલ્યુ ।
દીઠઉ તુ ન રહાઇ માઇ ન કિન્હઇ સંકેતિ સાચે કહ્યુ ।
વિદ્યા યે લઘુલાઘવી અનુસવઇ જે મોહ દીઠઇ જિ થાઇ ।
પરકાયા–પરવેશ જે ઠિગ રમઇ તુ ચિત્ત ચોરી જાઇ ॥૬॥"

અહીંથી ૯૬ મા શ્લોક સુધી એકલા શાર્દૂલવિક્રીડિત વૃત્તના જ શ્લોક આવે છે. આ શ્લોકો વાંચતાં આપણને વાસણદાસના 'રાધારાસ'ના શ્લોક યાદ આવે છે. આ જ પદ્ધતિએ કૃષ્ણક્રીડાકાવ્યના કર્તા પ્રભાસપાટણવાસી કેશવદાસે એના સર્ગબદ્ધ-છતાં-દેશીઓમાં રચેલા કાવ્યમાં રાસપ્રસંગનો આખો ૧૩મો સર્ગ રચ્યો છે. આશ્ચર્યનો વિષય તો એ જ છે કે જે યુગમાં પદોની રચના, ખંડવાળા કે અખંડ બંધના પ્રબંધ-પવાડાની રચના ચાલુ હતી, અને સવિશેષ કડવાબદ્ધ આખ્યાનોની રચના વ્યાપક હતી, તે જ યુગમાં આ વૃત્તબદ્ધ કવિતા—કૃષ્ણવિષયક—રચાયેલી મળી આવે છે. કાન્હના આ કાવ્યની નકલ સં. ૧૫૭૧ 'ની હોઇ એ પહેલાંની આ કૃતિ છે એમાં શંકા નથી; વાસણદાસનો સમય પણ સં. ૧૬૦૦ આસપાસ હોવાની શકયતા છે, કેમકે એના 'રાધારાસ'ની નકલ સં. ૧૬૪૮ની પ્રતમાં છે; અને કેશવદાસ હૃદેરામની કૃતિ—કૃષ્ણક્રીડાકાવ્ય તો સં. ૧૫૯૨ની સિદ્ધ છે, એટલે સં. ૧૫૫૦–૧૬૦૦ના ગાળામાં વૃત્તબદ્ધરચના પણ—એમાં આવા મોટા બાંધાના શાર્દૂલવિક્રીડિત વૃત્તમાં—એક નહિ, ત્રણ કવિઓ રચે છે; એ બતાવે છે કે આ પ્રકારની કવિતા પણ ગુજરાત–સૌરાષ્ટ્રમાં વ્યાપક હતી.

સંસ્કૃત સાહિત્યનાં કાવ્યલક્ષણોને મૂર્ત કરતી આ કવિતા શાસ્ત્રીય રીતે પણ સમૃદ્ધિ ધરાવતી આ પ્રકારનાં કાવ્યોમાં મળે છે, અને ભાષાભેદ છતાં ઘડીભર એવી સંસ્કૃત–પ્રાકૃત વૃત્તબદ્ધ રચનાઓમાં સ્થાન મેળવી લે એવી રચાઈ જાય છે. આ કાવ્યોમાં મુખ્યત્વે રસ શૃંગાર છે. આ કવિઓ શૃંગારરસના વિપ્રલંભ અને સંભોગ એ બેઉ પ્રકાર આપે છે. કાન્હની આ કૃતિમાં સંભોગ શૃંગાર મુખ્યત્વે જોવામાં આવે છે. નાયક તરફ આસ્તે આસ્તે પ્રેમ અને આસક્તિ વધતાં અંતે નાયકની પ્રાપ્તિ એ સૌમાં લક્ષ્ય હોય છે; જેમકે—

"જીણઇ દૃષ્ટિમેલાવડઇ મન હરયૂં ધૂતારડઇ ધૂરતિઇ ।
તે મૂ મેલવિ માઇ માધવ કિમ્હઇ યે શ્યાંમ સ્છઇ મૂરતિઇ ।
ગાઢુ ચિત્તિ વસ્યુ અહર્નિશિ ગુણે મૂં ચિત્ત તેહશૂં રમઇ ।
રૂડઉ રામ અપાર પ્રાણપ્રિય મૂં તે તે વલી મૂં ગમઇ ॥૭॥
દેષી કૃષ્ણ અપૂર્વ પ્રીતિ મનિ થૈ જાણઉં સગુ એ સદા ।
વારૂ ચિત્ત રહઇ નહીં લછમઇ જાણઇ મિલૂં એકદા ।
સાલઇ સ્નેહ હિઇ ક્ષણિ ર નાવુ તુ ટલવલીનઇ રહી ।
હા હે કૃષ્ણ અકથ્ય વેદન નવી સ્ત્રી હૂં સકૂં સૂં સહી ॥૮॥
દેષૂ વલ્લભ કૃષ્ણ જુ પુન વલી તુ લાજ મેલ્હી કહૂં ।
આનઉ બોલ ન કુ કહુઉ હવઇ કિમ્હઇ તુ પાગિ વલગી રહૂં ।
લેઈ પાગ–મિસિઇ જિ કૃષ્ણ સરસૂં સંતોષ પામૂં કિમ્હઇ ।
સાજૂં લંધન એક વાર સવનૂં હૂં દાસિ તોરી ઇમ્હઇ ॥૯॥

× × ×

હીંડઇ કાંમિનિ કૃષ્ણ ર જપની તુ દીહ નીઠઇ નહીં ।
પૂછઇ વાત–મિસિઇ સખી મુઝ કહુ કો કૃષ્ણ જાણઉ કિહીં ।
લાગુ વેધ ઘણુ. વિમાંસણ કરઇ ઉદ્વેગિ કેથી થાઉં ।
હુઇ પાંષ જુ આજ કૃષ્ણ મિલિવા તુ વેગિ ઊડી જાઉં ॥૧૧॥"

આ કાવ્યમાં ૧૫મા શ્લોકથી ૨૪ મા સુધીમાં રાધાનો કૃષ્ણ માટેનો તલસાટ છે, જે પછી કૃષ્ણની પ્રાપ્તિ છે એ પ્રસંગે :

"આવી ઊલટિ ઉધ્રસી સ્મરરંગિઇ પ્રેમાકુલી નાથશૂં ।
હર્ષીં નેત્ર ગલ્યાં દયા પ્રભિ તદા લૂંછ્યાં હસી હાથસૂં ।
એ શૂં કામિનિ કાંઇ કાજલ ગલઇ શ્રીકૃષ્ણ પૂછ્યૂં તિહિં ।
સ્વામી કાંઇ વીસારિ પાવસસમઇ અન્યત્ર કાઇ તૂં વસઇ ॥૨૧॥"

રાધાના કૃષ્ણવિહારમાં ચંદ્રાઉલીનો સાથ કવિ આપે છે. અહીં ઉદ્દીપક સામગ્રી કવિ ખડી કરી વિભાવાદિક સ્પષ્ટ કરે છે :

"ઘોલ્યાં ચંદન ગંધરાજ બહિકઇ કર્પૂર કસ્તૂરિકા ।
કીધા ઊગટ અંગિ પીન કુચશૂં આલિંગન્યો બાલિકા ।
આપહિ પાન સસંકડેતિ સુરલે બીડી કપૂરઇ ભરી ।
લીલાં લિઇ જિ તંબોલ કોટ વિલગી તે સુહ આઘા કરી ॥૩૨॥
ચૂંટી કોમલ પાંખડી કુસુમની તુ પુષ્પશય્યા ભરી ।
ઢાંકિઉ કોમલ પટ્ટકૂલ ધવલૂં ઉછાડ છેહડે કરી ।
પુઢયા વિચિ મુરારિ નરિ જમલી પાસે બિહુ લાડકી ।
લીલાં લીલવિલાસ નીલજપણઇ તોષી રમ્યુ નાટકી ॥૩૩॥"

કવિએ શ્રીકૃષ્ણનાં રાધા સાથેનાં યમુનાતટવિહાર વંશીવાદન વગેરે પણ સુમધુર રીતે આપ્યાં છે. રાસવિહારને અંતે કવિ ભગવાનની ભક્તિ તરફ ઢળી જઈ ભગવાનના બાળસ્વરૂપનું માતા યશોદાથી થતા સત્કારમાં લઈ જઈ ભક્તિનું પ્રાબલ્ય બતાવતો પછી ભગવત્સ્તુતિ તરફ લઈ જાય છે ૯૭-૯૮-૯૯ ગુજરાતી ૧ વશંસ્થ-ઇંદ્રવંશાની ઉપજાતિ—૨ માલિનીથી વંદન આદિક કરી ૧૦૦ થી ૧૦૬ માં કેવળ પ્રાર્થના સંસ્કૃતમાં ૨ માલિની–૨ અનુષ્ટુપ–૧ વસંતતિલકા–૧ ઇંદ્રવજ્રા–૧ માલિનીથી કરે છે. ૧૦૭-૧૦૮માં ફલશ્રુતિ ૧ માલિની–૧ અનુષ્ટુપથી પૂરી કરે છે.

કવિ કૃષ્ણભક્ત છે, ભગવાનનું પરબ્રહ્મતત્ત્વસ્વરૂપ તરીકે વર્ણન કરે છે, અને ભક્તિથી જ મુક્તિમાં માને છે, સાથે જીવની દીનતાનું ખ્યાપન કરે છે 'જાણઉં ભક્તિ ન મુક્તિ મૂં સ્તુતિ કરી સેવા ન પૂજા હરે' (શ્લો. ૭૭) વગેરેથી. આ સમગ્ર નિરૂપણમાં

એના ઉપર કોઈ સાંપ્રદાયિક છાપ જોવામાં આવતી નથી, તેથી ભાગવતોક્ત સામાન્ય ભક્તિની વ્યાપકતા પહેલાંનો એટલે સં. ૧૫૫૦ પૂર્વનો હોવો સંભવિત છે. એ રીતે ગુજરાત સૌરાષ્ટ્રમાં સામાન્ય એક ભક્તિમાર્ગ પ્રચલિત હતો તેની છાયામાં આવેલો જ એ જણાય છે. આશ્ચર્ય છે કે કવિ 'વિઠ્ઠલ' શબ્દનો પ્રયોગ નથી કરતો, એટલે વારકરી સંપ્રદાયની જે અસર કે પરંપરા નરસિંહ વગેરેમાં જણાય છે તે આમાં નથી જણાતી.

ભાષાની દૃષ્ટિએ વિચાર કરતાં કવિના આ કાવ્યમાં–હાથપ્રત પ્રમાણે તો મધ્યકાલીન ગુજ.ની ૨૭ મિશ્રભૂમિકા આમાં જણાય છે, જે ઉપર આપેલાં અવતરણોમાં સ્પષ્ટ છે; એ જ અવતરણોમાં હાથપ્રતમાં સાચે (૬), ગુણે (૭), આલિંગજ્યો (૩૨), છેહડો (૩૩), પાસે (૩૩) વગેરે રૂપોમાં છંદમાં જ 'એ' અને 'ઓ', તો સાથેસાથ છંદમાં જ ઉદ્વેગિ (૧૧) જેવાં હ્રસ્વાંત રૂપ પણ અપેક્ષિત, એવી જ રીતે છંદના માપમાં 'ઓ' જોઇયે છતાં જન્મનુ–મિલ્યુ–કલ્યુ (૬) ગાઢુ (૭) વગેરે રૂપોમાં 'ઉ', આ વગેરે ઉચ્ચારણમાં રહેલો 'એ–ઓ' ની સાથે 'ઇ–ઉ' ના વિકલ્પનો ખ્યાલ આપી જાય છે. પરંતુ જે ખાસ ધ્યાન ખેંચે છે તે તો 'અઇ' 'અઉ' જ્યાં 'એ' 'ઓ' રૂપે જ છંદ માગી લે છે ત્યાં છૂટા લખેલા પડ્યા છે તે છે. બંધ શાર્દૂલવિક્રીડિત–અક્ષરમેળ હોઇ આ વસ્તુ તરત જ પકડી શકાય છે. ઉપરનાં જ અવતરણોમાં મિલ્યઉ–સઇરિ–કામજ્વરઇં–ક્રીટઇં–કિમઇં–હવઇં–મિલઇ (શ્લો. ૫) વગેરે, જ્યાં 'તીણઇ'માં 'અઇ' છૂટા જ છંદથી અપેક્ષિત છે. આ પ્રકારનો ઉચ્ચારણવિકલ્પ લગભગ પ્રત્યેક શ્લોકમાં અનુભવાય છે. આ નીચેનું એક અવતરણ ઉચ્ચારણમાં અર્વાચીનતા ક્યાંસુધી પહોંચી હતી એ સ્પષ્ટ કરશે :

"તીરે નારિ મુરારિ સાથિ રમિવા આનંદ વૃંદાવને ।
લીધુ વંશ વિનોદિ વીરિ હસતઇ થ્યુ મોહ ગોપી મને ।
રાધા વેષ રચીય રાસ રમિવા ઉલ્હાસ હોઓ હેઇ ।
હષી' ચંદ્રમુખી વિનોદિ રમિવા સ્વામી જિ સાથિ જઈઇ ॥૩૬॥"

આમાં 'તીરે, વૃંદાવને, મને, હૌઓ' આ રૂપોની અર્વાચીનતા સ્પષ્ટ છે. 'લીધુ થ્યુ-સાથિ' એ ત્રણ છંદથી જ 'લીધો–થ્યો–સાથે' તરીકે અપેક્ષિત છે, જ્યારે 'હસતઇં'નું 'હસતે' અને 'હેઇ–જઇઇ–' નુ 'હયે–જયે' અપેક્ષિત છે. ૩ જી શુદ્ધ ભૂમિકાનાં નારિ, મુરારિ, સાથિ, રમિવા, વિનોદિ, વીરિ, રચીય, સંક્રાંતિકાળનાં ઉચ્ચારણ છે. વસ્તુસ્થિતિએ તો ઉચ્ચારણ અર્વાચીન થઇ ચૂકયાં હતાં જ, પરંતુ લેખનમાં સાચવી રાખવામાં આવતી જૂની પ્રણાલીના પણ પ્રચારને લીધે અક્ષરમેળ છંદોમાં પણ જોડણીમાં વિકલ્પનો સ્વીકાર કરવામાં આવતો હતો.

કવિએ 'મૂ' જેવાં જૂનાં મારવાડી પ્રકારનાં રૂપ સાચવી રાખ્યાં છે એ પણ જૂની પ્રણાલીના અનુસરણનો જ ખ્યાલ આપે છે.

આમ જુદી જુદી દૃષ્ટિએ જૈનેતર કવિ રાઉલ કાન્હ આપણને પ્રથમ વાર જ શાર્દૂલવિક્રીડિત જેવા મોટા વૃત્તમાં 'જૂની ગુજરાતી' વસ્તુ સ્થિતિએ મધ્યકાલીન ગુજરાતી ભાષાનું એક મહત્ત્વનું ખંડ-કાવ્ય આપી જાય છે. આ કાવ્યમાંથી તેમજ બીજે કયાંયથી આ કવિ વિશે કશી માહિતી પ્રાપ્ત થતી નથી, તેથી એ કયાં અને કઈ જ્ઞાતિમાં થયેલો હતો એ કહી શકાતું નથી. માત્ર પુષ્પિકાના આધાર ઉપરથી જ 'રાઉલ કાન્હ' એવું જ નામ પકડી શકાયું છે. 'રાઉલ' વિશેષણથી એ રાજપૂત કે ચારણ હોય એમ કહી શકાય; જો કે બ્રાહ્મણોમાં પણ 'રાવળ' અવટંક ભેતરી આવી જ છે. અને સંસ્કૃત ભાષાનું એનું જ્ઞાન એને કદાચ 'બ્રાહ્મણ' હોવા તરફ ખેંચી જાય.

ચરિતસામગ્રી :

૧. ગુજ. વિદ્યાસભા, હ. લિ પુ સં. નં. ૧૮૭૬

# ઠીકુ વસહી

[ સં. ૧૫૫૦ લગભગમાં હયાત ]

વિક્રમના સોળમા શતકે જે કેટલાક સારા કવિઓ આપ્યા છે તેમાં એક ઠીકુ વસહી નામનો અયાચક અનાવળો કવિ પણ એની જોવામાં આવેલી બે કૃતિઓ ઉપરથી એક સારો કવિ થઇ ગયો જણાય છે.

આ કવિ ગણદેવીનો વતની હતો એવું એના "બાલચરિત્ર" નામના કાવ્યને અંતે આપેલી આ વિગતથી જાણાય છે; ત્યાં એણે પોતાની જ્ઞાતિના સંબંધમાં પણ જણાવ્યું છે; જેમકે

"આદિ છત્રપતિ કવિ તણી નયર અનાઉલિ ઠાંમ;
ઋષિ અનતથી શરજંયા, થિર થાપ્યા શ્રીરામ ૬૨૩
ઉત્તમ કુલ ઉદીચનં, વિશ્વંભર વર દીય,
કર આપુ કરકણ કરૂં, દેવિ દાતા શીષ. ૬૨૪
ગણદેવી ગણ નયરનૂં, નરહરિ નાંમિ નાંમ,
વાડિવ વંશિ અવતર્યું, વશિ વાશિ તીણિ ઠાંમિ. ૬૨૫
વસહી ગોદા-સંભમી, કહિ ઠીકુ કર જોડિ;
બાલચરિત્ર નરહરિ સુણી ભવભય-બંધન છોડિ. ૬૨૬
કવિભાવિ શ્રીરતિ કરૂં, કરૂ તે પૂજનાદ
કહિ ઠીકુ-પ્રહલ્લાદ પરિ સમર્થો દીજે સાદ. ૬૨૯
વિપ્ર અનતથી સરજ્યા, હૂં તહ્ય ચરણૂં દેવ,
આપિ ઉચિત ઠીકુ કહિ, ભવિ ભવિ તાહારી સેવ." ૬૩૦[1]

આ અવતરણમાં એણે વંશવર્ણન કરી લીધું છે. ઉત્તરમાંથી આવેલા ઔદીચ્ય બ્રાહ્મણો ગણદેવીમાં આવી વસેલા, તેઓમાં એક નરહરિ નામનો બ્રાહ્મણ આવી વસેલો, તેના વંશમાં ગોદા વસહી નામનો જે પુરુષ થયો તેનો પુત્ર તે આ ઠીકુ વસહી છે. 'વસહી' એ અવટંક

---

૧ ફા. ગુ. સ. ત્રૈમાસિક વર્ષ ૫મું, પૃ. ૧૪૪ (શ્રી. ક. મા. મુનશીનો "નરસિંહ યુગના કવિઓ"નો લેખ

લાગે છે અંગદવિષ્ટિ નામના એના કાવ્યને છેડે પણ આ અવટંક એણે આપી છે:

"વસહી કીકુ ઇમ ભણિ હરષિ રામ સજન સહ્યોઃ
વિષ્ટે જે સુણિ અંગદ તણી તે નિસિ સવ ટલ્યો." ૯૦[1]

'વસહી"નો અર્થ શો થતો હશે એ જાણવામાં નથી. સં. "वसति-રહેઠાણ" એ શબ્દ સાથે કાંઈ સંબંધ જણાય છે. આ અવટંક આજે પણ અનાવળા બ્રાહ્મણોમાં ચાલુ છે,

આ કીકુનું સ્થાન તો ગણદેવી નજીકનું "અનાવળા" ગામ જણાય છે. અહીંના ઔદીચ્યો અનાવળા કહેવાયા છે, એમ આ એક પુરાવાથી સમઝી શકાય એમ છે.

આ કવિનાં ઉપર બતાવ્યાં તે બે કાવ્ય ૧ બાલચરિત્ર[2] અને ૨. અંગદવિષ્ટિ મળે છે. આમાંનું ૧ લું કાવ્ય ભગવાન શ્રીકૃષ્ણની બાલલીલાઓને આપતું ૬૩૦ કડીનું દૂહા અને ચોપાઈ બંધનું એક વિસ્તૃત કાવ્ય છે. ભાગવતના દશમ સ્કન્ધને આધારે એણે આ કાવ્ય રચ્યું છે. કૃષ્ણની બાલલીલાને લગતાં લખાયેલાં કાવ્યોમાં નરસિંહનાં પદો પછી આ બીજું કાવ્ય મળે છે. કવિનો આ એક સ્વતંત્ર પ્રયત્ન દક્ષિણ ગુજરાતમાં રહીને થયેલો છે. કવિનો ચોક્કસ સમય નથી મળતો; એમ છતાં એનાં કાવ્યોની હાથપ્રતો સં. ૧૬૦૦ આસપાસની મળતી હોવાથી એ પૂર્વનો છે એ તો સ્પષ્ટ જ છે. એટલે એને સં. ૧૫૫૦ લગભગ મૂકવામાં બાધ નથી. આ કવિનો તેથી આ સ્વતંત્ર જ પ્રયત્ન છે, એ પણ અટકળી શકાશે. એણે આ કાવ્યને કડવાબદ્ધ ન લખતાં સળંગ જ લખ્યું છે, એ પણ એનું સમર્થક થશે. નરસિંહ અને ભાલણની જો એના ઉપર અસર થઈ

---

૧. બુદ્ધિપ્રકાશ, વર્ષ ૭૦મું, પૃ. ૩૬૪

૨ બાલચરિત્રની એક જૂ. હાથપ્રત ફા. ગુ. સ. હ. લિ. ગ્રં. સં. નં. ૨૧૫ ख ની છે; જ્યારે અંગદવિષ્ટિ સં. ૧૬૦૦ લગભગની એક હાથપ્રત ઉપરથી "બુદ્ધિપ્રકાશ" પુ. ૭૦ માંનાં પૃ. ૩૫૩-૩૬૪ ઉપર છપાયેલી છે; હાથપ્રત હાલ પ્રાપ્ય નથી.

હોત તો આવો સળંગ બંધ એણે કદાચ ન સ્વીકાર્યો હોત. આ જાતનો સળંગ બંધ એ "પ્રબંધ" પદ્ધતિનો છે આવા પ્રબંધ કેટલીક વાર સળંગ અને કેટલીક વાર ૧૦૦-૧૨૫ કડીના ખંડ પાડી આપવામાં આવ્યા હોય છે. "અસાઇત"ની "હંસાઉલી" અને "પદ્મનાભ"નો "કાન્હડદે પ્રબંધ" એ ખંડોમાં વિભક્ત કાવ્યો છે, જ્યારે "હીરાનંદસૂરિ"નો "વિદ્યાવિલાસપવાડો" "વીરસિંહ"નું "ઉપાહરણ" 'ભીમ"ની "સદયવત્સકથા" એ વગેરે સળંગ કૃતિઓ છે. આ પ્રકાર પાછળથી બહુ વ્યાપક નથી બન્યો.

કવિ તરીકે કીકુનું સ્થાન ગુજરાતી સાહિત્યમાં કેવું એ એની કૃતિઓ નક્કી કરી આપે છે. બાલચરિત્રમાં એણે યશોદા વગેરેની વિહ્વલતા આપી છે તે જોઇયે:

"સુણી વાત માતા દડવડી, રુદન કરિ ચાલિ ચડવડી,
નંદ ગોપ મનિ વિહ્વલ થાઇ, નયરલોકશૂં યમુના જાઇ. ૨૫૫
ગોકુલ સકલ સુણી ખલભલ્યૂં, નંદ કેડિ સવિ આવિ મિલ્યૂં;
ગોપનારિ સહૂ સાથે જાઇ. કરિ વિલાપ યશોદા માય. ૨૫૬
કહિ માતા મહીધરનિ કાજ, કરૂં પ્રાણ હવિ માહારા ત્યાજ્ય,
ઝંપાવાનિ આવી થાઇ, અવર નારિ સહૂ ઝાંહિ સાહિ. ૨૫૭
નંદ નિસાસા મૂકિ ઘણા, ઘસિ હાથ હઇઇ આપણા,
દુઃખ કિહિનિ કહ્યું ન જાય, પુત્રવિયોગ નહી સહિવાય. ૨૫૮"[1]

ભાગવતના કથાનકને અનુસરી કવિ કથાનક બરાબર આપતો જાય છે. પ્રેમાનંદે દશમસ્કંધમાં કૃષ્ણને યમુનામાં પડવાનું કારણ દડો પાણીમાં પડયો એ બતાવ્યું છે, જ્યારે ભાગવતને અનુસરી કીકુએ તો ગાયો વગેરે યમુનાના એ નાગથી ઝેરવાળા બનેલા પાણીથી મરી જતાં હતાં એ સહન ન થઈ શકવાથી કૃષ્ણે ઝંપલાવ્યું એવું કહ્યું છે.

કવિએ કેટલાંક વર્ણન સારાં બનાવ્યાં છે કૃષ્ણચંદ્ર યમુનાના

1 કા. ગુ ત્રૈ વર્ષ ૫ મું, ૧૪૬

લાગે છે અંગદવિષ્ટિ નામના એના કાવ્યને છેડે પણ આ અવટંક એણે આપી છે:

"વસહી કીકુ ઇમ ભણિ હરષિ રામ સજન મહ્યો:
વિષ્ટે જે સુણિ અંગદ તણી તે નિસિ સવ ટલ્યો." ૯૦[1]

'વસહી"નો અર્થ શો થતો હશે એ જાણવામાં નથી. સં. "વસતિ-રહેઠાણ" એ શબ્દ સાથે કાંઈ સંબંધ જણાય છે. આ અવટંક આજે પણ અનાવળા બ્રાહ્મણોમાં ચાલુ છે,

આ કીકુનું સ્થાન તો ગણદેવી નજીકનું "અનાવળા" ગામ જણાય છે. અહીંના ઔદીચ્યો અનાવળા કહેવાયા છે, એમ આ એક પુરાવાથી સમજી શકાય એમ છે.

આ કવિનાં ઉપર બતાવ્યાં તે બે કાવ્ય ૧ બાલચરિત્ર[2] અને ૨. અંગદવિષ્ટિ મળે છે. આમાંનું ૧ લું કાવ્ય ભગવાન શ્રીકૃષ્ણની બાલલીલાઓને આપતું ૬૨૦ કડીનું દૂહા અને ચોપાઈ બંધનું એક વિસ્તૃત કાવ્ય છે. ભાગવતના દશમ સ્કન્ધને આધારે એણે આ કાવ્ય રચ્યું છે. કૃષ્ણની બાલલીલાને લગતાં લખાયેલાં કાવ્યોમાં નરસિંહનાં પદો પછી આ બીજું કાવ્ય મળે છે. કવિનો આ એક સ્વતંત્ર પ્રયત્ન દક્ષિણ ગુજરાતમાં રહીને થયેલો છે. કવિનો ચોક્કસ સમય નથી મળતો; એમ છતાં એનાં કાવ્યોની હાથપ્રતો સં. ૧૬૦૦ આસપાસની મળતી હોવાથી એ પૂર્વનો છે એ તો સ્પષ્ટ જ છે. એટલે એને સં. ૧૫૫૦ લગભગ મૂકવામાં બાધ નથી. આ કવિનો તેથી આ સ્વતંત્ર જ પ્રયત્ન છે, એ પણ અટકળી શકાશે. એણે આ કાવ્યને કડવાબદ્ધ ન લખતાં સળંગ જ લખ્યું છે, એ પણ એનું સમર્થક થશે. નરસિંહ અને ભાલણની જો એના ઉપર અસર થઈ

---

૧. બુદ્ધિપ્રકાશ, વર્ષ ૭૦મું, પૃ. ૩૬૪

૨. બાલચરિત્રની એક વૃ. હાથપ્રત ફા. ગુ. સ. હ. લિ. ગ્રં. સં. નં. ૨૧૫ ख ની છે; જ્યારે અંગદવિષ્ટિ સં. ૧૬૦૦ લગભગની એક હાથપ્રત ઉપરથી "બુદ્ધિપ્રકાશ" પુ. ૭૦ માંનાં પૃ. ૩૫૩-૩૬૪ ઉપર છપાયેલી છે; હાથપ્રત હાલ પ્રાપ્ય નથી.

હોત તો આવો સળંગ બંધ એણે કદાચ ન સ્વીકાર્યો હોત. આ જાતનો સળંગ બંધ એ "પ્રબંધ" પદ્ધતિનો છે આવા પ્રબંધ કેટલીક વાર સળંગ અને કેટલીક વાર ૧૦૦–૧૨૫ કડીના ખંડ પાડી આપવામાં આવ્યા હોય છે. "અસાઈત"ની "હંસાઉલી" અને "પદ્મનાભ"નો "કાન્હડદે પ્રબંધ" એ ખંડોમાં વિભક્ત કાવ્યો છે, જ્યારે "હીરાનંદસૂરિ"નો "વિદ્યાવિલાસપવાડો" "વીરસિંહ" નું "ઉપાહરણુ" 'ભીમ" ની "સદયવત્સકથા" એ વગેરે સળંગ કૃતિઓ છે. આ પ્રકાર પાછળથી બહુ વ્યાપક નથી બન્યો.

કવિ તરીકે ફીકુનું સ્થાન ગુજરાતી સાહિત્યમાં કેવું એ એની કૃતિઓ નક્કી કરી આપે છે. બાલચરિત્રમાં એણે યશોદા વગેરેની વિહ્વલતા આપી છે તે જોઈયે :

"સુણી વાત માતા દડવડી, રુદન કરિ ચાલિ ચડવડી,
નંદ ગોપ મનિ વિહ્વલ થાઇ, નયરલોકશૂં યમુના જાઇ. ૨૫૫
ગોકુલ સકલ સુણી ખલભલ્યૂં, નંદ કેડિ સવિ આવિ મિલ્યૂં;
ગોપનારિ સહૂ સાથે જાઇ. કરિ વિલાપ યશોદા માય ૨૫૬
કહિ માતા મહીધરનિ કાજ, કરૂં પ્રાણ હવિ માહારા ત્યાજ્ય,
ઝંપાવાનિ આચી થાઇ, અવર નારિ સહૂ બાંહિ સાહિ. ૨૫૭
નંદ નિસાસા મૂકિ ઘણા, ઘસિ હાથ હઈઇ આપણા,
દુઃખ હિહિનિ કહૂં ન જાય, પુત્રવિયોગ નહી સહિવાય. ૨૫૮"૧

ભાગવતના કથાનકને અનુસરી કવિ કથાનક બરોબર આપતો જાય છે. પ્રેમાનંદે દશમસ્કંધમાં કૃષ્ણને યમુનામાં પડવાનું કારણ દડો પાણીમાં પડયો એ બતાવ્યું છે, જ્યારે ભાગવતને અનુસરી ફીકુએ તો ગાયો વગેરે યમુનાના એ નાગથી ઝેરવાળા બનેલા પાણીથી મરી જતાં હતાં એ સહન ન થઈ શકવાથી કૃષ્ણે ઝંપલાવ્યું એવું કહ્યું છે.

કવિએ કેટલાંક વર્ણન સારાં બનાવ્યાં છે કૃષ્ણચંદ્ર યમુનાના

૧ કા. ગુ. ત્રૈ વર્ષ ૫ મું, ૧૪૬

ઘરામાંથી કાલિય-દમન બાદ બહાર નીકળતાં જે આનંદ ગોવાળિયાઓમાં થાય છે તેનું વર્ણન કરતાં કવિ પોતે પણ જાણે એમાં સાથે જ હોય એમ કહે છે :

[ દૂહા ]

"વસહી કીકુ વીનવિ સુણિ તું દેવ મોરારિ,
યમ ગોધન જીવાડયું તિમ તૂં કરજે સાર. ૨૯૬
માયા મોહનિ વસિ પડયાં વીસાર્યાં તુઝ નામ,
દયા કરિ તું સાંભરે, ભક્તાજન-વિશ્રામ. ૨૯૭

[ ચોપાઇ ]

ગોવાલા સાજન પરવર્યું, ગોવ્યંદ ગોકુલ માંહિ સાંચર્યું,
સરસા બદી જન ગાજંતિ, ચંગ મૃદંગ ઢોલ વાજંતિ. ૨૯૮
ઇમ પુહતા ઘરિ ત્રિભોવનરાય, હરખિ ધવલ નારિ સવિ ગાઇ,
તલીયા તોરણ બાંધ્યા બારિ, ઘરિઘરિ ઉચ્છવ જયજયકાર. ૩૦૩
વીઠલ વિપ્ર ચિકુ વાંમયુ, તીણિ નંદ હરખ પામીયુ,
અતિ આનંદિ માંડયુ કર્ણ, હાથ ઉડાવ્યા વર્ણાવર્ણ. ૩૦૧"[1]

અલંકારો ભલે ન મળે પણ કવિએ વર્ણનો રસિક અને ગમતાં બનાવવા સાવચેતી લીધી છે; નકામું લંબાણ નથી કર્યું તેથી એ વાંચવાં ગમે છે

"અંગદવિષ્ટિ" એ કાવ્ય તો ૬૦ છપ્પાઓમાં લખ્યું છે. છપ્પાઓ અને છપ્પાઓમાં જ કાવ્યો રચાયેલાં અગાઉ પણ મળી આવ્યાં છે. 'વિનયચંદ્રસૂરિ' નું "ઉપદેશમાલાકહાણય"[2] "ખરતરગચ્છ-ગુણવર્ણન" વગેરે છપ્પય-બદ્ધ કાવ્યો જ છે. એ ઉપરાંત લાંબાં કાવ્યોમાં ઘણા કવિઓએ છપ્પયનો પ્રયોગ કર્યો છે. રણમલ્લછંદકાર શ્રીધર વ્યાસ, જયશેખરસૂરિ, સદયવત્સકથાકાર ભીમ, વગેરેએ

---

૧. એજન, પૃ ૧૪૬

૨. જુઓ આપણા કવિઓ–ભાગ ૧લો, પૃ ૧૮૦ અને ૩૩૮–૯

એનો બહોળે હાથે પ્રયોગ કર્યો છે. પછી સં. ૧૫૯૯માં થયેલા ગંઆદાસે સુરતમાં રહી, "લક્ષ્મીગૌરીસંવાદ" ની રચના છપ્પયમાં જ કરી છે.

પૂર્વે આ વિષયનું કાવ્ય રચાયેલું જાણવામાં નથી. માંડણે અને ઉદ્ધવે રામાયણ લખ્યાં છે તેમાં ગૌણરૂપે આ સંવાદ આવે છે, પણ વિશિષ્ટ પ્રયત્ન તો આ ફીકુનો જ છે. ફીકુએ આ કાવ્યમાં વીરરસને મુખ્ય રસ તરીકે વર્ણવ્યો છે. શરૂઆત જ જોઇયે :

"અંગદ કરી પ્રણામ રામનૂં આયસ માગિં
કરથૂં વિષ્ટૈ ધરી કહ્યું અહ્ન કાંઇ ન લાગિ,
કરી પિજ ગીઉ લંકરાઇ—અંગણુઇ જઇ બિઠુ
આચરીજ સહુ-સભા કપ્ય એકલુ દીઠુ,
રાવણ રાઇ આગલ જઇ તા ઉર ઊપર બિઠુ ચડી
કાઇર જન લાગા કંપવા તુ સભા સહૂ સંસિ પડી. ૩

અવલોકયુ અંગદ સભા સહૂ દસશર દીઠા
ઇચ્છાહ રૂપ તે કરિ રૂધી માયા તવ બિઠા
તવ વાલિપુત્ર બોલીયુ સબલ પણ સમરથ થાઇ
જે રાવણની મા કૌસિકી તે ભૂંડ તણી પિરુ વ્યાઇ.
ઇણિ દૂધ વિણાસ્યાં જન રાજકાજ કાંઇ ન સરચું
સુણી વચન વંનરાં તણું તવ પ્રગટ રૂપ રાજા ધર્યું". ૪ [૧]

કવિએ અંગદ અને રાવણ વચ્ચેના સંવાદમાં અંગદ રામનાં વખાણ કરે છે અને રાવણ રામનાં દૂષણ બતાવે છે, એવી યોજના કરી છે. આ પણ ચાતુર્યદર્શક છે:

[અંગદ :] "લીધી જાણે લંક દસિશર તાહરાં કાપી
પાછી વલસી રામ રાજ વિભીષણ આપી

---

૨. બુદ્ધિપ્રકાશ—વર્ષ ૭૦ મું, પૃ. ૩૫૪

તવ રંડાસિં રાણીઅર રાજ લંકાનૂં જાસિ
ગજ રથ હય સહૂ સેન સજનશૂં નિગ્રહ થાસિ.
રાવણ રાઇ સુણી વીનતી ઉતર એક અંગદ કહ્યુ
જેણિં વાલ હેલાં વધ્યુ જેહની કક્ષાપટ માંહિ રહ્યુ. ૧૩

[રાવણ :] ગનરય માત્ર એ રામ કશ્ય ગિરિનાં સાવિજડાં
કુંભકરણ જાગસિ ભક્ષ કરિસિ જ હવડાં
મઝ મુખિ કોઇ ન ઉગરિ સહીસ તૂં સાચૂં જાણુહ
ચાલ્યુ રણ સાહમઉ તવ પડસિ ભંગાણહ,
કુડંઈ દિહુ દિશિ વંનરા તહ્મે ચપલ જાતિ જાશુ પલી
વિગોસિ લક્ષ્મણ રામનિ જિમ લંકા નહી આવી વલી. ૧૪

[ અંગદ : ] એહણિ હણ્યુ સખાહ સબલ સંગ્રામિ જીતુ
ફરસરામ અતિ શૂર તેજ-બલ—હીણ કીધુ
સુરપનખા વિગોઇ ખર દૂખર તે મારયા
કબધંનિ વિરાધ અશા તિહાં સંહારયા.
સાયર જ બાંધી આવિયા, શૂં રાક્ષસ મછર જ કરિ
દશરથ કારિ તૂ રાવણ યશા દીવટીયા દીવી ધરિ." ૧७[1]

કવિએ માત્ર અંગદવિષ્ટિથી ન અટકતાં પછી રામ-રાવણ-યુદ્ધની પણ હકીકત આ કાવ્યમાં સાચવી લીધી છે. ઇંદ્રજિતે આવી ઘોર સંહાર કર્યો તેનું કડક બાનીમાં કવિ વર્ણન આપે છે કે-

"હતપતિયુ આગશ રહ્યુ રવિ કર્ણ મધ્ય જાઇ,
બાણવૃષ્ટિ તે કરિ આપ અદષ્ટિ થઇ
પડયૂં વંનર-સેન અંગદિ આયુધિ ગ્રહ્યાં
સુભટ થયા સાહામુઆ તાસ તકે શર છેદ્યાં.

લક્ષ્મણરાય હોઇ મૂરછ અવર સેન પાડયૂં ઘણૂં
રાવણઘરિ દુંદભ વાજ્યા તુ હરખ્યૂં દલ રાક્ષસ તણૂં."૨૮[2]

---

૧ એજન, પૃ. ૩૫૬ ૨. એજન, પૃ. ૩૫७

આ કાવ્યમાં કવિએ કુંભકર્ણને યુદ્ધસમયે નિદ્રામાંથી જગાડવાનો પ્રસંગ પણ સુંદર રીતે આપ્યો છે, જેમાં એની શક્તિ ઠીક ઠીક ખીલી દેખાય છે. આમ આ કાવ્ય કાવ્યની દૃષ્ટિએ પણ એક સારો કહેવાય તેવો નમૂનો છે. છપ્પાદ્વારા કવિ એક "વીરકાવ્ય" રજૂ કરે છે, એ ગુજરાતી સાહિત્યના ઇતિહાસમાં એક મહત્ત્વની વાત છે શામળ પર આ કવિની અસર હો કે ન હો, એનાં મૂળ તો અવશ્ય આટલાં જૂનાં આમાં મળે છે.

કોઈ ફીકુનું "સોઢી અને દેવડાનું ગીત" એ ઐતિહાસિક કાવ્ય સં. ૧૬૨૧માં નકલ થયેલું, જૂની ભાષા સાચવતું મળે છે;[1] એ આ જ ફીકુનું છે કે અન્યનું એ કહી શકાતું નથી.

કવિનાં કાવ્યોની નકલ સં. ૧૬૦૦ જેટલી જૂની મળતી હોવાથી ભાષા પણ લગભગ એના સમયની મધ્ય. ગુજ ની ઠ ૭ ભૂમિકાની મળી આવે છે. સં. ૧૫૫૦ આસપાસથી આ ભૂમિકા સ્થિર થવા માંડી હતી, જેમાં ભાલણની મુદ્રિત કાદમ્બરી પાછળથી પરિણત થયેલી આજે આપણે જોઇ શકિયે છિયે. આ કવિની આ કૃતિમાં આમ છતાં પ્રચલિત બોલીનાં એ-ઓ-વાળાં રૂપ પણ કવચિત્ દેખા દે છે; જો કે પાછલી કૃતિમાં ઍ-ઑ પણ લખાયેલા મળે છે, જેમાં રાજસ્થાની જોડણીની છાંટ ગણાય.

ચરિતસામગ્રી :

૧. ફાર્બસ ત્રૈમાસિક–વર્ષ ૫ મું–શ્રી. કનૈયાલાલ માણેકલાલ મુનશીનો "નરસિંહ યુગના કવિઓ" એ લેખ

૨ બુદ્ધિપ્રકાશ; વર્ષ ૭૦ મું, શ્રી હરિનારાયણ આચાર્યે સંપાદિત "અંગદવિષ્ટિ"

---

૧. ફા. ગુ. સ. હ. પુ. નં. ૩૯૫

## શ્રીધર કવિ

[ સં. ૧૫૯૫ માં હયાત ]

**સં.** ૧૪૫૪ લગભગમાં રચાયેલા "રણમલ્લ છંદ"ના કર્તા શ્રીધર (વ્યાસ) પછી લગભગ એકસો વર્ષ એ જ નામનો સૌરાષ્ટ્રના જૂનાગઢનો એક કવિ એનાં "રાવણમંદોદરીસંવાદ" અને "ગૌરીચરિત્ર" એ બે કાવ્યોથી જાણવામાં આવે છે. આ કવિના જન્મ કે મૃત્યુનો સમય નક્કી કરી શકાતો નથી, છતાં "રાવણમંદોદરીસંવાદ"ના અંતભાગમાં આવેલી હકીકતથી એનાં વતન જ્ઞાતિ અને પિતાનો પત્તો લાગે છે. ત્યાં જ એ એ કાવ્યનો રચ્યા-સંવત્સર પણ આપે છે:

"સંવત પનર પાંસઠ્ઠઇ જીરણદુર્ગ નિવાસ
પૂરણ ચ્યારી ચોપઇ બિસઇ બાંધી બુદ્ધપ્રકાસિ. ૨
× × × ×
સોય મંત્રી 'સહુમા-સુતન' કવિતા 'શીધર' નામ
ઉતપતિ મોઢ અડાલજા તસ તૂઠા શ્રીરામ. ૫"

સં. ૧૫૯૫ માં જીર્ણદુર્ગ=જૂનાગઢમાં રહી એણે એ કાવ્ય રચ્યું છે. એ જ્ઞાતિએ મોઢ અડાલજો હતો અને એના પિતાનું નામ સહુમા મંત્રી હતું. એ મોઢ બ્રાહ્મણ હતો એવો ઉલ્લેખ કર્યો નથી અને વળી એ મંત્રીનો પુત્ર હોવાનું કહે છે, એટલે એ મોઢ અડાલજો વણિક જણાય છે. એણે પોતાને 'રાવણ મંદોદરી સંવાદ'ના આરંભમાં "सोय कवि सीधर जडसि खरहुं" એમ 'कवि' કહ્યો છે અને ઉપર ઉતારેલી લીટીઓમાં પણ એ પોતાને 'कविता'–સં. कवयिता કહે છે; અને એણે પોતાના એ કાવ્યમાં થોકબંધ પ્રયોજેલી લોકોક્તિઓ—કહેવતો ઉપરથી કાંઈક અંશે એ નામનું સાર્થક્ય પણ કર્યું છે. માંડણની 'પ્રબોધબત્રીશી' અને શ્રીધરના 'રાવણ-મંદોદરીસંવાદ'માં મળી જેટલી કહેવતો નોંધવામાં આવી છે તે

એટલી બધી છે કે ગુજરાતી સાહિત્યમાં બીજી એટલી તો એ પછી અન્યત્ર નોંધાયેલી કે વણનોંધાયેલી પણ મળીને ન થઈ શકે. એ પોતે પણ "ઉખાણું" લખ્યાનું કહે છે જ:

"મઇ ઊખાણા અતિ ઘણા, કીધા કવિત મઝારિ,
'કાપડિ ભરતાં કાપડી, વરઇ ન વેણી વારિ.'"[1]

એ આખું કાવ્ય રાવણ અને મંદોદરી વચ્ચે સંવાદરૂપે છે. એમાં કવિના કવિત્વના અંશ અત્રતત્ર પ્રકટે છે. ઉઠાવ કરતાં જ એ કહે છે:

'રઢિ રાવણ મતિ મંદોદરી, કરિસી કવિત ઉખાણિ કરી;
રામકથા સોનું નઇ સરહું. સોય કવિ સીધર જંડસિ ખરહું.'"[2]

શ્રીધર મંત્રિપુત્ર છે અને તેથી મુત્સદ્દી છે એ વસ્તુ આ સંવાદમાં સારી રીતે સ્પષ્ટ થાય છે. માંડણની "પ્રબોધબત્રીશી" વાંચતાં કંટાળો અનુભવાય છે, જ્યારે આમાં એમ નથી થતું. સીતાના હરણના વિષયમાં મંદોદરી રાવણને કહે છે:

"ખરુ વચણ મંદોદરી ભણિ, રાવણ મતિ મૂંઢી તહ્ય તણિ;
આગઇ અગણિત અંતેઉરી, વલી તઈ સીતા સ્યાહાનઇ હરી?
કાશ્યપવંશ્ય તણી કુલવહૂ, સુરનર પન્નગ જાણી સહૂ;[3]
'જો આમિષ અતિ મીઠઉં હોઇ, પીંડી તણું ન પ્રાસિ કોઇ.'"

રાવણ એનો જવાબ આપે છે કે,

કોઇ ન (મઝ) કાહવી મઇદાનવો મિ રાવણ પરિ કીધી નવિ.
એ બેટી રાય જનકઋષિ તણી, બ્રહ્માદિક જાણિ બ્રાહ્મણી.
ખત્રી તણિ 'ખભેડી પડી,' અન્ન ઉદક પાખિ રડવડી;
"કાદવિ ખુની કવલી ગાય, પૂંછડ લેવા પરઠઉ પાય."[4]

બંનેની દલીલો એક એકને વિચારમાં નાખે એવી કવિએ આપી છે; અને એવી પ્રત્યેક દલીલનું ખંડન પણ સફળતાથી આપ્યું છે.

---

૧. રા. મં. સં. પૃ. ૧૧૨  ૨. એજન, પૃ. ૮૧
૩. એજન, પૃ. ૮૧  ૪. એજન, પૃ. ૮૧

# શ્રીધર કવિ

[ સં. ૧૫૬૫ માં હયાત ]

**સં.** ૧૪૫૪ લગભગમાં રચાયેલા "રણમલ્લ છંદ"ના કર્તા શ્રીધર (વ્યાસ) પછી લગભગ એકસો વર્ષે એ જ નામનો સૌરાષ્ટ્રના જૂનાગઢનો એક કવિ એનાં "રાવણમંદોદરીસંવાદ" અને "ગૌરીચરિત્ર" એ બે કાવ્યોથી જાણવામાં આવે છે. આ કવિના જન્મ કે મૃત્યુનો સમય નક્કી કરી શકાતો નથી, છતાં "રાવણમંદોદરીસંવાદ"ના અંત-ભાગમાં આવેલી હકીકતથી એનાં વતન જ્ઞાતિ અને પિતાનો પત્તો લાગે છે. ત્યાં જ એ એ કાવ્યનો રચ્યા-સંવત્સર પણ આપે છે:

"સંવત પનર પાંસઠઇ જીરણદુર્ગ નિવાસ
પૂરણ ચ્યારી ચોપઇ બિસઇ બાંધી બુદ્ધપ્રકાસિ. ૨
× × × ×
સોય મંત્રી 'સહમા-સુતન' કવિતા 'શીધર' નામ
ઉતપતિ મોઢ અડાલજા તસ તૂઠા શ્રીરામ. ૫"

સં. ૧૫૬૫ માં જીર્ણદુર્ગ=જૂનાગઢમાં રહી એણે એ કાવ્ય રચ્યું છે. એ જ્ઞાતિએ મોઢ અડાલજો હતો અને એના પિતાનું નામ સહમા મંત્રી હતું. એ મોઢ બ્રાહ્મણ હતો એવો ઉલ્લેખ કર્યો નથી અને વળી એ મંત્રીનો પુત્ર હોવાનું કહે છે, એટલે એ મોઢ અડાલજો વણિક જણાય છે. એણે પોતાને 'રાવણ મંદોદરી સંવાદ'ના આરંભ-માં "सोय कवि सीघर जंडसि सरहुं" એમ 'कवि' કહ્યો છે અને ઉપર ઉતારેલી લીટીઓમાં પણ એ પોતાને 'कविता'–સં. कवयिता કહે છે; અને એણે પોતાના એ કાવ્યમાં થોકબંધ પ્રયોજેલી લોકોક્તિઓ—કહેવતો ઉપરથી કાંઈક અંશે એ નામનું સાર્થક્ય પણ કર્યું છે. માંડણની 'પ્રબોધબત્રીશી' અને શ્રીધરના 'રાવણ-મંદોદરીસંવાદ'માં મળી જેટલી કહેવતો નોંધવામાં આવી છે તે

એટલી બધી છે કે ગુજરાતી સાહિત્યમાં બીજી એટલી તો એ પછી અન્યત્ર નોંધાયેલી કે વણનોંધાયેલી પણ મળીને ન થઈ શકે. એ પોતે પણ "ઉખાણાં" લખ્યાનું કહે છે જ :

"મઇ ઊખાણા અતિ ઘણા, કીધા કવિત મઝારિ,
'કાપડિ ભરતાં કાપડી, વરઇ ન વેણી વારિ.'"[1]

એ આખું કાવ્ય રાવણ અને મંદોદરી વચ્ચે સંવાદરૂપે છે. એમાં કવિના કવિત્વના અંશ અત્રતત્ર પ્રકટે છે. ઉઠાવ કરતાં જ એ કહે છે :

'રઢિ રાવણ મતિ મંદોદરી, કરિસી કવિત ઉખાણિ કરી;
રામકથા સોનું નઇ સરહું. સોય કવિ સીધર જડસિ ખરહું.'"[2]

શ્રીધર મંત્રિપુત્ર છે અને તેથી મુત્સદ્દી છે એ વસ્તુ આ સંવાદમાં સારી રીતે સ્પષ્ટ થાય છે. માંડણની "પ્રબોધબત્રીશી" વાંચતાં કંટાળો અનુભવાય છે, જ્યારે આમાં એમ નથી થતું. સીતાના હરણના વિષયમાં મંદોદરી રાવણને કહે છે :

"ખરુ વયણ મંદોદરી ભણિ, રાવણ મતિ મૂંઢી તહ્ન તણિ;
આગઇ અગણિત અંતેકરી, વલી તઇ સીતા સ્યાહાનઇ હરી ?
કાશ્યપવંશ્ય તણી કુલવહૂ, સુરનર પન્નગ જાણી સહૂ; ૩
'જો આમિષ અતિ મીઠઉં હોઇ, પીંડી તણું ન પ્રાસિ કોઇ.'"

રાવણ એનો જવાબ આપે છે કે,

કોઇ ન (મઝ) કાહની મઇદાનવો મિ રાવણ પરિ કીધી નવિ.
એ બેટી રાય જનકઋષિ તણી, બ્રહ્માદિક જાણિ બ્રાહ્મણી.
ખત્રી તણિ 'ખભેડી પડી,' અન્ન ઉદક પાખિ રડવડી;
"કાદવિ ખુંતી કવલી ગાય, પૂંછડ લેવા પરઠઉ પાય. "[4]

બંનેની દલીલો એક એકને વિચારમાં નાખે એવી કવિએ આપી છે; અને એવી પ્રત્યેક દલીલનું ખંડન પણ સફળતાથી આપ્યું છે.

---

૧. રા. મં. સં. પૃ. ૧૧૨ ૨. એજન, પૃ. ૮૧
૩. એજન, પૃ. ૮૧ ૪. એજન, પૃ. ૮૧

આખા સંવાદને અંતે મંદોદરીને ઈશ્વર અને બ્રહ્મા તરફથી રાવણ અને કુંભકર્ણના અવતારની હકીકત કહેવામાં આવેલી છે, જેથી મંદોદરીને રાવણના વિષયમાં જે ક્રોધ અને અણગમો હતાં તેનું નિવારણ થાય છે :

"રીસ નિવારૂં' રાણી ભણઇ. લાગિ પાગિ પિતામહ તણઇ.
પ્રીય સુરસો કીધો પ્રસંગ, વલ્યા વિધાતા 'વર્તો રંગ.'
કંથ કપટ નઇ કામિની કલહિ, અનાચુધિ પરિ જાસિઇ વિલહિ.'
'ધરિ ગુલ શાડિ ન પાડિવિ સલ, ચખિ દેતાં કાયા કુશલ'"[1]

કવિએ સંવાદ આખો ચોપાઇમાં જ આપ્યો છે. માંડણ જેવી આ ષટ્પદી ચોપાઈ નથી, પણ અષ્ટપદી છે; એટલે સાદી રીતે કહિયે તો બબ્બે કડીની એક કડી માની છે. કવિએ માત્ર આદિ અને અંતમાં અનુક્રમે ચાર અને પાંચ દોહરા આપ્યા છે, જેમાં છેલ્લા પાંચ ઉપર પૂર્વછાયો શબ્દ મળે છે.

તળ જૂનાગઢમાં જ થયેલા આ કવિએ એ પૂર્વે સં ૧૫૩૬ લગભગ નિધન પામેલા ગુજરાતીના આદિકવિ નરસિંહ વિશે પોતાના કાવ્યમાં લેશ પણ ઇસારો ન કર્યો હોવાથી-અને નરસિંહ જેવો સમર્થ કવિ અને ભક્ત એની પૂર્વે થયેલો હોય તો એણે નોંધ કરી જ હોય એવી માન્યતાથી, કેટલાક નરસિંહનો સમય ખસેડવા ચાહે છે;[2] પણ એ જ શ્રીધરે રચેલું "ગૌરીચરિત્ર" જોતાં શ્રીધરે નરસિંહની કાવ્યપદ્ધતિનું અનુકરણ કર્યું માની શકાય છે. "ગૌરી-ચરિત્રની" હાથપ્રત મોડે લખાયેલી[3] મળતી હોવાથી એ કાવ્ય "રાવણમંદોદરીસંવાદ"ના કર્તા શ્રીધરની કૃતિ હોવા વિશે શંકા

---

૧ એજન, પૃ. ૧૧૧

૨. ક. મા. મુનશી : 'નરસૈંયો ભક્ત હરિનો'ની પ્રસ્તાવના

૩. સં. ૧૬૭૫ માં લખાયેલી પ્રત ઉપરથી બૃ. કા. દો. ના ૬ ઠ્ઠા ભાગમાં પૃ. ૪૭૬-૪૮૩ ઉપર એ કાવ્ય છાપવામાં આવ્યું છે.

થાય; પણ કેટલુંક શબ્દસામ્ય[1] તેમજ 'ગૌરીચરિત્ર''નું રચનસ્થાન જોતાં એ બંને કૃતિનો કર્તા એક જ 'શીધર' સંભવે એમ છે:

"ગાય ઈશ્વરચરિત્ર-ગૌરી, સાંભળે સહજે કરી;
તેના પિંડ પાતક જઈ, પુણ્ય થાય માઘમજ્જન સરસ્વતી. ૩
સરસ્વતી સાયર નીર નિર્મળ, સોમશિરે ધારા ઢળે;
પુણ્ય તણા પ્રભાવ વાધે જે કો ગાયે સાંભળે. ૪
શીધર સ્વામી-ચરિત્ર શિવનાં, ભાવે ગાતાં સાંભળે;
મનમનોરથ પૂર્ણ હોયે, કૈલાસપતિ પ્રેમે મળે." ૫

સાગરમાં સરસ્વતી જ્યાં વહે છે અને જ્યાં સોમશિર-સોમેશ્વર-સોમનાથ મહાદેવ પર જલધારા વહે છે-તે જલ છે, તેવા સ્થળમાં આ ''ગૌરીચરિત્ર'' ગાય-સાંભળે તેનો પુણ્યપ્રભાવ વધવાનું કવિ કહેતો હોવાથી એણે પ્રભાસપાટણમાં આ કાવ્યની રચના કરી છે, એટલું જ નહિ. પણ પોતે એ સ્થળનો હોવાનું ન કહેતાં ત્યાં ગાવા-સાંભળવાની વાત કરતો હોવાથી એમ સમઝાય છે કે એ યાત્રાર્થે જૂનાગઢથી અહીં આવ્યો હોય અને શીઘ્રતાથી શિવ-ભીલડીસંવાદરૂપ આ "ગૌરીચરિત્ર" રચી કાઢી શ્રીસોમનાથ સમક્ષ ગાયું હોય

આ ''ગૌરીચરિત્ર''નાં ૧૬ કડવાં અને નરસિંહની ચાતુરીઓ સરખાવતાં એ બંને કાવ્યોની ટૂંકાંટૂંકાં કડવાં ઢાળની પૂર્વ કડી સરખી છે. નરસિંહે ''રાધાકૃષ્ણ-સંવાદ'' ગાયો છે, તો શ્રીધરે ''શિવભીલડીસંવાદ'' ગાયો છે અને આ પદ્ધતિનાં અન્યત્ર ક્યાંય

---

૧. પ્રબોધબત્રીશી અને રા. મં. સંવાદની શ્રી. શં. છ. રાવળની પ્રસ્તાવના, પૃ. ૧૭

૨. ''શીધર'' પછી ''સ્વામી'' શબ્દ કાવ્યના આરંભમાં અને અંતે અંહીં આવતો હોવાથી દી. બ. કૃ. મો. ઝવેરી આનું નામ શ્રીધર સ્વામી ગણતા જણાય છે; પણ અહીં કે ત્યાં બંને સ્થળે એ શિવના અર્થમાં પ્રયોજાયેલ છે, ''શ્રીધરના સ્વામી'' તરીકે.

પણ કોઈ કાવ્ય મળતાં નથી; એ જોતાં નરસિંહની કૃતિ શ્રીધરે[1] જોઈ હોય એ સંભવે છે.

બેશક, શ્રીધરે કાંઈક વૈવિધ્ય સાધ્યું છે. તે એ કે ઢાળ પૂર્વેની કડીઓમાં જે **સાંકળી** લીધી છે તે નરસિંહમાં નથી મળતી, જે ભાલણ વગેરેમાં મળે છે. એ જ રીતે દરેક કડવાને અંતે શ્રીધરે **વલણ** આપ્યું છે (ભલે એના છપાયેલા કાવ્યમાં ક્યાંય પણ **વલણ**-શબ્દનો પ્રયોગ નથી,) એ પદ્ધતિ પણ નરસિંહમાં નથી, ત્યારે **મીમે** "પ્રબંધો"માં બતાવી છે તેવી છે નરસિંહની "ચાતુરી છત્રીશી"માં આવાં ટૂંકાં પણ સાદાં **કડવાં** જેવો કાવ્યબંધ છે. "ચાતુરી ષોડશી"માં કડીની સંખ્યા વિશેષ હોતાં એ કાવ્યબંધનાં વિકાસની દૃષ્ટિએ શ્રીધરનો બંધ નવો છે જ. શ્રીધરે ઢાળ પૂર્વની કડીમાં ત્રિપદીઓનો પ્રયોગ પણ કર્યો છે; જોકે નરસિંહમાં પણ ત્રિપદીઓ દેખાય છે, પણ એ સાદી ચોપાઈનાં ત્રણ ચરણ દેખાય છે. માત્ર "ચાતુરીછત્રીશી"માં કેશવદાસના 'કૃષ્ણક્રીડાકાવ્ય' જેવો કારિકા-ત્રોટક જેવો બંધ શ્રીધરે પ્રયુક્ત કર્યો નથી. શ્રીધરનો બંધ જુઓ ભીલડીરૂપે થયેલાં પાર્વતીનું કવિ વર્ણન કરે છે કે:

કડવું ૩ જું—રાગ ચાલતો

"રૂપ તે લીધલું રે; ભીલીનું ભવાની રે;
નાની તે થઇ રે વરસ નવ સાતની એ.
શિવજી જ્યાં બેઠા રે, સમાધિ ધરીને રે,

ઢાળ

રાગ અલાપીયો ટોડી ગતનો, મલ્હાર ગાયો મન ધરી;
સાતમી શરત્તે નૃત્ય માંડયું, ભાવ ભૈરવનો કરી.
મન ધરી મેરુ સમાન માયા, પાન પેહેર્યાં વન તણાં;
સારંગ મસ્તકે વેણ વાંકી, શ્રવણ ટોડર સોહામણાં.

---

૧. શ્રીધરની કૃતિનું નરસિંહે અનુકરણ કર્યું સંભવે એમ નથી, કેમકે બંને એક કોટિના કવિ નથી; તેમજ શ્રીધર એવો વિખ્યાત ન હોઇ શકે કે લોકો એનું કાવ્ય ઠેરઠેર નરસિંહની ચાતુરીઓની જેમ ગાતા હોય.

સોહામણી દિલ તણી ચોળી, ગળે ગુંજાહાર રે;
ચુનડી ચરણા કુસુમ કેરા, ભીલડી ઓપે અપાર રે.
હર ધરી હૈયે હશી ગાયે, ચક્ષ ચાલ કરે ઘણું;
મન્મથ જમલો આણી રાખી, રૂપ રચ્યું ભીલીતણું.''[1]

આમાં છેવટે વલણ નથી, તો કડવાના આરંભનાં પદોની દ્વિરુક્તિ અંતે કરી છે. બીજાં કડવાઓમાં પ્રાયઃ છેલ્લીની પૂર્વની કડીના શબ્દોની દ્વિરુક્તિ મળે છે.

આ સાથે નરસિંહની એક ચાતુરી સરખાવિયે :

**ચાતુરી ૧૦ મી—રાગ દેશાખ ભૂપાલ**

"દૂતી તહાં આવીજી, સુંદરીને લાવીજી.
તે તો ભલી ભાવીજી, સેજે પધરાવીજી.

**ઢાળ**

સેજે પધરાવી સુંદરી, ને સર્વંરિ સુખ આપીયું.
એહ રંગ રાતી સુજસ માતી, જનમ દુકિત કાપીયું.
કોટિક કામવિલાસ વિવિધ, બહુ સમોવડ શોભી રહ્યાં;
એવો પ્રેમમારગ અનુભવ્યો રસ, નરસઇયો હૂતો તિહાં."[2]

બંનેએ હરિગીતની ચાલની ચોપાઇ દાવટીનો ઢાળ પ્રયોજ્યો છે, એ ખાસ અહીં લક્ષ્યમાં લેવા જેવી વસ્તુ છે.

આ "ગૌરીચરિત્ર"થી એ પ્રભાસપાટણનો વતની હોય એવું દેખાતું નથી; "રાવણમંદોદરીસંવાદ"માં જણાવ્યા મુજબ એનું વતન તો જૂનાગઢ જ ઠરે છે એ સં. ૧૫૬૫ માં હયાત છે એ જોતાં એના સમયમાં ૩૦—૪૦ વર્ષ પૂર્વે રચાયેલી 'નરસિંહ મહેતાની ચાતુરીઓ" વૈષ્ણવોમાં ગવાતી એણે સાંભળી હશે, જેનું અનુકરણ કરવાનો આ પ્રયત્ન એણે કર્યો છે. "રાવણમંદોદરીસંવાદ"નો આરંભ જોતાં એનો શ્રીમહાદેવજી ઉપરનો પ્રેમ 'તાસ શિરોમણિ

૧. બૃ. કા. દો, ભાગ ૬ ઠો, પૃ. ૪૭૭ ૨. ન મ. કા. પૃ. ૧૨૩

શિવશક્તિ"થી સમઝાય છે; એટલે ચુસ્ત કૃષ્ણભક્તના નામનો ઉલ્લેખ કરવાનું એણે પસંદ કર્યું યે ન હોય, અને એ ઉદારાત્મા હોય છતાં પણ એનાં આ બંને કાવ્યોમાં કોઈ એવો પ્રસંગ નથી આવતો કે જ્યાં એને નરસિંહના નામનો ઉલ્લેખ કરવાની જરૂર પણ પડે.

શ્રીધરની 'રાવણમંદોદરીસંવાદ"માં સચવાયેલી ભાષા મધ્ય ગુજ.ની ૨જી ભૂમિકાની છે; અને એનો સમય જોતાં એ વખતે એ ભૂમિકા પૂરી થવા આવી હતી, એવું હાથપ્રતો પરથી જણાય છે. આ કવિના વિષયમાં બીજી કશી માહિતી ઉપલબ્ધ નથી.

ચરિત્રસામગ્રી :

૧. "પ્રબોધબત્રીશી"ને "રાવણમંદોદરીસંવાદ"-શ્રી રાં. છ રાવળ સંપાદિત

૨. બૃ. કા. દો., ભાગ ૬ ઠ્ઠો

૩. નરસૈંયો ભક્ત હરિનો-શ્રી. ક. મા. મુનશી

૪. ગુજ. માર્ગ. સૂ. સ્તંભો. શ્રી. કૃ મો. ઝવેરી-વિરચિત

## ભાલણ

[ વિ. ૧૬ મી સદીનો ઉત્તરાર્ધ ]

**મધ્યકાલીન** ગુજરાતી ભાષાને "ગુર્જર ભાષા"[1] એવું સૌથી પ્રથમ નામ આપનાર અને સંસ્કૃત ભાષામાંથી ક્વચિત શબ્દશઃ અને ક્વચિત્ આશય લઈને સૌથી પ્રથમ સ્વકીય ભાષામાં થોકબંધ પ્રૌઢ આખ્યાનો

---

૧. "ગુરુપદપંકજને પ્રણમું, બ્રહ્મસુતાને ધ્યાઉં."
ગુર્જરભાષાએ નલરાના ગુણ મનોહર ગાઉં;" (૧લું નળા. ૧—૧
"શ્રીગુરુપદપંકજને પ્રણમું, આદિપુરુષને ધાઉ:
લીલા લક્ષ્મીનારાયણની, ગુર્જરભાષાએ ગાઉં"(દ.રક. ૩૨૬-૧)
"શ્રીગુરુપદપંકજને પ્રણમું; પરમપુરુષને ધ્યાઉં:
મતિમાને ગુર્જરભાષાએ, ગોવિંદના ગુણ ગાઉં."(દ.રક. ૩૪૭-૧)
"પ્રાકૃતને પ્રીછવા કરી, ગુર્જરભાષાએ વિસ્તરી"(દ.રક.૩૩૬-૧૫)

લખનાર કવિ ભાલણનો નિશ્ચિત સમય જાણી શકાતો નથી, છતાં એના બીજા[1] નળાખ્યાનના અંતભાગમાં મળતી નીચેની કડીથી એની હયાતીનું વર્ષ પ્રાપ્ત કરી શકાય ખરું :

"પંદરસેં પીસતાલીસ માંહિ ગાયા નલગુણગ્રામજી;
પદ્ય ખટશત ને સાત કર્યાં છે હરિજનના વિશ્રામજી."૭
(બીજું નળાખ્યાન, ૨૮)

આ કાવ્ય એની છેલ્લી કે વચલા ગાળાની કૃતિ છે, એ જાણવાનું આપણી પાસે કશું સાધન નથી; પરંતુ એનાં દશમસ્કંધ કાદંબરી જાલંધરઆખ્યાન વગેરેની પ્રૌઢ અને સંસ્કારી ભાષા જોતાં આ નળાખ્યાન એનાથી જરા પૂર્વે રચાયેલું હોય એમ માની શકાય. આ કૃતિ એના પ્રથમ નળાખ્યાનથી સારી રીતે ઊતરતી કોટિની છે, એમ એ કાવ્યને અંતે સ્પષ્ટ છે:

"નાગરકાજે શ્રમ દુવેળા કવિને કમેં લાગ્યોજી;
ધ્રુવાખ્યાન ને નળાખ્યાન બે પુનરપિ કરી અનુરાગ્યોજી. ૭
ગાંધીને કહેવું મરી માટે, મૂર્ખ ન જાણે મરીની ખોટજી;
ગુરુકૃપાએ કવિતાસાગરમાં આવે ભરતી ઓટજી. ૮
કૂડા કરમીને કૂડું હોશે સુખીઆને હોએ સુખજી;
નળની કથા ગાઇ મનોહર; જાએ દુખીઆચા દુઃખજી." ૯
(બીજું નળાખ્યાન, ૨૮–૭ થી ૯)

---

૧. આ કાવ્ય ભાલણનું નથી, એમ શ્રી, રામલાલ ચૂ મોદીનું મંતવ્ય છે. એને માટે એમણે કેટલાંક કારણ આપ્યાં છે. (જુઓઃ બે નળાખ્યાન, પ્રસ્તાવના, પૃ. ૨૨.) કેટલાક જૂના પ્રયોગ તેમજ પહેલું નળાખ્યાન અને ધ્રુવાખ્યાન કોઈ નાગરે ગૂમ કરતાં ઉતાવળથી આ બીજું નળાખ્યાન રચ્યાનો જે ઉલ્લેખ છે, તે ઉપરથી "ભાલણ રઘુનાથ"ની છાપ ધરાવતા આ કાવ્યનું ભિન્નકર્તૃત્વ ન પણ હોય. આ કાવ્યની રચ્યા સાલ એમને મળેલી ક પ્રતમાં છે, ખ માં નથી, તેથી તેમજ એક પ્રતમાં માત્ર વર્ષ જ આપ્યું હોઇ ગણિત કરવું મુશ્કેલ હોઇ આ વર્ષ પ્રામાણિક ગણી ન શકાય.

આ સ્થળે કવિતા-સાગરમાં ભરતી-ઓટ થવાનું કવિ જે કહે છે, એના ઉપરથી જ આ કાવ્ય પ્રથમના નળાખ્યાન કરતાં ઊતરતી કોટિનું સ્પષ્ટ છે. એના પ્રથમના નળાખ્યાનનો આધાર [1]મહાભારત વનપર્વ, શ્રીહર્ષનું નૈષધીયચરિત મહાકાવ્ય, અને ત્રિવિક્રમનું નળચંપૂ–એમાંથી કેટલેક સ્થળે મૂળ શ્લોકોનો સુંદર અનુવાદ તો ક્વચિત્ સંક્ષેપ આપી લીધો છે; જ્યારે બીજું નળાખ્યાન ઝડપથી કરવાને કારણે મહાભારત વનપર્વની આખ્યાયિકાને જ[2] આધારે થયું છે, આથી પ્રથમના નળાખ્યાનની ખૂબીઓ આમાં નથી.

આમ આ કાવ્ય એનું જ હોય તો એના વચલા ગાળાની કૃતિ માનવી જોઈયે. એની પ્રાપ્ત થતી બે પ્રતોમાંની એક પ્રતમાં રચ્યા-સંવત માત્ર મળે છે, જે પ્રતીતિકર જણાતો નથી, તેથી ભાલણનો ચોક્કસ સમય આપવામાં એનો ઉપયોગ થઈ શકતો નથી.

એના બીજા નળાખ્યાનમાં મધ્યકાલીન ગુજ. ભાષાની પ્રથમ અને દ્વિતીય ભૂમિકાના અંશ અત્રતત્ર છૂટાછવાયા હાથ લાગે છે. નીચેનાં અવતરણોમાં એ છાંટ ચોખ્ખી દેખાય છે:

(૧) "ફરશી કરમાં ધરાંછાં વિપુલ દેહ પાવંન;
ઉદર મોટે દીસાં છાં સ્વરૂપે વામંન. ૩

× × × ×

---

૧. "નૈષધ, ચંપૂ, મહાભારતમાં કવિકીર્તિ અતિ લીધી;
કાલાંને પ્રીછવવા ભાલણે ભાષાએ એ કીધી." ૨

(પહેલું નળાખ્યાન, ૧—૨)

વળી જુઓ: Guj & its Lit પૃ. ૧૨૨. શ્રી. મુનશી અને દી. બ ઝવેરી એને ઉત્તમપ્રતિનું કાવ્ય નથી ગણતા. (જુઓ ગુજ. માર્ગ. સ્તંભો પૃ. ૪૧)

૨. જુઓ સ્વ. રામલાલ ચૂ મોદીના શબ્દ:

"તેણે મહાભારતનું ભાષાંતર જ કર્યું છે. જાણે કે નૈષધ કાવ્ય જોયું જ ન હોય!" (બે નળાખ્યાન, પ્રસ્તાવના, પૃ. ૨૩)

કવિતા કરવા વિનવિ છિ. મન કરો દેવા ! મુદા. ૫

× × ×

બ્રહ્મતનયા ! બ્રહ્મરૂપા ! કરિ કૃપા નિજ દાસ. ૬
અંગ માહે અંધકાર છિ, પ્રગટો અર્ક અનુપ;
ચાર નામથી ચતુરા ! તારિ, ચાર વાણીના રૂપ.'' ૬
(બીજું નળાખ્યાન, ૧)

અને

(૨) ધર્મનંદન ! ઇમ નળ ત્યાં ઉચરઇ જિહ કાળ,
લોકપતિ ત્યાં ઇમ વદઇ, 'કોઇ ન દેખે ભૂપાળ !' ૨૧
ઇમ ગોષ્ટિ હુઇ,' નળરાય નમીઓ પાય;
ભાલણ પ્રભુ રઘુનાથના, નળ દૂત થઇને જાય.'' ૨૨
[બીજું નળાખ્યાન, ૯]

આમાંના ૧લા અવતરણમાં ભાલણની કાદંબરીની સં. ૧૬૭૨ માં નકલ થયેલી પ્રતમાંની મધ્યકાલીન ગુજરાતી ભાષાનાં સં. ૧૫૫૦ સુધીની ભાષામાં એટલે કે મધ્યકાલીન ગુજરાતીની બીજી ભૂમિકામાં વિકલ્પે આવતાં અને સં. ૧૬૨૫ પૂર્વનાં મધ્યકાલીન ગુજરાતીની ત્રીજી ભૂમિકાનાં નિયત રૂપ દેખાય છે; જ્યારે ૨જા અવતરણમાં ઉચરઇ વદઇ હુઇ એ ક્રિયાપદોનાં મુગ્ધાવબોધ ઔક્તિકની ભાષા એટલે કે મધ્યકાલીન ગુજરાતીની પ્રથમ ભૂમિકામાં નિયત તરીકે આવતાં અને એ પછીની બીજી ભૂમિકામાં ઉચરિ–વદિ જેમ ઉદ્વૃત્ત સ્વરોના એકીકરણવાળાં વૈકલ્પિક રૂપો સાથોસાથ વિકલ્પે વપરાતાં રૂપ દેખાય છે. ભાલણની કાદંબરીમાં છપાયેલી મધ્યકાલીન ગુજરાતીની ૩ જી શુદ્ધ ભૂમિકા ભાલણના સમયની ભાષા—મિશ્ર ૨ જી ભૂમિકા પછીની સં. ૧૬૨૫ પહેલાં સ્થાપિત થયેલી ભાષા છે, જે પદ્મનાભ, ભીમ, જનાર્દન, વીરસિંહ અને નાકર વગેરેનાં કાવ્યોની ભાષાના સ્વરૂપનો પરિચય ધરાવતી કોઈપણ વ્યક્તિ જોઈ શકે.[૧]

પ્રતો સમકાલીન ન હોઈ એના સમયનો નિર્ણય આપવામાં સહાયક ખાસ થતી નથી. એ એ નિર્ણય આપનારાં—એની કડવાબદ્ધ આખ્યાનપદ્ધતિ, વ્રજભાષાના અષ્ટછાપ કવિઓએ વ્યાપક કરેલી વ્રજભાષામાં ભાલણે રચેલાં પદ–આ બે મહત્ત્વનાં કારણ એને સં. ૧૫૫૦ ની પૂર્વે જવા નહિ દે આ રીતે ગુજરાતી ભાષાના આદિકવિ ગણાતા કવિ નરસિંહ મહેતાથી (વૃદ્ધમાન્યતાનુસારી સમય પછીની નજીકની પચીશીમાં) આ કવિ નવો ઊગતો આવતો હતો,[2] એમ કહી શકાય.

એનું વતન સિદ્ધપુર મનાતું હતું, પરંતુ પાછળથી પાટણમાં સ્વ. નારાયણ ભારતી યશવંત ભારતીએ કરેલી શોધખોળને પરિણામે ત્યાં ભાલણ ખડકી અને ભાલણના સમયનું એનું ઘર જીર્ણ સ્થિતિમાં પણ પાટણના ઘીવટા જિલ્લામાં ચોપદારી ખડકીમાં મળી આવતાં હવે એના વતનના વિષયમાં શંકાને ખાસ સ્થાન રહ્યું નથી.[1]

---

૧. મધ્યકાલીન ગુજરાતીની ચારે ભૂમિકાનું સ્વરૂપ જાણવા ઇચ્છનારને મારા તરફથી સંપાદિત થયેલા **મહાભારત** ગ્રંથ ૨ જાની પ્રસ્તાવના જોવા વિનંતિ છે.

૨. શ્રી. ક. મા. મુનશી એનો સમય ઇ. સ. ૧૪૨૬–૧૫૦૦ (સં. ૧૪૮૨–૧૫૫૬) આપે છે, પણ એને અચોક્કસ કહે છે. (જુઓ Guj. & its Lit. p. ૧૧૯). દી. બ. કૃ. મો. ઝવેરી ઇ. સ. ૧૪૩૯–૧૫૩૯ (સં. ૧૪૯૫–૧૫૯૫) કહે છે. (જુઓઃ ગુજ. સા. માર્ગ. સૂ. સ્તંભો. પૃ ૪૧). સ્વ. રા. ચૂ. મોદી ઇ. સ. ૧૪૦૫–૧૪૮૯ (સં. ૧૪૬૧–૧૫૪૫) માને છે. સ્વ. હ. ગો. કાટાવાળા તો આનાથી પણ ૫૦ વર્ષ લગભગ પહેલાં માને છે. ભાલણની વ્રજભાષામાં પદરચના, દશમસ્કંધનાં ગુજરાતી પદોમાં વ્રજભાષાના અષ્ટછાપી કવિઓના શબ્દોનું અનુકરણ, કવચિત્ એના એ શબ્દો એના સમયનો નિશ્ચય આપવામાં સહાયક થાય છે. આ માટે જુઓ ગુ. સા. રેખાદર્શન, પૃ. ૮૩–૯૪.

ભાલણના એ ઐતિહાસિક મકાનનો વારસો કવિના ભાણેજ પદથી ઓળખાતા અમદાવાદના એક ત્રિવેદી મોઢને મળેલો છે. એ પૂર્વે એ ઘરની માલેકી ભાણા નામના પાટણના એક શ્રીમાળી બ્રાહ્મણની હતી. એ ભાણાએ ભાલણનાં પુસ્તક લોકોને આપી દીધાં અને બાકીનાં ઉપાડી ગયો એમ કહેવાય છે. સ્વ. નારાયણ ભારતી એમની શોધખોળ દરમ્યાન ભાલણને ઘેર ગયેલા. ત્યાં એમણે એક કોટડીમાં જોયું તો ઉત્તર બાજૂએ ભાલણની ગાદી માલૂમ પડી, અને એના ઉપર ખુદ ભાલણના પગની કહેવાતી ચાંખડીની જોડ જોવામાં આવી. ગાદી ઉપરના તકિયા પાછળ એક ભગવી ટોપી, ચાદર, અને રૂમાલ હતાં, જેમાંનો રૂમાલ બહુ જીર્ણ માલૂમ પડતો હતો. પૂજારીએ ભાલણના પુત્રને યજ્ઞોપવીત આપવા સમયે એને ઔરંગાબાદ લખેલો કાગળ એમાંના એક લૂગડામાં હોવાનું જણાવેલું, પણ તપાસતાં એ મળ્યો ન હતો. ત્યાં તાંબાના અર્ધા ફૂટના પતરા ઉપર ચાંદી મઢેલી મૂર્તિ જોવામાં આવી હતી. ભાલણની ગાદીથી દક્ષિણ બાજૂએ એના ગુરુ પરમાનંદ સંન્યાસીની ગાદી જોવામાં આવી; પણ તપાસતાં એ બહુ જૂની ન લાગી. એની બાજૂમાં એક પિત્તળનો યંત્ર જોવામાં આવ્યો હતો.

શ્રી. નારાયણ ભારતીની શોધ મુજબ એની જ્ઞાતિ ત્રવાડી મોઢ બ્રાહ્મણની હતી. એનું ઘર શ્રીમાળી બ્રાહ્મણના કબજામાં મળેલું, એનાથી કોઈ એને શ્રીમાળી બ્રાહ્મણ[3] પણ કહે છે. શરૂઆતમાં જ્યારે સ્વ. હરગોવિંદદાસ કાંટાવાળા પાટણ ગયેલા ત્યારે ભાલણ વડનગરો કે વીસનગરો નાગર કે ઔદીચ્ય બ્રાહ્મણ હતો એવું પણ સાંભળવામાં આવેલું. સ્વ. વ્રજલાલ શાસ્ત્રીએ એને ચતુર્વેદી મોઢ માનેલો. ભાલણે-

---

૧ ભાલણનો દશમસ્કંધ–કવિચરિત્ર, પૃ. ૨ ૨. એજન પૃ. ૩–૪

૩ દી. બ. કૃ. મો. ઝવેરી ભાલણને શ્રીમાળી બ્રાહ્મણ કહે છે. (જુઓઃ ગુજ. સા. માર્ગ સૂ. સ્તંભો, પૃ. ૪૧)

બીજા નળાખ્યાનને અંતે 'નાગર કાજે શ્રમ હુવેળા કવિને કર્મે લાગ્યો જી' એમ કહ્યું છે, એ ખરેખર હોય તો નાગર તો નથી લાગતો. એના દશમસ્કંધની એક હાથપ્રતની પુષ્પિકામાં इति श्रीभागवतमहापुराणे दशमस्कंधे बाललीलापदबंध पाटण नगर मो.. ब्राह्मण भालणकृत संपूर्ण॥[1] એ સ્થળે ત્રુટિત मो શબ્દ મળે છે, એટલે એ મોઢ બ્રાહ્મણ હતો, એની હવે શંકા રહી નથી.[2]

ભાલણનાં કાવ્યોમાં અને એના પુત્ર ઉદ્ધવના બભ્રુવાહન આખ્યાનમાં એનું નામ "ભાલણ" મળે છે, જ્યારે લોકોમાં એનું નામ "પુરુષોત્તમ મહારાજ" તરીકે જાહેર હોવાનું કહેવાય છે. હરિલીલા અને પ્રબોધપ્રકાશના કર્તા ભીમે હરિલીલામાં જે અજ્ઞાત બ્રાહ્મણ ગુરુનો અને પ્રબોધપ્રકાશમાં નામ પાડીને જે વેદાંતપારગ પુરુષોત્તમ નામના વિપ્રનો ઉલ્લેખ કર્યો છે તે અને આ પુરુષોત્તમ મહારાજ એક હોવાની માન્યતા ઊભી થઈ છે.[3] એના ઘરમાંથી મળેલી ભાલણની છબી તરીકે ઓળખાતી મૂર્તિમાં ઉપરના ભાગમાં पुरुषोत्तम महाराज पाटणना એવા ત્રણ શબ્દ છે,[4] પરંતુ આની પ્રાચીનતા પુરવાર થઈ શકે એમ નથી.

---

૧. ગુ. વિ. સ. હ. લિ પુ. સં ૧૫૬ની પુસ્તિકા. મૂળ રાતી શાહીના અક્ષર ઝાંખા પડી જતાં એના ઉપર કાળી શાહીથી ફરી ઘૂંટી લેવામાં આવ્યા છે. સં. ૧૭૭૫ની આ પ્રત છે, અને એમા ૪૪૧ પદ છે. પ્રક્ષિપ્ત પદોમાંનાં ઘણાંખરાં હાથપ્રતમાં નથી.

૨. સ્વ.રામલાલ મોદી: ભાલણ. પૃ. ૪૧–૪૨ એ મોઢ હતો એની સાબિતીમાં સ્વ. નારાયણ ભારતીએ ભાલણના ત્રીજા પુત્ર ચતુર્ભુજે "મોઢેરા પુરાણ" ગુજરાતીમાં રચ્યાનું જણાવ્યું છે; પણ સ્વ. મોદીએ કહ્યું છે કે "એનાં કહીને જે પદો સ્વ ભારતીએ આપ્યાં છે, તેમાં એનું નામ નથી," તેથી આ પુરાવો વિશ્વસ્ત નથી. (જુઓ બે નળાખ્યાન: પ્રસ્તાવના: પૃ ૪.)

૩ જુઓ આ ચરિતમાં પૂર્વે ભીમનું ચરિત.

૪. જુઓ: એ છબીનો બ્લૉક; સ્વ દી બ. કે. હ. ધ્રુવ–સંપાદિત કાદંબરીના આરંભમાં તેમજ સ્વ. રામલાલ મોદીકૃત 'ભાલણ'ની પ્રસ્તાવનાને અંતે; જો કે એ નામ પાછળથી કોતરાયેલું હોય એમ સ્વ. મોદીનું માનવું છે. (જુઓ: એજન, પૃ. ૪૩.)

કવિનું જન્મનામ ભાલણ હતું કે પુરુષોત્તમ એ નક્કી કરવું મુશ્કેલ છે, છતાં એ કાળમાં ભાલણ નામ પાટણ તરફ ચાલુ હોવાની તો સાબિતી મળી છે;[1] એટલે ભાલણનું જન્મનામ 'ભાલણ' હોય તો એ સંભવી શકે એમ છે. 'પુરુષોત્તમ મહારાજ' એ નામ એ વિરક્ત થયો ત્યારથી પ્રચારમાં આવ્યું હોય તો નવાઇ નથી; પણ હરિલીલાષોડશકાર ભીમે 'પ્રબોધપ્રકાશ'માં આપેલા 'પુરુષોત્તમ વેદાંત-પારગ'' એ આ જ છે એને માટે કોઈ ઐતિહાસિક પુરાવો પ્રાપ્ય નથી.

એની અવટંક ''ત્રવાડી''[2] હતી એવું માનવામાં આવે છે; એને કોઈ ''દવે'' પણ કહેવા ચાહે છે. એમ પણ એક મત છે કે પ્રથમ અવટંક ''દવે'' હતી, પણ ''ત્રવાડી મેવાડો'' હોવાથી એ ''ત્રવાડી'' ગણાયો હોય; પરંતુ 'દ્વિવેદી'' અને ''ત્રિવેદી'' અવટંકો વેદધારણની દૃષ્ટિએ પરસ્પર બદલી શકાય એવી નથી; તેથી એના પિતાનું નામ 'મંગળજી દવે'' હતું એવું સિદ્ધ કરવાનો જે પ્રયત્ન થયો છે તે વાસ્તવિક નથી. વસ્તુસ્થિતિએ એ ''ત્રવાડી'' હતો. અને 'ભટ્ટ' એવી અવટંક હોય તો એને માટે વાંધો નથી, કેમકે ભાલણ કાવ્યો પૌરાણિકની જેમ ગાઈ સંભળાવતો હતો, વળી સંસ્કૃતજ્ઞ પણ હતો એટલે 'ભટ' કહેવાતો હોય; પણ એને પણ કોઈ ઐતિહાસિક પુરાવાનું બળ નથી.

એના જીવનના વિષયમાં કશી સધ્ધર માહિતી મળતી નથી. જે કાંઇ અત્યાર સુધી જાણવામાં આવ્યું છે તે પાટણમાં ચાલતી દંતકથાઓને આધારે જ.[3] એ દંતકથાઓમાં ચાલેલી ચમત્કારિક વાતો એના જીવન પર વધુ કાંઈ પ્રકાશ પાડતી નથી.

---

૧ એજન, પૃ. ૪૪–૪૫

૨. જુઓ આ વિષયની ચર્ચા: એજન, પૃ. ૪૩.   ૩. એજન, પૃ. ૪૫.

એનાં કાવ્ય જોતાં સંસ્કૃત અને વ્રજભાષાનો[1] એનો અભ્યાસ સારો જણાય છે. નળાખ્યાન સપ્તશતી કાદંબરી દશમસ્કંધ રામચરિત વગેરે ગ્રંથો એણે સંસ્કૃત ગ્રંથોને આધારે જ ક્વચિત્ શબ્દશઃ અનુવાદ તો ક્વચિત્ સાર માત્ર લઇને રચ્યા છે. સંસ્કૃત ભાષા પરનો એનો અસાધારણ કાબૂ બાણની સમાસબહુલ "કાદંબરી"-નો અનુવાદ અને "નૈષધીયચરિત" તેમજ "નલચંપૂ" જેવા ગ્રંથોનો આશય લઈ લખેલા "પ્રથમ નળાખ્યાન"થી જાણી શકાય છે.

સામાન્ય રીતે એમ માનવામાં આવે છે કે પ્રથમ એ ધર્મે શાક્ત હતો. એમ માનવાનું કારણ એ છે કે એણે 'સપ્તશતી'નો અનુવાદ કર્યો છે. દશમસ્કંધના આરંભમાં પણ એ 'આદ્ય માતા'ની[2] સ્તુતિ કરે છે. એ શિવનો ભક્ત હતો એમ કહેવામાં આવે છે, કેમકે એણે 'મૃગીઆખ્યાન'માં શિવરાત્રિના વ્રતના ઉદ્યાપનનો વિધિ બહુ સૂક્ષ્મ રીતે આપ્યો છે. એ પ્રસંગ જોતાં એ શિવનો અનન્ય ઉપાસક હોય એમ લાગે. એ પાછળથી વૈષ્ણવ થયો હતો અને એ પણ રામાનંદી એમ કેટલાક માને છે.[3]

વસ્તુસ્થિતિએ ભાલણ રામનો અનન્ય સેવક જણાય છે. દશમ-

---

૧. એના દશમસ્કંધમાં ભાલણની છાપવાળાં ૭૭, ૨૫૧–૨૫૩ થી ૨૫૫ અને ૨૬૫મું એ પદો છે; પદ ૨૧, ૨૨, ૧૧૧ સુરદાસની કૃતિ છે; ૨૪ મું મીરાનું, ૪૪ મું કોઇ રસાતલનાથનું, અને ૧૩૧, ૧૯૩–૯૪ કોઇ વિષ્ણુદાસનાં છે. એ વિષ્ણુદાસ તે ભાલણનો પુત્ર છે તે નહિ, પણ પુષ્ટિમાર્ગીય પદસંગ્રહોમાંનો વિષ્ણુદાસ છે. સ્વ રા ચૂ. મોદી આ ભાલણનો પુત્ર હોવાની અટકળ કરે છે (જુઓઃ ભાલણ, પૃ. ૬૫)

૨. "આદ્ય માતા તુજને નમું રે, તારી છે વિખ્યાત રે;
આ ગ્રંથ તો ચાલશે રે, જો પૂઠે રહેશો માત રે."
(દશમસ્કંધ, ૧–૩)

૩. આ વિષય પરની ચર્ચા માટે જુઓઃ સ્વ. રામલાલ મોદીઃ ભાલણ પૃ. ૫૦–૫૨.

સ્કંધના ૧૧૧ મા પદમાં એણે શ્રીકૃષ્ણને રામસ્વરૂપે ભજવાનો ભાવ દર્શાવ્યો છે. જુઓઃ—

"ભાલણ જન ગુણગાન કરે તે સીતાપતિ જાણી."

અને એ શાકત ન જ હોય એ આ દશમસ્કંધથી જ સમજાય છે. દશમસ્કંધના આરંભમાં પૌરાણિક પદ્ધતિને અનુસરી એ ગણપતિ અને માતાની સ્તુતિ કરે છે; પણ દરેક પદને અંતે "ભાલણ પ્રભુ રઘુનાથ"ની એ છાપ અચૂક મૂક્યા વિના રહેતો નથી. વિશેષમાં ભાલણ મોઢ બ્રાહ્મણ હતો; મોઢ બ્રાહ્મણોના શ્રીરામચંદ્રજી ઇષ્ટદેવ ગણાય છે અને પાટણમાં[1] મોઢ બ્રાહ્મણોના મહોલ્લામાં એમના ઇષ્ટદેવ શ્રીરામચંદ્રજીનું મંદિર અદ્યાપિપર્યંત છે; એટલે પરંપરાથી ભાલણ રામભક્ત તો છે જ; બેશક, એના કેટલાક ગ્રંથોમાં એ સામાન્ય પૌરાણિક ધાટીનાં ગુરુ ગણપતિ શારદાને[2] લગતાં મંગલ કરે છે, જેમાં એનું ચુસ્ત રામભકતપણું આપણને ન જણાય આ પરથી એક જ નિર્ણય બાંધી શકાય કે એ કોઈ પણ એક ધર્મમાં ચુસ્ત નહોતાં સામાન્ય વૈદિક ધર્મનો હતો અને શ્રીરામચંદ્ર જ્ઞાતિના ઇષ્ટદેવ હોવાથી એમાં એનો વિશેષ અનુરાગ છેક અનન્યતા સુધી પહોંચેલો હતો. એ રામાનંદી સંપ્રદાયનો હતો, એવો એક પણ સબળ પુરાવો એના કાવ્યમાંથી મળી શકતો નથી.[3]

ભાલણે ઉત્તરવયમાં સંન્યસ્ત લીધું હતું, એવી એક દંતકથા છે.[4]

---

૧. એજન, પૃ ૫૩

૨. "શ્રીગુરુ ગણપતિ બ્રહ્મસુતાનિ પ્રથમિ કરૂં પ્રણામ;
વિઘન-રહિત જેણિ ગૂઢ ગ્રંથનૂં પૂરણ થાઇ કામ.
(કાદંબરી, ૧)

૩. શ્રી૰ ક૰ મા. મુનશી એને પાછલી વયમાં રામાનંદી થયો કહે છે, પણ કાંઇ પુરાવો આપતા નથી. (જુઓઃ Guj. & its Lit p. 119). સ્વ. રામલાલ મોદી પણ એને રામાનંદી નથી સ્વીકારતા. (જુઓઃ ભાલણ પૃ. ૫૩.)

૪. સ્વ. નારાયણ ભારતીએ લોકવાયકા નોંધી છે. જુઓ સ્વ રા. ચૂ. મોદીઃ ભાલણ, પૃ. ૫૫.

અત્યારે પાટણથી એક ગાઉ દૂર આવેલી હરિહર મહાદેવની જગ્યામાં એ સમાધિસ્થાન છે, તે સમાધિસ્થાન એનાં અને એના ગુરુનાં કહેવાય છે. અહીં દરસાલ આષાઢી પુર્ણિમાએ પાટણના મજમૂદાર કુટુંબ તરફથી એ સ્થાનની પૂજા થાય છે.[1]

ભાલણના પુત્ર ઉદ્ધવના મળતા રામાયણમાં પિતાને નમન કરતાં પૂર્વે એક સંન્યાસીનું સ્મરણ મળે છે:—

"મધુસૂદન આશ્રમ સંન્યાસી, સમરી તેનું નામ:
પિતાને પ્રેમે પ્રણામ કરીને ગાવા હરિગુણ-ગ્રામ."

[ રામાયણ-૨ ].

આ ઉપરથી એમ માનવા લાલચ થાય કે ભાલણે સંન્યસ્ત લઈ 'મધુસૂદન આશ્રમ' નામ રાખ્યું હોય; પણ સમાધિ તો 'પુરુષોત્તમ મહારાજની સમાધિ' તરીકે જાહેર છે; એટલે આ બંને વ્યક્તિ ભિન્ન જણાય છે. પરંતુ સૌથી મોટી મુશ્કેલી તો ઉદ્ધવે 'રામાયણ'-ની ખરેખર રચના કરી હતી કે નહિ એ વિષયમાં જ છે.

ભાલણનું અવસાન ક્યારે થયું, એ વિશે કશી માહિતી મળી શકતી નથી, છતાં સં. ૧૫૭૦ના અરસામાં એ ગુજરી ગયો હોય એમ મનાય છે. એને એના ગુરુ શ્રીપાતની નિકટમાં સમાધિ દેવામાં આવી હતી; જે સમાધિસ્થાન વિશે ઉપર કહેવામાં આવ્યું છે. આ હકીકતની પાછળ દંતકથા સિવાય કોઈ બીજો પુરાવો નથી.

ભાલણના ગુરુના વિષયમાં અનેક અટકળો આંપવામાં આવી છે, પણ એના ગણાતા 'ધ્રુવાખ્યાન'માં આપેલી હકીકતથી એવી અટકળોનો નિરાસ થઈ જતો હોય એમ લાગે છે:

---

૧. એજન, પૃ. ૫૫-પાદટીપ

૨. સ્વ. રા. ચૂ. મોદી-સંપાદિત જ નળાખ્યાન, પ્રસ્તાવના, પૃ. ૫.

'શ્રીપાતજીની કૃપા કરિનિ કથા કાંઇ કહેવાય,
કહે કવિ હું ગુરુતણા અહોનિશ પૂજું પાય."

ધ્રુવાખ્યાન, ૧૯-૨૦)

પરંતુ આ 'ધ્રુવાખ્યાન'ની પ્રામાણિકતા પુરવાર થવી જરા મુશ્કેલ છે. એના કુટુંબના વિષયમાં કરેલી અટકળો પણ પોકળ છે અને ઐતિહાસિક દૃષ્ટિએ મહત્ત્વની નથી.[1] એનું કુટુંબ મોટું હોવું જોઇએ, એ દશમસ્કંધમાંના રુક્મિણીવિવાહને અંતે આવેલી નીચેની પંક્તિઓ પરથી માત્ર જણાય છે:—

"રુકિમણીને વિવાહે સંતોખાણો નહિ પરિવાર,
તે માટે વિવાહ વિસ્તારે સતભામાનો ભાખું.
(દશમસ્કંધ, ૩૮૭–૧૦)

આ સિવાય બીજી માહિતી પ્રાપ્ય નથી. સંતતિમાં એને ઉદ્ધવ નામનો પુત્ર હોવા વિષયમાં શંકા નથી ઉદ્ધવે બભ્રૂવાહન આખ્યાનમાં ઠેરઠેર मालणसुत उद्धवदास શબ્દો પ્રયોજ્યા છે. બીજા પુત્રોમાં વિષ્ણુદાસ ભીમભટ્ટ અને ચતુર્ભુજનાં નામ કહેવામાં આવે છે.[2] આમાંના ભીમભટ્ટ અને ચતુર્ભુજનાં નામ બરોબર નથી. સબબ કે હરિલીલાકાર ભીમ અને ભ્રમરગીત–કાર ચતુર્ભુજને, એ શિષ્યો હોવાની સંભાવનામાં પાછળથી પુત્રો ગણ્યા હોય. વિષ્ણુદાસ કરી ભાલણનો પુત્ર હતો, એવી હકીકત તો "વિષ્ણુદાસ"ની છાપના મળતા ઉત્તરકાંડને અંતે મળે છે;[3] જેવી કે—

"સ્વત પનર ૧૫૭૫ પંચોરે શુકલ પક્ષ કાર્તિક માસ ॥
પંચમી તીથી બુધવાસરે પુર્ણ ગ્રંથ અતીહાસ ॥૨૨॥

---

૧. સ્વ. ર. ચૂ મોદી : ભાલણ, પૃ. ૫૯

૨. ભીમ અને ચતુર્ભુજના નામની પોકળતા સ્વ. રા. ચૂ. મોદીએ આપી છે જ (ભાલણ, પૃ. ૬૩). એઓ વિષ્ણુદાસનું અસ્તિત્વ સ્વીકારે છે.

૩. ઉદ્ધવકૃત રામાયણ, પૃ. ૫૯૫ અને એમાંનો એ વિષ્ણુદાસનો ઉત્તરકાંડ જેના પરથી લેવામાં આવ્યો છે, તે ગુજ. વિદ્યાસભા. હ. લિ. પુ સંગ્રહ નં. ૪૮૫ની હાથપ્રતનો અંતભાગ.

ઉતરકાંડ સંપુર્ણ શુણતાં ઉપજે મન ઉહુલાસ ॥
કર જોડી ભાલણ-સુત વીનવે નીજ શેવક વિષ્ણુદાસ" ॥૨૨॥
(ઉત્તરકાંડ, ૫૭)[1]

જે હાથપ્રતમાં આ ઉત્તરકાંડ છે તેમાં પ્રથમનાં ૫૫ કડવાં રામજનકુંવર[2] (સં. ૧૭૧૬માં હયાત હતા તે નાં છે; માત્ર છેલ્લાં બે કડવાં જ ભાલણસુત વિષ્ણુદાસનાં છે. એ એક પુરાવાથી ભાલણને વિષ્ણુદાસ નામનો બીજો પુત્ર હોવાનું સ્વીકારી શકાય એમ ખરું; જો કે એની પ્રામાણિકતા ચિંત્ય છે.

ભાલણની પૂર્વેનાં કડવાબદ્ધ આખ્યાન મળતાં નથી. 'આખ્યાન'-ની વસ્તુ ઉપર રચાયેલી પણ એક એક કૃતિ જ મળે છે, જેવી કે કર્મણ મંત્રીનું સીતાહરણ કે વીરસિંહનું ઉષાહરણ અને માંડણનાં રામાયણ અને રુક્માંગદચરિત. ભાલણે તો થોકબંધ આખ્યાન લખીને ભવિષ્યના કવિઓનો માર્ગ સરળ કરી દીધો છે; એટલો સરળ કે એની પ્રેરણાએ પોષણ પામી નાકર વિષ્ણુદાસ શિવદાસ ને ખુદ પ્રેમાનંદેય આખ્યાનોની રેલમછેલ કરી નાખી છે. ભાલણને આપણે આખ્યાનોનો પિતા કહિયે તો એમાં જરાયે ખોટું નથી. પ્રૌઢ આખ્યાનપદ્ધતિ તો એની જ ધપાવેલી છે, એ સ્પષ્ટ વસ્તુ છે.

એની નાની મોટી અત્યારે ૧૬ જેટલી કૃતિ જાણવામાં આવી છે. ૧૬ જેટલાં સ્વતંત્ર કાવ્ય લખનારો એના સમયમાં ભાલણ એક જ છે, અને એ પણ પ્રાયઃ બધાં આખ્યાનપદ્ધતિએ.

---

૧. આ હાથપ્રત સં. ૧૮૩૯માં પાટણમાં ઉતારવામાં આવેલી છે.

૨. આ રામજનકુંવરને સ્વ. હરગોવિંદદાસ કાંટાવાળા તેમજ સ્વ. રામલાલ ચૂ. મોદી વિષ્ણુદાસથી અનન્ય માને છે. (જુઓ: ઉદ્ધવકૃત રામાયણની પ્રસ્તાવના, પૃ. ૮, અને સ્વ. મોદીનું 'ભાલણ'–પૃ. ૬૨). સ્વ. કાંટાવાળા તો હજી સશંક છે, પણ સ્વ. મોદી તો વિષ્ણુદાસ રામભક્ત હોવાથી એણે 'રામજનકુંવર' નામે કાવ્ય લખ્યાનું સાબિત માને છે. એનું નિરાકરણ હવે કરવાનું જ રહેતું નથી, કારણ ઉપર જ સ્પષ્ટ છે. વિશેષમાં ભટ્ટ બાલકૃષ્ણનો શિષ્ય રામજનકુંઅર ખંભાતનો નાગર બ્રાહ્મણ હતો, (જઓઃ શ્રી ફા. ગુ. સ. ના હ. લિ પુ.ની યાદી, પૃ. ૧૯૯.)

દશમસ્કંધ વગેરેમાં એણે પદ લખ્યાં છે; પણ પ્રાયઃ એ સાથેસાથે નાનાં મોટાં કેટલાંયે કડવાં મળે છે. દશમસ્કંધ વગેરે કાવ્યો જોતાં એણે કાવ્યમાં સ્વીકારેલા અનેકવિધ બંધ આશ્ચર્ય પમાડે એવા છે. નીચે બતાવવામાં આવશે તે ગરબીઓનો વિવિધ રાહ સૌથી પ્રથમ ભાલણમાં જ પ્રાપ્ત થાય છે; અને દશમસ્કંધમાં એ ઢાળનાં કેટલાંય પદ પ્રાપ્ત થાય છે.

ભાલણની કૃતિઓ અત્યારે ત્રણ પ્રકારની મળે છે: ૧. સામાન્ય, ૨. મધ્યમ અને ૩. ઉત્તમ. જે સોળ કૃતિ પ્રાપ્ત થાય છે, તે નીચે મુજબ જુદા જુદા વર્ગમાં આવી જાય છે:

૧. સામાન્ય: ૧ ભીલડી સંવાદ, ૨ સપ્તશતી, ૩ જાલંધર આખ્યાન, ૪. બીજું નળાખ્યાન, ૫. દુર્વાસા આખ્યાન, ૬. મામકી આખ્યાન;

૨. મધ્યમ: ૧. રામવિવાહ, ૨. ધ્રુવાખ્યાન.[1] ૩. મૃગી-આખ્યાન:

૩. ઉત્તમ; ૧. કૃષ્ણવિષ્ટિ, ૨. પહેલું નળાખ્યાન, ૩. કાદંબરી, ૪. દશમસ્કંધ[2] ૫. રામબાલચરિત ૬. રામાયણ

આ ઉપરાંત છૂટક ઘણાં પદ એણે રચ્યાં છે, જે કેટલાંક

---

૧. ધ્રુવાખ્યાન બે કર્યાંનો એના બીજા નળાખ્યાનને અંતે ઉલ્લેખ છે; પણ અત્યારે એક જ પ્રાપ્ત થાય છે અને એ 'સાહિત્ય' માસિકમાં છપાયેલ છે.

૨. આ કાવ્યની એક સચિત્ર પ્રત શ્રીરામલાલ ચૂ મોદી પાસે હતી તે એમણે પાટણના 'પંડયા અભ્યાસગૃહ' ને સોંપી છે કૃષ્ણબાલચરિત રુકિમણીવિવાહ અને સતભામાનું રૂસણું તેમજ સતભામાવિવાહ એ દશમ સ્કંધમાં આવી જાય છે. દશમસ્કંધ જે સ્વ. કાંટાવાળાએ છપાવ્યો છે તેમા જેમ અન્ય કવિઓનાં વ્રજભાષાનાં પદ ઉમેરાયાં છે તે પ્રમાણે ગુજ. પદ પણ ઉમેરાયાં છે: પદ ૧૨૯મું ગદાધરનું, ૧૪૦મું ચતુરાંદાસનું, ૧૫૨મું અને ૧૭૩મું નરસિંહ મહેતાનાં, ૨૮૮મું સૂરદાસનું (ગુજ.), અને ૧૫૭–૧૬૭ એ ૧૧ પદ લક્ષ્મીદાસનાં રાસપંચાધ્યાયીનાં છે.

સ્વ. હ. ગો. કાંટાવાળાની છપાવેલી વાચનામાં ૪૯૭ પદ છે. ગુ. વિ. સ.ની નં. ૧૩૯૨ ની હાથપ્રતમાં ૪૮૫ પદ છે, જ્યારે નં. ૧૫૭ની પ્રતમાં ૪૪૧ પદ છે. આ છેલ્લી પ્રતમાં પણ નરસિંહ વગેરેનાં પદ છે.

છપાઈ પણ ચૂક્યાં છે. "સીતાહનુમાનસંવાદ" હોવાનુ સંભળાયું છે, પણ હજી મળ્યું નથી.

ઉપર ગણાવેલાંમાંનાં દુર્વાસાઆખ્યાન મૃગીઆખ્યાન અદ્યાપિ અપ્રસિદ્ધ છે. દુર્વાસાઆખ્યાનની એક હાથપ્રત ગુ. વિદ્યાસભાના સંગ્રહમાં છે અને એમાં માત્ર ત્રણ કડવાં સુધીનો ભાગ છે. એનાં છપાયેલાં કાવ્યોમાં પણ રામબાલચરિત અપૂર્ણ જ છપાયું છે. રામવિવાહ કે સીતાવિવાહ પણ હજી અપ્રસિદ્ધ છે આ ઉપરાંત દ્રૌપદીવસ્ત્રહરણ પ્રા. કા. સુધાના ૩ જા ભાગમાં થોડું છપાયું છે તે પણ એવું છે, પરંતુ 'બીજું નળાખ્યાન' 'ધ્રુવાખ્યાન' એનાં પુરવાર કરવાં મુશ્કેલ છે, જેમાંનું 'ધ્રુવાખ્યાન' કદાચ અર્વાચીન જ હોય.

ઉપર ભાલણની જે ઉત્તમ કૃતિઓ કહી તેમાં પણ પહેલું નળાખ્યાન અને કાદંબરી સર્વોત્કૃષ્ટ કૃતિઓ છે; એની પાસે બીજી સર્વ કૃતિઓ ઝાંખી પડી જાય છે. બેશક, એ અનુવાદો છે, છતાં એણે પોતા તરફથી એ અનુવાદને માત્ર અનુવાદ ન થવા દેતાં કાવ્યોને ઉત્કૃષ્ટ ગુણોથી યુક્ત કાવ્ય કરી બતાવ્યાં છે.

કાદંબરીમાં એણે ચોપાઈ અને ચોપાઈ દાવટી (સવૈયા અને હરિગીતની ચાલ)નો પ્રયોગ મુખ્યત્વે કર્યો છે, વચ્ચે દોહાનું ૧૦ મું કડવું છે, જેમાં એક વિવિધતા પણ આવે છે, જે નીચે પ્રસંગે આપવામાં આવશે. કાદંબરી મૂળ જેઓએ વાંચી હશે તે નીચેના અવતરણ ઉપરથી અનુવાદની શક્તિનો કયાસ કાઢી શકશે. ચાંડાલ કન્યકા વૈશંપાયન પોપટને લઈ શૂદ્રક રાજાના દરબારમાં આવે છે. પ્રતીહારી રાજા પાસે એવું નિવેદન કરે છે; સાથોસાથ કવિ રાજાનું સ્વરૂપ પણ વર્ણવે છે :

(સવૈયાની ચોપાઈ દાવટી)

"દક્ષિણથી કોએક આવી છિ, પ્રભુ, દ્વારિ ચાંડાલી; ૨૬
સુરલોકિ આરોહણ કરતાં કુપિત શક્ર હુંકાર.
રાજલક્ષ્મી જાણે ત્રિશંકુ રાયની પડી છિ મહી મુઝારિ. ૨૭
કર માંહિ છિ શુકયુત પંજર; કન્યા કોમલ દેહ.

કાંઇ વીનતી કરવા વાંછિ પ્રભુજી પરનિ નેહ. ૨૮
સકલ વિશ્વના રત્ન તણૂં એક ઉદધી યમ ભાજંન.
આશ્ચર્યરૂપ વિહંગ દીસિ છિ કલાપાત્ર અતિ ધંન. ૨૯
અખિલ ભુવનનૂં રત્ન જ તમનિ જાણી તે શુક લ્યાવી;
મુખ જોવા ઇછિ, માહરાજા, દૂર થકી અતિ આવી.” ૩૦
× × ×
“ગાતગીઇ મહીપતિ દીઠ નરપતિ સહસ્રે મ્યલિઉ,
જાણે મેરુ મહીધર સકલ મ્યલી રહુ છિ ભલિઉ ૩૪
કનકશૃંખલાઇ દૃઢ બાંધી મણિદંડિકા ચ્યારિ.
શ્વેત દૂકૂલ તણો ચંદ્રઉ ગજમુક્તાફલ હાર ૩૫
જાણે ગગનનદીનાં ફેનપટલ તે હેઠલિ સિંહાસંન;
સ્ફટિક પાદુકા વામ પદ ધરી રા બિઠુ શુભ તંન. ૩૬
ઇંદ્રનીલમણિ અવનીની દ્યુતિ પદનખ દીસિ શામ;
જાણે રિપુનિશ્વાસ કરીનિ મલિન પ્રભા પ્રણામ. ૩૭
આસન પદ્મરાગનિ કિરણે રક્તઉરિ અતિ રાજિ.
જાણે હરિ મધુ કૈટભ મારી રુધિર અરુણ ઉર ભ્રાજિ. ૩૮
અમૃતફેન ધવલ ગોરોચન ચિત્રિત વિહંગ વસંન,
હેમદંડ ચંમર સંયોગિ જાણે નૃતિ પવંન. ૩૯
મુક્તામાલાઇ મુખ શોભે જાણે ઉડગણ ઇંદુ,
ઉપમા જાણે કલંકકલા ઇમ કુંકુમતિલક સુબિંદુ. ૪૦
ઇંદ્રનીલ કેયૂર કરિ જાણે ચંદન લુબ્ધ ભુજંગ,
ચપળ રાજલક્ષ્મીનિ બંધન નિગડકટક શૂં અંગ. ૪૧
કમલ નયન નિ કાને કુંડલ, મસ્તકિ માલતી માલ;
બંદીજન બહુ શુભ સ્તવિઇ; ઇમ બિઠુ છિ ભૂપાલ. ૪૨”[1]

વૈશંપાયન રાજાને પોતાની હકીકત જણાવતાં વિંધ્યાટવીનું વર્ણન **હરિગીત ચાલની ચોપાઇ** દાવટીમાં કરે છે, તેમાં થોકબંધ વનસ્પતિ ભાલણે વર્ણવી છે:

“કોતુક હુઇ, તુ સાંભલુ જી થઇઅનિ સાવધાન.
એક સુંદર દેશ છિ વિંધ્યાટવી અભિધાન. ૧૫

---

૧. ગુ. વિ. સ. હ. લિ. પુ. સં. નં. ૧૫૯, કડવું ૨ જું

પૂર્વ પશ્ચિમ સાગર; વલી મધ્ય દેશ અલંકાર;
જાણીઇ મહીનિ મેખલા કરિ તટિ છિ શણગાર; ૧૬
વનગજ મદિછે સિક્ત તરુ જિહાં; સદા પ્રકટ વસંત;
રક્તપલ્લવ શોભતા, અલિયૂથ પ્રેમ વસંત. ૧૭
કીર કરડી નાંખિયાં દાડિમી-ફલ મહિમાંહિ;
ગુંજાફલના પ્રકર જાણે પડ્યા છિ અતિ ત્યાંહ; ૧૮
ચપલ કપિ ક્રીડા કરિ નિ ફરિ કોટિ કુરંગ;
પંથીઇ યિહાં સાથરા પાથર્યા પત્ર લવંગ. ૧૯
શાલ, તાલ, તમાલ, હુંડી, મિંડ, ભાલ, પ્રિયાલ;
ગિરિમાલા દીસિ ભલા રે પ્રૂઢ તેહ રસાલ; ૨૦
અશોક, આંબા, અગથિઆ, અખોડ, અગર. અંજીર,
ફણસ, ફોફલ, ફાલસાં, કંકોલ, કુઠ, કરીર. ૨૧
કેસર, કરણી, કેતકી, કુરવક, કુંદ, કહ્લાર.
બકુલ વરસોલી, વલી મુચકંદ, મદન, મંદાર, ૨૨
શવનિ, શીશવિ, સરલ, સાદડ, સાલડિયા નિ સાગ,
જલાશ, પાડલ, પીપલા, પરપનસ નિ પુન્નાગ ૨૩
× × × ×
પત્ર મેચક શ્વેત સુમનસ વલ્લી વૃક્ષ વિકાસ,
જાણીઇ ઉડગણ ઉદિ થયા અન્ય શૂં આકાશ. ૨૭
મુક્તાફલ નિ દંત લોભિ હસ્તી હણિઇ નિષાદ,
જાણીઇ શૂં યમપુરી છિ, પ્રાણી પામિ વિષાદ. ૨૮"[1]

વૈશંપાયન પોપટને જાબાલિ ઋષિનો પુત્ર હારીત બચાવે છે તે પૂર્વે પોપટે હારીતનું વર્ણન ચોપાઇમાં આપ્યું છે; જેવું કે—

"પ્રત્યક્ષ જાણે સનતકુમાર, જાણે પાવકનુ અવતાર,
તસ કનક શરખુ તનુરંગ; તપનિ તેજિ વિરાજિત અંગ. ૧૩
દક્ષિણ શ્રવણ સ્ફટિક મણિમાલ, ભસ્મત્રિપુંડ ત્રિરેખા ભાલિ;
સ્ફાટિક મણિનૂં સુઘટિત કર્યૂં વામિ કરિ કમંડલુ ધર્યૂં; ૧૪
કૃષ્ણાજિન ઓઢ્યૂં; કરિ દંડ; તેજિ અતિ ભાસિ બ્રહ્માંડઃ
હરિ ઉપવીત, પાણિ ઉપહાર, ગોમય, માટી, તિલ, કુશ સાર; ૧૫

1. એજન, કડવું ૩ જું

કોમલ 'વનકલ પિહિર્યૂ અંગિ, મૃગનાં બાલક ચાલઈ સંગિ;
વાટિ કરતુ હ્રદિવચાર ચાલી આવ્યુ તેણિ દારિ."૧ ૧૬

દોહાનો જે બંધ સ્વીકારવામાં આવ્યો છે તેમાં ભાલણે એક વિવિધતા અપનાવી છે: વિષમ પદને છેડે 'સુણિ સુંદરી' અને સમ-પદને છેડે "ગિહિલી કુણિ કરી?" આપવામાં આવ્યાં છે, જેનો નાકરે વિરાટપર્વમાં યુધિષ્ઠિર–દ્રૌપદીના પ્રસગે પાછો ઉપયોગ કર્યાનું પ્રાપ્ત થાય છે.[2] ભાલણ નીચે પ્રમાણે આપે છે:

"કન્મત્ત ! ઊતાવલી ! સુણિ સુંદરી,
કઢણું આપ સંભાલિ, ગિહિલી કુણિ કરી ? ૧
કચલટ મુખ પરિ લટકતી, સુણી સુંદરી,
કરિ કરી પાછી વાસિ, ગિહિલી કુણિ કરી ? ૨
અરે ચંદ્રલેખા ચકિત થઇ, સુણિ સુંદરી,
કાં પડિ આખડી આજ ? ગિહિલી કુણિ કરી ? ૩
ઉપહાર કુસુમ કરિથી ગિર્યાં, સુણિ સુંદરી,
દર્શન કરવા કાજિ ! ગિહિલી કુણિ કરી ! ૪"[3]

પણ ભાલણ આ પદ્ધતિનો પુરસ્કર્તા નથી એ ખાસ લક્ષ્યમાં લેવા જેવી વસ્તુ છે. સં ૧૩૭૧ આસપાસ રચાયેલા "સમરારાસુ"માં અદલોઅદલ આ જ પદ્ધતિ મળે છે:

"વઉણથલીચેત્રપ્રવાડિ માલ્હંતડે પૂજિય દરિસણ પાય.
તવહટીય ગઢમાહિ (સુણિ સુંદરે પૂજિય દરિસણ પાય).
ઉજિલ ઊપરિ ચાલિવા એ માલ્હંતડે પૂજિય દરિસણ પાય
ચઉવિહ સંઘહ માહિ સુણિ સુંદરે પૂજિય દરિસણ પાય"[4]

૧૨ કડીની આ નવમી "ભાસા," છે. "પૂજિય દરિસણ પાય" એ પદ આમાં વધારાનું છે. એ કદાચ ગાવાના ઢાળમાં કાંઇ ફેર હોવાનું બતાવતું હશે. ભાલણે "રામબાલલીલા"માં જે ૧ લું પદ

૧. એજન, કડવું ૬ઠું ૨. વિરાટ પર્વ, કડવું ૪૪
૩. ગુ. વિ. સ. હ. લિ. પુ. સં. નં. ૧૫૯, કડવું ૧૦મું
૪. પ્રા. ગુ. કા. પૃ. ૩૪–૩૫

લખ્યું છે તેનો બંધ ચોપાઈનો છે, પણ પદ્ધતિ ઉપર જેવી છે; જેમકે-

"થયા મંગલ તેજ પ્રકાશ, એ રૂપ કુણ કળે;
અવનિ કારણ અવિનાશ, મહારૂપ કુણ કળે.
કિરીટ મુકુટ શિર સાર, એ રૂપ કુણ કળે;
શોભે દિનકરનો ઝળકાર, મહારૂપ કુણ કળે."[૧]

પ્રૌઢ આખ્યાનકાર ભાલણે આમ આખ્યાનપદ્ધતિનો વિસ્તાર કર્યો છે કડવાના આરંભમાં સાદી ત્રિપદી દોહ, કે ચાલુ ચોપાઇ દાવટીની કડી ઢાળ પહેલાં મોટે ભાગે આપી છે. પણ કાદંબરીમાં કડવાને અંતે તો ઊથલો કે વલણ દેખાતાં નથી, એ ખાસ ધ્યાનમાં લેવા જેવી વસ્તુ છે. એ જ પદ્ધતિ એનાં બીજાં કાવ્યો પહેલું-નળાખ્યાન સપ્તશતી જાલંધરઆખ્યાન, દુર્વાસાઆખ્યાન વગેરેમાં જોવામાં આવે છે.

આપણે ભાલણમાં છૂટાં પદો અને કડવાબંધ સાથોસાથ મેળવી શકિયે છિયે, તેમ એ બંને પદ્ધતિ સ્વતંત્ર રીતે પ્રયોજાઃ હોય તેવી પણ કૃતિઓ મેળવિયે છિયે. દશમસ્કંધ મિશ્રતાનો નમૂનો છે, તો "રામબાલલીલા" "રામાયણ" "દ્રૌપદીવસ્ત્રાહરણ" એ ત્રણે કાવ્યો છૂટાં પદ જ આપે છે; જ્યારે ઉપર જણાવેલાં નળાખ્યાનાદિમાં માત્ર કડવાં જ મળે છે

છૂટાં પદ રચવાનો પ્રચાર તદ્દન નવો નથી, અસાઇત જેટલો જૂનો છે. એણે સં. ૧૪૨૭માં ત્રણ પદ આપ્યાં છે, એ આપણે જોયું છે. એ પૂર્વે "સમરારાસુ," "કચ્છૂલીરાસુ"માં પદો મળે છે, તો "ભરતેશ્વરબાહુબલિરાસ" (ર–સં. ૧૨૪૧) "રેવંતગિરિરાસુ" જેવામાં નાનાં કડવાં પણ મળે છે જ. પણ નરસિંહ મહેતાએ પ્રથમ થોકબંધ પદસાહિત્ય રચી આપ્યું; એની પાછળ ભાલણે પણ આપણને થોક-બંધ પદસાહિત્ય રચી આપ્યું છે.

"રામાયણ"નાં જે ચાર કડવાં કે પદ મળે છે તે ચોપાઈમાં છે. ચારે પદને છેડે "ભાલણના સ્વામી" એવી છાપ છે, જે પદ-

---

૧. પ્રાચીન કાવ્ય, પુ. ૧૧, પૃ ૧

પદ્ધતિની જ છે. "દ્રૌપદીવસ્ત્રહરણ"માં પાંચ પદ અત્યારે મળે છે, જેમાં પહેલા પદમાં ચોપાઈ અને ચોપાઈ દાવટીની કડીઓ મળી ગઈ છે; ૨-૩-૪ એ દોહાબંધનાં પદ છે, જેને અંતે "કર જોડીને ભાલણ કહે" એવી છાપ છે; પાંચમું પદ ચોપાઈ દાવટીનું છે, જેની ૧ લી કડી માત્ર 'સુણિ સુંદરી'ની પદ્ધતિની ચોપાઈના ચરણની છે. આ પદને અંતે "કર જોડી ભાલણ વદે"ની છાપ છે.

"રામબાલલીલા"નાં પદોમાં જે વૈવિધ્ય દેખાય છે તે ધ્યાન ખેંચે છે: ૧ લા પદનો પરિચય ઉપર આપ્યો છે. ૨ જા પદમાં ચોપાઈ બંધ છે. ૩ જા પદમાં ટેકનો બંધ ન

"રાજા દોને વધાઇ, પ્રભુ પ્રગટચા છે ઘરમાંઇ 	ટેક૦
તતક્ષણ ત્રંબાળું વાગ્યાં ઘડિયાળ;
ચરણ ચાંપે ચતુરા કર મોતીની થાળ 	રાજા દો૦
ધીનકિત ધીનકિત મૃદંગ બાજે, ગુણિકા કરતી ગાન;
કનકપાત્રમાં ઘૃત ભરીને, આપ્યાં ભૂમિદાન. 	રાજા દો૦"[૧]

આમાં ત્રણ લીટી પછીની કડીઓ સુવૈયાની ચાલની ચોપાઈ-દાવટીમાં છે. આ પછીનાં પદોમાં કેટલુંક વૈવિધ્ય છે, જે હજી એ પહેલાંની કવિતામાં જોવામાં નથી આવ્યું. નીચે દશમસ્કંધનાં પદોનો પરિચય આપતાં એમાંના બેક ઉપયોગી ઢાળ ઉપયોગમાં આવશે.

દશમસ્કંધમાં એનાં નાનાં મોટાં ૪૨૫ થી વધુ પદ છે, આમાં કેટલાંક પદ ચોખ્ખાં કડવાં જ છે. જુઓ નમૂના તરીકે ૨ જું સામેરી રાગનું પદ:

"વસુધા માથે ભાર, અતિશે થયો નિર્ધાર;
રહ્યું ન જાયે આપ, તન માંહે પામી તાપ.
તાપ પામી તેજસ્વી ભૂપ, અતશે સુંદર રૂપ.

ઢાળ

મહા તેજસ્વી રૂપ તેજ તે જે વર્ણવ્યું જાયે નહિ:
દેવક યાદવ તણે મંદિર, દેવકી કન્યા સહિ."[૨]

---

૧. પ્રા. કા. પુ. ૧૧, પૃ. ૩ 	૨. દશમસ્કંધ, પૃ. ૨

રચ્યું છે તેનો બંધ ચોપાઈનો છે, પણ પદ્ધતિ ઉપર જેવી છે; જેમકે-

"યથા મંગલ તેજ પ્રકાશ, એ રૂપ કુણ ભળે;
અવનિ કારણ અવિનાશ, મહારૂપ કુણ કળે.
કિરીટ મુકુટ શિર સાર, એ રૂપ કુણ કળે;
શોભે દિનકરનો ઝળકાર, મહારૂપ કુણ કળે."[1]

પ્રૌઢ આખ્યાનકાર ભાલણે આમ આખ્યાનપદ્ધતિનો વિસ્તાર કર્યો છે કડવાના આરંભમાં સાદી ત્રિપદી દોઢ, કે ચાલુ ચોપાઇ દાવટીની કડી ઢાળ પહેલાં મોટે ભાગે આપી છે. પણ કાદંબરીમાં કડવાને અંતે તો **ઊથલો** કે વલણ દેખાતાં નથી, એ ખાસ ધ્યાનમાં લેવા જેવી વસ્તુ છે. એ જ પદ્ધતિ એનાં બીજાં કાવ્યો પહેલું-નળાખ્યાન સપ્તશતી જાલંધરઆખ્યાન, દુર્વાસાઆખ્યાન વગેરેમાં જોવામાં આવે છે.

આપણે ભાલણમાં છૂટાં પદો અને કડવાબંધ સાથેસાથ મેળવી શકિયે છિયે, તેમ એ બંને પદ્ધતિ સ્વતંત્ર રીતે પ્રયોજાત્ર હોય તેવી પણ કૃતિઓ મેળવિયે છિયે. દશમસ્કંધ મિશ્રતાનો નમૂનો છે, તો "રામબાલલીલા" "રામાયણ" "દ્રૌપદીવસ્ત્રહરણ" એ ત્રણે કાવ્યો છૂટાં પદ જ આપે છે; જ્યારે ઉપર જણાવેલાં નળાખ્યાનાદિમાં માત્ર કડવાં જ મળે છે

છૂટાં પદ રચવાનો પ્રચાર તદ્દન નવો નથી, અસાઇત જેટલો જૂનો છે. એણે સં. ૧૪૨૭માં ત્રણ પદ આપ્યાં છે, એ આપણે જોયું છે. એ પૂર્વે "સમરારાસુ," "કચ્છૂલીરાસુ"માં પદો મળે છે, તો "ભરતેશ્વરબાહુબલિરાસ" (ર–સં. ૧૨૪૧) "રેવંતગિરિરાસુ" જેવામાં નાનાં કડવાં પણ મળે છે જ. પણ નરસિંહ મહેતાએ પ્રથમ થોકબંધ પદસાહિત્ય રચી આપ્યું; એની પાછળ ભાલણે પણ આપણને થોક-બંધ પદસાહિત્ય રચી આપ્યું છે.

"રામાયણ"નાં જે ચાર કડવાં કે પદ મળે છે તે ચોપાઈમાં છે. ચારે પદને છેડે "ભાલણના સ્વામી" એવી છાપ છે, જે પદ-

---

૧. પ્રાચીન કાવ્ય, પુ. ૧૧, પૃ ૧

પદ્ધતિની જ છે. "દ્રૌપદીવસ્ત્રહરણ"માં પાંચ પદ અત્યારે મળે છે, જેમાં પહેલા પદમાં ચોપાઈ અને ચોપાઈ દાવટીની કડીઓ મળી ગઈ છે; ૨–૩–૪ એ દોહાબંધનાં પદ છે, જેને અંતે "કર જોડીને ભાલણ કહે" એવી છાપ છે; પાંચમું પદ ચોપાઈ દાવટીનું છે, જેની ૧ લી કડી માત્ર 'સુણિ સુંદરી'ની પદ્ધતિની ચોપાઈના ચરણની છે. આ પદને અંતે "કર જોડી ભાલણ વદે"ની છાપ છે.

"રામબાલલીલા"નાં પદોમાં જે વૈવિધ્ય દેખાય છે તે ધ્યાન ખેંચે છે: ૧ લા પદનો પરિચય ઉપર આપ્યો છે. ૨ જા પદમાં ચોપાઈ બંધ છે. ૩ જા પદમાં ટેકનો બંધ ન

"રાજા દોને વધાઇ, પ્રભુ પ્રગટ્યા છે ઘરમાંઇ ટેક૦
તતક્ષણ ત્રંબાળુ વાગ્યાં ઘડિયાળ;
ચરણ ચાંપે ચતુરા કર મોતીની થાળ રાજા દો૦
ધીનકિત ધીનકિત મૃદંગ બાજે, ગુણિકા કરતી ગાન;
કનકપાત્રમાં ઘૃત ભરીને, આપ્યાં ભૂમિદાન. રાજા દો૦"[૧]

આમાં ત્રણ લીટી પછીની કડીઓ સવૈયાની ચાલની ચોપાઈ-દાવટીમાં છે. આ પછીનાં પદોમાં કેટલુંક વૈવિધ્ય છે, જે હજી એ પહેલાંની કવિતામાં જોવામાં નથી આવ્યું. નીચે દશમસ્કંધનાં પદોનો પરિચય આપતાં એમાંના બેક ઉપયોગી ઢાળ ઉપયોગમાં આવશે.

દશમસ્કંધમાં એનાં નાનાં મોટાં ૪૨૫ થી વધુ પદ છે, આમાં કેટલાંક પદ ચોખ્ખાં કડવાં જ છે. જુઓ નમૂના તરીકે ૨ જું સામેરી રાગનું પદ:

"વસુધા માથે ભાર, અતિશે થયો નિર્ધાર;
રહ્યું ન જાયે આપ, તન માંહે પામી તાપ.
તાપ પામી તેજસ્વી ભૂપ, અંતરે સુંદર રૂપ.

ઢાળ

મહા તેજસ્વી રૂપ તેજ તે જે વર્ણવ્યું જાયે નહિ:
દેવક યાદવ તણે મંદિર, દેવકી કન્યા સહિ."[૨]

---

૧. પ્રા. કા. પુ. ૧૧, પૃ. ૩ ૨. દશમસ્કંધ, પૃ. ૨

આવાં નાનાં મોટાં કેટલાંયે કડવાં પદનાં સ્વરૂપમાં આવે છે. ઢાળની કડી ન હોય, છતાં એના બંધથી કડવાં ગણી શકાય તેવાં પદ મળે છે; જેમકે ૪ થું પદ, રાગ ગોડીનું:

"ઘેર આવ્યા વસુદેવ, મન આનંદ ઘણો;
પ્રથમે દેવકી તન, કીર્તિમાન જણ્યો."૧

આવાં ઉપરાંત એકલી ચોપાઈનાં પણ આવે છે. આ બધાંમાં 'ભાલણ પ્રભુ" છાપ આપવામાં આવેલી જ હોય છે. આ સૌમાંથી ચોખ્ખાં પદ તરી આવે છે. દાખલા તરીકે જુઓ ૩૯ મા પદનું 'હાલરું." એનો બંધ 'દોહા"નો છે. ભાલણે, એમ દેખાય છે કે ચાલુ કથામાં જ્યાં નવા પ્રસંગ યોજવા વિચાર કર્યો છે તેનો અમલ પદોમાં કર્યો છે:

પદ ૩૯ રાગ પરજિયો

"અલોલો હાલરું રે, પોઢો પોઢો સુંદરશ્યામ;
તે કરી મને વિસાર્યાં, સંસાર તણાં સર્વ કામ. અલોલો હાલરું રે.
ગર્ગાચાર્યે જે કહ્યું તે, સંભારો વચંન રે;
પ્રાગવડને પાંદડે, પોઢચો તમારો તંન રે. અલોલો૦
ચરણ અંગુષ્ઠ કર ધરી, મુખમાંહે તે રાખ્યો રે;
માર્કંડેયને જે દેખાડયું, તે મુજને દેખાડો રે. અલોલો૦
+ + +
ગુણ તારા કહું શું હું, શેષથી કહ્યા નવ જાય રે;
ભાલણપ્રભુ ભલે અવતર્યા, તે પ્રેમે પ્રીતે ગાય રે. અલોલો૦"૨

ભાલણે ૪૫ મું પદ 'રાગ નટનારાયણ"નું આપ્યું છે, એ નવીન વસ્તુ જણાય છે:

"જસોદા માત, સાંભળો વાત, કરે ઉપઘાત, સુંદરવર ઘરમાંહે રે,
કચહો કચગ દીજે.

૧. એજન, પૃ ૪
૨. એજન, પૃ. ૩૩

ચંચળ કાય, કોણ ઉપાય, માખણ ખાય, દોણી ફોડી દૂધની. કયહો૦"[1]

દશમસ્કંધનું ૫૩ મું-૫૪ મું અને ૫૫ મું, એ પદો ત્રણે "ધન્યા॰ શ્રી"નાં છે; એ ત્રણે પદોમાં આપણને બહુ પસંદ પડી ગયેલી "ગરબી"નો ઢાળ છે :

"બાઇ જાઓ મંદિર સહુકો આપણે રે,
સોડ ભલાઇ ફોકટ લેતાં આજ હો;
ઓલંભા દાહાડી એના લાવતાં રે,
સાંસળીને મુજને થાતી લાજ હો."[2]

એક વસ્તુ અહીં પ્રસંગપ્રાપ્ત બતાવવાનું દિલ થાય છે. અને તે એ છે કે દયારામના સમયમાં આપણને "ગરબી" સાહિત્યનું અત્યંત બાહુલ્ય મળે છે. અત્યાર સુધી એમ મનાતું આવ્યું છે કે એ પૂર્વે ગરબીઓ ન હતી. આ વસ્તુ સંશોધનથી આજે ખોટી ઠરી છે. ખુદ નરસિંહ મહેતાનાં એવાં અનેક પદ છે કે જે "ગરબી"ઓ છે. હું "ગરબી-ગરબા"નો અર્થ એ સમજું છું કે પદો-દેશીઓ "દાદરા" તાલમાં ગાઈ શકાય. "ત્રિતાલ"નાં જેટલાં પદ છે તે બધાં જ "દાદરા"માં ગાઈ શકાય છે. નરસિંહ મહેતાની 'રાસ-સહસ્રપદી"માં એવાં કેટલાંયે પદ મળે છે કે જે ચોખ્ખી ગરબીઓ છે. જુઓ નીચેનું પદ :

"વાહલા મારા ! વૃન્દાવન રે ચોકય કે વિહિલા પધારજો રે લોલ વા૦
ગોકુલ ગામ તણી વ્રજનારય કે વેગિ બોલાવજો રે લોલ. વા૦
અહ્નને રાસ રમ્યાના કોડ કે નાથસંગિ બેવડી રે લોલ. વા૦
લેવા મુખડાના મકરન્દ કે ચ્યલી તેવતેવડી રે લોલ. વા૦
રૂડો બંસીવટનો ચોક કે કુંજશોભા ઘણી રે લોલ. વા૦
રૂડું જમુનાજીનૂં તીર કે તટિ રલિયામણી રે લોલ. વા૦
ચ્યલિઓ વ્રજવનિતાનો સાથ કે તાલી દિઇ હાથશ્યૂં રે લોલ, વા૦
માન્યની મન્મથ ભીડે બાથ કે કોમલ હાથશ્યૂં રે લોલ. વા૦
ફરતાં ગાન કરે વ્રજનાર કે વચમાં વાલમો રે લોલ, વા૦

1. એજન, પૃ. ૩૭ 2. એજન, પૃ. ૪૧

રૂડી શરદ પૂન્યમની રાત્ય કે સુન્દર સોહામણી રે લોલ વા૦
જોવા મ્યલિયા ચૌદે લોક કે ઇન્દ્ર તિહાં આવિઓ રે લોલ. વા૦
રૂડાં પારિજાતિનાં પુષ્પિ કે પ્રભુનિં વધાવિઓ રે લોલ. વા૦
બ્રહ્મા-રુદ્ર ધરિ એનૂં ધ્યાન કે પાર પામે નહીં રે લોલ. વા૦
નાચે નરસૈંઓ સુખ જોઇ કે લીલા નાથની રે લોલ. વા૦'[1]

આ ઉપરાંત સાદી સવૈયા ચાલની ચોપાઇ દાવટીમાં સંખ્યાબંધ પદો છે, જે બધાં હીંચ-હમચીમાં ગાઈ શકાય છે ભાલણના દશમ-સ્કંધમાં પણ આવાં અનેક પદ છે

ભાલણને વૈવિધ્ય આપવાનો શોખ છે, એ આપણે જોયું. આ વૈવિધ્ય જાળવવા એણે જોગેલા ઘણા બંધ આપ્યા છે આમાંનો એક વિશેષ ત્રિપદી બંધ એણે પ્રયોજ્યો છે, તે જોવા જેવો છે. પંચપંડવરાસ (સં. ૧૪૧૦), વિદ્યાવિલાસપવાડો (સં. ૧૪૮૭), સમરારાસુ (સં ૧૩૭૧) અને 'ભરતેશ્વર બાહુબલિરાસ' (સં. ૧૨૪૧) માં એ જાતની ત્રિપદી મળે છે. આ ત્રિપદીનો ભાલણે એના પહેલા નળાખ્યાનમાં ઉપયોગ કર્યો છે; જેવો કે—

દેશી કે' ઠવણીની

"અપૂરવ દર્શન સુખ થયું, કામિની રે. જઇને કર્યા પ્રણામ.
અંતરશું એમ ચિંતવે રે, 'એ આવ્યો શુભ ઠામ.' (ટેક.)
મુનિજન જ્યહારે દીઠી નારી—સુંદર વપુ નિ દુઃખ ભારી,
અર્ધ વસ્ત્ર તે પહેરણે અ૦
સુંદર નખમુખ, સુલલિત વાણી, જાણી એ ભૂલી મૃગનયણી !
ચંચલ નયણે તે જળે ભરે. અ૦"[2]

આટલાં ઉદાહરણોથી ભાલણને વિશદ રીતે આપવાનો પ્રયત્ન કરવામાં આવ્યો છે, એનો એક જ મુદ્દો છે અને તે એ કે પદબદ્ધ અને કડવાબદ્ધ કાવ્યોનો એ હિમાયતી છે. એનાં જેમ સ્વતંત્ર પદ મળે છે (અને હજી ઘણાંયે અપ્રસિદ્ધ છે—હાથપ્રતોમાં અત્રતત્ર મળે

---

૧. રાસસહસ્રપદી (કે. કા. શાસ્ત્રી), પૃ. ૨૮
૨. એ નળાખ્યાન, પૃ. ૩૬

છે-જેમાં કેટલાંયે સુંદર ગરબા-ગરબી રૂપે છે, તેમ સ્વતંત્ર કડવા-બદ્ધ કાવ્યો મળે છે. એનાં કડવાબદ્ધ કાવ્ય "આખ્યાનો" છે, આથી એમ માનવામાં આવે છે કે આખ્યાનોનો એ ઉત્પાદક છે; પણ આખ્યાનોનાં બીજ ભરતેશ્વરબાહુબલિરાસ (ર. સં. ૧૨૪૧), રેવંતગિરિરાસુ વગેરે ૧૩મી સદીના કાવ્યોમાં છે, તો માત્ર પદોનાં મૂળ સમરારાસુ (ર. સં. ૧૩૭૧) જેટલાં જૂનાં મળે છે. "ભરતેશ્વરબાહુબલિરાસ" (ર-સં. ૧૨૪૧)માં 'સરસ્વતીધઉલ' એ ગેય પદપ્રકાર જ છે. પદોનો વિસ્તાર નરસિંહમાં અને કડવાંનો વિસ્તાર પછી ભાલણમાં મળે છે. આખ્યાનોના અંગમાં પદો કડવાં અને જુદા જુદા બંધોનું સ્થાન નથી, એવું કહી શકાય એમ નથી. આખ્યાનોનો સમય આપણે વિક્રમની ૧૬મી સદીના આરંભથી માનિયે તો એ રીતે કે પુરાણો-માંથી (મહાભારત-રામાયણ-હરિવંશ મળી) વસ્તુ લઇને કાવ્યો જનેતર કવિઓમાં નરસિંહ-વીરસિંહ-કર્મણ-કેશવદાસ-ભીમ-ભાલણ વગેરેએ લખ્યાં છે. એ બધાંનાં, વિષય તરીકે આખ્યાનો છે. પાછળથી માત્ર ચોપાઈ-પૂર્વછાયાબંધ થોડા અને કડવાબંધ ખૂબ વેગ પામે છે. હું નરસિંહમાં આખ્યાનપદ્ધતિનાં બીજ અને ભાલણમાં આખ્યાનપદ્ધતિ-ની પ્રૌઢિ જોઈ શકયો છું. અને કાવ્યબંધોનો કોઇપણ અભ્યાસી આ વસ્તુ જ નિહાળી શકશે, એવો મને વિશ્વાસ છે. ઘણાખરા રાગ આ જ યુગમાં દેશીઓમાં જામ્યા છે, જેનું વૈવિધ્ય નરસિંહ અને પછી ભાલણમાં તો ખૂબ મળે છે.

ભાલણના વિષયમાં એક બીજી વસ્તુ ખાસ ધ્યાન ખેંચે છે, તે દશમસ્કંધમાં એણે પોતાની જ છાપનાં વ્રજભાષાનાં પદ ૭ આપ્યાં છે તે. પદ ૭૭, ૨૫૧, ૨૫૩ થી ૨૫૬ અને ૨૬૫ મું, આ બધાંય પદ સવૈયા ચાલની ચોપાઈ દાવટીનાં છે. ભાષાનો નમૂનો આ છે; ભગવાન કૃષ્ણને મથુરામાં ગોકુલના બાલલીલાના પ્રસંગ યાદ આવે છે, ભાલણ એ પ્રસંગ રસિક રીતે ખડા કરે છે:

"व्रजको सुख समरंत स्याम.
पनकुटी सो वीसरत नाहीं नाही न भावत सुंदर धाम. व्र०

वहीर मात्र नवनीतके कारन. उखले बांधे ते वहु दाम;
चित्तमें वे जु चुमी रही हे, चोर चोर कहत हे नाम. व्र०
निशदिन फिरतो जु सुरभिके संगे, शरपर परत शीत घनं घाम;
निश फुनी दोहन वंधनको सुख, करी वेठत नाहीं जो नाम. व्र०
मोर पिच्छ गुंजाफल लेले, वेख वनावत रुचिर ललाम;
**भालनप्रभु** विधाताकी गति, चरित्र तुमारे सब वाम. व्र०"[1]

આપણે કેશવદાસ (સં. ૧૫૯૨)ના "કૃષ્ણક્રીડાકાવ્ય"માં વ્રજ-ભાષાનાં પદ મેળવીશું. દશમસ્કંધમાં સૂરદાસ અને વિષ્ણુદાસ વગેરે વ્રજભાષાના કવિઓનાં કેટલાંક પદ છે, તે પાછળથી ઉમેરાયેલાં છે, પણ ભાલણનાં પદ એનાં જ છે; એ રીતે ગુજરાતી કવિની વ્રજભાષાની રચનામાં ભાલણ પ્રથમ કહી શકાય.

ભાલણ જે સમયમાં હતો તે સમયે મધ્યકાલીન ગુજ.ની ૩જી ભૂમિકા પ્રચારમાં હતી. એ ભૂમિકાનાં રૂપ અગાઉ બતાવ્યું તેમ માત્ર એના બીજા નળાખ્યાનમાં ક્યાંક ક્યાંક રહેવા પામ્યાં છે. એની કાદંબરીની અને જાલંધર આખ્યાનની ભાષા ૪ થી ભૂમિકાની પ્રાપ્ત થાય છે; એટલે હજી ભાલણના સમયની ભાષા ધરાવતી એનાં કાવ્યોની મહત્ત્વની પ્રત મળી નથી. સ્વ. કે. હ. ધ્રુવે કાદંબરી'ની ભાષા હાથપ્રતમાં ૪થી મિશ્ર ભૂમિકાની મળે છે તેને સંસ્કાર આપી ૩જી શુદ્ધ ભૂમિકાની કરી નાખી છે અને વસ્તુસ્થિતિએ બન્યું છે પણ એમ જ કે જે જે કવિઓ વધુ વિખ્યાતિ પામ્યા છે તેનાં કાવ્યોની અનેક નકલો થવાને કારણે ભાષા ચૂંથાઈ ગઈ છે; જ્યારે એકલી અટૂલી એક જ કૃતિવાળા કવિનાં કાવ્ય અસલ કે નજીકની ભાષામાં સચવાઈ રહ્યાં છે. એટલાં સદ્ભાગ્ય કે કાદંબરી, ભલે પછી એક ભૂમિકા પછીની પણ, જૂની ભાષા સાચવતી રહી જવા પામી; કારણમાં તો એની કઠિનતા કે જેને કારણે એ લોકાદર નહિ પામી શકી હોય અને તેથી એની વધુ નકલો ન થવા પામી હોય.

કદાચ મહાકવિ તરીકે તો નહિ, પણ શિષ્ટ કવિ તરીકે અને ગુજરાતી ભાષામાં એક કરતાં વધુ આખ્યાનો લખી આખ્યાનોના

---

૧. દશમસ્કંધ, પૃ. ૨૦૦-૧

પિતા તરીકેનું સ્થાન, એ પૂર્વેના અન્ય કોઇ પણ કવિનાં પ્રૌઢ આખ્યાન નથી મળતાં તેથી એ, અત્યારે તો એનું છે.[1] અને આમ છતાં આવા કવિનાં પ્રામાણિક ચરિતસાધનોથી આપણે વંચિત છિયે, એ પણ થોડું આશ્ચર્ય ન ગણી શકાય.

ચરિતસામગ્રી :


૧. કાદંબરીની હાથપ્રત ગુ વિદ્યાસભાની–સં ૧૬૮૨ની નં. ૧૫૯ની)
૨. દશમસ્કંધ ભાલણનો–સ્વ. હ. કાંટાવાળા–સંપાદિત
૩. પ્રા. કા. માળામાં સપ્તશતીનો ઉપોદ્ઘાત–સ્વ. નારાયણભારતીલિખિત
૪. ઉદ્ધવકૃત રામાયણ, સ્વ. હ. ગો કાંટાવાળા સંપાદિત
૫. પ્રા. કા. ત્રૈમાસિક અને પ્રા. કા. માળા ,,
૬. બૃહત્કાવ્યદોહન ભાગ ૧–૫–૬
૭. પ્રા કાવ્યસુધા ૩ જો ભાગ, સ્વ છ. વિ. રાવળ સંપાદિત
૮ ગુ સા.ના માર્ગસૂચક સ્તંભો–દી. બ. કૃ મો. ઝવેરીકૃત
૯ કાદંબરી પૂર્વભાગ–સ્વ. દી. બ, કે. હ ધ્રુવ. સંપાદિત
૧૦ ભાલણ–સ્વ. રામલાલ ચૂ મોદીકૃત
૧૧. બે નળાખ્યાન, ,, સંપાદિત
૧૨. શ્રી. ફા. ગુ. સભાનાં હ. લિ. પુ. યાદી
૧૩. ગુ. વિ. સ હ. લિ. સંગ્રહની યાદી
૧૪. Classical Poets of Gujarat by Late G. M. Tripathi
૧૫ Gujarats and its Literature by K. M. Mushi
૧૬. Guj. Lang. & Lit. by Late N. B. Divetia
૧૭. ગુજરાતી સાહિત્ય–ખંડ ૫મો. (ગુજ. સા. સંસદ)
૧૮. કાદંબરી–કે. કા. શાસ્ત્રી–સંપાદિત
૧૯. નળાખ્યાન–કે. કા. શાસ્ત્રી–સંપાદિત
૨૦ ગુજરાતી સાહિત્યનું રેખાદર્શન–કે. કા. શાસ્ત્રી


---

૧. The pioneer of the new tradition. (જુઓ: Guj and its Lit. p. 122 )

# મીરાંબાઈ

[ સં. ૧૫૫૫-૧૬૦૩ ]

**નરસિંહ** મહેતાના સમયથી સ્પષ્ટપણે જે ભક્તિમાર્ગનો વિસ્તાર ગુજ. કૃતિઓમાં મળે છે, તેવો જ વિસ્તાર અત્યારના ગુજરાતની ઉત્તર સરહદ ઉપર આવેલા મારવાડમાં જન્મેલી મીરાંનાં છૂટક પ્રાપ્ત થતાં પદોમાં મળે છે. ગુજરાત સહિત આખા પશ્ચિમ રાજસ્થાનની એક ભાષા મધ્યકાલીન ગુજરાતીની પ્રથમ ભૂમિકા સુધીમાં હોવા વિશે અત્યારે શંકા નથી. ડૉ. ટેસ્સિટોરીએ આપણી સામે એ આખા પ્રદેશમાં એક ભાષા હોવાનું અનેક ગ્રંથસ્થ પુરાવાઓથી સિદ્ધ કરી આપ્યું છે;[1] એટલે જે વખતે હજી ભાષા વધુ પ્રાંતીય રૂપ લેવાના તૈયારીમાં હતી તે જ સંધિના સમયમાં મારવાડમાં થયેલી મીરાંબાઈની વાણીમાં ભાષાનું ઐક્ય હોય એ ખાસ આશ્ચર્યનો વિષય નથી. થોડા જ દસકા પૂર્વે થયેલા પદ્મનાભે સં. ૧૫૧૨ માં જાલોરમાં[2] રહી "કાન્હડદેપ્રબંધ," નામનું ઐતિહાસિક કાવ્ય આપણને આપ્યું જ છે અને જૈન સાધુઓએ તો એ પછી બે સૈકા સુધી એ પ્રદેશોમાં રહી આપણને ગુજરાતી કવિતા આપી છે, એ કોઈ ન જાણવામાં આવેલી હકીકત નથી.[3]

આ સમગ્ર પ્રદેશમાં ભક્તિમાર્ગ પ્રચારમાં હતો કે નહિ એ વિષયમાં શ્રી. મુનશીએ સારો પ્રકાશ પાડ્યો છે, એ અહીં ઉક્ત મતને સારું સમર્થન કરનાર થઈ પડશે. એમણે રામાનંદની ગુજરાતના પ્રદેશમાં અસર હોવાનું આનંદપૂર્વક સ્વીકાર્યું છે :

---

૧. Indian Antiquary, Notes on the grammar of Western Rajasthani; year 1914-15-16

૨. કાન્હડદેપ્રબંધ, પૃ. ૧૧૩

૩ આનંદકાવ્યમહોદધિના આઠ ભાગોમાનાં એવાં કાવ્ય જુઓ.

"Ramananda's influence in Gujarata was widespread in the latter half of the fourteenth, and the fifteenth, century. It taught the learned not to spurn the lowly and the illiterate, but to work with and for them through the medium of their own language"[1]

પૌરાણિક કૃષ્ણભક્તિના ફેલાવાના વિષયમાં આપણને ઘણું સાધન મળે છે, જે વિચાર શ્રી. મુનશીએ એમના નીચેના વાક્યમાં વ્યક્ત કર્યો છે જ :

"In the beginning of the fourteenth century, we first come across definite, literary landmarks of the Puranic movement in Gujarata."[2]

એકલાં પુરાણ કાંઈ નહિ કરી શકેલાં, એ વિષયમાં શ્રી. મુનશીએ જણાવ્યું છે કે:

"In the fourteenth century, the classics and the philosophies receded into the background Even the Puranas by themselves did not meet the requirements of the people. And the cult of bhakti became the most potent factor in the Puranic movement, stimulating an intensely devotional attitude towards the gods."[3]

નરસિંહ મહેતાના વિષયમાં લખતાં આ વિશે ઉપયોગી માહિતી આપી હોવાથી અહીં વિસ્તાર કરવામાં નથી આવતો. અહીં જે સૂચવવાનું છે તે એ જ છે કે ગુજરાત અને મારવાડમાં ઈસુની ૧૪

૧. Guj. and its Lit. પૃ. ૧૧૬

૨. એજન, પૃ. ૧૧૬. આ વિષયમાં વિશેષ માટે જુઓ "નરસિંહ મહેતો," આપણા આ ગ્રંથનાં પૃ. ૪૩–૫૭.

૩. એજન, પૃ. ૧૧૫. આ વિચાર સાથે સરખાવો મીરાંનું કથન :
"ગોવિંદો પ્રાણ અમારો રે, મુને જગ લાગ્યો ખારો રે:
મુને મારો રામજી ભાવે રે, બીજું કાંઇ નજરે નાવે રે."

મી સદીમાં જ કૃષ્ણભક્તિ વ્યાપક હતી જ અને એનાં જ સુપરિણામ આપણે ૧૫મી અને ૧૬ મી સદીના ગુજરાતી નરસિંહ જનાર્દન વીરસિંહ ભીમ ભાલણ મીરાં કેશવદાસ વગેરે વૈષ્ણવ કવિઓની કૃતિઓમાં નિહાળિયે છિયે.

મીરાંના જીવનચરિતને જોઇયે તે પૂર્વે એના નામના વિષયમાં જે એક વિસંવાદ છે તેના સંબંધમાં કાંઈ નિર્ણય થઈ શકે એમ હોય તો કરિયે. "મીરાં" એ નામ જન્મનું છે કે કોઈ વિશિષ્ટ ગુણને કારણે ઉપનામ તરીકે મળેલું છે, એ વિષયમાં ક્વચિત્ મતદ્વૈવિધ્ય છે.

ડૉ પીતાંબરદત્ત બડથ્વાલે આ વિષયમાં શંકા ઉઠાવી છે.[1] એમનો કહેવાનો આશય એ છે કે 'મીરાં" ઉપનામ છે, એ સાથે એ શબ્દ જ વિદેશી છે, અને કોઈ વિશિષ્ટ કારણે દેશમા પ્રચલિત થયો છે. કબીરના ત્રણ દોહરામાં "મીરાં" ઇશ્વરના અર્થમાં પ્રયોજાયેલ છે. "મીર" શબ્દ સંસ્કૃત ભાષામાં 'સાગર"ના અર્થમાં છે તે ઉપરથી આપણો "મીરાં" શબ્દ આવવાની સંભાવના નથી. અરબી ભાષામાં પણ એ અર્થમાં એ શબ્દ છે. આ બંને ભાષામાં એ શબ્દનો પ્રયોગ બહુ જ વિરલ છે; પણ અરબી[2] ભાષાના "અમીર" શબ્દના સંકુચિત રૂપ "મીર"નો પ્રયોગ મળે છે; એ શુદ્ધ વંશના સૈયદોનાં નામોની પૂર્વે લગાડાય છે. એક સ્થળે તો "शाह मीरांजी शम्सुल उश्शाक" એવો પ્રયોગ જોવામાં આવ્યો છે. "મીર"નું ફારસી બહુવચન "મીરાં' થયે આ પ્રયોગ છે: કબીરે "મીરાં" પ્રભુવાચક પ્રયોજ્યો છે, એ સાથે આ વિચાર એકરૂપ બની શકે, તો આપણે ત્યાં "મીરાં" સીધું બહુવચન તરીકે ઉપયોગમાં આવ્યું છે અને પછી 'મીરાંબાઇ' ની વ્યક્તિગત વિશેષતાના દ્યોતક શબ્દ તરીકે પ્રયુક્ત થયું સંભવે છે. છેલ્લે ઉક્ત ડોક્ટર લખે છે:

---

૧. "સરસ્વતી" માસિક, ૧૯૩૯; પૃ. ૨૧૧–૧૩

૨. ડૉક્ટર સાહેબે "ફારસી" ભાષાના શબ્દ તરીકેનો ઉલ્લેખ કર્યો છે, જે વાજબી નથી. એથી મેં સુધારી "અરબી" ભાષા લખ્યું છે.

"यह प्रसिद्ध है कि रैदास[1] मीरांबाई के गुरु थे। मीरा के नाम से मिलनेवाली "बानी" में तीन स्थलों पर इस बात का उल्लेख है।[2] यह भी प्रसिद्ध है कि रैदास[1] रामानन्द के शिष्य और कबीर के गुरुभाई थे। नाभाजी ने स्वामी रामानन्द के शिष्यों को प्रेमलक्षणा भक्ति का जिसको उन्होंने 'दशधा' कहा है, आगर (दशधा के आगर) बताया है, यही मीरा की भी विशेषता है।"[3]

ડૉક્ટર બડથ્વાલનો આશય, આમ મીરાંબાઈને કદાચ ગુરુ તરફથી ઉપનામ મળ્યું હોય, એવો છે, અને કબીરનો અરબી-ફારસી ભાષાનો સ્વાભાવિક સંપર્ક એમને આમાં ઉપયોગમાં આવ્યો છે. આ જ દૃષ્ટિએ જો વિચાર કરવામાં આવે તો દેશભાષામાં એવો શબ્દ કોઈ વ્યુત્પન્ન થઈ શકે કે નહિ એ તપાસવું આવશ્યક નથી?

હું અહીં એવા ત્રણ શબ્દ રજૂ કરું છું: (૧) मिहिर સં. સૂર્ય, (૨) मिरिया[4] દે. ઝૂંપડી અને (૩) मइहर[5] દે. ગામનો મુખી.

દેવવાચક શબ્દો નર-નારી બંનેમાં પ્રયોજાય છે, એ અત્યંત જાણીતી વાત છે. સૂર્યવાચક मिहिर શબ્દ ઉપરથી मिहिरा-मिइरा-मीरा ની જેટલી સંભાવના છે તેટલી જ મુખી-વાચક દેશ્ય શબ્દ मइहर-मइअर-मीअर-मीर થઈ નારીજાતિના સર્વસ્વાભાવિક आं પ્રત્યયથી मीरां વ્યુત્પન્ન થઈ શકે એમ છે. નારી જાતિનાં आंનાં નીચેનાં ઉદાહરણ

---

૧. આ વસ્તુ પણ પુષ્કળ ચર્ચાસ્પદ છે. એની અસંભવિતતા સ્વ. તનસુખરામભાઈએ આપી છે: બૃ. કા. દો. ભાગ ૭ મો, મીરાંચરિત્ર પૃ. ૧૯. સામાન્ય ભક્તિમાર્ગ પ્રવૃત્ત જ હતો, તેમાં રામાનંદના આગમનથી વૃદ્ધિ થયેલી એટલું જ. નરસિંહ અને મીરાં બંને કૃષ્ણભક્ત છે, એ લક્ષ્યમાં રાખવા જેવું છે

૨. કબીરે ત્રણ સ્થળે આ શબ્દ ઈશ્વરવાચક પ્રયોજ્યો છે. "મીરાં મુઝ સૂં યૂં કહ્યા," વગેરે. એજન, પૃ. ૨૧૧ ૩. એજન, પૃ. ૨૧૩

૪. દેશીનામમાળા, ૬-૧૩૨ ૫. એજન, ૬-૧૩

ઉત્તર ગુજરાતમાં મળે છે જ : રૂપાં દેવાં ધનાં તેજાં શોભાં લીલાં વગેરે.[2] આવી સ્થિતિમાં વચ્ચેના ઝૂપડીવાચક મિરિયા શબ્દ સિવાયના બંને શબ્દો ઉપરથી મીરાં નામ વગર મૂંઝવણે આપણે મેળવી શકિયે છિયે, જેમાં કોઈ દૂર દૂરની કલ્પના પણ કરવા જવું પડતું નથી. આમ થવાથી એ ઉપનામ છે કે સાચું નામ એ ઝઘડામાંથી પણ આપણે ઊગરી જઇયે છિયે. આમ આપણી સામે અસલ નામ તરીકે "મીરાંબાઈ" આવી રહે છે.

ગુજરાતી ભાષાની સ્ત્રી કવિઓમાં અસાધારણ અને અપ્રતિમ સ્થાન ધરાવતી આ મીરાંબાઇનો જન્મ જોધપુરથી પૂર્વ દિશામાં આશરે ૩૫ ગાઉ ઉપર અજમેરના માર્ગમાં આવેલા, જોધપુર રિયાસતના મેડતા પરગણાના કુડકી ગામમાં મેડતાના રાઠોડ રાવ દૂદાજીના પુત્ર રાવ રત્નસિંહજીને ત્યાં સં. ૧૫૫૫ ના અરસામાં થયો હતો.[3]

મેડતા ગામ પ્રાચીન છે અને એનો જોધપુરના એક સં. ૮૯૪ ના લેખમાં मेडन्तक તરીકે ઉલ્લેખ છે. આ મેડતાનો વચ્ચે નાશ

---

૧. મારી મોટી પુત્રીનું નામ "લલિતા" છે તેને વહાલમાં અમે "લલાં" કહી બોલાવતા. મારી પ્રપિતામહીનું નામ "જીવાંબાઇ" હતું તે આ સ્થળે આપવું ઉપયોગી થઇ પડશે. અને કલાપીની "વ્હાલી બાબાં" આ મતનું સમર્થન જરૂર આપશે.

૨. પછી તો નામ ખૂબ વ્યાપક થઇ પડ્યું છે અને એનો ઉપયોગ ધાર્મિક ભાવનાવાળી સ્ત્રીઓને માટે પણ સામાન્ય થઇ ગયો છે. સ્વ. છગનલાલ વિ. રાવળના જણાવ્યા પ્રમાણે બીજી એક મીરાંબાઇ સ્ત્રીકવિ થઇ ગઇ છે તે આજન્મ કુમારિકા રહી હતી અને વાંસવાડા નજીકના એક ગામમાં રહેતી હતી, જેનાં કાવ્યોનો ચોપડો વાંસવાડાના પ્રણામી પંથના મંદિરમાં છે. વાંસવાડા સરહદ ઉપર આવેલું હોવાથી આ મીરાંની ભાષા પણ મારવાડી મિશ્ર ગુજરાતી છે. આનાથી એક નવો કોયડો ઊભો થાય છે; તે એ કે કઇ મીરાંએ ક્યાં પદ બનાવ્યાં છે; જો કે સતત અભ્યાસ એ કોયડામાંથી બચાવી શકે ખરો.

૩. બૃ. કા દો. ભાગ ૭ માની પ્રસ્તાવના, પૃ. ૧૫, અને ઉદેપુર રાજ્ય કા ઇતિહાસ, પૃ. ૩૫૯

થઇ ગયેલો; એનો મીરાંના દાદા રાઠોડ રાવ દૂદાજીએ સં. ૧૫૧૮માં ઉદ્ધાર કર્યો હતો. આ રાઠોડ કુળ વૈષ્ણવ ધર્મનું હતું, એ મેડતામાં રાવ દૂદાજીએ સ્થાપેલા શ્રીચતુર્ભુજ વિષ્ણુના મંદિરથી સમજાય છે: આજે પણ એ શ્રીચતુર્ભુજ રાવ દૂદાના સર્વ વંશજ મેડતિયા રાઠોડોના ઇષ્ટ દેવ છે.[1]

'મહિયર મારું મેડતું રે ને સાસરિયું ચિતોડ''[2] એ મીરાંના એક પદમાં મીરાંના પિયર તરીકે મેડતાનો ઉલ્લેખ છે. અત્યારે પણ મેડતાથી અજમેર સુધીના ૨૦ ગાઉના પ્રદેશને 'મીરાંબાઈકા પ્રદેશ' કહેવામાં આવે છે[3]

મીરાંબાઈનું પિતૃકુલ મારવાડમાં સુપ્રસિદ્ધ હતું. એના એક પૂર્વજ રાઠોડ[4] રાવ ચૂંડાજીએ સં. ૧૪૫૨ માં મારવાડની જૂની

---

૧ અજન, પૃ. ૧૫

૨. સ્વ. ભા. નિ. મહેતા : મીરાંબાઇ, પૃ. ૭

૩. બૃ. કા. દો. ભાગ ૭ માની પ્રસ્તાવના, પૃ. ૧૫—અને સ્વ. ભા. નિ. મહેતા : મીરાંબાઇ પૃ. ૧૯

૪. રાઠોડનું વંશવૃક્ષ:




જુઓ બૃ. કા. દો. ૭ મા ભાગની પ્રસ્તાવના, પૃ. ૧૬.

રાજધાની મંડોર, મુસલમાનોનો પરાજય કરી જીતી લીધી હતી અને ત્યાં રાઠોડોનું નવું રાજ્ય સ્થાપ્યુ હતું. આ રાવ ચૂંડાજીની પુત્રી હંસાકુમારી ચિત્તોડના સુપ્રસિદ્ધ [1]લાખારાણાને પરણી હતી, જેને મોકલસિંહ નામે પુત્ર થયો હતો. રાવ ચૂંડાજીના મૃત્યુ બાદ એનો કુંવર કાનાજી અને પછી સતાજી મંડોરની ગાદીએ આવેલા. રાવ ચૂંડાજીનો એક પુત્ર રાવ રિડમલ બહેનને ત્યાં ચિત્તોડમાં રહેતો હતો તેણે ભાણેજ રાણા મોકલ તરફની મદદથી સતાજીને હરાવી મંડોરનું રાજ્ય કબજે કર્યું હતું. રાવ રિડમલ મંડોરમાં હતો તે દરમ્યાન રાણા મોકલના કોઇ ખવાસે રાણાનું ખૂન કરી ચિત્તોડ કબજે કર્યું હતું, પરંતુ રાવ રિડમલે આવી એને હરાવી ચિત્તોડ કબજે કરી મેવાડની ગાદીએ રાણા મોકલના સગીર કુમાર રાણા કુંભાને બેસાડ્યો હતો. રાવ રિડમલ રાણા કુંભાને ખોળામાં લઇ સિંહાસન પર બેસતો એ વસ્તુ મેવાડી પટાવતોને ખૂંચતી હતી, એટલે એક રાતે

૧. મેવાડના રાણાઓનું વંશવૃક્ષ :




જુઓ બૃ. કા. દો. ભાગ ૭ મા ની પ્રસ્તા., પૃ. ૧૬

એઓએ સૂતેલા રાવ રિડમલને કાપી નાખ્યો. એનો પુત્ર રાવ જોધો નાસી ગયો. મેવાડી પટાવતોએ એની પૂંઠ પકડી અને છેક મંડોર સુધી પહોંચી એ શહેરને મેવાડની સત્તા નીચે લાવી મૂક્યું. રાવ જોધો હિંમત ન હાર્યો અને એણે મેવાડ સામે ૧૨ વર્ષ પર્યંત યુદ્ધ કર્યું. અંતે સં. ૧૫૧૧માં મારવાડમાંથી મેવાડના શાસનની જડ ઉખેડી કાઢી અને પિતાના ખૂનનો બદલો લેવા એણે આખા મેવાડને પજવણી શરૂ કરી. રાણા કુંભાએ છેવટે એને મનાવી રાજકુટુંબની એક કુંવરી પરણાવી અને એને પ્રસન્ન રાખવા થોડો પ્રદેશ પણ અર્પણ કર્યો. આ જ રાવ જોધાએ સં. ૧૫૧૫ માં મારવાડની અત્યારની રાજધાની જોધપુર વસાવ્યું.

રાણા કુંભાને સં. ૧૫૨૪માં એના પુત્ર ઉદાએ મારી નાખ્યો. રાણા ઉદાને રાવ જોધાનો ભય હતો કે એ જરૂર પોતાના પિતૃ-હત્યારૂપી દુષ્ટ કાર્યનો બદલો લેશે. આ ભયે એણે અજમેર અને સંભરનાં પરગણાં આપી રાવ જોધાને શાંત કર્યો. સં. ૧૫૨૮ માં મેવાડી પટાવતોએ પિતૃઘાતક ઉદા-હત્યારાને પદભ્રષ્ટ કરી નાના ભાઈ રાયમલજીને ગાદી આપી. રાવ જોધાજીએ સં. ૧૫૫૧ માં રાણા રાયમલજીના કુમાર સંગ્રામસિંહ ઉર્ફે સાંગાને પોતાની બે પ્રપૌત્રીઓ પરણાવી, જેમાંની એક પુત્ર વાઘાજીની પુત્રી ધનબાઈ ભોજરાજ કર્ણ અને રત્નસિંહની મા થાય. રાવ જોધાજી લગભગ ૭૨ વર્ષની વયે સં. ૧૫૪૫ માં મૃત્યુ પામ્યો.

રાવ જોધાજીને રાવ સૂજાજી વીકાજી અને દૂદાજી કરી ત્રણ કુંવર હતા. રાવ સૂજાજી જોધપુરની ગાદીએ આવ્યા ત્યારે નાના દૂદાજીને મેડતાની જાગીર જિવાઈમાં મળી. આ રાવ દૂદાજીને વીરમજી અને રત્નસિંહ એમ બે પુત્ર હતા. વીરમજીને રાણા રાયમલે પોતાની પુત્રી આપી, અને એ બાઈમાં વીરમજીથી પુત્ર જન્મ્યો તે સુપ્રસિદ્ધ રાવ જયમલ રાઠોડ.[1] રાવ વીકાજીને બીકાનેર મળ્યું અને ત્યાં સ્થપા-

---

૧. સમગ્ર હકીકત માટે જુઓ બૃ. કા. દો. ભાગ ૭ માની પ્રસ્તાવના,

ચેલું રાજ્ય અત્યાર સુધી એમના વંશજોના હાથમાં પરંપરાગત ઊતરી આવ્યું છે.

[1]આમ ૭ સાત પેઢી થયાં રાઠોડો અને ગુહિલોત સિસોદિયાઓ વચ્ચે કૌટુંબિક સંબંધ ચાલ્યો આવતો હતો. એ સંબંધ ઉત્તરોત્તર જળવાઈ રહે એ માટે રાવ દૂદાજીના (સં. ૧૫૭૨માં) મૃત્યુ પછી વીરમદેવે પોતાની ભત્રીજી મીરાંનું સગપણ રાણા સંગ્રામસિંહ ઉર્ફે સાંગાના પાટવી કુમાર ભોજરાજ સાથે કર્યું.[2]

મીરાંની માતા એના બચપણમાં જ ગુજરી ગયેલી. એને રાવ દૂદાજીએ ઉછેરી. મીરાંનું આખું બચપણ પિતરાઇ ભાઈ [3] જયમલ્લની સાથે વીત્યું. આ બંને બાળકોમાં કોઈ અચિંત્ય બળે ભકિતના અંકુર ફૂટયા અને બંને પરમ ભકત તરીકે ખ્યાત થયાં. રાવ જયમલ્લને હિતહરિવંશીઓ એક ઉચ્ચ કોટિના ભક્ત ગણે છે; અને એમને થયેલા અનેક પરચાઓની કથાઓ અત્યારે પણ ભાવપૂર્વક એ સંપ્રદાયના અનુયાયીઓમાં વંચાય છે.[4]

મીરાં સુપ્રસિદ્ધ રાણા કુંભાને વરેલી એવી જાતની એક દંતકથા પ્રવર્તમાન છે, પણ ઐતિહાસિક સાતત્ય જોતાં એ વાત અસંભાવ્ય છે. મીરાંનો બાપ રત્નસિંહ [5]ખનાઉમાં કુંભાના મરણ પછી ૫૯ વર્ષે મરણ પામેલો હતો, એ જોતાં એ દંતકથા સત્ય ઠરી શકતી નથી.

---

પૃ ૧૬-૧૭; સ્વ. બા. નિ. મહેતાના મીરાંબાઇ અને S. S. Metha : Mirabaiમાં પ્રાયઃ આ જ હકીકતનો અનુવાદ છે.

૧. "રાઠોડની દીકરી ને સીસોદાનો સાથ" એ વાત મીરાંના એક પદમાં પણ મળે છે જુઓ બૃ. કા. દો. ભાગ ૭ મો, પૃ. ૭૦૨.

૨. ઉદે રા. ઇતિ, પૃ. ૩૫૮

૩ "જેમલ રાઠોડની દીકરી રે' એવું વિધાન દયારામ કવિએ "મીરાંચરિત્ર"માં કર્યું છે, પણ ઐતિહાસિક દૃષ્ટિએ અને ખુદ મીરાંના શબ્દે એ અસંગત છે. (જુઓ સ્વ. બા નિ. મહેતા, મીરાંબાઇ, પૃ. ૩.)

૪. નાભાજીએ ભક્તમાળમાં એનું વિસ્તૃત ચરિત્ર આપ્યું છે.

૫. S. S. Mehta :Mirabai, P. 65

"રાણાજી રે, દૂદાજીની બાઇ મીરાં બોલિયાં રે "[1] એ સુપ્રસિદ્ધ ઉક્તિમાં મીરાંબાઈ દૂદાજીની કુલપુત્રી હોવાનો ઉલ્લેખ કરે છે, અને ઇતિહાસ એને દૂદાજીના પુત્ર રત્નસિંહની પુત્રી કહે છે; એટલે કુંભા કરતાં એના કોઈ વંશજને મીરાં પરણી હોય એ વધુ સંભાવ્ય છે.

ઉપર જોયું કે મીરાંનું લગ્ન રાણા સાંગાના પાટવી ભોજરાજ સાથે [2]સં. ૧૫૭૩માં થયું હતું. થોડાં જ વર્ષમાં ભોજરાજ મરણ પામ્યો અને મીરાં વિધવા બની (સં. ૧૫૭૫-૮૦ ના અરસામાં). મીરાંને થયેલા આ વૈધવ્યથી ચિત્તોડમાં અને સારા મેવાડમાં આફત ઊતરી આવ્યાનું કહેવાય છે. સં ૧૫૮૩ માં મોગલ શાહ બાબરે રાણા સાંગાને હરાવ્યો, તે જ વર્ષમાં મીરાંના પિતા અને કાકો રાયમલ લડાઈમાં પડયા; અને ૧૫૮૪ માં રાણો સાંગો પણ મૃત્યુ પામ્યો.[3]

સં. ૧૫૮૪ માં ભોજરાજથી નાનો કુમાર રત્નસિંહ મેવાડની ગાદીએ આવ્યો, પણ એ મૃત્યુ પામતાં સં. ૧૫૮૮ માં રાણો વિક્રમાદિત્ય ગાદીએ આવ્યો.[4]

રાવ દૂદાજી પરમ વિષ્ણુભક્ત હતો. ઉપર કહ્યું તેમ મીરાંની માતા બચપણમાં મરી ગઇ હતી. બચપણના જ ઘરના સંસ્કારોને અંગે મીરાંને પ્રભુભક્તિમાં લગની લાગેલી, જે એના દાદાની ભક્તિથી વધુ જાગ્રત થયેલી હતી. એનામાં ભક્તિના અંકુર કેવી રીતે ફૂટયા એ જાણવાનું કોઈ ઐતિહાસિક સાધન નથી; છતાં મીરાંનાં કાવ્યોમાં સ્ફુટ થતો અસાધારણ ભગવદ્‌ભાવ એ એના બચપણના સંસ્કારોનું પરિણામ સંભવે છે. લગ્ન પછી એનો સંસાર લાંબો વખત ચાલ્યો નથી. ઘરના ધાર્મિક સંસ્કારોએ રંગાયેલી મીરાં સાસરવાસમાં પણ

---

૧. સ્વ. શા. નિ. મહેતા : મીરાંબાઇ, પૃ. ૬

૨. એજન, પૃ. ૩૧ અને ઉદે. રા. ઇ.તિ. પૃ. ૩૫૮-૯

૩ બૃ. કા. દો. ૭ મા ભાગની પ્રસ્તાવના, પૃ ૧૯-૨૦

૪. ઉદે. રા. ઇતિ. પૃ. ૩૫૯

ભગવદ્‌ભક્તિમાં મચેલી રહેતી, એ વસ્તુ સાસરિયાંને ન ગમતી,[1] એવી અનેક દંતકથાઓ અત્યારે પ્રચલિત છે.

મીરાંના પ્રત્યેક પદમાં "મીરાં કે પ્રભુ ગિરધર નાગર"ની છાપ છે, જે ઉપરથી માનવા સબળ કારણ છે કે એ શ્રીકૃષ્ણચંદ્રના ગિરિધારી સ્વરૂપની ભક્ત હતી. એક એવું સ્વરૂપ એની પાસે એના દાદાના દરબારમાં આવેલા એક સંન્યાસી પાસેથી આવેલું એવી એક દંતકથા ચાલુ છે.[2] એમ કહેવાય છે કે એણે બચપણમાં પોતાની માતાને પૂછેલું કે 'મારો પતિ કોણ?' ત્યારે માતાએ 'તારો પતિ આ ગિરધરલાલ' એમ જણાવેલું; ત્યારથી જ મીરાં એ મૂર્તિને જ પોતાના પતિ તરીકે માનતી.

સાસરિયાંમાં જતાં જ થોડા વખતમાં એને વૈધવ્ય પ્રાપ્ત થયું, તે વખતે એની આ ધાર્મિક વૃત્તિ કેટલી સહાયક થઈ પડી હશે? વસ્તુસ્થિતિએ એને એનામાં અંકુરિત થયેલી ભગવદ્‌ભક્તિએ એનું વૈધવ્ય ભુલાવી દીધું હતું. એ સાસરિયાંમાં પણ પ્રભુભજનમાં મસ્ત રહેતી અને સાધુ–સંતોનો સત્સંગ કરતી. રાણા વિક્રમાદિત્યને પોતાની વિધવા ભાભી આ પ્રમાણે સાધુ–સંતોનો સત્સંગ કરે એ કુલને કલંક જેવું લાગ્યું હોય એમ સંભવે છે

મીરાંબાઈનાં, રાણા વિક્રમાદિત્ય તરફથી થયેલી અડચણોની, રાજા તરફથી ભજનાદિ છોડી દેવાની વગેરે અનેક હકીકત સાચવતાં પદ મળી આવે છે. અનેક પ્રકારે વાર્યા છતાં જેને રામરૂપી રમકડું મળ્યું છે તે પરમભક્ત મીરાં ભક્તિનો ત્યાગ કેવી રીતે કરે? એ તો ગાય છે કે:

"રામ રમકડું જડિયું રે, રાણાજી, મને રામ રમકડું જડિયું. ટેક
રુમઝુમ કરતુ મારે મંદિરે પધાર્યું, નહિ કોઇને હાથે ઘડિયું રે. રાણા૦

1 આ વિશેની વિસ્તૃત હકીકત માટે જુઓ એજન, પૃ. ૨૫–૩૨ અને સ્વ. સા. નિ. મહેતા : મીરાંબાઇ, પૃ. ૩૧–૪૦.

2. બૃ. કા. દો. ભાગ ૭ માની પ્રસ્તાવના, પૃ. ૩૫–૩૬

મોટા મોટા મુનિજન મથીમથી થાકયા કોઇ એક વિરલાને હાથે ચડિયું રે.રાણા૦
સુન રે શિખરના રે ઘાટ ઉપરથી અગમ અગોચર નામ પડિયું રે. રાણા૦
બાઇ મીરાં કે પ્રભુ ગિરધર નાગર મારું મન શામળિયાશું જડિયુ રે. રાણા૦"[1]

અને તેથી જ રામ અને શ્યામમાં એકત્વ નિહાળતી મીરાં રાણાને જવાબ આપે છે કે :

"શ્યામ-રે રંગે રાચૂં, રાણાજી, કહાન સંગે નાચૂં, રાણાજી.
તાલ પખાજ વેણા જ વાજે, ઘુઘરા બાંધીને હું નાચૂં; રાણુ૦
કોઇ કહે મીરાં ભઇ રે બાવરી, કોઇ કહે જોગણ મદમાતી. રાણા૦
વિખના પ્યાલા રાણાજીએ ભેજ્યા, પીતાં આવે મુને હાંસી. રાણા૦
અપની રે કુલ કી શાખા મટ ગઇ, મટ ગઇ જમરે કી ફાંસી. રાણા૦
મીરાં કે પ્રભુ ગિરધર નાગર, જન્મોજન્મ કી તેરી દાસી રાણા૦"[2]

ઘરનાં કામમાં મીરાંનું ચિત્ત નથી ચોંટતું; નથી ભોજન ભાવતું; નથી નિદ્રા આવતી; એનું હૃદય તો યમુનાવિહારી કૃષ્ણમાં જ છે. એ ગાઇ ઊઠે છે કે:

"શું કરું રાણાજી, મારુ ચિતડું ચોરાયે,
મારું મનડું વેંધાયે શું કરું૦
કરવાં ન સુઝે અમને ઘરનાં કામ,
ભોજન ના ભાવે નયણે નિંદ્રા હરામ. શું કરું૦
જળ જમનાને કાંઠે ઉભા બળીભદ્રવીર,
બંસરી બજાવે વહાલો જમનાને તીર. શું કરું૦
હસ્તી બજારે ગજ રથ ચાલ્યો રે જાય,
શ્વાન ભસે તો તેની સંખ્યા ના થાય. શું કરું૦
ઝખ રે મારે પેલા દુર્જન લોક,
ચિતડું ચોર્યું તો તેની શીખામણ ફોક. શું કરું૦
જ્યાં શામળિયો ગિરધારી ત્યાં મારી આશ,
હરખી નિરખી ગાય મીરાંદાસ. શું કરું૦"[3]

---

૧ બૃ. કા. દો ભાગ ૭ મો, પૃ. ૭૦૫
૨. એજન પૃ ૭૧૧ ૩ એજન, પૃ. ૭૧૨

મીરાંને મન રાણીનો હવે કાંઈ બિસાત નથી. આમાં એ કર્મની ન્યારી ગતને નિહાળે છે:

" કર્મ કી ગત ન્યારી સંતો કર્મકી ગત ન્યારી.
બડે બડે નૈન દીયે મરઘન કુ, બન બન ફરત ઉઘારી રે. સંતો૦
ઉજ્જવળ બરન દીન બગલન કુ, કોયલ કર દીની કારી રે. સંતો૦
ઓર નદીયન જળ નિર્મળ કીનો, સમુદર કર દીની ખારી રે. સંતો૦
મુરખ કુ ઉત્તમ રાજ દીયત હૈ, પંડિત ફરત ભીખારી રે સંતો૦
મીરાં કે પ્રભુ ગિરધરના ગુણ(?નાગર),રાણોજી તો કોન બિચારી રે.સંતો૦"[1]

નીચેનું સુપ્રસિદ્ધ પદ એના મેવાડત્યાગની સ્પષ્ટ હકીકત આપે છે:

"ગોવિંદો પ્રાણ અમારો રે, મને જગ લાગ્યો ખારો રે;
મને મારો રામજી ભાવે રે, બીજો મારી નજરે નાવે રે.
મીરાંબાઇના મહેલમાં રે હરિ સંતનનો વાસ;
કપટીથી હરિ દૂર વસે, મારા સંતન કેરી પાસ.
રાણોજી કાગળ મોકલે રે, દો રાણા મીરાંને હાથ;
સાધુની સંગત છોડી દ્યો, તમો વસો અમારે સાથ.
મીરાંબાઇ કાગળ મોકલે રે, દેજો રાણાજીને હાથ;
રાજપાટ તમે છોડી રાણાજી, વસો સાધુને સાથ.
વિષનો પ્યાલો રાણે મોકલ્યો રે, દેજો મીરાંને હાથ;
અમૃત જાણી મીરાં પી ગયાં, જેને સ્હાય શ્રીવિશ્વનો નાથ
સાંઢવાળા સાંઢ શણગારજો રે, જાવું સો સો રે કોશ;
રાણાજીના દેશમાં રે મારે, જળ રે પીધાનો દોષ.
ડાબો મેલ્યો મેવાડ રે, મીરાં ગઇ પશ્ચિમમાંય;
સરવ છોડી મીરાં નીસર્યાં; જેનું માયામાં મનડું ન કાંય.

* * *

મીરાં હરિની લાડણી રે, રહેતી સંત હજૂર;
સાધુ સંગાતે સ્નેહ ઘણો, પેલા કપટીથી દિલ દૂર."[2]

---

૧. એજન, પૃ. ૭૧૯
૨. K. M. Munshi : Gujarata and its Literature, P. 133

વિષપ્રયોગ જેવા તો બીજા કેટલાય પ્રસંગ બન્યાનું કહેવાય છે. અને તેથી જ કંટાળી મીરાંએ ચિત્તોડનું પાણી હરામ કરી એનો ત્યાગ કરી દીધો હતો ઉપરના પદમાં એ પશ્ચિમમાં ચાલી ગઈ એવો ઉલ્લેખ છે.

મીરાંના ચિત્તોડત્યાગની સાથે જ ચિત્તોડ પર ભયાનક આક્રમણ ગુજરાતના સુલતાન બહાદુરશાહે સં. ૧૫૮૮ માં[1] કરેલું. રાણા વિક્રમાદિત્યે સંધિ કરી, પણ એ લાંબો સમય ટકી નહિ. વિક્રમાદિત્યની માતા હાડી રાણી કરમતીએ સુલતાન તરફના નવા આક્રમણનો સામનો કર્યો; વિક્રમાદિત્ય અને ઉદેસિંહને દિલ્હી તરફ રવાના કર્યા અને પોતે લડાઈમાં ખપી ગઈ. બહાદુરશાહે ચિત્તોડનો કબજો લીધો. બંને ભાઈઓ દિલ્હી જઈ હુમાયુને લઈ આવ્યા અને એની મદદથી બહાદુરશાહને મંદસોરમાં હરાવ્યો. હુમાયુએ વિક્રમાદિત્યને ચિત્તોડનો કબજો ફરી આપ્યો. વિક્રમાદિત્ય ઉપર આટઆટલું વીત્યા છતાં એ સુધર્યો જ નહિ. સં. ૧૫૯૨ માં એના વનવીર નામના એક ખવાસે એનું ખૂન કર્યું અને મેવાડની ગાદી હાથ કરી. આ વખતે ઉદેસિંહ કુંભલગઢના કિલ્લામાં હતો, ત્યાંથી આવી એણે વનવીરને હરાવી રાજ્ય હસ્તગત કર્યું.[2]

ચિત્તોડમાંથી નીકળી મીરાં પ્રથમ ભાઈ જયમલ પાસે મેડતામાં આવી. ત્યાં કાકા વીરમે અને ભાઈ જયમલે આશરો આપ્યો અને એનું યોગ્ય સન્માન કર્યું. આમ છતાં એ ભક્તજનોમાં વધુ ભેળાય, એ એઓને યોગ્ય ન લાગતાં એના પર દેખરેખ રખાવાનું ચાલુ થયું. મીરાંથી આ સહન ન થયું અને કાયમને માટે એણે માતૃભૂમિનો ત્યાગ કર્યો.[3]

---

૧. બૃ. કા. દો. ભાગ ૭ ની પ્રસ્તાવના, પૃ. ૨૨, અને H. H. Mehta, Mirabai પૃ ૭૧-૭૨

૨. સ્વ ભા. નિ. મહેતા : મીરાંબાઇ, પૃ. ૫૩-૫૪

૩ બૃ. કા. દો ભાગ ૭ ની પ્રસ્તાવના, પૃ. ૨૩

આ પ્રસંગને અનુલક્ષીને મીરાંએ નીચેનું પદ ગાયું જણાય છે :

"અબ તો મેરે રામ નામ દુસરા ન કોઇ ટેક.
માત છોડી પિતા છોડે, છોડે સગા ભાઇ,
સાધુ સંગ બેઠ બેઠ લોકલાજ ખોઇ અબ તો૦
સંત દેખ દોડ આઇ જગત દેખ રોઇ,
પ્રેમ આસુ ડાર ડાર અમરબેલ બોઇ, અબ તો૦
મારગમાં તારણ મીલે સંત રામ દોઇ,
સંત સદા શીશ રખું, રામ હૃદય હોઇ, અબ તો૦
અંતમેં સે તંત કાઢયો પીછે રહી સોઇ,
રાણે ભેલ્યા વીખ કા પ્યાલા, પીબત મસ્ત હોઇ, અબ તો૦
અબ તો બાત ફેલ ગઇ, જાણે સબ કોઇ,
દાસ મીરાં લાલ ગિરધર, હોની સો હોઇ. અબ તો૦" ૧

મીરાંના મેડતાત્યાગથી મેડતાની સ્થિતિ પણ બૂરી થયાનું કહેવાય છે. રાવ વીરમદેને જોધપુરના રાજા અને પિતરાઈ ભત્રીજા માલદેવ સાથે બનતું ન હતું. પ્રથમ એને સં. ૧૫૮૮ માં ઝઘડો થયેલો અને એમાં રાવ વીરમ હારેલો. એ ત્યાંથી અજમેર આવી, વસ્યો, પણ આશ્રય ન પામ્યો, એટલે હુમાયુ પાસે ગયો. એની મદદથી એણે મેડતા પાછું હાથ કર્યું, પણ એ સં. ૧૬૦૦ માં મરણ પામ્યો. પછી જયમલ્લ ગાદીએ આવ્યો, પણ એને પણ તકલીફ નડી અને અંતે મેડતા જોધપુરના રાવે ઉજ્જડ કર્યું. આખરે જયમલ્લ ચિત્તોડમાં આવી આશ્રય પામ્યો, જ્યાં સં. ૧૬૨૪ માં એ ચિત્તોડ ઉપરના હલ્લા વખતે ચૈત્ર સુદિ ૧૧ ની રાત્રિએ અકબરના હાથે મરણ પામ્યો.[૨] એમ કહેવાય છે કે મીરાંએ રાવ જયમલ્લને આશીર્વાદ આપેલો કે

૧. બૃ. કા. દો. ભાગ ૭ મો, પૃ. ૭૦૮

૨. આ ઠેકાણે ફત્તો સિસોદિયો પણ મરેલો. જયમલ્લ અને ફત્તા સિસોદિયાના પરાક્રમથી ખુશ થઇ બંનેની પ્રતિમા અકબરે આગ્રાના મુખ્ય દ્વાર પર મૂકી હતી. જુઓ—બૃ. કા. દો. ભાગ ૭ માની પ્રસ્તાવના, પૃ. ૨૩.

તારી પ્રજા વધશે અને સુખી થશે.' એ ઉક્તિ અત્યારે પણ સત્ય જણાય છે અને જયમલ્લના વંશજો સુખી કહેવાય છે.[૧] રાવ જયમલ્લની પ્રશંસા બાદશાહ જહાંગીરે 'જહાંગીરનામા'માં પણ કરી છે.

મીરાંબાઈ સં. ૧૫૮૮ પછી મેવાડમાં કે મારવાડમાં રહી હોય એવું જણાતું નથી. ઉપર સૂચવેલા પદમાં એ પશ્ચિમ તરફ આવી જણાય છે. આમ છતાં વૃંદાવનમાં ભગવદ્‌ભક્તિનો જબર જુવાળ આવેલો. વૃંદાવનમાં શ્રી ચૈતન્ય ગૌરાંગ મહાપ્રભુ (સં. ૧૫૪૧–૮૯)ના અનુયાયીઓ રૂપ સનાતન અને જીવ[૨] ગોસ્વામીનો નિવાસ અને ગોકુલ તેમજ જતીપુરામાં શ્રીવલ્લભાચાર્યજી (સં. ૧૫૨૯–૧૫૮૭)ના પુત્ર શ્રી. વિઠ્ઠલનાથજી (સં. ૧૫૭૨–૧૬૪૨)નો નિવાસ હતો. ભક્તિમાર્ગની આ ઉભય શાખાઓ એ સમયે જોરશોરમાં હતી. મીરાં આમાંથી કયા [૩]માર્ગની અસરમાં હતી એનો નિશ્ચય કરી શકાતો નથી, કેમકે એના એક પણ પદમાં કશે પણ કાંઇ સૂચન પ્રાપ્ત થતું નથી. એના નીચેના પદમાં "ભક્તિમાર્ગમાં ફસી" એવો માત્ર ઉલ્લેખ છે.[૪] અને ઉપરના એક પદમાં 'મારગ મેં તારણ મીલે સંત રામ દોઈ, સંત સદા શીશ રખું, રામ હૃદય સોઈ"[૫] એવો અસ્પષ્ટ ઉલ્લેખ છે; પણ એનાથી કાંઇ સ્ફોટ થતો નથી એટલે માત્ર સામાન્ય ભક્તિમાર્ગની એ અનુયાયી હોવી સંભવે છે :

---

૧. સ્વ. ભા. નિ. મહેતા: મીરાંબાઇ, પૃ. ૫૪–૫૫, અને બૃ. કા. દો. ભાગ ૭ માની પ્રસ્તાવના, પૃ. ૨૪

૨. જીવ ગોસ્વામીને એ મળી કહેવાય છે જીવ ગોસ્વામી સં. ૧૫૮૯માં મૃત્યુ પામેલા, એટલે મેવાડમાંથી છૂટી થઇ તરત એકવાર યાત્રા કરવાને ગઇ હોય તો જ એ મેળાપની સંભાવના છે.

૩. શ્રી. ક. મા, મુનશી એક ઠેકાણે મીરાં પર રામાનંદના શિષ્ય રૈદાસની અસર માને છે, તો બીજે સ્થળે ચૈતન્યાનુયાયીઓની અસર માને છે. (જુઓ ગુજરાતી સાહિત્ય–મધ્યકાલીન પ્રવાહ, પૃ. ૩૪૬–૪૭.) એની સાબિતી અપ્રાપ્ય છે.

૪ સ્વ. ભા. નિ. મહેતા : મીરાંબાઇ, પૃ. ૩૩

૫. બૃ. કા. દો. ભાગ ૭ મો, પૃ. ૭૦૮

"અમારે મન રાધા શ્યામ બસી,
કોઇ કહે મીરાં ભઇ બાવરી, કોઇ કહે કુલ નસી.

× × ×

મીરાં કે પ્રભુ ગિરધર નાગર, ભક્તિમાર્ગમાં ફસી."[2]

મીરાંના ભક્તિમાર્ગમાં પરમતત્ત્વ તરીકે કૃષ્ણનો સ્વીકાર આપણે જોઈ શકિયે છિયે. ભક્તહૃદયને જે જાતનો તલસાટ અત્યંત સ્વાભાવિક છે, એક પ્રોષિતભર્તૃકા નાયિકા જે પ્રમાણે પતિને માટે તલસાટ ભોગવે છે, તેવી ઝાંખી આપણને મીરાંના નીચેના પદમાં થાય છે :

"બંસીવાલા આજો મોરા દેશ;
આજો મોરા દેશ, હો બંસીવાલા, આજો મોરા દેશ.
તોરી સામળી સુરત હદ વેશ, બંસીવાલા આજો મોરા દેશ. ટેક.
આવન આવન કેહ ગયે, કર ગયે કોલ અનેક,
ગણતાં ગણતાં ઘસ ગઇ જીભા, હારી આંગળીઓની રેખ. બંસી૦
એક બન ઢુંઢી સકલ બન ઢુંઢી, ઢુંઢો સારો દેશ;
તોરે કારણ જોગણ હોઉંગી, કરુંગી ભગવો વેશ. બંસી૦
કાગદ નહિ મારે સાહિ નાહિ, કલમ નહિ લવલેશ;
પંખીનું પરમેશ નહિ, કીન સંગ લખું સંદેશ. બંસી૦
મોર મુગટ શીર છત્ર બિરાજે, ગુગરવાળા કેશ;
મીરાં કે પ્રભુ ગિરધરના ગુણ (?નાગર), આવોની એણે વેશ બંસી૦"[3]

પણ મીરાંનું હૃદય જગતના સમગ્ર રંગરાગમાં વિરક્ત થયું છે, એવાં પ્રકારનું ભજન જ એ કરી રહી છે; જગતના કોઇપણ પદાર્થમાં

---

૧. શ્રી. ક મા. મુનશી મીરાં અને નરસિંહ ઉપર વૃંદાવનીય ચૈતન્યમાર્ગીય ભક્તિની અસર થયાનું કહે છે. (જુઓ—એમનું Guj & its Lit. P. 133); પણ એનો એકે સધ્ધર પુરાવો મળી શકતો નથી.

૨ સ્વ. ભા. નિ. મહેતા : મીરાંબાઈ, પૃ. ૮૪

૩ બૃ કા. દો. ભાગ ૭ મો, પૃ. ૭૦૨

અનન્યાશ્રયીએ લક્ષ્ય દેવાનું નથી હોતું, એ વસ્તુની પ્રતીતિ પણ આ નીચેના પદમાં કરાયેલી પ્રાપ્ત થાય છે :

"રામ સીતાપતિ તારી લેહ લાગી, હો તમને ભજેથી મારી ભીડ ભાંગી.
ઘરનો તે ધંધો મને નથી ગમતો, સાધુ સંગાથે મારી પ્રીત બાંધી.
દામદાજ છોડયાં મેં તો લોકલાજ મેલી, પ્રેમમગનમાં હું રાજી.
અજ્ઞાનની કોટડીમાં ઊંઘ ઘણી આવે, પ્રેમપ્રકાશમાં હું જાગી.
દુરિજન લોક મારી નિંદા કરે છે, વા'લા લાગે છે મને વેરાગી.
નાચી કૂદીને મેં તો ભક્તિ ન કીધી, લોકની લાજ મેં બહુ રાખી.
ધ્રુવજીને લાગી, પ્રહ્‌લાદજીને લાગી, દ્રૌપદીની સભામાં ભીડ ભાગી.
બાઇ મીરાં કે પ્રભુ ગિરધરના ગુણ (૨નાગર), જનમોજનમ હું ત્યાગી."[૧]

પણ એ ત્યાગ માત્ર પ્રભુને ખાતર છે; પ્રભુને પ્રસન્ન કરવા તો એ એક સોહાગણ સમી સર્વ કાંઈ કરવા તૈયાર છે :

"વાટ જુવે છે મીરાં રાંકડી રે, ઉભી ઉભી અરજ કરે છે દીનાનાથ રે.
મુનિવર સ્વામી મારે મંદિર પધારો રે, વા'લા સેવા કરું દિનરાતડી રે.
ફુલના તે હાર ને ફુલના તે ગજરા રે, ફુલના તોરા ને ફુલપાંખડી રે.
પાચે પકવાન મીઠાઇઓ ને મેવા રે, ઘેબર જલેબી તલસાંકળી રે.
લવિંગ સોપારી ને પાનનાં બીડલાં રે, એલચી દોડા ને તજપાંખડી રે.
સાવ સોનાનાં વા'લા સોગઠાં ઢળાવું રે, રમવા આવો તો જાય રાતડી રે.
બાઇ મીરાં કે પ્રભુ ગિરધરના ગુણ (૨નાગર) જોતા ઠરે છે મારી આંખડી રે."[૨]

સાચા ભક્તને તો પ્રભુ સિવાય અન્ય કશું રુચતું નથી. ભક્ત-હૃદયને તો પ્રભુ જ સાચી મૂડી છે. સર્વસ્વનો ત્યાગ કરી બેઠેલી મીરાં દુનિયાની નજરે નિર્ધન છે, વેરાગી છે, જોગણ છે; પણ મીરાંના હૃદયમાં તો પ્રભુ જ પૂર્ણવૈભવરૂપ બિરાજે છે :

"મુજ અબળાને મોટી મિરાંત બાઇ, શામળો ઘરેણું મારે સાચું રે.
વાળી ઘડાવું વિઠ્ઠલવર કેરી, હાર હરિનો મારે હઇયે રે;
ચિત્ત માળા, ચતુરભુજ ચૂડલો, શીદ સોની ઘેર જઇયે રે. મુજ૦
ઝાંઝરિયાં જગજીવન કેરાં, કૃષ્ણજી કલાં ને કાંબી રે;
વિંછુવા ઘુઘરા રામનારાયણના, અણવટ અંતરજામી રે. મુજ૦

---

૧. એજન, પૃ. ૭૦૩ ૨, એજન, પૃ. ૭૦૪

પેટી ઘડાવું પુરુષોત્તમ કેરી, ત્રિકમ નામનું તાળું રે;
કુંચી કરાવું કરુણાનંદ કેરી, તેમાં ઘરેણું મારું ઘાલું રે. મુજ૦
સાસરવાસો સજિને બેઠી, હવે નથી કાંઇ કાચું રે;
મીરાં(બાઈ) કહે (=કે) પ્રભુ ગિરધર નાગર, હરિને ચરણે જાચું રે. મુજ૦"[૨]

આ પદોમાંથી મીરાંની ભક્તિનું સ્વરૂપ આપણે પકડી શકિયે એમ છિયે. એ નવધા ભક્તિના કોઇપણ પ્રકારને પૃથક્પૃથક્ ઉલ્લિખિત કરતી નથી; પ્રિયા-ભાવે જ એ પરમ તત્ત્વને ભજી રહી છે. એનું હૃદય પણ કેટલું નિર્દોષ છે! શૃંગાર ગાતી હોવા છતાં એમાં એક પણ એવું તત્ત્વ નથી કે જેના તરફ શૃંગાર રસનો વિરોધ કરનારાઓને પણ સૂગ આવે. પ્રેમ એણે નથી ગાયો? જુઓ:

"પ્રેમની પ્રેમની પ્રેમની, મને લાગી કટારી પ્રેમની. ટેક
જળ જમુનાનાં ભરવા ગયાં'તાં, હતી ગાગર માથે હેમની રે. મને૦
કાચે તે તાંતણે હરજીયે બાંધી, જેમ ખેંચે તેમ તેમની રે મને૦
હીરા રે માણેક ઝવેર તજીને, કથીર સંગાતે મણિ તોલમાં રે મને૦
મીરાં કે પ્રભુ ગિરધર નાગર, શરીર આપ્યુ સમતોલમાં રે મને૦"[૧]

–છતાં એમાં કેટલી નિર્દોષતા છે! ચતન્યની અસર આમાં નથી કે નથી પુષ્ટિમાર્ગની; એ પોતાના સ્વતંત્ર રાહ ઉપર ચાલી જાય છે.

મીરાંબાઈ સં. ૧૫૮૮ લગભગ દ્વારકાં ગયેલી અને ત્યાં જ એણે પોતાનું શેષ જીવન ગાળ્યું સંભવે છે. વચ્ચે કદાચ એ યાત્રાઓમાં નીકળી હોય તો એ અસંભવિત નથી. એ દ્વારકામાં હતી ત્યારે એને ચિત્તોડના રાણા તરફથી ચિત્તોડ આવવા નિમંત્રણ થયેલું. આ વખતે ઉદેસિંહ ચિત્તોડમાં રાણો હતો. એણે મોટાં ભાભુને-પરમ ભક્તને સ્વદેશમાં આવવા નિમંત્રણ આપ્યું હોય તો નવાઇ નથી; પરંતુ રાણા વિક્રમાદિત્યના વર્તનથી મીરાંના હૃદયમાં શંકા પેસી ગયેલી. તે ઉદેસિંહના નિમંત્રણથી કેમ જાય? એ પ્રભુની સ્તુતિ કરવા લાગી

૧. એજન, ભાગ ૧ લો, પૃ. ૮૮૨ ૨. એજન, પૃ. ૮૮૩

અને એ જ સ્થિતિમાં એનો દેહાંત થયો.[1] શ્રીરણછોડરાયને ઉદ્દેશીને એણે બનાવેલું એક પદ મળે છે:

"મેરો મન હર લીનો રાજા રણછોડ, રાજા રણછોડ, પ્યારા રંગીલા રણછોડ.
કેશવ માધવ શ્રીપુરુષોત્તમ, કુમેર કલ્યાણ કી જોડ. મેરો મન૦
શંખ ચક્ર ગદા પદ્મ બિરાજે, મુખ મોરલી ઘનઘોર. મેરો મન૦
મોર મુગટ શિર છત્ર બિરાજે, કુંડળ કી છબ ઓર. મેરો મન૦
આસપાસ રત્નાગર સાગર, ગોમતીજી કરે કલ્લોલ. મેરો મન૦
ધજા પતાકા બહુ ત્યાં ફરકે, ઝાલર કરત ઝકઝોલ. મેરો મન૦
સબ ભક્ત કે ભાગ્યહી પ્રગટે, નામ ધર્યો રણછોડ. મેરો મન૦
જે કોય તેરો નામ સુણાવે, પાવે યુગલકિશોર. મેરો મન૦
**મીરાં(બાઇ)**કે પ્રભુ ગિરધર નાગર. કર ગ્રહો નંદકિશોર મેરો મન૦"[2]

મીરાંની કૃતિઓ પ્રાયઃ છૂટક પદોરૂપે[3] મળે છે. આ પદો અત્યારે ગુજરાતી મારવાડી અને વ્રજ ભાષામાં મળે છે. અનેક ઠેકાણે એ પદ છપાયેલાં છે એની આખી કાવ્યકૃતિઓમાં ૧ નરસિંહ કા માહ્યરા (હિંદી) ૨ સતભામાનું રૂસણું (ગુજ.) એ બે છે, જેમાનું પ્રથમ મુંબઇના કોઇ એક પ્રેસમાં છપાયેલું છે, જેનું એક પાનું જોવામાં આવેલું છે; બીજું કાવ્ય બૃ. કા. દો. ભાગ ૧ લા માં છપાયું છે. મીરાંનું વતન મારવાડ હતું એ સુપ્રસિદ્ધ વાત છે; અને અત્યારે એની કૃતિઓ ગુજરાતી મારવાડી અને વ્રજ-હિંદી ભાષામાં મળે છે; ત્યારે એણે કઇ ભાષામાં કૃતિઓ રચી હશે? આપણી હાથપ્રતોમાં પ્રાયઃ ગુજરાતી કૃતિઓ મળે છે, મારવાડની પ્રતોમાં મારવાડી અને બાકી હિંદીમાં મળે છે. એની બધી કૃતિઓની જૂની પ્રતો ભાગ્યેજ મળે છે. ગુજરાત વિદ્યાસભાના સંગ્રહમાં એક સં. ૧૭૭૧માં લખાયેલી પ્રત છે[4] તેમાં મીરાં નરસિંહ નારાયણ પરમાનંદ સૂરદાસ

---

૧ K. M Munshi: Gujarata and its Literature, P. 133

૨. બૃ. કા. દો. ભા. ૭ મો, પૃ. ૭૨૦-૨૧

૩ એણે ૨૫૦ જેટલાં પદો-ગરબીઓ રચ્યાનો શ્રી. કૃ. મો. ઝવેરી ઉલ્લેખ કરે છે. (જુઓ ગુજ. માર્ગ. સ્તંભો, ભાગ ૧ લો પૃ. ૩૦.)

૪ ગુ. વિ. સ. હ.-લિ. પુ. સં. નં. ૩૫૦૭

વગેરેનાં પદ છે. નરસિંહનાં પદ એમાં મધ્યકાલીન ગુજરાતીની ૪ થી ભૂમિકામાં છે, જ્યારે મીરાંનાં પદોમાં એ ભાષાના મિશ્રણવાળું હિંદી સ્વરૂપ મળે છે —

"(૧) મુરલી વાજિ હો, સાજન, મુરલી વાજિ હો ।
શ્યામસુંદર ગોપીનાથ વૃંદાવન વિરાજિ, સાજન ॥
શબ્દ સરસ તાન રાગ મધુરી ર ગાવિ ।
મોહે પશુ પંખિ તરૂઅર મુનિ કા ધ્યાન ચુકાવિ ॥૨॥
મુરલી ઘોર શ્રવણે સુણી ગોપીકા ઊઠી ધાઇ ।
મીરાં પ્રભુ ગિરધર મિલિ [1]તન કી તાપ બુઝાઇ ॥મુરલી॰[2]

(૨) નંદલાલ સ્યું મેરુ મન માન્યુ હસા કાહુ કરી આ કોઇ રે ।
અબ તુ આઇ છિની ગઇ ઇસી વિધાતા લખુ સૂ હોઇ । ધ્રુપદ ॥
માત રિસાવિ તાત ખરિ મારિ હસિ વડા લોય રે ।
નંદનંદ સ્યૂ કબહી ન છોડૂ મનિ ભાવિ સો હોય રે ॥ ૧ ॥
રે નંદજુ મેરુ અહિલોક જાઈ ગુ, તુ પરલોક ન જાવિ ગુ ।
નંદનંદસ્યુ પ્રીતિ બધાણી મિલૂ જી નીસાન વિજાઇ ગુ ॥ ૨ ॥
તન મન ધન હરજી કૂ અરપુ શ્રીવલ્લભવેષ મુરારિ ।
મીરા પ્રભુ ગિરિધરિ કે ઊપરિ તન મન કરૂં જી ઉઆરિ ॥ ૩ ॥"

અહીં જ કૃષ્ણદાસ પરમાનંદ સૂરદાસનાં પદ શુદ્ધ વ્રજ ભાષામાં આપેલાં છે. આ ઉપરથી એમ માની શકાય કે લહિયાએ તે તે પદની અસલ ભાષા જાળવવા પ્રયત્ન કર્યો હોય; કેમકે એમ ન હોય તો એક જ પ્રતમાં સંકળાયેલાં પદોમાં ભિન્ન ભિન્ન ભાષા-સ્વરૂપ ન મળે. मुनि का અને तन कीમાં છઠ્ઠીનો અનુગ અને बुझाई

---

૧. આ પદ નં. ૪૭૭ની ગુ. વિ. સ.ની હાથપ્રતમાં નડિયાદવાળા કવિ અવિચળદાસને હાથે સં. ૧૬૯૫ આસપાસ ઉતારેલું મળે છે, તેમાં પણ થોડા પાઠભેદે આ જ ભાષા છે.

૨. મીરાંની કવિતા શૃંગારિક ખરી, પણ નરસિંહ અને દયારામની જેમ એણે ઉઘાડો શૃંગાર જયદેવની પદ્ધતિનો નથી ગાયો. મીરાંનાં શૃંગારિક પદ ગાવામાં સંકોચ નથી અનુભવાતો, એ એની વિશિષ્ટતા છે.

શબ્દમાં તાપના સહચારે નારીજાતિનો પ્રયોગ ન હોય તો ભાષા મધ્ય-કાલીન ગુજરાતીની શુદ્ધ ત્રીજી ભૂમિકા છે, જે લગભગ સં. ૧૬૦૦માં ગુજરાતની પ્રતોમાં ગ્રંથસ્થ થઈ ચૂકી હતી. ૨ જા પદમાં પણ થોડા શબ્દ બાદ થતાં એ જ સ્વરૂપ મળે છે; બંનેમાં જોકે મોહે, શ્રવણે, વંધાણી, હોય જેવાં અર્વાચીન રૂપ દેખાય છે ખરાં

મીરાંના સમયમાં ડૉ. ટેસ્સિટોરીએ નિર્દિષ્ટ કરેલી જૂની પશ્ચિમ રાજસ્થાનીના [1]પ્રાંતિક,—જેને હું તો મધ્યકાલીન ગુજરાતી ભાષા ગણું છે. તે—ભેદો શરૂ થઇ ચૂકયા હતા; એટલે જ મીરાંની ભાષામાં શુદ્ધ મધ્યકાલીન ગુજરાતીની ત્રીજી ભૂમિકા પ્રાપ્ત ન થતાં પશ્ચિમ જૂની હિંદીની સારી રીતે છાપ દેખાય છે; અને આવી જ સંકીર્ણ ભાષા મીરાંની હોય તો એમાં ખાસ કશું પણ આશ્ચર્ય ન હોય. આ રીતે અત્યારે ગુજરાતી મારવાડી કે હિંદીમાં પ્રાપ્ત થતાં એનાં પદો અને કાવ્યો, અત્યારે પ્રાપ્ત રૂપવાળાં ન હોતાં ઉપર બતાવેલાં બે પદોને મળતી આવતી ભાષામાં હોય; બેશક, ભાલણમાં અને કેશવ-દાસમાં જે પ્રકારનાં વ્રજભાષાનાં પદ છે તે પ્રકારનાં મીરાંનાં કેટ-લાંક પદ હોય તો એ આશ્ચર્યજનક ન ગણાય. બાકી એનાં પદોમાં ભાષાવૈવિધ્ય તો ઘણું જણાય છે ઉપર આવી ગયેલું "બંસીવાલા આજો મોરા દેશ" એ પદ મારવાડીમાં પણ મળે છે; જેમકે—

"બંસીવારો આયો મ્હારે દેસ, થારી સાંવરી સૂરતવાલી ભેખ।
આઉં આઉં કર ગયા સાંવરા, કર ગયા કૌલ અનેક ॥
ગિનતે ગિનતે ઘિસ ગઇ ઊંગલી, ઘિસ ગઇ ઉંગલી કી રેખ।
મૈં બૈરાગિનિ આદિ કી, થારે મ્હારે કદકો સંદેસ ॥

---

૧. શ્રી ક. મા મુનશી આ સમયમાં જૂની ગુજરાતી કે જૂની પશ્ચિમ રાજસ્થાની ચાલુ હોવાનું માને છે. (જુઓ–Guj. & its Lit. PP 133–134) એમાં એટલો સુધારો જોઇયે કે પ્રાંતીયતા શરૂ થઈ ચૂકી હતી; એમ ન હોય તો કૃષ્ણરુક્મિણી રી વેલી જેવાં સં. ૧૬૩૭ ને નિકટનાં વર્ષોનાં કાવ્યો અને મીરાંનાં ઉપર નિર્દિષ્ટ પદો એવી શુદ્ધ જૂ. પ. રાજસ્થાનીમાં હોવાં જોઇયે.

બિન પાની બિન સાબુન સાંવરા, હુઇ ગઈ ધુઇ સપેદ ।
જોગિન હુઈ જંગલ સબ હેરૂં, તેરા નામ ન પાયા ભેદ ॥
તેરી સુરત કે કારણે, ધર લિયા ભગવા વેસ ।
મોર મુકુટ પીતામ્બર સૌહે ઘૂંઘરવાલા કેસ ।
**મીરાં** કો પ્રભુ ગિરધર મિલ ગયે દૂના બઢા સનેહ ॥"[1]

અહીં સુધી આપણે મીરાંને ભક્ત તરીકે નિહાળી; પણ જેમ નરસિંહમાં આપણે ભક્તિતત્ત્વ સાથે અસાધારણ કવિપ્રતિભા જોઈ છે તે પ્રમાણે મીરાંમાં પણ કાંઇ પ્રતિભા હોય તો એ જોવી આવશ્યક છે. ઉપર ભક્તિતત્ત્વનો નિર્દેશ કરતાં જે પદ આપવામાં આવ્યાં છે તેમાં એની જે તન્મયતા છે તે એની પ્રતિભાની સાક્ષી આપે એમ છે; પણ એમાં એણે પોતાનું દર્દ ગાયું છે, એક ભક્ત તરીકે; એટલે પ્રથમ દષ્ટિએ આપણે એમાંથી નરી કવિતા નથી નિહાળી શકતા. પણ આ સ્વભાવોક્તિનું સુંદર વર્ણન જુઓ :

"બસો મેરે નૈનન મેં નંદલાલ ।
મોહનિમુરતિ, સાંવરિસૂરતિ, નૈના બને રસાલ ॥
મોર મુકુટ મકરાકૃત કુંડલ, અરુન તિલક દિએ ભાલ ।
અધરસુધારસ મુરલી રાજતિ, ઉર બૈજંતી માલ ॥
ક્ષુદ્રઘંટિકા કટિતટ સોભિત, નૂપુરશબ્દ રસાલ ।
**મીરાં** પ્રભુ સંતન સુખદાઇ, ભક્તબછલ ગોપાલ ॥"[2]

અને જુઓ નીચેનું કૃષ્ણનું વનમાં ન જવાનું વિધાન કરતું પદ :
"મૈયા લે થારી લકરી, લે થારી લકરી, બછિયાં ચરાવન હું ન જાંઉરી।
સંગ કે ગ્વાલ બલિભદ્ર કુ ન મોકલ્યો, એકલો વન મેં ડરાઉં ॥
સઘન બન મે કછુ ખબર નાહીં પરે, સંગ કે ગ્વાલ સબ મોહે ડરાવે ।
દાદૂર મોર પંછીયું રટે, કૃષ્ણ કૃષ્ણ કહી મોહે ખીજાવે ।
માખન તો બલિભદ્ર કુ ખિલાયો, હમકુ ખિલાઇ ખાટી છાસરી ॥
બિંદ્રાવન કે મારગ જાતાં પાઊં મેં ચુંભત જીની કાંકરી ।
**મીરાં** કે પ્રભુ ગિરિધર નાગર, ચરણકંવલ તોરી આખરી ॥

---

૧. હિં. સા. વિવે. ઇતિ. પૃ. ૧૫૩
૨. હિં. સા. ઇતિ પૃ ૧૮૪   ૩ મીરાંબાઈ (મરાઠી), પૃ ૧૧

આખ્યાનયુગમાં પદબંધ ઢીલો પડવા સાથે કડવાબંધ વ્યાપક થતો ચાલ્યો આપણે ભાલણથી પછી સારી રીતે મેળવવા મંડિયે છિયે; છતાં એ સમયની અર્ધી શતાબ્દીમાં ગાતી મીરાં માત્ર પદો જ આપે છે. પદો ઉત્તર પૂર્વ અને મધ્યહિંદમાં પુષ્કળ વ્યાપક હતાં. ૧૫ મી સદીના વિદ્યાપતિએ મિથિલામાં પદોની રેલમછેલ કરી મૂકી હતી અને મીરાંના સમકાલીન સૂરદાસ નંદદાસ કુંભનદાસ કૃષ્ણદાસ એ ચારે શ્રીવલ્લભાચાર્યજીના શિષ્યો વ્રજભુમિમાં કૃષ્ણભક્તિનાં વિવિધ પ્રકારનાં પદ રચી રેલમછેલ કરી રહ્યા હતા. એટલે કે મીરાંના સમયમાં મધ્ય હિંદમાં પદરચન પૂર જોસમાં હતું; સાથે મીરાં કોઈ કાવ્ય રચવાના ઉદ્દેશે નહિ, પણ ભગવદ્‌ભજનને જ ઉદ્દેશી લક્ષકાર્યે જતી હોવાથી એના મુખમાંથી જુદા જુદા ચાલુ ઢાળનાં પદ જ સ્રવતાં ચાલ્યાં. ઉપર કેટલાયે નમૂના આવી જાય છે. આ બધા પ્રકાર આપણને મોડે મોડે રણછોડ રુગનાથ રામકૃષ્ણ દયારામ વગેરેમાં દેખા દે છે.

એક વસ્તુ અહીં સ્વીકારવી જોઇયે કે મીરાં ઉપર માત્ર ગુજરાતીનો જ અધિકાર નથી; એના ઉપર વ્રજભાષાનો પણ અધિકાર એટલો જ સ્વીકૃત ગણવો જોઇયે અને એ જ કારણે મીરાંબાઇ જેવી ભક્ત સ્રીકવિનાં માત્ર દયારામ વગેરેએ ગુજરાતી ભાષામાં ચરિત્ર લખ્યાં છે, એટલું જ નથી, પણ હિંદી ભાષામાં પણ છેક નાભાજીથી માંડી એ પછીના અનેક લેખકોએ મીરાંબાઇનાં ચરિત્ર અનેક પ્રકારે લખ્યાં છે; જો કે આ બધાંમાં ઐતિહાસિક ચરિત્રને બદલે ચમત્કારપ્રધાન ચરિત્ર જ સાંપડે છે, જેમાં પણ મીરાંબાઈનું વ્યક્તિત્વ અછતું નથી રહેતું.

ચરિતસામગ્રી :

૧. વસંત વર્ષ ૧૯ મું, માઘ, ચૈત્ર, વૈશાખમાં સ્વ. ભાનુસુખરામ નિ. મહેતાનો 'મીરાંબાઇ ને તેની કવિતા' એ લેખ; ઉપરાંત વર્ષ ૪ થું, અંક ૬–૯; ડો. આ. બા. ધ્રુવનો "નરસિંહ અને મીરાં" એ લેખ

૨ કવિચરિત, ડાહ્યાભાઇ ઘેલાભાઇ પંડિત–વિરચિત

૩ Classical Poets of Gujarat by late G. M. Tripathi
૪ ગુજરાતી સાહિત્યના માર્ગસૂચક સ્તંભો-શ્રી. કૃ મો. ઝવેરી
૫ Mirabai (A Monograph) by. S. S. Mehta
૬. બૃહત્કાવ્યદોહન, ભા. ૭ મો-સ્વ. તનસુખરામ મ. ત્રિપાઠીનો "મીરાંબાઇ" પરનો નિબંધ અને એ પૂર્વના ભાગો.
૭. Gujarata and its Literature, by K. M. Munshi
૮. મીરાંબાઇ, સ્વ. ભાનુસુખરામ નિ. મહેતાકૃત
૯ ગુજરાતી સાહિત્ય-મધ્યકાલીન પ્રવાહ (ગુજ. સા. સંસદ)
૧૦. ઉદયપુર રાજ્ય કા ઇતિહાસ, પહલી જિલ્દ, મ. મ સ્વ. ડૉ. ગૌરીશંકર ઓઝા-કૃત
૧૧. મીરાંબાઇ (મરાઠી)-શ્રી. દાજી નાગેશ આપટે-કૃત
૧૨. હિન્દી સાહિત્ય કા વિવેચનાત્મક-ઇતિહાસ-શ્રીસૂર્યકાંત, એમ. એ.
૧૩. હિન્દી સાહિત્ય કા ઇતિહાસ-સ્વ રામચંદ્ર શુક્લકૃત


## જાવડ

[સં ૧૫૭૧ માં હયાત ]

"મૃગીસંવાદ" કે "મૃગલીસંવાદ" નામના ૪૦૦ કડીના કાવ્યનો લેખક જાવડ નામનો વણિક સં. ૧૫૭૧ હયાતમાં હતો એવું એના એ એક માત્ર મળતા કાવ્યના અંતભાગ ઉપરથી જણાય છે. ત્યાં એ જણાવે છે કે:

"ચોપાઇ ચારસે હૈ ને ચાર સાંભલતાં હોએ ઓધાર.
કવતાએ મુષે કરી જોડ ભૂલા ભણી મ દેશો ખોડ.
સંવત પંનર એકલોતેર સાર માઘ સપતમી મંગળવાર
વીઆસ કનેથી અરથ જ લેઇ તે ઉપર તાં કથા કહી. ૩૯૭
મલીઆગર દેશ ને બંદનાવર ગામ જાતે વાણીઓ જાવડ નામ
વ્રજનાથની સેવા કરે ભોલે ભાવે પદ ઓચરે. ૩૯૮"૧

૧. ફા. સ. હ. લિ. નં. ૩૬૫૫ની હાથપ્રત ઉપરથી સ્વ. અંબાલાલ જાનીએ લખી મોકલેલી માહિતીને આધારે આ ચરિત લખ્યું છે, એ માટે લેખક એમનો ઋણી છે.

બેશક, કાવ્યના આરંભમાં એ પોતાના ગુરુના વિષયમાં નામોલ્લેખાદિ કરે છે, જ્યાં ગામનું નામ બીજું મળે છે :

"**મલીઆગર** દેશ **નાઓલ** ગામ જાત વ.ણીઓ જાવડ નામ
**વીજેનાથની** સેવા કરે, ભોલા ભાવે પદ ઓચરે.
ઇશ્વરપણા કરો અંત ધરી, જાએ પાતક જનમનાં બલી
એ જાણતા છૂટે જનમના પાશ જાવડ **વીજેનાથ**નો દાસ"

આ પ્રમાણે એ મલિયાગર દેશનો વતની છે; ગામનું નામ એક ઠેકાણે બદનાવર અને બીજે ઠેકાણે નાઓલ આપે છે. આ દેશ કયો? મલબાર? તો શું ત્યાં કવિ વેપાર અર્થે જઇ રહ્યો હશે અને એની કૃતિ એ ગુજરાતી હોવાથી ગુજરાતમાં આવી હશે? એ વણિક છે એ તો સ્પષ્ટ છે; એટલે વેપાર અર્થે દેશ છોડી અન્યત્ર જઇ વસ્યો હોય અને ત્યાં કાવ્ય રચ્યું હોય તો ઓછું સંભવિત નથી. એણે વ્યાસ પાસેથી કથા સાંભળી રચી છે એટલે કદાચ સંસ્કૃતનો એ જાણકાર ન હોઈ શકે; છતાં અનુભવી તો છે જ. એ કોઈ વ્રજનાથ કે વીજેનાથનો દાસ છે; વ્રજનાથની એ સેવા કરે છે આ વ્રજનાથ એના ઇષ્ટદેવ જણાય છે; અને વીજેનાથ પણ એ જ ઇષ્ટદેવ સંભવે છે; બલ્કે એક જ નામ છે, એમ સમજાય છે. કાવ્યના આરંભમાં એણે સામાન્ય ગણપતિસ્તુતિ ૩–૧૧ કડીમાં અને ૧૨–૨૪ કડીમાં સરસ્વતીની સ્તુતિ વિસ્તારથી કરી છે. પછી મલયગઢ-સોમનાથ તીર્થ વગેરે વર્ણવેલ છે એ નગરમાં જુદી જુદી નાતોનાં નામ આપેલ છે; ૨૬–૩૪. એ પછી ત્યાં એક શ્રીવેલ્લ પારધી વસે છે, એનાં કુટુંબ, સ્થિતિનું વર્ણન કરી એ વનમાં શિવરાત્રિએ શિકાર માટે સંચરે છે એમ જણાવે છે. વનમાં વૃક્ષો લતાઓ પશુ પંખીઓ વગેરેના ઉલ્લેખોનું વર્ણન છે; ૪૬–૭૩. પછી શિકારનો અભાવ, બીલીના ઝાડે ચડવું વગેરે છે.

જાવડની પ્રત સં. ૧૯૩૩ની છે; જોકે મૂળ ગ્રંથ મૃગલીસંવાદ જૂનો સં. ૧૫૭૧નો છે. નાકરે પણ વ્યાધમૃગલીસંવાદ રચ્યો છે તે

ગુજ. પ્રેસના બૃહત્કાવ્યદોહન ૮ મા ભાગમાં છપાયો છે. પ્રા. કા. ત્રૈ.માં પણ એ છપાયો છે. બન્નેમાં કેટલોક વધારોઘટાડો છે.

જાવડની રચના ચોપૈ, દોહા, પૂર્વછાયામાં છે. કડી ૪૦૦ છે, જ્યારે કવિ ૪૦૪ હોવાનું લખે છે નાકરના અને જાવડના સંવાદમાં કથાનું બીજું તો સરખું જ છે, પ્રસંગ પણ સરખા જ, માત્ર હરણીઓ અને હરણ જે કહે છે તેની લઢણ તેમ સોગદ-પ્રતિજ્ઞાઓ જે લે છે તેમાં કેટલોક ફેર છે, જે એના-જાવડના કાળની સમાજની સ્થિતિનું પ્રતિબિંબ રજૂ કરે છે; તેમ કેટલુંક ઉપદેશાત્મક-પ્રશ્નોના ઉત્તરો જાવડમાં વધુ છે. નાકરની સંકલના નાની છે, જાવડની મોટી છે, કાંઇક વિસ્તાર અને નાકરમાં નથી તેવા ઉપદેશો-વ્યવહારસૂચનો વગેરે જાવડમાં વધુ છે. એ પછી પાણી પીવા એક હરણી આવે છે, તેમ બીજા અને ચોથા પહોરે બે હરણી અને એક હરણ વગેરે છે.

છેવટ પારધીને શંકર વિદાય દે છે:

"માગ માગ આપું વરદાન, આપું અવીચલ શીવપુર ઠામ
અનેક સુખ ભોગવો કઇલાશ, મનવંછીત ફલ પુરૂં આશ ૩૯૩
એહ કથા પુરણ પ્રકાશ, સાંભલતાં હોઆ શિવપુર વાસ
એ ચોપાઈ જીહાં કેહેવાએ તેહને ત્રુઠે ત્રીભોવનરાએ. ૩૯૪
પ્રધલીસંવાદ જે શ્રવણે સુણે, હોએ પુન તે પાપને હણે
એહ કથા જે પુન પ્રકાશ સાંભલતાં હોએ સ્વર્ગનીવાસ. ૩૯૫"

ડેક્કન કોલેજની લાઇબ્રેરીમાં મધ્યકાલીન ગુજરાતી ૩જી ભૂમિકા સાચવતી સં ૧૭૧૯માં થયેલી એક નકલ છે. બીજી એક સારી નકલ મુંબઇ ગુજરાતી પ્રેસના સંગ્રહમાં પણ છે. એક અર્વાચીન નકલ સં. ૧૯૩૩માં લખેલી, ઉપર જેમાંથી અવતરણ લેવામાં આવ્યાં છે તે, ફા. ગુ. સભાના સંગ્રહમાં પણ છે.[1] આ પ્રતો ઉપરથી જો એ કાવ્ય પ્રસિ કરવામાં આવે તો નાકર વગેરે પછીના કવિઓએ જાવડમાંથી કેટલું લીધું છે, એ વગેરે જાણી શકાય.

---

૧. ડે. કૉ. નં. ૧૫૪૪; ગુજ. ની ૧૫૧ ચ; અને ફા. ૩૬૫ ખ

જાવડનું નામ કાંઈક વિચિત્ર છે, પણ એવા પ્રકારનાં નામ એ કાળમાં પડતાં હતાં. જૈન કવિ દેપાલનો "જાવડ-ભાવડ" રાસ મળે છે; એ જાવડ કોઈ જૈન શેઠ છે. આપણો જાવડ પણ વેપારી તો જણાય છે જ. આ કવિના વિષયમાં બીજી કશી માહિતી લભ્ય નથી. નાકરે આની કૃતિ જોઈ હોય કે ન હોય, પણ બંનેમાં વસ્તુસામ્ય છે. સંભવ છે કે બંનેને એક જ વસ્તુ સ્વતંત્ર રીતે મળી હોય, કે જેવું આપણે વાસુના વિષયમાં જોયું છે.

એ સં ૧૫૭૧માં હયાત છે, એટલે એની ભાષા મધ્યકાલીન ગુજરાતીના દ્વિતીય ભૂમિકાની છે; જૂની હાથપ્રતને અભાવે તૃતીય ભૂમિકાની ભાષા એની ૧૭૧૯ની પ્રતમાં મળે છે. ગુજરાત બહાર જઈને તત્કાલીન ભાષામાં લેખક કાવ્ય લખે, એ એક મહત્ત્વની વાત છે. એ રીતે જાવડ મહત્ત્વનો છે.

ચરિતસામગ્રી :

૧. ફા. ગુ સ. હ. લિ સંગ્રહ નં. ૬૬૧ ख
૨. ડેક્કન કૉલેજ-લાઇબ્રેરી હ. પુ. નં ૧૫૪૪
૩. ગુજ. પ્રેસ, મુંબઈ, હ લિ. પુ. નં. ૧૫૧ च

## નાકર

[ સં. ૧૫૭૨-૧૬૨૪ માં હયાત ]

**પાટણના** સમર્થ આખ્યાનકાર કવિ ભાલણના ઉત્તર કાળમાં જોકે એટલો જ સમર્થ નહિ છતાં ઘણાં આખ્યાન અર્પનારો, લોકકથા આપનારો, અને સૌથી પ્રથમ મહાભારતનાં એક કરતાં વધુ પર્વોને દેશીબદ્ધ[1] ગુજરાતી ભાષામાં ઉતારનારો વણિક નાકર ક્યારે જન્મ્યો. એ જોકે જાણવામાં નથી, છતાં એનાં કાવ્યોમાં મળતા રચ્યા સંવત્સર

1. નાકર પહેલાં એક શાલિસૂરિ નામના જૈન કવિએ વિરાટપર્વ અક્ષરમેળ વૃત્તોમાં રચ્યું એક માત્ર પ્રાપ્ત થાય છે. એ સિવાય બીજા કોઈ પણ કવિનાં નાકરથી જૂનાં મહાભારતીય પર્વ મળતાં નથી

ઉપરથી એ સં. ૧૫૭૨ થી તો આખ્યાનકાર તરીકે પ્રસિદ્ધિમાં આવવા લાગ્યો હતો જ. હરિશ્ચંદ્રાખ્યાનમાં એ જણાવે છે કે :

"સંવત પંદર બોતેર અભ્યાસ, બુધાષ્ટમી ભાદરવો માસ.[1]

આ પહેલાંની એની કોઈપણ કૃતિ હાથ લાગતી નથી; અને એના રામાયણની રચ્યાસાલ સં. ૧૬૨૪[2] મનાતી હોવાથી હરિશ્ચંદ્રાખ્યાન પૂર્વે એણે બીજું કોઈ કાવ્ય રચ્યું હોય, એ સંભવિત નથી.

એના વિષયમાં એનાં કેટલાંક કાવ્યોના અંતભાગમાં જે કંઈ થોડી ઘણી માહિતી મળે છે, તે સિવાય વિશેષ પ્રાપ્ત થતું નથી. એણે એના હરિશ્ચંદ્રાખ્યાનમાં લખ્યું છે :

"દિશાવાળ કુળ અવતર્યો, વીરક્ષેત્રમાં વાસ;
વિકાનો સુત વિનવે નાકર હરિનો દાસ. (ક. ૩૧-૭)"

વીરક્ષેત્ર એ વડોદરા જ છે. 'વટપુરવાસી વણિક દિશાવાળ રે, અજ્ઞાન હું વિકાનો બાળ રે (શિ-વિ-૧૪૧૬)' એ સ્થળે ખુદ નાકર જ જણાવતો હોવાથી કોઈ જાતની શંકા નથી. આમ એ વડોદરાનો વતની અને જ્ઞાતિએ દિશાવાળ વણિક હતો; અને એના પિતાનું નામ વિકો હતું. એણે આટલાં બધાં આખ્યાન ગુજરાતી ભાષામાં ઉતાર્યાં છે. એટલે એને સંસ્કૃતનું જ્ઞાન હોવું જોઈએ એમ લાગે, પણ એ વાતનો એ પોતે જ ખુલાસો કરી નાખે છે કે:

"સંસ્કૃત મેં જાણ્યૂં નહીં, જાણી પ્રાકૃત વાણ."
(અભિ. આ. ૧-૯)

ધ્રુવચરિત્ર તો એણે ભાગવત સાંભળી કર્યાની એ કબૂલાત આપે છે જ :

"શુણી ભાગવત રે, કથા કરી ધ્રુવ તણી;
હરિકૃપાએ રે, ગ્રહણ થઇ એની ગતિ. ૨૫"[3] (કડવું ૧૩)

---

૧. બૃ. કા દો. ભાગ ૬ ઠ્ઠો. પૃ ૭૯૬
૨. બૃ. કા. દો, ભાગ ૮ માની પ્રસ્તાવના, પૃ. ૩૫
૩. શિવરાત્રિની કથામાં પણ એ લખે છે કે:—
"મેં સાંભળિયૂં હરિજન પાસ
તેહ સુણી કીધો અભ્યાસ. ૨૬૭"

એ સંસ્કૃતજ્ઞ હોત તો અવશ્ય પ્રામાણિકપણે આખ્યાનોનાં કથાનક મૂળ મહાભારતને કે ભાગવતાદિને અનુસરી લખ્યાં હોત. એણે એમ ન કરતાં તદ્દન સ્વતંત્ર રીતે મહાભારતનાં પર્વ વગેરે ગુજરાતીમાં રચ્યાં છે. એ જોતાં એ બીજા કેટલાક આખ્યાનકારો શિવદાસ વગેરેની જેમ ગુરુમુખેથી કથા સાંભળી આખ્યાનો રચનારો હતો. મહાભારતમાંથી આદિ-સભા-આરણ્યક-વિરાટ-કર્ણ-ભીમ-ગદા એ પર્વો તો એની છાપનાં જ મળે છે. શલ્ય સૌપ્તિક અને સ્ત્રીપર્વમાં એના નામનો ઉલ્લેખ નથી, છતાં એમાંના સૌપ્તિકપર્વમાં નાકર જે બ્રાહ્મણના પુત્રને (કે જે બ્રાહ્મણને) કવિતા કરી કથા અર્પણ કરી દેતો તે મદનના નામનો ઉલ્લેખ મળે છે; એટલે એ પણ નાકરની કૃતિઓ છે. નાકર એનાં કાવ્યોમાં છેક છેલ્લી કડીના છેલ્લા ઉત્તરાર્ધમાં જ પોતાનું નામ આપતો હોવાથી એ ભાગ લુપ્ત થતાં નામ આખું ઊડી જાય એ શક્ય છે :

નાકરની નિઃસ્પૃહતા ખરેખર આશ્ચર્ય ઉપજાવે એવી છે. એક બ્રાહ્મણનો નિભાવ ચાલ્યા કરે એ જ ઉદ્દેશથી ગુજરાતી ભાષામાં સારી સેવા કરી જનારા ઘણા જ ઓછા મળશે. એ નાગર મિત્રનાં યોગક્ષેમ માટે નાકરે આખ્યાન રચી આપ્યાં હતાં, અને એમાં મદન કે મદનસુતને સિદ્ધિ પણ મળતી હતી, એ નાકરે કરેલા વિરાટપર્વમાંના ઉલ્લેખથી સમઝી શકાય એવું છે :

> "કરી ગ્રંથ વાડવ-કરિ સૂંપ્યુ, વિશ્વિ પુણ્ય વિસ્તારરે,
> વૃદ્ધનાગર કુલિ નામ મદનસુત, ગાઇ થાઇ ભવનિસ્તાર રે ૨૨"
> (વિ. પ. ૬૫-૪૭)

મહાભારતનાં પર્વોમાં આદિ[1] અને સભાપર્વ એણે સ્વતંત્ર નથી લખ્યાં. એ બે પર્વ ટૂંકમાં એણે એના મહાભારત-આરણ્યકપર્વમાં

1. વડોદરા સેન્ટ્રલ લાઇબ્રેરીમાં ૬૬૨ નંબરની સં. ૧૬૭૯ માં ઉતારેલી આદિપર્વની નકલ છે. એ જો નાકરની કૃતિ હોય તો એણે આદિપર્વ સ્વતંત્ર પણ રચ્યું સંભવે.

લઇ લીધાં છે; જ્યારે બીજું સભા ને નાનું આરણ્યકપર્વ એણે વિરાટ-પર્વના આરંભનાં ૨૮ કડવાંમાં સમાવી દીધેલાં છે. ભીમ અને ગદા-પર્વ એ મહાભારતનાં પેટાપર્વ છતાં નાકરે વિસ્તારથી લખ્યાં છે; એટલે જ શલ્યપર્વમાં એ મળતાં નથી. ઉદ્યોગપર્વ પણ એણે ટૂંકમાં ગદાપર્વમાં સમાવી લીધું છે

મહાભારતનાં પર્વો ઉપરાંત એણે હરિશ્ચંદ્રાખ્યાન ( ર. સં. ૧૫૭૨ ), અભિમન્યુખ્યાન (અપ્રસિદ્ધ), કર્ણચરિત ( અપ્રસિદ્ધ ), કૃષ્ણવિષ્ટિ–ભ્રમરગીત (અપ્રસિદ્ધ), ચંદ્રહાસાખ્યાન, ધ્રુવાખ્યાન, નળા-ખ્યાન, ઓખાહરણ, ભવાનીનો છંદ ( કર્તા લઘુ નાકર–અપ્રસિદ્ધ ), ભીલડીના ૧૨ માસ, મૃગલીસંવાદ, મોરધ્વજાખ્યાન, રામાયણ (અપ્રસિદ્ધ), લવકુશાખ્યાન, વિદુરની વીનતી, વીરવર્માનું આખ્યાન (અપ્રસિદ્ધ), શિવવિવાહ, શૃગાલપુરી, સુધન્વાખ્યાન ( અપ્રસિદ્ધ ), સોકઠાનો ગરબો (અપ્રસિદ્ધ), એ કાવ્ય રચ્યાં છે. આમ કવિતા-સમૃદ્ધિમાં એના પૂર્વના કોઇપણ કવિ કરતાં એ આગળ આવે છે અને ભાલણ પાછળ આખ્યાનોની પરંપરાને પરંપરિત રાખે છે[1] બેશક, ભાલણની શકિતઓ એમાં નથી છતાં ધાર્મિક જનતાને ધર્મમાં ખેંચી રાખે અને થોડે ઘણે અંશે કાવ્યના રસાસ્વાદને જાળવી રાખે એટલી શકિત તો એમાં છે જ, એ એનાં કાવ્યોમાં આવતાં જુદા જુદા રસની છાંટવાળા પ્રસંગોનાં સાદાં સરલ છતાં રોચક વર્ણનોથી સમઝાય એમ છે.

આપણને ભાલણમાં પદપદ્ધતિનું અને કડવાપદ્ધતિનું સંમિશ્રણ મળે છે, એ ઉપરાંત સ્વતંત્ર કડવાપદ્ધતિ પણ મળે છે, આ પદ્ધતિ ભાલણના પુત્ર ઉદ્ધવે એના બભ્રુવાહન આખ્યાનમાં જાળવવાનો પ્રયત્ન કર્યો છે; પણ આની સાથોસાથ નાનાં મોટાં અનેક કડવાં વિવિધ રીતે તો સૌથી પ્રથમ આપણને નાકરમાં જ મળે છે. અત્યાર

૧. નાકરે ભાલણની કાવ્યપદ્ધતિનું અનુકરણ પણ સારી રીતે કર્યું છે, એ કાદંબરી અને વિરાટપર્વ વગેરેને સરખાવવાથી સમઝી શકાય એમ છે.

સુધીમાં પ્રાપ્ત થયેલાં નાકરનાં વર્ષવાળાં કાવ્યોમાં "હરિશ્ચંદ્રાખ્યાન" સૌથી પહેલું લાગે છે. નાનાં નાનાં ૩૨ કડવાંનું "શ્લોક બસે ઉપર બત્રીસ"નું એ નાનું કાવ્ય છે. નાકર શરૂમાં પાંચ છ કડીનાં કડવાં મુખ્યત્વે લખે છે, જો કે કવચિત્ પાંચ છ કડી વધારે પણ આપે છે. એક માત્ર એકવીસમું કડવું ચોપાઇની ૩૫ કડીનું છે. પ્રાય એ પદની એક કડી આપી ઢાળ આપે છે અને કડવાને અંતે "વલણ" આપે છે. આમ છતાં કદી ધ્રુવપદની કડી હોતી પણ નથી. આપણને શ્રીધરના "ગૌરીચરિત્ર"નાં નાનાં નાનાં કડવાંનું સામ્ય આમાં જણાય છે. એણે હરિગીત અને સવૈયા ચાલની ચોપાઇદાવટીનો બંધ આ કડવાંમાં અત્રતત્ર સ્વીકાર્યો છે. આપણને પહેલું આખ્યાન કાંઇક અપકવ લાગે છે. નીચે હરિશ્ચંદ્ર અને તારા રાણી વેચાવાને માટે અયોધ્યા નગર છોડી જાય છે, એ પ્રસંગે કરુણ રસ સારી રીતે જમાવી શકયો હોત, પરંતુ નાકર ટૂંકથી પતાવી દે છે :

કડવું ૧૬ મું-રામગ્રી

"છાસીક (?) ત્રણે વિમાસે મન જી, રણ છુટવાને બ્રાહ્મણ જી.
શરીર પોતાનાં વેચવા જાય જી, નગ્ર અજોધ્યા મૂકી સધાય જી.

ઢાળ

મેલ્યાં તે મંદિર માળિયાં, ને સુરજવંશી જાય;
માનવી પાણી નહ‍ીં પીએ, ત્યાં પશુ ચાર ન ખાય.
રૂદન કરતાં લોક ન રહે, ઘડી એક લગાર;
બ્રાહ્મણ ક્ષત્રી વારતા, વારે તે વર્ણ અઢાર.
ધાંચી મોચી સૂઇ ને, લુહાર ને સૂથાર.
માળી તંબોળી કંસારા, તેનો ન લધે પાર.
માછી કાછીઆ ને છીપા, પીરીયટ ને પીંડાર;
ભાટ ને ભરવાડ ધાચા, વાળંદ ને શલાટ.
વણીક ને ત્યાં મળ્યા કણબી, વળી આશ્રમ ચાર;
દલાલ વણકર ને મધ્યમ એમ રડે વર્ણ અઢાર.
એટલામાં બે ન રોયા, એક ભોઇ ને ભેંસાત; (?)
બાકી સર્વે રૂદન કરતા, મળી સર્વે જાત.

વલણ

ભોઇ સેંસાત (?) નવ રોયા, તે દયાને નહીં જાણતા;
અનંત વર્ષે રૂદન કીધું, સુરજવંશી ચાલતાં."[1]

આમ છતાં આ કાવ્ય કાઢી નાખવા જેવું નથી જ. કવિએ રોચક થાય તે પ્રમાણે સર્વભોગ્ય સ્વરૂપમાં કાવ્ય બાંધ્યું છે. એમાં જુદા જુદા રાગોમાં કવિતા ગવાતાં માણભટ્ટ પ્રસંગને જમાવવામાં ઠીક ઠીક શક્તિમાન થતો હશે. નાકરમાં જ સૌથી પ્રથમ પોતે કાવ્યમાં કયા કયા રાગ પ્રયોજ્યે છે, કેટલાં કડવાં, કેટલી કડીઓ, એ મળે છે, જેનું પછીથી વિષ્ણુદાસ વગેરેએ અનુકરણ કર્યું સમઝાય છે. હરિશ્ચંદ્રાખ્યાન નળાખ્યાન વગેરેમાં રાગોની ગણતરી એણે આપી છે. હરિશ્ચંદ્રાખ્યાનમાં:

"રામગ્રી દેશાખ અને આશાવરી, ગોડી ભૂપાલ ને ધન્યાશરી;
રામકલી વેરાડી શોખ, સામેરી સોરઠીનો જોગ.
મલાર આદોલ ગોડી ને મેઘ, સોરઠી એવો વીવેક.
રાગ તે સુંદર કડવાં બત્રીશ, શ્લોક બસે ઉપર બત્રીશ."[2]

ક્વચિત્ પાછળથી રાગનાં નામ ન આપતાં કેટલા રાગ એટલું જ કહ્યું હોય છે. સં. ૧૬૦૧માં રચાયેલા વિરાટપર્વમાં 'રાગ પન્નર નિ કડવાં પાંસઠિ, ઓત્તમ કથા અવિનાશિરે"[3] એમ જ કહેવામાં આવ્યું છે "શિવવિવાહ"ને અંતે પણ "ચૌદ રાગ ને ત્રણ ઢાળ રે" એમ કહેવામાં આવ્યું છે.[4] રાગોનો વિષયવાર વિભાગ તો એના માત્ર નળાખ્યાનમાં જ મળે છે:

રાગ પ્રભાતી

"ગોડી માંહિ કીધા ગહિઘાટ । દ્યૂત રમાડા તિ દેશાખ ।
રાંમગ્રીએ લીધો વનવાસિ । કાલિરે પ્રીછ માહેલો પાશ ॥ ૧ ॥
અધરાસિ (?) અગીઅરિ ગલે । સોરઠીએ શધિ લેવા પલે ।
વ્યરાડીએ વનમાંહિ રડવડી । ભૂપાલિ માસીનિ સ્યલે ॥

૧. બૃ. કા. દો. ભાગ ૬ ઠ્ઠો, પૃ. ૬૯૫   ૨. એજન, પૃ. ૭૦૬
૩. મહાભારત ગ્રંથ ૩ જો, પૃ. ૨૩૨
૪. પ્રા. કા. અં. ૧૧, પૃ. ૧૪૫

કેદારિ પ્રીછ ગયો કયહી । શાંમિરીએ શધિ પીએર થઇ ॥ ૪ ॥
કેદાર ગોડીએ પીએરનિ મ્યહ્યા। સબાપે (?) તાં શધિ લાવીઆં ॥ ૫ ॥
વસંતે તાં ચેતાવીઆં । ધન્યાશીએ તાં પેર પામીઆં ॥ ૬ ॥
કનડે પ્રીછ કરૂ પ્રણામ । મ્યલાં રે થૈ ચતૂર સુજાણ ॥ ૭ ॥
આશાઉરીએ પોહોતી આશ । મેઘરાગિ પ્રીછ પાંમી પાસ ॥ ૮ ॥
પ્રભાતીએ પાંમ્યાં રાય । શેવક જનનાં શીધ્રાં કાજ ॥ ૯ ॥
માહાલારથઇ એ તાં કથા । શાંભલજો જન સહુ સર્વથા ॥૧૦॥
તેમાં નૈષધનો ઉપદેશ । શ્રીહરિષ કવે વૂં સદા નરેશ ॥૧૧॥
પદ મ્યારસે ને પંચવીશ । કડવા ૧૨ નિ રાગ ઉગણીશ ॥૧૨॥
સંવત પંનર એકાઇશીએ પ્રારંભ । માશ માગસર દિન સાત્યમ ॥
માંદો હૂતો નિ મગ જમ્યો । ઇંદ્ર હૂતો અગારમુ ॥૧૪॥
અજાંણતાં મિ કીધો રાસ । કહિ નાકર હૂ હરીનો દાસ ॥૧૫॥"[1]

સં. ૧૫૭૨–૮૧ માં રચેલી આ બે કૃતિઓ વચ્ચે એણે કોઇપણ કાવ્ય લખ્યાં હોય તો જાણવામાં નથી. આ કાવ્ય પણ નાનું છે, પણ સુંદર છે. હંસ રાજા નલ ને દમયંતીના સૌન્દર્યની માહિતી આપે છે, એ પ્રસંગ નાકરની વાણીમાં આ પ્રમાણે સરી આવે છે :

"એહેવૂં કહીનિ હંસ સાંચરિ । આવી નલ પ્રતિ ઉચરે । ૭૫
અરે નલ વીનતી અવિધારિ । શું જીવે છે એ સંસારિ ।
બ્રહ્મા બેઠો ભાંજે ઘડે અંદૂના તનને નિતનિત નડે । ૭૬
પ્રતિબ્યંબ નીપાઇ જોય । દમંતી મુખ સમતૂલ્ય ન હોએ ।
તાહરે મુખ તાં છિ કલંક । દમંતીનુ મુખ છે નીકલંક । ૭૭
લજા પાંમી ઇંદુ જાય......દલનિ ઉલવે ખોસાય ।
ઇંદ્ર વદન પડો વ્યહૂવાદ । બ્રહ્મ આગલિ આવ્યા અહલાદ । ૭૮
મોર પિછ દમંતીના કેશ । બ્યોહો માંહિ ઉપનો રેશ ।
બ્રહ્મા આગલિ બ્યુહુય ગયા । સત્ય બોલો ને આણો દયા । ૭૯
પુરપ ચડાવી લાગા પાય । પણ સમતુલ્ય તાં નહીય થવાય ।
બ્રહ્મા ખીયા એમ ઉચરયા અર્દ્ધચંદ્ર કાઢી પરવરયા । ૮૦
લજા પામી મોર તાં ગયા કાર્તંગને શર્ણાગત રહ્યા ।

---

૧. ગુ. વિ. સ. હ. લિ. પુ. નં. ૭૩૮ જી

ગતિ લીધી છે ગહેવર તણી । તે સહુ ચાલ્યું રાજા ભણી । ૮૧
સાંભળી રાજા તું વીનતી । રાય ન, સાંભલે ઠાકુર રતી ।
ન સાંભલે ને ચઢે છે રીસ । તે માટિ રજ નાંખે શીસ । ૮૨
કોરંગ વનમાં કરે અશ્રપોત । સ્વાંમી કાં કીધી ઉપઘાત ।
એવુંદૂ દુખ શા માટિ દીધ । દમંતી લોચન ચોરી લીધ । ૮૩
નગર ગયા નિ થયા અજાંણ । લીધાં નેત્ર ને લેશે પ્રાંણ ।
વાશગ નાગ પાતાલિ ગયા જુઓ દેખીઓ સંખી રહ્યા । ૮૪
વદન કમલ પડયો વહૂવાદ । લોકેશ્વર બોલ્યા અહેલાદ ।
લજા પાંમી કમલ તે ગયાં । વારિ અધિ તે પેશી રહ્યાં । ૮૫
સૂડા પોપટ ન બોલતા । જે વન માંહિ વાશે હતા ।
પ્રૌઢ પ્રૌઢ તે નાશી ગયા । લઘુપણિ ચંચ ચઢાવી રહ્યા । ૮૬
આગે વાણી બોલતા નિટોલ । દમંતીયે રામ બોલાવ્યા બોલ ।
જાંઘે જીતી તે કંદલી । તેહની થરથર કંપે વલી । ૮૭
અધૂર પ્રવાલી જીતી યેહ । દુખે તંનિ પડાવે વેહ ।
સોનું બેઠા ઘડે સોનાર । પણિ સમતુલ્ય તાં નહીય થવાય । ૮૮
દમંતીનું તન તાં દહે । કારણ કૂંઅર કહેને નવિ કહે ।
મનમાંહે ઝુરે દીવસ ને રાતિ કોહ સાથિ ન કરે વાત । ૮૯
દશ પાંચ તાં લંઘન થઇ । દાશી સાંથિ બોલે નહીં ।
અન્યોઅન્ય કેહે છે શો રોગ હવે થયાં પરણીવા જ્યોગ્ય ॥ ૯૦"[1]

બેશક, પ્રેમાનંદના દમયંતીવર્ણન જેવું આ વર્ણન નથી, એમ છતાં નબળુંયે નથી. એક સંસ્કૃતાનભિજ્ઞ લેખક સ્વયંસ્ફુરિત અલંકારો ભાષામાં પ્રેયોજે છે; એની કૃતિની અસર પ્રેમાનંદ ઉપર હોવાનું સ્વ. અંબાલાલ બુલાખીરામ જાનીએ બતાવ્યું છે,[2] એ નાકરને ઓછો યશસ્વી નથી બનાવતું. વિસ્તાર થઈ જવાને ભયે અહીં એ ઉતારા આપવામાં નથી આવતા.

મહાભારતનાં પર્વો અને જૈમિનીય અશ્વમેધનાં આખ્યાનો એક જૈનેતર કવિ લગભગ પ્રથમ જ ઉતારતો હોય તેવો તો નાકર જ છે.

---

૧. ગુ. વિ. સ. હ. લિ. પુ. નં. ૭૩૮ જી

૨. બૃ. કા. દો. ભાગ ૯ મો, પ્રસ્તા. પૃ ૩૮–૪૦

વનપર્વાંતર્ગત "નલોપાખ્યાન" ભાલણે ઉતાર્યું; એકને બદલે બે "નળાખ્યાન" એના કહેવાય છે, પણ એણે અશ્વમેધનાં આખ્યાન નથી ઉતાર્યાં. નાકરે પર્વો ઉપરાંત જૈમિનીય અશ્વમેધનાં ચંદ્રહાસાખ્યાન, મોરધ્વજાખ્યાન, લવકુશાખ્યાન, વીરવર્માનું આખ્યાન, સુધન્વાખ્યાન, શૃગાલપુરી (અર્ધલોકકથા) એ ૭ અને મહાભારતના છૂટક પ્રસંગો લઈ અભિમન્યુઆખ્યાન, કર્ણચરિત અને ઉપર બતાવ્યું તે નળાખ્યાન, અને ભાગવતમાંથી વસ્તુ લઈ ઓખાહરણ, કૃષ્ણવિષ્ટિ–ભ્રમરગીત, હરિશ્ચંદ્રાખ્યાન, ધ્રુવાખ્યાન; જ્યારે રામાયણ તો આખું એણે રચ્યું છે. એમાંનો અયોધ્યાકાંડ આ લેખકે જોયેલો છે. એ ઉપરાંત બીજા પુરાણોમાંથી વસ્તુ લઇ ભવાનીનો છંદ, ભીલડીના ૧૨ માસ, મૃગલીસંવાદ, શિવવિવાહ એ કાવ્યો મળે છે આ બધામાં એણે કડવાબંધ સ્વીકાર્યો છે; બેશક, એને ચોપાઇનો ખૂબખૂબ શોખ જણાય છે અને કેટલીકવાર કડવાંનાં કડવાં માત્ર ચોપાઇમાં જ લંબાવ્યે જાય છે. વ્યાધમૃગલીસંવાદ મૂળે ૧૦ કડવાંનું એવું મુખ્યત્વે ચોપાઇબંધનું કાવ્ય છે.

પણ એની પ્રૌઢિનો પરિચય તો મહાભારતનાં પર્વ જ આપે છે. એ આદિ, સભા, વન, વિરાટ, ઉદ્યોગ, ભીમ, ગદા, શલ્ય, સૌપ્તિક અને સ્ત્રી પર્વો આપણને રચી આપે છે. આદિ પર્વ મોટું હજી જોવાનાં નથી આવ્યું, પણ એના આરણ્યક પર્વ મોટાના આરંભમાં એણે, અગાઉ બતાવ્યું છે તેમ આદિ અને સભા. વિરાટ પર્વમાં આદિ, સભા અને આરણ્યક, અને ગદાપર્વના આરંભમાં ટૂંકમાં ઉદ્યોગ પર્વની કથા સમાવી લીધી છે. પૂર્વ કથાનું અનુસંધાન આપવાની એની આ પદ્ધતિ એક કથાકારને છાજે એવી છે. આપણે ઉપર જોયું છે કે એણે મદન નામના નાગર બ્રાહ્મણને પોતાની કવિતા બક્ષિસ આપી છે. એ મદન પછી આખ્યાનો ગાઇ પોતાનો નિર્વાહ કરતો. એ આખ્યાનો, કથાનકોર્ચિક થઈ પડે, માટે જ એણે અનેક રાગોમાં પોતાની કવિતા યોજી છે. એના ઢાળ એ કાળે જે સર્વવ્યાપક

અતિ લીધી છે ગહેવર તણી । તે સહુ ચાલ્યું રાજા ભણી । ૮૧
સાંભળી રાજા તું વીનતી । રાય ન, સાંભળે ઠાકુર રતી ।
ન સાંભળે ને ચઢે છે રીસ । તે માટિ રજ નાંખે શીસ । ૮૨
કેરંગ વનમાં કરે અશ્રપાત । સ્વાંમી કાં કીધી હુપઘાત ।
એવડૂં દુખ શા માટિ દીધ । દમંતી લોચન ચોરી લીધ । ૮૩
નગર ગયા નિ થયા અજાંણ્‌ । લીધાં નેત્ર ને લેશે પ્રાંણ્‌ ।
વારગ નાગ પાતાલિ ગયા જુડો દેખીબો સંખી રહ્યા । ૮૪
વદન કમલ પડયો વહૂવાદ । લોકેશ્વર બોલ્યા અહેલાદ ।
લજા પાંમી કમલ તે ગયાં । વારિ અધિ તે પેશી રહ્યાં । ૮૫
સુડા પોપટ ન બોલતા । જે વન માંહિ વાશે હતા ।
પ્રૌઢ પ્રૌઢ તે નાશી ગયા । લઘુપક્ષિ ચંચ ચઢાવી રહ્યા । ૮૬
આગે વાણી બોલતા નિટોલ । દમંતીયે રામ બોલાવ્યા બોલ ।
જંઘે જીતી તે કંદલી । તેહની થરથર કંપે વલી । ૮૭
અધૂર પ્રવાલી જીતી યેહ । દુખે તંનિ પડાવે વેહ ।
સોનુ બેઠા ઘડે સોનાર । પણિ સમતુલ્ય તાં નહીય થવાય । ૮૮
દમંતીનું વન તાં દહે । કારણ કૂંઅર-કહેને નવિ કહે ।
મનમાંહે ઝુરે દીવસ ને રાતિ કોહ સાથિ ન કરે વાત । ૮૯
દશ પાંચ તાં લંઘન થઇ । દાશી સાથિ બોલે નહીં ।
અન્યોઅન્ય કેહે છે શો રોગ હવે થયાં પરણીવા જ્યોગ્ય ॥ ૯૦"[1]

બેશક, પ્રેમાનંદના દમયંતીવર્ણન જેવું આ વર્ણન નથી, એમ છતાં નબળુંયે નથી. એક સંસ્કૃતાનભિજ્ઞ લેખક સ્વયંસ્ફુરિત અલંકારો ભાષામાં પ્રેયોજે છે; એની કૃતિની અસર પ્રેમાનંદ ઉપર હોવાનું સ્વ. અંબાલાલ બુલાખીરામ જાનીએ બતાવ્યું છે,[2] એ નાકરને ઓછો યશસ્વી નથી બનાવતું. વિસ્તાર થઈ જવાને ભયે અહીં એ ઉતારા આપવામાં નથી આવતા

મહાભારતનાં પર્વો અને જૈમિનીય અશ્વમેધનાં આખ્યાનો એક જૈનેતર કવિ લગભગ પ્રથમ જ ઉતારતો હોય તેવો તો નાકર જ છે.

---

૧. ગુ. વિ. સ. હ. લિ. પુ. નં. ૭૩૮ જી

૨. બૃ. કા. દો. ભાગ ૮ મો, પ્રસ્તા. પૃ ૩૮–૪૦

વનપર્વાંતર્ગત "નલોપાખ્યાન" ભાલણે ઉતાર્યું; એકને બદલે બે "નળાખ્યાન" એના કહેવાય છે, પણ એણે અશ્વમેધનાં આખ્યાન નથી ઉતાર્યાં. નાકરે પર્વો ઉપરાંત જૈમિનીય અશ્વમેધનાં ચંદ્રહાસાખ્યાન, મોરધ્વજાખ્યાન, લવકુશાખ્યાન, વીરવર્માનું આખ્યાન, સુધન્વાખ્યાન, શૃગાલપુરી (અર્ધલોકકથા) એ ૭ અને મહાભારતના છૂટક પ્રસંગો લઈ અભિમન્યુઆખ્યાન, કર્ણચરિત અને ઉપર બતાવ્યું તે નળાખ્યાન, અને ભાગવતમાંથી વસ્તુ લઈ ઓખાહરણ, કૃષ્ણવિષ્ટિ-ભ્રમરગીત, હરિશ્ચંદ્રાખ્યાન, ધ્રુવાખ્યાન; જ્યારે રામાયણ તો આખું એણે રચ્યું છે. એમાંનો અયોધ્યાકાંડ આ લેખકે જોયેલો છે. એ ઉપરાંત બીજાં પુરાણોમાંથી વસ્તુ લઇ ભવાનીનો છંદ, ભીલડીના ૧૨ માસ, મૃગલી-સંવાદ, શિવવિવાહ એ કાવ્યો મળે છે. આ બધામાં એણે કડવાબંધ સ્વીકાર્યો છે; બેશક, એને ચોપાઇનો ખૂબખૂબ શોખ જણાય છે અને કેટલીકવાર કડવાંનાં કડવાં માત્ર ચોપાઈમાં જ લંબાવ્યે જાય છે. વ્યાધમૃગલીસંવાદ મૂળે ૧૦ કડવાંનું એવું મુખ્યત્વે ચોપાઇબંધનું કાવ્ય છે.

પણ એની પ્રૌઢિનો પરિચય તો મહાભારતનાં પર્વ જ આપે છે. એ આદિ, સભા, વન, વિરાટ, ઉદ્યોગ, ભીમ, ગદા, શલ્ય, સૌપ્તિક અને સ્ત્રી પર્વો આપણને રચી આપે છે. આદિ પર્વ મોટું હજી જોવાનાં નથી આવ્યું, પણ એના આરણ્યક પર્વ મોટાના આરંભમાં એણે, અગાઉ બતાવ્યું છે તેમ આદિ અને સભા, વિરાટ પર્વમાં આદિ, સભા અને આરણ્યક, અને ગદાપર્વના આરંભમાં ટૂંકમાં ઉદ્યોગ પર્વની કથા સમાવી લીધી છે. પૂર્વ કથાનું અનુસંધાન આપવાની એની આ પદ્ધતિ એક કથાકારને છાજે એવી છે. આપણે ઉપર જોયું છે કે એણે મદન નામના નાગર બ્રાહ્મણને પોતાની કવિતા બક્ષિસ આપી છે. એ મદન પછી આખ્યાનો ગાઇ પોતાનો નિર્વાહ કરતો. એ આખ્યાનો, કથાનકોરોચક થઈ પડે, માટે જ એણે અનેક રાગોમાં પોતાની કવિતા યોજી છે. એના ઢાળ એ કાળે જે સર્વવ્યાપક

થઈ ચૂક્યા હતા તે છે. ઢાળોની દૃષ્ટિએ તેમજ કવિતાની દૃષ્ટિએ ઉત્તમમાં ઉત્તમ નમૂના તરીકે આપણે એના વિરાટ પર્વને મેળવી શકિયે છિયે; વિરાટ પર્વની વસ્તુ જ સુંદર છે, મૂળ સં. મહાભારતમાં જ, તેના ઉપર ઓપ ચડાવીને નાકરે પોતાની દૃષ્ટિએ આખો પ્રસંગ જુદા જુદા અનુરૂપ રસોમાં આપણી સમક્ષ ખડો કર્યો છે. વીર કરુણ રૌદ્ર ભયાનક હાસ્ય અને અદ્દ્ભુત રસની ઉત્તમ કૃતિ આપણને નાકરના વિરાટપર્વમાંથી મળી આવે છે આપણને "શૃંગારરસ" પ્રધાનપણે આ પર્વમાં નથી દેખાતો; જ્યાં એ છે ત્યાં એ કરુણનું અંગ બની રહે છે; જેમકે વિરાટ નગરમાં જતાં પૂર્વે યુધિષ્ઠિર આંખમાં આંસુ સહિત દ્રૌપદીનું સવૈયા ચાલની ચોપાઈ ઢાવટીમાં વર્ણન કરે છે:

"દ્રુપદસુતા નિહાલી ભૂપતિ, આણ્યા અશ્રુપાત;
એ ઘડા જેવડૂં માણિક માનિની, કિમ રહિશિ પરહાથિ ?
પુરુષ તણી તાં વાત પાધરી, જિમ તિમ કરીનઇ રહિશિ;
પરભૂપતિ-વશિ પડી પ્રેમદા, કેહી પરિ દિન લેશિ ?
અમ્યો તાં અછતા થઇનિ રહિવૂં, કાંઇ ન થાઇ પ્રાણ;
કન્દર્પ કોટિ કામિની કોમલ, મુખ સોલ કલા-શશિ જાણિ.
નયન ચંચલ તીક્ષ્ણ શરશરખાં, ભ્રમઇ-કોદણ્ડરતિ ધરિઆં;
મન્મથ મેગલ હાવિ વશિ નિત્ય; કયમ જાઇ વશિ 'કરિઆં ?
શુકનાસા, અધરપ્રવાલી, દન્તદાડિમ, કણ્ઠકપોત;
કનકકુમ્ભ પરિ મણિમગ-જરી જલજ નાભિ ઉદ્યોત;
ભુજાદણ્ડ યુગ સંઢિ સરીખા, કટિ કેસરી ઉપવાસી.
જંઘાયુગમ કદલી-ખમ્ભ ઉપમિત; ચરણકમલ પ્રતિભાશી.
ગતિ ગજમત્ત ચપલતર વિદ્યુત, ષોડશ તનિ શણગાર;
પગ નેપુર ઝણકાર, કિંકણી કટિમેખલા રણકાર;
રુદિકમલ પરિ હાર નવસર, કણ્ઠિ પદકમણિ જડિઆં:
કનકચૂડિ ચતુરાકરિ ખલકિ, ચલકઇ નંગમુદ્રડિઆં;
અંગદ બિરખી સરખી જોડિ, મુહુ મચકોડી ચાલિ;
શ્રવણ ઝાલિ રવિસમ જગમગિ, જડિય જવઇહિર પરિ ભાલ.

સિહિયુ આડિફૂલી ઊગનિઆં, શીશિ રાખડી સારી;
શેષનાગ પરિ ચમરી ચોટલી મોતીડે શંગારી.
કામ કોટિદલ સહુ હથિઆરું કાયર મન કમ્પાવઇ;
શૂર તણુઇ મનિ તૃણવત જેણુઇ રત્નગર્ભા કહાવઇ.
એ વહ્નિમાંહિથી પ્રગટ પ્રેમદા કૃષ્ણકૃપાઇ પામ્યાં.
અમ ઘરિ આવી સુખ નવિ પામી; દોહલડિ દિન વામ્યા "[1]

શુદ્ધ કરુણની પરાકાષ્ઠા તો કવિએ, કીચકે દ્રૌપદીને વિરાટની સભામાં ખેંચી તે વખતે દ્રૌપદીએ જે કલ્પાંત કર્યો છે, તે પ્રસંગે બતાવી છે, છેલ્લા ચરણની આવૃત્તિમાં એણે હદ કરી છે :

"કેશ સારી કામિની રે તાણી અવની મઝારિ રે.
હા હા કૃષ્ણ કરીનઇ રોઇ પડી, દુષ્ટ તણુઇ વશિ નારિ રે.

× × ×

સવરા માંહિ પરહાથથી રાખી, ત્યારિ કીધૂં સાહૂજ રે;
પ્રભુ લાક્ષાગૃહ થિકાં રે ઊગારયાં, તે આ વેલાનઇ કાજિ રે ?
મહાવન માંહિ વાસ કરાવ્યુ, (છાંડયૂં) ઇન્દ્રપ્રસ્થનૂં રાજિ રે,
દ્યૂત હેરાવ્યાં નઇ સુખિ રાખ્યાં, તે આ વેલાનઇ કાજિ રે ?
ભરી સભામાંહિ ચીર, હરિ ! પૂરયાં દુરજ્યોધન દલ મઝારિ રે,
દુઃશાસન દુષ્ટ થકી ઊગારી; તે આ વેલાનઇ કાજિ રે ?
દૂત કામિક આવ્યા ઋષિ ભૂખ્યા, વાનપ્રસ્થ મુનિરાજ રે;
સૂર્યપઇ સ્થાલી અપાવી, તે આ વેલાનઇ કાજિ રે ?
દુર્વાસા આવ્યા શાપ દેવા, દસસહસ્ર વિદ્યારથી ગાજિ રે;
ત્યાંઇ સાર કરી સહુવારી, તે આ વેલાનઇ કાજિ રે ?
પોતિ ભૂખ્યા થૈનઇ પધારયા; આણી અહારી દાહૂજિ રે;
સાકપત્રિ વિશ્વ પૂરણ કીધૂં, તે આ વેલાનઇ કાજિ રે ?

× × × ×

આંહાં આવતાં કુણઇ ન જાણ્યાં; છાનાં ન કીધાં બાહુજિ રે,
જીમૂતમલ્લ થિકા કરી સાહ્યાં, તે આ વેલાનઇ કાજિ રે ?"[2]

---

૧. મહાભારત, ગ્રંથ ૨ જો, પૃ. ૮૨-૮૪
૨. એજન, પૃ. ૧૫૨-૩

કીચકવધ પછી સુદિષ્ણા રાણીનું કલ્પાંત પણ કરુણ રસનો એક સારો નમૂનો પૂરો પાડે છે.

વીરરસનો પ્રસંગ જૂજ જ આવે છે. સંકેતગૃહમાં બોલાવીને ભીમે કીચકને પૂરો કર્યો ત્યાં થોડી પંક્તિઓમાં વીરરસ દેખાય છે તે કવિએ હરિગીતની ચાલની ચોપાઈ દાવટીમાં આ પ્રમાણે આપેલ છે:

"ભીમિં હાંકી હાથ ઝાલ્યુ; બિહૂ પડિઆ બાથિ રે.
દ્રમદ્રમાટ ધરતી ધૂલિ ઊડઇ, કરઇ પ્રહાર પાટૂ-ઘાત રે.
અંગોઅંગાઇ બેહૂ આથડઇ, જુઇ પડઇ બઇઠા થાઇ રે;
ચર ઘાય વાજઇ વ્યોમ ગાજઇ; પાછુ કોઇ ન થાઇ રે."[1]

રૌદ્રરસનો પ્રસંગ ગોગ્રહ-નિમિત્તે થયેલા યુદ્ધમાં છે, પણ એ બહુ આકર્ષક નથી; પણ ઉપરના જ પ્રસંગમાં થોડું જ વર્ણન છતાં કીચકનો કૂટો કાઢ્યો એ વર્ણન ભયાનકનો ખ્યાલ આપે એવું છે:

"ઇમ કહીનઇ વલી બચરડયુ; ભૂકૂ કીધાં હાડ રે.
પછઇ પૂછઇ પ્રેમશું: "કીહિ હાથિ ઝાલ્યા કેશ રે?"
ખભા ખાલડ સહિત ભાંજી, કરયા પિણ્ડિ પ્રવેશ રે.
"પદપ્રહાર પાટૂ પ્રેમદાનઇ, કિમ કિધા મૂઢ રે?"
સાન્ધિ ભાજી પેટમાંહિ, ચાપિઆ ગતિ-ગૂઢ રે.
"રસનાઇ કિમ રાંડ કહી? કુદ્રષ્ટિ કિમ જોયૂં રે?"
આખિ જીભ ખૂટી ખોતરી, શિર ચાંપિઉં ધડ સાથ રે.
સમદા સર્વ જિમ કોયલઇ, સમેટઇ સોનાર રે,
તિમ હાથ પગ શિર મધ્યકાય, ઘાતિઉં સંભારિ રે."[2]

હાસ્યરસનાં છાંટણાં આપણને દુર્યોધનના જલસ્થલભ્રમ, અર્જુનના વ્યંડલવેશના વર્ણન અને ઉત્તર કુમારની કાયરતાના પ્રસંગમાં દેખાય છે, જ્યારે પાંડવો પાંચે પ્રકટ થાય છે એ અદ્દભુત રસમાં દીપે છે. ૧૫ કડવાનું આ કાવ્ય તત્કાલીન એક સારો નમૂનો કહી શકાય આપણે નાકરને ઉચ્ચ પ્રકારનો કવિ ન કહી શકિયે, છતાં

૧. એજન, પૃ. ૧૭૮ ૨. એજન, પૃ. ૧૭૯

માત્ર કથાભટોનાં જોડકણાં રચનારો તો એ નથી. હરિશ્ચંદ્રાખ્યાનથી વધતો આવતો કવિ સં ૧૬૦૧ના "વિરાટપર્વ"માં સારી રીતે પ્રૌઢ બનતો જણાય છે. એની આમ છતાં આ વચલા ગાળાની કૃતિ છે, કેમકે સં. ૧૬૧૦ માંની કૃતિઓ પણ ધ્રુવાખ્યાન શિવવિવાહ વગેરે મળે છે; રામાયણ તો સં. ૧૬૨૪માં એણે પૂરું કર્યું કહેવાય છે.

એના વિવિધ બંધોમાં ભાલણના બંધોની છાયા કે અનુકૃતિ પકડી શકાય એમ છે. કાદંબરીમાંનો "સુણિ સુંદરી" અને "ગિહિલી કુણિ કરી" એ પ્રતીક–અંતવાળો દોહાબંધ નાકરમાં વધુ વૈવિધ્ય અને વિસ્તૃત સ્વરૂપમાં મળે છે. કડવાં ૪૯–૫૦ એ બંને સંવાદાત્મક સ્વરૂપમાં એ બંધ સાચવે છે. એ ઉપરાંત કવિએ પદપદ્ધતિનાં કડવાં પણ ઠીક ઠીક પ્રમાણમાં આપ્યાં છે. પાંડવોના અગ્નિપ્રવેશની તૈયારી, દ્રૌપદી સુદિષ્ણા રાણી પાસેથી શૃંગારસાજ માગી શૃંગાર સજે છે એ, અને સુદિષ્ણાનો કીચકવધને અંતે કલ્પાંત કરે છે, એ ત્રણ કડવાં એવા પ્રકારનાં છે. વિસ્તારભયે તેમજ એ બંધો પૂર્વ સારી રીતે પરિચિત થઈ ચૂક્યા હોવાથી અત્રે આપ્યા નથી

નાકરના સમયની લિખિત ભાષા કઈ, એનો નિર્ણય અત્યારે દૂર ખોળવા જવું પડે એમ નથી. એના વિરાટ પર્વની જૂનામાં જૂની એક હાથપ્રત મળેલી છે તેમાં એના સમયની ભાષા–મધ્યકાલીન ગુજરાતીની બીજી ભૂમિકા–સંપૂર્ણ રીતે સચવાયેલી મળે છે.[1] એને લીધે એના પુરોગામી ભાલણની ભાષા કઈ હોવી જોઈએ એનો પણ નિર્ણય મળી જાય એમ છે. ભાલણની છપાયેલી કાદંબરીની ભાષા નાકર પછીની ભૂમિકાની છે; તેથી જ નાકરના સમયની ભાષામાં ભાલણે પોતાની કવિતા લખેલી સંભવે.

નાકરને માટે જે વિશેષ કહી શકાય તે એ કે સંસ્કૃતભાષાના ઓછામાં ઓછા સંસ્કાર એનામાં હોવા છતાં એ સારી અને રોચક

---

૧. ગુજ. વિ. સ. હ. લિ. પુ. નં. ૩૫૩ (અપૂર્ણ પ્રત); એ ઉપરથી મહાભારત ગ્રંથ ૩ જામાં એ કાવ્ય છપાયું છે.

કવિતા લખી શકતો, જેમાં તત્કાલીન દેશ કાલ રીત રિવાજ માન્યતાઓને સાચવી રાખવા જેટલી એનામાં શક્તિ હતી. યુગશૃંખલા બાંધિયે તો **આદિભક્તિયુગ** પછી સ્વતંત્ર **આખ્યાનયુગ** આવે, તે એવી રીતે કે તત્કાલીન બીજા કાવ્યપ્રકાર ગૌણ બને, જ્યારે આ આખ્યાનપ્રકાર પ્રધાન બને. આખ્યાનયુગના આ જ્યોતિર્ધરની એના પછીના યુગધર વિષ્ણુદાસની જેમ જ હજી ઘણી કૃતિઓ અપ્રસિદ્ધ છે. એનું સાચું વર્ચસ એની સમગ્ર કૃતિઓ પ્રસિદ્ધિમાં આવ્યાથી પૂરું જાણી શકાશે.

ચરિતસામગ્રી :


૧. ગુ. સાહિના મા. સ્ત. સ્તંભો–દી. બ. કૃ. મો. ઝવેરીકૃત

૨. Guj. & its Lit. by K. M. Munshi

૩. બૃહત્કાવ્યદોહન ભાગ ૮ મો, ગુજરાતી પ્રિ. પ્રેસ–મુંબઇ

૪. પ્રા. કા. માળા અને કા. ત્રૈમાસિક

૫. મહાભારત ગ્રં. ૨–૩–૫, કેશવરામ કા. શાસ્ત્રી–સંપાદિત

૬. ગુ. વિ. સભા હ. લિ. પુસ્તકસંગ્રહ

૭. ફા. ગુજ. સભા હ. પુ. સં.ની યાદી, ભાગ રજો


## ગણપતિ

[ સં. ૧૫૭૪માં હયાત ]

**અસા**ઇત ભીમ વાસુ નરપતિ નાકરની જેમ છેલ્લા નાકરના સમકાલીન જૈનેતર કવિઓમાં લોકવાર્તાના લેખક તરીકે ગણપતિનું સ્થાન છે. એનું "માધવાનલકામકંદલાદોગ્ધક" નામે ૨૫૦૦ દોહાનું આઠ અંગમાં લખાયેલું એક કાવ્ય મળે છે તેનો રચન-સમય જણાવતાં એ લખે છે:

"વેદ (૭) ભુજંગમ (૫) બાણ (૧) શશી વિક્રમ વરસ વિચાર ।[૧]
શ્રાવણની સુદિ સાતમી સ્વામી મંગળવાર ॥

સં. ૧૫૭૪ માં આ રચેલા કાવ્યમાં સદ્ભાગ્યે પોતાના

૧. "સાહિત્ય" માસિક-વર્ષ ૨ જું, પૃ. ૩૫૬

સબંધમાં તેમજ પોતાના વતનના રાજાના સંબંધમાં ઉલ્લેખ કર્યો છે. એ જણાવે છે:

"૧ નરસા-સુત-ગણપતિ કહિ અંગ થયાં એ આઠ ।
સૂધઇ સ્વામિની શારદા પોતઇ દીધુ પાઠ ॥ ૧૬ ॥
દીસઇ દસ ગાઉ મહીં દશ ગાઉ શરસ્થાન ।
દસ ગાઉ પશ્ચિ નર્મદા આમ્રપદ્ર સ્વસ્થાન ॥ ૧૭ ॥
બંભણ ભાટ ભલા વસઇ વ્યવહારીયા વિશેષ ।
રાજકુલી રુડી તિહાં સ્થલ સ્થલ શ્રીસેરેષ (?) ॥ ૧૮ ॥
ઉગ્રસેન-કુલિ ઉગ્રબલ રાણઉ નાગ નરેશ ।
જં સાયર નિર્મદ મહીં ચાંચૂલુ દેશ ॥ ૧૯ ॥
ચતુર સસા ચંદન તણઉ મુજ કાંઇ લાગુ વાસ ।
ગણપતિ જંપઇ મઇ કરિઉ પઇ કેતલે પ્રકાશ ॥ ૨૦ ॥
કવિ ન્યાતિં કાયસ્થ ચતુવાલિંભિ વિખ્યાત ।
પૂરુ એ પદબંધ તાં દીહ થયા દહ-સાત ॥ ૨૧ ॥

એના જણાવ્યા પ્રમાણે (ભરૂચ પાસેના) અમોદ ગામમાં જે વખતે ઉગ્રસેનવંશી નાગ નરેશ રાજ્ય કરતો હતો ત્યારે કાયસ્થ વાલ્મીક જ્ઞાતિના નરસાસુત ગણપતિએ ૧૭ દિવસમાં આ કાવ્ય રચી કાઢ્યું હતું.

શૃંગાર રસથી ભરપૂર છતાં શીલવતની મહત્તા બતાવનારું આ કાવ્ય શેને આધારે બનાવ્યું એનો ઉલ્લેખ એણે કર્યો છે. એ જણાવે છે કે:

"મહોદધિ મયણપુરાણથી ચંચ ભરીનઇ મત્તિ ।
કવિ કાયસ્થ કંથા કવિ નરસા-સુત ગણપતિ ॥ ૧૫ ॥
× × × ×
કરસિ કથા જિમ કુમુદિની રમવા ભોગી ભ્રંગ ।
× × × ×
રલીઆત થઇ રંજસિ રાજકુમાર રંઝ્છ ॥ ૨૦ ॥"૨

૧. એજન પૃ. ૩૫૬ ૨. એજન, પૃ. ૩૫૫

એણે કોઈ અજ્ઞાત મયણપુરાણ ( સં मदनपुराण ) માંથી માત્ર ચંચ ભરીને વસ્તુ લઈ આ કાવ્ય બહલાવ્યું છે. આ કાવ્ય એણે રાજકુમાર રંજીકને ખુશ કરવા રચ્યું હોય એવું પણ છેલ્લી લીટીથી સમજાય છે.

આ મયણપુરાણ ( સં. मदनपुराण ) વિશે કશી માહિતી અત્યારે લભ્ય નથી; છતાં माधवकामकंदलाના વિષયનાં કાવ્ય સંસ્કૃત ભાષામાં મળે છે ખરાં. સંસ્કૃત કથાનું જૂનામાં જૂનું એક હ. લિ. પુસ્તક સં. ૧૫૮૬માં ( ઈ સ. ૧૫૩૦માં ) લખેલું મળે છે.[1] આ ઘણું કરી આનંદધરનું "કામકંદલા નાટક" ( કાવ્ય જ ) છે. એમાં માધવનું ચરિત આપવામાં આવ્યું છે. કનકસુંદરની માધવાનલકથા પણ એક પ્રાપ્ત થાય છે.

ગુજરાતી ભાષામાં તો આ કથા ઉતારનારો ગણપતિ પ્રથમ જ છે. એક કુશળલાભ કરી જૈન સાધુએ એ પછી સં. ૧૬૧૬ માં 'માધવકામકુંડલા રાસ' રચ્યો છે; જ્યારે શામળે તો એની સિંહાસનબત્રીશીમાં ૨૬ મી વાર્તામાં આ વાર્તા આપી છે. આ ત્રણે કાવ્યોમાં ગણપતિનું કાવ્ય ઉત્તમ છે. એમાં કવિએ થોકબંધ અલંકાર પ્રયોજ્યા છે. અને કાવ્ય જ શૃંગારિક હોવાથી એમ કરવાની જરૂર કવિને પડે એ સ્વાભાવિક છે. એ જ માટે કાવ્યના વિષયને મહત્ત્વ આપી કવિએ આરંભમાં પણ કામદેવની સ્તુતિ કરી છે અને પછી સરસ્વતીની કરી છે :

"કુંયર-કમલા રતિરમણુ મહા ભડ નામ ।
પંકજિ પૂજી પયકમલ પ્રથમજી કરૂં પ્રણામ ॥ ૧ ॥"

આ કાવ્યમાંના "વિરહના બાર માસ" પ્રસિદ્ધ થયા છે.[2] વિપ્રયોગ શૃંગારની ગુજરાતી કવિતાનો એક ઉત્તમ નમૂનો કવિ આ માસમાં આપણી સમક્ષ રજૂ કરે છે. એ માંહેની ઉત્તમ કવિતાનો

---

૧. એજન, પૃ, ૩૫૪

. ગુજ. દી. અંક ૧૯૩૧, પૃ. ૧૩–૧૪

પરિચય આપણે નીચેની કડીઓમાં મળશે ગણપતિએ આ બાર માસમાં બીજાએ ગુજરાતીમાં નથી સ્વીકાર્યું તેવું પુરુષકૃત શ્રીવિરહગાન આપ્યું છે. આમ છતાં એ રસ જાળવી રાખે છે, એ એની મહત્તા જણાય છે. એ વિરહ કથાનાયક માધવ ગાય છેઃ

"ફાગણ : ફિર ફિરઇ ફોકટ તૂં ફિરઇ, ફાગુણ ફૂંકાર;
ફૂની મઝ ફણાગર જિસિઉ જુ જમલી નંહી દાર
ચંગ વજાવઇ કેતલા પીલા રંગ પલાશ;
જોઈઇ તે જમલી નહી, જ્યાંહ હમારી આસ.
કામકંદલા તૂં રહી, હાડ હૈઆના માહિ;
હારા પણિ દાઝઇ રખે, હોલી ધીકઇ ત્યાંહિ.

ચૈત્રે : ચૈત્રે ચંપક ફૂલયાં, ભ્રમર ન પૂગી આસ;
કાજલ પાંહિ કાલુ થયુ, મનિ મૂંકી નીસાસ.
હીંદોલે હીંચઇ ઘણી હેલિ હસંતી ગાય;
કામકંદલા હીંચતી, હૈયડા માહિં ન માય.
કઇરી હીંડોલે ચઢી, કોકિલ ચઢી સંદાય (?);
કામકંદલા તૂં ચઢી, માહારા હૈયડા માંહિ.

× × ×

જેઠ : અંબર તાપઇ ક્ષિતિ તપઇ, જલણ જલઇ પગહેઠિ;
તિઇ ઘટ મહિ ઘૂઘટ કરિઉ, આવત આણઇ જેઠિ,
હું લુમ્ભિઉ રે લાડકી, દિહાડી દૂરિ પીચાણ;
માહરુ ભમઇ તુમ્હારડા, પંજર પૂંઠિ પ્રાણ.
અંબરિ બારઇ રવિ તપઇ, દિશા પ્રતિ દિગદાહ;
શીતલ તુજ સંભારવઉં, અવર ન એકુ ઠાહ.

× × ×

શ્રાવણ : શ્રાવણ સૂતાં સાલતઇ, જગાવતાં જગ માંહિ;
હું ધૂજી ધરણિં ઢલૂં, બાલ વિલાએ બાંહિ.
તીવ્ર સૂર તિ દ્વિમરી કરઇ, ભરઇ વાહુલા વાહઃ
શ્રાવણ, તૂં પણિ માહરઇ હૈડાભીંતર દાહ.

આવણ્ પાખઇ શૂં રહિઉં ? કાં આલિઉ કિરતાર ?
શનિ શનિ વરસઇ સરવડે, દૂરિં દહઇ મુઝ દાર.

ભાદરવો : ભાદ્રવઇ સરોવર ભરિયાં, નીર નિરંતર હોય;
ઝુરયા ભીંતરિ હુ મરઉં, વીર ન વારઇ કોય.
બાપીઅડુ પ્રીઉ પ્રીઉ કરઇ, કામકંદલા જેમ.
તિમ તિમ તન માહારા તણૂં, ક્ષીણું થાઇ શ્રેમ.
ભાદ્રવડઇ ભાગી મણા, ઉતપતિ અન્નસગાલ;
કામકંદલા, તૂં પખઇ, માહરઇ દહઇ દુકાલ.

× × ×

માઘ : મિલયુ તું મહિલા પખઇ, પાપી પોસ સરોસ,
સબલી કીધી શર્વરી, દિનકર દીધઉ દોસ.
માઘે વરસઇ માહરૂં, શીત સલીલ એક ઠાહ;
હૂં મૂર્ચ્છ ધરણી' ઢલિઉ, દિઇ અરુણાક્ષી બાંહ
વિનતા તણુઉ વિયોગ તો, મહા દુરંગમ હોય;
ઉમયા ! શંકર ! વીનવઉં, મુઝ મેલાવુ સોય."[1]

વિરહી નાયક દૂર ગયેલી નાયિકા માટે જે જાતનો પરિતાપ અનુભવે છે, તેવું આમાંથી આપણને સૂચન મળે છે પુરુષ કઠિન હૃદયનો હોય છે, એ પણ આ કવિતામાં એટલું જ સ્ફુટ છે. એ વિરહાતુર છતાં વેવલો નથી બની જતો. માઘ માસમાં એ વિરહથી ધરણીએ ઢળી પડે છે; એમાં આપણને નાયકની પરવશતાનો રસાનુસારી અનુભવ થાય છે. આ સ્થળે નાયિકાહૃદય અપાયું હોય તો પૂરી વિહ્વલતા તેમજ છેક બેભાન થઈ જવા સુધીની સ્થિતિ કવિને ચીતરવી પડી હોય. આમ કવિએ ઔચિત્યનો ખ્યાલ રાખી પુરુષના બાર માસ ગાયા છે.

આ કવિની અન્ય કોઈ કૃતિ મળતી નથી. આ એક કૃતિ પણ એને લોકવાર્તાના લેખકોમાં અગ્ર સ્થાન અર્પે એવી છે. ભાષાની

---

1. એજન, પૃ. ૧૩-૧૪

દૃષ્ટિએ પણ આ કાવ્ય મહત્ત્વનું છે; એ માટે કે એણે કાવ્યમાં આપેલાં વનવર્ણનો વગેરેમાં પુષ્કળ અપભ્રંશકાલીન શબ્દ પ્રયોજ્યા છે. કાવ્યશાસ્ત્રની દૃષ્ટિએ અલંકારો પ્રયોજ્યા ઉપરાંત એણે તત્કાલીન લોકમાનસ અને રીતરિવાજો ઉપર પણ સારો પ્રકાશ નાખ્યો છે. આમ એક માત્ર કૃતિ છતાં પણ કવિ આપણને અનેક પ્રકારે ઉપયોગી નીવડે છે.

જે સમયમાં કવિ થયો છે તે સમયની જ ભાષા, એની પ્રત. સં. ૧૬૯૩ માં લખાયેલી હોવા છતાં સચવાઈ રહેલ છે.[1] આ કવિના વિષયમાં આશ્ચર્ય એ ઊપજે છે કે એના સમયમાં પ્રાયઃ કથાનકો પુરાણાદિ ગ્રંથોમાંથી લેવાયાં છે, છતાં આ કવિએ એવાં કથાનક ન કરતાં લોકકથા લખી છે, અને અસાઈત ભીમ વાસુ નરપતિ અને નાકરની હરોળમાં રહી જૈનેતર લોકકથાકૃતિમાં એકનો વધારો કર્યો છે.

ચરિતસામગ્રી :

૧. ગુજ. સા.ના માર્ગ. સ્તંભો–દી. બ. કૃ. મો. ઝવેરીકૃત
૨. સાહિત્ય–માસિક વર્ષ ૨જું : "માધવાનલકામકંદલાની લોકકથા" ઉપર સદ્‌ગત શ્રી. ચીમનલાલ ડા. દલાલનો લેખ
૩. ગુજરાતી સાહિત્ય–મધ્યકાલીન સાહિત્ય (ગુજ. સા. સંસદ)માંનું લોકકથા સાહિત્ય
૪. Guj. & its Lit. by K. M. Munshi
૫. ગુજરાતી–દીપોત્સવાંક, ઇ. સ. ૧૯૩૧ (મુંબઇ)
૬. માદવકામકંદલા દોગ્ધક–પ્રો. ડૉ. મંજુલાલ ર. મજમૂદાર–સંપાદિત (ગાયકવાડ પ્રાચ્ય વિદ્યામાળા)

---

૧. આ કાવ્ય વડોદરા–પ્રાચ્ય વિદ્યામંદિરના આશ્રયે શ્રી. મં. ર. મજમૂદારે સંપાદિત કરી સર્વ સુલભ કર્યું છે.

# ચતુર્ભુજ

[ સં. ૧૫૭૬ માં હયાત ]

"ફાગુ" પદ્ધતિનાં કાવ્ય આપણને જૂના જૈન સાહિત્યમાં કેટલાંક મળે છે. જૈનેતર સાહિત્યમાં પણ "વસંતવિલાસ" "ફાગુ" વગેરે કાવ્ય સ્વતંત્ર રીતે તો ક્યાંક કાવ્યના અંગમાં જ સમાઈ જાય તેવાં વિરહગીત મળે છે. જૈનેતર "ફાગુ"નો એક સારો નમૂનો, સંભવતઃ સં. ૧૫૭૬ માં કોઈ એક ચતુર્ભુજ નામના કવિએ પૂરો પાડયો મળે છે. શ્રી. ભોગીલાલ જ. સાંડેસરાએ (ગુજરાતી-દીપોત્સવાંક-સં. ૧૯૮૯માં) એ કાવ્ય સંપાદિત કરી છપાવ્યું છે. આ કાવ્ય તે "ભ્રમરગીતા" છે. કવિએ કાવ્યને અંતે પોતાના સમયના વિષયમાં નીચે મુજબ લખ્યું છે :

(દૂહો)

"છિહુતરિ શઘુ છૂટવા ભેટવા શ્રીભગવાન;<br>
કોડિ કન્યા પરણાવિઇ જે ફલ હુઇ સમાન

(ચુપઇ)

અડસઠિ તીરથ અવધાન, હેમતુલા પુરુષ દાન,<br>
ભાવિ ગાઇ જે નર નેહ તોલિ, ભણઇ ચતુર્ભુજ વેદવ્યાસ બોલઇ."[1]

આ કાવ્યની હાથપ્રત શ્રી. સાંડેસરાને મળેલી છે તે સં. ૬૨૨ની છે. એ પ્રતની પુષ્પિકા, જેવી કે :

"इति श्रीकृष्णगोपीविरहमेलापकभ्रमरगीताफाग । संवत् १६२२ वर्षे द्वितीय अषाढ सुदि १ गुरुवारे चेला रतना लिक्षतं ।"[2]

આમ સં. ૧૬૭૬ કે પછીના સંવત્ હોવાની કોઇ સંભાવના

---

૧. ગુ. દીપો. ઇ. સ. ૧૯૩૩, પૃ. ૩૬

૨. આ હાથપ્રત વડોદરાના જૈન જ્ઞાનમંદિરની છે. એજન, પૃ. ૩૪

નથી. સં. ૧૫૭૬, ૧૪૭૬, ૧૩૭૬ એમ પૂર્વ પૂર્વ સૈકાંઓ સંભવી શકે. શ્રી. સાંડેસરાએ "૧૫૭૬ કરતાં આની ભાષાને વધુ પ્રાચીન ગણી શકાય નહીં" એવો મત આપ્યો છે. હું આના સમર્થનમાં એક બીજી પણ દલીલ મૂકું છું. ભ્રમરગીતાનો કાવ્યબંધ જોઇયે તો એમ કહી શકાય કે "વસંતવિલાસ' પછીની આ કૃતિ છે. "વસંતવિલાસ"માં દૂહાબંધ સ્વીકારવામાં આવ્યો છે, જ્યાં દૂહાઓમાં સાંકળી પાડવામાં આવી છે. એ આ પૂર્વે આપણે જોયું છે. આપણને ચતુર્ભુજની કૃતિમાં સાંકળી મળે છે; જેવી કે:

"ભારતી પ્રાર્થીં પ્રણમુંય વર્ણવુંઅ મદનમુરારિ.
દેવ દ્વારામતી જઇ રહિયા: વિરહ હૂઇ વ્રજનારી ૧
ગોપકન્યા કરઇ વાતડી: રાતડી દિહાડ ન વિહાઇ,
વાહલુ વિદેસિ જઇ રહિઉ, અમ્હે સ્હેલ્યાં ગોકુલ માંહિ. ૨"

ચતુર્ભુજે દૂહાની બંને પંક્તિમાં નહિ, પણ હરકોઈ એકમાં સાંકળી આપવાની પદ્ધતિ સ્વીકારી છે. આમ સાંકળી–પદ્ધતિ એના ખ્યાલમાં છે. પણ એણે આ કાવ્ય માત્ર દૂહામાં ન લખતાં ત્રીજી કડીથી એક ચરણાકુલ અને એક દોહરો આ ક્રમ આપ્યો છે; આમ "વસંતવિલાસ" કરતાં થોડું વૈવિધ્ય "ભ્રમરગીતા"માં મળે છે. આ ઉપરથી એમ કહી શકાય કે એણે "વસંતવિલાસ" જોયો હશે અને એનાથી વિશેષ કરી બતાવવા મિશ્રબંધ સ્વીકાર્યો હશે. આમ આ કવિ સં. ૧૪૭૬ કરતાં એ પછીના સૈકાના "છિહુતરિ"માં સં. ૧૫૭૬માં થયો હોય તો એમાં અસંભવિતતા જેવું ન ગણી શકાય.

આ "ફાગુ" કાવ્ય છે એના વિષયમાં તો શંકા નથી, કેમકે કવિ જ આરંભમાં એ નામનો નિર્દેશ કરે છે; જેવો કે:

"ભારથી પ્રારથી પાએ લાગું, સારદા સર્વત્ર સુમતિ માગું;
ફાગ ફાગુણિ ગાઉં કૃષ્ણ કેરા, ફૂલ ત્નેઉ ફોકટ ટલઇ ફેરા. ૩"

પૂર્વકથાના અનુસંધાન માટે ૪ થીથી ૩૩ મી કડી સુધીમાં કૃષ્ણ કેવી રીતે મથુરા ગયા એ કથા ભાગવતાનુકૂળ આપવામાં આવી છે.

૩૪ કડીથી કવિએ ભ્રમરગીતનો પ્રસંગ શરૂ કર્યો છે, જેમાં કૃષ્ણ ઉદ્ધવને ગોપીસાંત્વન માટે ગોકુળ મોકલે છે, જ્યાં જઈ ઉદ્ધવ પ્રથમ તો નંદયશોદાના હૃદયને શાંતિ આપે છે. ૪૮ મીથી ઉદ્ધવ અને ગોપાંગનાઓનો સંવાદ શરૂ થાય છે, જેમાં કૃષ્ણની પૂર્વલીલા ગોપાંગનાઓ યાદ કરી વિહ્વલ બને છે. છાંડેલી નાયિકાનું હૃદય કેવા પ્રકારનું હોય એનો કવિ અહીં ચિતાર રજૂ કરે છે:

"હરિની પરિ અમ્હો લાધી રે બાંધી તિહાં હઠિ પ્રીતિ;
નગરની નારી ધૂતારી રમતી હુસિ વિપરીતિ. ૫૬
હરિ હવિ શું કરિ અહાં આવી? નીરસ નારી અમ્હો થઇ અભાવી,
ભ્રમરની પરિ ભલા ભાવ જોયા, નવ રસ નગરની નાર મોહ્યા. ૫૭
બરૂઆડી અમો ભૂર, ચતુર નગરની નારી;
નાથ ન જાણું રે વસિ કરી પરિહરી ગિઉ રે મુરારિ. ૫૮
તે ગાઇ ગોકુલ, તે આહિર, તેહ જ વૃન્દાવન યમુના નીર,
ચાંહલિ રાતિ નઇ દહિ રે બાલી, સર્વ સૂનું એક કૃષ્ણ ટાલી. ૫૯
ઉદ્ધવ, અમ્હો મંદભાગી, વયરાગી કહઇ રે નારી;
તિણિ નરહરિ ગિયુ પરહરી, કરી નિજ નેહ અપાર. ૬૦
નાંહનિ થકી ઘણુ નેહ કીધુ, જાતઇ અમ્હારડુ જીવ લીધુ,
ચોઢિ કાજિ ઘણી પ્રીતિ માંડી, વાહલુ એ વયરી થયુ છાંડી. ૬૧"

ચંદ્રાવલી વગેરે ગોપાંગનાઓને ઉદ્ધવ વેદાંત અને ભક્તિની વાતો કરી દિલાસો આપવાનો પ્રયત્ન કરે છે, પણ ગોપાંગનાઓ તો સ્પષ્ટ રીતે જણાવે છે કે:

"ચાલસિ અમ્હારિ સગતિ પાખઇ, અમ્હનઇ કો કિહી કૃષ્ણ દાખિ,
જ્ઞાન કહિઉં, તણે તે ન લહીઇં, જાંણીઇ હરિ-ગલિ લાગી રહીઇ. ૭૩"

કવિ અહીં ભ્રમરનો પ્રસંગ મૂકે છે—અતિ ટૂંકમાં જ. એટલું ખરું કે અહીં લખવા ધારત તો પ્રસંગને એ વધુ વિકસાવી શકયો હોત. પ્રસંગ આમ બતાવ્યો છે:

"જાણિઉં કમલભ્રમ ભૂલુ ભ્રમર ગોપીપાયે બઈઠ;
ચરણ ગુંજારવ કરતુ રે માનિનીમધુકર દીઠ. ૭૪

કૃષ્ણનુ દૂત કો કહઇ વિરાગી, મનાવઇ છઇ આપણે પાઇ લાગી;
રીઝવઇ છઇ ગુણગાન કરી, એ ધૂરત કૃષ્ણ નહિ વાંનિ વયરી. ૭૫
માટિ યિકુ જાલઇ મધુકર, ઠાકુર તાહરુ ધૂર્ત:
નાયક પાયક લક્ષણદાયક દુ:ખ બહૂત. ૭૬
નગરની નારિ જે કગટ કરી વસવા વઇકુઠિનાયિ- હરી;
તુઝ મુખિ પરિમલ જે વિલગુ તે અમ્હ શરીર રહિ રે અલગુ. ૭૭"

બસ આટલેથી જ કવિ પતાવે છે. આ પછી ઉદ્ધવ દસ વીસ દિવસ ગોકુળમાં રહે છે, ત્યાં ગોપીઓ કૃષ્ણનાં પૂર્વ ચરિત સંભારી સંભારી ગાય છે અને અંતે કૃષ્ણને માટે સંદેશો આપે છે.

ટૂંકમાં ૯૮ કડીમાં કવિએ કાવ્ય આટોપી લીધું છે. એ વધુ વિસ્તાર કરી શકયો હોત, પણ એ પોતે જ જણાવે છે તેમ એ કાવ્ય-રચન સમયે નાની ઉમરનો જણાય છે:

"કહિ ચતુર્ભુજ કર જુગલ જોડી, બોલિક બાલાપણ બુદ્ધ થોડી.
સાભલઇ ગાઇ જે નરનારી, સફલ ફેરુ હુઇ તેહ સંસારિ. ૯૭"

સંભવ છે કે ૨૦–૨૫ વર્ષની ઉમરે એણે આ કાવ્ય રચ્યું હોય. આ કવિની બીજી કોઈ કૃતિ ધ્યાનમાં નથી આવી. ફાર્બસ સભાના સંગ્રહમાં એકાદશી–આખ્યાન કોઈ ચતુર્ભુજનું છે, એ આ જ ચતુર્ભુજ છે કે અન્ય, એ નક્કી કરવું મુશ્કેલ છે. સ્વ. છગનલાલ વિ. રાવળે તૈયાર કરેલી કવિ–યાદીમાં કોઇ ચતુર્ભુજના "કૃષ્ણ વિષેનાં પદો"નો ઉલ્લેખ છે, એ ચતુર્ભુજ આ કે અન્ય એ પણ નક્કી કરવું મુશ્કેલ છે.

કવિ છોટો છતાં, શ્રી. સાંડેસરાના શબ્દોમાં કહિયે તો "તેના કાવ્યની રચના છટાદાર છે, રસપ્રવાહમાં આપણે ધસડાયાં જઈએ એવો જોશ છે." અને ઉપર આવેલા નમૂના એ વાતની સાક્ષી આપે છે.

કાવ્યની જૂની પ્રત સચવાઈ રહેલી હોવાથી ચતુર્ભુજની ભાષા પણ આપણે મેળવી શકિયે છિયે. મધ્ય ગુજ.ની ૨ જી ભૂમિકાની એની ભાષા બહુ સ્ફુટ સ્વરૂપમાં સંરક્ષાઈ છે.

ભાલણને એક ચતુર્ભુજ નામનો દીકરો હોવાનું સ્વ. હ. ગો. કાંટાવાળાએ વિધાન કર્યું છે.[1] ભાલણના પુત્ર વિષ્ણુદાસે સં. ૧૫૭૫ માં ઉત્તરકાંડ પૂરો કર્યો મનાય છે, એનાથી નાનો હોય તો ચતુર્ભુજ સં. ૧૫૭૬માં ભ્રમરગીતા રચે એ સંભવી શકે મોઢપુરાણનો કર્તા ચતુર્ભુજ ભાલણનો પુત્ર હોવા વિશે કહેવાય છે તેના કરતાં આ ચતુર્ભુજ પુત્ર છે એમ એકવાર કબૂલ કરિયે તો બાધ ન અણાય. માત્ર એટલું અહીં સાબિત કરી આપવું જોઇયે કે ભાલણે સંન્યસ્ત સં. ૧૫૫૦-૫૫ લગભગમાં લીધું હોય, અને તો સં. ૧૫૭૬માં ૨૦-૨૫ વર્ષનો ચતુર્ભુજ હોઈ શકે. પરંતુ આ આખી કલ્પના માત્ર હવે હવાઇ જ સાબિત થઇ ચૂકી છે. આ વિશે ભાલણનું ચરિત આપતાં મહત્ત્વનું કહેવાઇ ગયું છે. મને એમ લાગે છે કે ચતુર્ભુજ કોઈ સંસ્કારી બ્રાહ્મણપુત્ર છે, સંસ્કૃતજ્ઞ પણ છે, અને શહેરી છે. એ કદાચ પૌરાણિક હોય તો સંભવે એમ છે. ઉદ્ધવ અને વિષ્ણુદાસની જેમ એ પોતાને "ભાલણસુત" નહિ કહેતો હોવાથી અને ભાલણ કરતાં જુદા જ પ્રકારનો કાવ્યબંધ સ્વીકારતો હોવાથી એ ભાલણપુત્ર નથી. નાના પણ આશાસ્પદ આ કવિનાં ઉત્તરાવસ્થાનાં બીજાં કાવ્ય મળે તો ગુજરાતી ભાષામાં સારી શોભા અપાવે તેવાં હોય, એવું આ એક માત્ર મળતા કાવ્યથી કહેવામાં અતિશયોક્તિ નથી.

ચરિતસામગ્રી :


૧ ગુજરાતી-દીપોત્સવાંક, ઇ. સ. ૧૯૩૩ (મુંબઇ)

૨. ગુ. વિ સ. હ. લિ. પુ. સં. નં. ૪૨૬ની હાથપ્રત


---

૧. આ વિધાનનું ખંડન કરી સીમ અને ચતુર્ભુજ પુત્રો ન હોઇ શકે એવું સ્વ. રા. ચૂ. મોદીએ બતાવ્યું છે. ભાલણ, પૃ. ૧૩

# કેશવદાસ કાયસ્થ

[સં. ૧૫૯૨ માં હયાત]

શ્રીમદ્‌ભાગવત—દશમસ્કંધની સંપૂર્ણ કથાને જુદા જુદા રાગ-ઢાળની દેશીઓ, માત્રામેળ છંદો અને અક્ષરમેળ વૃત્તોથી ૪૦ સર્ગોમાં સુંદર સ્વરૂપે બાંધનારો એક કાયસ્થ વાલ્મીક કવિ કેશવદાસ પોતાના એ "કૃષ્ણક્રીડાકાવ્ય"ના અંત ભાગમાં પોતાને વિશે જે હકીકત આપે છે તેનાથી સમઝાય છે કે એ સૌરાષ્ટ્રમાં આવેલા પ્રભાસપાટણનો વતની હતો અને એના પિતાનું નામ રદેરામ હતું.[1] એ જણાવે છે કેઃ

"સોરઠ દેશ સોહામણો, પાવન પુર પ્રભાસઃ
શ્રી સોમેશ્વર શારદા, અલિ અંતર કૈલાસ. ૧૧૯
વાલમ જ્ઞાતિ તિહાં વસે કુલ કેરે કાયસ્ત.
તે માંહે રદેરામનો, સેવક સેજે સ્વસ્ત. ૧૨૦
તેહનો સુત હૂં કેશવદાસ, કરૂં કીર્તન શ્રીકમલાવાસ,
વિનય વીનતી કહૂં કર જોડય, રખે કોય કવિ કાઢો ખોડય. ૧૨૧"

[કૃ. ક્રી. કાવ્ય, સર્ગ ૪૦ મો]

એની માતાનું નામ "તારાદે" હતું એવો ઉલ્લેખ એણે ૧૫ મા સર્ગમાં "માહે તારાદેનો સુત કહે એમ કેશવદાસ. ૨૬" એવી રીતે કર્યો છે.

આ કવિનું આ એક માત્ર કાવ્ય અત્યારે મળે છે. એણે બીજાં કાવ્ય કર્યાં હોય, એવું ત્યાંથી પ્રાપ્ત થતું નથી. એ ક્યારે થયો એ વિષયમાં આ એક માત્ર ગ્રંથના રચન માત્રથી પણ જાણી શકાય છે. આ ગ્રંથનો રચન-સમય જણાવતાં એ લખે છે કે:

---

૧. એજન, પૃ. ૧૧૪

"તિથિ૧૫ સંવત નિધિ૯૦દસકા હોય,૧ સંવત્સર શોભનકૃત હોય.
દક્ષિણાયન શરદ ઋતુ સાર, અશ્વિન શુક્લપક્ષ ગુરુવાર ૧૧૭
તિથિ દ્વાદશી વલી વૃદ્ધિયોગ, શતતારક ત્રિપ્રહરનો ભોગઃ
બાલવ કરણે એ બાંધી કથા, જગદીશ્વરે મતિ પ્રેરી યથા. ૧૧૮"
[કૃ. ક્રી. કા. સર્ગ ૪૦ મો]

આમ આ કાવ્ય સં. ૧૫૯૨માં રચાયું છે. "નિધિ દસકા હોય" માં દસકા 'હોય' તરફ ખેંચતાં ૨૦+૯=૨૯ આવો અર્થ પણ કરવા લાલચ થાય[2] જે, સં ૧૫૨૯ આપે; પરંતુ સંવત્સરનું નામ "શોભન" આપ્યું હોઇ ગણિતની દૃષ્ટિએ પણ આ આષાઢી હોવાથી[3] એ દિવસે સં. ૧૫૯૨ના આશ્વિન સુદિ ૧૨ ને દિવસે પણ બરાબર ગુરુવાર આવી રહે છે, આમ સં. ૧૫૨૯ ને બદલે સં. ૧૫૯૨નો પક્ષ જ સપ્રમાણ છે.

---

૧. આ કાવ્ય જે પરથી છપાયેલું છે તે પ્રત કચ્છમાં સં. ૧૭૮૭માં ઊતરાયેલી ફા. ગુ. સ. ની હાથપ્રતના હાંસિયામાં संवत् १५२९ वर्षे उलघ ॥ આવો ઉલ્લેખ મળે છે—પાંચમી ગુ. સા. પરિષદના અહેવાલમાં છપાયેલા "હાયસ્થ કવિઓ" વિશેના શ્રી હીલુભાઇ ચુ. મજમૂદારના નિબંધમાં "संवत् पंदर ओगनत्रीस होय' એવો પાઠ મળે છે એ ક્યાંથી મેળવેલો છે એ ત્યાં અપાયું નથી.

૨. સ્વ. રામલાલ ચૂ. મોદીએ "ગુજરાતી"ના સં. ૧૯૯૧ના અંકમાં આ વિશે વિસ્તારથી ચર્ચા કરી સં. ૧૫૯૨ નું વર્ષ સિદ્ધ કર્યું છે. વધુમાં તો કેશવદાસે, અષ્ટછાપ કવિઓએ વ્યાપક કરેલી વ્રજભાષામાં પણ રચના કરી હોઈ એ એને સં. ૧૫૫૦ પહેલાં નહિ જવા દે.

૩. ગુજરાત અને સૌરાષ્ટ્રમાં છેક ૧૯મી સદી સુધી આષાઢથી વિક્રમ-સંવત્સર બદલાયેલો સ્વીકારાતો અને એ જ રીતે પ્રચલિત હતો. અનેક તિથિઓનાં ગણિત કરી જોવાથી આ વિશે ખાતરી કરી શકાય છે. વિશેષ માટે જુઓ મહાભારત, ગ્રંથ ૧ લો. (પદબંધ)નો ઉપોદ્ઘાત વિષ્ણુદાસનાં કાવ્યો વિશેનો.

કવિ કેશવદાસે માત્ર ભાગવત નહિ પણ વિષ્ણુપુરાણ હરિવંશ કૃષ્ણજન્મખંડ ગર્ગસંહિતા બ્રહ્મવૈવર્ત ગીતગોવિંદ વગેરે ગ્રંથોનો સારી રીતે આશ્રય લઇને "કૃષ્ણક્રીડાકાવ્ય" રચ્યું છે. ભાગવતમાં રાધા સાથેનો પ્રસંગ કે રાધાનું નામ સુધ્ધાં નથી મળતાં ત્યારે કેશવદાસે રાધા–કૃષ્ણના પ્રસંગ સ્ફુટ રીતે આપ્યા છે.

કેશવદાસ સંસ્કૃત ભાષાનો સારો જાણકાર હતો, એટલું જ નહિ, પણ રચના કરી જાણતો, આ હકીકત એના શબ્દોમાંથી મળે છે :

"સત્તાવન શ્રીભાગવત, ૩૫૯ છે ત્રેવીસ,
સોલ સ્વયંકૃત સંસ્કૃત, જમલી કથા જગદીશ. ૧૨૮"
[સર્ગ ૪૦ મો]

સંમતિ કારણે એણે પોતાના કાવ્યમાં ભાગવતમાંથી શ્લોક ઉતાર્યા છે, એ ૫૭નો આંક ઉપર નિર્દેશે છે; જો કે અત્યારે ભાગવતના ૬૩ [1] જેટલા એવા શ્લોક મળે છે. એના સ્વયંકૃત શ્લોક ૧૬ હોવાનું એ લખે છે. પ્રથમ સર્ગના આરંભમાં આઠ અને ૨૧ મા સર્ગના આરંભમાં ૭ (હોવા જોઇયે ૮, કેમકે પ્રથમ સર્ગની જેમ જ આરંભમાં ૮ શ્લોક હોવાનું એણે કહ્યું છે, તે) આપ્યા છે.[2] ઘટતો એક ઉમેરતાં એ ૧૬ થાય છે. આ બે સ્તોત્રોમાંનું પ્રથમનું સ્તોત્ર શ્રીવલ્લભાચાર્યજીની અને કેટલાકને મતે એમના વંશજ શ્રીહરિરાયજીની કૃતિ છે. પણ એ માટે કોઇ સ્પષ્ટ પુરાવો નથી મળતો ઊલટું

---

૧ "પ્રથમ શ્લોક આઠે કરી કીધો કૃષ્ણ પ્રણામ." [સર્ગ ૧લો, ૧] અને "શુભ શ્લોક આઠયે કીર કીધો કૃષ્ણ પ્રણામ" [સર્ગ ૨૧મો, ૧]

૨. આમ ભાગવતના ૬ શ્લોક વધારે ઘૂસી ગયા છે. અને એવી રીતે ઘૂસી ગયેલા શ્લોક જુદા પડી પણ આવે છે; કેમકે જ્યાં જ્યાં એ શ્લોકો ઉદ્ધૃત કરે છે ત્યાં ત્યાં પ્રથમ એનો અનુવાદ આપે છે, અથવા અમુક શ્લોકો આ અહીં સ્તુતિ તરીકે રજૂ થાય છે, એવો નિર્દેશ કરે છે. આવો નિર્દેશ નથી, તેવા ૧–૫૬, ૧૦૧, ૧૧૧; ૨–૬ઠ્ઠો; ૬–૯મો અને ૨૦ મો; આ છ તદ્દન વધારાના કાઢી નાખતાં ૫૭ બરોબર આવી રહે છે.

પોતે આઠ આઠ શ્લોકથી પ્રણામ કરતો હોવાથી એ એની જ કૃતિ હોવાનો પૂરો સંભવ છે. અને એ કેશવદાસની પણ પૂર્વેનાં જૂનાં સ્તોત્ર હશે એમ શા માટે માનવા પણ જવું ?

બીજા સ્તોત્ર માટે તો ઝઘડો નથી. પહેલા સ્તોત્રનો ઝઘડો પતાવવો સરળ એ માટે છે કે એ સ્તોત્ર શ્રીવલ્લભાચાર્યજીનું નથી. શ્રીવલ્લભાચાર્યજીના દરેક ગ્રંથ પર પછીના વિદ્વાન ગોસ્વામીઓની ટીકાઓ મળે છે, જ્યારે આ સ્તોત્ર પર નથી જ. શ્રીહરિરાયજીનું એ સ્તોત્ર નથી, એમાં પુરાવો એ કે મોટો ભાગ એને શ્રીવલ્લભાચાર્યજીનું માને છે. શ્રીવલ્લભાચાર્યજીનું ન હોવાનું કારણ પોતે જ એ શ્લોકો રચ્યાનું કહેતો હોય, ઉપર મોજૂદ છે; અને કાવ્યમાં જ વણી લીધેલું હોવાથી ૨ જા જેમ જ ૧ લું સ્તોત્ર પણ કેશવદાસનું સમઝાય છે.

એના કાવ્યમાં અત્યારે ૧૦૮ શ્લોક છે. એમાંથી ૫૭+૬=૬૩ ભાગવતના, ૧૬ આ બે સ્તોત્રના મળી ૭૯ બાદ જતાં બાકી ૨૯ રહે છે, તેમાંથી ૨૩ રૂપકના નિર્દેશે આપેલા બાદ જતાં બાકી ૬ શ્લોક વધે છે. ૧ લા સર્ગમાંનો ૧૮ મો અને ૧૯ મા સર્ગમાંનો ૨૮ મો એવા શ્લોક છે કે જેનો ઉપર નીચે મેળ નથી. એ દૂર થતાં ૧૦૨ શ્લોક રહે. એવા જ ૧–૫૬, ૧૦૧, ૧૧૧; ૨–૬, ૬–૯, ૨૦; આ ૬ શ્લોક નિર્દેશ વિનાના હોઈ બાકી વધતા આ શ્લોક સમઝાય છે.

આ જોતાં એ સંસ્કૃત કાવ્ય લખે તો એમાં આશ્ચર્ય નથી. એ ઉપરાંત એનું સંસ્કૃત બહોળું જ્ઞાન શિષ્ટ તત્કાલીન ગુર્જર ભાષામાં સુશ્લિષ્ટ કાવ્યબંધ આપે છે, એનાથીયે પુરવાર થાય છે. આ ઉપરાંત એનું વ્રજભાષાનું જ્ઞાન પણ સારું છે, એ એણે કાવ્યમાં અમુક પ્રસંગોના પ્રસંગ વ્રજભાષામાં આપ્યા છે, એનાથી સમઝાય છે. એ કાળમાં કવિઓ વ્રજભાષાનું જ્ઞાન ધરાવતા એ ભાલણના દશમસ્કંધમાં

ભાલણની જ છાપવાળાં ૬ પદોથી સમઝાય છે. ભાલણ કરતાં પણ વધુ પ્રમાણમાં કેશવદાસે વ્રજભાષામાં કેટલાંક સુંદર પદ આપ્યાં છેઃ–

"મત કહો માત રીસાની, બોલે યહ અપરાધ હમારો;
ઘરમેં રહે સદા ગુનસાગર, કોમલ કુંવર તહારો.
સબ હી સખી તુહારી પૂવેં, હમ અહિરી અજાની;
જરે સે હેતી ઐસી બાત ન કીજે, ન કુચે નંદકી રાની. ૬૩"
[સર્ગ ૧૪ મો]

ખુદ એની છાપવાળો ત્રોટક :

"જનિતા ક્રીડા છાંડય હિ બોલે, હર્ષે માત હસાવે;
મિંદર કાજ કરે નહી કેસે, મિસ કર માનની આવે.
કેશોદાસ કહે ધન્ય ગોપી ધન્ય સુખ સહે નીડા;
ચરણયકી રેણુ ચતુર્મુખ બંછે, યહ બિધ અનુદિન ક્રીડા. ૬૪"
[સર્ગ ૧૪ મો]

વ્રજભાષામાં રચેલાં પદોથી કેટલાક એમ કહેવા માગે છે કે એના પર પુષ્ટિમાર્ગીય અષ્ટસખાઓમાં કાવ્યોની અસર છે;[1] પરંતુ એ અસર હોવા છતાંય એવા વિદ્વાન કવિની ભાગવત પરની શ્રીવલ્લભાચાર્યજી-ની સં. ટીકા તરફ નજર નથી ગઈ! દશમસ્કંધ પર શ્રીવલ્લભાચાર્યજીએ અસાધારણ પ્રકાશ નાખ્યો છે. એનાથી તદ્દન સ્વતંત્ર રીતે કેશવદાસે કાવ્ય રચ્યું છે. "जातं जातमहन् पुत्रम्-જણ્યા જણ્યા તે મારે બાલ" એ ૧ લા સર્ગની ૧૧૦ મી કડીમાંનો કેશવદાસનો અર્થ જ અહીં ઉદાહરણ તરીકે લઇયે. કેશવદાસ વસુદેવ–દેવકીને પ્રથમથી પરી લઈ કેદમાં જ જન્મ પામેલા પ્રત્યેક બાળકને જન્મતાં જન્મતાં મારી નાખવાનું કહે છે, જ્યારે શ્રીવલ્લભાચાર્યજી ૭ પુત્રોનો જન્મ થયા પછી કંસ વસુદેવ–દેવકીને કેદમાં પકડી જન્મેલા પ્રત્યેકને મારી નાખે છે, એવું કહે છે. એવા જ શ્રીવલ્લભાચાર્યજીએ સ્વીકારેલા કેટલાયે અર્થથી કેશવદાસ જુદો પડે છે. એવા અર્થોમાં કેશવદાસનું વલણ સર્વસા-

---

૧. સ્વ. રામલાલ ચૂ મોદીનો આવો મત છે.

માન્ય રીતે શ્રીધર તરફ છે. એનો અર્થ એ કે એ સામાન્ય ભક્તિ-માર્ગનો અનુયાયી હતો. અને એ રીતે કેશવદાસ વૈષ્ણવ છે અને કૃષ્ણનો અનન્ય ભક્ત છે, એ એણે ભક્ત નરસિંહની પદ્ધતિના એક ઝૂલણામાં કાવ્યને અંતે બહુ સુંદર રીતે બતાવ્યું છે :

"કૃષ્ણની ભક્તિ ને કૃષ્ણને ગાય,
અહનિશે કૃષ્ણની વાત કહેવાય,
કૃષ્ણગુણ શ્રવણે સૂણવા પછી સંતને,
રંગ સરચે હૃદયને કાં ન રીઝાય.
કૃષ્ણના ભક્તશૂં સ્નેહ કરવો સદા.
સાધુસમાગમે સુખ થાય;
અમૃત અનુદિન અનંતના રસ ઉચ્ચરે,
સેવકના મન તણા મલ જાય. ૧૨૫
ઠાકોર કૃષ્ણ ને કૃષ્ણ હિતકર સદા.
કૃષ્ણ વિણ અવર ન દેખૂં દૂજા;
કૃષ્ણ ગુરુ, ગોત્રજ, ઇષ્ટ કૃષ્ણ આપણો,
કરૂં નિરંતર કૃષ્ણપૂજા,
કૃષ્ણ માય બાપ ને કૃષ્ણ જ માઓલો,
પરમાત્મા કૃષ્ણ પ્રાણધારી,
કૃષ્ણનો દાસ કેશવદાસ ઊચરે,
સાંભલે વીનતી એહ મારી. ૧૨૬"

[સર્ગ ૪૦ મો]

નરસિંહ મહેતાના સમયમાં સૌરાષ્ટ્રમાં વ્યાપેલી કૃષ્ણભક્તિની અસરમાં ભીમ અને કેશવદાસે બંને આવ્યા છે, એવું આ બંને કવિઓનાં કાવ્યોથી સમઝાય છે. કેશવદાસે સર્ગબદ્ધ કાવ્ય લખ્યા છતાં વચ્ચે વચ્ચે કેટલાંયે સુંદર પદ જુદી જુદી દેશીઓનાં—કેટલાંએક તો નરસિંહની પદ્ધતિનાં જ—આપ્યાં છે. ભીમ ભાલણ વગેરેનો કાવ્યપ્રકાર તો આ પૂર્વે આપણે જોયો છે. વસ્તુસ્થિતિએ કેશવદાસનો કાવ્યબંધ અનેક રીતે મહત્ત્વનો છે. એ વિશે થોડી માહિતી ઉપયોગી થઈ પડશે. એનો પ્રધાન બંધ પૂર્વછાયો દોહરા ) અને ચોપાઈ છે,

જે પદ્ધતિ આપણને "હંસાઉલી"માં મળે છે. "કાન્હડદેપ્રબંધ" માં એ બંને ઉપરાંત સવૈયાની ચાલનો "પવાડો" મળે છે, એ અગાઉ જાણી ચૂક્યા છિયે. કેશવદાસે આખા કાવ્યના ૪૦ ભાગ પાડી નાખ્યા છે. આમાં માત્ર ૧૩ મો સર્ગ શાર્દૂલવિક્રીડિત વૃત્તમાં લીધો છે, જેમાં 'રાસલીલા'નો પ્રસંગ વર્ણવ્યો છે. અક્ષરમેળ વૃત્ત આટલું જૂનું ખાસ ધ્યાન ખેંચે છે એક તો ગુજરાતી કવિ એનો આટલો સારી રીતે ઉપયોગ કરે છે, સાથે એવા ઉપયોગને કારણે કવિના સમયની ભાષાના સ્વરૂપબંધનનો સારો ખ્યાલ આપે છે :

'પેલું હું કરુણા કરૂં ય ઇહનેં, તે પ્રીતિ મૂંશૂં ધરે
લાધૂં ધન્ન વિછોહ એ જ વિરહેં, એકાગ્ર ચિંત્યા કરે.
છાંડચા વેદ નિ લોકલાજ સઘળી, સોહદ મૂંશૂં ધરચો,
તેણે ગેં તમનેય દંત જ થકી, પારોક્ષ પહેલૂં કરચૂં.'
એવા કૃષ્ણ અનેક વાક્ય વદતાં, ગોપી ય તોષી સહુ,
ટલ્યો તે વિરહાગ્નિ તાપ તનુનો; આનંદ ખેલે બહુ.
માંડચૂં મંડલ રાસ લાલસપણે એકેક ગોપી વિચ્યે,
આપે એક અનેક રૂપ ધરતો, તે તેહ તેહ્નને રુચ્યે,
બાંધી બાહુ પ્રસારિ સાર રસ તેં, સ્રીરત્ન સાથેં રમેં,
લાગાં કંઠ કરાગ્ર ઉગ્ર તપ તે હસ્તાં જ હઇયે (=હૈયે) ગમેં.
જોએ જે સુરલોક લોક સઘલા, બેશી વિમાસે બહુ,
તેની નારી (=નારચ)અનંત પ્રીત ધરતી, સાથ્યેં જ લાવ્યા સહુ."૧

આ સર્ગમાં પણ શાર્દૂલ એના જ છે; છેવટની ૫૬ મી કડી જુઓ :

"સ્વામી ! મેં જ અજાણતે અપઢતે, કીર્તન્ન તારૂં કરચૂં.
તે હૂં કૃષ્ણ કૃપાલ બાલક ભણી, ખાંતે જ ક્ષેજે ખરૂં,
યાચે કેશવદાસ આશ સઘળી જો રાસ કહેં રમો,
તહેં હું અપરાધિયો જ જમલો, મૂં રાખજો તૂં ગમો." ૨

---

૧. કૃષ્ણક્રીડાકાવ્ય, પૃ. ૧૦૧. આ યુગમાં 'કૃષ્ણલીલા' શાર્દૂલમાં રચાયાના દાખલા મળી આવે છે, એ આ પૂર્વે શકુર કાન્હના કૃષ્ણક્રીડિતમાં (પૃ. ૧૩૧-૩૬) આપણે જોયું છે. આ નજીકના વાસણદાસના 'રાધારાસ'ની પણ રચના આ જ પ્રકારની છે. ૨. એજન, પૃ. ૧૦૩

અક્ષરમેળ વૃત્તમાં બીજા બે છંદ એણે 'ભુજંગપ્રયાત" અને "તોટક" પ્રયોજેલ છે. કૃષ્ણની ગૃહમાંની ભોજનલીલા આ બે છંદમાં એણે ગાઈ છે. એ આખું વર્ણન સુંદર છે :

ભુજંગપ્રયાત

"ઘણા આવતી ગોપિકા પાતલીયે ઉધા આવતી આહલી કલ્પ લઈ,
કરે દંતધાવા કરી દોષ ટાલે, કપૂરે કરી કોગલા ત્હોં પખાલે.
લઈ હેમની કાકશી માત ત્હોટી, પછે આરતી આપણે હાથ્ય ચોટી.
મહા મર્દનં મોલરેલે કરાવે, ખલ્યે ખાંડની કૃષ્ણને નેવરાવે,
યમૂનાજળે યૂરતી હેમગોળી ભરી કૃષ્ણ પાનીયમાં તેહ ભેળી.
મળી કામિની કૃષ્ણનૂં દિલ ચોળે, અતિ આનઁદે નંદનંદો અઁગ્રોલે,
ભલાં પટ્ટકોલાં પરિધાન દીધાં, મધુસૂદને કસ્તુરીબંદ કીધાં,
શરીરે વળી શણગારો ય સારયા, ચડી પાવડી મંદિરે તે પધારયા.
તિહાં માંડિયા પાટ્ટશૂં ઘાટઘાટા, પછે હેમ સિંહાસને રત્ન જોડયાં.
તિ ઊપેર થાલા પ્રવાલા જ કેરા, વિચ્યે ચોસઠ્યેં વાટકા ચ્યાર ફેરા.
અરોગે પછે અચ્યુતો, માત પ્રીશે, યશોદા જુયે, તેહને મન્ન હીસે,.
લઈ લાડુઆ,ખીર ને ખાંડ ખાજાં, ભલે ભાવતે ભોજનાં મોહભાવ્યાં.
નવૂં ઘી લિઈ ગોપિકા ગાનૂં તાવી, તથા કાપિ ઊતાવલી થૈઅ લાવી.
કરી પાક નાનાવિધિ શાક ગ્રાગ્રાં; પરીશાં જગન્નાથની થાલ માહાં.
તથા કાપિ આંબારસે પ્રેમ ઘોળી, ભરી વાટકા હેમના લેઈ આવી.
તથાન્યા કપૂરેં કરી કૂર ભેળી, વળી કસ્તુરિકા રસે મધ્ય મેલી.

તોટક

કંઈ આયણાં અંબ તરુ(અ)ર તણાં, ફ્લ કોમલ સુંદર સ્વાદ ઘણાં,
બલ કેશવ બે જણમાહિ જમે, જોઈ રોહિણી માતને મન્ન ગમે,
હરિ હરત ધ્રૂયા યમુનાનિ જલે, કરી મછ્છણ નિર્મલ નાર ઘણે.
બહુ બાવન ચંદન હાથ ચલે, ભરી ગાલ કપૂર પુંગી તઁબુલે."[1]

ઉપર નિર્દેશ કર્યો છે કે કેશવદાસે દેશી–બંધનો પ્રયોગ કરતાં કેટલાંક પદ આપ્યાં છે. જનાર્દનના ઉપાહરણમાં આપણને પદોમાં જે જાતની વિવિધતા મળે છે તેવી વિવિધતા આમાં પણ મળે છે :

---

૧. એજન, પૃ. ૧૦૫-૬

ગીત : રાગ—ધનાશ્રી તથા મારુણી

"મલી માનની સઘલી ટોલે, ખાંત્યે હરજી કીધો ખોળે,
નાનડિયો લોચન ચોલે રે० ધ્રુવપદ
હરિ ચડચો રે આડે, માત રમાડે, ક્ષામોદરી નાથ ખીજાડે રે.
રડતો રહે દેવ મુરારી! હું તુજ પરચ જાણિં વારી,
નહિ આપૂં તુને નારી રે० હરિ०
ઘુઘરીયે ધીર ન ધાવે, પ્રેમે બહુ પાનો આવે,
ભૂખ્યો થ્યો કાંઇ ન ભાવે રે० હરિ०
તેણી રીસે મન વિમાસી, પય પીતાં પૂતના પ્રાશી,
કેશવદાસ ગસી માસી રે० હરિ०"[1]

સં. ૧૩૭૧ ના "સમરારાસુ"માં આ જ જાતનો બંધ મળે છે:

"રિતુ અવતરિયુ તહિંજિ વસંતો સુરહિ સુંમ પરિમલ પૂરંતો
સમરહ વાજિય વિજય ઢક્કા.
સાગુસેલુસલ્લઇસચ્છાય કેસૂસકુડયકયંબ નિકાયા
સંઘસેનુ ગિરિમાદઇ વહએ"[2]

અનુપ્રાસની પદ્ધતિમાં ભેદ છે; પણ આ ત્રિપદી છે અને તેથી ઢાળ એક સરખો છે, એ સમઝી શકાય એમ છે.

નરસિંહની જ પદ્ધતિનું સવૈયા ચાલનું એનું પદ જુઓ :

ગીત : રાગ ધન્યાશ્રી

"સોનલા કેરૂં રે સુંદર પાલણૂં મોતીડાં કેરાં દોર,
હીરલા કેરા તે જડચા હંસલા, માણિક કેરા મોર,
હર્ષે હીંડોલે માત યશોમતી, સુંદર શામલિયા,
પીતાંબર પાતલિયા, ગુણનિધિ ગોવાલિયા, (ધ્રુવપદ) હર્ષે०

* * *

પાવન કીધો વંશ અમારરો, પાવન ગોકુલવાસ,
પાવન કીધી રે સહુએ ગોલણી, કહે એમ કેશવદાસ. હર્ષે०"[3]

દોહરા-ચોપાઈ ચાલનાં પદ પણ ઘણાં જુદા જુદા રાગનાં એણે

1. એજન, પૃ. ૩૨ 2. પ્રા, ગુ. કા (ગા ઓ. માળા) પૃ ૩૫.
3. કૃ. કી. કા., પૃ. ૩૩

આપ્યાં છે, જેમાં પણ મોટે ભાગે એ પોતાના નામની છાપ માર્યા વિના રહેતો નથી. કેશવદાસના સમયમાં એ રિવાજ જ થઈ પડ્યો હશે કે પદોને અંતે કવિનું નામ રાખવું. અસાઇતમાં આપણે એ જોયું છે, જેનો પ્રયોગ, નરસિંહને એક બાજૂ રાખિયે તોય વીરસિંહ કર્મણ જનાર્દન ભાલણ વગેરેમાં તો ખૂબ ખૂબ પ્રચલિત થયો પ્રાપ્ત થાય છે.

કેશવદાસે આ ઉપરાંત નરસિંહની ચાતુરી છત્રીશીમાંનાં પદોને મળતી પદ્ધતિ પણ સ્વીકારી છે; એક પ્રકાર આ પ્રમાણે છે:

કારિકા

"સુન હો યશોમતિ માય! કૃષ્ણ કરત હે અતિ અનિઆય.

ત્રોટક

કૃષ્ણ કરત હે અન્યાય અતલીબલ, ગોપીકા કહ્યો ન માને,
દેખત લોક લાજ કછુ નહી, નાચ બોલાવત હી શાને?
હમ ગુનવંતી સતી સુલખણી, યહ બિન્ય રહ્યો ન જાય.
કોપહિ હાસ્ય સુનેગો કંસાસુર, સુન હો જશોમતિ માય"

સરખાવો નરસિંહની નીચેની ચાતુરી:

"પીઉજી પધરાવીઆ ઘરમાંય, એ સુખ કહ્યું રે નવ જાય.

ઢાળ

જાય જામની રસભરી, રમણ કરતાં રંગ,
વદન નિહાળ્યું વાહલા કેરૂં, ફુલ્યું અંગોઅંગ."

આપણને નરસિંહમાં ઢાળની કડીમાં શબ્દાવૃત્તિ મળે છે એ પદ્ધતિ કેશવદાસને અજાણી નથી એ આપણને એના ઉપરના ઉદાહરણથી મળે છે. કેશવદાસનાં કારિકા અને ત્રોટક નરસિંહનાં વલણ-ઢાળ જેવાં છે. જે પ્રકાર ફાગુ કાવ્યોમાં મળી આવે છે, 'ફાગુ' 'રાસક, 'અઢૈયા' વગેરેમાં. ૧૬મા સર્ગમાં કારિકાને સ્થળે 'કડવા' શબ્દનો પ્રયોગ કર્યો છે. એ પદ્ધતિ આપણને નરસિંહની બંને પ્રકારની ચાતુરીમાં મળે છે. કર્મણના સીતાહરણનાં ધોળ એ જ પદ્ધતિનાં છે. આ સર્વ શું બતાવે છે! એ જ કે વિક્રમના પંદરમા

1. એજન પૃ. ૧૦૯    ૨. ન. મ. કા., પૃ ૧૩૫

અને સોળમા સૈકાના અંતરાલમાં આ પદ્ધતિ દેશમાં વ્યાપક હતી, જે ભાલણમાં પુષ્કળ વિકાસ પામેલી આપણે નિહાળિયે છિયે. વીરસિંહ કેશવદાસ જુદા જુદા માત્રામેળ છંદો સોરઠા અડયલ સવૈયા-(છંદ) વસ્તુ વગેરે પણ પ્રયોજે છે, જે આપણને પછીથી ઘટતા જતા મળે છે; ભાલણમાં પ્રયોજતો નથી; ૧૭ મા શતકની સંધિના નાકરમાં આમાંનો અડયલ મળે છે.

ભાલણના પ્રૌઢ આખ્યાનકાળના બીજોનો વિકાસ આમ જૈનેતરોમાં પ્રથમ આપણને નરસિંહ વીરસિંહ કર્મણમાં મળે છે. આ કવિઓ અને ભાલણ વચ્ચે ગાળો થોડો છે; એથી સમઝવા જેવું એ છે કે આખ્યાનપદ્ધતિનાં કાવ્ય લખવાનો આરંભ તો એ પૂર્વે જ સ્વતંત્ર રીતે હતો, જે નરસિંહ વીરસિંહ કર્મણમાં અલ્પ રીતે, તો ભાલણમાં વિશેષ રીતે વિકાસ પામ્યો.

કેશવદાસે કાવ્યનો વિષય ભાગવતના દશમ સ્કંધમાંથી લીધો છે. કેટલેક સ્થળે અનુવાદમય પદો પણ દેખાય છે. ભીમ અને કેશવદાસ બંને એક સ્થળમાં રહેલા જણાય છે અને બંનેએ બોપદેવની "હરિલીલા" જોઈ છે. ભીમની "હરિલીલાષોડશકલા"ના વિષયમાં તો આજે કાંઇ પણ શંકા નથી. કેશવદાસે પણ "હરિલીલા" શબ્દ પિછાણ્યો છે :

પૂર્વછાયો

"મુંડ સહસ્ર કણ મૂહડી, સાયર ચગોચંચ;
ત્યેમ હું હરિલીલા કહૂં, સેહેજે પ્રાકૃત સંચ.

ચોપાઈ

માંહ થકો માધવ મુજ કહે, અંતર્યામી રૂપ રહે.
વિપ્રચરણનો વલી પસાય, અનંતરૂપ જે અવની માહ."[1]

કેશવદાસ કૃષ્ણલીલાને જ "હરિલીલા" કહે છે; એમાં ઉપરથી કાંઈ રહસ્ય નથી જણાય એમ; પણ ભીમના સમયમાં બોપદેવની "હરિલીલા" પ્રભાસપાટણમાં વ્યાપક હતી; ત્યાં આવી લુપ્ત ન જ થઈ

---

૧. કૃ. ક્રી. કા, પૃ ૬

હોય. બંને કવિના કવનકાલ વચ્ચે ૪૦–૫૦ વર્ષનો ફરક એ ફરક ન જ ગણાય. આમ માત્ર પાટણમાં જ નહિ, સૌરાષ્ટ્રમાં પણ "હરિલીલા" વ્યાપક હશે, જે કૃષ્ણભક્તિના પ્રચારનો એક સૂચક પુરાવો રજૂ કરવામાં સાહાય્ય આપે એમ છે.

કેશવદાસની આ કૃતિ ભાલણના દશમસ્કંધથી ચડિયાતી છે જ, પણ પ્રેમાનંદના દશમસ્કંધને પણ ક્યાંક હઠાવે એવી છે. પ્રેમાનંદની માફક સ્વતંત્ર રીતે કાવ્યપ્રસંગ યોજતો નથી છતાં કેશવદાસ રસને બરોબર જાળવી રાખે છે, એ એની વિશિષ્ટતા છે. અને પોતે સંસ્કૃતનો જાણકાર હોવાથી તેમજ પોતાના કાવ્યમાં ૧૬ જેટલા પોતાના સં. સ્વતંત્ર શ્લોકો–જે સુંદર બે અષ્ટકો (૧ લા સર્ગ અને ૨૧ મા સર્ગના આરંભનાં) અને ભાગવતમાંથી કેટલાએ શ્લોક આપતો હોવાથી, એટલું જ નહિ, એને બરાબર પચાવી ભાવને સાંગોપાંગ જાળવવાનો પ્રયત્ન કરતો હોવાથી આવી કૃતિ એ સૌથી પ્રથમ, ભાલણે આપેલા દશમસ્કંધની પદ્ધતિથી જુદી જ રીતે, કાંઈક 'મહાકાવ્ય'ની રીતે આપે છે, એ એની વિશેષતા છે.

ભાષાની દૃષ્ટિએ એના અક્ષરમેળ છંદનો બંધ જોતાં એને મધ્યકાલીન ગુજ.ની ૪થી ભૂમિકા કે જેમાં વિષ્ણુદાસનાં કાવ્ય લખાયેલાં મળે છે, તેવી લગભગ ઇષ્ટ હોય, એવું જણાય છે વિષ્ણુદાસથી ક્યાંય પૂર્વે જ ઉચ્ચારણમાં વિષ્ણુદાસના સમયમાં લેખનમાં પ્રયોજાતું ભાષાસ્વરૂપ પ્રયોજાતું હોવું જોઇયે, એવું આ પહેલાં રજૂ થયેલા કવિઓની કૃતિઓ ઉપરથી જણાય છે. વિષ્ણુદાસ અને કેશવદાસ વચ્ચે તો અંતર ત્રીસેક વર્ષથી વધારે નથી. ઉચ્ચારણનો વિકલ્પ આ યુગમાં હોવાની શકયતા છે; જેમકે:—

"કેમે નીકળીઆં અજાણ જ વને', કારણ સાચૂં કહો.
જોતાં હીંડશે તાત માત ખરતા, રાત્યે ઇહાં મા રહો."

[ સર્ગ–૧૩–૭ ]

આમા હીંડશે રૂપ હીંડશિ હોય તો જ છંદમાં બોલી શકાય. એ જોતાં ઉપર આપેલા વિધાનની ખાતરી થઈ શકશે.

ચરિતસામગ્રી :

૧. કૃષ્ણક્રીડાકાવ્ય—સ્વ. અંબાલાલ બુ. જાની–સંપાદિત
૨. હરિલીલાષોડશકલા— „
૩. પ્રબોધપ્રકાશ—કે. કા. શાસ્ત્રી–સંપાદિત
૪. ગુજરાતીનો દીપોત્સવાંક, સને ૧૯૩૫–સં. ૧૯૯૧નો (મુંબઈ)

## જુગનાથ

[ સં. ૧૫૯૯ માં હયાત )

જુગનાથ કોઈ મહત્ત્વનો કવિ નથી; એનું ભુજંગી છંદની ચાલનું એક "રામાષ્ટક"[૧] શાકે ૧૪૬૪ (સં. ૧૫૯૯)માં રચાયેલું મળે છે:

"શાકે ચૈ(ચાૈ)દ ચોહોશેઠે શ્રુત કીધી, શ્રાવણ સુદ એકાદશીએ શુદ્ધ લીધી,
કેહે જુગનાથ ફુલે કષ્ટ સાગુ, પ્રભુ રાઘવ તોરડે ચરણે લાગું ॥"

કવિએ માત્ર આઠ કડીમાં આખું રામચરિત આપી દીધું છે.[૨] આ કવિનું કોઈ બીજું કાવ્ય પ્રાપ્ત નથી.

ચરિતસામગ્રી :

૧. ફા. ગુ. સ. હ. નં. ૧૧૨ ચ

## ગંગાદાસ

[ સં. ૧૫૯૯માં હયાત ]

વિક્રમની ૧૬ સદીએ આપેલા કવિઓમાં પર્વત–સુત ગંગાદાસ

---

૧. ફા. ગુ. સ. હ. નં. ૧૧૨ પ
૨. એજન, યાદી ભાગ ૨ જો, પૃ. ૨૪૫

નામનો કવિ હોવાનું એના એક માત્ર મળતા "લક્ષ્મીગૌરીસંવાદ" નામના ૧૪૩ છપ્પયના કાવ્યથી જાણવામાં આવ્યું છે. કાવ્ય હજી છપાયું નથી. એની એક માત્ર નકલ ફાર્બસ ગુજરાતી સભાના સંગ્રહમાં છે.[૧] આ કવિનું વતન સુરત છે. કવિએ કાવ્યના અંત-ભાગમાં પોતાને વિશે ઉપયોગી માહિતી આપી છે. એમાં એનાં વતન જ્ઞાતિ સમય વગેરે મળી આવે છે :

" તાપી સાગરકંઠ વસે સૂરત ઉદ્યોતી
વાંહાણ તણો વ્યાપાર સાવટ્ટ સોવણ મોતી
વસે ચુર્યાસી વંસ વાંણીયા રાય સધારો
નરસંગપૂરા ન્યાતિ વાદ વધો વિસ્તારો
સંવત પન્નર નવાંણુંએ પરવત-સુત કવિતા કહે
ગંગાદાસ વાણી સૂણે ધર્મ અર્થ સંપતિ લહે. ૧૪૩"

કવિએ તિથિવાર માત્ર નથી આપ્યાં, પણ વર્ષ આપ્યું છે. સં. ૧૫૯૯માં સુરતના નરસિંહપુરા ?) નામક પરામાં વણિક જ્ઞાતિનો પર્વત-પુત્ર ગંગાદાસ આ નાનું પણ રસિક કાવ્ય વિસ્તારે છે. એણે કાવ્યના વિષય તરીકે લીધેલો વિષય પૌરાણિક છે. એટલે જૈનેતર છે, એમાં જરા જેટલી પણ શંકા નથી એણે સ્વીકારેલો બંધ છપ્પય છે. આ પૂર્વે એ છપ્પય જૈન અને જૈનેતર કાવ્યોમાં પ્રયોજાયેલ છે. રત્નસિંહસુરિના કોઇ શિષ્યે "ઉવએસમાલા-કહાણય છપ્પય" નામનું ૮૧ કડીનું કાવ્ય રચ્યું છે, જ્યારે ગંગાદાસ ૧૪૩ કડીનું પણ સુંદર, જેને કાવ્ય કહી શકાય તેવું, કાવ્ય રચી આપે છે. લક્ષ્મી અને પાર્વતી પોતપોતાની બડાઇ હાંકે છે, તેમાં સામીને ઊતરતી ચીતરવા માટે કવિએ બંનેના મુખમાં કેટલીક સુંદર કવિતા મૂકી છે. શ્રીધરના "રાવણમંદોદરીસંવાદ"માં રાવણ અને

---

૧. નં. ૨૩૮ ની આ હાથપ્રત ઉપરથી ઉતારા તેમજ આવશ્યક માહિતી સ્વ. અં. બુ. જાની મારફત મેળવી શકાઇ હતી. એ માટે લેખક એમનો ઋણી છે.

મંદોદરી એકમેકના પક્ષને તોડી નાખવાને જે દલીલો કરે છે તેના કરતાં ગંગાદાસની આ દલીલો વધુ કવિત્વભરી તેમજ રસિક અને આલંકારિક છે. કેટલીક પંક્તિઓ ખાસ ધ્યાન ખેંચે એવી છે. ૫૨ મી કડીથી બંને વચ્ચે ચાલતો સંવાદ અહીં નમૂના તરીકે આપવામાં આવે છે, એમાં કવિની શક્તિનો આપણને પરિચય મળશે :

"પાર્વતી : બગ ધોલી બે પક્ષ ચંદ્રને એક જ લેખૂં,
બગ દિન ખાયે મીન ચંદ્ર મસવાડે પેખૂં.
વ્યોમ અવનિ બગ ચાલિ, ચંદ્ર આકાશે સોહે,
બગલો છે નિકલંક ચંદ્રને લંછન હોહે.
પરવશ ખાંડો ક્ષિણ થયો, ગુરૂપત્ની સન્મુખ સુણ્યો,
સૂર્યોદય ઝાંખો લાજતો લક્ષ્મી બાંધવ તમતણ્યો. ૫૩

લક્ષ્મી : તરૂઅર ભાર અઢાર સાર કૂંપલિ તાંહાં આવે
તારા સતાવીશ ઇશ બ્રાહ્મણ પતિ કહાવે
શુભ સુંદર જે ચાલિ ઓપમા મુખ બોલાએ
નિશાનાથ કુસુમેશ તાપ સઘલા ઓહોલાએ
સોલ કલા ટાઢો સદા અમૃત ઔષધ પાલવા
નીલકંઠ રાખે ગુણ ભણી હલાહલ વિષ ટાલવા. ૫૪

પાર્વતી : દેવ તણા જે દેવ તેહના શત્રુ નિકંદન
કમલા કેરી બહેન તાસ સુત નાઇકનંદન,
લક્ષ્મીવાહન શત્રુ સ્વામિનીપુત્ર સુ જાંણૂં
પઓ કાઢયો ગજ જેણ તાસ પતિ વીર વખાંણૂં
નક્ષત્ર તીજે જે જણ્યો સબલ ગરભ અરધે મહી
કહી ગંગદાસ કો અર્થવો પંચબાણ જીત્યાં સહી. ૫૫

લક્ષ્મી : લક્ષ્મી બોલે અંબ ઘણૂં તહ્ય વીતો અરીયો
સરકંડ વનમાં જણ્યો ન સામે કિમ આધરિયો
છ મોઢાનો પુત્ર પયોધર બે કેમ આવે
લેતાં આવે. હસં બોલતાં બાલ બિહાવે
એહેવાં અપૂરવ છોકરાં નવલી નારી કિમ જણે
આદિશક્તિ એ તહ્યને ઘટે પ્રતાપ છ સીખ્યા તણે. ૫૬

પાર્વતી : લાંબી હાથે સાંગ મયૂર વાહન તે કીધૂં
જે જીત્યો તારક દૈત્ય દેવમાંહાં પૂરૂં લીધૂં
ઇંદ્રાદિક જે દેવ અન્ન મનાવ્યો હારહ
કાર્તિકેય કુસુમેશ જીતયો સઘલો મારહ
માતાનો બોધ વિચારિયો છાંડિ ગયો દક્ષણ ભણી
લક્ષ્મી લોલાવૂં સું લહે સ્વામિ તણી મેહમા ઘણી. ૫૭

લક્ષ્મી : ચાર્યાં ગોરૂ જેણ દેવ કાહાવે મોટરો
ટાલે સહૂના રોગ દેવ પણ કાદવ કેરો
શાખે ઘણીએક પોલ લખેશ્વરી કાહાવે દાતા
નીચે ઘોડે ચઢે અતી ડીલે પોસાતા
બે નાર મલી નર એકલો બહુ મોઢે પાણી પીએ
કહિ ગંગદાસ કો અર્થવો કૂંઆરો બે નારીએ. ૫૮

લક્ષ્મી : પાલા જેવડૂં પેટ ચઢી ઊંદરડે બેસે
હાથિ કુહાડી ધરી દાંત મુખ એક જ દીસે
લખલખ હાલે હોઠ સૂપડા સરખા કાનહ
ચ્યાર હાથ નેં સૂંઢ રૂંઢ કાદવનો વાનહ
રૂડા પગ પાડી તવ શકયો વેઠ ધર્યો રાવણ સહી
સગલૂં કુટંબ સરખૂં મહ્યૂં, લજાવે ગણપતિ કહી. ૫૯

પાર્વતી : સેવંત્રાં સી દૂર ભોગ નાહના વિધિ આવે
ગલ્યાં ચોપડાં સહૂાં, ઘણાં ધણ લાડૂ ભાવે
સુધિબુધિ કેરો સ્વાંમિ લક્ષ લાભ જે દીએ
ગમાંતરે શુભ કાંમ નાંમ પેહેલૂં તે લીએ
નંદી ને ભૃંગી આદિ ગણ વિઘનહરણ ગણનાથ એ
ભાંજ્યા રથ બહુ દેવના જે નવિ તેડયો પુરૂષ તે. ૬૦"

બંને પાત્ર બંનેની રમૂજભરેલી રીતે ખામીઓ બતાવે છે, એમાં કવિનું ચાતુર્ય પકડાઇ આવે છે. આ ચાતુર્ય પાછળ કવિથી બંને દેવી અને દેવીઓનાં કુટુંબીઓની નિંદા થઇ ગઈ છે; એ સામે ધાર્મિક જનતાને કહેવાનું રહે, એ સ્વાભાવિક છે, એ કવિ જાણતો

---

૧. ઓલંભેણા, મહે

હોવાથી અંને દેવી અને એના દેવની મહત્તા બતાવવાનું કાવ્યાંતે એ ચૂકતો નથી. એ જણાવે છે :

"લક્ષ્મી ગુણ નહી પાર સાર સંસારે તેહેવી
પારવતી મહા સતી એહ પંણ મોટી દેવી
હસતાં ભાંજે હાડ વાદ એ નોહે રૂડો
હરિહર બ્રંહ્મા મલી વારયો ઝગડો કૂડો
નિધ્યા મિસ મેં સ્તુત કરી રખે માત દૂહ્વણ ધરો
શાસ્ત્રનો મારગ સાંભલી કવિતા કારણ ખપ કરો. ૧૩૮
સુકડ સોવણ થાલ શેરડી સુત્રરસ પાયો
એહેનો પ્રકૃત સ્વભાવ દૂખવી દૂખ ન થાયો
કેટલા લોક અજાંણ મેઘને બોલે ગાલહ
તોપણ ચિંત્યા કરે ચીતવે એ મુઝ બાલહ
ચંદ સૂર હરિહર કદંબસૂં મર્મે બોલ્યૂં મેં ઘણૂં
માંનભાવ મન મોટૂં કરી સાંખો કવિ બાલકતણૂં, ૧૩૯
શ્રોતાના બે ભેદ ચાલણી સૂપડ કાહાવે
રિદુ નાખે બાહાર ફૂકસા મંધ્ય રાહાવે
સારો કણ રાખંતિ રજી સહુ બાહિર નખે
ચાલણી હોય સછિદ્ર સૂપડે છિદ્ર ન હોએ
ગુણ ગ્રહી અવગુણ નાખજ્યો ભ્યાવ ભેદ ડાહ્યા લહે
માંડયો એ ચહૂટે રેહેંટ જો કોઇ ઊંચો કોઇ નીચો કહે. ૧૪૦
દિવસ ઘણા ખપ કર્યો મહંત મેલ્યા મેં ગ્રંથહ
ઠાંમઠાંમ તાં ભેદ શ્લોક ઊખાણા અર્થહ
નૂતન કર્યાં કવિત્ત નથી કો............
.........................................
સૂરજ સાથે સરટ ખીજતો હોડ હસાવે
શશિધર દેખી સ્વાંન કાંન માંડીનેં વાહાવેં
પોપટ પઢે પવિત્ર શત્રુ પરિ મીની મંડે
સુકવિ કરે પ્રબંધ કુકવિ ખીજંતા ખંડે
સુકસ્તની સીમંતની સોઇનેં દૂષણ કહે
જોડતાં અક્ષર દોહિલો બાઇ તે વેદન લહે. ૧૪૨"

**પાર્વતી :** લીધી હાથે સાંગ મયૂર વાહન તે કીધૂં
જે જીત્યો તારક દૈત્ય દેવમાંહાં પૂરૂં લીધૂં
ઇંદ્રાદિક જે દેવ અક્ષ મનાવ્યો હારહ
કાર્તિકેય કુસુમેશ જીતયો સઘલો મારહ
માતાનો બોધ વિચારિયો છાંડિ ગયો દક્ષણુ ભણી
લક્ષ્મી હોલાવૂં સ્યું લવે સ્વામિ તણી મૈહમા ઘણી. ૫૭

**લક્ષ્મી :** ચાર્યા ગોરૂ જેણુ દેવ કાહાવે મોટેરો
ટાલે સહૂના રોગ દેવ પણુ કાદવ કેરો
રાખે ઘણીએક પોલ લખેશ્વરી કાહાવે દાતા
નીચે ઘોડે ચઢે અતી ડીલે પોસાતા
બે નાર મલી નર એકલો બેહુ મોઢે પાણી પીએ
કહિ ગંગદાસ કો અર્થલો કૂંઆરો બે નારીએ. ૫૮

**લક્ષ્મી :** પાલા જેવડૂં પેટ ચઢી ઊંદરડે બેસે
હાથિ કુહાડી ધરી દાંત મુખ એક જ દીસે
લબલબ હાલે હોઠ સૂપડા સરખા કાનહ
ચ્યાર હાથ નેં સૂંઢ રૂઢ કાદવનો વાનહ
રૂડા પગ પાડી નવ શક્યો વેઠ ધર્યો રાવણુ સહી
સગલૂં કુટંબ સરખૂં મલ્યૂં, લજાવે ગણુપતિ કહી. ૫૯

**પાર્વતી :** સેવંત્રાં સીદૂર ભોગ નાહના વિધિ આવે
ગલ્યાં ચોપડાં સહૂાં, ઘણાં ઘણુ લાડૂ ભાવે
સુધિબુધિ કેરો સ્વાંમિ લક્ષ લાભ જે દીએ
ગમાંતરે શુભ કાંમ નાંમ પેહેલૂં તે લીએ
નંદી ને ભૃંગી આદિ ગણુ વિઘનહરણુ ગણુનાથ એ
સાંજ્યા રથ બહુ દેવના જો નવિ તેડયો પુરૂષ તે. ૬૦"

બંને પાત્ર બંનેની રમૂજભરેલી રીતે ખામીઓ બતાવે છે, એમાં કવિનું ચાતુર્ય પકડાઇ આવે છે. આ ચાતુર્ય પાછળ કવિથી બંને દેવી અને દેવીઓનાં કુટુંબીઓની નિંદા થઇ ગઈ છે; એ સામે ધાર્મિક જનતાને કહેવાનું રહે, એ સ્વાભાવિક છે, એ કવિ જાણતો

૧. ઓલંભેણા, મહે

હોવાથી બંને દેવી અને એના દેવની મહત્તા બતાવવાનું કાવ્યાંતે એ ચૂકતો નથી. એ જણાવે છે:

"લક્ષ્મી ગુણ નહી પાર સાર સંસારે તેહેવી
પારવતી મહા સતી એહ પંણ મોટી દેવી
હસતાં ભાંજે હોડ વાદ એ નોહે રૂડો
હરિહર બ્રંહ્મા મલી વારચો ઝગડો કૂડો
નિંદ્યા મિસ મેં સ્તુત કરી રખે માત દૂહૂવણ ધરો
શાસ્ત્રનો મારગ સાંભલી કવિતા કારણ ખપ કરો. ૧૩૮
સુકડ સોવણ થાલ શેરડી સુત્રરસ પાયો
એહેનો પ્રકૃત સ્વભાવ દૂખવી દૂખ ન થાયો
કેટલા લોક અજાંણ મેઘને બોલે ગાલહ
તોપણ ચિંત્યા કરે ચીતવે એ મુઝ બાલહ
ચંદ સૂર હરિહર કદંબસૂં મર્મેં બોલ્યૂં મેં ઘણૂં
માંનભાવ મન મોટૂં કરી સાંખો કવિ બાલકતણૂં, ૧૩૯
શ્રોતાના બે ભેદ ચાલણી સૂપડ કાહાવે
બિંદુ નાખે બાહાર ફૂકસા મધ્ય રાહાવે
સારો કણ રાખંતિ રજી સહુ બાહિર જાએ
ચાલણી હોય સછિદ્ર સૂપડે છિદ્ર ન હોએ
ગુણ ગ્રહી અવગુણ નાખજ્યો ભાવ ભેદ ડાહ્યા લહે
માંડચો એ ચહૂટે રેહેંટ જો કોઇ ઊંચો કોઇ નીચો કહે. ૧૪૦
દિવસ ઘણા ખપ કર્યો મહંત મેલ્યા મેં ગ્રંથહ
ઠાંમઠાંમ તાં ભેદ શ્લોક ઊખાણા અર્થહ
નૂતન કર્યાં કવિત્ત નથી કો............
.......................................
સૂરજ સામે સરટ ખીજતો હોડ હસાવે
શશિધર દેખી સ્વાંન કાંન માંડીનેં વાહાવે
પોપટ પઢે પવિત્ર શત્રુ પરિ મીની મંડે
સુકવિ કરે પ્રબંધ કુકવિ ખીજંતા ખંડે
સુકસ્તની સીમંતની સોઇનેં દૂષણ કહે
જોડતાં અક્ષર દોહિલો બાઇ તે વેદન લહે. ૧૪૨"

## નારાયણ

[ વિક્રમની ૧૬ મી સદીના ઉત્તરાર્ધમાં ]

**આ નારાયણની** કોઈ સ્વતંત્ર કૃતિ મળતી નથી; પણ 'ભક્તિમંજરી' તેમજ 'મુક્તિમંજરી'ના અનુવાદ મળે છે.[1] 'મુક્તિમંજરી'નો પદ્યાત્મક અનુવાદ સં. ૧૬૯૭ જેટલી એક જૂની પ્રતમાં સચવાઈ રહ્યો છે.[2] યોગશાસ્ત્રને લગતો મૂળ સંસ્કૃત ગ્રંથ ચોપાઈમાં ઉતારવામાં આવ્યો છે. એના અનુવાદની ધાટી ભીમના "પ્રબોધપ્રકાશ"ને લગભગ મળતી છે. દરેક અધ્યાયને અંતે (કાવ્યમાં બધા મળી છ અધ્યાય છે, તે તેને અંતે) કવિએ પોતાના નામની છાપ મારી છે: (છેલ્લા અધ્યાયને અંતે:)

"કવિતા તણુ ન આણું ગર્વ । ભગતિ યોગ વષાણી સર્વ ।
ભણિ **નારાયણ** જિ જયગદીસ । એટલિ પદ પુહતાં બાવીસ ॥૨૬॥"

મૂળ ગ્રંથ કોણે કર્યો છે એ વિશે કવિ મૌન સેવે છે; પણ આરંભમાં ગોરખ અને મચ્છેન્દ્રનો નામનિર્દેશ છે:

"શ્રીમત શંકર શીવગુર । પૂજૂ ભવિ ભગવાંન ।
મુગતિમંજરી ગ્રંથનો । બોલીસ્ય આતમજ્ઞાન ॥૧॥
પ્રથમિ પ્રણમૂં સ્યરચધર દેવ । સુરનર મૂનીજન કરિ સહુ સેવ ।
પંચવદન દ્દુલંસ દસ હાથ । વ્રષભાસન બિઠા જ્યોગનાથ ॥૨॥
ત્રણ્ય નયન સર સોહિ જટા । સોહિ સકલ અકલ ઉતકટા ।
ચિહિનસ્ય અમ્રીત પરમરસ પીચિ । સેવકનિ વાંછિત ફલ દીચિ ॥૩॥
ગોરષ શોક ઉતમ ઉદાસ । ઊતપતિ વ્યાપિ રહીત ઉલાસ ।
જ્યોગ જ્યોગતિ જાણિ યોગેંદ્ર । સઘલામાં મોટો મછેંદ્ર ॥૪॥
આદિ અનોપમ જે અવધૂત । કારતગે અંબિકાનુ પૂત્ર ।
એ પંચના પૂજૂં પાગ । વલ્લભ મુઝ દેજો વૈરાગ. ॥૫॥
વચન વદંતાં સારોદ્ધાર । કવિતા રચે કરો ક્ષણવાર ।
ભણિ **નારાયણ** નીચુ નમી । અભીવંદન કરું અધ્યાતમી ॥૬॥"

---

૧ ભક્તિમંજરી, ગુ પ્રિ. પ્રે. હ. નં. ૧૯૬ ગ
મુક્તિમંજરી, ગુ. વિ. સ. હ. લિ. પુ. સં. નં. ૯૩૩ અ
૨. ગુ. વિ. સ. હ. લિ. પુ. સં. નં. ૯૩૩ અ

'મુક્તિમંજરી' યોગશાસ્ત્રને લગતો ગ્રંથ છે અને એનો સરળ ગુજરાતીમાં નારાયણે અનુવાદ કર્યો છે. કાવ્યની દૃષ્ટિએ આ કૃતિ કાંઇપણ મહત્વ અર્પનારી નથી.

વિ. ૧૬ મી શતાબ્દીમાં પદ્યાત્મક અનુવાદ થયા છે. ભીમે 'પ્રબોધચંદ્રોદય''નો અને ભાલણે ''કાદંબરી''નો અનુવાદ કરેલ છે. નારાયણ પોતાને ગમતા વિષયનું પુસ્તક પસંદ કરી અનુવાદ કરે છે. એનો સમય ૧૬મી સદીનો ઉત્તરાર્ધ હોવામાં બાધ નથી. હાથપ્રતમાં મધ્ય. જ. ની ૩જી (૪ થીની છાંટવાળી) ભૂમિકા સચવાયેલી છે. ભીમના ''પ્રબોધપ્રકાશ''ની આ જ હાથપ્રતમાં નકલ છે તેમાં પણ એ જ સ્વરૂપ મળે છે. ભીમની ભાષા એમાં છે તે કરતાં એક ભૂમિકા પૂર્વની છે. એ પ્રમાણે નારાયણની પણ સંભવે. લહિયાએ એમ તો નહિ માન્યું હોય કે ''ભીમ ભણિ નારાયણ-દાસ'' એ છાપ 'પ્રબોધપ્રકાશ''માં ાવાથી નારાયણ એ ભીમ જ હોય અથવા ભીમનો ગુરુ હોય ? એ સંભવિત એ માટે છે કે પ્રથમ ''મુક્તિમંજરી''ની નકલ કરી પછી ''પ્રબોધપ્રકાશ''ની નકલ કરવામાં આવી છે. આંતરિક કોઇપણ પ્રમાણથી ઉપરની બાબત નિશ્ચિત થઈ શકતી નથી. અનુવાદ છતાં ભાષાની દૃષ્ટિએ નારાયણ ખપનો છે એ ઉપરના ઉતારાથી સમજાશે. 'ભક્તિમંજરી' ના પ્રત સં. ૧૬૬૭ જેટલી જૂની મળે છે, તે પણ એ જ રીતે મહત્ત્વની છે.

કેટલાંક પદો[1], ગુરુમહિમા[2], મહાદેવજીનો ગરબો[3] એ કૃતિઓ કોઈ નારાયણની મળે છે. આ કોઇ એ પંક્તીના નારાયણ જુદા જુદા હોય એમ લાગે છે. ''નવરસ''વાળો નારાયણ પણ જુદો છે.

ચરિતસામગ્રી :

૧. ગુ. વિ. સ. હ. પુ. સં. નં. ૯૩૩ અ

---

૧. બ. ન દે. ભાગ ૮ મામ છપામાં છે.

૨. ડાહી. લ. લા. નં. ૧૧-૧ ૩. એજન, નં. ૧૧-૬

# જ્ઞાનાચાર્ય

પ્રખ્યાત કાશ્મીરક કવિ બિલ્હણની "પંચાશિકા" નો ગુજરાતી ભાષામાં પરિચય આપનાર એક કવિનાં બે સુંદર કાવ્ય એ જ વિષયનાં મળે છે તે "બિલ્હણપંચાશિકા" અને "શશિકલાપંચાશિકા." આ બંને કાવ્યોની જૂનામાં જૂની પ્રત સં. ૧૬૨૬ જેટલી વહેલાંની મળે છે. લેખકના સમયનો આમાં કાંઇક પ્રકાશ થતો હોવાથી એ બંનેની પુષ્પિકા અહીં ઉતારવામાં આવે છે :

(૧) इति कविचक्रचूडामणिवेह्लणपंचाषिका समाप्तः। संवत १६२६ वर्षे चैत्र वदि २ दिन लिखि ॥ इति श्रीवेलणपंचाषिका समाप्तः ॥ श्रीः ॥[१]

(२) इति शशिकलापंचासका: । मंगलपुरइ । श्रीग्यानाचार्यकृत:॥[२]

બીજું કાવ્ય તો નકલ કરનારના સમયમાં શ્રીજ્ઞાનાચાર્યની કૃતિ તરીકે સ્પષ્ટ સ્વીકારાયેલું જણાય છે. કાવ્યની નકલ મંગલપુર–માંગરોળ (સૌરાષ્ટ્ર)માં થઇ છે. કાવ્યની રચના મંગલપુરમાં થયેલ છે એમ પણ માનવું હોય તો માની શકાય. બેશક, "मंगलपुरइ" એટલા ઉલ્લેખથી ત્યાં નકલ થઇ છે એ વધુ સંભવી શકે એમ છે, એટલે જ અનુવાદક કવિ સં. ૧૬૨૬ પૂર્વે થયો છે એ પણ એટલું જ સ્ફુટ છે; પણ એ ક્યારે ? કાવ્યની ભાષા જોતાં ૧૬ મા શતકમાં એ થયો હોવો જોઇયે. પ્રથમ કાવ્યાંતે એ જણાવે છે કે :

"કામી કાજિ કીધ ચૂપઇ ખંતિ કરી નિરખઉ થિર થઇ,
ભણિસઇ બિલ્હણ–વાણી તેહ જ્ઞાન તણઇ (કે 'સણઇ') રસિ રાતા જેહ."[૩]

---

૧. પ્રા. કા. સુધા, ભાગ ૪ થો, પૃ. ૧૮૪

૨. એજન, પૃ. ૧૯૩ ૩. એજન, પૃ. ૧૮૩–૮૪

આ ભાષા એના સમયનો નિશ્ચય કરવા પર્યાપ્ત છે. એ પ્રકાર આપણે આ પૂર્વનાં કાવ્યોમાં જોયો છે.

વારુ, આ કવિ કોણ હતો ? "શશિકલાપંચાશિકા"ની પુષ્પિકામાં જણાવ્યા મુજબ એ કોઈ જ્ઞાનાચાર્ય છે. એ જૈન સાધુ, જૈન યતિ હશે કે ઇતરધર્મી હશે, એનો કાવ્યના સ્વરૂપ ઉપરથી કશો નિશ્ચય થઇ શકતો નથી. આ બંને કાવ્ય એના સ્વરૂપ ઉપરથી સુંદર વિરહ-કાવ્યો છે; વિપ્રયોગ શૃંગારનો સારામાં સારો નમૂનો રજૂ કરે છે. પ્રથમના કાવ્યમાં નાયક બિલ્હણ વિરહવેદના અનુભવે છ, જ્યારે બીજા કાવ્યમાં નાયિકા શશિકલા વિરહવેદના અનુભવે છે. બંને વર્ણન રસિક છે. એટલું ખરું કે કવિએ કાવ્યનો કેટલોએક ભાગ બિલ્હણની સંસ્કૃત "પંચાશિકા"ના અનુવાદરૂપે આપ્યો છે; આમ છતાં કેટલોક ભાગ એણે સ્વતંત્ર પણ રચ્યો છે. મૂળકથાભાગ એણે પોતાની વાણીમાં જ આરંભમાં ટૂંક્યો જણાય છે. આરંભમાં કામદેવનું જ સ્તવન છે :

"મકરધ્વજ મહીપતિ વર્ણવૂં, જેહનૂં રૂપ અવનિ અભિનવૂં;
કુસુમબાણ કરિ કુંજરિ ચડઇ; જાસ પ્રયાણિ ધરા ધડહડઇ.
કોદંડ કામિની તણુ ટંકાર, આગલિ અલિ ઝંઝા ઝંકાર.
પાખલિ કોઇલી કલરવ કરઇ, નિર્મલ છત્ર શ્વેત શિર ધરઇ.
ત્રિભુવનમાંહિ પડાઇ સાદ, 'છઇ કો સુરનર મંડઇ વાદ ?'
અબલા સૈનિ સબલ પરવરિઉ, હીંડઇ મનમથ મચ્છરિ ભરિઉ.
માધવમાસ સોહઇ સામંત, જાસ તણઇ, જલનિધિ–સુતમિંત.
દૂતપણૂં મલયાનિલ કરઇ; સુરનર પન્નગ આણિ આચરઇ,
તાસ તણા પય હું અણુસરી, સરસતિ સામિણી હઇડઇ ધરી,
પહિલૂં કંદર્પ કરી પ્રણામ, ગરુઉ ગ્રંથ રચિસિ અભિરામ"[1]

આ ભાગ કવિની તદ્દન સ્વતંત્ર કૃતિ છે એમાં એ કામદેવને કાવ્યારંભે પ્રણામ કરે છે અને તેથી જ આ કવિ કદાચ જૈન સાધુ ન હોય તો બની શકે એમ છે. એ જ્ઞાનાચાર્ય જો જૈન ન હોય તો

૧ એજન, પૃ. ૧૫૭–૧૫૮

એમ બનવું શક્ય છે કે એ કોઈ વિદ્વાન બ્રાહ્મણ હોય. અથવા સંભવી શકે કે એણે જૈનધર્મની દીક્ષા લીધી હોય તે પૂર્વે ઉપરની બંને કૃતિઓ રચી હોય. દીક્ષા લીધા પછી આવું કાવ્ય રચ્યાની સંભાવના બહુ ઓછી છે. માત્ર લોકમાં એની એ કૃતિ વ્યાપક થઈ હશે, એટલે નકલ કરનારાએ દીક્ષાનામથી કાવ્યની પુષ્પિકામાં કર્તૃત્વનો નિર્દેશ કર્યો હશે.

સં. विह्णकाव्य ૧૬૪ શ્લોકનું કાવ્ય . જેમાં આરંભના ૭૪ શ્લોક અન્યની કૃતિ હોવાનું મનાય છે. બિલ્હણના સમયનો વિચાર કરતાં એ અનુમાન વાજબી છે, કેમકે અત્યારે મળતા કાવ્યમાં ઐતિહાસિક વિગત જે મળે છે તે અપ્રામાણિક છે. મૂળે "શારદાદેશ કાશ્મીરનો પંડિત કવિ બિલ્હણ સ્વવતન છોડીને નીકળ્યો ત્યારે કેટલોક વખત પંજાબના રાજા-હાકેમ ક્ષિતિપતિ કિંવા ક્ષિતિપાલને ત્યાં રહ્યો હતો. તે દરમ્યાન તેને ક્ષિતિપાલની પુત્રી સાથે સ્નેહ બંધાયો; એ વાત પાછળથી છતી થઈ; અને કાશ્મીરી કવિને દેશત્યાગ કરવો પડ્યો. એ સ્નેહને સંભારી મોહબદ્ધ બિલ્હણે "बिह्णपंचाशिका" રચી, જે અદ્યાપિ એક લોકપ્રિય કાવ્ય મનાય છે. પ્રસ્તુત पंचाशिका કોઈ અણઘડ જોડાનારને હાથે કાળાંતરે કથીરમાં જડાઈ અને विह्णकाव्य નામ પામી. પૂર્વે બિલ્હણ ગુજરાતમાં આવ્યો હતો અને ત્યાંથી અત્યંત અપ્રસન્ન ચિત્તે ચાલ્યો ગયો હતો, એ વાત એ અરસામાં તાજી હતી અને પંજાબના ક્ષિતિપાલની હકીકત વિસારે પડી હતી, એને લીધે ઐતિહાસિક ક્ષિતિપાલ તથા એની પુત્રીને ઠેકાણે "विह्णकाव्य"માં ગુજરાતનો વીરસિંહ તથા રાજકુમારી શશિકલા એ બે કલ્પિત વ્યક્તિ સ્થાપિત થયેલી જોવામાં આવે છે."[1] જ્ઞાનાચાર્યે આ પાછલો કથાભાગ જોયો છે, અને એણે આ પ્રસંગ નીચેને સ્થળે બન્યો નીચે મુજબ બતાવ્યો છે :

---

૧. 'રત્નમાળા" (સ્વ. દી. બ. કેશવલાલ હ. ધ્રુવ)ના શબ્દ જ ઉપર નોંધ્યા છે. ગુજ. દીપો. અંક, ઇ. સ. ૧૯૩૦, પૃ. ૬

"ઉત્તર દેસ અંત નહીં જેહ, નિરખત પાર ન પામૂં તેહ.
શ્રીપુર પાટણુ ઉત્તમ તિહાં વર્ણાવણું વસઇ જન જિહાં.
ગઢ ગરુઉ પાખલિ પુર તણુઇ સાલઇ ઉરિ અરિ ઉતંગપણુઇ,
ઉલીબદ્ધ માંહિ આવાસ; સામાસામહિ ગૂખઇ વાસ.
ઇક નર સેરી નિરખઇ તાડિ પેખઇ બાલા બઇઠી માડી,
અમર તણી ઇદ્રાણી જિસી, ગૂખી રમઇ તે તરુણી તિસી.
હરખિ હસંતાં ઝલકઇ દંત, નર પ્રતિબિંબિ બીહિ નીસંત,
ધ્રૂજંતાં ધીર ધરિ પડઇ, અલવઇ અબલા નરનઈ નડઇ.
અલુવિ આલિંગી થંભઇ પંભ ઉરકુચ કાઢી ઊભી રંભ.
તે જોતાં થાઇ કામી કામ વેધ્યા નયણિ પડઇ વિભ્રામ.
ઇણી પરિ મોટૂં નયર મંડાણ શ્રીપુર પાટણુ ગરુઉં ઠાણુ.
રાજ કરઇ રા પૃથિવીચંદ્ર જાણી અવનિ અવતરિઉ ઈંદ્ર.
તસ પટરાણી પ્રેમાવતી સવિહુ ધરિ જે કીજઇ સતી.
નવયૌવન ભરી અતિ નિર્મલા બેટી તાસ નામ શશિકલા." [1]

અત્યારે મળતા વિહ્લણકાવ્યમાં ફેરબદલો કરી જ્ઞાનાચાર્યે રાજાનું નામ વીરસિંહને બદલે પૃથ્વીચંદ્ર આપ્યું છે, જ્યારે રાણીનું સુતારાને બદલે પ્રેમાવતી આપ્યું છે. સંસ્કૃત કવિ 'સુતારા' રાણીને અવન્તી-રાજની પુત્રી કહે છે.[2] રહસ્યસંદર્ભ નામના એક ગ્રંથમાં રાજાનું નામ મદનાભિકલ અને પુત્રીનું નામ યામિનીપૂર્ણતિલકા મળે છે, જ્યાં ગામનું નામ લક્ષ્મીમંદિર છે.[3] પ્રચલિત વિહ્લણકાવ્યનો વીરસિંહ= વૈરિસિંહ તો બિલ્હણના સમય કરતાં સો વર્ષ પૂર્વે થયેલો છે; કેમકે બિલ્હણ સિદ્ધરાજના પિતા કર્ણનો સમકાલીન હતો, એ 'કર્ણસુંદરી" નાટિકાથી અત્યંત સ્પષ્ટ છે; એટલે જ સ્વ. દી. બ. ધ્રુવે જે ક્ષિતિ-પતિ વિષયક પ્રસંગ લખ્યો છે તે વધુ વાજબી જણાય છે. જ્ઞાનાચાર્યે તો ભળતું "પૃથ્વીચંદ્ર" નામ આપ્યું છે.

---

૧. પ્રા. કા. સુધા, ભાગ ૪ થો, પૃ. ૧૫૮–૫૯
૨. કાવ્યમાળા, ગુચ્છ ૧૩ મો, પૃ ૧૪૫ (નિર્ણયસાગર પ્રેસ, મુંબઇ)
૩. "સાહિત્ય" માસિક, વર્ષ ૨૦ મું, પૃ. ૩૯૮

કાલિદાસે નાયકે કરેલા વિરહગાનને પુષ્કળ વેગ આપ્યો છે. એ પૂર્વે એવું વિરહગાન "રામાયણ"માં સીતાવિરહથી રામને થયાનું મળે છે. બિલ્હણ એક એવો કવિ છે કે જેણે નાયકે કરેલું વિરહગાન આપ્યું છે, પોતે જ એક પાત્ર બની. ગુજરાતી કાવ્યમાં આપણે ગણપતિકૃત 'માધવકામકંદલા દોગ્ધક"માં બારમાસરૂપે નાનું નાયકકૃત વિરહગાન આ પૂર્વે (પૃ.૨૧૯) જાણ્યું છે. આપણો જ્ઞાનાચાર્ય बिह्लणकाव्य-નો વિરહગાન પૂરતો ભાવાનુવાદ દઈ એવું ગાન ગાય છે; એ રીતે ગુજરાતીસાહિત્યમાં એક સારું ઉમેરણ એ કરે છે એ વસ્તુ અહીં ખાસ નોંધવા લાયક છે. એના સ્વતંત્ર ભાગનો પરિચય ઉપર આપ્યો છે, એનો અનુવાદ પણ હૃદયંગમ છે; અને જો એ અનુવાદ છે એમ ન જાણતા હોઇયે તો અનુવાદ હોવાની ખબર પણ પડે એમ નથી. નમૂના તરીકે પ્રથમ શ્લોક જ લઇયે :

अद्यापि तां कनकचम्पकदामगौरीं
फुल्लारविन्दवदनां नवरोमराजीम् ।
सुप्तोत्थितां मदनविह्वलसालसाङ्गीं
विद्यां प्रमादगलितामिव चिन्तयामि ॥७५॥[1]

"આજ અહ્માંરિ મનિ માનિની ચીંતૂં સોવન-ચંપકવની.
ગોરિ દામ સરિખી સાર મુખ અંબુજ વિકસિત આકાર
નાહ્ના રોમ ન આવઇ નયણિં સૂતિ ઉઠી માતી મયણિ,
સંભારઇ વિદ્યા વીસરી, તિમ હૂં સમરૂં એ સુંદરી."[2]

'શશિકલાપંચાશિકા" મૂળ કાવ્ય છે કે સં. કાવ્યનો અનુવાદ છે, એ નક્કી કરવાનું સાધન ઉપલબ્ધ નથી. આ બીજા કાવ્યમાં શશિકલાએ વિરહગાન કર્યું છે. પ્રત્યેક ચાર લીટીને અંતે "વારંવાર સંભારૂં તેહ પ્રાણ પાહિ વાહલુ વર એહ" એ લીટી આવ્યા કરે છે. કાવ્યનો ઉઠાવ કવિએ નીચે મુજબ કર્યો છે :

---

૧. કાવ્યમાલા ગુચ્છ ૧૩, પૃ. ૧૫૬–૫૭ (નિ. સા. પ્રેસ)
૨. પ્રા. કા. સુધા, ભાગ ૪ થો, પૃ. ૧૯૭

"એક દિન બઇઠી સહિયર સાથિ, હસિ હરખિ તાલી દેઇ હાથિ
સહી કહી સાંભલિ શશિકલા, પૂછું વાત એક નિર્મલા.
જિમ બિહ્‌લણિ પરકાસ્યૂં સર્વ, તિમ તૂં કહી મૂકી મન ગર્વ
કહિ કુમરી સુણજ્યો સહૂ તહ્મે, જેહની વાત પ્રકાસૂં અહ્મે.
સુણિજ્યો માહરૂં સકલ સરૂપ, સમરૂં વર કંદ્રપ-સમ રૂપ..
મુખ ઉપમા પૂનિમનુ ચંદ, ચખ સોપ્રણ સરસિજનૂં ફંદ.
નાક ઉપમા નલિકા નિત્તિ. તે આનન સંભારૂં ચિત્તિ.
સાંભલિ સહિયર, કહિ શશિકલા, લક્ષણ ત્રીસ દોઇ આગલા.
ઝલકિ દંત ઝમક હીરલા, અધર રંગ વિદ્રુમ, શશિકલા—
ગ્રોવા ત્રિવલિ, કંધ જિમ સંઢ, કમલનાલ સરીખા ભુજદંડ.
ચાલઇ ચાલિ મયગલ મત્ત, ઊંડી નાસિ સૃષ્ટિ આવર્ત
વારંવાર સંભરૂં તેહ, પ્રાણ પાહિ વહાલુ વર એહ."૧

૪૦ ચોપાઇમાં કવિએ આ વિરહગાન ગાયું છે, જે વિપ્રલંભ શૃંગારનો એક સારો નમૂનો પૂરો પાડે છે. કવિએ આ બંને કાવ્ય સાદા ચોપાઈબંધમાં આપ્યાં છે. વચ્ચે પ્રસંગોપાત્ત પૂર્વછાયા=દોહરા આપ્યા છે. પણ વચ્ચે એણે એક માલિની ભાષામિશ્રથી આપી છે, એ ખાસ ધ્યાન ખેંચે છે :

"અતિશય કરમાણી સામ્પ્રતં કાંઇ બાલા,
હસસિ રમસિ સાથિ નૈવ કિંચિત્ સખિભિઃ
જબ લગિ પુરમાગેં બિલ્હણો માઇ દિઠ્ઠો,
તબ લગિ હૃદયં મે પંચબાણઃ ક્ષિણાતિ."૨

આમાંનાં મધ્ય. ગુજ. રૂપ જુદાં તરી આવે છે. "કરમાણી," "સાથિ" "જબ લગિ–તબ લગિ" "માઇ" "દિઠ્ઠો" એ રૂપો મધ્ય. ગુજ. ની ૩ જી ભૂમિકાનાં સ્પષ્ટ છે, એ બતાવે છે કે જ્ઞાનાચાર્ય વિ. સં. ૧૬૦૦ આસપાસ થયો હશે.

આ કાવ્ય કવિના સંસ્કૃતભાષાના અને કાવ્યશાસ્ત્રના જ્ઞાનનું દ્યોતક છે. કાવ્યાંતે એણે આવા પ્રકારના કાવ્યશાસ્ત્રીય જ્ઞાનનું સંભવતઃ પોતાના નામના ગર્ભમાં અસ્તિત્વ નિર્દેશ્યું છે; જેવું કે—

---

૧. એજન, પૃ. ૧૮૪–૫ ૨. "સાહિત્ય" વર્ષ ૨૦મું, પૃ. ૪૦૧

"ભણિસઇ બિલ્હણુ વાણિ તેહ જ્ઞાન તણઇ (કે ભણઇ) રસિ રાતા જેહ."

"જ્ઞાન=કાવ્યશાસ્ત્રવિષયક જ્ઞાન અથવા જ્ઞાનાચાર્યે કવિતારૂપે વિસ્તારેલ કૃતિના રસમાં જેઓ પ્રેમવાળા છે તેઓ બિલ્હણની કાવ્યરૂપ વાણી ભણશે" એમ કવિ કહેવા માગે છે. "તણઇ" ને સ્થળે "ભણઇ" પાઠ મળે છે તેનાથી એવો અર્થ થાય છે જ્ઞાનાચાર્ય કહે છે કે 'જેઓ રસશાસ્ત્રમાં પ્રેમવાળા છે તેઓ બિલ્હણ-ની વાણી ભણશે.' બંને અર્થમાં સંગતિ છે.

બંને કૃતિ નાની હોવા છતાં, કવિ ઉત્તમ શક્તિવાળો છે એવું બતાવવાને પૂરતી છે. એ યુગમાં ભાષાંતર તરફ વૃત્તિ હતી એ ભીમ ભાલણ વગેરેની કૃતિઓથી સ્ફુટ છે, અને જ્ઞાનાચાર્યે એ પ્રમાણે અર્ધલોકકથારૂપની બિલ્હણકથા ઝડપી લેવાનું યોગ્ય ધારી એ સારી કૃતિ ગુજરાતી સાહિત્યભંડારમાં ભરી આપી છે.

આ કવિ જૈન હો કે જૈનેતર હો—અને શ્રી. ભોગીલાલ સાંડેસરા એને જૈનેતર માને છે તે રીતે જૈનેતર—એવો સારો કવિ પોતાના વિષયમાં કશી માહિતી આપતો નથી, તેમ બીજે ક્યાંયથી પણ કશી માહિતી મળતી નથી, એટલે કવિનું ભૌતિક જીવન કેવી રીતે વીત્યું હશે એ કહી શકાતું નથી. આ કવિએ આ બે કૃતિઓ સિવાય બીજી કૃતિઓ રચી છે કે નહિ એ પણ જાણવામાં નથી. એક "શશિકલા કાવ્ય" કોઈ અજ્ઞાત કવિનું સં. ૧૬૫૫ જેટલી જૂની હાથપ્રતમાં "બિલ્હણપંચાશિકા"ની પછી જ લખાયેલું મળે છે તેમાં ૩ પૂર્વછાયા અને ૧૨૦ ચોપાઈ છે. (આ કાવ્ય સ્વ. દી. બ. કેશવ-લાલ ધ્રુવે ગુજરાતી-દીપોત્સવાંક ઇ. સ. ૧૯૩૦માં છપાવ્યું છે.) આ કૃતિ કોની છે એ જાણવાનું કાંઇ સાધન નથી. આ પાછલું કાવ્ય લગભગ સં. ૧૬૦૦ આસપાસ રચાયું સંભવે અથવા એથી જરા જૂનું હોય, તો એમાં ભાષા બદલી છે; સબબ કે એમાં મધ્ય ગુજ. ની ૪

૧. ગુજ. દીપોત્સવાંક, ઇ. સ. ૧૯૨૫, પૃ. ૧૯૨૮

થી ભૂમિકા મળે છે. આ પાછલું કાવ્ય પણ સુંદર છે, અને કોઈ ચાલુ પ્રવાહ ઉપરથી જ એ કવિએ વિસ્તાર કર્યો છે જ્ઞાનાચાર્યની "શશિકલા" અને આ પાછલી "શશિકલા" એકમેકને જોયા વિના રચાઈ છે એ સ્પષ્ટ છે; કેમકે પૂર્વની "શશિકલા"માં કવિ એવું જણાવે છે કે સખીએ બિલ્હણનું વિરહગાન થયા પછી શશિકલાને એવું વિરહગાન કરવા સૂચન કર્યું, જ્યારે પાછલી અજ્ઞાત કવિની "શશિકલા"માં તો "બિલ્હણપંચાશિકા"ના અનુસંધાનમાં હોય તેમ કવિ શશિકલાનું વિરહગાન આપે છે. "બિલ્હણપંચાશિકા"નો શશિકલા-પ્રતિજ્ઞાવાળો ભાગ નવી "શશિકલા"માં જુદા શબ્દોમાં નવેસરથી દાખલ થયો મળે છે, જે ભિન્નકર્તૃત્વ પણ આપે છે. આ પાછલું કાવ્ય સુંદર સાંકળીકાવ્ય છે. એક 'સારંગ" નામના કવિએ 'બિલ્હણકાવ્ય' રચ્યું કહેવાય છે.[1] કદાચ આ પાછલી કૃતિ એ સારંગની હોય તો સંભવી શકે છે; જો કે સ્વ. દી. બ. ધ્રુવે આ પાછલા સાંકળીકાવ્ય "શશિકલા"ની જે પ્રત મેળવી છે તે બહુ મોડેની લાગે છે, કેમકે એમાં ભાષા અર્વાચીનતા પામી ગઈ છે; છતાં સ્વ. ચીમનલાલ દલાલને મળેલી પ્રતમાં ઉપર જણાવ્યું તેમ સં. ૧૬૫૦ આસપાસની ભાષા સચવાયેલી છે એટલે પાછલો કવિ તે પૂર્વે થયો છે એમાં શંકાને કારણ નથી.

ચરિતસામગ્રી :

૧. ગુજરાતી-દીપોત્સવાંક, ઇ. સ ૧૯૧૫ (મુંબઇ), સ્વ. ચી. ડા. દલાલનો "બિલ્હણપંચાશિકા" લેખ

૨ એજન, ઇ. સ. ૧૯૩૦ (મુંબઇ) સ્વ. "વનમાળી"નો લેખ અને "શશિકલા કાવ્ય"

૩. "સાહિત્ય" માસિક, ઇ. સ ૧૯૩૨, શ્રી. ભોગીલાલ જ. સાંડેસરા-સંપાદિત "બિલ્હણપંચાશિકા"

૪. પ્રાચીન કાવ્યસુધા, ભાગ ૪ થો, સ્વ. છગનલાલ વિ. રાવળ-સંપાદિત

---

૧. ગુજ. દી. અંક, ઇ. સ. ૧૯૧૫, પૃ. ૧૯૨૭

## શશિકલા-કાર

[ વિ. સં. ૧૬ મા શતકના અંતભાગમાં ]

સ્વ. દી. બ. કેશવલાલ હ. ધ્રુવે "વનમાળી"એ નામે "ગુજરાતી"–દીપોત્સવાંક–(ઈ. સ. ૧૯૩૦)માં "શશિકલા" નામનું એક સુંદર કાવ્ય કોઈએક અજ્ઞાત કવિનું છાપ્યું છે. આ વિષયનું એક કાવ્ય આપણે જ્ઞાનાચાર્યનું જાણ્યું છે. એ કાવ્ય ટૂંકું છે, જ્યારે આ ૧૨૩ કડીનું (સાંકળીકાવ્યની દૃષ્ટિએ ચોપાઈની ચાર લીટીની ૧ કડી ગણતાં ૬૪ કડીનું) વિસ્તૃત કાવ્ય છે. બિલ્હણના વિષયમાં માહિતી આ પૂર્વે જ્ઞાનાચાર્યના ચરિતમાં આપી છે. બિલ્હણે વિરહગાન કર્યાં પછી, એ જાણી, શશિકલાએ સખી પાસે વિરહગાન કર્યું, એ પ્રમાણે વિગત આપી જ્ઞાનાચાર્યે નાની "શશિકલા" ગાઈ છે; જ્યારે આ નવા કવિએ બિલ્હણ ઉપર આફત આવ્યાની ખબર પડતાં શોકગ્રસ્ત બનેલી શશિકલાના મુખમાં સખી સામે વિરહગાન કરાવ્યું છે; આટલો વસ્તુ ભેદ છે. શરૂઆતની કડીઓથી એ વિગત સ્પષ્ટ થશે :

### પૂર્વછાયો

"પ્રીતિવચન વનિતાતણાં બિલ્હણ-વિરહે જેહ,
વિરહિણીની હરે વેદના, સાંભળજો સહૂ તેહ. ૧

### ચોપાઇ

તેહ વિપ્રને જે વિધિ થઈ, વિગત વાત વનિતા કને ગઈ,
તવ શશીકલાએ કીધુ જેહ, વિપ્ર વિરહી વિસ્તારું એહ,
ભૂપતિ ભટ બંધાવ્યો સહી, દાસી દેખી દુઃખે કહી,
વર્ણ અઢારે જોવા મલ્યાં, જઇ સંભળાવી **શશીકલા**. ૨
**શશીકલાએ** શ્રવણે સુણી વાત, જે બિલ્હણ બંધાવ્યો તાત,
તવ તેને નયણે જળ ઝર્યાં; ઉદધિ તણી પેરે આંસુ ખર્યાં.
સખીએ ત્યાં સમજાવી કરી, રોતી રાખી તવ સુંદરી,
સખી પ્રત્યે તહિં બોલી બાલ, અણચિંતવ્યો આવ્યો મુજ **કાલ**. ૩

કાલ તણે વશ કાયા પડી, કંથને કેમ દેખીશું આંખડી ?
પૂરવ જનમનું હુતું પાપ, તે મુજ આવી લાગ્યું આપ.
જે વિપ્ર સરીસું ખાધું અન્ન, જે વિણ હું નવ ખાતી અન્ન,
તેથી અલગ કીધ મહારાજ, હવે કઇ પેરે વિસારૂં આજ. ૪
આજ વિપ્રવદન કઇ પેરે મલે, જે દીઠે વિરહાનલ ટલે,
ભ્રમર તણી પેરે ભમતી નારી, ચપલ નયન ખંજન આકારી.
મન ગમતા તે બોલે બોલ, ભૂતલે નવ નર આપે તોલ.
જો હવે હૃદયે વિસારૂં આજ, તો નિશ્ચે મુજ લાગે લાજ. ૫"[1]

આપણે જ્ઞાનાચાર્યની શશિકલામાં જે ટૂંકાણુ જોયું તે આમાં નથી મળતું; કવિ વિસ્તાર કરવા ચાહે છે. જ્ઞાનાચાર્યે શરૂઆતથી જ વેગ લીધો છે, આ કવિ ધીમેધીમે વેગ સાધે છે. કવિ સશિકલાના મુખમાં પ્રિયના અનેકવિધ સમાગમ મૂકે છે, જેમાં વિશદતા આવ્યે જાય છે, જેથી વિરહ વધુ અને વધુ ઉદ્દીપ્ત થતો જાય છે :

"મરડી મુછિ મુખે વિશાલ, અલતા બિંદુ સરીખા ગાલ,
તે ઉપર તલ સોહે સાર, જાણે ખટપદ કમલ મુઝાર.
નાસા તે શુકચંચ સમાન, નિર્મળ મોતી ઝલકે કાન,
દ્રષ્ટિ આગલેથી ગયો પરૂં, અંતકાલે હું હૈડે ધરૂં. ૨૯

× × ×

નેહ સહીત જે વાડવતણું, દિન દિન વાધતું અતિ ઘણું.
ઘસું ચંદન માંહે કેસર રંગ, તેની કંચુકી કીધી અંગે,
સિંદુરે રેખા અતિ કીધ, પ્રેમસહિત આલિગન દીધ.
કુચ ખૂંતા ને મરડયું મુખ, તે વિણ સખી ન ભાજે દુઃખ. ૩૨"[2]

કવિએ આ કાવ્યમાં સં. "બિલ્હણકાવ્ય"ના અંતનો ભાગ સાથે સાંકળી લઈ જ્ઞાનાચાર્યની "બિલ્હણપંચાશિકા"ની ૧૭૯મી કડી પછીના ભાગને સ્થાને ગોઠવી શકાય તેમ આ આખું કાવ્ય રચી કાઢ્યું છે. "શશિકલા"ની પર મી કડી પછી મૂળનો અંકોડો નવા કવિએ મેળવી લીધો છે :

૧. ગુજ. દી. અંક, ૪. સ. ૧૯૩૦, પૃ. ૬ ૨. એજન, પૃ. ૭

"જાણુ હોઇ તે બોલો આજ, હવે તે મેં શું કરવું કાજ ?
એક નવ સૂઝે મુજ પેર, ઓશિયાળી શી બેસું ઘેર ?
વિરહ કોટિ કાઢીને રહુ, તેહનો તાપ ન જાયે સહુ
વિવિધ પ્રકાર તણું છે કષ્ટ, કહેતાં બિલ્હણ પડિયો દષ્ટ. ૫૨

દૃષ્ટાદૃષ્ટ પડી જેણી વાર, બોલે બિલ્હણ કરી વિચાર:
'શશિકલા સાંભલજે વાણી, અંતકાલે હવે જાતે પ્રાણ.
સીતા કારણે રાવણશીશ, દશ કાપિયાં અયોધ્યા-ઈશ.
તું માટે એક મસ્તક જાય, નવ કેરુ ઉગારો થાય.' ૫૪[1]

અને શશિકલાની પ્રતિજ્ઞા સાંભળી રાજા બિલ્હણને મુક્ત કરે છે. આ કૃતિ જ્ઞાનાચાર્યની નથી, એ આથી સ્પષ્ટ થાય છે. તેમ જ્ઞાનાચાર્યની "શશિકલા" પણ આ નવા કવિએ જોઈ નથી, એ આરંભના પ્રસંગને કારણે સમઝાય છે. જૂની "શશિકલા"માં સખીના પ્રેરણાથી એક દિવસે બેઠેલી શશિકલા વિરહગાન કરે છે, જ્યારે નવી "શશિકલા"માં તો બિલ્હણના બંધનની વાત એને કર્ણે આવતાં જાણે કે ચાલુ કાવ્ય જ હોય તેમ શશિકલા વિરહગાન કરે છે. ત્યારે આ નવી કૃતિ કોની હોવી જોઇયે ? કાવ્યમાંથી કશો પત્તો લાગતો નથી. સ્વ. ચીમનલાલ દલાલને મળેલી હાથપ્રત સં. ૧૬૫૫ જેટલી જૂની છે; એટલો તો આ કવિ જૂનો ખરો જ; એટલે સં.ના ૧૭ મા શતકના આદિમાં તો ખરો જ. વળી એણે "બિલ્હણપંચાશિકા" જોઇ સંભવે એમ છે, કેમકે એ મેળ મેળવવા "બિલ્હણ પંચાશિકા"ની છેલ્લી વિગત સાચવી લે છે. કદાચ ન જોઈ હોય તોયે જ્ઞાનાચાર્યથી જૂનો તો સંભવતો જ નથી, કેમકે એ "બિલ્હણકાવ્ય" ગુજરાતીમાં નથી આપતો; સમજ કે કોઇએ એ પૂર્વે એ ગુજરાતી રચ્યું એણે સાંભળ્યું હશે.

એક સારંગ નામના કવિએ "બિલ્હણપંચાશિકા" રચવાનું

---

૧. એજન, પૃ ૮

સ્વ. દલાલે "જૈન ઐતિહાસિક રાસમાળા"માંના વિધાનને અનુસરી લખ્યું છે, પણ "બિલ્હણપંચાશિકા" જ્ઞાનાચાર્યની હોવાનું સં. ૧૬૨૬ જેટલું જૂનું તો છે જ; તો સંભવ છે કે આ 'શશિકલા" એ સારંગની કૃતિ હોય. એ સારંગ કે અજ્ઞાત કવિ જૈન હતો કે જૈનેતર હતો? આ પ્રશ્ન ઉપસ્થિત એ માટે થાય છે કે સં. ૧૬૫૧માં એક સારંગ નામનો જૈન કવિ હયાત હતો કે જેણે ભોજપ્રબંધ ચોપાઇ-માં એક વર્ષમાં રચી છે. એ સારંગે "શશિકલા" કિંવા આ પાછલી "બિલ્હણપંચાશિકા" રચી જ છે એવો સધ્ધર પુરાવો કોઇ મળ્યો નથી. ભોજપ્રબંધ ચોપાઇમાં એના કર્તા સારંગે પોતા વિશે માહિતી આપી જ છે, જ્યારે "શશિકલા"માં કશું પ્રાપ્ત નથી થતું; એટલે એમ માની શકાય કે એ જ સારંગે આ "શશિકલા"નથી રચી, પણ કર્તા કોઈ અજ્ઞાત કવિ છે.

આ અજ્ઞાત કવિએ આ કાવ્ય સાંકળીપદ્ધતિનું કર્યું છે, ચોપાઇની ચાર લીટીનો એક ખંડ પાડી, છેલ્લા બે અક્ષર મુખ્યત્વે નવા ખંડમાં આવૃત્ત કર્યા છે. ઉપર આવતાં અવતરણોમાંના કાળા અક્ષરોથી એ વસ્તુ ધ્યાનમાં આવી શકશે. કવિએ આમ શબ્દાલંકાર પર ભાર મૂક્યો છે; સાથે જ્ઞાનાચાર્ય જેવા નહિ, છતાં રોચક અન્ય અલંકાર પણ આપ્યા છે; અને આખર સુધી વિપ્રલંભાત્મક "રતિ" એ સ્થાયી ભાવને જાળવી રાખ્યો છે.

કવિ સંસ્કૃત સાથે કાવ્યશાસ્ત્રજ્ઞ, જ્ઞાનાચાર્યની જેમ, છે એ આ કવિતામાં સ્ફુટ છે.

ચરિતસામગ્રી:

૧. ગુજરાતી–દીપોત્સવી અંક-ઇ. સ. ૧૯૧૫ (મુંબઇ)
૨. ,, ,, ,, ,, ,, ૧૯૩૦ ,,
૩. પ્રાચીન કાવ્યસુધા, ભા. ૪ થો, સ્વ છગનલાલ વિ. રાવળ–સંપાદિત

સ્વ. દલાલે "જૈન ઐતિહાસિક રાસમાળા"માંના વિધાનને અનુસરી લખ્યું છે, પણ "બિલ્હણપંચાશિકા" જ્ઞાનાચાર્યની હોવાનું સં. ૧૬૨૬ જેટલું જૂનું તો છે જ; તો સંભવ છે કે આ 'શશિકલા" એ સારંગની કૃતિ હોય. એ સારંગ કે અજ્ઞાત કવિ જૈન હતો કે જૈનેતર હતો? આ પ્રશ્ન ઉપસ્થિત એ માટે થાય છે કે સં. ૧૬૫૧માં એક સારંગ નામનો જૈન કવિ હયાત હતો કે જેણે ભોજપ્રબંધ ચોપાઈ-માં એક વર્ષમાં રચી છે. એ સારંગે "શશિકલા" કિંવા આ [illegible] "બિલ્હણપંચાશિકા" રચી જ છે એવો સધ્ધર પુરાવો કોઈ [illegible] નથી. ભોજપ્રબંધ ચોપાઈમાં એના કર્તા સારંગે પોતા વિશે [illegible] આપી જ છે, જ્યારે "શશિકલા"માં કશું પ્રાપ્ત નથી [illegible] એમ માની શકાય કે એ જ સારંગે આ "શશિકલા"ની [illegible] કર્તા કોઈ અજ્ઞાત કવિ છે.

જુ નાવિ અમ સોહિ એહ અસ્રી તુ ગીત પુજા કરૂં ।
ધાઢી સૂર્ય પ્રણાંમ ઇશ માનુ જુ સોહિ એહને હરુ ॥૧૦૫॥
તે તાં રાય મુકુંદ મંનિ જાંણું શાધા તે ગાંધી થઇ ।
મુકુ માંન અપાર દેહ કેરૂ આવ્યા તે વેણા લેઇ ।
ત્યાંહાં પેલ્યા બહુ પેલ મંનિ ગમતા વાડી ભલીમા જૈ ।
વાજે ચંગમ્રદંગ ગાંનમાંન આવે તે મેહણ મહીઈ ॥૧૦૬॥'

કવિ પ્રસંગ બહલાવવાનો પ્રયત્ન કરે છે, અને કેટલેક અંશે સફળ પણ થાય છે.

આ કવિ નિશ્ચિત સ્વરૂપે ક્યારે થયો છે એ કહી શકાતું નથી. એના કાવ્યની હાથપ્રત સં. ૧૬૪૮ જેટલી જૂની મળતી હોવાથી એથી આ તરફ તો એ થયો જ નથી. અક્ષરમેળ વૃત્તના પ્રયોગને ખ્યાલમાં લઇયે તો "મોરા" "દૂષે" "મુકુ" વગેરે પ્રયોગો એને સં. ૧૫૭૫-૧૬૦૦ આસપાસમાં મૂકે છે, જે વખતે અઇ અઉ અઉં વગેરેનાં ઉચ્ચારણ એ-ઓ-ઔં સ્વરૂપમાં આવી ચૂક્યાં હતાં, છતાં હજી ઇ-ઉ-ઔં એના સાથિ જેવા પ્રયોગ પણ લેખનમાં થતા હતા.

'રાઉલ કાન્હ તું ચરિત (આ પૂર્વે પૃ.૧૩૧-૩૬ માં) આપતાં ભાષા વિશે જે હકીકત આપવામાં આવી છે તે વાસણદાસને માટે પણ એકસરખી લાગુ પડી રહે છે. ઉચ્ચારણ કરતાં લેખનમાં અને તેથી વૃત્તબદ્ધ રચનાઓમાં આવા વિકલ્પ સ્વીકારાતા.

૧૭ કડીનું એક ધોળ " સુભદ્રાની કંકોતરી " મળે છે[૧] તે આ જ કવિની કૃતિ હોવા સંભવ છે; જોકે નિશ્ચિત સ્વરૂપે કાંઈ કહી શકાય નહિ

"સગાળશા આખ્યાન"નો રચયિતા એક "વાસુ" થઈ ગયો છે. તે પણ લગભગ "વાસણદાસ"ના જ સમયનો કે જરા પૂર્વે થયેલો છે, તે આનાથી જુદો છે. નાકરે એ વાસુના શબ્દ પોતાના સગાળશા આખ્યાનમાં કવચિત્ ઉદ્ધૃત કર્યા છે;[૨] આમ એ વાસુ તો સં. ૧૫૦૦થી ૧૫૭૫ સુધીમાં થયેલો છે જ.

---

૧. ગુ. વિ સ. હ. પુ. નં. ૨૪૨ अ
૨. સગાળશા આખ્યાન, પ્રસ્તાવના પૃ. ૯૫ અને ૭૪-૭૫

'વાસણ' નામનો એક બીજો પણ જાણવામાં આવ્યો છે, એણે શ્રીવલ્લભાચાર્યજીના 'સિદ્ધાંત મુક્તાવલિ'નો ચોપાઇમાં ને ગદ્યમાં ભાવ આપ્યો છે. એનામાં કોઇ કવિત્વ જોવામાં આવતું નથી. અને સમયની દૃષ્ટિએ એ ૧૬૦૦–૧૬૫૦ થી વહેલો જઈ શકે એમ પણ નથી.[૧]
ચરિતસામગ્રી :

૧. ગુ. વ. સો. હ. લિ. પુ નં. ૭૩૮ एफ

## વજિયો

[ વિ. ૧૬૦૦ લગભગમાં ]

આખ્યાનપદ્ધતિનાં હજી જાણે કે ધાવણ ધાવતો હોય તેવો એક વજિયો કરીને કવિ એનાં ટૂંકાં ટૂંકાં કડવાંવાળાં સીતાવેલ[૨] અને રણજંગ,[૩] તેમજ ચુઆક્ષરા–દોહરા–પદ્ધતિના પર કડીના સીતાસંદેશ[૪] નામક કાવ્યથી આ પૂર્વે જાણીતો થયેલો છે. પાંચ કડવાંની સીતાવેલ સિવાયનાં બંને કાવ્ય છપાઈ ગયાં છે. કવિએ આ ત્રણે કાવ્યોમાં પોતા વિશે કશી માહિતી આપી નથી; ત્રણેને અંતે માત્ર પોતાનું નામ મેલે છે :

(૧) સીતાવેલ (૫ મા કડવાને અંતે)
"સીતાવેલ્હ બ્રહ્માયે વખાંણી ધનુષ ચઢાવું સારંગપાણી ।
રામ–સીતાવેલ્હ જોડી દાસ કહે વજીયો કર જોડી ॥

૧ ગુ. વિ. સ. હ. લિ. પુ. નં. ૧૦૯૩

૨. આ કાવ્યની હાથપ્રતો, ગુ. વિ. સભા અને ફા. ગુ. સભાના સંગ્રહોમાં છે. જુઓ ગુજ. હાથ. સંકલિત યાદી, પૃ. ૧૮૭–૮૮

૩. ડૉ. મં. ર. મજમૂદારે પ્રેમાનંદના "રણયજ્ઞ"ના પરિશિષ્ટમાં આ કાવ્ય છાપેલું છે: પૃ. ૧૩૯–૧૫૩

૪. બૃ. કા. દો. ભાગ ૪ થો, પૃ. ૭૫૦–૫૮માં છપાયેલ છે; ઉપરાંત સ્વ. છ. વિ. રાવળે પ્રા. કા. વિનોદ, ભાગ ૧ લા માં પણ છપાયેલ છે.

(૨) રણજંગ (૧૭ મા કડવાને અંતે)

"વેદ પૂરાણ શાસ્ત્ર એમ બોલે રામ ઉતારે પાર ।
વજીયો કહે ગાય સુણે તે પાંમે પદારથ ચાર ॥"

(૩) સીતાસંદેશ

"પદબંધ બાવન તણો, એ રચ્યો ગુણનાથ ।
કવિ કહે વજીયો રામયસ, મેં જંપ્યો જોડી હાથ ॥"

જૂની હાથપ્રતોમાં "વજીઇ" એવું મધ્ય ગુજ.ની ૩ જી ભૂમિકાનું નામ મળે છે.[1] સં. નામ વિજય હશે એમ આ ઉપરથી જણાય છે. એ કોઈ પણ સ્ત્રીનું નામ છે એવી શંકા લાવવાની જરૂર નથી.

સીતાવેલ એ પાંચ કડવાંનું નાનું કાવ્ય છે. એમાં સીતાજીના સ્વયંવરનું વર્ણન આપવામાં આવ્યું છે. નાનું પણ આ કાવ્ય ભાત પાડે એવું છે. કવિ સીતાનું વર્ણન કરતાં કહે છે :

"ત્રંબક ત્રોડે બાધીયું ભડ મલા ભુપાલ ।
સતી સીતા જુગદીશ્વરી તેને વરવાયો સણગાર ।
શણગાર સતી શીર માણે તેને વલતી વીધાતા ન જાંણે ।
ભ્રમર જોત ગોફણે લાગિ જાંણું સેન્ય રચી શેષનાગી ॥
કાંને લંબીત કુંડલ લલીયાં જાંણું કામધેન્ય સાંકલીયાં ।
નાગરવેલ્ય ડાડંમકલી લાગી............................ ॥
મુખ બોલે જે પંકજ કોર ગીરીવર છાયો ઘનઘોર ।
સતી કુંકુમવરણી રે દેહ ચતુરાઇ લખી ચીત્રલેહ ॥
કર કુંભસ્થલ સમાન પેટ નાલપટા પરમાણ ॥
અબલા આભૂષણ અંગે કટી કેસરી સીંહની લકે ।

---

1. સ્વ. અંબાલાલ બુ. જાનીની નં. ૭૦ ક—સ. ૧૭૩૩માં નકલ ચયેલી સીતાવેલની પ્રતમાં આ નામ જોવામાં આવ્યું છે, જેમાં કાવ્યની ભાષા મધ્ય. ગુજ ની ૪ થી ભૂમિકામાં સચવાઇ રહી છે, પણ સં. ૧૭૧૪ની ફા. ગુ. સ. હ પુ. નં. ૬૪૧માં ભાષા અર્વાચીન બની ગઇ છે. બંને પ્રત જોવામાં આવેલી છે.

નીજ માન્યની જાંણીયે રંભા જાંઘા જાંણે કેલ કેરા સ્થંભા ।
ગજગતી તે રાઘવઘરૂણી તેની પાંહ્નની તે કુંકમવરણી ॥
પાયસ્થલ અંબુજ જાતી જાંણે પ્રગટ થયો પ્રભાતી ।
પાયે નેપુર રણઝણ વાગે પાંણીમાં ભડ ગાજે ॥ કડવું ॥ ૨ ॥
સતી સીતાયે રૂપ અલેખીયું વીનતા કરે વખાંણ ।
સીતાવેલ સુચંગ છે જાંણે તરૂવર સારંગપાંણ્યજી ॥
કુંકુમ કસ્તુરી ને કેવડો અગર કપુર અબીલ ।
કંકણ ચુડી મુદ્રીકા સતી પેહ્રાં ચરણા ચીરજી ॥
પાયે ઘુઘરી ઘંમઘમે ગુણીઅન મંગલ ગાય ।
નર સઘલા નમતા હુવા જાહ્રે દીઠા વઇકુંઠરાયેજી ॥
સતી મંડપ માંહ્ય રે આવ્યાં મોટા મુનીવરે મોતીડે વધાવ્યાં ।
**નારીકુંજર ચરણે ચંપાય્ય છત્રપતી મોહ્યા સભા માંહ્ય ॥"[1]**

આટલો જૂનો પ્રયોજેલો "નારીકુંજર" શબ્દ લક્ષમાં લેવો. એ જાતની ચૂંદડી યા તો ઘરચોળું સીતાએ પહેર્યું હતું.

આ નાનું છતાં આકર્ષક કાવ્ય છે. "રણજંગ" તો ૧૭ કડવાંનું ઠીકઠીક કાવ્ય છે, જેમાં ૧૦, ૧૩ ૧૪ સિવાયનાં કડવાં સીતાવેલ જેમ નાના માપનાં છે. 'રણજંગ" વીરરસનું એક ખંડકાવ્ય છે. પ્રેમાનંદના "રણયજ્ઞ"માં કેટલાક ઢાળ આને મળતા છે; સંભવતઃ પ્રેમાનંદે એને લક્ષમાં લીધા હોય. રણને યજ્ઞનું પ્રેમાનંદે જે રૂપક આપ્યું છે તે પણ પ્રેમાનંદની સ્વતંત્ર કલ્પના નથી; એનાં મૂળ આમાં મળે છે;[2] જો કે પ્રેમાનંદે આપેલું યુદ્ધનું વિસ્તૃત વર્ણન અહીં કવિ એક ૧૬ મા કડવામાં જ પતાવી દે છે. મોટે ભાગે યુદ્ધકાંડને બદલે પ્રાયમિક જ વસ્તુ વજિયાએ વિસ્તારી છે; તેથી "રણજંગ"ના અનુસંધાનમાં પ્રેમાનંદનો 'રણયજ્ઞ" વાંચતાં, 'રણજંગ"માં બીજ તો "રણયજ્ઞ"માં ફાલેલું વૃક્ષ જોવા મળે છે. "રણજંગ"માં આપણને પૂરતો

---

૧. ગુ. વ. સો. હ. લિ. પુ. નં. ૧૯૪૭ (કડવાં ૨–૩ માંથી)
૨. જુઓ નીચે કડવાં ૯ માની ૬ કડી.

ઉશ્કેરાટ મળે છે; શબ્દની કડકાઈ પણ જોવા જેવી છે : અંગદના શબ્દ જુઓ :

"ધીંગટા ધીંગટા ફટફટ રે ફોકટા જોબડા થોબડા
કાં રે તું સીતાને ચોરી લાવ્યો. ૨
રામ લક્ષ્મણ રૂઠયા મારશે તુજ કાઢશે ખાલ તું ખાસ તેરી ૩
રાવણ આવડા શું દીસે દશ મસ્તક દડદડવડાં,
બાણ ચોગાન રમસે કોપે ચઢયો, મહારાજ દોટ દેશે,
ધારી બાબરે જેર વાંસે. ૪
એક બલી સંકટ, બીજો કક્ષાપટ, ત્રીજો લંપટ
જેણે સીત ચોરી. ૫
આવડા રાવણા શુંઅ દીસે બાપડા, રાવણાની મા શું શ્વાન હુંતી ? ૬
અંગદ ઉચરે મર્મ રાવણ મરે, કપિ કોટયા;
રાય કહે સાંભળે નગર આખું.
ભરડક ભિક્ષુક (શું) અંક રાખી રહ્યો
રંક તું લંક માંહાં કોહોણે વારયો ?
સીતા સરખી સ્ત્રીને કાં રે લાવ્યો ? ૭" [1]

(ઝૂલણાના ઢાળમાં લીધેલી ચિત્રતા ધ્યાન ખેંચે છે.)

કવિ રામચંદ્રની વીર યોદ્ધા તરીકેની સજાવટ વર્ણવે છે :

"આકાશથી ચારુ ઉતરયું, ઇંદ્રે મોકલ્યું વિમાન;
મનપવન ઘોડા જોતરી, એક શ્વેત ને બીજો શ્યામ. ૧
સૂત્રધારી વિશ્વકર્મા, જડાવ્યા રથની જોડ;
નીલૂઆ મણી લસણીઆ, પદ્મરાગની કોડ. ૨
કર ધરયો નેજો મીમચો, ને લસે લોઢાં લીસ;
રઘુનાથ પાગ જ પરઠતાં ત્રેહેકયા તલાવા ઇશ. ૩
રઘુવીર વીરાસન વાળ્યું કળા સોલે સાથ;
બહુ છત્ર માથે ઝળહળે ને ધ્વજા સહીત પતાક. ૪
(કડવું ૯) બક્તર પેહિર્યું બેસતું દસે કસણે હીર;
તરકસ બાંધ્યૂં શોભતું ને ઠવો ગુણ જંગીર. ૧

૧. રણયજ્ઞ, (ડૉ. મં. ર. મજમૂદાર), પરિશિષ્ટ, પૃ ૧૪૧

મોજડી લાલ સુરંગ પહેરી, તેને જડચો જરદ જગાવ;
કટિલંક ઉપર કટારી, તેને જડચો કોડ જડાવ ૨
કટિ ધર્યા ભાથા ને પૂંખ ઝળકે, બેઠા શ્રીરઘુરાય;
ટોપ આગળ ઝઝૂમ ઝૂમે, જાણે વીજ આષાડ સોય. ૩
તાકવી જાણે ત્રિકૂટ ઉપર પૂજ્યા પોખ્યા તીર;
વીરહાક વાજે વછૂટે તે સોંસરાં શરીર. ૪
રાંમજી નવાણુ તરલ ને વદન રાતુ, દેહ ધખીયા ધોમ;
રાવણને ઘેર કોપ્યો રાઘવ કરે અસુરાં હોમ ૫
સારંગ સરૂઓ અસુર આહુત, શોણિત તે સોમપાન;
ઠળકે ઠીકે થયા પોતે તાં જજમાન ૬"[1]

આમાં પ્રેમાનંદની "રણયજ્ઞ"ની કલ્પનાનું બીજ છેલ્લી કડીમાં લક્ષ્યમાં લેવા જેવું છે, અને તેથી એમ માનવા કારણ મળે છે કે પ્રેમાનંદની આંખ સામે વજિયાનો 'રણજંગ" ઊભો છે. આ તરફ ડો. મં. ર. મજમૂદારનું ધ્યાન ખેંચાયું છે જ: પાદટીપમાં "અહીં રણનું યજ્ઞ તરીકેનું રૂપક કવિએ કલ્પ્યું છે' એવી નોંધ કરી છે;[2] બેશક, પ્રસ્તાવનામાં એ વિશે સૂચન કરવું રહી ગયું જણાય છે.[3] એમણે ત્યાં "પ્રેમાનંદને કોઈ પણ રીતે ઉપકારક થયું હોય એવું એમાં બહુ જ થોડું છે" એવો મત આપ્યો છે, પણ પણ "બહુ જ થોડું" પણ મળતું છે એ થોડા મહત્ત્વની વાત નથી. "રણયજ્ઞ"નું રૂપક એ પ્રેમાનંદની જ માત્ર કલ્પના નથી, પણ ગુજરાતીમાં એ વિજયા જેટલી જૂની છે; એટલે પ્રેમાનંદને તેટલા પૂરતું ઋણ પણ અવસ્ય વજિયાનું છે જ. સંસ્કૃત સાહિત્યમાં તો આ કલ્પના 'વેણીસંહાર' નાટક જેટલી જૂની હોવાનું ડો. મજમૂદારે જ બતાવ્યું છે અને ઢાળીનું સામ્ય તો ડો. મજમૂદાર પણ સ્વીકારે છે; જેમકે—

"રામજી વાકો ને આપણ પાધરાં રે સાથે લક્ષ્મણવીર, સુણ હો રાણા રે." અહીં "રણયજ્ઞ"–કડવું ૮ મું સરખાવવા જેવું છે. આ કડ-

---

૧ એજન, પૃ. ૧૪૩ (કડવું ૮–૯)

૨ એજન, પૃ. ૧૪૩ ૩ એજન, પ્રસ્તા. પૃ. ૪૫–૪૭

વામાંના શબ્દો 'વાંકો તે વાંકો સુગ્રીવ રાજીયો ૨, વાંકી રઘુનાથજીની મૂછે' અને 'વાંકે સાયર બાંધી પાજ'-પ્રેમાનન્દમાં બીજા અર્થમાં વપરાયેલા મળી આવે છે. અગીઆરમા કડવામાં મંદોદરી રાવણને કહે છે 'હઠ છાંડો આણી વાર હઠીલા રાણા રે'-ત્હેવા જ, ધ્રુવપદવાળું રણયજ્ઞનું 'કહે મંદોદરી માગીને માન, હો રે હઠીલા રાણા'વાળું કડવું ખાસ સરખાવવા જેવું છે. રાવણ મંદોદરીને જે જવાબ આપે છે 'કયસ નસું હું નરવાનરને' (રણયજ્ઞ-કડવું ૯) અને જેમ પોતાનો વૈભવ ગણાવી જાય છે ત્હેવી જ રીતનો જવાબ ૧૧ મા કડવામાં રાવણ કને વજીયો અપાવે છે. છતાં મંદોદરી કંથને વિનવે છે કે મ્હને દુઃસ્વપ્ન આવ્યું છે અને અપશુકન થાય છે-'આજ દહાડો ધૂંધળો, સુંણ પીયુડા મોરી વાત'-એ લીટીમાંના શબ્દ રણયજ્ઞ કડવું ૮-૫ માં મળી આવે છે."[1]

આટલું સામ્ય પણ કાંઇ ઓછું મહત્ત્વ નથી દર્શાવતું. પ્રેમાનંદને નરસિંહ વિષ્ણુદાસ વગેરેનું ઉપજીવ્યત્વ સિદ્ધ જ છે, તો વજિયાનું પણ સંભવી શકે છે; અને છે જ એ સ્પષ્ટ છે.

અહીં વજિયાનું યુદ્ધવર્ણન નમૂના તરીકે જોઇયે :

"ત્રિકૂટાચળ તાલ, મળ્યા કપિરાલ, ફગતે સુર સુ સોફળીયા;
રામનો રણજંગ, જાણી અભંગ ઇદ્ર બેઠી વિમાન જોવા ચઢીયા. ૧
કરડે કપિ દંત, ગાજે ગિરિશૃંગ, ત્રુટે શિરખધ ઢળે ઢળિયા;
દેઇ તે દડાક, વાજે વીરહાક, પડે શેષ હાક શાસે ઢળીયા; ૨
ખળહળે લોહી ખાલ, જયંતા ખંધાલ, ધાકંતા નોખાર, સો ઢગ વળીયા;
ઝીપે શીપુ હોમ, દેઇ ખંધે ધોમ, ઉઠયા અંગ રોમ, ઉભા વળીયા ૩
ગડેડે જાંબુવંત, હાકે હનુમંત, ઇદ્રજીત ને હનુમાન આયડીયા;
હનુ કરે હોકાર, ગદાના ગુંજાર, તાંહાં કુંભકર્ણ ને લક્ષ્મણ આથડીયા ૪
ભાજંતે ગામ, રોળ્યા એક ઠામ, ત્યાંહાં રાવણ રામ ધાયે મળીયા;
કળે દશ કંધ, તાણે ગુણ બંધ, જાણે અર્ધચંદ્ર રાહુ ગળીયા. ૬

૧. એજન, પ્રસ્તા. પૃ. ૪૬

રાવણનાં વાઢયાં દશ શીશ, જાણે શૃંગમેર, માથાં નાલકેર પૂજા ચઢીયાં;
રઘુનાથજીનો રણજંગ, જાણી ઇંદ્ર, બેસી વિમાન જોવા ચઢીયા. ૭

છેદી વીશ અંગ, કીધૂ દેહભંગ, લસીને ચોરંગ, શું લડથડીયા;
રહ્યો રૂદે રાંમ, પાંમ્યો નિજધામ, બેસીને વિમાન વૈકુંઠ ગયા. ૮

તૂટે ઝડીઆલ, ફૂટે અણીઆલ, વાજે વીર બાંણ, આરાં પરીયા;
હોયવ પુકાર વાજે હથીઆર તે જાયે ઘટલુ સોંસરીયા. ૯

મારયા સર્વ મીર, કોપ્યો રઘુવીર, સાહ્યો શૂરધીર, સોસે ઢળીયા,
કોપ્યો કપિ કાળ, કાઢી અંતરાળ, ગળે ઘાલી માળ, કેસુ ફુલીયાં. ૧૦

ઢોળ ઢમકતે દદાંમા દમકતે, ઘંટા વાગે નાદશું ઘમઘમીયા;
નિપન્યો રણજંગ ગંગાનો તરંગ, માંહે નવરંગ, કથા લખીયા. ૧૧

જયો રણયાગ, કીધો ચાર ભાગ, આપ્યો મહાત્યાગ, લંકા દરીયા;
વજીયા મુખવાણ, ગાયું ગુણજાંણ, સતી ભગવાંનજી લેઇ વળીયા. ૧૩"[1]

વજિયાની કલમ ઉપરનો કાબૂ આમાં આપણને જણાય છે, સાથે એ **રણજંગ ને રણયાગનું** રૂપક આપી કાવ્યને આકર્ષક બનાવવા સાવચેત છે, એ પણ સમઝાય છે.

વજિયાનું ત્રીજું કાવ્ય 'સીતાસંદેશ" પર કડીનું (એટલે કે ૧૦૪ દોહરાનું) શોકકાવ્ય છે (જેમાં પર મી કડી તૂટે છે.) એમાં અશોકવાટિકામાંથી સીતા હનુમાનને શ્રીરામચંદ્રજી પાસે લઈ જવાનો સંદેશો કહે છે. એ સંદેશો શ્રીરામચંદ્રજી પાસે પહોંચતાં એઓ સૈન્ય લઈ આવવા તૈયાર થાય છે આને આપણે "રણજંગ"ના ઉપોદ્ઘાતક તરીકે મૂકિ શકિયે. બંધની દષ્ટિએ આ ધ્યાન ખેંચે છે; જેમકે,

"સાગરતનયા સરસ્વતી, ગવરીનંદન ગણેશ;
**સીતાસંદેશો** ગ ઇશું, મુને આપજો ઉપદેશ,
હનુમંત હાથે મુદ્રિકા, મોકલી જગદાધાર;
અથાક મહાજળ ઊતર્યો, કપિ પહોત્યો પેલી પાર; રામજી.

૧. એજન, પૃ. ૧૫૧–૫૨ ૨. બૃ. કા. દો. ભાગ ૮ મો, પૃ. ૯૫૦

સુંદરી સંદેશો મોકલે, જળ ઉપર પાજ બંધાયે, રામજી
તારું સબળ સૈન્ય લઇ, આવ રૂડા રામજી-ધ્રુપદ"

આમાં પ્રત્યેક બે દોહરા પછી છેલ્લી બે લીટી-ધ્રુવપદની કઠી બતાવ્યા પ્રમાણે ગવાય છે. આ બંધ નવો જ છે.

બંધની દૃષ્ટિએ આમ વર્જિયો અવસ્ય ધ્યાન ખેંચે છે. "સીતાવેલ" અને "રણજંગ"નાં ઉપર આપેલાં અવતરણોથી એ સ્પષ્ટ થાય છે. જેમાં ઝૂલણાનો બંધ અને મોતીદામનો કે સવૈયાનો ઢાળ ખાસ ધ્યાન ખેંચે છે

ભાષાની દૃષ્ટિએ વિચારતાં એનાં કાવ્યોની જૂની હાથપ્રતોમાં મધ્ય. ગુજ.ની ૪ થી મિશ્રભૂમિકાની ભાષા સચવાયેલી મળે છે; પણ જેનાથી ધ્યાન ખેંચાય છે તે તો "રણજંગ"માં એણે જૂની વ્રજભાષાનું મિશ્રણ આપ્યું છે તે છે; જેવું કે—

"રામ સારંગનો ગુણ સજ કરી, પોખીયા તાજા તીરઃ
છત્ર સાજીને ભોમ પાડચું, જયો જયો રઘુવીર-૧
આયો લશ્કર પૂર સાયર-તીર ઉતરે રિ;
તબહી સાયર-પૂર અગાધ, સહી ભૂખે મરે રિ-૩
તબ એક આંબલીકા વૃક્ષ, ત્યાંહાંથી આંબલો ડરો રિ,
વાંનર સબહી ધામ, અબલા પાછલ ફરો રિ ૪'[1]

એવું જ ૪ થું કડવું પણ :

"તીન દિન ભયો ઉપવાસ, રામજી કાહા કરે રે,
રામજી પૂર્યો શોષત બાણ, સાયર તબ ડરે રે-૧
સાગર લે બ્રાહ્મણકો રૂપ, આઇ પાયે પર્યો રે;
તબ રામજી કેહિ એક બાત, ભટજી બચન સુનો રે-૩
'તુમ લીયો બ્રાહ્મણકો રૂપ, ભટજી કાહ પઢો રે ?'
'પ્રભુ તુમકુ હે સબ ગ્યાન, તુમસે કાહ કહું' રે-૪
× × ×
સીતા હરી ગયો રાવણ રામ, મેરો કછુ ન ચલે રે.-૪
તુહ્મારે સુગ્રીવ હનુમંત સાથ, એસી વિધ કરે રે;

---

૧ રણયજ્ઞ, પરિશિષ્ટ, પૃ. ૧૩૯-૪૦ (કડવું ૨ જું)

પાષાણે બાંધ્યો પાજ, સેન્યાઓ ઉતરે રે'–૫
જબ બાંધી સાયર પાજ સેન્યાઓ ઉતરી રે;
તબ આયો લંકા હેઠ, રાવણ કછૂ ન ડરે રે.–૬"[1]

ભાલણ કેશવદાસ લક્ષ્મીદાસ વગેરેએ વ્રજભાષામાં પદ લખ્યાં છે, એ પ્રકાર આ છે. ગુજરાતમાં વ્રજભાષા તરફ એ સમયમાં આદર હોવાનું આથી સમઝાય છે.

વજિયાની કવિતામાં અરબી ફારસી શબ્દો પણ પ્રયોજાયેલા મળે છે. ઉપર "બક્તર" "મીર" વગેરે શબ્દ આવી ગયા જ છે. આમ વજિયો ગુજરાતી સાહિત્યમાં પોતાની નાની ૩ કૃતિથી પણ સારું એવું ધ્યાન ખેંચે છે. એ કવિ કયારે અને કયાં થયો અને જાતે કેવો હતો, એ આમ છતાં આપણે જાણી શકતા નથી.

ચરિતસામગ્રી :

૧. રણયજ્ઞ–ડૉ. મં. ર. મજમૂદાર–સંપાદિત (૧૯૨૪)
૨. બૃ. કા. દો. ભાગ ૮ મો (ગુજરાતી પ્રેસ–મુંબઇ)
૩ ગુ. વિ. સભા હ. લિ. પુ. નં. ૧૯૪ચ
૪. ફા ગુ. સભા હ. લિ. પુ. યાદી, ભાગ ૨ જો (સ્વ અં. બુ. જાની–સંકલિત)

## ઉદ્ધવ

[ સં. ૧૬૦૦ લગભગ ]

**પાટણના** સમર્થ આખ્યાનકાર, કાદંબરીના પદ્યાનુવાદક ત્રવાડી મોઢ વિપ્ર કવિ ભાલણના પુત્ર ઉદ્ધવદાસના જીવનના સંબંધમાં વિશેષ કાંઇ માહિતી મળી શકતી નથી. એનાં અત્યાર સુધીમાં બે કાવ્ય જાણવામા આવેલાં છે : ૧. રામાયણ (સુંદરકાંડ સુધીનું) અને ૨. બભ્રુવાહન આખ્યાન. આમાંનું પ્રથમ કાવ્ય સ્વ. હરગોવિંદદાસ ગો.

---

૧. એજન, પૃ, ૧૪૦–૪૧

કાંટવાળાએ ગુજ. વિદ્યાસભાના આશ્રયે છપાવ્યું છે; બીજું કાવ્ય ગુજ. વિદ્યાસભાના હસ્તલિખિત ગ્રંથસંગ્રહમાં છે અને અદ્યાપિ અપ્રસિદ્ધ છે.

આ બંને કાવ્યોમાં રચ્યા-સાલ નહિ આપેલી હોવાથી ઉદ્ધવના જીવનકાળનો નિશ્ચય થઇ શકતો નથી. ભાલણનો સમય સં. ૧૫૫૦–૧૬૦૦ સિદ્ધ થતો હોઇ ઉદ્ધવનો જન્મ એ ગાળામાં થયો માનિયે તો, એણે ઉમરે આની ૨૦–૨૫ વર્ષની વયે કાવ્ય રચના શરૂ કરી હોય. રામાયણની રચના વખતે પિતા હયાત હોય, એવો નીચેના ઉલ્લેખથી સંભવ છે :

"પ્રથમે પ્રણમું સીતાપતિને, જોડીને બે પાણ:
શ્રીગુરૂપદપંકજને સેવું, આપો અવિચળ વાણ. ૧
મધુસૂદન આશ્રમ સંન્યાસી, સમરી તેનું નામ;
પિતાને પ્રેમે પ્રણામ કરીને, ગાવા હરિગુણ ગ્રામ." ૨

રામાયણના આરંભમાં મધુસૂદન આશ્રમ નામના સંન્યાસીનું કવિ સ્મરણ કરે છે, જ્યારે પિતાને પ્રણામ કરે છે. "શ્રીગુરુપદપંકજને પ્રણમું" એ શબ્દ ભાલણના દશમસ્કંધમાંના 'રુક્મિણીવિવાહ' અને 'સત્યભામાવિવાહ'ને આરંભે પ્રયોજ્યા છે[1] એનું આમાં અનુકરણ છે.

રામાયણના સુંદરકાંડ સુધીનો અનુવાદ વાલ્મીકીય રામાયણના કથાનકને પ્રામાણિકપણે અનુસરે છે. પદબંધના વિષયમાં વિવિધતા રામાયણમાં જણાય છે. 'બભ્રૂવાહન આખ્યાન'માં પણ સારી વિવિધતા છે. રામાયણ કડવાબદ્ધ કાવ્ય છે: એમાં કેટલાંક કડવાંમાં ઢાળ પહેલાં કડી દોઢ–ધ્રુવ કે ટેકની આપી છે, જ્યારે કેટલાંકમાં નથી આપી; પણ એનો બંધ વધુ પ્રૌઢ લાગે છે, એટલે કે પ્રૌઢ આખ્યાનકાળનાં લક્ષણ સાચવનારો છે. આમાં પણ કડવાંને અંતે "વલણુ" કે ઊથલો હજી દેખાતાં નથી. આપણને "સમરારાસુ"માં અને "પંચ પંડવરાસ"ના આરંભમાં જે ત્રિપદી (=ઢવણી) મળે છે તેનો કવિએ

૧. ભાલણ: દશમસ્કંધ, પૃ. ૨૫૬ અને ૨૮૪

એક ઔચિત્યભર્યો પ્રયોગ કર્યો છે. વસિષ્ઠ ઋષિ સાથેના વિરોધને કારણે વિશ્વામિત્ર જે આક્રમણ લાવે છે તેનું આ યોગ્ય બંધમાં કવિ વીરરસોચિત વર્ણન આપે છે :

રાગ ગોડી ઠમણી.

"વિશ્વામિત્ર આવ્યો દળ લેઇ, અનેક તાપસને દુઃખ દેઇ;
ખ્યાત બળ દેખાડતોય. ૧

વસિષ્ઠ ઋષિને આશ્રમ આવી, વિદ્યાર્થીને બળે બીહાવી;
સેનાની સંખ્યા નહિય. ૨

બાણતણા વરસે વરસાત, સાંગ તોમર મુશળના ઘાત;
અનેક આયુધ મેલિયાંય. ૩

મહાનુભાવથી મઢી ઢાંકી, પરાક્રમ પ્રૌઢ કરે હઠ હાંકી;
વસિષ્ઠ ઋષિએ તે જાણિયુંય. ૪

આશ્રમમાંહીથી આવ્યા બહાર, ઉભા પર્ણકુટીને દ્વાર;
અગ્નિહોમ દેતા હતાય. ૫

દંડકમંડળ સોહે પાણ, મહાનુભાવ મુનિ મોટા જાણ;
દેવઋષિ છે દીપતાય. ૬

જે જે આયુધ મેલે મર્મ, આવી પડે ઋષિને આશ્રમ;
કરદંડ આયુધ તે ગ્રસેય, ૭

જેષ્ટિકા માંહે જે જે જાય, અસંખ્યાત આવતાં ખાય;
આયુધ સર્વ પરિવરિયાંય. ૮

તાપસને તન ન લાગે ટાકી, મહાનુભાવ મનમાં રહ્યો માંકી,
તોયે રીસ ચઢે નહિય. ૯

પછે અસ્ત્ર મેલ્યાં રે અનેક, વિશ્વામિત્રે કરી વિવેક;
એહને કાંઇએ લાગે નહિય. ૧૦

હવે કર્હુ ક્ષાત્રબળરૂપ બાળ્ય, મોહ મત્સર મમતા મદ ટાળ્ય;
તપ તીવ્ર મેં માંડવુંય. ૧૧

ધિક્ધિક્ ત્રણે લોકનું રાજ્ય, મેં મારૂં સર્વે કીધું તાજ્ય;
જટા શિર વાળી સહીય. ૧૨

એકાકી જઈ બેસો વન, કૌશિકીને કાંઠે દૃઢ મન;
વિશ્વામિત્ર તપસી ભયોચ. ૧૩"[1]

ઉદ્ધવે 'બભ્રુવાહન આખ્યાન'માં આ ત્રિપદીમાં ૧૧ મું કડવું આપ્યું છે.

આ રામાયણના કર્તાએ એક નવો ઢાળ સુંદરકાંડમાં આપ્યો છે, તે જુદા જ પ્રકારની ત્રિપદી છે. ચોથા ચરણ તરીકે એક ટેકનું પદ આવૃત્ત થયા કરે છે; ક્વચિત્ એમાં વૈવિધ્ય પણ સાધ્યું છે. રામચંદ્રજીએ સાગરને તાબે કરવા તૈયારી કરી ત્યારે ગભરાઈ સાગર સ્તુતિએ આવ્યો, એ પ્રસંગે સ્તુતિરૂપે સાગર જણાવે છે :

રાગ વેરાડી

"મને રાખો રૂડા રામજી રે,
તું છે દીનાનાથ રે, હવે હું તો જોડું છું હાથ રે,
બલિયા શું શી બાથ, રાખો રૂડા રામજી રે. ૧
મારો એ અપરાધ રે, અવગુણ એ અગાધ રે;
હવે સેવક છું, હું સાધ, રાખો રૂડા રામજી રે. ૨"[2]

પણ આમાં વિવિધતા બતાવી છે તે રામચંદ્રની બાનીમાં નીચે મુજબ મળે છે :

"વળતા વાણી બોલ્યા રામ રે, શર સાધ્યું શોષવા કામ રે,
તે હું મેલું કીએ ઠામ; સાગર સાંભળો રે. ૨૦
મારું સાધ્યું સફળ થાય રે, નાખ્યું નિષ્ફળ ન જાય રે;
તું આવી લાગ્યો પાય, તુજને કેમ હણું રે. ૨૧"[3]

આ રામાયણ ઉદ્ધવની કૃતિ હોય તો કર્મણ અને માંડણ પછી આ સમર્થ ૩ જો પ્રયત્ન ગણાય જેમાં રામકથા આપવામાં આવી છે.

---

૧. ઉદ્ધવકૃત રામાયણ, પૃ. ૬૭. ઉપરના અવતરણમાં ૯ મી કડીનો ટાકી શબ્દ અર્વાચીન પ્રયોગ છે; એના પ્રાસમાં મૂકેલો 'માંકી' પણ બનાવટી છે; જે પ્રકાર પ્રેમાનંદ વગેરેને નામે ચડેલાં નાટકો-કાવ્યો વગેરેમાં આવતા કૃત્રિમ શબ્દો જેવો છે.

૨. એજન, પૃ. ૩૯૭ ૩. એજન, પૃ. ૩૯૮

અગાઉનાં બે કરતાં આ પ્રયત્ન કાવ્ય અને બંધ બંને દષ્ટિએ સારો છે બેશક, આ કાવ્યમાં આમ છતાં એક ઉત્તમ કવિ તરીકેની કર્તાની પ્રતીતિ નથી થતી; પરંતુ એટલું સમઝાય છે કે કવિ સંસ્કૃત ભાષાનો સારો જાણકાર તેમજ કાવ્યસાહિત્યજ્ઞ હતો. આ રામાયણ જેમ મૂળને પ્રામાણિકપણે અનુસરે છે તેમ સુંદર શબ્દાવલીઓથી પણ અંકિત છે.[1] કર્તાને હાથે આખું રામાયણ પૂર્ણ નથી થયું.

આ રામાયણના કર્તાએ યુદ્ધકાંડ રચ્યો છે કે નહિ એ વિષયમાં કેટલીક ચર્ચા થઈ છે. સ્વ. રામલાલ ચૂ. મોદીનો એવો મત છે કે યુદ્ધકાંડ સાથે પૂર્વના કાંડોનું જે સામ્ય છે તે જોતાં એ ભાગ આખો અથવા તો ઘણોખરો ભાગ ઉદ્ધવની કૃતિ છે અને છેવટે મધુસૂદને સં ૧૬૮૭માં પૂર્તિ કરી યુદ્ધકાંડ પૂર્ણ કર્યો છે[2] અને પોતાના નામે ચડાવી દીધો છે.

આ કાવ્યના અંતભાગને નિહાળતાં જોઈ શકાય એમ છે કે છેલ્લા ૫૭ મા કડવાની ૩૫ મી કડી પછીનો ભાગ તદ્દન ઢંગધડા વિનાની કવિતામાં મુકાયેલો છે. ૩૫ મી કડી નીચે પ્રમાણે છે:

'યુદ્ધકાંડ સંક્ષેપે સોંપ્યું બુદ્ધિમાને કહ્યું સાર,
વાલ્મીકિકૃત કાંડ પાંચમો શ્લોક સહસ્ર સાડાચાર. ૩૫'

[ યુદ્ધકાંડ, ૫૭-૩૫ ]

આ પછી થોડી ફલશ્રુતિ અપાયા બાદ મધુસૂદન નીચે મુજબ પોતાને યુદ્ધકાંડ કહેવાનો કેવી રીતે પ્રસંગ મળ્યો એ કહે છે:

''ગુર્જરભાષાએ કહ્યું', બુધ સાર મધુસૂદન;
કર્ણપુર ગ્રામ તાતનું, મોસાલ પાટણપુર પાવન. ૪૩
જ્ઞાત સરવ ભટ વર્તિયો, વાગ્વાણીનો દાસ;
તેની પુત્રીને પુત્રે કહાવ્યું, કહી કથા ભીમજી વ્યાસ. ૪૪

---

૧. બભ્રુવાહન આખ્યાનમાં પણ એણે શ્લેષ વગેરેની ક્વચિત્ ખૂબીઓ લાવવા પ્રયત્ન કર્યો છે.

૨. સ્વ રામલાલ ચૂ. મોદી, ભાલણ પૃ. ૬૫

એકાકી જઇ ઊભો વન, કૌશિકીને કાંઠે દૃઢ મન;
વિશ્વામિત્ર તપસી ભયોય. ૧૩"[1]

હવે 'બભ્રૂવાહન આખ્યાન'માં આ ત્રિપદીમાં ૧૧ મું કડવું આપ્યું છે.

આ રામાયણના કર્તાએ એક નવો ઢાળ સુંદરકાંડમાં આપ્યો છે, તે જુદા જ પ્રકારની ત્રિપદી છે. ચોથા ચરણ તરીકે એક ટેકનું પદ આવૃત્ત થયા કરે છે; ક્વચિત્ એમાં વૈવિધ્ય પણ સાધ્યું છે. રામચંદ્રજીએ સાગરને તાબે કરવા તૈયારી કરી ત્યારે ગભરાઈ સાગર સ્તુતિએ આવ્યો, એ પ્રસંગે સ્તુતિરૂપે સાગર જણાવે છે :

રાગ વેરાડી

"મને રાખો રૂડા રામજી રે,
તું છે દીનાનાથ રે, હવે હું તો જોડું છું હાથ રે,
બલિયા શું શી બાથ, રાખો રૂડા રામજી રે. ૧
મારો એ અપરાધ રે, અવગુણ એ અગાધ રે;
હવે સેવક છું, હું સાધ, રાખો રૂડા રામજી રે. ૨"[2]

પણ આમાં વિવિધતા બતાવી છે તે રામચંદ્રની બાનીમાં નીચે મુજબ મળે છે :

"વળતા વાણી બોલ્યા રામ રે, શર સાધ્યું શોષવા ક્રમ રે,
તે હું મેલું કીએ ઠામ; સાગર સાંભળો રે. ૨૦
મારું સાધ્યું સફળ થાય રે, નાખ્યું નિષ્ફળ ન જાય રે;
તું આવી લાગ્યો પાય, તુજને કેમ હણું રે. ૨૧'[3]

આ રામાયણ ઉદ્ધવની કૃતિ હોય તો કર્મણ અને માંડણ પછી આ સમર્થ ૩ જો પ્રયત્ન ગણાય જેમાં રામકથા આપવામાં આવી છે.

---

૧. ઉદ્ધવકૃત રામાયણ, પૃ. ૬૭. ઉપરના અવતરણમાં ૯ મી કડીનો ટાકી શબ્દ અર્વાચીન પ્રયોગ છે; એના પ્રાસમાં મૂકેલો 'માંકી' પણ બનાવટી છે; જે પ્રકાર પ્રેમાનંદ વગેરેને નામે ચડેલાં નાટકો-કાવ્યો વગેરેમાં આવતા કૃત્રિમ શબ્દો જેવો છે.

૨. એજન, પૃ. ૩૯૭ ૩. એજન, પૃ. ૩૯૮

આગાઉનાં બે કરતાં આ પ્રયત્ન કાવ્ય અને બંધ બંને દષ્ટિએ સારો છે બેશક, આ કાવ્યમાં આમ છતાં એક ઉત્તમ કવિ તરીકેની કર્તાની પ્રતીતિ નથી થતી; પરંતુ એટલું સમજાય છે કે કવિ સંસ્કૃત ભાષાનો સારો જાણકાર તેમજ કાવ્યસાહિત્યજ્ઞ હતો. આ રામાયણ જેમ મૂળને પ્રામાણિકપણે અનુસરે છે તેમ સુંદર શબ્દાવલીઓથી પણ અંકિત છે.[1] કર્તાને હાથે આખું રામાયણ પૂર્ણ નથી થયું.

આ રામાયણના કર્તાએ યુદ્ધકાંડ રચ્યો છે કે નહિ એ વિષયમાં કેટલીક ચર્ચા થઈ છે. સ્વ. રામલાલ ચૂ. મોદીનો એવો મત છે કે યુદ્ધકાંડ સાથે પૂર્વના કાંડોનું જે સામ્ય છે તે જોતાં એ ભાગ આખો અથવા તો ઘણોખરો ભાગ ઉદ્ધવની કૃતિ છે અને છેવટે મધુસૂદને સં ૧૬૮૭માં પૂર્તિ કરી યુદ્ધકાંડ પૂર્ણ કર્યો છે[2] અને પોતાના નામે ચડાવી દીધો છે.

આ કાવ્યના અંતભાગને નિહાળતાં જોઈ શકાય એમ છે કે છેલ્લા ૫૭ મા કડવાની ૩૫ મી કડી પછીનો ભાગ તદ્દન ઢંગધડા વિનાની કવિતામાં મુકાયેલો છે. ૩૫ મી કડી નીચે પ્રમાણે છે:

'યુદ્ધકાંડ સંક્ષેપે સાંત્યું બુદ્ધિમાને કહ્યુ સાર,
વાલ્મીકિકૃત કાંડ પાંચમો શ્લોક સહસ્ર આડાચાર. ૩૫'

[ યુદ્ધકાંડ, ૫૭-૩૫ ]

આ પછી થોડી ફલશ્રુતિ અપાયા બાદ મધુસૂદન નીચે મુજબ પોતાને યુદ્ધકાંડ કહેવાનો કેવી રીતે પ્રસંગ મળ્યો એ કહે છે:

"ગુર્જરભાષાએ કહ્યું', બુધ સાર મધુસૂદન;
કર્ણપુર ગ્રામ તાતનું, મોસાલ પાટણપુર પાવન. ૪૩
જ્ઞાત સરવ ભટ વર્તિયો, વાગ્વાણીનો દાસ;
તેની પુત્રીને પુત્રે કહાવ્યું, કહી કથા ભીમજી વ્યાસ. ૪૪

---

૧. બભ્રૂવાહન આખ્યાનમાં પણ એણે શ્લેષ વગેરેની ક્વચિત્ ખૂબીઓ આણવા પ્રયત્ન કર્યો છે.

૨. સ્વ રામલાલ ચૂ. મોદી, ભાલણ પૃ. ૬૫

ક્ષાત રાયસ્થલ વાડવ વારુ, મુલાલદે નામે વ્યાસ;
તેના કુળમાં રામજી, સુખે ચારદાનો વાસ. ૪૫

હરખા સ્ત્રી તેને સાધવી કુંવર જન્મ્યા ચાર;
તે માંહ એક ભીમજી, યુદ્ધકાંડ સંભળાવ્યું વિસ્તાર. ૪૬

પ્રાકૃતભાષાએ સુણીને, કહ્યું મધુસૂદન;
સંવત સોળ સત્યાશીએ, ફાલ્ગુન વદી તૃતીયા દીન. ૪૭

ગુરૂવાર તે દિવસ પૂરણ ગ્રંથ કર્યો સહી;
સત્તાવન કડવાં કર્યાં, સાડી અઠ્ઠાવીશસેં ચોપાઇ કહી. ૪૮

સાંભળતાં સુખ ઉપજે, પાતિક સઘળાં જાય;
વાગ્વાણીપ્રસાદે રામજીના ગુણ મધુસૂદન જન ગાય. ૪૯"

[ યુદ્ધકાંડ, ૫૭-૪૩ થી ૪૯ ]

આ મધુસૂદન વાગ્વાણીના પ્રસાદે કવિતા અર્પે છે; સાથે ભીમજી વ્યાસ પાસેથી પ્રાકૃત ભાષામાં સાંભળી પછી કવિતા લખે છે. જે વેગ સુંદરકાંડ સુધી સચવાઈ રહ્યો છે તેનો તે વેગ છેક યુદ્ધકાંડના છેલ્લા કડવા સુધી સચવાઈ રહે છે. આ શક્તિ સંસ્કૃત ભાષાથી અનભિજ્ઞ કવિમાં આવવી મુશ્કેલ છે. યુદ્ધકાંડનો આરંભ ઇષ્ટદેવ શ્રીરામચંદ્રજીના ગુણગાનથી કરવામાં આવ્યો છે, જે એકસરખી રીતે બીજા કાંડોમાં તેમજ ઉદ્ધવના બભ્રુવાહન આખ્યાનમાં પણ જણાય છે,[1] એ જોતાં તેમજ સુંદરકાંડ સુધીનાં ૫૦ કડીના માપનાં બધાં

---

૧. "શ્રીગુરુ સીતાપત્ય... ... ...

ઉધવ જન અતિ અલ્પમતિ છે કૃપા કરો ગોવિંદ ૧[બ. આ. ૧]

અને અંતે

'કર જોડીને કહે આનંદે ભાલણસુત ઓધવદાસ'

બભ્રુ. આ ની છેલ્લી લીટીમાં કોઇએ સુધારી "ભાલણ પ્રભુનો દાસ" કર્યું છે, ભાલણને નામે આ આખ્યાન ચઢાવવાના ઉદ્દેશે કદાચ. જોકે આ હાથપ્રત જ ગુ વિ સ માં રહેલા લહિયાએ સં. ૧૯૨૦ આસપાસ કરેલી છે; એમ પ્રાચીન નથી.

કડવાં યુદ્ધકાંડના ૫૬ મા કડવા સુધી સચવાયેલાં જોતાં મધુસૂદન જેવાની આ કૃતિ ન સંભવે. સંભવ છે કે સુરતના ભગવાનદાસે પ્રેમાનંદના ‘નરસિંહ મહેતાના શ્રાદ્ધ’માં જેમ પોતાનું નામ છેવટે ઉમેરી કૃતિ પોતાની ઓળખાવવાનો પ્રયત્ન કર્યો છે તેવો આ પ્રયત્ન હોય. મધુસૂદનની કોઈ સમર્થ કૃતિ ન મળે ત્યાંસુધી આ યુદ્ધકાંડ સુંદરકાંડ સુધીના કર્તાની કૃતિ માનવી જોઇયે. આ કૃતિના કર્તાએ ઉત્તરકાંડ નથી લખ્યો, જે રામજનકુંવરનો બ્રાહ્મણસુત વિષ્ણુદાસના નામે ઉમેરી લેવાયો છે. વિષ્ણુદાસનાં બે જ કડવાં મળ્યાં છે તેમાં પદ્ધતિ બદલાઈ જાય છે.

ભાલણના રામભક્તિના સંસ્કાર ઉદ્ધવમાં દૃઢ થયેલા એ બભ્રૂવાહન આખ્યાનના મંગલાચરણથી સમઝાય છે. રામાયણની અત્યાર સુધીમાં એકપણ હાથપ્રત મળી નથી, અને કડવાં મોટે ભાગે ૫૦ કડીનાં જ અપાતાં હોઈ પાછળથી કોઇને હાથે આ પ્રયત્ન થયો લાગે છે. આ નવો કવિ પ્રામાણિકપણે ઘરનું કાંઈ પણ ન ઉમેરતાં વાલ્મીકીય રામાયણના કથાનકને અનુસરી કાવ્યરચના કરે છે.

ઉદ્ધવ એમ તો નાકરની જેમ જ સામાન્ય પ્રકારનો આખ્યાનકાર છે. એના ‘બભ્રૂવાહન આખ્યાન’માં એ કંઈ બહુ ખીલી શક્યો નથી, છતાં એની પાસે ઢાળ સારો હોવાથી એ કેટલીક વાર ઠીક જમાવટ કરી જાય છે. બભ્રૂવાહન સાથે અર્જુનનો પુત્ર-પિતાનો સંબંધ હતો એની કથા અનુસંધાન કરતાં કવિ આપે છે ત્યાં ૧૦મા કડવામાં ઉલૂપીનો પ્રસંગ આપ્યા પછી ૧૧મા કડવામાં ચિત્રાંગદાનો પ્રસંગ આપે છે, એ ત્રિપદી ઢવણી આકર્ષક બની છે :

રાગ ગોડી ઢમણિયા

‘શીતલ પવન સુગંધ જ વન, મોહ પામે મુનિજનના મન,
ત્યહાં અરજુન ઉભો રહોય. ૫૧
એહવે ચિત્રાંગદા ત્યહાં આવી સખી સહીત ભામિની ભાવી,
અરજુન ત્યહાં અવલોકિયો ૫૨

દેખી મેહેલા, મૂર્છા પાંમી મનવચન કૃમે એ મહારો સ્વાંમી,
અંતર પાંમી એવ સોચ. ૫૩

દાસીએ કરુ રાયને જાંણ ચિત્રાંગદ પ્રહરશો પ્રાંણ,
અરજુને એહેનૂ મન હર રે ૫૪

ચિત્રાંગદ ચાલી આવ્યો સવ્યસાચી પ્રેમે બોલાવ્યો,
તુ કહે કેહેનો દીકરો ૫૫

પાંડુ પિતા ને કુંતા માત સઘલી એ સંભળાવી વાત
વચન પાલવા વન વશોય ૫૬

ત્યાહારે દીધૂ કન્યાદાન પેહેલૂ પડુ રાજાન
જ્યે જાણશે એ દીકરે.ય ૫૭

તે જાંણ્યો મહારુ તન સાંભલે તૂ સત્યવચન,
કારણ હૂ તૂહૂને કહૂય. ૫૮

મહારા વંશ વિષે એ રીત્ય પુત્ર એક પ્રસવે પ્રીત્ય
રાજ મહીનૂ તે કરેય. ૫૯

મહારે પુત્રી આવી એક વશ રાખવા કહ્યો વિવેક
એહ થકી તાં અમ તણોય. ૬૦"

આ પ્રમાણે એ પ્રવાહ સાધે છે. એ યુદ્ધનાં વર્ણન આપે છે, પણ એ તો શસ્ત્રાસ્ત્રોનાં નામોથી ઊભરાય છે, એમાં કશો ચમત્કાર જણાતો નથી. લગભગ ૪૨૫ કડીનું આ કાવ્ય ઉદ્ધવને કોઇ વિશેષતા અર્પતું નથી. એને નામે ચડાવેલા 'રામાયણ' પ્રતિ આદર થાય, પરંતુ એની એક પણ હાથપ્રત મળતી નથી. વડોદરા રાજ્યમાં સારા સાહિત્યકારો થયા છે એ મોહમાં સ્વ. હ. ગો. કાંટાવાળાના આશ્રિત વિદ્વાનોએ સંખ્યાબંધ કૃતિઓ નવી જ રચી જૂની તરીકે ચલણી કરી એ વાત હવે લગભગ પુરવાર થઈ ચૂકી છે. તેથી જ જેમ પ્રેમાનંદની પાછળ મોટું શિષ્યમંડળ બતાવી અનેક નવી રચનાઓ જૂના તરીકે ફેલાવવામાં આવી, જૂની રચનાઓનાં કર્તૃત્વ બદલી ચલણી કરવામાં આવી, તેવો જ 'ઉદ્ધવના રામાયણ' વિશે પ્રયત્ન થયો લાગે છે. નવી કૃતિ-

એમાં પણ 'ઋષ્યશૃંગાખ્યાન' જેવી કૃતિ સરસ હાથે લખાઈ હોઈ એમાં જુનવાણીપણું મળે છે તેવો ઉદ્ધવના 'રામાયણ'માં પણ પ્રયત્ન છે. 'માર્કંડેયપુરાણ'ના અનુવાદની જેમ એકંદરે દેશીઓમાં આ પ્રામાણિક અનુવાદ છે. જ્યાંસુધી એની કોઈ પ્રામાણિક હાથપ્રત ન મળે ત્યાંસુધી આનું કર્તૃત્વ ઉદ્ધવનું પુરવાર કરી શકાય એવું નથી.

ચરિતસામગ્રી :

૧. ઉદ્ધવકૃત રામાયણ, સ્વ. હ. ગો. કાંટાવાળા-સંપાદિત
૨. ભાલણ, સ્વ. રામલાલ ચૂ મોદી-કૃત
૩. બે નળાખ્યાન. „ સંપાદિત
૪. દશમસ્કંધ, ભાલણકૃત-સ્વ. હ. ગો. કાંટાવાળા-સંપાદિત
૫. ગુ. વિ. સ હ. લિ. પુ. સં. નં. ૨૦-બભ્રુવાહન, આખ્યાન-ઉદ્ધવકૃત
૬. Guj. and its Lit by K. M. Munshi

## વિષ્ણુદાસ (?)

[ સં. ૧૬૦૦ લગભગમાં ]

પાટણના ત્રવાડી મોઢ બ્રાહ્મણ કવિ ભાલણને વિષ્ણુદાસ નામનો પુત્ર હતો, એવું ઉદ્ધવકૃત રામાયણના છેવટના ભાગમાં છપાયેલા ઉત્તરકાંડના અંતભાગ ઉપરથી જાણી શકાય છે. સ્વ. કાંટાવાળાએ એ ભાગની જે પ્રત ઉપરથી સંપાદના કરી તે ગુજ. વિદ્યાસભાના સંગ્રહની નં. ૪૮૫ ની હાથપ્રતના છેવટના ભાગમાં માત્ર જે બે કડવાં છે તે વિષ્ણુદાસની કૃતિ સમજાય છે. બધાં મળી ૫૭[1]

---

૧. છપાયેલા ગ્રંથમાં ૫૬ કડવાં છે; એનું કારણ એ છે કે એમાં જે ૨૨ મું કડવું છે તે ૨૨ મા અને ૨૩માને એક અપાયે થયું છે; વચ્ચે ઢાળની પૂર્વ કડી લુપ્ત થયે આમ થવા પામ્યું છે. (જુઓ ગુ. વિ. સ હ. લિ. પુ. નં. ૪૮૫ની હાથપ્રત.)

કડવાંમાંથી ૧૫ કડવામાં "રામજનક કુંઅર"ની છાપ છે. આ અને બાકીનાં વિષ્ણુદાસનાં બે કડવાં મળી એ આખો ઉત્તરકાંડ વિષ્ણુદાસનો માની સ્વ. કાંટાવાળાએ છપાવ્યો છે. એમણે જણાવ્યું છે કે "શા કારણથી વિષ્ણુદાસે પોતાને જનકુંવર કે શ્રીરામજન કુંવર લખ્યો છે, એ કાંઈ સમજાતું નથી."[1]

પણ હવે સ્પષ્ટ થઈ ચૂક્યું છે કે શ્રીરામજન કૂંઅર[2] ખંભાતનો નાગર બ્રાહ્મણ હતો અને સં. ૧૭૧૬માં હયાત હતો. એણે બાળકૃષ્ણ ભટ્ટની કૃપાથી ઉત્તરકાંડ ગુજરાતીમાં લખ્યો છે. સ્વ. કાંટાવાળાએ છપાવેલા ઉત્તરકાંડની હાથપ્રતમાં જ રામજન કૂંઅરનાં બે કડવાં લુપ્ત છે અને એને સ્થળે વિષ્ણુદાસ (ભાલણસુત)નાં બે કડવાં ગોઠવાઈ ગયાં છે,[3] જેને કારણે ઉપરનો ગોટાળો ઊભો થવા પામ્યો છે. આમ વિષ્ણુદાસનું અસ્તિત્વ ભૂલથી રામજનકૂંઅરની કૃતિમાં ઉમેરાયેલાં બે કડવાંએ સાબિત કરી બતાવ્યું છે. ક્રમનસીબે આ બે કડવાં ઉપરાંત બીજી કોઈપણ એની કૃતિ અદ્યાપિ પર્યંત જાણવામાં નથી. એના વિશેની મળતી હકીકત માત્ર નીચે મુજબ છે:

"સવંત પનર ૧૫૭૫ પંચોતરે શુક્લ પક્ષ કાર્તિક માસ ॥
પંચમી તિથિ બુધવાસરે પુર્ણ અંધ અતીહાસ ॥ ૨૧ ॥[4]

---

૧. ઉદ્ધવકૃત રામાયણની પ્રસ્તાવના, પૃ. ૮

૨. શ્રી. ફા. ગુ. સ. હ. લિ. પુ. યાદી, પૃ. ૧૯૯ (નં. ૧૦૨ ખ). આ વિષયમાં "ગુજરાતી" દીપોત્સવાંક, ઇ. સ. ૧૯૩૨માં સ્વ. રામલાલ ચૂ. મોદીએ પણ ઠીક પ્રકાશ પાડયો છે.

૩. આ પણ રામજન કૂંઅરની કૃતિ જ છે, અને ઉદ્ધવને કારણે કોઇએ 'ભાલણસુત–વિષ્ણુદાસ' ઘુસાડયું છે, એવું સ્વ. રા. ચૂ. મોદી માને છે. ગુ. દી. અંક, પૃ. ૩૩

૪ આ તિથિ નવમી હોવી જોઇયે, એવું સ્વ. રામલાલ ચૂ. મોદીએ ગણિતથી સિદ્ધ કર્યું છે, એ આદરણીય છે. (ભાલણ, પૃ. ૧૫૧–૪). ત્યાંની છાપભૂલો સુધારી વાંચતાં સ્વ. મોદીનો આશય સમજાય એમ છે. ત્યાં નીચેની પાદટીપમાં સ્વ. મોદીના નવા મત કરતાં આ જૂનો મત વધુ વાજબી જણાય છે.

ઉતર કાંડ સંપૂર્ણ શુણતાં ઉપજે મન ઉહુલાસ ।।
કર જોડી ભાલણ-સુત વીનવે નીજ સેવક વીષ્ણુદાસ ।। ૨૨ ।।"
[ઉત્તરકાંડ, ૫૭][1]

પરંતુ સૌથી મોટી મુશ્કેલી એ છે કે આ હિસાબે સં. ૧૫૭૫ના કાર્તિક સુદિ ૫ ને શનિવાર આવે છે, તેથી આ વર્ષ જ ખોટું છે. વળી આ છેલ્લાં બે કડવાં પણ રામજન કૂંઅરનાં છે, તેથી 'વિષ્ણુદાસ'નું અસ્તિત્વ જ સાબિત કરવું મુશ્કેલ થઈ પડે છે.[2]

એક 'અશ્વમેધ" વર્ગબદ્ધ કાવ્ય કોઈ "વિષ્ણુદાસ"ની છાપનું મળે છે. ખંભાતના વિષ્ણુદાસે તો અશ્વમેધનાં કડવાબદ્ધ આખ્યાન કરેલાં જ છે. એટલે એ કવિની તો આકૃતિ સંભવતી જ નથી "અશ્વમેધ"ની એક માત્ર મળેલી હાથપ્રત[3] ૩ જા વર્ગની ૨૩ મી કડીથી શરૂ થઈ ૧૮ મા વર્ગની ૯૫ મી કડીએ ચંદ્રહાસકથા અધૂરી આપી તૂટે છે. આમ કાવ્યમાંથી કવિનાં વિષયમાં માહિતી મેળવવી મુશ્કેલીભરેલું છે. દરેક વર્ગને અંતે જૈમિનીય અશ્વમેધનો આ અનુવાદ છે એમ કવિ કહે છે; જેમકે :

"જૈમુનિ જનમેજય સંવાદ । અશ્વમેધ કથા-અનુવાદ ।
વિષ્ણુદાસ સાંગુ કહિ સરગ । એટલિ તરણિ પુહુતા વરગ ।।"

આ વગેરે કડીઓ જોતાં એ કવિનું નામ વિષ્ણુદાસ સાંગુ જણાય છે, એટલે કે સાંગુ નામ છે અને હરિદાસ જેમ વિષ્ણુદાસ

---

૧. ગુ વિ. સ લ, હ. પુ. નં. ૪૮૫ની હાથપ્રત તેમજ સ્વ. કાંટાવાળા સંપાદિત ઉદ્ધવકૃત રામાયણ, પૃ. ૭૯૫. ગણિતથી ત્યાં શનિવાર જોઇયે એમ સ્વ. મોદી લખે છે, અને તેથી આ વર્ષ જ ખોટું છે, એવો એમનો મત છે. ગુ. દી. અંક, પૃ ૩૩

૨. સ્વ રામલાલ ચૂ. મોદીએ એના વિષયમાં તેથી જે કાંઇ કહ્યું છે તે બધું આ કારણે નિરર્થક જાય છે. એમની વિગતો માટે જુઓ બે નળાખ્યાન, પ્રસ્તાવના, પૃ. ૪, ભાલણ, પૃ.૬૨, અને ગુ. દી. અંક પૃ.૩૩-૩૪.

૩. ગુ વિ. સ. હ. લિ. પુ. નં. ૪૨૬

વિશેષણ છે. આપણે ભીમના વિષયમાં જોયું કે એ પોતાને "ભીમ વિષ્ણુદાસ"[1] "ભીમ નારાયણદાસ" તેમજ "ભીમ કેશવદાસ"[1] કહે છે. આમ આ બીજો વિષ્ણુદાસ એ 'માંગુ' જણાય છે. આ માંગુનો અનુવાદ સામાન્ય પ્રકારનો જ છે, કોઈ વિશેષતા આપી શકે એવો નથી.

વિષ્ણુદાસનાં અન્ય કાવ્ય છે કે નહિ એ જાણવામાં નથી; આજે એક પણ પ્રાપ્ત નથી. જે એક પ્રાપ્ત છે તે પણ અસિદ્ધ જ છે. બીજું એતું જ છે કે અન્ય અજ્ઞાત વિષ્ણુદાસનું એ નક્કી કરવાનું પણ આપણી પાસે કાંઈ સાધન નથી.

'બભ્રુવાહન આખ્યાન' થી ઉદ્ધવનું તો અસ્તિત્વ પણ મેળવી શકાય છે, જ્યારે 'વિષ્ણુદાસ'નું તો અસ્તિત્વ પણ પુરવાર કરી શકાય એમ નથી.' 'પ્રાચીનકાવ્ય ત્રૈમાસિક' અને 'પ્રાચીન કાવ્યમાળા'-ના સંપાદકોને હાથે જૂના વડોદરા રાજ્યવાસી કવિઓનું મહત્ત્વ પુરવાર કરવાના ભગીરથ પ્રયત્નોની પોકળતા હવે સિદ્ધ થઇ ચૂકી હોઈ 'ભાલણસુત વિષ્ણુદાસ' એવું જ સર્જન લાગે છે.

ચરિતસામગ્રી :

૧. ઉદ્ધવકૃત રામાયણ, સ્વ. હ. ગો. કાંટાવાળા-સંપાદિત
૨. ગુ. વિ. સ. હ. લિ પુ સં. નં. ૪૨૯ અને ૪૮૫ની હાથપ્રતો
૩ ભાલણ, સ્વ. રા. ચૂ. મોદીકૃત
૪. Guj. & its Lit :by K. M. Munshi
૫. ગુજરાતી-દીપોત્સવાંક, ઇ. સ. ૧૯૩૨ (મુંબઇ)

---

૧. આ પૂર્વે આપણા ગ્રંથનાં પૃ. ૮૫-૧૦૫

## પ્રેમાવતી-કાર

[ વિ. સં. ના ૧૭ મા શતકના આરંભમાં ]

**એક અજ્ઞાત** કવિની "પ્રેમાવતી"નું ૧૧૩ કડીનું નાનું પણ ચાતુરી-યુક્ત કાવ્ય છે; શ્રી. હરિનારાયણ આચાર્યે 'ગુજરાતી'-દીપોત્સવાંક ઈ. સ. ૧૯૨૨માં છપાવ્યું છે. એ એક જૈનેતર કૃતિ છે. વિક્રમની સોળમી સદીમાં જૈનેતર કવિઓ જે ઠીકઠીક પ્રકાશમાં આવ્યા છે તેમાં એક સારું સ્થાન મેળવી શકે એવો આ કવિ છે. આરંભમાં એણે "સરસ્વતિ સ્વામિની વીનવૂં ગિરૂઆ ગણપતિ રાઉ" એમ સ્તુતિ કરી સુપ્રસિદ્ધ પ્રેમાવતીની વાર્તા વિસ્તારી છે. પોણા બસ્સો વર્ષ પછી શામળની "પ્રેમાવતી" રચાય છે, તેનું મૂળ આપણને આ કાવ્યમાં મળી આવે છે. "પ્રેમાવતી" વાર્તામાં જે દૈવી તત્ત્વ છે તેને કાઢી નાખી શામળે પોતાનું કાવ્ય લોકભોગ્ય બનાવી લીધું છે. શામળમાં જે ઉપદેશાત્મક છપ્પા આવે છે તેવા છપ્પા આ કવિએ પ્રયુક્ત નથી કર્યા, પણ સાદા દોહરાબંધમાં એવી કવિતા તો આપી જ છે. નમૂના તરીકે મિત્ર–વિષયક નીચેના દોહરા ઉપયોગી થઈ પડશે :

" મિત્રપણૂં ઇમ પાલીઇ જસ્યૂં તે દૂધિ નીર;
આવટણૂં આપિં સહિ દાઝણ ન દીય ક્ષીર. ૧૫
મિત્રપણૂં ઇમ પાલીઇ જશુ તે ટંકણખાર;
આપદ આવી પર દહિ ભાંગ્યાં તે સંધણહાર. ૧૬
મિત્રપણૂં ઇમ પાલીઇ જશુ સોપારી સંગ;
આપ કરાવિ ખાંડકાં પરઘરિ રાખિ રંગ ૧૭
મિત્રપણૂં ઇમ પાલીઇ યમ રાગિં પાલ્યુ હનોમંત;
લંક પ્રજાલી આવીયુ માર્યું મંદોવરિ-કંત "[1] ૧૮

સમસ્યાઓ એ સમયનાં કાવ્યોમાં પ્રયોજાતી હતી. સોમપ્રભના "કુમારપાલપ્રતિબોધ", મેરુતુંગના "પ્રબંધચિંતામણિ" વગેરેમાં એ

---

૧ ગુજ. દીપો. ઇ. સ. ૧૯૨૨, પૃ. ૧૯

પદ્ધતિ આપણને જાણીતી છે. જ્ઞાનાચાર્યે "બિલ્હણ-પંચાશિકા"માં પણ એવી એક સમસ્યા આપી છે. આ કાવ્યમાં કવિ વધુ આપે છે:

" પહિલૂં માંગલ વરતીય ઇમ બોલી પ્રેમાઇ;
રાતિં નામિ શૂં વખાણીઇ ઉત્તર દ્યુ નરરાઇ. ૭૫
રાતુ તે દણીહર ઊગતિ રાતૂં દાડિમફૂલ,
રાતિ રાતૂ જુ મિલિ તેહનૂં મૂલ અમૂલ. ૭૬
બીજૂં માંગલ વરતીઇ ઇમ બોલી પ્રેમાઇ;
ધૂલિ નામિ શૂં વખાણઇ ઉત્તર દ્યુ નરરાઇ. ૭૭
ધુલી તે કેહિ કેતકી ધુલી તે કેહિ જાઇ;
ધુલા તે સરોવરિ હંસલા મૂલિ મહુગા વેચાઇ. ૭૮
ત્રીજું મંગલ વરતીઇ ઇમ બોલી પ્રેમાઇ;
નીલિ નામિ શૂં વખાણઇ ઉત્તર દ્યુ નરરાઇ. ૭૯
નીલા સકોમલા સૂઅડા, નીલા તે પ...તિ મોર.
નીલા ગોરી કંચૂઆ નીલા મુખી તંબોલ. ૮૦
ચુથ્યૂં માંગલ વરતીઇ ઇમ બોલી પ્રેમાઇ;
કાલિં નામિ શૂં બોલીય ઉત્તર દ્યુ નરરાઇ ૮૧
કાલા તે ગિહવાર પાખરચા કાલા તે વરસિ મેહ;
કાલા તે મધુકર ભમરલા કાલી કાજલ રેહ. ૮૨"[1]

આ કાવ્યમાં ભાષા મધ્ય. ગુજ. ની ૩ જી ભૂમિકામાં સચવાઇ રહી છે, જે બરોબર જ હોય તો કવિનો સમય વિક્રમની ૧૭ મી સદીના આરંભમાં છે, એમાં શંકા નથી રહેતી આખા કાવ્યમાં ક્યાંયથી પણ પ્રાપ્ત થતું નથી કે કવિ કોણ છે. ધર્મે એ શૈવ હશે, એવું સુંદર કુમારના બનાવટી મૃત્યુને સાંભળી પ્રેમાવતી મરણ પામે છે ત્યારે પ્રથમ શિવનું આરાધાન કરે છે, મર્યા પછી ઉમાનાં આશીર્વાદથી દંપતી જીવતાં થાય છે, એ ઉપરથી સમજાય છે.

ચરિતસામગ્રી :

ગુજરાતી-દીપોત્સવાંક-ઇ. સ. ૧૯૨૨ (મુંબઇ)
૨. ગુજ -સાહિ -મધ્ય-સાહિત્ય (સાહિત્ય સંસદ્-મુંબઇ)

---

૧. એજન, પૃ ૨૦

# ઈસર બારોટ

[ વિ. સં. ના ૧૭મા શતકના આરંભમાં ]

ઈસર બારોટનું એક માત્ર સ્તુતિકાવ્ય "હરિરસ" અત્યારે મળે છે તેમાંથી એના નામ અને એના ગુરુના નામ વિના બીજું કશું મળતું નથી :

"લાગુ હુ પિહિલુ લલી પીતાંબર ગુરુ પાય,
લેઇ મહારસ ભાગવત પ્રામું યાસ પસાય. ૧"[1]

કાવ્યને અંતે એ બે વાર પોતાનું નામ જણાવે છે:

(૧) "સેવક પયંપિ તેજસમોહ, ફરાન રષે હવાં થાય વિછોહ;
વદિ ઇમ ઈસર સર્વ વ્યઆપ. જુઓ નહી થાય અજપાજાપ. ૧૬૧"

અને

(૨) "ભાપિ ઇમ ઈશર બ્રહઅંભાર, પ્રભુ તું ટાલિ જનમ-હ પાર,
માગ્યો મે સર્વ દીનોત્તિ તુઝ, તાહારિ તાતિ માગાં કનિ વૂઝ. ૧૬૬"

આ ૧૧૬ કડીનું સ્તુતિકાવ્ય ચારણી પદ્ધતિના છંદોમાં છે; એથી સંભવ છે કે એ જ્ઞાતિએ બારોટ હોવો જોઇયે. એની ભાષામાં પણ અવહટ્ટ ભાષાની છાંટ કવચિત્ કવચિત્ છે. આ કવિએ ફારસી અરબી શબ્દ પણ પ્રયોજ્યા છે; જેવા કે: "નજીક લાધો હવિ મારો નાથ" ( કડી ૧૬૦ ), "અણિ માહિ દાષિ કોટી આલમ" (કડી ૧૬૫ ) વગેરે,

એના સમયના વિષયમાં કાવ્યમાંથી જોકે કશું નથી મળતું, છતાં એના વિષયમાં જે કાંઈ અન્યત્ર માહિતી મળે છે એ ઉપરથી એમ માનવા કારણ મળે છે કે એ વિક્રમની ૧૭ મી સદીના આરંભમાં થયેલો હતો. ઘણું કરી એ મૂળ લીંબડીનો, પણ પછી જામનગરના જામ રાવળને ત્યાં જઈ રહેલો.

---

૧. નીચેના ઉતારા ગુ. વિ. સં. હ પુ. નં. ૪૭૭ એફ માંથી લીધેલા છે. એ પ્રત સં. ૧૬૯૫ જેટલી જૂની નડિયાદમાં નકલ થયેલી છે. ભાષા મધ્ય. ગુજ. ની ૪ થી ભૂમિકાની છે.

એને માટે એમ કહેવાય છે કે [1]જામ રાવળના દરબારમાં પીતાંબર કરી એક મહાપંડિત રહેતો હતો. પીતાંબર એ ઇસરનો ગુરુ થાય; એટલે ઇસર પણ જામ રાવળના દરબારમાં આવતો જતો. પીતાંબર ભટ્ટ દરરોજ રાજસભામાં ભગવદ્વાર્તા કરી દરબારને પ્રસન્ન કરતો. ઇસર બારોટ પણ દરરોજ નવાં નવાં કવિત રચી જામને રીઝવતો જામ રાવળ ખૂબ રાજી થાય ત્યારે પીતાંબર માથું ધુણાવે. આમ ઇસર બારોટને બહુ ક્રોધ ચડતો. એક વાર એ પોતાના ગુરુને મારી નાખવાને તૈયાર થયો. તૈયારી કરી એકવાર મધરાતે એને ઘેર ગયો અને એક પીપળાના ઝાડમાં સંતાઇ ગયો. ત્યાં એણે પીતાંબર ભટ્ટ અને એની પત્નીને વાતો કરતાં સાંભળ્યાં.

પતિ કહે: 'રાજસભામાં મારો શિષ્ય ઇસર બારોટ આવે છે, રાજાને એ સારાં કવિતોથી રીઝવે છે. રાજા મારી સામે જુએ છે ત્યારે હું ડોકું ધુણાવી કાંઇ આપવા દેતો નથી. એ બિચારાને ખાવાના વાંધા છે; છોકરાં ભૂખે રવડે છે; માટે સવારે તું થોડા દાણા એને ઘેર પહોંચાડી આવજે.' સ્ત્રી કહે: 'તમે શા માટે રાજાને અટકાવો છો?' પતિ કહે: 'ઇસર કાંઇ સમજતો નથી; એ ક્ષુલ્લક માનવીની પ્રશંસામાં મંડ્યો છે અને જિંદગી ગુમાવે છે. સર્વશક્તિમાન પરમાત્માનાં એ ગુણગાન કરે તો એના આ લોક અને પરલોક બંને સુધરી જાય; આ માટે હું રાજાને અટકાવું છું.'

ઇસર બારોટ આ વાત સાંભળી ચમકયો; એને જ્ઞાન ઉત્પન્ન થયું અને મારવાના વિચાર માટે પસ્તાવો થયો. એને પોતા તરફની ગુરુની લાગણીની પણ ખાતરી થઈ. એણે હથિયાર છોડી નાખ્યાં ને એકદમ જઈ ગુરુને પગે પડી માફી ચાહી. ગુરુએ ક્ષમા આપી અને ઇસર ત્યારથી ભગવદ્ગુણગાનમાં રચ્યોપચ્યો રહેવા લાગ્યો.

કવિ તરીકે ઇસર ખાસ મહત્ત્વ નથી ધરાવતો. એ એની સ્તુત્યાત્મક કવિતા જોતાં જણાય છે એમાં પ્રતિભા નથી, પણ એનું

---

૧. સ્વ. ભૂખણજી જગન્નાથ દવે-સંપાદિત "હરિરસ"ની પ્રસ્તાવના

તત્ત્વજ્ઞાન પ્રતીત થાય છે. ઈશ્વરની એણે અનેક પ્રકારે સ્તુતિ કરી છે, જેમાં એનું એક જ્ઞાની ભક્ત જેવું સ્વરૂપ કળી શકાય છે. એનો કાવ્ય-બંધ સાદો છતાં ચારણી પદ્ધતિનો હોઇ આકર્ષક તો છે જ.

ચરિતસામગ્રી :

૧. "હરિરસ"–સ્વ. ભૂખણજી જગન્નાથ દવે-સંપાદિત

૨. ગુજ. વિદ્યાસભા હ. પ્ર. નં. ૪૭૭ एफनी हाथप्रत

# ભીમ વૈષ્ણવ

[ વિ. સં. ૧૭ મા શતકના આરંભમાં ]

હરિલીલા-ષોડશકલા અને પ્રબોધપ્રકાશ એ બંને કાવ્યોના રચયિતા પ્રભાસપાટણવાસી ભીમ પછી લગભગ ૫૦ વર્ષે થયેલો એક બીજો ભીમ એની "રસગીતા" કે "રસિકગીતા"થી જાણીતો થયેલો છે. આ કવિનું આ એક જ કાવ્ય પ્રસિદ્ધ થયેલું છે.[1] આ જ કાવ્યની 'ઉદ્ધવગીતા' 'ભીમગીતા' એ નામે પણ ખ્યાતિ છે. ચારે નામે આ એક જ કાવ્ય છે.[2] કવિએ ૧૩૫ મી કડીના આ નાના કાવ્યમાં ભાગવતના દશમ સ્કંધમાંનો ઉદ્ધવના વ્રજગમનનો પ્રસંગ મધુરી બાનીમાં આપ્યો છે.

આ કવિ કયારે થયો એ વિષયમાં ચોક્કસ કશી માહિતી મળતી નથી; પરંતુ એના આ કાવ્યને અંતે વૈષ્ણવ ધર્મના સંસ્થાપક શ્રી-વલ્લભાચાર્યજીના પુત્ર શ્રીવિઠ્ઠલનાથજીનાં એ ગુણગાન કરે છે અને એમનો દાસ થવાનું ઇચ્છે છે એ ઉપરથી એ શ્રીવિઠ્ઠલનાથજી (ઇ.સ.

---

૧. બૃ. કા. દો. ભાગ ૭ મામાં, અને ડો. એ. જે. તારાપોરવાળા-સંપાદિત Selections from Classical Guj. Lit. Vol. I માં છપાયેલ છે.

૨. ડાહીલક્ષ્મી લાઇબ્રેરી નડિયાદ, નં. ૬-૧૫, ૧૧-૭માં "ઉદ્ધવગીતા" નામ છે; જ્યારે વડોદરા-પ્રાચ્યવિદ્યા મંદિરની નં. ૬૧૪માં "ભીમગીતા" નામ છે. સ્વ. ઇચ્છારામ દેસાઇને પણ "ભીમગીતા" નામવાળી એક પ્રત મળેલી; જુઓ બૃ. કા. દો ભાગ ૭ મો-પૃ. ૬૯૮-પાદટીપ.

૧૫૭૨-૧૬૩૬)નો સમકાલીન હોય એમ જણાય છે. શ્રીવલ્લભાચાર્યજીએ સંસ્થાપિત કરેલા વૈષ્ણવ માર્ગને શ્રીવિઠ્ઠલનાથજીએ વિકસિત કર્યો, એ પણ કવિ ઉલ્લિખિત કરે છે :

" તિલક ને છાપા માલા સુધ્રમ પ્રકાશીઓઃ
પ્રગટ પીઠલો વરોઃ ગોકુલવાસીઓઃ ૧૨૨
એ સૂષ કહી નાં પામેઃ ભલે આવા ફરી;
માહા નીધ શ્રીજનનઃ જેહેને વસ સદા હરી. ૧૨૩
જેહસૂ જમ હતાઃ તેહસૂ તમ મલાઃ
મેહનાં દૂષ લાગાઃ નેનમાં ગાંમલાં ૧૩૪
અતી આનંદ એછવ઼ શ્રીજ વીસાલમાંઃ
ભગતી વગતી કીધીઃ માહા કલીકાલમાંઃ ૧૨૫
× × ×
તમારા શ્રીજનનઃ તહો જે દાસ છેઃ
તેહનો દાસ થાઉઃ પૂરો એ આસ છે. ૧૩૧
વલભ પ્રતાપ સદાઃ શ્રીજ વધામણાંઃ
લવોલવ ભગતી દીજેઃ ભીમ લે ભાંમણાંઃ ૧૩૨"[1]

શ્રીવિઠ્ઠલનાથજીનું વ્રજભૂમિમાં પ્રાકટ્ય થયું તે બતાવી તેમના દાસનો પણ દાસ થવાની આશા પણ સેવતો કવિ શ્રીવિઠ્ઠલનાથજીના પુત્રોમાંથી કોઇને યાદ ન કરતો હોવાથી એમનો જ શિષ્ય થયો હોય એમ સંભવે છે. એ જોતાં એ. સં. ૧૫૭૨ થી ૧૬૩૭ સુધીમાં થઇ ગયો લાગે છે. કવિ મૂળ વતની ગુજરાતનો પણ વ્રજમાં જઇ વસ્યો હોય એમ લાગે છે, અથવા અવારનવાર જતો હોય એમ કલ્પી શકાય. ગુજરાતમાં એનું વતન ક્યાં છે એ જાણવાનું કશું સાધન નથી, તેમ એ ક્યારે જન્મ્યો ને મર્યો એ પણ જાણી શકાતું નથી.

આ જ ભીમે શ્રીવિઠ્ઠલનાથજીનું એક સ્વતંત્ર ધોળ પણ રચેલું પ્રાપ્ત થાય છે, એ જોતાં એના શ્રીવિઠ્ઠલનાથજીના સમકાલીનપણામાં

1. ગુજ. વિ. સ. સો. હ. લિ. પુ. નં. ૧૯૦ ક. (સં. ૧૭૭૭ જેટલી જૂની હાથપ્રત) આમાં ૧૩૨ કડી છે, ૧૩૫ નહિ.

ખાસ શંકાને સ્થાન નથી રહેતું. આ ઘોળ પણ અદ્યાપિ અપ્રસિદ્ધ છે.[૧]

ચરિતસામગ્રી :

૧ બૃ. કા, દો. ભાગ ૭ મો (ગુજરાતી પ્રેસ–મુંબઇ)

૨. Selections from Classical Guj. Lit. Vol. I. by Dr. E J. Taraporwala

૩. ગુજ વિ. સ, હ. લિ. પુ. નં. ૧૯૦ ૬ પ્રત

## મધુસૂદન વ્યાસ

[સં. ૧૬૦૬ માં હયાત]

**વિક્રમની** ૧૬ મી સદીમાં લોકવાર્તાના પ્રવાહમાં જે ઠીકઠીક વેગ આવ્યો હતો તે વેગ ૧૭ મી સદીમાં ચાલુ હતો એનો પુરાવો મધુસૂદન વ્યાસના કાવ્યથી મળે છે. ૧૭ મી સદીના આરંભમાં 'હંસાવતી–વિક્રમકુમારચરિત્ર'નો[૨] કર્તા દ્વિજકવિ મધુસૂદન વ્યાસ આ એક વધુ લોકવાર્તા આપી આપણા લોકકથાસાહિત્યમાં સારો ઉમેરો કરે છે. આ કાવ્યને અંતે કવિએ પોતાની નીચે મુજબ વિગત આપી છે :

"સંવત સોલસિ સોલ (?) મઝાર, શ્રાવણ માસ તૃતિયા રવિવાર;
કૃષ્ણપક્ષ વલી પૂરવા માંહિ, કથા કીધી તિણિ ઠાઇ.

---

૧ ગુજ. પ્રિ. પ્રેસ મુંબઇના સંગ્રહમાં નં. ૩ ચની હાથપ્રત

૨. સં. ૧૪૧૧ માં એક જૈન સાધુ વિનયચંદ્રે "હંસાવલી" લખી છે, એનુ અને અસાઇતની સં. ૧૪૨૭ માં રચાયેલી 'હંસાઉલી'નું વસ્તુ એકસરખું છે; જે વસ્તુ સ્વીકારી ખંભાતના શિવદાસે પણ 'હંસાવતી' લખી છે. અસાઇત વગેરેએ હંસાવલીને પેઠણના યાદવવંશી શાલિવાહનના પુત્ર નરવાહનની પત્ની કહી છે અને એમને હંસ વચ્છ કરી બે પુત્ર થયાની વિગત આપી છે. મધુસૂદનની કથામાં નામ માત્ર સરખું, પણ એની હંસાવતી ખંભાતના રાજાની પુત્રી છે અને સુપ્રસિદ્ધ રાજા વિક્રમના પુત્રની પત્ની છે.

સંધ્યદેશ મહિમૂદ સૂલતાન, ગામ સારસા નિ પટલા રાણ;
કથા કહી મધુસૂદન વ્યાસ, સાંભલતાં હોઇ બુદ્ધિપ્રકાસ"

[હં. વિ ચ. ૭૯૪–૭૯૫]

દેશમાં મહમૂદ સુલતાનનું શાસન હતું અને ગામમાં રાણા પટેલની પટેલાઈ હતી,[1] ત્યારે સારસા ગામમાં સં. ૧૬૧૬ (?) ના શ્રાવણ વદિ ત્રીજ ને રવિવારને દિવસે કવિએ આ કાવ્ય પૂર્ણ કર્યું હતું, એમ ઉપરના અવતરણથી જણાય છે.

આ સારસા ગામ ખેડા જિલ્લામાં આવેલું છે. આ કથા કરી ત્યારે મધુસૂદન સારસામાં[1] રહેતો હશે અથવા ગયો હશે, એમ સમઝાય છે. સારસા જ એનું વતન છે એવો આમાંથી અર્થ નીકળતો નથી. પણ જ્યાંસુધી એની બીજી કોઈ કૃતિ જાહેરમાં ન આવે ત્યાંસુધી એના વતન તરીકે સારસાને સ્વીકારવામાં વાંધો ન હોય.

સં. ૧૬૧૬ માં રચ્યાનો એણે ઉલ્લેખ કર્યો છે,[2] આમ છતાં કોઈ કોઈ પ્રતમાં સંવત્સરનો ભેદ જણાય છે. એક બે પ્રત ૧૪૧૬[3] આપે છે, ત્યારે એક પ્રત એને છેક સં. ૧૫૩૫ માં મૂકે છે[4] સં.

---

૧. કવિ સારસા ગામના "રાણા' પટેલનું નામ યાદ કરે છે સંભવ છે કે એના આશ્રયે રહી એણે આ વાર્તા કહી સંભળાવી હોય.

૨. જુઓ હંસાવતી વિક્રમકુમારચરિત્ર, શ્રી શ છ. રાવળ-સંપાદિત, પ્રસ્તા. પૃ ૨–૪. ડૉ. મં. ર મજમૂદારે પણ ર. સં. ૧૪૧૬ આપ્યો છે (જુઓ: ગુજ. સાહિ. મધ્ય. ગુજ પૃ, ૪૦૨.) ને વડોદરાની નીચેની પ્રતને લઇને આપ્યો હશે.

શ્રી ક મા મુનશી પણ ઇ. સ. ૧૩૬૦ કહે છે, પણ ગણિતથી એ શક્ય નથી. (જુઓ એમનું વિધાન Guj & its Lit p. 152.) ડૉ. મજમૂદારે 'વિક્રમચરિત' (સં. ૧૪૧૬) અને હંસાવતી (સં. ૧૭૨૫) જુદી ગણી બે મધુસૂદન ગણ્યા છે; પણ એ એક જ છે. (એના બીજા મધુસૂદન માટે જુઓ પૃ. ૪૨૬.)

૩. વડોદરા સેન્ટ્રલ લાઇબ્રેરી હ. પ્ર. નં. ૫૨૬૪, વળી ડાહીલક્ષ્મી લાઇબ્રેરી નડિયાદની સં. ૧૯૩૦માં ઉતારેલી નકલમાં પણ સં. ૧૪૧૬ મળે છે.

૪. ગુજ. વિ. સ. હ. લિ–પુ. સં. નં. ૧૯૦૭ ની પ્રત (સં. ૧૭૮૫ માં ઉતારેલી)

૧૬૬૫ જેટલી જૂની હાથપ્રત મળતી હોવાથી સં. ૧૭૨૫ ના વર્ષની તો શક્યતા જ નથી.

ગુજરાતમાં ત્રણ મહમૂદ થયા છે. એઓનો રાજ્યઅમલ નીચેના વર્ષોમાં હતો :

૧. મહમદ બેગડો ઇ. સ ૧૪૫૯–૧૫૧૩ (સં. ૧૫૧૫–૧૫૬૯)
૨ મહમૂદશાહ બીજો „ ૧૫૨૬–૧૫૨૭ (સં. ૧૫૮૨–૧૫૮૩)
૩. મહમૂદશાહ ત્રીજો „ ૧૫૩૬–૧૫૫૪ (સં. ૧૫૯૨–૧૬૧૦)

મહમૂદશાહ ત્રીજાનો સમય સં. ૧૬૧૦ સુધી આવે છે, જ્યારે મધુસૂદન સં. ૧૬૧૬માં મહમૂદ સુલતાન હોવાનું જણાવે છે. સં. ૧૬૧૦ પછી અહમદશાહ બીજો (ઈ. સ. ૧૫૫૪–૧૫૬૧, સં. ૧૬૧૦–૧૬૧૭) ગુજરાતનો સુલતાન હતો. સં ૧૬૧૬ને આપણે સ્વીકારિયે તો **મહમૂદ** બદલે **અહમદ** આવે. લહિયાની આ ભૂલ માનવામાં આવે તો સમાધાન મળી જાય. જો સં. ૧૫૧૬ માનવામાં આવે તો **મહમૂદ બેગડાનો** સમય આવે. કવિને એટલો જૂનો થયો માનનામાં આવે તો સમધાન મળી જાય; પરંતુ એકે પ્રતમાં ૧૫૧૬નો ઉલ્લેખ નથી;[1] કાં ૧૪૧૬ કાં ૧૬૧૬ મળે છે.

એના કાવ્યની સં. ૧૬૩૦ થી વહેલી પ્રતો નહિ મળી શકતી હોવાથી ભાષાની દૃષ્ટિએ જે સ્વરૂપ મળે છે તે ઉપરથી એ સં. ૧૬૧૬ની આસપાસ રચાઇ સંભવે. ગણિતની દૃષ્ટિએ વિચાર કરતાં સં. ૧૬૧૬ ના શ્રાવણ કૃષ્ણ ૩ ને દિવસે રવિવાર નથી આવતો, પણ શનિવાર આવે છે, જ્યારે સં. ૧૬૦૬માં[2] એ દિવસે રવિવાર આવે છે. સં. ૧૬૦૬ માં મહમૂદ સુલતાન ૩ જો ગુજરાતની ગાદીએ હતો

---

૧ ગણિતથી એ દિવસે શુક્રવાર આવે છે; એટલે પણ એ વર્ષ શક્ય નથી. ૧૪૧૬ મા એ દિવસે શનિવાર આવે છે તેને તાણી ખેંચિયે તોય, મહમૂદનું રાજ્ય નથી તેથી એ વર્ષની શક્યતા નથી.

૨. આ ગણિતપદ્ધતિ મહાભારત ગ્રંથ ૧ લાના ઉપોદ્ઘાતમાં આપી છે. શાકે ૧૪૮૨ પૂર્વેનાં તિથિ વાર કાઢવાની પદ્ધતિ મહાભારત ગ્રંથ ૨ જાના ઉપોદ્ઘાતમાં આપવામાં આવી છે.

જ. એટલે "સંવત સોલસિં સોલ મઝાર"ને બદલે "સંવત સોલસિં ૭૬ મઝારિ" હશે અને પછી ગડબડ થઇ જતાં ૧૪૧૬ને ૧૬૧૬ થઈ ગયા હશે. આવી સામાન્ય ભૂલ ન થાય, એ બનવા જોગ નથી. મધુસૂદનો અનુસદ કરવા કરતાં આ ઉપરનું વિધાન સ્વીકારવું વધુ યોગ્ય છે.

મધુસૂદનની એક માત્ર કૃતિ મળતી હોવા છતાં પણ એ સુંદર છે. સં ૧૬૬૫ ની હાથપ્રત જોતાં મધુસૂદને પ્રથમ ૩૪૩ કડીનું કાવ્ય રચ્યું જણાય છે.[1] પાછળથી એમાં વધારો થયે 'રૂપક સંખ્યા આઠસિ ઉપર છઇ પંચવીસ' એમ ૮૨૫ થઈ છે. આટલું બધું દળ વધી જવું એ કેવી રીતે શક્ય બને ? ઉમેરો પણ થોડો નથી, ૪૮૧ કડી જેટલો છે. મૂળ કાવ્યમાં ઉમેરો કર્યાનું આછું સૂચન નીચેની કડીઓમાં જણાય છે:–

"જડિ અક્ષર જમલિ; અક્ષરિ અક્ષરબંધ:
જાણ હસિ તે જાણસિ કથા તણો સમંધ. ૭૯૭
સણગારી સીમા વલી ઘણા વિયોગ વિસંધ;
સુણતાં સાહસ ઊપજી; પાર નહિ પ્રતિબંધ. ૭૯૮"

એણે ઉમેરો કરતાં જે અક્ષર–શબ્દ–વાક્યો–કડીઓ ઉમેર્યાં છે તે માત્ર બુદ્ધિશાળી પુરુષો જ જાણી શકે છે. કાવ્યનો અંતભાગ જેમ શણગારવામાં આવ્યો છે તે જ પ્રમાણે કેટલીએ વિયોગની તેમજ વિરોધની વાતો વચ્ચે ઉમેરી છે. આ જોતાં કદાચ નાની ૩૪૩ કડી ને બદલે એણે પાછળથી ૮૨૫ કડીનું પૂર કર્યું લાગે છે.[2]

કૃતિ લોકવાર્તામાં એક સારી કથાનો ઉમેરો કરે છે. કાવ્યશાસ્ત્રની દષ્ટિએ પણ શબ્દાલંકાર અને અર્થાલંકારો એ પ્રસંગ પરત્વે

---

૧. "ત્રણસિ ત્રેતાલિસ ખરી કથા, તણિ કીધી ચઉપઇ."
(ગુ. વિ. ચ. ૭૯૩ ની પાદટીપ)

૨. ઉમેરા કાઢી નાખતાં છતાં કથાનો વિચ્છેદ નથી થતો, એ જોઈ શકાય એમ છે.

બોલ્યા વિના નથી રહેતો.[1] આમ માત્ર સાદી વાત કહી એ બેસી નથી રહેતો અને કાવ્ય એ કાવ્ય છે, માત્ર પદ્ય નથી, એમ આપણને ભાન કરાવી રહ્યો છે. કવિતાની દૃષ્ટિએ અસાઇતની 'હંસાઉલી' કરતાં આ અવશ્ય ચડે છે, એટલું જ નહિ, પણ કેટલોક ભાગ પ્રેમાનંદના નળાખ્યાનને ટક્કર લગાવે તેવો એ આપે છે.

હંસાવતીનું કવિએ કરેલું નીચેનું વર્ણન અહીં નમૂના તરીકે આપી શકાય:

"તેજ તન તણી સી કહીઇ વાત ? શિલાબંધ પાખલિ ગઢ સાત;
તે માંહિ મોહટો આવાસ, સાત ભૂમિ ઊંચો આકાશ. ૧૩૨
ભલ્લ કમાડ લોહડાના પારિ, ભોગલિ લોહોઢ સિ મણ સાત
સંપુટ તાલાં ભીડાં સાર, તે કૂંચી મૂકી ભંડારિ. ૧૩૩
પોહોર બિઇની નોબતિ કરિ, ઇણિ પિરિ રાજ રક્ષા કરિ;
તે ઊપર રહિ પદમની, અસી ત્રિભોવનિ નહિ કામિની. ૧૩૪
ચિત્રગયંદા આદિ અનેક, સેવા કરિ દાસી શત એક;
રમતિ કરિ નિ દિન નિગમિ, કરિ કાજ જિ મનનિ ગમિ. ૧૩૫
અસી નારી નહિ નવખંડમાંહિ, રૂપિ રવિમંડલ રુધાય.
તેર વરસની વેસે ચડી, સ્વયં વિધાતા હાથિ ઘડી. ૧૩૬
વદન મનોહર ચંદ્ર સમાન, નવયૌવનસર, ભીનિ વાનિ;
રતન ઉત્તંગ અધુરપ્રલાલ, વેણિદંડ ચસૂં મહાકાલ. ૧૩૭
શિસ રાખડી જડિત્ર લાલ, ગાલિ બિસતી ઝબકિ ઝાલિ.
કંઠિ મુક્તાફલહાર અમૂલ, નિર્મલ નાસિકા ઊપરિ ફૂલ. ૧૩૮
ચલિ ચાલતાં પ્રથિવી ચલિ, તેજિ કરિ ત્રિભોવન ખલભલિ;
આંખિ વખાણ કરું કિમ કરી ? અણીઆલી નિ અંજનભરી. ૧૩૯
તિ જોતાં મન નરહ ઘડિ, આંખિ જોઇ ઇદ્રાદિક પડિ.
નિમેષ કરતાં ઝબકિ વીજ, રંગા દાંત દાડિમનાં બીજ. ૧૪૦
સિહલંકી તિ સચિકો દીઠિ, તિ આગલિ સહૂ કુડી લહિ.
ચતિ ચલિ જોતાં કટિલંક, કામી પુરુષ તણો સૂં વંક ? ૧૪૧

૧. જુઓ હંસાવતીના લગ્નને સમયે એના દેહનું વર્ણન વગેરે અનેક પ્રસંગો.

કાંકણુ ચૂડી નિ મૂદડી, રત્ન અમૂલક હીરઈ જડી,
ચરણુ ચીર પીતાબર તણો, ચોલીઇ ખાપ કીધો ઘણો. ૧૪૨
નાભિ જોયંતાં નર ખલભલિ, સુકસનકાદિકનાં મન ચલિ;
હંસા તણું મુખ જોયૂં અસૂં, જાણિ સોનિ કુંદણ રસૂં! ૧૪૩
લીલાઇ પાગ ભરિ સુંદરી, ગજગતિ પાગ ખલકિ નેઉરી,
નવખંડિ બત્રીસી નારી, પામિ જિ પૂજે ત્રિપુરારિ. ૧૪૪

श्यामाङ्गी नवयौवना शशिमुखी कामि (?) मनोहारिणी
कंठे मौक्तिकमालिका सुविमला या शुद्धवंशोद्भवा ।
हस्ते कङ्कणमुद्रिका सुजडिता केयूरदिव्यांबरा
बिंबोष्ठी पीनकुच(?)भारनमिता पादौ रणन्नूपुरौ ॥ १४५

ચઉપઇ

શ્યામા મુખ સસિયર સમાન, મદન સુલોચન રૂપનિધાન;
સ્તન ઉત્તુંગ અધરે બિંબ, જંઘ જસી બિહૂ કદલીસ્તંભ, ૧૪૬

આર્યા

શ્યામા સુંદરવદના ગજગતિમંદા સુલોચનાઅ તણી,
સુભગા પીનનિતંબા આવર્જનિતા બિબાધરા તરુણી (?) ૧૪૭

(ચઉપઇ)

મદમૃગસ્વરૂપિ મદ–ગાભરી, મદભર ચાલિ લોચન તરિ;
લહિરિ ખાતી પગલાં ભરિ, તેહનાં વિઘ્ન ભવાની હરિ. ૧૪૮[1]

કવિએ હંસાવતીનું આવું સુદર વર્ણન કર્યા છતાં એમાં એટલી સાવચેતી રાખી છે કે વર્ણનાતિરેક નથી થતો. અલંકાર બરોબર ધ્યાનપૂર્વક બેસતા કર્યા છે, જેમાં મુખ્યત્વે ઉપમા અને ઉત્પ્રેક્ષા અને ક્વચિત્ વ્યતિરેક દેખાય છે. છેવટના ભાગમાં અહીં એક સંસ્કૃત શ્લોક આપી એનો ચોપાઇ અને આર્યામાં આશય લીધો છે, આ શ્લોકપદ્ધતિ આપણે નરપતિની "નંદબત્રીશી" વગેરે કાવ્યોમાં જોઇએ છિયે. આ શ્લોક છંદોબંધનથી દુષ્ટ છે, નીચેની આર્યા પણ ઉત્તરાર્ધમાં છંદોબંધનથી દુષ્ટ છે, એ ઉપરથી એમ જણાય છે કે કવિ સંસ્કૃત ભાષાનો સામાન્ય જાણકાર હશે. શ્લોક પણ એની પોતાની

---

૧. હંસાવતી, પૃ. ૧૯–૨૦

જ કૃતિ જણાય છે. આવા શ્લોક માત્ર એણે સત્તાવન ઉચ્ચાર્યા છે, જે પ્રચલિત સં. સાહિત્યમાં દેખાતા નથી, હોય તો જોવામાં નથી આવ્યા. સંસ્કૃત ભાષા ઉપર એને ભલે ઓછો કાબૂ રહ્યો, પણ ગુજરાતી ઉપર તો સારો છે જ, એ ઉપરના એક માત્ર અવતરણથીયે સમઝી શકાય એમ છે.

વન વાડી નગર રાજદરબાર વગેરેનાં પ્રાસંગિક વર્ણન એ સરસ રીતે આપે છે. નીચેનું નગરવર્ણન જુઓ :

"અગ્નિ તેજ અંબારિ જસૂં, પુર ઝલહલતૂં દીસિ અસું,
મહીસંગમનૂં આવિ ભરણ, સઘલાં તીર્થ તણૂં આભરણ. ૧૯૨

દીઠું નગર જશું કૈલાસ, દૂરિ થકૂ દીસિ આકાશિ,
જોયણ બાર પાખલિ પ્રાકાર, હેમરતનમણિ તેજ અપાર. ૧૯૩

ધવલહર ગોખ માલીઆ માંહિ, સિંહાસન સોવન્નમિ ત્યાંહિ,
ઝાલમાલ મોતીમણિ તણાં, ટાડા તોરણ દીસિ ઘણાં. ૧૯૪

ચિત્રસાલા નાના નવરંગ, પંચ શબ્દ સૂં વાજિ ચંગ.
ઇંદ્રનીલમણિ નીલ વાનિ, કૌસ્તુભ મણિ પીતાંબર જાણિ ! ૧૯૫

વૈડૂર્ય મણિ તેજ મહારંગ, ચંદ્રકાન્તિ મણિ અમૃતમય અંગ.
હીરા હેમરતનમય ઘડા, તે ઊપરિ ત્રિકલસાં જડાં. ૧૯૬

ગઢ મંદિર કોસીસાં જોય, ગગન ગોખ જ્યોતિ મન મોહ,
ચંદ્ર અર્ક પ્રત્યક્ષ તિહાં દીઠ, મહાવિચિત્ર અનોપમ પીઠ. ૧૯૭

દીઠો કલસ હેમમય સ્તંભ, દીઠી પતાકા લિહિકંતિ તિમ,
દીઠાં તોરણ નવાં સાંતરાં, દીઠાં સરોવર ખણિયાં તિહાં. ૧૯૮

દીઠી કેલિ આંબ વનિરાય, દીઠી ચંપક જમલી જાય,
દીઠાં વહાણા નિ વાવટા, દીઠા અરહટ નિ પાવટા, ૧૯૯

દીઠી પોલિ હેમમય સ્તંભ, દીઠી દસવિધ નાચિ રંભ,
દીઠાં હાટ જસાં કૈલાસ, દીઠા નયણિ વિચિત્ર આવાસ. ૨૦૦"[1]

કવિએ રાજપાલના મુખમાં હિંદુસ્તાનના પ્રદેશ ગણાવ્યા છે,

---

૧. એજન, પૃ. ૨૬-૭

એ બધામાં ફર્યાં છતાં હંસાવતી જેવી સુંદર કુમારિકા એના જોવામાં આવી નથી. એ પ્રસંગે એણે ૧૦ જેટલા સંસ્કૃત શ્લોક દેશનાં નામ સાચવતા આપ્યા છે અને ગુજરાતી અનુવાદ આપ્યો છે. કવિએ આ બધા દેશ જોયા હશે એમ તો જણાતું નથી, પણ એ વખતે પ્રસિદ્ધ કેટલાંક સ્થળ એટલાં જૂનાં છે એટલું માલૂમ પડી આવે છે :

"દેસદેસાઊરિ જોયા ફિરી, તે તહ્મનિ બોલું વિસ્તરી;
મિ મનમાંથી છાંડૂં રાગ, પ્રથમ દેસ જોયો પ્રયાગ. ૯૬

જોઇ અયોધ્યા સરયૂ તીર, મિથિલા, ચંપા ને આહીર,
મધ્યદેસની જોઇ નારી, નહિ સમોવડિ હંસકૂંઆરી, ૯૭

× × ×

ગોડદેસ જોયો કામરુ, હસ્તિનાપુર મિ જોયૂં ખરૂં.
પંચહાટ નિ વારાણસી, માધવ જોયૂં બહુ દિન વસી. ૧૦૦

ઊડીસાની ઉત્તમ નારી, ચાંહાં વાસિ શ્રીદેવમોરારિ.
રેવાતટ મિ જોયૂં સમી, નહિ નારી કો હંસા સમી, ૧૦૧

× × × ×

અંગ, વંગ, કુરુક્ષેત્ર, કલિંગ, કોસલ, ડાહલ જોયૂં તિલંગ;
જાલંધર, ઊડાણ, વિરાટ, નહિ નારી કો હંસનિ ઘાટિ. ૧૦૪

× × ×

દક્ષિણ માંહિ દુર્દુર દેસ, જિહાં નારી નવયૌવન વેસ.
ભ્રકૂટ માલવની સંધ્ય ચેહ, નીરત કરી નિ નીરખી તેહ. ૧૦૭

તાપીતટ જોયૂં વિસ્તાર, શ્રીપર્વતની નીરખી નારી:
સવિ દેસ મિ જોયો સમી, નહિ નારી કો હંસા સમી. ૧૦૮

× × × ×

કૂંકણ કેરો દેસ નિધાન, જિહાં ફોફલ શ્રીફલ અતિ પાન;
ત્રંબક નાસિક જોયાં ફરી, સૌરાષ્ટ્રકુલ (કેરી) સુંદરી. ૧૧૧

પુર પિઠાણ જોયૂં દિન બાર, મરહઠ બીજાપુરની નારી,
વિજાનગર જોયૂં પ્રાક્રમી, નહિ નારી કો હંસા સમી. ૧૧૨

× × × ×

પવિત્ર દેસ જિ ગંગાદ્વાર. કુરુખેત્ર પૃથિવીમાં સાર,

× × × ×

ઉત્તર દેસ (નેપાલ) મિ જોઇયૂં, ઘણૂં ખુરાસાણ મથુરા ગાજણૂં;
કાસમેર જોયૂં કેદાર, મ્લેછદેસ હેમાજલ સાર. ૧૨૦
લખણાપુર નગર અદ્‌ભુત, સવાલાખ પર્વતનાં યૂથ;
ગોરખપુરની નિરખી નારી, નહિ સમોવડિ હંસકૂંઆરી; ૧૨૧

× × × ×

મારુઆડિનો મોહોટો દેશ, તિહાં નારી નવયૌવન વેસ;
યત્ન કરી જોયૂં જાલોર, ત્રિણ દિન ઊપરિ બિ પોહોર. ૧૨૪
ઇડરગઢ જોયૂં અજમેર, આબુગઢ છિ જોયણ તેર;
કુંભલમેર જોયૂં અમ્હો ભમી, નહિ નારી કો હંસા સમી. ૧૨૫
ચિત્રકૂટ પહિલૂ ખપ કરો, ઊજેણી જઇનિ અનુસરો;
મછદેસ મિ જોયો ભમી, નહિ નારી કો હંસા સમી. ૧૨૬
સીરોહી, જોયૂં નાગોર, જાલંધર, રત્નાકરપુર,
રાણપુર, મંડલગઢ સાર, નહિ નારી કો હંસાનિ આકારિ. ૧૨૭
મિ ઘણો દેસ નિરખ્યો નરનાથ ! અઢી વરસ ઊપરિ દિન સાત;
દેસમાંહિ સીમ ગૂજરાતી, નગરમાંહિ શ્રીખંભાતિ, ૧૨૮
એ સત્ય વચન માનુ રાજન ! જીવા તેહ તણાં પરિમાણ;
સમીપઇ મહીસાગર અભ્યાસ, સ્નાનમાત્રે અવિચલપદ-વાસ. ૧૨૯"[1]

આ હકીક૧ પૂર્વે રાજપાલ મંત્રી વિક્રમકુમાર માટે કન્યાની શોધમાં જવા તૈયાર થયેલો તે વખતે એણે ચીત્રોઢ, કુંભલમેર, ઈડર, સીરોહી, આબુ, જાલોર, સિંધ, જુનોગઢ, અજમેર, મંડલગઢ, મથુરા, ઢીલી નગર, રણથંભર, દેલવાણું, રાણપુર, કઇરવાડૂં, નાઘૂર, મછેડૂં, મહિસ્રી, માંડવા, ગોરખપુર, મગહાટવા, ચંપારણિ, ખુરસાણ, વડૂં પાટણ, ધુર મુલતાન, મુઢકાપોલિ, ખુરહાટ, ખોહલ સીહુરું, ચરણાટ, રાસિણગઢ, મગસિરમાટ, લખણાપુર, ગોડ, કામરુ, કામાક્ષ, જમલાપુર, ઉડેલ, ઉસેર, ઉઢીઆણા, મુક્તેસર,

૧. એજન, પૃ. ૧૪-૧૮

નવાપાટ, સીહૂર, લાગીગઢ, લખમણપુર, વારાણસી, કેદાર, ઊડીસો, જાલંધર ખરીદ, ખેડલૂં, હસ્તિનાપુર, રાણપુર, રતનાગર, સોપારાગઢ, કંટકપુર, મુગલ્લ, વિજાનગર, ગૂંદીયાનલ્લ, મૂંગીપદ્દણ, દેઊલકુંડ, કાહાલર પાટણ કરહંડ, રાજકૂંડ, રંગોમતી, સીંમલ, જાવા, ચંદ્રોસતી, શ્વેતબંધ રામેસર, કલહથપુર, કંદલીગામ, સંજાણ સીકોત્તર, મલબાર, ચૂડા, કોયલાપુર, ચૌઆલ, જંબીરી, સેવંત્રી, દીવા, દીવીડ, ભોલ, કૂકલા, નાસિક ત્રંબક, અગાસી, વેતરણી નદી, મધ્યમેશ્વર, ઊમારઝ, ખંભ, એરંડવેલિ દેવગિરિ, માંડવગઢ, માળવો કલહથ, કલવર, આસેદ, થાલનેર, બદરી, દેવેર પાટણ, લાંગપુર, પિહિડાણ, ભરુઅચ, ઘોઘા, પાવો, ગંધાર, ઊના, મગીહા, દીવ, ઝાંઝમેર, તલાજુ, પ્રાચી માધવ, દેવકુ પાટણ, ચોરવાડિ, માંગલૂર, જગતભૂમિ (દ્વારિકા), શંખોદ્ધાર કછ, પંચાઊલિ ગિરિનારી, ખુરાસાણા, હિંગલાજ, અણહલવાડૂં પાટણ, ધોલકૂં, ધંધુકૂં, અહિઠાણ, ખંભાયતિ આટલાં ગામ–સ્થળ–દેશમાં એ ફરી આવે છે. આ નામો ક્રમબદ્ધ નથી, કેટલાંક ભ્રાંતિ ઉપજાવે એવાં છે. જે કાંઈ આમાંથી તરી આવે છે તે એ કે ભ્રાંતિમૂલક નામો સિવાયનાં નામ કવિના સમયમાં પ્રસિદ્ધ સ્થળોનાં છે. આ વસ્તુ કવિની બહુશ્રુતતા બતાવે છે.

કાવ્યબંધની દૃષ્ટિએ પણ કવિએ ઠીક ઠીક વિવિધતા જાળવી છે. એક આર્યા આપણે ઉપર જોઈ છે. એ ઉપરાંત ક્વચિત્ વસ્તુછંદ મળે છે. ગાથા નીચે ૩૧૪મી કડી "વિરલા જાણંતિ ગુણા" એ પ્રાકૃત ગાથા(=આર્યા)ના અનુવાદરૂપે આપી છે. બાકી તો બંધ મુખ્યત્વે દોહરા અને ચોપાઇનો છે. દોહરા અને ચોપાઇ જુદા જુદા રાગમાં પણ ગવાતાં એને આ કાવ્ય ટેકો આપે છે. ૨૬૯ મી કડીથી ચાલતો ચોપાઇબંધ એણે "રાગ સામેરી" તળે આપ્યો છે, જ્યારે ૩૪૩થી ચાલતા દોહરા એણે રાગ "રામગ્રી" નીચે આપ્યા છે. "પૂર્વછાયુ" મથાળે દોહરાબદ્ધ બે લાંબાં "વિરહગીત" રાગ ગુડી નીચે અનુક્રમે ૪૪૦ અને ૫૨૪થી આપ્યાં છે એમાંનું ૧ લું આ પ્રમાણે શરૂ થાય છે :

"હે ! હે ! દૈવ ! તિ સ્યૂં કર્યૂં ! આજ કાં નાખ્યાં હો રાનિ ?
કનક સોહાવ્યૂં રે કાગનિ ! માણિક્ય સીનીને કાનિ ૪૪૦
રુદન કરે રે હંસાવતી, કૂંઅરિ કરિ રે વિલાપ;
પીઉ પરદારિ છેતર્યો, કેહિ પિરિ રાખુ રે આપ ? ૪૪૧
રુદન કરે રે હંસાવતી."[1]

૩૧ કડીનું આ લાંબું વિરહગીત છે, અને એ વિપ્રલંભનો સુંદર નમૂનો પૂરો પાડે છે. બીજું માત્ર ૧૦ કડીનું ગીત છે.

આ ઉપરાંત કવિએ એક ધુલ આપ્યું છે, જે નરસિંહની ચાતુરીમાં મળતી પદ્ધતિનું, તેમજ કેશવદાસ અને ભીમના અનુક્રમે ત્રોટક અને પ્રબંધને મળતું છે. એ બંધ મધુસૂદન જરા વૈવિધ્યથી આપે છે:

ધુલછંદ

"માંહિ એ ધરુ સંકર સાર એ, પાર ન લાભિ તિ પુણ્ય તણૂં એ !
બ્રહ્મા વિષ્ણુ મહેસ તેત્રીસ કોડિ એ, કોઇ ન આવે તિ સેવતા એ !
માંહિ એ માધવ ત્રિવેણી જાઉ, જાઉ જમનાજલ નાહિ એ !
માન દો ગુરુ વિપ્રને એ !

દુહિ

ગુરુ વિપ્ર દુ માન નિ સરસ્વતી માંહિ સ્નાન;
વિપ્ર ત્રિવેણી માંહિ ત્યાંહાં નીર નીરમળ નાહિ
સ્વામી ઊધરું વંસ અપાર, સાત ગુત્ર તિ સ્વર્ગિં જાઇ;
મતિ ધરુ તિ સંકર સાર !

પ્રબંધ

માંહિ એ કાવડિ કરુ વિસ, માંહિ એ ભાઇ એ પંથના એ !
પિહિલૂં ભોજન વિપ્ર બ્રાહ્મપ્રસાતિ એ, જ્ઞાતિ જમાડુ અતિ ઘણી એ !
માંહિ એ મેર મોહોટેરા કરાવુ એ, લાવુ રૂપીઆ નાહાનડી એ !
માંહિ એ ધોતી એ દુ ધવલ, કિ નાહુલિઊ હવિ હારદૂં એ !

દુહિ

હવિ ખલાવુ હારદૂં, ખંધિ કાવડ સાર;
નવ ખંડિ ચાલી વાત : રાઇ ટાલૂં કરવત.

---

1. એજન, પૃ. ૫૪

જાત્રાનૂં ફલ એહ, પરણી હંસા દેહ;
હવિ સહૂ જાત્રા કરો જ્યમ વંસ વાધિ આપ.
જ્યમ વંસ વાધિ આપ સ્વામી! વ્યાસ ભણિ : હરિ મનિ ધરૂ,
ગંગા તૂઠી, શ્રવણિ સૂણુ, તાંહાં કાવડિ તણી સનાઇ કરૂ."[1]

હંસાવતીના લગ્નની તૈયારીમાં આ ધવલ યોજાયેલું છે. લગ્ન-પ્રસંગે ધવલ ગવાતાં હતાં, એ જાણીતી વાત છે; અને એની નવી કૃતિ રચી કવિએ સાર્થકતા કરી આપી છે

કવિએ આ કાવ્યનું વસ્તુ ક્યાંથી લીધું છે ? અસાઇતની 'હંસાવલી' સં. ૧૪૨૭ ની ) અને એ પૂર્વની વિનયચંદ્રની 'હંસ-વચ્છ-ચઉપઇ' ( સં. ૧૪૧૧ ની ) એ બંને કાવ્યોનાં પૈઠણના રાજા નરવાહનને હંસાવલી પરણે છે, અને એમાં હંસ અને વચ્છ નામના બે પુત્ર થાય છે, જેના સંબંધમાં જ મુખ્યત્વે એ કાવ્ય પ્રયોજાયેલું છે, જેનું શિવદાસે અનુકરણ કર્યું છે; જ્યારે મધુસૂદનની હંસાવતીમાં વીર વિક્રમાદિત્યના કુમાર સાથે હંસાવતીનાં લગ્ન થાય છે, એ વસ્તુ સ્વતંત્ર રીતે આપવામાં આવી છે, જેને "હંસા"ના નામસામ્ય સિવાય કશો સંબંધ નથી મધુસૂદનને વાર્તાનું મૂળ ક્યાંથી મળ્યું એ જાણવામાં નથી. સંભવ છે કે કોઈ જૂની લોકવાર્તામાંથી એને વસ્તુ મળી આવી હોય. એ ખરું જ છે કે આ કાવ્યમાં કવિ કર્મવાદ ઉપર મદાર રાખી આખી ફૂલગૂંથણી આપે છે, જે કવિના સમયમાં સામાન્ય રીતે જૈન વાર્તાઓમાંની જૈન સિદ્ધાંતની કથાઓની કર્મવાદી વિચાર-સરણીનું પ્રતિબિંબ રજૂ કરે છે. આવા વિષયોમાં જૈનેતરો જૈન કવિઓના ઓછા ઋણી નથી જ

સં. ૧૬૮૭ માં 'યુદ્ધકાંડ'નો રચનારો એક કર્ણપુરવાસી 'મધુસૂદન' થયો છે તે અને આ એક નથી.[2] એણે તો ઉદ્ધવના કહેવાતા યુદ્ધકાંડને અંતે પોતાનું નામ ઉમેરી લીધું મનાય છે. જ્યારે આ કવિ તો સ્વતંત્ર રીતે કાવ્ય રચે છે; કાવ્યરચન પરથી સંસ્કૃત ભાષાનો એ સામાન્ય જ્ઞાતા જણાય છે અને "વ્યાસ" હોઇ દરેક પ્રસંગે પોતાનું નામ કાવ્યમાં આપ્યા વિના રહેતો નથી.

---

૧. એજન, પૃ. ૭૨ ૨. જુઓ મધુસૂદન (કર્ણપુરનો).

આ કવિના કાવ્યની ભાષા મધ્ય. ગુજ.ની ૩જી ભૂમિકા (ક્વચિત્ ૪ થી ભૂમિકાની છાંટ)માં સચવાઇ રહી છે. એ રીતે એ ભૂમિકામાં રચાયેલાં કાવ્યોમાં એક સારા કાવ્યની એનાથી પૂરણી થાય છે.

ચરિતસામગ્રી :

૧. હંસાવતીવિક્રમકુમારચરિત્ર : શ્રી. શં. છ. રાવળ–સંપાદિત

૨. Guj & its Lit. by K M. Munshi

૩. ગુજરાતી સાહિત્ય, મધ્ય. ગુજ. (ગુજ. સા. સંસદ)

## પ્રેહેદેવ

[ વિ. સં. ૧૬૦૯ માં હયાત ]

"ભ્રમરગીતા" એ નામનું કેટલેક અંશે નરસિંહ મહેતાની "ચાતુરી"ની પદ્ધતિએ રચાયેલું કાવ્ય ગુજરાતમાં સારી રીતે જાણીતું છે. એની હાથપ્રતો પણ પુષ્કળ મળે છે. એમાં જૂનામાં જૂની પ્રત સં. ૧૬૮૬ લગભગની પ્રાપ્ત છે.[૧] નવી ઉપરાંત આટલી જૂની હાથપ્રતો મળતી હોવાથી એ કાવ્યની કેટલી લોકપ્રિયતા હશે, એ સમજી શકાય એવું છે. કાવ્ય એવી યોગ્ય રીતે વિભક્ત કરવામાં આવ્યું છે કે "ચાલીશ કડવાં કડવે સમા ભાગ" એ કવિની પ્રતિજ્ઞાને ચરિતાર્થ કરે છે, એટલે કે પ્રત્યેક કડવામાં મોટે ભાગે એક કડી આરંભે દોઢની અને બીજી ચાર ઢાળની હોય છે; જો કે આના ક્વચિત્ અપવાદ નથી એમ નથી. કવિએ વસ્તુ ભાગવતના દશમસ્કંધમાંથી લઇ પોતાના સમયની બાનીમાં વિસ્તારી છે.

આવા રસિક કવિના સંબંધમાં એના કાવ્યને અંતે જે કાંઈ તૂટી ફૂટી માહિતી આપી છે તે સિવાય કાંઇ વિશેષ મળી શકતું નથી. જે કાંઇ મળે છે તે આટલું છે:

"સંવત ૧૬૦૯ વૈશાખ શુદિ ૧૧ એકાદસી
સોમવારિ ગ્રંથ સૂંતુ હરિકથા મોરે મંનિ વશી ॥

૧. ફા. ગુ. સ. હ. નં. ૩૨૪क

"કવિજન કેરું કષ્ટ ભાગુ ચ્યંતામણ કરમાંહિ આવીઉ
મહીદાસ-સૂત ભિહદે હિહિ હરીકીપા કરી મુનિ ફાગાવીઉ ॥"

કવિના પિતાનું નામ મહીદાસ અને એણે આ કાવ્ય સં.[1] ૧૬૦૯ના વૈશાખ સુદિ ૧૧ ને સોમવારે સંપૂર્ણ કર્યું હતું, એટલું જ માત્ર જાણવા મળે છે.

નરસિંહ મહેતાની કવિતા આ કવિએ સારી રીતે જોયેલી છે એમ કહેવામાં સંકોચ નથી થતો. એનું કારણ એ કે એણે ચાતુરીની રાહે નાનાં કડવાં રચ્યાં તે જ પ્રમાણે વચ્ચે વચ્ચે જે ૧૨ સ્વતંત્ર પદ યોજ્યાં છે—જુદા જુદા રાગમાં ગાવાનાં, તેની પદ્ધતિ અદલોઅદલ નરસિંહની પદ્ધતિને મળતી છે, એમાં ૨૯ મા કડવાના આરંભમાં એક પદ ૯ મું "રાગ કેદારા"નું ઝૂલણાની રાહનું પણ મળે છે:

"હરિના ચરણની રેણુ તે પતિત પાવન કરે
તોરે નાંમે તે અધના ઓઘ ત્રાસે ॥
નાંમ ત્યજીને અન્ય ઉપાસે જે ધાઢૂંઆ હોય તે ઘણૂ અધાસે ॥
કોટિ બ્રંહ્માડની સૃષ્ટિ ક્ષણમાંહાં કરે કોટિ બ્રંહ્માડનો તૂહ રાજા ॥
ઘડણ ઘડા વિના વિશ્વ તે નિરમીઉં તો સિષ્ટિ કરતા કશું નાંમ માઝા ॥
અહો પશ્રમ ભુધીઆ બંભ કહાવૂ બોલતા બોલતા બંભ ધ્રુજે ॥
બેહુ કર જોડીને કૃષ્ણ આગલિ રહ્યો મુગટના મણિ વડે ચરણ પૂજે ॥
એમ બ્રહ્માએ સ્તુતિ કરી પ્રસન હોઆ હરી આયસ દીધૂં અજ ઠામ જાએ ॥
ઓહદેના સ્વામીને ચરિત્રને ભાંમણે તેહ ગોવાલાનો પ્રેમ ગાએ ॥"[2]

"ભ્રમરગીતા" એટલે મુખ્યત્વે કરુણપ્રધાન કાવ્ય. બ્રેહેદેવે આ કાવ્યમાં એ સૂત્રનું પાલન કરવાને પૂર્ણ સાવચેતી રાખી છે. ઉદ્ધવ સંદેશા આપવા આવ્યા છે ત્યારે એક ગોપાંગના કહે છે:

"સાંભલોજી ઉધવ કહુ એક વીનતી ॥ મલવાને આવા છો નંદ યશોમતી ।
હરીજીને ગોકુલ બીજું કો નથી ॥ સુરદ તમારો એ છે મહાયતી ॥ ડોઢ ॥

---

૧. ફા. ગુ. સ. હ. નં. ૧૧૪ ક; પણ આ પ્રતમાં સં. ૧૬૦૮ મળે છે, જે પ્રમાદ છે; કેમકે એ સિવાયની બધી જ પ્રતોમાં ૧૬૦૯ પ્રાપ્ત થાય છે.

૨. ગુ. વિ. સ. હ. લિ. પુ. નં. ૨૩૭, (પૃ. ૨૯)

યતી જો યમ ગ્રહીશૂં વિહિવાર આહાર લગે ફરે ॥
વન દહ્યું હરિણી ફલ વિના યમ વૃક્ષ પંખીઅર પરહરે ॥
ભુઅંગ તન વિજાર છંડે પુરાતીની ધન થયાં ॥
વારિ વિણુ સર હંસ છંડે સ્ત્રીજ દક્ષણ ગયાં ॥
કર્મની સ્તુતિ ત્યાંહાં જ બોલે મોહા પુરુષને જાણે નહિ ॥
સયોગી વિધિ થકી વીરમે કૃષ્ણે ત્યમ કીધૂં સહી ॥"[1]

ભ્રમરગીતા ભ્રમરગીતા જ છે, એની સાબિતી આપતું નીચેનું કડવું ૯ મું બ્રેહેદેવની કૃતિનો એક સારો અંશ છે:

રાગ-રામગ્રી

"માનિનિએ મધુકર નયણે નીરખ્યો ॥ હરિના દુત વિના નહિ હરી સરખો ॥
હરીને સેવે તે હરી સરખો હોયે ॥ એ રે સંદેહ રખે મન્ય આણે કોય ॥
અહો રે અજાણ એહવા નથી રે નાટ ॥ તુ કાંઇ રે કાલો મધુપ કીહા દુષ માટ ॥
કાલિ રે કોયલ માહરા કૃષ્ણજીને વાનાકાલોરે બ્રેહેદેનો સ્વામી માંણસ મ જાણ ॥

રાગ-ધન્યાશ્રી

કાલા સઘલા હોએ કુડે ભરા ॥ ચંપક સરયા કાલિ પરહરા ॥
તહો શૂં ઉધવજી દાસો અનુસરો ॥ આગે ભમરશૂં કાલે છેહ કરો ॥ ટેક ॥
છેહ કરી છેહા છતી રમ્યો । પછે માંડ મધુકર મોકલ્યો ।
અમ મનાવા મુખ ગાન કરતો ॥ ચતુર ચરણે નમો ભલો ।
ઘર લગે યેહના ધણી ધૂરત તેહના ભ્રાત ક્યમ કોયે પરા ॥
તો સવદ રા તું ભણી ભમરશું માંડ મોટમ મધૂકરાં ॥
માહારી સોકયને ઉરિ અનુસરો ॥ ત્યાંહાં કુચિ કુંકુમ લાગીઉં ॥
વરમાલ તુઝને ત્યાંહાં હવી યાંહાં આયસ કોમંડ લાંછીઉં ॥
એ મા તણો મકરંદ લેતાં તુજ હવુ ભુષણ મધુકરા ॥
ગદ કહે ગોપી સુણો ઉધવ કાલા સઘલા હોએ કુડે ભરા ॥"[2]

રસિક કવિ દયારામના "શ્યામ રંગ સમીપે ન જાવું" એ પદનું મૂળ જાણે કે આ પદમાં ન હોય! બ્રેહેદેવે મુખ્યત્વે ભાગવતની કથાને અનુસરી કાવ્ય લખ્યું છે; છતાં એણે પ્રસંગ આવતાં વિષય

---

૧. એજન, પૃ. ૪ ૨. એજન, પૃ. ૮-૧૦

રસમય બનાવવા સાવચેતી લીધી પણ છે. નીચેનું પદ વિરહણી ગોપાંગનાઓને થતી વિહ્વલતાને એક સારો નમૂનો આપે છે; એમાં વિશિષ્ટ અંત્યાનુપ્રાસથી વહન સચોટ સાધવામાં આવ્યું છે :

"દેહોડી વીસરી ગઇ રે સર્વ સખીયાં ॥ જાણો ચિત્રાયણ લખીયાં ॥
મહુરત્ય એક મગ્ન થઇ રે હરી માહે પાછી આવી ઠામ ॥
હરીની વિરુણીયાં ॥ વિરહોણીયાં નંદા વ્રજ તણીયાં ॥
શશિવદની મલીયાં અતી ઘણીયાં ॥
અંતરિ બોલષો અવિગત્ય માહારિ બુધ્ય વિચારે ॥
ઉધવ સાથે વચણ બોલવા નયણા જલ વહેરે । હરિજીનિ વિરહોણીયાં ॥૯
સુણો ઉધવજી વિનતી અહ્યારી તહ્મો કહુ તે સત્ય ॥
અંતરયામિએ તાં શુધૂં પંચ પરપંચ એહ અનીત્ય ॥
હરી સત્યસ્વરૂપ હુતા રે હરિ હવડાં તે તો કયાં હૂ ન દીસે ॥
અવિગત્ય સાથે કહો રે ઉધવજી કેહી પેરે રાસ રમીશ ॥
સુરીજન હોએ તે સદા સરીષ હવડાં યોગ દેષાડે ॥
કૂપ મધ્યે ઉતારીને રજ વેરી હોએ તે વાઢે ॥
સોલ કલા શશિ શરદનિશા રે તેણે અમૃત રસ પાયાં ॥
ધરિ થકાં બેહેદેને રાયે અહ્યો લોભે લાલચ લાયાં ॥"૧

કવિએ આદિથી અંત પર્યંત સ્રીહૃદયની કોમળતા બતાવવામાં જરા પણ સ્ખલન કર્યું નથી. વિપ્રયુક્તા નાયિકાના હૃદયની દશા કેવી હોઇ શકે, એનો ગુજરાતી સાહિત્યમાં "ભ્રમરગીતા" એક સારો નમૂનો કહી શકાય. વિશેષ શું, રસ પદ્ધતિ અને ભાષા એ ત્રણે દૃષ્ટિએ આ કાવ્ય મહત્ત્વનું છે. એની જૂની પ્રતો ઉપરથી આ કાવ્ય પ્રસિદ્ધ થાય તો ગુજરાતી પદબંધ પર પણ સારો પ્રકાશ પડી શકે. આ પદ્ધતિનાં કાવ્ય ભાગ્યેજ મળે છે અને એમાં સૌથી પ્રથમ નરસિંહની ચાતુરીઓ જ છે, જ્યારે ત્યાં સુધીમાં છેલ્લી આ ભ્રમરગીતા છે. વચ્ચે માત્ર એક શ્રીધરનું "ગૌરીચરિત્ર" મળે છે, જેમાં નરસિંહની

૧. એજન, પૃ. ૨૦-૨૨

ચાતુરી-શૈલીનો પદબંધ મળે છે, જેમાં હરિગીતની ચોપાઇ દાવટીનું પ્રાધાન્ય સ્પષ્ટ તરી આવે છે. બ્રહ્મદેવ આરંભમાં સુંદરસ્યામની સ્તુતિ કરી ગણેશ અને સરસ્વતીને નમન કરે છે :

"પ્રભૂ તંમ ચાચૂં કરી પરણાંમ જી મોરઇ મૂક્ષ આલુ જી સુંદરશામ જી ॥
આશા ઘણી છઇ મૂંજનિ તમારી જી રસનાઇ રમુજી મુકુંદ મોરારી જી ॥
હેમસૂતાસૂતને ચરણે લાગૂં જી કંમલભૂતનયાની વાંણી માગૂં જી ॥
બિહૂ કિહિ હરી આપુ મૂહનિ સાચૂં જી ભ્રમરગીતાનિ ભાવિ કરી
ચાચૂં જી ॥"[1]

આમ એ વૈષ્ણવ જણાય છે, છતાં ચાલુ કવિસંપ્રદાયનું પણ અનુસરણ કરતો જણાય છે. કવિની ભાષા પણ સંસ્કારી છે, એ ઉપરથી એમ માની શકાય કે એને સંસ્કૃતનું જ્ઞાન હશે.

એક વસ્તુ "ભ્રમરગીતા"માંથી જાણવા મળે છે; તે એ કે કવિ આ કાવ્યને 'રઢિયાલો રાસ સોહામણો' કહે છે. આ કાવ્યને 'રાસ' કહેવામાં એણે ૧૩ મા-૧૬ સૈકાની પ્રચલિત રાસપદ્ધતિનું અનુકરણ કર્યું છે; એ ઉપરથી કવિ તત્કાલીન પરિભાષાથી સારી રીતે વાકેફ જણાય છે. આમ છતાં તત્કાલીન 'રાસ'માં આવનાં લાંબાં કડવાંને બદલે કવિ "ચાતુરી"ની પદ્ધતિનાં નાનાં કડવાં જ રચવાં પસંદ કરે છે.

કવિએ સ્વીકારેલા રાગ પણ ધન્યાશ્રી, વૈરાટી (વીરાડી), સામેરી, રામગ્રી, સારંગ, કેદાર વસંત જેવા નરસિંહનાં પદોમાં જણાતા પસંદ કર્યા છે; બેશક, પદો પછી એ ચાલુ દેશી પ્રયોજે છે, જે પણ વસ્તુસ્થિતિએ ઉપરના રાગોમાં ગવાય છે.

આ કવિએ બીજું કાવ્ય કોઈ રચ્યાનું જાણમાં નથી. એક "પાંડવગીતા" બ્રહ્મદેવની છાપની મળે છે[1] તે આ જ કવિનું કાવ્ય છે કે નહિ, એનો નિશ્ચય કરી શકાતો નથી.

---

૧. એજન, યાદી નં. ૨, પૃ. ૨૫૫

**હસ્તસામગ્રી:**

૧. ગુ. વિ. સ. હ. લિ. પુ. સં. નં. ૨૩૭ (ઇ. સં. ૧૬૩૧ની પ્રત) વગેરે

૨. ફા. ગુજ. હ. લિ. સં. યાદી, ભાગ ૨ જો, પૃ. ૨૫૫-૫૬

## સૂરદાસ

[ વિ. સં. ૧૬૧૧ માં હયાત ]

**સગાળપુરી**, પ્રહ્‌લાદાખ્યાન અને ધ્રુવાખ્યાનનો કર્તા કવિ સૂરદાસ સં. ૧૬૧૧ માં હયાત હતો એવું એના પ્રહ્‌લાદાખ્યાનમાં આવતા નીચેના ઉલ્લેખથી જણાય છે:

"સંવત ૧૬૧૧, પ્રમાણ માસ ભાદરવો ખરો,
વદ પક્ષ વદિ એકાદશી હરિસુત વાર આવો ઉદશી ॥

× × × ×

ગાએ શુણે હોએ વૈકુંઠવાસ । એહ કર જોડી કહે સુરદાસ ॥
(પ્ર. આ. ૨૯ મું કડવું)[2]

એના છપાયેલા સગાળપુરીની પુરાણી વાચનામાં તેમજ ઉપરના પ્રહ્‌લાદાખ્યાન કે ધ્રુવાખ્યાનની જૂની પ્રતોમાં કવિના વિષયમાં કશી માહિતી મળતી નથી; છતાં પછીની હાથપ્રતમાં એના ગુરુ અને પિતા તેમજ વતનના સબંધમાં માહિતી મળે છે; જેવી કે એની "સગાળપુરી"માં:

---

૧. શ્રી. પુ. વિ. માવજીનો સંગ્રહ, નં. ૨૦૫. આ કાવ્ય અદ્યાપિ અપ્રસિદ્ધ છે.

૨. ગુ. વિ. સ. હ. લિ. પુ. નં. ૭૩૮ની સં. ૧૬૫૧માં ઉતારેલી હાથપ્રત

"ધનજી ભટને લાગું પાએ, ગાંઈ જુગજીવન જાદવરાએ.
હરી ભટનો તું રે તન, નિરમલ લેખ કાંઈ તાહારૂં મંન.
હરીઆદ માંહે તાહારો વાશ, તાહારી પારો કવે સૂરદાસ."[1]

(શ. આ પૃ ૫૮)

એનાં ધ્રુવાખ્યાનમાં પણ એ જ મતલબનું પ્રાપ્ય થાય છે :

"સુરદાસ કવિ કહિ કર જોડી વૈષ્ણવ જનનો દાસ,
ધનંજય ભટની કૃપા કરી મિં કીધો છે અભ્યાસ."

(શ આ. પ્ર. પૃ ૭૭)[2]

આ વિધાનને સત્ય સ્વીકારિયે તો કવિનાં વતન પિતા અને ગુરુના સંબંધમાં ચોખવટ થાય છે. હળિયાદ કરીને એક ગામ સૌરાષ્ટ્રમાં ભાયાણી બગસરાં પાસે આવેલું છે. હાલ નાની અને મોટી એમ બે હળિયાદ છે. એમાંની એક હળિયાદનો સૂરદાસ વતની સંભવે. એનો પિતા હરિહર ભટ્ટ હોવાથી આ સૂરદાસ જ્ઞાતિએ બ્રાહ્મણ જણાય છે. એનો ધંધો પૌરાણિકનો સંભવે છે, કેમકે એનાં ત્રણ કાવ્યોમાં બે તો ભાગવતમાંની પ્રહ્લાદ અને ધ્રુવની કથા ઉપરથી રચાયેલાં છે. ધ્રુવાખ્યાનના આરંભમાં એ ચતુર્થ સ્કંધની કથાનો પદ્ધતિસર ઉલ્લેખ કરે છે અને ભાગવતને ક્રમે આખ્યાન રચે છે.

---

૧. બીજી એક પ્રતમાં નીચે મુજબ મળે છે :

"બેહુ કર જોડી કહે સુરદાસ ધનંજે વચને કરું અભ્યાસ,
હરિહર ભટનો કહિએ તંન તેહેનું નિર્મલ છે રે મન,
રવાલ માંહિ તેહનુ વાસ તેહેની કૃપાએ કરી ગાએ સુરદાસ,
ધનંજે ભટ તહારે લાગું પાય તાહારે પસાએ માહારે પદ બંધાય."

(શ. આ પૃ. ૭૪)

૨. ગુ. વિ. સ. હ. લિ પુ નં. ૨૯૦ની હાથપ્રતમાં છે.

નાકરની જેમ સૂરદાસ સગાળશાની અર્ધલોકવાર્તા પણ રચે છે. એના અને નાકરના સગાળશા આખ્યાનમાં કથાભાગનું કેટલુંક સામ્ય છે, પણ બંનેએ બંનેનાં કાવ્ય જોયાં હોય એમ જણાતું નથી.

જે સમયમાં સૂરદાસ થયો છે તે સમયમાં ભાષાસ્વરૂપ મધ્યકાલીન ગુજરાતીની ૨જી ભૂમિકા વટાવી ૩ જી ભૂમિકામાં આવ્યું હતું. નાકરે પોતાનાં કાવ્ય ૨ જી ભૂમિકામાં લખ્યાં છે, તે ૧૬ મી સદીના અંતભાગમાં થયો હોવાને કારણે; પરંતુ સૂરદાસ તેના સમયની ૨ જી કરતાં ૩ ભૂમિકામાં કાવ્ય લખે એ સ્વાભાવિક છે; આમ છતાં છેક સં. ૧૬૫૧ માં ઉતારેલી પ્રહ્લાદાખ્યાનની અને સં. ૧૬૭૫ માં ઉતારેલી પ્રહ્લાદાખ્યાન અને ધ્રુવાખ્યાનની પ્રતોમાં ભાષાસ્વરૂપ મધ્યકાલીન ગુજ.ની ૪ થી ભૂમિકામાં પ્રાપ્ત થાય છે. ૧૬૭૫ વાળી પ્રતમાં આ સ્વરૂપ હોય તો એનો વાંધો નહિ, પણ ૧૬૫૧ વાળી પ્રતમાં આ સ્વરૂપ મળે એ માટે કાંઇક આશ્ચર્ય ખરું.

"તેં વાંણી આપી વાલ્મીકને રાંમાયણ રચ્યું પ્રચંડ ।
માર્કંડને મયા કરી બોલીઉ રેવાખંડ । ૪
તું વેગે પ્રસંન્ન હુઇ વ્યાસને ભાવે ભણ્યું ભારત ।
શુકદેવને સંતુષ્ટ હુઇ જેણે પ્રીછવ્યો પરિક્ષત । ૫"[૧]
(પ્ર. આ. ૧)

પામે ની સાથે પામઇ એવી જોડણી પણ મળે છે. આથી થોડી મુશ્કેલી ઊપજે કે પ્રહ્લાદાખ્યાન ઉતારાયું ત્યારે ઉચ્ચારણ પામે વગેરે નિશ્ચિત થઇ ચૂક્યાં હશે કે પ્રાંતીય લેખે એકદેશીય માત્ર હશે!

સૌરાષ્ટ્રમાંના હળિયાદનો એ વતની હોય તો સંભવ છે કે ઉચ્ચારણ નવાં ત્યાં સ્થિર થયાં હોવાથી એની ભાષામાં અર્વાચીનતાનો અંશ સારી રીતે આવી ગયો હોય.

---

૧. ગુ. વિ. સ. હ. લિ. પુ. સં. ૭૩૮ અ

એનાં બંને પૌરાણિક આખ્યાન પ્રહ્‌લાદાખ્યાન અને ધ્રુવાખ્યાન સામાન્ય છે. પ્રહ્‌લાદાખ્યાનમાં એણે ૨૮ કડવાં આપ્યાં છે, ત્યારે ધ્રુવાખ્યાનમાં ૨૩ કડવાં છે. નરસિંહ-સ્વરૂપે પ્રભુ પ્રકટ થાય છે એ પ્રસંગે કવિનો ટૂંકો પણ સાદો બંધ દીપે છે :

રાગ-સામેરી

"હિરણ્યકશ્યપે માંડીયો મન માહિ વિચાર।
આ અસંખ્યાવ્ય દીસે નિર્મિ ગર્જને આકાર।[1]
સભા માંહિ શ્રીનૃસિંહજી ગાજે ગડેડે હલાલ।
હડહડે માહા દારૂણ કોપીયો મ્હાહાકાલ। ૨
સૂવર્ણ સરખાં પીત લોચન અતિ પ્રોઢાં ક્રુર।
જટા કોટિ દીપતેરિ બહુ બગાઇ પૂર। ૩
વદન ગિરિગહ્‌વર યશૂં માહા ભયંકર ડાઢ।
વજ્ર સરખા દંત દીસે અર્દ્ધ કર્ણ સિંહનાદ। ૪
રોમ શવિ ઇદ્રૂતણા અંગ એહવૂં ઉજ્વલ જાંણિ।
દીસે પાવક નેત્રને નવ અસંભ્રતાં પાંણિ।
શંખ સારિંગ ગદા ને ચક્ર ધરાં ધીરો સાર।
વલી અનેક આયુધ છત્રીસ કરે ધરાં નિરધાર। ૬
એ શરીર શ્રીનૃસિંહજીનું કોટિ સુર્ય પ્રકાશિ।
દૈત્ય લે છે બોલવા રહીનિ દેવ સહુ કો જોય। ૭
કેશવાલી કંપાવી ધ્રૂજી નૃસિંહ કોપ।
મોહોમાહિ અકલાઇયા દ્રયમાંન (?) છે અલોપ। ૮
એ નિઃશ્વાસ મેહેલે નૃસિંહજી। તહવારિ ખલસલા શાત સમુદ્ર।
પાગ પછાડા પૃથ્વીશું તહવારે શંકીયો નાગિંદ્ર। ૯
એહવૂં રૂપ દીઠૂ દૈત્યે। બોલીયા અહંકાર।
મનશુ કરિ મર્મ ગાયે રે ખમ્મે માહારો પ્રાહાર। ૧૦"

ધ્રુવાખ્યાનમાં ધ્રુવના વનમાં ગયા પછી ઉત્તાનપાદ રાજાને નારદ સમાચાર આપે છે, તે વખતે રાજા જે કરુણ ગાન કરે છે તે

1. ગુ. વિ. સ. હ. લિ. પુ. નં. ૭૩૮, પૃ. ૩૪

ટૂંકું છતાં ધ્યાન ખેંચે તેવું છે:

રાગ-મેવાડો

"બ્રહ્મ ન સાંભલિ.॥

સૂત બાલક માહારો । સ્ત્રીજીત અદયાલ હુ જેહ ।
પાંચ વરસનો પૂત્ર મે કાઢીયો । ચતુરશરોમણિ જેહ । બ્રહ્મ૦
અનાથ કૂંઅર વંન માહિ એકલો । ભૂખ ત્રસ લાગી હશે હો બાલ ।
ભૂખ કરમાંયૂં શ્રાંત થકો સૂતો તેહને વ્યરૂઅ મ થાશો દયાલ । બ્રહ્મ૦
નારદજી જોન્યો માહારૂ દુષ્ટાત્માપણૂં । વચિ કીધો વનીતાઇ હુ મંદ ।
આવ્યો કૂંઅર બોલિ બેસવા ઊવેખ્યો મે કરતો આક્રંદ । બ્રહ્મ૦"[1]

આ ઢાળમાં કરુણા દેખાય છે. એ પસંદગી અનુકૂળ છે. બેશક, આપણે વધુ સારા કાવ્યની આશા સૂરદાસ પાસેથી રાખી શકતા નથી. એણે ભાલણ નાકર વગેરેએ ચલાવેલી કડવાબદ્ધ પ્રણાલી ચાલુ રાખી છે, એટલો એ ઉપયોગી છે; સૌરાષ્ટ્રના કવિઓમાં એ સાથે, લગભગ પહેલો આખ્યાનકાર છે, એ રીતે એનું મહત્ત્વ છે ખરું.

ચરિતસામગ્રી :

૧. ગુ. વિ. સં. હ. લિ. પુ. નં ૭૩૮ અને ૧૮૯
૨. ફા ગુ સ. હ. લિ. પુ યાદી, ભાગ ૨ જો
૩ સગાળશા આખ્યાન—શ્રી. મંજરાય મુ. દેસાઇ-સંપાદિત

## રાજધરદાસ

[ વિ. સં. ૧૬૨૧માં હયાત ]

રાજધરદાસ નામના એક કવિએ "ચંદ્રહાસાખ્યાન" જૈમિનીય અશ્વમેધાંતર્ગત ચંદ્રહાસની કથાને અનુસરી ૨૭ કડવાંમાં બાંધ્યું છે. એ કવિનું આ સિવાય બીજું કોઈ કાવ્ય મળતું નથી. કવિએ પોતાના વિષયમાં તેમજ કાવ્યના રચ્યાવર્ષ વગેરેના વિષયમાં નીચે મુજબ ૨૬ મા કડવાને અંતે જણાવ્યું છે:

૧. ગુ. વિ. સ. હ. લિ. પુ. નં. ૧૮૯ ब, પૃ. ૧૬-૧૭

"સંવત એકવીસો સહી લે મન હરખું
અગીરાજ સંવત્સર નામ નીજ મન હરખું. ૨૯
ભાદ્રપદ શૂદિ પક્ષ માહા લિ મન૦ ઋષિ પંચમી વરતાંત. નીજ૦ ૩૦
શૂક્રવાર શોભીત સહી લે૦ રાગ ત્રેવીસ વિસ્તાર નીજ૦ ૩૧
પદ છસેહિ બાવીસ સહી લિ૦ અમીત કથા અતિ સાર નિ૦ ૩૨
હું નિરગોણ કહી નવિ લહું લે૦ રાગ ભાસ પદ રેહ નિ૦ ૩૩
વ્યાસ વછરાજે કૃપા કરી લિ૦ આદર કીધો એહ નિ૦ ૩૪
ભાવિ સુત આધવ ભણિ લે૦ પર્વ અશ્વમેધ પ્રકાશ નિ૦ ૩૫
હુ બાલક જંદીજન સહી લિ૦ એમ દાખિ રાજધરદાસ નિ૦ ૩૬"[1]

આ અંતભાગ ઉપરથી પ્રતીત થાય છે કે સંભવતઃ ૧૭ મા સૈકામાં એકવીસમા વર્ષમાં હયાત હતો. એ વર્ષના ભાદ્રપદ સુદિ પંચમી શુક્રવારને દિવસે એણે આ કાવ્ય સમાપ્ત કર્યું છે. આ કવિએ પોતાની નાની વયે એટલે કે ઊગતી જુવાનીમાં રચ્યું જણાય છે. એણે વછરાજ નામના વ્યાસની કૃપાથી-સંભવતઃ સંમતિથી એ વ્યાસના પુત્ર માધવની પાસેથી સાંભળી આ કાવ્ય રચ્યું સમજાય છે. એનું નામ તો "રાજધર" છે. માધવ કથા કહે છે અને રાજધર શ્રવણ કરી બાંધે છે, એમ મને લાગે છે. રાજધર એ જ માધવ છે એમ કહી શકાય એમ નથી, કેમકે છેલ્લા કડવાને અંતે માત્ર 'રાજધર' નામ જ મળે છે; જેવું કે–

"આખ્યાન એ ચંદ્રહાસનૂં એ મહાભારથ અશ્વમેધ ફિ
ભક્તપ્રસાદશું ॥ ૩૦ ॥
કેહિ રાજધર શ્રવણે સુણો એ તે પામિ યજ્ઞફલ શીધિ કે
ભક્તપ્રસાદશું એ ॥૩૧॥"[2]

રાજધર નામ કોઈ ઉપનામ જેવું જણાતું નથી; સંભવ છે કે એ બ્રાહ્મણેતરનું નામ છે. પણ કાવ્યમાંથી એનાં જાતિ કે વતન વિશે કાંઈપણ મળી શકતું નથી. નાકર સંસ્કૃતજ્ઞ નહોતો; એ પણ

૧. ગુ. વિ. સ. હ. લ. પુ. નં. ૧૯૯ ઘ, પૃ. ૭૪-૭૫
૨. એજન, પૃ. ૭૭

વ્યાસ પાસેથી કથા સાંભળી કાવ્યો લખતો; અને એમ કરવું અસંભવિત નથી. એ જ રીતે રાજધરે પણ વ્યાસપુત્ર માધવ પાસેથી કથા સાંભળી કાવ્ય બાંધ્યું છે, એમ મને લાગે છે. નાકરના ચંદ્રહાસાખ્યાનની સાથે સરખાવતાં આ કાવ્ય એનાથી ઊતરતી કોટિનું છે. કવિએ માત્ર અશ્વમેધપર્વનું તો આ એક માત્ર જ કાવ્ય લખ્યું હોય એમ જણાય છે. એ માટે આરંભમાં અશ્વમેધ યજ્ઞની તૈયારીનો પ્રસંગ ટૂંકમાં આપવાનો એણે પ્રયત્ન કર્યો છે. એ બિચારો સાદો કથાભાગ બાંધ્યે જાય છે. ૧ લું કડવું એમાં સમાપ્ત કરે છે. બીજા કડવામાં સુધન્વાખ્યાનનો અત્યંત ટૂંકો સાર આપી ચંદ્રહાસાખ્યાન વિસ્તારવામાં આવ્યું છે. કવિએ ગદ્યબંધ પસંદ કર્યો હોય અને જેવી કથા આપી હોય તેવી જ કથા પદ્યબંધથી આપી છે. ભક્તનો મહિમા ગાવા સિવાય બીજો કોઈપણ હેતુ કવિ તરફથી આપણને મળી શકતો નથી. આ યુગમાં આવું ચાલ્યું છે. નાકરની કવિતા સાંધનારો વિષ્ણુદાસ પુષ્કળ આખ્યાનો અને મહાભારત-રામાયણનાં પર્વો અને કાંડો આખાં અને આખાં ભરી દે છે, છતાં એમાં આપણને કાવ્યગત ચમત્કૃતિ ભાગ્યેજ દેખાય છે. એ શાળાનો જ આ રાજધર છે. વચ્ચે વચ્ચે શ્લોકો આપે છે, પણ એ મોહક નથી. એને તો ભક્તમહિમા પદબંધ કરી ગાવો હતો અને એ ગાયો છે. રાજધરના આ કાવ્યમાં એક પ્રસંગ એવો આવે છે કે જ્યાં એની કવિતામાં આપણને સહેજ કાવ્યત્વની ઝાંખી થાય છે. એ ચંદ્રહાસ વાડીમાં જાય છે ત્યારે વાડીનું વર્ણન કવિ કરે છે એ :

રાગ વસંત

"અતિ સરોવર ભજ તું અંબ્રીત જલસાર હંસ નીવાસ ।
ચાતક કોકીલ નિ ચાકરમાં મધૂકર મયૂર પ્રકાશ ॥

પરીમલ કમલ પ્રગટ પોઅિણીદલ પદમપત્ર પાવંન ।
વાડીમાં મકરંદ નાંહાંના વિધ્યે ચંપક તરૂ ચંદન ॥

જય વિહિ નિ વલસરી વાલો પરીમલ સાર ।
પ્રફુલ્લ પલાશ કરિ નવ કૂંકમ ફલ દાડીમ અતિસાર ॥
વજ તંમાલ અહીલતા અંનોપમ લીબૂ લલીત લિવંગ ।
કોમલ કંદલી કેર કરંમદી સૂગંધ કેતકી રંગ ॥
બાવંનચંદને બીજોરી । ખારિક પજૂરી દ્રાષ ।
રાય આંમલી અષોડ રાયેણ લીબ અંબ તરૂ લાષ ॥
કોફલ ફણુસ અંમ્રીતફલ ઉત્તમ મુચકંદ નારંગ ।
કદંબ નાલીકેર કરોલી સેવત્રી સાચંગ ॥
અગર તગર નિ અશોક પહલવ ગૂંણપૂષ્પીકા ગોલાલ ॥
દલ ગંએટી દંમણો મરૂયો ફલી સફલ તરુ ફાલ ॥
એહવા અગણીત વૃક્ષ અનોપમ માંહ છે વસંતવાસ ।
એહવી વંનવાડી જોઇનિ હરખ્યો છે ચંદ્રહાસ ॥"[1]

આ પછી વિષયાકુમારી વાડીમાં આવે છે તે સમયે ધાર્યું હોત તો કવિ પ્રસંગને ખૂબ બહલાવી શક્યો હોત. પણ એમ કરવા એ ચાહતો નથી; એને કથા જ કહેવી છે. એ તો ઊંઘતા ચંદ્રહાસની નિકટમાં વિષયાને તરત રજૂ કરી દે છે.

કવિએ આ કાવ્યમાં બંધની દૃષ્ટિએ વૈવિધ્ય આપ્યું છે. ચાલુ ચોપાઈ અને હરિગીત તેમજ સવૈયાની ચોપાઈ દાવટી ઉપરાંત નીચેના ૧૭ મા કડવામાં વિવિધતા આપી છે તે ધ્યાન ખેંચે છે:

"પૂછે પૂત્ર પ્રધાન પ્રમાણ સાચૂં કોહોને રે
 સાચૂં કોહો ચંદ્રહાસ સુજાણ રે ॥ ૧ ॥
તાહરે નગરિ તાહારે નગરિ કુશલા છિ નાથ રે ।
શૂ કરે છે સું કરે છિ મેધાવતી માત રે ।
 શૂ કરે છે રે સૂં કરે છે કુલિંદ તાત રિ ।
 સખી સહુ કો રે સખી સહુ કો સજ્જન સાથ રિ ॥ ૨ ॥"[2]

---

૧. એજન, પૃ૪૨-૪૩ ૨. એજન, પૃ. ૫૯

આ બંધની નીચે આપેલો "નૃત્ય-રાસ"–પદ્ધતિનો બંધ ખાસ ધ્યાન ખેંચે છે. એ નરસિંહના "વાહલા માહરા વૃંદાવન રે ચોક્ય કિ વિહિલા પધારજો રે લોલ"ની આપણને યાદ આવે છે. એમાં "લોલ" છે, આમાં નથી :

**રાગ—મારુ ધન્યાશી**

"વારુ વેપ્ર તેડયા તેણી વાર કિ પ્રેમે પધારીયા રિ ।
લીધૂં લગ્ન સઉત્તમ સાર કે જયજયકરીઆ રે ।।
પરઠૂં ગોધૂલક પ્રમાંણું કે શૂધ પંચાંગ શું રે ।
અસ્ત પામંતે આદિત કે રચયૂં રંગ શૂ રે ।।
વરકંન્યા કરે ગલસ્તાંન કે કૂંકમ કેસરે રે ।
ટોડિ તોરણ આંબા પત્ર કિ છત્ર ધરયાં શરે રે ।
દંમણ મરુઆ શૂ હરીદાસ કે વર નવરાવીયે રે ।
અતિ મોલા કૂશમ અંનિક કિ કંઠિ સોહાવીયે રિ ।।
મંણી મુગતા ફૂલમયે મુગટ રે શેશો ભરાવીયે રે ।
વાગો રચ્યો રંગ અમૂલ કે સુગંધ છંટાવીયે રે ।।
પરય રહ્યા હયગય પાર કિ પાયદલ પરવરિ રે ।
આગલિયા રાય અંનિક કે કર જોડી સ્તૂતિ કરે રે ।।"[1]

૨૨ કડીનો આ "રાસ" રમણીય છે ખરો. આ બંધ પહેલો જ આ પૂર્વે આપણને નરસિંહમાં મળે છે, પછી રાજધરમાં છે. એ બંધ વિક્રમના ૧૯ મા શતકમાં પાછો દેખાય છે. રાજધર નાની ઉમરે આ કાવ્ય આપે છે. એ મોટી ઉમરે ફરી તપાસી ગયો હોત તો એ વધુ સુંદરતાનો ઢોળ આપી શક્યો હોત.

**ચરિતસામગ્રી :**

૧ ગુજ. વિદ્યાસભા હ. લિ. પુ. સં. નં. ૧૮૯.

---

૧. એજન, પૃ. ૫૩

# માંડણ

[ વિ. સં. ૧૭ મા શતકની ૧ લી પચીશી ]

**મહાભારત**નાં આખ્યાનોને ગુજરાતીમાં ઉતારવાનો પ્રયત્ન વિક્રમની ૧૬ મી સદીમાં શરૂ થઈ ચૂક્યો હતો. એ પૂર્વેની મહાભારતીય કૃતિ-વિરાટપર્વ એક જૈન સાધુ શાલિસૂરિએ રચેલ, અક્ષરમેળ છંદોમાં પ્રાપ્ત થાય છે. આ અપવાદ બાદ કરતાં જૈન કે જૈનેતર ગુજરાતી કવિઓના બીજા પ્રયત્ન એટલા વહેલા નથી મળતા; હોય તો આજે પ્રાપ્ય નથી. ૧૬ મી સદીમાં ભાલણે નળાખ્યાનની રચના કરી, જ્યારે નાકરે કેટલાંયે પર્વ આપ્યાં, ઉપરાંત નળાખ્યાન વગેરે આખ્યાન આપ્યાં.[1] આમ ૧૬ સદીમાં એ દિશામાં ખેંચાણ થયું. જૈમિનીય મહાભારતાંતર્ગત અશ્વમેધપર્વ વ્યાસકૃત મહાભારતના અશ્વમેધ કરતાં ખૂબ મોટું છે, અને એમાં કેટલીક રસિક કથાઓ આપવામાં આવી છે. નાકરે પણ જૈમિનીય અશ્વમેધને અનુસરીને જ ચંદ્રહાસાખ્યાન, સુધન્વાખ્યાન, લવ-કુશાખ્યાન વગેરે આખ્યાન રચ્યાં છે; પણ બધાં જ આખ્યાન એ લખી શક્યો નથી. આ દિશામાં એક વ્યવસ્થિત પ્રયત્ન સંભવતઃ નાકરના સમયમાં જ થયો હોય એમ લાગે છે. આ પ્રયત્ન કરનારો કવિ કહો કે અનુવાદક કહો, જેનું સૂચન એકવાર પૂર્વે ભાલણસુત વિષ્ણુદાસના પ્રસંગમાં થઇ ગયું છે.[2] તે વિષ્ણુદાસઃ માંડણ છું. આ કવિ ક્યારે થયો એ વિષયમાં કશું નિશ્ચયાત્મક રીતે કહી શકાય એમ નથી; કેમકે એના અશ્વમેધની જે એક માત્ર નકલ મળે છે[3] તેનો આદિ અને અંતભાગ તૂટક છે, એટલે એણે કાવ્યને અંતે સ્વવિષયક માહિતી આપી હોય તોયે એનો ઉપયોગ થઇ શકે એમ નથી. આ કવિએ અશ્વમેધપર્વ આદિમાં એક પૂર્વછાયો=દોહરો અને પછી ચોપાઈ એવી રીતે સર્ગબદ્ધ=વર્ગબદ્ધ કાવ્યસ્વરૂપે આપ્યું.

---

૧. જુઓ આ જ ગ્રંથમાં નાકર, પૃ. ૨૦૩-૧૬ ૨ આ પૂર્વે પૃ. ૨૮૧.
૩. ગુ. વિ. સ હ. લિ. પુ. ૪૨૬

એક હઠી અધવચિ લીપતી । એક હઠી જે સૂતી હતી । ૪
ગરભ પરસવ કરંતી ગાય । છાંડી કૃષ્ણ ભણીક જાય ।
એક કુટુંબ તણું ભય ધરી । ઘડુ લેઇ પાંણી નીસરી । ૫
એક હઠી મળવા જિસતી । એક હઠી જે મળતી હતી ।
એક કંઠિ સોહાવિ હાર । એકિ અરધ કીધા શણગાર । ૬
એક કાંબિ કંઠિ વલાઇ । એકિ કુંડલ પિહિરયાં પાઇ ।
એક નયણે કુકમ ભરિ । કાજલ લેઇ પીઅલ કરિ । ૭
એકી આંજ્યું એક જ નયણ । એકિ દૂધિં પષાલ્યા વયણ ।
ઇમ વ્યપરીત કરી શણગાર । વૃંદાવનિ તે ચાલી નારિ । ૮
ઘણા દીવસનિ વીરહિ કરી । હરી સનમુષ ગોપી સાંચરી ।
એક ગતિ કરિ ઉતાવલી । એક ઉન્નાઇ આગલ્ય ચ્યલી । ૯
દીઠી તે વીનતા આવતી । ઉઠયા ભગતવછલ શ્રીપતી ।
રુપ અનંત કરી તતકાલ । ગોપીનિં ચ્યલયા ગોપાલ । ૧૦[૧]

સાંગુએ પ્રામાણિક રીતે કથા ગુજરાતીમાં ઉતારી આપી છે. એ કાવ્ય પાછળથી પ્રચારમાં આવ્યું હોય એમ લાગતું નથી; સબબ કે વિક્રમની ૧૭ મી સદીની વચ્ચેની બે પચીશીમાં ખંભાતનો નાગર બ્રાહ્મણ વિષ્ણુદાસ વિસ્તારપૂર્વક અશ્વમેધનાં ઘણાંખરાં આખ્યાન રચી આપે છે, જે પૌરાણિક ધાટીના કથાકારોને વધુ અનુકૂળ થઈ પડે એવી કડવાબદ્ધ શૈલીનાં છે. સાદા ચોપાઈ બંધમાં માંગુએ વિશિષ્ટતા જરાએ સાધી નાથી, એટલે એની કૃતિ ઓછો આદર પામી હોય અને એથી તેનો પ્રચાર જ ન થયો. આજે એની એક માત્ર જૂની–લગભગ વિક્રમની ૧૭ મી સદીમાં નકલ કરાયેલી જેવી નકલ મળી છે તે ઉપરથી ઉપરનો મત આપવામાં બાધ નથી.

આ કવિની ભાષામાં જે પ્રસાદ છે તે શબ્દપ્રયોગ ઉપરના કાબૂને આભારી છે; એ એ વાતનું સમર્થન કરી શકે એમ છે કે એ સંસ્કૃત પણ જાણતો હશે.

---

૧. એજન, પૃ. ૧૯

છે. આ કાવ્ય અનુવાદાત્મક છે એમ કવિ પ્રત્યેક વર્ગને અંતે કહે છે :

"જૈમુનિ જનમેજય સંવાદ । અશ્વમેધ કથા:અનુવાદ ।
વિષ્ણુદાસ માંગુ કહિ સરગ । એટલિ તરણિ પુહુતા વરગ ।।૭૨"[1]

આ તુટક હાથપ્રત ત્રીજા વર્ગની ૨૩મી કડીથી શરૂ થાય છે અને ૧૮ મા વર્ગની ૯૫ મી કડીએ ચંદ્રહાસાખ્યાન આપતાં તૂટે છે.

આ પદ્ધતિ આપણને જાણીતી છે. ભીમના પ્રબોધપ્રકાશમાં આપણને પ્રાયઃ આ પદ્ધતિ મળે છે. જ્ઞાનાચાર્યની બિલ્હણ-પંચાશિકા અને અજ્ઞાત કવિની શશિકલામાં પણ આ જ પદ્ધતિ છે; બેશક, શશિકલા સાંકળીકાવ્ય છે, એટલો વિશેષ છે. માંગુ ખાસ કાંઈ વૈવિધ્ય સાધતો નથી; એટલે "અશ્વમેધપર્વ" જેવું રસિક કથાનક ગુજરાતી સાદા બંધમાં આપી જવું એટલી જ એની ક્રિયા છે. આથી એમ નથી સમજવાનું કે એણે વેઠ ઉતારી છે. એક વખતે કૃષ્ણ હસ્તિનાપુરથી વ્રજમાં નંદરાયને મળવા આવ્યા છે; કૃષ્ણને એ વખતે મળવા આવનારી ગોપાંગનાઓનું જે વર્ણન કવિએ આપ્યું છે તે ગમે એવું છે. ભલે અનુવાદ હોય, પણ રસ સાચવી રાખવાનો પ્રયત્ન છે તે તો કવિનો જ છે :

પૂરવછાઈ

"વ્રંદાવનિ ક્રીડાં કરી । સંતોષી સરવ નારિ ।
હસ્તીનાપૂરિ કેશવ ગયા ચુવિ વરગ વિચાર । ૧

ચુપઈ

મેહેલી ધામ-વતાં સુંદરી । પરમાનંદ ઘણું મન્ય ધરી ।
કનકથાલ મુગતાફલ ભર્યા । ચાલી વ્રજ વધાવા હરી । ૨
શશીવયણી મ્યલવા શ્રીવાસ । છાંડી ઘરના ભોગવિલાસ ।
પ્રેમ અત્યંત ધરી તતકાલ । ગાતી ગુણ ગીત ગોપાલ । ૩
એકિ મુંક્યાં ઘર-વ્યાપાર । મુંક્યા અધ ચમતા ભરથાર ।

1. ભેજન, પૃ. ૨૮

એક ઉઠી અંધવચિ લીપતી । એક ઉઠી જે સુતી હતી । ૪
ગરભ પરસવ કરંતી ગાય । છાંડી કૃષ્ણ ભણીક જાય ।
એક કુટુંબ તણુ ભય ધરી । ઘડુ લેઇ પાંણી નીસરી । ૫
એક ઉઠી મળવા જિસતી । એક ઉઠી જે મળતી હતી ।
એક કંઠિ સોહાવિ હાર । એકિ અરધ કીધા શણગાર । ૬
એક કાંબિ કંઠિ વલાઇ । એકિ કુંડલ પિહિરયાં પાઇ ।
એક નયણે કુકમ ભરિ । કાજલ લેઇ પીઅલ કરિ । ૭
એકી આંજ્યું એક જ નયણ । એકિ દૂધિં પખાલ્યા વયણ ।
ઇમ વ્યપરીત કરી શણગાર । વૃંદાવનિ તે ચાલી નારિ । ૮
ઘણા દીવસનિ વીરહિ કરી । હરી સનમુષ ગોપી સાંચરી ।
એક ગતિ કરિ ઉતાવલી । એક ઉનાઇ આગલ્ય ચ્યલી । ૯
દીઠી તે વીનતા આવતી । ઉઠયા ભગતવછલ શ્રીપતી ।
રૂપ અનંત કરી તતકાલ । ગોપીનિ ચ્યલયા ગોપાલ । ૧૦"[1]

સાંગુએ પ્રામાણિક રીતે કથા ગુજરાતીમાં ઉતારી આપી છે. એ કાવ્ય પાછળથી પ્રચારમાં આવ્યું હોય એમ લાગતું નથી; સબબ કે વિક્રમની ૧૭ મી સદીની વચ્ચેની બે પચીશીમાં ખંભાતનો નાગર બ્રાહ્મણ વિષ્ણુદાસ વિસ્તારપૂર્વક અશ્વમેધનાં ઘણાંખરાં આખ્યાન રચી આપે છે, જે પૌરાણિક ધાટીના કથાકારોને વધુ અનુકૂળ થઈ પડે એવી કડવાબદ્ધ શૈલીનાં છે. સાદા ચોપાઈ બંધમાં માંગુએ વિશિષ્ટતા જરાએ સાધી નાથી, એટલે એની કૃતિ ઓછો આદર પામી હોય અને એથી તેનો પ્રચાર જ ન થયો. આજે એની એક માત્ર જૂની–લગભગ વિક્રમની ૧૭ મી સદીમાં નકલ કરાયેલી જેવી નકલ મળી છે તે ઉપરથી ઉપરનો મત આપવામાં બાધ નથી.

આ કવિની ભાષામાં જે પ્રસાદ છે તે શબ્દપ્રયોગ ઉપરના કાબૂને આભારી છે; એ એ વાતનું સમર્થન કરી શકે એમ છે કે એ સંસ્કૃત પણ જાણતો હશે.

---

૧. એજન, પૃ. ૧૯

આ કવિના આ કાવ્યની ત્રુટક પ્રતનાં વચ્ચેનાં પાનાં પણ પરસ્પર ચોંટી ગયેલાં છે, તેથી કેટલોક ભાગ અવાચ્ય રહે છે. ચંદ્રહાસનો વિષયાવાળો પ્રસંગ આમ વાંચવો મુશ્કેલ થઈ પડયો છે. આ પ્રસંગ જમાવવામાં કવિએ જરૂર મહેનત લીધી હશે. આ પ્રસંગે 'ધર્મના જય' નો પ્રસંગ કવિએ ઠીક આપ્યો છે, એ ભાગ થોડો જળવાઈ રહ્યો છે.

આ કવિની આ સિવાય બીજી એક પણ કૃતિ મળી નથી. એતું નામ **માંગુ** છે એમાં શંકા નથી; અને વિષ્ણુદાસ એ એણે "હરિદાસ" "નારણદાસ" "કેશવદાસ" એવો ભક્તવાચક શબ્દ પોતાના નામ પૂર્વે આપ્યો છે એટલે બીજા કોઈ વિષ્ણુદાસની સાથે આનો ગોટો થઈ જાય એમ નથી.

**ચરિતસામગ્રી :**

૧. ગુજ. વિદ્યાસભા હ. લિ. પુ. નં. ૪૨૬ની હાથપ્રત (ત્રુટક)

## વસ્તો ડોડિયો

[ વિ. સં. ૧૬૨૪–૫૩માં હયાત ]

ખેડા જિલ્લાના વીરસદ ગામનો વતની કવિ વસ્તો જાતનો ડોડિયો ખારોળો હતો અને સં. ૧૬૨૪-૫૩માં હયાત હતો, એવું એના સુપ્રસિદ્ધ "શુકદેવાખ્યાન" નામક દેશીબદ્ધ કાવ્યમાં કરેલા ઉલ્લેખથી જાણી શકાય છે. (બેશક, બીજી હાથપ્રતોનો સાથ ન હોવાને કારણે ૧૬૫૩માં જ એણે એનું કાવ્ય પૂર્ણ કર્યું, એ નક્કી કરી શકાતું નથી):—

"સરસ્વતીઇ તાં કીધી સાર કવીજન હેદિ હરખ અપાર ॥
સંવત ૧૬ ત્રુવીસઇ સાર માંધસર સુદ બારસ ગરુવાર ॥
ગુરુવારિ ગુણ ગાસું કવી સ્વામી–પ્રસાદિ વાણી હવી ॥"
[ કડવું ૩-જું ][1]

---

૧. ગુ. વિ. સ. હ. પુ નં ૭૯૪ क

અને

"લે લાગી હરીનાં ચરણ સું રે; જયાહાર સુકસંજયોદ-વેદવ્યાસ રે ॥
વસ્તે કીધુ અભ્યાસ રે; ડોડીઆ કુલ વારસદ મહુ વાસ રે".

[ કડવું ૪૩ સું—અંતભાગ ]

"[સંવત સોલસેં ૫૩ ત્રેપને જોગીએ કીધો મુને ખાવંનઃ
માગસર વદ તેરસ જાણ, પૂરણ કીધું શુકાખ્યાન ॥ "[1]

જાતનો ડોડિયો ધારાળો હતો, એવું ઉપરના એના જ શબ્દોથી સમઝાય છે. એ લેઉવો પાટીદાર હતો, એમ માનવામાં આવે છે,[2] પણ એનો ખુલાસો એના જ શબ્દોથી થઇ જાય છે. એના પિતાનું નામ "કાલા" હતું અને એ વીરસદનો વતની હતો. "વારસદ" શબ્દ તે વીરસદનો જ વાચક લાગે છે. અત્યારે પણ ખેડા જિલ્લામાં વીરસદ નજીક ધારાળાઓની[3] પુષ્કળ વસ્તી આવેલી છે; એટલે એ બાજૂનો એ ધારાળો હોય એમાં કોઈ શંકાને સ્થાન નથી.

એના ચરિતવિષયમાં ભક્તોમાં ચાલતી દંતકથાઓ જે કાંઇ મળે છે તે પ્રમાણે[4] તે એક આદર્શ કોટિનો ભક્ત હતો. બાળપણથી જ સંસાર પર વૈરાગ્ય આવી જવાને કારણે એણે લગ્ન કર્યું નહોતું. એના દાદા નારાયણદાસનો એને પરણાવવાનો બહુ આગ્રહ હતો, પણ એણે કદી એ વસ્તુ કબૂલેલી નહિ, એથી સગાં નારાજ થયેલાં અને એને એક જુદું ઘર આપી જુદો કરેલો. એની ૧૭–૧૮ વર્ષની ઉમરે એ ઘેરથી છાનોમાનો ચાલી નીકળ્યો અને રામેશ્વરની યાત્રાએ ગયો.

---

૧. બૃ. કા. દો. ભાગ ૪ થો, પૃ. ૨૮૮ ઉપર પાદટીપમાં આપેલી કડી; આ છેલ્લી કડી કોઇ હાથપ્રતમાં અત્યારે લભ્ય નથી.

૨. બ. કા. દો. ભાગ ૪ થો, "વસ્તો" પૃ. ૧૭

૩. ફા. ગુ. સ. હ. પુ. સં. યાદી, ભાગ ૨ જો, પૃ. ૫૮

૪. બૃ. કા. દો. ભાગ ૪ થાની પ્રસ્તાવનામાંથી, કોઇ ભગવાનદાસ નામના કબીરપંથી સાધુ પાસેથી સ્વ. ઇચ્છારામ દેસાઇને મળેલી હકીકત ઉપરથી ઉપરનું ચરિત ટૂંકવી દાખલ કર્યું છે.

ત્યાં ત્રણ ચાર માસ રહ્યા બાદ ત્યાંથી તે બાલાજી ગયો, અને ત્યાંથી ગોકર્ણેશ્વર મહાદેવનાં દર્શન માટે ગયો. ત્યાં પર્વત ઉપરથી ગબડી પડતાં એ લંગડો થયો. કેટલાંએક વર્ષે એ પાછો ફરી વીરસદમાં આવ્યો ત્યારે એનાં માતપિતા મરી ગયાં હતાં અને ભાઇઓએ મિલકતના ભાગ પાડી લીધા હતા. વસ્તો એ જોઈ ખુશી થયો. આ હકીકત એણે એના એક નીચેના પદમાં નોંધી છેઃ

"માયાને છોડી દીધી, પ્રભુ ભજ, માયાને છોડી દીધી–ટેક
માતતાત પિતામહ હાલ્યાં, હારી બાજી હાથ કીધી;
વૈકુંઠનાથને મેરે જાતાં. લાખેણી લહાણી લીધી–માયા૦
આ સંસારમાં સુખ નહીં કેથે વસ્તાભાઈ ભાખે
ભાઇઓએ દૂર હાંકી મેલ્યો, ઠાલે કીધું છે નંદલાલે–માયા૦"[1]

ત્યારપછી એ ત્યાંથી ગોકુલ મથુરાંની યાત્રાએ ગયો. ત્રણ માસે ફરતો ફરતો બુરાનપુરમાં આવી રહ્યો. ત્યાંના મોહનલાલ નામક સાધુના અખાડામાં એ જઇ રહેલો. અનેક વાર એની પાસે ઉપદેશ લેતી એક વિધવા કણબણે પુનર્લગ્ન કરવાની રજા માગતાં એને વૈરાગ્યોપદેશ આપી એના ચિત્તને પુનર્લગ્નમાંથી વાળી હરિભક્તિવાળું કરી દીધું હતું. એક વાર અખાડાના બધા સાધુઓ પ્રયાગરાજ ગયેલા અને વસ્તો તેમજ બીજા બેએક સાધુ જ પાછળ રહેલા. એમાંથી વસ્તો ચોમાસાના દિવસમાં અખાડાની નિકટની જમીન વાવવા માટે ખોદતો હતો ત્યાં ધનથી ભરેલી એક તાંબડી મળી. બીજા સાધુએ એ રાખી લેવા કહ્યું, પણ વૈરાગી વસ્તાએ એ ન માનતા એમાંથી સાધુ બ્રાહ્મણોને જમાડી દીધા. ત્યાંના મુસલમાન હાકેમની જાણમાં આ વાત આવતાં એને પકડી મગાવી માર માર્યો; પણ વસ્તાના શરીર પર કશું ન થવાથી એને બહુ આશ્ચર્ય થયું. વસ્તાનું શેષ જીવન બુરાનપુરમાં જ પૂરું થયું કહેવાય છે.

---

1. ભજન, પૃ. ૧૮

વરતાના જીવનના આ પ્રસંગો એના "સુભદ્રાહરણ"માં[2] હોવાનું કહેવાય છે; પણ અત્યારે એ ગ્રન્થ પ્રાપ્ત થતો નહિ હોવાથી કશું નિશ્ચિત સ્વરૂપે કહી શકાય એમ નથી. અત્યારે તો એનું એક માત્ર કાવ્ય "શુકદેવાખ્યાન" જ મળે છે. ૪૦ કડવાનું આ કાવ્ય શાંતિ-પર્વમાંથી વસ્તુ લઈ રચવામાં આવ્યું છે. પૌરાણિક ધાટીના આ કાવ્યમાં વપરાયેલી શિષ્ટ ભાષા જોતાં એ સારી રીતે એ વખતની શિષ્ટ પ્રજાના સંપર્કમાં આવ્યો જણાય છે. જો એમ ન હોય તો શાંતિપર્વના આ શુકદેવજીના જન્મના રસમય પ્રસંગને ઉતારવાની એક ધારાળામાં શક્તિ ન હોય. એ પોતાને "કવિજન" કહે છે જ; એટલે એના સમયમાં જે જાતની કવિતા રચાતી હતી તે કોટિની કવિતા કરવાની પોતાનામાં શક્તિ પોતે જ લાવી શકેલો. બેશક, એ "ગુરુ-વાણી"ને કથવાનું કહે છે, એટલે પોતે સંસ્કૃત ન જાણતો હોય અને બ્રાહ્મણ ગુરુ પાસેથી મૂળ કથા સાંભળી કવિતા રચ્યે જતો હોય એ સંભવિત છે.

એની કવિતામાં પ્રતિભાના ચમકારા ક્વચિત્ ક્વચિત્ દેખાય છે. વ્યાસજી જે વખતે પુત્રપ્રાપ્તિ માટે બદરિકાશ્રમ જાય છે ત્યારે આપણને પૂર્વપરિચિત એવું ટૂંકું વનવર્ણન કવિ આપે છે. ૧૨ મા કડવામાં ઋષિઓના તપનો પ્રકાર પણ ટૂંકો છતાં રોચક ગણાય, પણ શુકદેવના જન્મ પછી એ તરત જ નાસી છૂટે છે તે વખતે આપેલું માતાનું કરુણ રુદન ખાસ ધ્યાન ખેંચે એવું છે:

"હરિપ્રતાપે હરખતી હું, ધરતી મન આનંદ જો;
વ્યાસ વિમાસી ક્ષીણ થયા; જેમ પુનમ પડવા ચંદ્ર જો.
કર્મે વંઝા હું રહી, મહાદેવ કીધો દંડ જો;
આગળથી ઊઠી ગયો, મેં કુંવર નયન ન દીઠ જો;
હું બાર વર્ષ ભારે મુઇ, મેં પગ તાણ્યા તે ફોક જો;
કે પુત્ર કીધાં વાઝિયાં, મુને મેહેણું દેશે લોક જો.

---

૧. એજન, પૃ. ૧૮

એ હું જાતા જાણતી, મારા આતમ તણો આધાર જો;
તો મંદિર કરાવત શોહતણું, સોગળ ચોડત મારજો.
મેં દેવની પૂજા નવ કરી, કે મેં હોમ કર્યો પરસૂત્ર જો.
મેં સાસુ નણંદ સંતાપીઆં, તો કયાંથી રહે મુજ પુત્ર જો.
મેં સાધુ નવ સંતોષિયા, વિપ્રને ન દીધાં દાન જો.
એ પુત્ર વિના પરિવાર સૂનો, મારે વસ્તી ઉજડ રાન જો.
કે મેં બાળ વછોયાં ધાવતાં કે મેં જળ વછોયાં મીન જો,
કે મેં ગાય વછોયાં વાછરૂ, કે મેં નારી વછોયાં ચીર જો,
કે મેં વહેતી નીકે પગ ધર્યો, કે મેં ફોડી સરોવર-પાળ જો.
કે મેં કુડાં કલંક ચઢાવિયાં કે મેં વાઢી પિંપળ-ડાળ જો "[1]

પણ પ્રાયઃ પછી કાવ્ય ઉપદેશાત્મક થઈ જાય છે. વ્યાસ પુત્ર શુકદેવને જે ઉપદેશ આપે છે તે કવિએ પછી આપ્યો છે.

આ કાવ્યમાં કવિએ કેટલાક સુંદર બંધ પસંદ કર્યા છે. શુકદેવની પાછળ કડવા ૧૮ મામાં વ્યાસ દોડે છે તે વખતનો કરુણ રસ જાળવતો નીચેનો ઢાળ ધ્યાન ખેંચે છે :

" પુત્ર પૂઠે વ્યાસ વિચક્ષણ, વેગે વાહારે ધાય રે;
પગલાં જુવે ને નયન લુહે, મોહ પુત્રનો થાય રે;
કુંવરને કો વાળો રે "[2]

૩૩ મા કડવાનો બંધ જુઓ :

" વ્યાસજી બોલ્યા શુક નાનડીઆજી, તમને વાંધું ખોળે ચડીઆજી
તમને જડિત્ર ગુઘરડા જડીઆજી, બાજુબંધ બાંધું બેહુ બાંહેડીઆજી ".[3]

આખું કાવ્ય સાદું અને પાછળથી ઉપદેશાત્મક હોવા છતાં સુંદર છે. એમાં કથાનો પ્રવાહ, " કરુણરસ " બરોબર સચવાયો હોવાથી જળવાયેલો મળે છે. એક ધારાળા પાસેથી આમ આ સારી કૃતિ મળે છે, એ કાંઈ ઓછા આનંદનો વિષય ન ગણાય.

---

૧. બૃ. કા. દો. ભાગ ૪ થો, પૃ ૨૫૯-૬૦
૨ એજન, પૃ. ૨૬૦ ૩. એજન, પૃ. ૨૭૫

એના કાવ્યની એના સમયની મધ્ય. ગુજરાતીની ૩ જી-૪ થી ભૂમિકાની ભાષાને સાચવી રાખતી જૂની પ્રતો સારી રીતે સચવાયેલી મળે છે, તે ઉપરથી નવેસરથી એ કાવ્યનું સંપાદન થવાની જરૂર છે. આ એક કાવ્ય પણ એને તત્કાલીન પૌરાણિક કવિઓમાં સ્થાન અપાવે એવું છે. એનાં બીજાં સુભદ્રાહરણ અને સાધુચરિત એ બે કાવ્ય હોવાનું મનાય છે. એ બંનેની નોંધ સ્વ. ઇચ્છારામે કરી છે, પણ અત્યારે લભ્ય નથી

"સાધુચરિત"માં એણે નરસિંહ મીરાં વગેરેનાં ચરિત આપ્યાં છે. આ કાવ્ય મળે તો "નરસિંહ"ના સમયના વિષયમાં જે શંકાઓ ઊભી થઇ છે તેનું નિરાકરણ સરળતાથી મળી શકે.

આ જ નામનો એક બીજો કવિ "વસ્તો વિશ્વંભર" થઈ ગયો છે. એ ક્યાંનો વતની હતો અને ક્યારે થઇ ગયો એ વિશે કશું જાણી શકાતું નથી. એનાં પદો તેમજ "વસ્તુગીતા" નામનું આઠ અધ્યાયનું જ્ઞાનપ્રધાન કાવ્ય અદ્યાપિ અપ્રસિદ્ધ છે. એણે ગુજરાતી તેમજ હિંદી એ બંને ભાષામાં પદ રચ્યાં છે. આ કવિ અને વસ્તો ડોડિયો જો એક જ હોય તો વસ્તાએ પાછલી અવસ્થામાં આ જ્ઞાનપ્રધાન પદો તેમજ કાવ્યો રચ્યાં સંભવે; જો કે બંને એક હોય એવો એક પણ પુરાવો મળી શકતો નથી. 'વસ્તુગીતા' ના લેખકે કેવલાદ્વૈત વેદાંતને સ્ફુટ કરતી સાંખ્ય યોગ વગેરેની પ્રક્રિયાઓ પણ સરળ ભાષામાં સમઝાવી છે; એ વિશેષ અનુભવ તેમજ સારા ગુરુના સમાગમ વિના ન બની શકે.

ચરિતસામગ્રી :

૧. બૃ. કા. દો. ભાગ ૪ થો (ગુજ. પ્રેસ. મુંબઇ)

૨ ગુજ. સા. ના. માર્ગ-સ્તંભો-દી. બ. કૃષ્ણલાલ મો. ઝવેરીકૃત

૩ ફા. ગુ. સ. હ. લિ. પુ. નામાવલિ-ભાગ ૨ જો, સ્વ. અંબાલાલ બુ. જાનીકૃત

# કવિચરિત

## [ભાગ ૨ જો]

### વિષ્ણુદાસ ખંભાતનો

[ સં. ૧૬૨૪-૧૬૨૮માં હયાત ]

**નરસિંહ મહેતાએ** જેનાં બીજ રોપ્યાં, ભાલણે જેમાં જલસિંચન કર્યું, ઉદ્ધવ-નાકર-આદિએ જેનું સંગોપન કર્યું, તે આખ્યાન-પદ્ધતિની પૌરાણિક કાવ્યવાટિકાને નવપલ્લવિત રાખવામાં વિક્રમના ૧૭ સૈકામાં જે કવિમાળીઓએ અથાગ પરિશ્રમ લીધો છે તેઓમાં ખંભાતનો નાગર બ્રાહ્મણ વિષ્ણુદાસ સૌથી આદિસ્થાન ભોગવે છે. મહાભારત અને રામાયણની સમગ્ર કથાઓને માતૃભાષામાં રજૂ કરવાનું અસાધારણ કાર્ય એણે પાર પાડવા કેડ બાંધી હતી અને શાંતિ અનુશાસન આશ્રમવાસિક એ ત્રણ પર્વો સિવાયનાં મહાભારતનાં ૧૫ પર્વ, રામાયણ, ઉપરાંત કેટલાંક પ્રકીર્ણ આખ્યાન, નરસિંહ મહેતાના જીવનને લગતું મામેરું વગેરે કાવ્યો ગુજરાતની જનતા સમક્ષ ધરવા એ શક્તિમાન થયો હતો. જૈમિનીય અશ્વ-મેધનાં લગભગ ઘણાંખરાં આખ્યાન પણ એણે ગુજરાતીમાં રચી આપ્યાં. નાકરની જ સાહિત્યસૃષ્ટિના વેગને એ ઝીલતો શિવદાસ જનકુંવર વગેરે દ્વારા આખ્યાનયુગના છેલ્લા પ્રતિનિધિ પ્રેમાનંદની કવિતાને સાંકળી દે છે, તે એવી રીતે કે નાકર સં. ૧૬૨૪ માં રામાયણ પુરું કરે છે તે વર્ષ લગભગમાં વિષ્ણુદાસ લક્ષ્મણાહરણ-રુક્માંગદપુરી

સંભવતઃ રચી આપે છે; રુકમાંગદપુરીનું રચ્યાવર્ષ ૧૬૩૪ જ સ્વીકારીએ તો અશ્વમેધનાં આખ્યાન તો સંભવતઃ એ વર્ષ આસપાસથી રચવા માંડે છે. પ્રેમાનંદ એ જ વિષ્ણુદાસની કવિતાનાં ધાવણ ધાવ્યો છે એ પ્રેમાનંદની શરૂઆતની કેટલીક કૃતિઓ જોવાથી જણાય છે. —મામેરામાં વિષ્ણુદાસની કેટલીક પંક્તિઓ પ્રેમાનંદે ઉઠાવી છે[1] પ્રેમાનંદનાં કેટલાંક કાવ્યોનાં પણ પ્રેમાનંદે નાકર અને વિષ્ણુદાસનાં કાવ્યોનાં નામે નામ આપ્યાં છે એ પણ ઓછું સૂચક નથી.

આમ વિષ્ણુદાસનું ગુજરાતી સાહિત્યસર્જનમાં માનવંત સ્થાન સ્પષ્ટ રીતે જૂના સમયથી જણાય છે. એ આ કવિનો જન્મ ક્યારે થયો, કેટલાં વર્ષ જીવ્યો અને ક્યારે મૃત્યુ પામ્યો, એ વિશે આજે કશી માહિતી મળતી નથી; માત્ર એ ખંભાતના ખાનપુર પરામાં રહેતો હતો, ત્યાંના ત્રણ પૌરાણિકો પાસેથી સંસ્કૃત કથાઓનું જ્ઞાન મેળવ્યું હતું. અને એ પછી એ કથાઓને એણે માતૃભાષામાં અમુક અમુક સમયે ઉતારી હતી, એટલું જ જાણવા મળે છે. આ પ્રસંગોએ એણે પોતાની જ્ઞાતિ અને એક સ્થળે પોતાની માતાનું પણ નામ આપ્યું છે; જેમકે

"સાગરત્રટ ત્રંબાવટી વાસ સદા સર્વદા લીલ વીલાસ ॥૪૫॥
કવીજંન જ્ઞાત મકરકુલ સોય વાશ ખાંનપુર મધે હોય ॥૪૬॥
ગંગાજીનો સુત વિષ્નુદાસ સદા શ્રીકૃષ્ણજ મુને તારી આશ ॥૪૭॥"[2]

એણે પોતાની જ્ઞાતિના વિષયમાં ભીષ્મપર્વમાં "મકરકુલ" એટલો જ નિર્દેશ કર્યો છે, પણ આરણ્યકપર્વમાં નાગર હોવાનું લખ્યું છે, જ્યાં ત્રંબાવટી એક ઉપરગામ હોય એવો નિર્દેશ મળે છે. સંભવ છે કે ખાનપુર એ ત્રંબાવટીનો એક ભાગ હશે. ખંભાત એ જમાનામાં મોટું હતું અને આસપાસનાં ગામડાં એના અંગમાં જ હતાં. આ વિષયમાં વિષ્ણુદાસ કેટલીક ચોખવટ પણ કરી આપે છે; જેમકે

---

૧. જુઓઃ સ્વ. ભા. નિ. મહેતા-કૃત "વિષ્ણુદાસ", ૯૮ વગેરે.

૨ ગુજરાતી પ્રેસની હાથપ્રત નં. ૩૩૨ખ

(૧) "સ્તંભતીર્થમાં મોરો વાસ, સદા સર્વદા લીલ-વિલાસ
ત્યાં સાગરતટ ત્રંબાવટી વાસ, કથા પ્રબંધ કર્યો મેં ખાસ
"કવિ નાગર નૌતમ કુળમાંય, પવિત્ર ને ઉત્તમ વર્ણ જ્યાય ॥"[૧]

(૨) "સ્તંભતીર્થ નયરપુર વાસ; જોતા પાતિક પામે નાશ;
તે પૂરમાં કવિતાનો વાસ, નામ કહે તેહનુ વિષ્ણુદાસ"[૨]

આ ઉલ્લેખોમાં સ્તંભતીર્થ. ત્રંબાવટી, નયરપુર, ખાનપોર એ સ્થાનો છે, તેમાં સ્તંભતીર્થ=ખંભાત એ મુખ્ય શહેર અને ત્રંબાવટી એનું મુખ્ય પરું અને નયરપુર અને ખાનપુર એ ત્રંબાવટીનાં નાનાં પરાં-મહોલ્લા સંભવે છે; નયરપુર એ "નગરા" હોવાનું સ્વ. ભા. નિ. મહેતા[૩] કહે છે; એ "નગરા" નો ભાગ તે જ એમને મતે ત્રંબાવટી. એ બધાનો મથિતાર્થ એ છે કે કવિ ખંભાતનો વતની હતો.

કવિનું કુલ "મકર" છે. વડનગરા નાગરોમાંની "માંકડ" એ અવટંક આ છે. એમ સ્વ. ભા. નિ. મહેતા માને છે[૪] પણ મને લાગે છે કે આ અવટંક સ્વતંત્ર જ છે. વડનગરા નાગરોમાં માંકડ, મંકોડી, હાથી, ઘોડા એ અવટંકો આજે પણ છે,[૫] તેવી જ 'મકર=મગર" અવટંક વિષ્ણુદાસની હશે, જે આજે લુપ્ત થઈ છે; બેશક, એ ક્યાંય પણ પોતે "વડનગરો" જ નાગર છે એમ લખતો જણાતો નથી.

---

૧. બૃ. કા. દો, ભાગ ૮ મો-પ્રસ્તાવના : અંબાલાલ બુઃ જાની-કૃત "વિષ્ણુદાસ", પૃ. ૬૧, "આરણ્યક પર્વ" માનો ઉલ્લેખ. સ્વ. ભાનુસુખરામે થોડું પાઠાંતર બતાવ્યું છેઃ જેમકે ૨ જી લીટીથીઃ "ત્યાં સાગરતટ ત્રંબાવટી વાસ સ્નાન માત્ર હોય સુરપદ વાસ, કથા પ્રબંધ કર્યો મેં ત્યાંહે, કવિતાં નાગર મંકરકુલ માંહે." વિષ્ણુદાસ, પૃ. ૨૧-૨

૨. ગુ વિ. સં હ લિ, પુ. નં. ૨૪

૩. વિષ્ણુદાસ, પૃ. ૨૩

૪. વિષ્ણુદાસ. પૃ. ૨૬

૫. સ્વ. રામલાલ મોદી આ અવટંકને સ્વતંત્ર જ માને છે. જુઓ જાલંધર આખ્યાન, પ્રસ્તા. પૃ. ૨૦.

કવિએ પોતાના પિતાનું નામ એના કોઈપણ કાવ્યમાં આપ્યું નથી. એના પિતાનું નામ "ભીમ" હશે એવો મત આપતાં સ્વ. ભા. નિ. મહેતાએ અવિચલદાસના ષષ્ઠ સ્કંધને[૧] અંતે આવતા એક ઉલ્લેખથી અવિચલદાસને વિષ્ણુદાસનો દીકરો ઠરાવ્યો છે. અવિચલદાસનો એ ઉલ્લેખ અત્રે જોવા જેવો છે :

"સંવત સોલ ચોરાશી પોષ અસિત શુભ યેહ ।
ભીમકવિ-તન યસ કહિ ગાતાં નીમલ દેહ ॥૩૦॥
વાંઠવ નાગર વિષ્ણુ-સુત અવિચલ ગાવા હામ ।
હંસભાનિ દિન સોપીઉ ગાને રીઝે રામ ॥૩૧॥
નયર વડુ નટપદ્રમાં શ્રીનારાયણદાસ ॥
શ્રીકૃષ્ણકથા પ્રાકૃત કરી ગાશે અવિચલદાસ ।"[૧]

આરણ્યકપર્વને અંતે આ પ્રમાણે ઉલ્લેખ છે :

"ગુર્જરખંડે નટપદ્રનિવાસ નાગર નારાયણના દાસ ।
સંવત ૧૬ પંચાણુંઓ ધન્ય શ્રાવણ વદિ એકાદસી દિન ॥

×          ×          ×

વર્ણુદાસસુત અવિચલ વાણે સકલ સભાને દે કલ્યાણ ॥"[૨]

આ બંને કાવ્ય અવિચલદાસે પોતાને હાથે જ ઉતાર્યાં છે, એ પુષ્પિકા જોવાથી માલૂમ પડશે :

"श्रीरामप्रसादात् । संवत १६९५ वरषे श्रावण शुधि १२ रवउ अदेह नटपद्रवास्तव्य आभ्यंतर नागरज्ञाती महं विष्णुजीसुत अचलदास स्वयं बुद्धिदाता श्रीनारायणने प्रसादे प्राकृत गांन आरणीक पर्व संकेल्ये श्रीनारायणने चरणे सोप्युं ।"[૩]

---

૧. સ્વ. ભા. નિ. મહેતાએ ભૂલથી અષ્ટમ સ્કંધ કહ્યો છે: વિષ્ણુદાસ પૃ. ૧૬

૨. ગુ. વિદ્યાસભા હ. ન. ૪૭૭          ૩. એજન, નં. ૪૭૭

આમાં અવિચલદાસ નટપદ્ર=નડિયાદનો વતની અને આભ્યંતર નાગર જ્ઞાતિ = સાઠોદરો[1] જણાય છે. એના પિતાનું નામ વિષ્ણુજી કે વિષ્ણુદાસ છે, પણ પોતાને આભ્યંતર કહેનારો અવિચલદાસ ક્યાંય પણ મકરકુલનો ઉલ્લેખ કરતો નથી. "ભીમકવિતન યસ"ને સ્થાને "શ્રીભાગવત-યશ કવિ" એવો પાઠ ગુ. વિ. હ. હ. લિ. પુ ની યાદીમાં છપાયો છે[2] જે ભૂલભરેલો છે એના બળે સ્વ. રામલાલ ચૂ. મોદીએ "ભીમ" નું નામ ઉડાવ્યું છે; પણ એ રીતે ઉડાવવાની જરૂર નથી; કવિના જ હાથની એ નકલ હોવાથી એમાં શંકા લાવી શકાય એમ નથી. અહીં જોવાનું એટલું જ છે કે અવિચલદાસ જે વિષ્ણુદાસનો પુત્ર છે તે વિષ્ણુદાસ અને ખંભાતનો વિષ્ણુદાસ એક છે કે નહિ.

અવિચલદાસના હાથે જ પોતાનાં કાવ્યો સાથોસાથ વિષ્ણુદાસના રુક્માંગદપુરીની નકલ થયેલી છે; સાથે જનાર્દનના ઉષાહરણની પણ નકલ એ જ હાથે છે. એ જ વિષ્ણુદાસનો એ પુત્ર પિતાએ આરણ્યક-પર્વ રચ્યું હોય તો ફરી પાછું નવું આરણ્યકપર્વ રચે, એ બહુ સંભવતું નથી. પણ અવિચલદાસના મનમાં 'વિષ્ણુદાસ' જાણે કે સામાન્ય નામ હોય એમ પણ જણાય છે અને એ પોતાને પણ એક સ્થળે "વિષ્ણુ-દાસ" કહે છે :

"આણીંકપર્વ વિષે એ કથા રાય યુધિષ્ઠિર પ્રતિ સર્વથા ।
દ્વિત વનમા પાંડવવાસ અવિચલ ભકિત કહિ વિષ્ણુદાસ ॥'[3]

આ વસ્તુ તો વિષયને ઓર મુશ્કેલીમાં મૂકે છે. ૫૪ સ્કધ લખનારો વિષ્ણુજી-સુત અવિચલદાસ છે. પણ એક વસ્તુ લક્ષ્યમાં લેવા જેવી

૧. સાઠોદરા અને વીસનગરા નાગરોમાં જ બાહ્ય અને આભ્યંતર એવા પેટા ભેદ છે, બીજામાં નહિ. નડિયાદમાં સાઠોદરાઓની પણ વસ્તી છે-હતી. સ્વ. મણિભાઈ નભુભાઈ આભ્યંતર સાઠોદરા નડિયાદમાં જ થયા છે.

૨. પૃ. ૧૫૭. ગુ. વિ સ. હ. લિ. પુ. નં. ૪૭૭નો અંત નોંધતાં

૩. એજન, પૃ ૫૫

છે કે ખંભાતના વિષ્ણુદાસે પુષ્કળ સાહિત્યસેવા કરી છે તેનો અવિચલદાસ ઉલ્લેખ માત્ર પણ નથી કરતો. જો એનો બાપ જ કવિ હોત તો પોતાનો પરિચય આપતાં પિતાનો પરિચય આપ્યા વિના ન રહત, પણ એમ થયું જ નથી. ખંભાતથી એ નડિયાદ આવી વસ્યો છે એવું પણ ક્યાંય કહેતો નથી. સ્વ. ભા. નિ. મહેતા કહે છે[1] તેમ" વડુ નયર" એ નયરા=ત્રંબાવટી પણ નથી, કેમકે આરણ્યકપર્વમાં કાવ્યમાં તેમ પુષ્પિકામાં મળી ત્રણ સ્થળે નટપદ્રનો સ્પષ્ટ નિર્દેશ છે, અને એક સ્થળે તો આરણ્યકપર્વ કોને માટે અથવા કોની પાસેથી લખ્યું એ પણ સ્ફુટ રીતે આપતાં નટપદ્ર નોંધ્યું છે :

> "નયર વડુ નટપદ્ર નિધાન હરજીસુત ધરણીધર માંહાન ।
> મૂલકથા સંભલાવી સહી તે માટે એ પ્રાકૃત કહી."[2]

આમાંથી એ પણ અર્થ નીકળી શકે એમ છે કે નડિયાદના એ ધરણીધરે મૂળ કથા વાંચી અને પછી અવિચલદાસે "પ્રાકૃત"માં લખી નાખી. બેમાંથી ગમે તે અર્થ લો, તેથી મૂળ વિષયને ટેકો નથી કે અવિચલ નડિયાદમાં ખંભાતથી આવી વસ્યો હતો. "ભીમકવિ-તન" એનો અર્થ તો "કવિ ભીમનો પુત્ર" એવો થાય છે એ જ અર્થનો બીજો નિર્દેશ ષષ્ઠ સ્કંધના ૧૫ મા અધ્યાયને અંતે છે; જેવો કે

> "ભીમકવિશ્વરસુત એમ કહિ અવિચલ રામ પ્રતાપે લહિ ૩૪"[3]

શું અવિચલદાસને સંસ્કૃતમાં કથા કહેનારો આ કોઈ કવિ ભીમનો પુત્ર તો નથી ને? આરણ્યકપર્વની સં. કથા હરજી-સુત ધરણીધરની મદદથી પ્રાકૃતમાં ઉતારી એમ સ્વીકારમાં આવે તો આ ભીમકવિ-પુત્ર અજ્ઞાતની મદદથી ષષ્ઠ સ્કંધ પ્રાકૃતમાં અવિચલદાસે ઉતાર્યો હશે, એમ આમાંથી તો નીકળે છે. આમાં ક્યાંય પણ "ભીમનો પૌત્ર" અવિચલદાસ એવો અર્થ નીકળતો નથી. આમ આ ભીમ અજ્ઞાત જ

---

૧. વિષ્ણુદાસ, પૃ. ૨૩

૨. ગુ વિ. સ. હ. લિ. નં. ૪૭૭, પૃ. ૩૭૯ ૩. એજન, પૃ. ૪૬

છે કે જે પ્રભાસપાટણ કે સિદ્ધપુરવાળો હરિલીલાષોડશકળાકાર ભીમ તો નથી જ.

સ્વ ભાનુસુખરામ મહેતાએ વિષ્ણુદાસની માતાનું નામ વિકલ્પે "કાશી" પણ હોવાની સંભાવના કરી છે[1] અને તેથી "કાશીસુત" નામે મળતાં કાવ્ય પણ વિષ્ણુદાસનાં હોવાનું માન્યું છે પણ કાશીસુત તો બંધારા જ્ઞાતિનો શેધજી કરી હતો કે જેનાં અંબરિષકથા દ્રૌપદીવસ્ત્રાહરણ પ્રહ્લાદાખ્યાન રુકિમણીહરણ વિરાટપર્વ સભાપર્વ અને હનુમાનચરિત્ર એ સાત કાવ્ય મળે છે :

"પલવટકુલ બંધારા સાર, રામચંદ્ર દીધો અવતાર
તે મેં ગ્રંથ કીધો પ્રતિબંધ કાસીસુત શેધજી મતીમંદ."[2]

આ શેધજીનાં સભાપર્વ અને વિરાટપર્વ વિષ્ણુદાસનાં સભાપર્વ અને વિરાટપર્વથી જુદાં જ મળે છે; એટલે જુદા બે કર્તા હોવાના વિષયમાં કાંઇપણ શંકા નથી. આ શેધજીનું નામ "મેધજી" હોવાનું સ્વ. રા. ચૂ. મોદીએ લખ્યું છે, પણ અમને "શેધજી" જ નામ મળે છે.

આ વિષ્ણુદાસ ભાલણસુત વિષ્ણુદાસથી જુદો છે, એ વસ્તુ આ પૂર્વે સ્વ. અંબાલાલ બુ. જાનીએ[3] તેમજ શ્રી. ભા નિ. મહેતાએ[4] બતાવી છે, જોકે એવો કોઇ "ભાલણસુત વિષ્ણુદાસ" લિખિત પુરાવાથી સિદ્ધ કરવાનો હજી બાકી છે.

નાકરે જેમ ગુરુ પાસેથી કથા સાંભળીને આખ્યાન રચ્યાં છે તે પ્રમાણે વિષ્ણુદાસે પણ ગુરુ પાસેથી કથા સાંભળીને આખ્યાન લખ્યાં છે. નાકરે ગુરુનું નામ જાહેર કર્યું નથી, પણ વિષ્ણુદાસના હરિ

---

1. વિષ્ણુદાસ, પૃ ૨૦,

2. ગુ. વિ. સ. હ લિ. નં. ૫૦ અને ફા. ગુ સ. હ. લિ. યાદી, ભાગ ૨–પૃ. ૨૫

3. બુ. કા. દો ભાગ ૮મો, પ્રસ્તા પૃ. ૫૯ 4. વિષ્ણુદાસ, પૃ. ૬

ભટ્ટ, ભૂધર વ્યાસ, વિશ્વનાથ વ્યાસ અને બાળકૃષ્ણ ભટ્ટ એ ચાર ગુરુઓ અત્યાર સુધી માનવા-મનાવવાનો પ્રયત્ન થયો છે. આમાં હરિ ભટ્ટ જ ગુરુ છે એમ સ્વ. રામલાલ મોદી માને છે;[1] બાલકૃષ્ણ ભટ્ટ હોવાનું સ્વ. નર્મદાશંકર માને છે;[2] સ્વ. અંબાલાલ જાની બાલકૃષ્ણ ભટ્ટ ભૂદરવ્યાસ અને વિશ્વનાથ વ્યાસ હોવાનું જણાવે છે;[3] જ્યારે સ્વ. ભાનુસુખરામ મહેતા ચારે (અને "હરિ" સ્થાને "હરિહર" મળતાં પાંચે) ગુરુ હોવાનું જણાવે છે.[4] આમાંથી સાચા નિર્ણય ઉપર આવવાની જરૂર છે. બાળકૃષ્ણ ભટ્ટ ગુરુ છે, એમ નીચેનું ઉત્તરકાંડનું અવતરણ કહે છે:

"ભટ્ટ બાળકૃષ્ણે કરુણા કરી જાણું, બુદ્ધ આપી શીશ મૂક્યો પાણું।
તેહ તણી કૃપાએ કરી, ઉત્તરકાંડે કહ્યું વીસ્તરી."[5]

પણ આ ઉત્તરકાંડ તે વિષ્ણુદાસનો ઉત્તરકાંડ નહિ, પણ રામજન કુંવરનો છે. સ્વ. રામલાલ મોદીએ આ વસ્તુનું સૂચન માત્ર કર્યું છે.[6] પણ હવે તો કુંવરના ઉત્તરકાંડની પ્રત પણ મળે છે; જેમાં આદિ અને અંતમાં એણે પોતાની છાપ સ્પષ્ટ આપી છે:

"માહદાશ શ્રીગુરૂને ચરણે નમૂં કવી તણે લાગે પાએ ।।
ભટ્ટ બાલકૃષ્ણની કૃપાથી એ ગ્રંથ પૂરણ થાએ ।।૬।।

ઉપલો—યજ્ઞ રહો જેએજેએકાર બાઇઓ તેમાં કાંઇ સંધે નહી ।।
રામજનકૂંઅર કેહે હવે રૂક્ષી સહુ આવા સહી ।।૨૫।।

વળી—ભટ બાલકૃષ્ણ કરૂણા કરી જાંણ બુધ આપી સીર મૂકે પાંણ ।।
તેહ તણી કીપાએ કરી ઉત્તરકંડ કથા વીસ્તરી ।।૧૭।।

---

૧. જાલં આ. પ્રસ્તા ૩૦ ૨. બૃ. કા. દો. ભાગ ૮, પ્રસ્તા. ૬૦.
૩. બૃ. કા. દો. ભાગ ૮ મો, પ્રસ્તા પૃ. ૬૦-૬૧
૪. વિષ્ણુદાસ, પૃ. ૨૮-૨૯
૫. વિષ્ણુદાસ, પૃ. ૨૯ ૬. જાલં. આ. પ્રસ્તા. પૃ. ૩૦.

સંવત ૧૭૧૬ બોત્રા (? સોળ) સાર આસો વદ તૃતીયા સોમવાર ॥
તા દીન પૂરંણા હવૂ આખાંન ચાહ કરી મૂને શ્રીભગવાંન ॥૨૬॥
વાસે સ્તભતીરથ છે જાંહ કવીતાશ્રીનાત મકરકૂલ મેહે ॥
મકખરત્તર મધે મૂઝ વાસ વઈશનવજનના કાહાવૂં દાસ ॥૨૧॥
કવી કૂઅર કેહે રાઘવરાએ મૂઝને કરજ્યો પરમ કીપાએ ॥૫૭॥"[1]

અને આ જ ૫૭ કડવાંનું કાવ્ય છેલ્લાં બે કડવાં વિના ઉદ્ધવકૃત રામાયણમાં ભાલણસુત વિષ્ણુદાસનું કરી સ્વ. હ. ગો. કાંટાવાળાએ છપાવ્યું છે, જ્યાં કડવાંમાં કુંવરનું નામ આવે છે.[2]

પ્રકૃત વિષ્ણુદાસે અયોધ્યાકાંડને મથાળેથી જ બાલકાંડની શરૂથી કથા શરૂ કરી ઉત્તરકાંડ સુધીની કથા સ્વતંત્ર લખી છે તે અને કુંવરનો ઉત્તરકાંડ તદ્દન જુદો છે, કેમકે કુંવરના ઉત્તરકાંડમાં ૫૭ કડવાં છે, જ્યારે વિષ્ણુદાસનામાં ૮૨ કડવાં છે. ગુ. વિ. સ. એ નકલ કરાવેલા રામાયણમાં ૮૩ મું કડવું તે કુંવરનાનું ૫૭ મું કડવું છે, અને એ છેવટે જણાય છે તેમ કોઈ દેવ ભટ્ટે[3] ઉમેર્યું છે અને કુંવરનું નામ બદલી વિષ્ણુદાસનું નામ અને અખત્તરપરાને બદલે ખાનપુર નામ ઉમેરી વર્ષ બદલી સં. ૧૬૫૬ સુધાર્યો છે. એ અગાઉના કાંડોના વર્ષની સાથે મેળવવા કર્યું દીસે છે; બાકી વિષ્ણુદાસ ઉત્તરકાંડમાં તો—

"ઉત્તર કાંડની કથા પૂરણ હોય, દારુણ દુકૃત ટળે સાંભળે સોય,
રામકથા શ્રવણે સુણે ભાવ રે ધરિ, સંકટ ભવનાં ટાળે સ્વયં હરિ.
પ્રાકૃત બંધ એ સુણશે શિવજી વાણી, કહે વિષ્ણુદાસ ત્રણ ભુવને જાણી."[4]

---

૧. ફા. ગુ. સ. હ. લિ. યાદી, ભાગ ૨ જો, ૧૯૮–૯૯

૨. ગુ. વિદ્યાસભાનું પ્રકાશન

૩. "દેવભટ વદે સમરો શ્રીહરી ઠાલી મુઠીએ જાસો મરી."
ગુ. વિ. સ. હ. લિ. નં. ૩૧

૪. બૃ. કા. દો. ભાગ ૮ મો, પ્રસ્તા, પૃ. ૫૯. આની જૂની પ્રત ગુજ.

—એટલો જ કાવ્યાંતે ઉલ્લેખ આવે છે. આ વસ્તુને લક્ષ્યમાં લેતાં બાલકૃષ્ણ ભટ્ટનું ગુરુત્વ ઊડી જાય છે. એટલું સંભવે છે કે કુંવર કવિ વિષ્ણુદાસનો ભત્રીજો થતો હોય.

ખંભાતના જ શિવદાસનો ગુરુ ભુદર વ્યાસ વિષ્ણુદાસનો પણ ગુરુ હોવાનું જણાય છે. વિષ્ણુદાસના આરણ્યકપર્વના અંતભાગમાં નીચે પ્રમાણે ઉલ્લેખ છે :

"સંવત સોળ સડ ચાલીશ વરખે જેઠ માસે પૂર્ણ કીધું હરખે
તિથિ પંચમી ને ગુરુવાર તવ પૂર્ણ કીધું મેં સાર
ભુધર વ્યાસ તણે મુખથી લીધી તો ગુરુકૃપાથી પૂરણ કીધી
નિજ ગુરુ મુખથી પામ્યો સાર, કીધો પંડિત જન આચાર"[૧]

આરણ્યકપર્વનું રચ્યાવર્ષ આ સં. ૧૬૪૭ છે, અને એ ગણતરીએ ખોટું છે અને એ સં. ૧૬૭૧ માં રચાયું છે એવો સ્વ. રામલાલ મોદીનો મત છે.[૨] મુશ્કેલી તો એમને મુખ્ય એ હતી કે એ પૂર્વેનું સભાપર્વ સં ૧૬૭૦ માં રચાયું છે; પણ એ સભાપર્વ તો ૨૦ કડવાંનું છે, અને વિષ્ણુદાસનું સભાપર્વ તો જુદું જ કડવાં ૩૬ નું છે, એ મેં અન્યત્ર પુરવાર કર્યું છે,[૩] જે સં. ૧૬૫૪ ના આશ્વિન કૃષ્ણ રવિવારે રચાઇ પૂરું થયું છે. બેશક, સ્વ. મોદીની એ શંકા ખડી રહેશે જ કે એ બીજું સભાપર્વ સં ૧૬૫૪ માં રચાયું હોય તો એના પછીનું આરણ્યકપર્વ એ પૂર્વે સં. ૧૬૪૭ માં કેમ રચાય? પણ આનો જવાબ એ કાવ્યોનાં રચનવર્ષની ચર્ચા કરતાં આવશે, એટલે આરણ્યક-પર્વ શિવદાસની કૃતિ છે એમ ગણવા કરતાં વિષ્ણુદાસની જ સ્વીકારવી. સં ૧૬૪૭ નહિ પણ 'સંવત સોળ સડ+ચાલીસ=૧૬૪૬

---

પ્રેસમાં સં. ૧૬૯૮-૯૯માં નકલ થયેલી છે. કાલિદાસે ભોજને રામકથા કહ્યાનું એમાં નોંધ્યું છે

૧. બૃ. કા. દો. ભાગ ૮ મો, પ્રસ્તા. પૃ. ૬૧

૨. જાલ. આ. પ્રસ્તા. પૃ. ૩૯

૩. મહાભારત—પદબંધ, ગ્રંથ ૧ લો, ઉપોદ્ઘાત પૃ. ૪૯ વગેરે

ના જેઠ વદિ ૫ ને ગુરુવાર એ તદ્દન સાચાં તિથિ-વાર-વર્ષ છે. અને ભૂધર વ્યાસ, વિષ્ણુદાસ આરણ્યકપર્વ રચે ત્યારે યુવાન હોય તો શિવદાસ કાવ્યો રચે છે ત્યારે જીવતો હોઇ શકે. જેતો બંનેએ લાભ લીધો હોય. એક જ ગામમાં એક જ વિદ્વાનના બે શિષ્ય હોવામાં શંકા લાવવા કારણ નથી. બેશક, શિવદાસની સભાપર્વ દ્રૌપદીસ્વયંવર, કુંવરની ઉત્તરકાંડ એ વગેરે કૃતિઓમાં "વિષ્ણુદાસ" નામ લહિયાઓના સમજફેરને કારણે ક્વચિત ઘૂસ્યાં છે એ ખરું, પણ તેથી થોડી પણ શંકાથી વિષ્ણુદાસની કૃતિઓ અન્યની છે એમ કહી દેવું એ વાજબી નથી. એટલે ભૂધરનું ઋણ વિષ્ણુદાસને હોય તો એમાં આશ્ચર્ય ન હોઇ શકે. તેથી સ્વ. અં. બુ. જાનીનો મત ગેરવાજબી નથી જણાતો.

વિષ્ણુદાસને વિશ્વનાથ વ્યાસ ગુરુ હોવાનું પણ જણાય છે. સ્વ. જાનીએ ભીષ્મપર્વનું અવતરણ આપ્યું પણ છે[૩] ભીષ્મપર્વની હાથ-પ્રતમાં આ પ્રમાણે ઉલ્લેખ છે :

"આહારા સીગરૂને ચરણે નમુ વીશવનાથ વાશ નીધાન
જેણાં પીરીછવો મુને પેર કરી પરતીબંધ શરવશ યાંત"૨

મને લાગે છે કે વિષ્ણુદાસને ભીષ્મપર્વના રચનમાં કોઇ વિશ્વનાથ વ્યાસની મદદ મળી હોય. ભીષ્મપર્વની એક કરતાં વધુ પ્રતોમાં એક સરખો ઉલ્લેખ મળે છે, એટલે આપણે એને ઉવેખી ન શકિયે. બેશક, એટલું સ્વીકારવું જોઇયે કે એનું એક એક કાવ્ય જ અનુક્રમે ભૂધર વ્યાસ અને વિશ્વનાથ વ્યાસને ગુરુ તરીકે ઉલ્લેખે છે.

વિષ્ણુદાસ આ ઉપરાંત હરિ ભટને ગુરુ તરીકે યાદ કરે છે; જેમકે

---

૧. બૃ. કા. દો. ભાગ ૮ મો, પ્રસ્તા. પૃ. ૬૧

૨. ગુ. વિ. સ. હ. લિ. પુ. નં. ૮[બ] અને ફા. ગુ. સ હ. લિ યાદી, ભાગ ૨ જો, પૃ. ૯૫

(૧) શ્રીમહાસ્યની કથા

"બ્રહ્માની છત્રાસ વશી જડ ગ્રાહ જગત જંત જાણી
વીરનૂદાસ વંદી પદ પાવન વંછે અવીચલ વાણુ ॥૨૦॥

હેતવંત હરી ભટ જે શ્રીગુરુ સકલ આપદા-હરણ ।
કથા તણો પ્રારંભ જ કીધો, પ્રણમી તેહેતાં ચરણ ॥૨૧॥[1]

(૨) યુવનાશ્વનું આખ્યાન

"માહરા શ્રીગુરૂને ચરણે નમી હરી ભટને લાગુ પીએ ।
જે થકી સુમમતી પાંમીએ દૂરમત દૂર પલાએ ॥૯॥[2]

*　　　*　　　*

હરિહર ભટ આપ્યો ઉપદેશ અંતરયાંમી વશા નરેશ"[3]

(૩) સુધન્વાનું આખ્યાન (હંસકેતનું આખ્યાન)

"સીગુરૂને ચરણે નમું હરી ભટને લાગુ પાયિ
જેહેની કરપા થકી મનોરત પૂરણ થાયિ."[4]

"શ્રીગુરુનિ ચરણે ચિત્ત ધરું રુદિમાહિ હરિ-ચિંતન કરું ॥
વ્યાસ વાલ્મિક હરી-કૃપાએ કરી ગાઉ ચરીત્ર રૂકમાંગદપુરી"[5]

પણ છાપેલી પ્રતોમાં આ પ્રમાણે મળે છે:

"શ્રીગુરૂને ચરણે ચિત્ત ધરૂં હૃદેમાં નેહે ચિંતવન કરૂં;
હરિ ભટની કૃપાએ કરી ગાંઉ ચરિત્ર રૂકમાંગદપુરી."[6]

(૫) ચંદ્રહાસનું આખ્યાન

"માહારા શ્રીગુરુને ચરણે નમું હરી ભટને લાગુ પાએ
તે તણી કીપાથકી પદબંધ પૂરણ થાએ"[7]

---

૧. ફા. સ. હ. લિ. યાદી, ભાગ ૨ જો, પૃ. ૭૨
૨. એજન, પૃ. ૭૧
૩. ગુ. વિ. સ. હ. લિ. પુ. નં. ૧૩ (પૃ. ૭ મું) (યાદી. પૃ. ૧૧)
૪ ગુ. વિ. સ. હ. લિ. પુ. નં ૮૧૧ ब
૫. ગુ. વિ. સ. હ. લિ. પુ. નં. ૪૭૬ अ, પૃ. ૧
૬. પ્રા. કાવ્ય. ત્રૈ વર્ષ ૮-અંક ૪ થો, પૃ. ૧ અને બૃ. કા. દો. ભા. ૮ મો, પૃ ૩૮૭
૭. ફા. ગુ. સ. હ લિ. પુ. યાદી, ભાગ ૨ જો, પૃ. ૫

પણ તેથી હરિ ભટ્ટ કે હરિહર ભટ્ટ એ નામની સંભાવનામાં વાંધો નથી. ચંદ્રહાસ આખ્યાન અને રુકમાંગદપુરીની રચ્યાસાલ સં. ૧૬૨૪ હું સિદ્ધ માનું છું, એટલે શરૂઆતની અશ્વમેધપર્વને લગતી કૃતિઓ વગેરે હરિ ભટ્ટ પાસેથી ભણીને, આરણ્યકપર્વ એ મધ્ય કાળની કૃતિ ભૂધર વ્યાસ પાસેથી ભણીને, અને ભીષ્મપર્વ વિશ્વનાથ વ્યાસ પાસેથી ભણીને એણે કરી સ્વીકારવામાં બાધ નથી. હરિહરભટ્ટ નામનો પુરાણી નાકરનો ગુરુ હોવાનું મળી આવ્યાનું કહેવાય છે: જેમકે સુધન્વાખ્યાનને અંતે

"હરીહર ભટની કૃપાયે પદબંધ કીધો એહ ૧૪"[1]

પણ સં. ૧૬૧૫ની[2] તેમજ સં. ૧૮૦૨ની[3] હાથપ્રતોમાં આ કડી જ નથી; એ જોતાં પાછળથી કોઈએ ઉમેરેલી લાગે છે; એટલે નાકરનો એ ગુરુ હોવાનું પુરવાર થઈ શકે એમ નથી. નાકરે રામાયણ સં. ૧૬૨૪ માં રચ્યું છે એટલે સમય તો બેસી જાય, પણ હરિભટ્ટને ઉપાડીને વડોદરા લાવવા પડશે, અથવા વડોદરાથી ખંભાત લઇ જવા પડશે. પણ આમ કરવાની કાંઇ જ જરૂર નથી, કેમકે નાકરે બીજે ક્યાંય હરિ કે હરિહર ભટ્ટને ગુરુ કહ્યો નથી; એટલે સ્વ. ભા. નિ. મહેતાની કલ્પના એ કલ્પના જ રહેશે

આ બધા ઉપરથી સ્ફુટ એ થાય છે કે શરૂમાં હરિ ભટ્ટ, મધ્યમાં ભૂધર વ્યાસ અને અંતે વિશ્વનાથ વ્યાસની વિષ્ણુદાસને મદદ મળી છે, અને એણે ગુજરાતી ભાષામાં આખ્યાન આપ્યાં છે ખંભાતમાં એ પરંપરા સો સવાસો વર્ષ પર્યંત ચાલી છે અને વિષ્ણુદાસના અનુસંધાનમાં શિવદાસ કુંવર મુકુંદ વગેરેએ ખંભાતમાં રહીને કાવ્ય લખ્યાં છે.

---

૧. ગુ. વિ. સ. હ. લિ. પુ. નં. ૧૩ અ; (છપાયેલી યાદી, પૃ. ૧૨)
૨. એજન, નં. ૭૩૮
૩. ફા. ગુ. સ. હ. લિ. પુ. યાદી, ભાગ ૨ જો, પૃ. ૭૪

ઉપર જણાવ્યું છે કે વિષ્ણુદાસે ચંદ્રહાસનું આખ્યાન અને રુક્માંગદપુરી સં. ૧૬૩૪માં રચ્યાં છે. પણ એ પૂર્વે અશ્વમેધનાં આખ્યાનો અને ત્રણેક પ્રકીર્ણ કાવ્યો મળી ૧૦ જેટલાં કાવ્ય એણે રચ્યાં સંભવે છે, તેથી દશેક વર્ષ પૂર્વે કાવ્યપ્રવૃત્તિ શરૂ કરી માનવામાં ભૂલ નથી થતી. તો નાકરના રામાયણના રચનવર્ષમાં સં. ૧૬૨૪થી વિષ્ણુદાસની પ્રવૃત્તિ સંધાય. અહીં રુક્માંગદપુરીના[1] રચનવર્ષમાં મતભેદ છે એ પ્રથમ જોઇયે, કેમકે સં. ૧૬૨૪ અને ૧૬૩૪ બંને મળે છે. છપાયેલી નકલોમાં આવો પાઠ છે :

"સંવત સોળ ચોત્રીસો સાર જેષ્ઠ શુદી દશમ ગુરૂવાર
અણુજાણ્યે કીધો અભ્યાસ, બેહુ કર જોડી કહે વિષ્ણુદાસ." ૨

પણ સં. ૧૬૯૫ ની કવિ અવિચલદાસના હાથની નકલમાં નીચે મુજબ પાઠ છે :

"સંવત સોલ ચોવીસો સાર જેષ્ઠ શુદિ દસમી ગુરૂવાર ।
કાલાવાલા કીધા સહી એહ કથા પરીપૂરણ થઇ ॥૧૬॥
રામકૃપાએ કીધો રાસ કર જોડીને કહે વિષ્ણુદાસ ॥૧૮॥"૩

સ્વ. રામલાલ મોદી ચોત્રીસો પાઠ ગણિતની દૃષ્ટિએ સ્વીકારે છે, કેમકે ચોવીસો ગણતાં ગુરુવારને બદલે શુક્રવાર જોઈએ.[4] અહીં

---

૧. "રુક્માંગદપુરી" અને "હરિશ્ચંદ્રપુરી"ના નામમાં "પુરી" શબ્દ માટે સ્વ. રામલાલ મોદીએ પ્રશ્ન કરી એ "સંપૂર્ણ"ના અર્થમાં હોવાનું એક પુષ્પિકા: "શ્રી કથા હરીચંદ પુરી થપૂરણ" પ્રમાણે માન્યું છે (નલ. આ. પ્રસ્તા. પૃ. ૩૮),પણ "રુક્માંગદપુરી" એવું કાવ્યમાં જ નામ મળે છે(જુઓ ઉપર પૃ. ૩૧૬); તો પછી "હરિશ્ચંદ્રપુરી" નામ શા માટે ન હોઇ શકે ?

૨. પ્રા. કા. વર્ષ, ૮મું, અંક ૪થો, પૃ. ૩૪, અને બૃ. કા. દો. ભાગ ૮ મો, પૃ. ૪૧૭

૩. ગુ. વિ. સ. હ. લિ. પુ. નં. ૪૭૭

૪. નલ. આ. પ્રસ્તા: પૃ. ૩૫

એક જ વારનો ભેદ છે; જોકે એ લક્ષ્યમાં લેવા જેવો ન ગણાય, કેમકે સાદી ગણતરીએ ગુરુવાર પણ આવી શકે છે. છતાં સં. ૧૬૨૪ સિદ્ધ જ સ્વીકારવો વાજબી નથી એમ નથી; અને તેથી એ પૂર્વે જ અશ્વમેધનાં આખ્યાન બાંધે છે, અને છેલ્લું ચંદ્રહાસાખ્યાન એ પૂર્વે સં ૧૬૩૪ માં રચી આપે જ છે :

"સંવત સોલ ચોત્રીસો ચાર ચૈત્ર માસ ઉત્તમ ગુરુવાર ॥૨૬॥
કૃષ્ણ પક્ષ ને તીથી ત્રયોદસિ કથા માહરે મન્ય વશી ॥૨૭॥"[1]

ગાણુતિક દૃષ્ટિએ એ તિથિ સાચી છે. એથી રુક્માંગદપુરીની રચના ચંદ્રહાસાખ્યાન પછી છે, એ સ્પષ્ટ છે.

"સંમત સોલ છત્તીસે સાર જેઠ સુદ અષ્ટમી ભ્રગુવાર
આંણુજાંણી કીધો અભ્યાસ કર જોડીને કેહે **વીસનવદાસ** ॥"[2]

ગણિતની દૃષ્ટિએ આ તિથિ સાચી છે ખરી, પણ સં. ૧૬૩૨ માં પણ જ્યેષ્ઠ સુદિ અષ્ટમીને શુક્રવાર આવે છે. ઉપર એક જાતનું સૂચન કરવામાં આવ્યું છે કે કેટલાંક પરચૂરણ આખ્યાન અને અશ્વ-મેધનાં આખ્યાન હરિ ભટ્ટ પાસેથી સાંભળી ગુજરાતીમાં રચ્યાં સંભવે છે. પરચૂરણ આખ્યાનોમાં લક્ષ્મણાહરણ મામેરું શુકદેવાખ્યાન રુક્માંગદપુરી એ ચોક્કસ કૃતિઓ અને ઓખાહરણ જાલંધર-આખ્યાન નાસિકેતાખ્યાન અંગદવિષ્ટિ દ્વારિકાવિલાસ રુક્મિણીહરણ ગુરુશિષ્યસંવાદ લૂણનાથાખ્યાન એ શંકાસ્પદ કૃતિઓ આ સમયનું સર્જન હોઈ શકે. અશ્વમેધનાં આખ્યાનોમાં ક્રમ પ્રમાણે યુવનાશ્વની કથા, અનશાલ્વનું આખ્યાન, અશ્વપ્રયાણ, નીલધ્વજનું આખ્યાન, ચંડીનું આખ્યાન, સુધન્વાનું આખ્યાન, લવુકુશાખ્યાન, મોરધ્વજનું આખ્યાન, અને ચંદ્રહાસનું આખ્યાન આ આવે છે. વચ્ચે કેટલાંક આખ્યાન જેવાં કે ભીષણ-પ્રેમલાનું આખ્યાન, વીરવર્માનું આખ્યાન, અને છેલ્લું બકદાલ્ભ્યનું આખ્યાન, આ ત્રણ આખ્યાન કવિએ લખ્યાં

૧. એજન, પૃ. ૧૧ વગેરે ૨. ગુ. વિ, સ. હ. લિ. પુ નં. ૮૧૧

મળતાં નથી. રચ્યાવર્ષની દૃષ્ટિએ સુધન્વાખ્યાન છેલ્લા ચંદ્રહાસાખ્યાન પછી બે વર્ષે લખાયેલું મળે છે, આટલો રચનમાં ક્રમભેદ છે, પણ ઉપર બતાવ્યું છે, તેમ "છ" ને બદલે "બ" હોય તો સુધન્વાખ્યાનની રચ્યાસાલ સં. ૧૬૩૨ ના પ્રથમ જ્યેષ્ઠ સુદિ ૮ ને શુક્રવાર આવે; તો આ ક્રમભેદને કારણ ન રહે. આ રીતે સં ૧૬૩૪ સુધીમાં વિષ્ણુદાસે અશ્વમેધનાં આખ્યાન રચી નવરા પડતાં રુક્માંગદપુરી રચી કાઢી સંભવે.

આ બધી કૃતિઓમાં સૌથી પ્રથમ કૃતિ કઈ, એ જાણવું જરા મુશ્કેલ છે. પણ મને એમ લાગે છે કે લક્ષ્મણાહરણ જ વિષ્ણુદાસની પ્રથમ કૃતિ હશે. ૯ કડવાંની એ નાની કાચી કૃતિ છે. વાણી વિશે જશ આપવાની વિષ્ણુદાસે આમાં પ્રથમ પ્રાર્થના કરી છે:

"સ્વાંમિ વીધન સીગ્રે થઇ હરે આપજ્યે સુભમતી સોઇ ।
જસ કીરત સુભ મતી પાંમવા તુને આરાધે સ્રવ કોએ ।।
કમલપુતનઆને સ્તવુ આણિને મન ઓહોલાસ ।
વાણી વીખે જસ આપજો કર જોડી કહે વિષ્ણુદાસ ।।"

અને આ કાવ્યને અંતે બીજી કથાઓ પણ કહેવાની એ સૂચના કરે છે:

"એ કથા સાંભયે જેહ ભવસંકટદુઃખ છુટ તેહ ।
વલી કથા વિસ્તારીશ અંન એ તાં જન સહુ ધરજો મંન ।।
સાભલતાં હોઅ અતી હુલાસ બેહુ કર જોડી કહે વિષ્ણુદાસ ।।"[૧]

આ જ કાવ્ય એમ છતાં પ્રથમ કૃતિ જ હોવું જોઇયે એમ કહેવાનું સ્પષ્ટ સાધન આપણી પાસે નથી. સુધન્વાખ્યાન અને ચંદ્રહાસાખ્યાનનાં રચનવર્ષ જોતાં તો સ્પષ્ટ જ છે કે ૧૬૩૨–૧૬૩૪માં એ કૃતિઓ રચેલી છે. બીજી કૃતિઓને અંતે રચ્યાવર્ષ નથી, છતાં સામાન્ય રીતે દર વર્ષે એકથી બે આખ્યાન રચવાનો એણે નિયમ રાખ્યો હોય તો સં. ૧૬૨૪–૨૬ થી એની કાવ્યરચનાપ્રવૃત્તિના વિષયમાં બહુ શંકા રહેતી નથી. એની શંકાસ્પદ કૃતિઓ જોતાં વિષ્ણુદાસનું

૧. ગુ. વિ. સો. હ. લિ. પુ. નં. ૧૭

કર્તવ્ય એમાં નથી જણાતું: દાખલા તરીકે જાલંધર આખ્યાન. ભાલણ અને શિવદાસનાં કાવ્ય કરતાં એ આખ્યાન ચડિયાતું છે; પણ વિષ્ણુદાસની પદ્ધતિનો ખ્યાલ કરવામાં આવે તો એ મૂળ કથાઓને જ મુખ્યત્વે દૃઢ રીતે વળગી રહેનારો હોવાને કારણે જાલંધર આખ્યાન, એ પણ આટલું લાંબું અર્પી શકે નહિ. વળી કથા અધ્યાયવાર આપવામાં આવી છે, જે પણ વિષ્ણુદાસનાં કાવ્યોની પદ્ધતિ જ નથી, લક્ષ્મીદાસની ખરી. તેમ વિષ્ણુદાસનો સામાન્ય નિયમ હતો કે કડવાને અંતે, બધામાં નહિ તો કેટલાંકમાં "કર જોડી કિહિ વિષ્ણુદાસ" કહેવાની પદ્ધતિ હતી, તે આમાં મળતી નથી, ઓખાહરણમાં પણ નથી મળતી; તેથી જ એ જોયેલાં બંને કાવ્ય એનાં ન હોઈ શકે. બીજી શંકાસ્પદ કૃતિઓ માટે હાલ કાંઈ પણ કહી શકાય એમ નથી. મામેરું અને શુકદેવાખ્યાન એ કૃતિઓ આ કવિની જ હોવા વિશે શંકા નથી; અને એ કાચી કૃતિઓ પણ મને આરંભકાળની જ લાગે છે; જ્યારે હૂંડી તો કૃષ્ણદાસની છે.[1]

સં. ૧૬૩૪ પછી મુખ્યત્વે વિષ્ણુદાસે વ્યાસકૃત મહાભારતનાં પર્વોને ગુજરાતીમાં સારબદ્ધ આપવાનો પ્રયત્ન શરૂ કર્યો છે. એની પાછળ એણે પોતાના સમયનો મોટો ભાગ અર્પ્યો હોય એમ જણાય છે. એણે કવિતા ઊંચા પ્રકારની થાય કે ન થાય એની પરવા કરી નથી જણાતી; એનું ધ્યેય તો મહાભારતનાં કથાનકોને પ્રામાણિકપણે ગુજરાતીમાં ઉતારવાનું હતું. એનાં સભાપર્વ અને ઉદ્યોગપર્વનું તેમજ કર્ણપર્વનું સંપાદન કરતાં આ ધ્યેય સ્પષ્ટ જોઈ શકાયું છે.

મહાભારતનાં એણે રચેલાં પર્વોનાં રચ્યાં-વર્ષોમાં ભારે વિસંવાદ છે. એનો નિર્ણય લાવવા પ્રયત્ન કરું એ પૂર્વે એના રામાયણના કાંડોનાં રચ્યાવર્ષોનો નિર્ણય કરી લેવામાં આવે તો એનાથી કેટલીક સરળતા

1. સ્વ. શ્રી. ભા. નિ. મહેતાએ 'સભાપર્વ' સાથે છપાવેલી 'હૂંડી' સ્પષ્ટ "કૃષ્ણદાસ'ની છે.

થશે. એ વસ્તુ જણાવવાની કે વિષ્ણુદાસની કરેલી અયોધ્યાકાંડથી ઉત્તરકાંડ સુધીની કૃતિઓ જ મળે છે. એણે બાલકાંડ ન જ રચ્યો હોય એવું ઉત્તરકાંડના આરંભના કડવા ઉપરથી જણાય છે :

(કડવું ૧:) "આદિ અયોધ્યાકાંડ પાવન રામ જન્મા એહ ।
જાનકી સ્વયંવર પરમ પ્રાક્રમ ભગ્ન ત્રંબક તેહ ॥૮॥

× × ×

બીજું અણ્ણીકકાંડ માંહિ ઉત્તમ દંડકારણ માહિ ।
ખર દુષર ત્રીશરા હણ્યા બહૂ દૈત્ય સાથિ ત્યાંહિ ॥૧૦॥

× × ×

ત્રીજા કીસ્કંધ્યાકાંડ માંહિ મલ્યુ કપી હનૂમંન ॥૧૨॥

× × ×

ચોથા સુન્દરકાંડ માંહિ સૂંદર બાધી સેત ॥

(કડવું ૨:) શ્રીરામ તણાં પરાક્રમ કહ્યાં હવિ પાંચ કાંડ પૂરાં થયાં,
અહીં થકી ઉત્તરકાંડ આરંભીઇ ॥૧॥[1]

આ રીતે છ કાંડ એણે આપ્યા છે: આમાં બધા કાંડોને છેડે એણે રચ્યાવર્ષ ન આપતાં માત્ર કિષ્કિંધાકાંડ અને યુદ્ધકાંડને અંતે જ આપેલ જણાય છે. કિષ્કિંધાકાંડને અંતે :

" સંવત ૧૬ ચુપનિ ચીત્ત ધરી રાંમકીર્ત્તિ બોલ્યો વીસ્તરી ।
ચૈત્ર માસ શુક્લ પક્ષ સાર ત્રયોદશી ઉત્તમ રવીવાર ॥ "[2]

યુદ્ધકાંડની રચ્યાસાલ નીચે મુજબ છે :

"સંવત ૧૬૬૦ નીરધાર ફાગણ શૂદી પૂન્યમ રવીવાર ।
યૂધકાંડ ઇમ પૂરણ થઇ કવીતાઇ કર જોડી કહ્યું ॥ ૨૩"[3]

---

૧. શ્રી. નટવરલાલ ઇ દેશાઇની સ. ૧૬૯૮-૯૯માં નકલ થયેલી હાથપ્રત, અને ગુ. વ. સો ની હ. લિ. પુ નં. ૩૧ની નકલ (થોડા પાઠભેદે)

૨. ગુ વિ સ હ લિ પુ. નં. ૨૭૬ (કિષ્કિંધાકાંડ-પાનું.૨૧ મું)

૩. શ્રી. નટવરલાલ ઇ. દેશાઇની સં. ૧૬૯૮-૯૯ની હાથપ્રત, પૃ. ૨૫૭

પણ ઉત્તરકાંડને અંતે પણ ક્વચિત્ મળે છે:

'સંવત ૧૬ છપન વીરતાર આસો માસ ત્રતીઆ ચંદ્રવાર ॥
તે દીન પુરણ હવું આક્ષાન, સાહે કરો મુને શ્રીભગવાન ॥'[1]

પણ આ કાંડનું છેલ્લું કડવું તો રામજન કુંવરનું છે. કે જ્યાં વર્ષ સં. ૧૭૧૬ છે; પણ લહિયાએ કિષ્કિંધાકાંડમાં ૧૬૫૪ જોઈ આ પ્રક્ષિપ્ત કડવામાં સં. ૧૬૫૬ કરી લીધા છે. ગણિતની દૃષ્ટિએ આ વર્ષ ખોટું જ છે, એ સ્વ. રામલાલ મોદીએ પણ બતાવ્યું છે.[2] અને યુદ્ધકાંડની પૂર્ણાહુતિ સં. ૧૬૬૦ માં થયેલી સ્પષ્ટ હોવાથી એ વર્ષ બનાવટી છે, એમાં શંકાએ નથી. કિષ્કિંધાકાંડ અને યુદ્ધકાંડનાં રચ્યાવર્ષ સાચાં છે આ જોતાં ઉત્તરકાંડની પૂર્ણાહુતિ વિષ્ણુદાસે સં. ૧૬૬૦ પછીનાં એક કે બે વર્ષમાં કરી હશે. આમ રામાયણ સં. ૧૬૬૧-૬૨ સુધીમાં પૂરું થયું સંભવે છે. એની શરૂઆત એણે ક્યારે કરી એ કહેવું મુશ્કેલ છે; એમ માનિયે કે સં. ૧૬૫૪ પૂર્વે ચાર પાંચ વર્ષ ઉપર સં. ૧૬૪૯-૫૦ માં શરૂ કર્યું હશે.

હવે મહાભારતનાં પર્વોનો રચનાકાળ નક્કી કરવો અનુકૂળ થઈ પડશે. આરણ્યકપર્વના રચ્યાવર્ષના વિષયમાં લખતાં ઉપર જણાવ્યું છે તે એ સં. ૧૬૪૬ છે, નહિ કે સ્વ. રામલાલ મોદી જણાવે છે તે પ્રમાણે સ. ૧૬૭૧.[3] જે સભાપર્વ સ્વ. ભાનુસુખરામે સં. ૧૬૧૭ માની છપાવ્યું છે, તે સં. ૧૬૭૦ છે, એમ સ્વ. રામલાલ મોદીએ[4] બતાવ્યું તે તો શિવદાસનું છે.[5] વિષ્ણુદાસનું સભાપર્વ તો જુદું છે અને એ સં. ૧૬૫૨માં રચ્યાનું ઉપર જણાવવામા આવ્યું છે; જ્યાં કડી આ છે.

---

૧. ગુ. વિ. સ હ લિ. પુ. નં. ૩૧ ૨. જાર્લ. આ પ્રસ્તા. પૃ. ૩૭

૩. એજન, પૃ. ૩૯ ૪. એજન, પૃ. ૩૮

૫ જૂઓ મહાભારત-પદબંધ: ગ્રંથ ૧ લો, ઉપો. પૃ. ૪૯ વગેરે.

"સંવત **શોલ ચોપન** મધ્ય ઉત્યંમ દીવશ અપાર ।
અસ્વને માશ ક્રશ્નપક્ષ પાવંન ત્રીતીયા ને રવીવાર ॥૧૪॥"

ગણિતની દૃષ્ટિએ આ મિતિ સાચી છે. એ જણાવવાનું આવશ્યક છે કે આ આષાઢાદિ સંવત છે. અને વિષ્ણુદાસના સમયમાં તો ઠીક પણ છેક ભાગવત-પદબંધકાર વલ્લભના સમયમાં પણ એ જ પ્રકાર ગુજરાતમાં ચાલુ હતો એમ મારા તરફથી અન્યત્ર બતાવવામાં આવ્યું છે. આમ ક્રમની દૃષ્ટિએ બે ઊલટી સાલ સભાપર્વ અને આરણ્યકપર્વની મળે છે, જે સં. ૧૬૫૪ અને સં. ૧૬૪૭. આમ કેમ બન્યું હશે, વારુ? મને એમ લાગે છે કે મહાભારત લખનારાઓમાં નાકરે જેમ વિરાટપર્વથી શરૂઆત કરી છે તેમ વિષ્ણુદાસે પણ પ્રથમ વિરાટપર્વ લખ્યું હશે, જેનો સમય સં. ૧૬૩૪ અને ૧૬૪૬ બચ્ચે આવી શકે. એ પછી આરણ્યક (સં. ૧૬૪૬), વચ્ચે અંબરિષાખ્યાન (સં. ૧૬૪૭), પછી સભા સં. ૧૬૫૪) અને એ પછી આદિપર્વ રચ્યું સંભવે છે. વર્ષો નહિ મળતાં હોવાથી આમ સંભાવના કરવામાં આવી છે. અહીં એ સ્પષ્ટ થશે કે સભાપર્વના જ સમયમાં એનું રામાયણરચન ચાલુ છે અને કિષ્કિંધાકાંડ સભાપર્વ પછી ૭ મહિને રચી પૂરું કર્યું છે અને રામાયણ-રચનાના ગાળામાં જ સ્વતંત્ર હરિશ્ચંદ્રાખ્યાન એણે સં. ૧૬૫૭ માં રચી આપ્યું જ છે; જેમકે

"સંવત **સોળ ને** સતાવનો ઉજ્વળ પક્ષ માઘ માસનો ।
મૃગશીર્ષ નક્ષત્ર અતિસાર તિથિ નવમી અને રવિવાર ॥"[૨]

ફા. ગુ. સભાની હાથપ્રતમાં[૩] મહિનો માગસર કોઈ પ્રતમાં છે, પણ માર્ગશીર્ષમાં તો પૂર્ણિમાને દિવસે મૃગશીર્ષ નક્ષત્ર હોય, એટલે

૧. ગુજરાતી પ્રેસની હાથપ્રત, નં. ૩૩૨ क (આ કાવ્ય **મહાભારત પદબંધ** ભાગ ૧ લામાં છપાયું છે.)

૨. પ્રા. કા. ત્રૈ. વર્ષ ૯મું અંક ૩ જો, પૃ. ૪૧

૩. ફા. ગુ. સ. હ. લિ. પુ. યાદી ભાગ ૨ જો, પૃ. ૬ (નં. પર-ક)

માઘ માસ જ સાચો છે. અને ગુ. વિ. સ. ની હાથપ્રતમાં માઘ જ મળે છે.[1] આ વર્ષ ગણિતની દૃષ્ટિએ પણ બરોબર છે.

વળી કર્ણપર્વની રચના પણ એ જ ગાળામાં સં. ૧૬૫૫ માં થઇ છે; જેમકે

"સંવત સોલ પંચાવન સાર ચેષ્ટ સુદ ચોથ્ય શનનાર ॥૧૨॥
તે દિન પૂર્ણા થઇ એ કથા બુધ્યમાંને બોલીશ સર્વથા ॥૧૩॥"[2]

કર્ણપર્વની રચ્યાસાલ બીજી પણ મળે છે; અને એવી સાલોમાં સં. ૧૬૮૧ અને ૧૬૮૪ છે.[3] એ તો જાણે ખોટી જ છે, પણ સં. ૧૬૫૫ નું વર્ષ પણ ખોટું હોવાનું સ્વ. રામલાલ મોદીએ જણાવ્યું છે[4] એમનું કહેવું છે કે એ દિવસે શનિવાર નહિ, પણ શુક્રવાર જોઇયે. માત્ર "સુદિ" ને બદલે "વદિ" કરતાં તિથિ અને વાર બંને સાચાં થઇ જાય છે. આમ હોય તો શા માટે એ વર્ષને જૂઠું ગણવું જોઇયે?

દ્રોણપર્વની રચ્યાસાલ સં. ૧૬૫૭ મળે છે:

"સંવત સોળસેં સતાવન તવ પ્રબંધ હવો પાવન ।
માસ દામોદર ઉત્તમ સાર દિવસ પંચમી નવ રવિવાર ॥"[5]

સ્વ. રામલાલ મોદી કહે છે કે આમાં માસ કે પક્ષ નથી; પણ "દામોદર" જોતાં માલૂમ પડેશે કે એ માર્ગશીર્ષ માસ છે. નાકરે વિરાટપર્વ સં. ૧૬૦૧ ના "દામોદર" માસમાં જ રચ્યું છે.[6] એ

---

૧. ગુ. વિ. સ. હ. લિ. પુ. નં. ૨૦૦ (સૂચી પૃ ૮૨)

૨. ફા. ગુ સ. હ. લિ. પુ. યાદી, ભાગ ૨ જો, પૃ ૩૭૪ (નં. ૧૩૩-ક) આ પ્રત અને ગુ વિ. સ. ની રામાયણની પ્રત એક જ વર્ષમાં ગોપાલગીર સંન્યાસીને હાથે ઊતરાયેલી છે. નં. ૬૬-ત (પૃ. ૯૦) ની હાથપ્રતમાં પણ ૧૬૫૫ મળે છે.

૩. ગુ. વિ. સ. હ. લિ. પુ નં. ૨૬૭માં ૧૬૮૪, જ્યારે નં. ૨૬માં ૧૬૮૧ છે. જુઓ સૂચીનાં પૃ. ૨૦૭ અને ૨૦.

૪. જાલં. આ. પ્રસ્તા. પૃ. ૪૧.

૫ ગુજરાતી પ્રેસની નં. ૩૩૧ ख પ્રતમાં પણ સં. ૧૬૫૭ છે.

૬. મહાભારત-પદબંધ, ગ્રં. ૩ જો, ઉપો. પૃ. ૨૪

ગણિત પ્રમાણે માર્ગશીર્ષ છે, તો આ પણ માર્ગશીર્ષ હોવામાં શો બાધ ગણાય? પક્ષ નથી તે નક્કી કરવો રહ્યો. અને વદિમાં પંચમીને દિવસે રવિવાર આવે છે; એટલે કે "નવ" ને સ્થળે "વદ" વાંચતાં બધું સ્વસ્થ થઈ જાય છે. આમ હોવાથી જ એ સ્પષ્ટ થઇ જશે કે વિષ્ણુદાસે એકી સાથે અથવા તો વચગાળામાં અન્યાન્ય કાવ્યો લખ્યાં હોય. કિષ્કિંધાકાંડ અને યુદ્ધકાંડ વચ્ચેનો ચાર વર્ષનો તફાવત એમ નથી બતાવતો કે કવિએ કર્ણપર્વ, દ્રોણપર્વ અને દ્રોણપર્વ પછી બે માસમાં હરિશ્ચંદ્રાખ્યાન રચ્યાં? અને દ્રોણપર્વ પછી અને કર્ણપર્વ પહેલે કેમ રચ્યું એનું સમાધાન તો એમ હોઈ શકે કે કર્ણપર્વ નાનું હોવાથી એને વહેલું પતાવ્યું અને પછી દ્રોણ હાથમાં લીધું. ઉદ્યોગપર્વની સાલ નથી મળતી, પણ એ કર્ણપર્વ પછી કે પૂર્વે એકાદ વર્ષમાં જ રચાયું હોવાની પૂરી સંભાવના છે.

મહાભારતનાં બાકીનાં ભીષ્મ શલ્ય ગદા સૌપ્તિક સ્ત્રી મૌશલ પ્રસ્થાન અને સ્વર્ગારોહણ એ પર્વોની રચ્યાસાલમાં ભારે વિસંવાદ છે. ઉપર આપણે જોયું છે કે સં. ૧૬૬૦ સુધી તો વિષ્ણુદાસની પ્રવૃત્તિ અવિરત રહી છે. ક્યાંસુધી ચાલી એ નક્કી કરવા જેવું છે. એ માટે પ્રથમ ભીષ્મપર્વનું રચ્યાવર્ષ જોઇયે:

"હવે સંવત ૧૭૧૩ પ્રમાણ માશ માગશર પાવંન જાણ ॥૪૮॥
શુક્લપક્ષ પંચમી સોમવાર એહ કથાનો કીધો વીસ્તાર ॥૪૯॥"[1]

ગણિતની દૃષ્ટિએ આ તિથિવાર તદ્દન સાચાં છે અને એ દિવસે ૧૦ મી નવેમ્બર ઈ. સ. ૧૬૫૬ છે. અને નહિ કે ૨૦ મી નવેમ્બર ઇ. સ. ૧૬૫૬.[2] પણ એ માટે વિષ્ણુદાસને સો વર્ષની વયનો સ્વી-

૧. ગુજરાતી પ્રેસ હ. લિ. પુ. નં. ૩૩૨ સ; પણ નંબર ૩૩૧કમાં "૧૭૦૦" મળે છે

૨. જ્યલ આ. પ્રસ્તા. પૃ. ૪૦ ઉપર સ્વ. મોદીએ આ પાછલી તારીખ આપી છે. શ્રી. પિલાઇની Indian Cronology-પૃ. ૧૧૩ ઉપર સં. ૧૭૧૩ના માર્ગશીર્ષ સુદિ ૧ ગુરુવારને દિવસે ઇ. સ. ૧૬૫૬ના નવેમ્બરની ૬ ઠી તારીખ નોંધાયેલી છે.

કારવો પડે છે. મૂળમાં પાઠભેદ થયાની સંભાવના છે, કેમકે એક હાથ-પ્રતમાં નીચે મુજબ પાઠાંતર છે :

"હાવે સંવત તેરના (?) પરમાંણ્ માશ માગશર પાવન જાણ્ ।
શુકલપખશ પંચમી સોમવાર એહે કથાનો મેહે કીધો વિસ્તાર ॥" ૧

આ ઉપરના કરતાં જૂની એટલે કે સં. ૧૮૯૦ ની પ્રત છે. એમ સંભવે છે કે આંકડામાં કાંઇક ગરબડ થઈ શકે. કોઈ હાથ-પ્રતમાંના "૧" અને "૩" એ આંકડા રહી ગયા છે, બીજા નષ્ટ થયા છે. અને સ્વ. રામલાલ મોદી "તેર"ને "૧૬૭૩" વાંચે છે, ગણિત-ની દૃષ્ટિએ એ મિતિ આવી રહે છે. અને એમને મતે સભાપર્વ સં. ૧૬૭૦ માં રચાયું સિદ્ધ છે કે જે મારે મતે તો શિવદાસનું છે, તેથી ત્રણ વર્ષ પછી ભીષ્મપર્વ રચાયાની એમની કલ્પના છે.[2] પણ સં. ૧૬૬૩ માં પાંચ દિવસમાં એક તિથિની વૃદ્ધિ હોય (અને એ મહિનો ત્રીસો હોવાથી સંભવ પણ છે ) તો માર્ગશીર્ષ સુદિ ૫ ને સોમવાર આવી શકે એમ છે.[3] તો એ જ મિતિ શા માટે ન સ્વીકારવી અને સં. ૧૬૬૦-૬૧ પછી ૧૨ વર્ષવાળી મિતિ સ્વીકારવી ? કડવાં ૯૪ નું લાંબું કાવ્ય રચતાં ઉત્તરકાંડની સંપૂર્તિ પછી આખું એક વર્ષ નીકળી ગયું હોય એમાં આશ્ચર્ય નથી, બાકીનાં પર્વો સિવાયની બીજી કોઈ કૃતિ એને બાકી રહી સંભવતી નથી, તેથી એક વર્ષનો ગાળો પૂરતો છે. શલ્યપર્વ ગદાપર્વ સૌપ્તિકપર્વ મૌશલપર્વ અને સ્વર્ગારોહણીમાં રચ્યાવર્ષ નથી મળતું, પણ સ્ત્રીપર્વ અને પ્રસ્થાનપર્વમાં મળે છે; જેવાં કે

(૧) સ્ત્રીપર્વ :

"સંવત શતર પનોતરા ને માગશેર ધન્ય ।
શુકલપક્ષે ને પંચમી ગુરવાર પ્રેજ પાવંન ॥",[4]

---

૧. ગુ. વિ. સ, હ લિ. પુ. નં ૮ વ

૨. જુઓ. આ. પ્રસ્તા. પૃ. ૩૮

૩. શ્રી. પિલાઇની Indian Cronology, (પૃ ૧૧૧) માં સં. ૧૬૬૩ના માર્ગશીર્ષ સુદિ ૧ બુધવારને દિવસે ૧૯ મી નવેંબર છે, ઇ. સ. ૧૬૦૬ છે.

૪. ફા. ગુ. સ. હ. લિ. પુ. યાદી, ભાગ ૨ જો, પૃ. ૨૧૦

(૨) પ્રસ્થાનપર્વ :

"સંવત સોલ એકાણું શોએ શ્રાવણમાસ ઉજલ પક્ષ હોએ ।
એકાદશીને દીને પ્રતીવાર (?) તે દીને એ કીધે વીસ્તાર ॥"[1]

આ બંને વર્ષ ખોટાં છે. ગણિતની દૃષ્ટિએ સં. ૧૬૬૫ ના માર્ગશીષ સુદિ ૫ ને ગુરુવાર આવે છે, જ્યારે આષાઢી સ. ૧૬૬૮ ના શ્રાવણ સુદિ ૧૧ ને દિવસે પ્રતીવાર (?)=બૃહસ્પતિ વાર=ગુરુવાર આવે છે. આ જોતાં સં. ૧૬૬૮–૬૯ સુધીમાં એની સાહિત્યપ્રવૃત્તિ સંકેલાતી લાગે છે; અને નહિ કે સ્વ. રામલાલ મોદીએ બતાવ્યા મુજબ સં. ૧૬૮૧ સુધીમાં. અને એક આશ્ચર્યનો વિષય છે કે વિષ્ણુદાસના એક ગુરુ ભૂધર વ્યાસનો શિષ્ય (જે કામેશ્વરનો પણ પછીથી શિષ્ય છે તે) લગભગ એ જ સમયથી કાવ્યપ્રવૃત્તિ કરે છે, અને બાલલીલા એણે સં. ૧૬૬૭ના માઘ સુદિ પૂર્ણિમાને દિવસે ત્રણ જ દિવસમાં પૂરી ગાઈ છે.[2] વિષ્ણુદાસે સં. ૧૬૪૬ પૂર્વે ભૂધર વ્યાસ પાસેથી આરણ્યકપર્વની કથા સાંભળી તે પર્વ ગુજરાતીમાં એ વર્ષમાં રચ્યા પછી ૧૯ વર્ષે શિવદાસ એ જ ગુરુના આશ્રયે કાવ્યારંભ કરે એમાં વિસંવાદ નથી. કદાચ વિષ્ણુદાસે વિશ્વનાથ વ્યાસ પાસેથી ભીષ્મપર્વ વગેરે સાંભળી સં. ૧૬૬૩ થી પછીનાં પર્વ લખ્યાં, એની હરીફાઈમાં ગુરુપ્રેરણાથી શિવદાસે કાવ્યરચન શરૂ કર્યું હોય તો એ ઓછું સંભવિત નથી.

આ પ્રમાણે વિચારતાં વિષ્ણુદાસની સિદ્ધ કૃતિઓનો કાલાનુક્રમ નીચે મુજબ આવે :

| કૃતિ | રચન-વર્ષ |
|---|---|
| ૧. લક્ષ્મણાહરણ | સં. ૧૬૨૪–૨૮ આસપાસ |
| ૨. કુંવરબાઈનું મોસાળું | ,, |
| ૩. શુકદેવાખ્યાન | |
| ૪–૧૪. અશ્વમેધનાં આખ્યાન : | સં. ૧૬૨૪ થી સં. ૧૬૩૪ |

૧. એજન, પૃ. ૨૦૮ ૨. એજન, પૃ. ૧૨

(૧) યુવનાશ્વની કથા, (૨) ભીમહાસ્યની કથા, (૩) અનુશાલ્વનું આખ્યાન, (૪) અશ્વપ્રયાણ, (૫) નીલધ્વજનું આખ્યાન, (૬) ચંડીનું આખ્યાન, (૭) સુધન્વાખ્યાન, (સં. ૧૬૩૨), (૮) બભ્રૂવાહનનું (આખ્યાન), (૯) લવકુશાખ્યાન, (૧૦) મોરધ્વજનું આખ્યાન, અને (૧૧) ચંદ્રહાસનું આખ્યાન. (સં. ૧૬૩૪)

૧૫. રુક્મांગદનું આખ્યાન સં. ૧૬૩૪

૧૬-૨૨. મહાભારતનાં પર્વ: સં. ૧૬૩૪ થી સં. ૧૫૫૭

(૧) વિરાટપર્વ, (૨) આરણ્યક પર્વ (સં. ૧૬૪૬), (૩) સભાપર્વ (સં. ૧૬૫૪), (૪) આદિપર્વ, (૫) ઉદ્યોગપર્વ, (૬) કર્ણપર્વ (સં. ૧૬૫૫) (૭) દ્રોણપર્વ, (સં. ૧૬૫૭)

૨૩. અંબરિષાખ્યાન સં. ૧૬૪૩

૨૪-૨૯. રામાયણ: સં. ૧૬૫૦ થી સં. ૧૬૬૦

(૧)અયોધ્યાકાંડ,(૨)અરણ્યકાંડ,(૩)કિષ્કિંધાકાંડ(સં.૧૬૫૪), (૪) સુંદરકાંડ, (૫) યુદ્ધકાંડ (સં. ૧૬૬૦), (૬) ઉત્તરકાંડ

૩૦. હરિશ્ચંદ્રપુરી સં. ૧૬૫૭

૩૧.-૩૮ મહાભારતનાં બાકીનાં પર્વ: સં. ૧૬૬૩ થી સં ૧૬૬૮

(૧) ભીષ્મપર્વ, (સં. ૧૬૬૩), (૨) શલ્યપર્વ,(૩)ગદાપર્વ (૪)સૌપ્તિકપર્વ, (૫)સ્ત્રીપર્વ (સં. ૧૬૬૫), (૬) ઐશીક પર્વ, (૭) પ્રસ્થાનપર્વ (સં.૧૬૬૮), (૮)સ્વર્ગારોહણી

અંગદવિષ્ટિ, ઓખાહરણ, જાલંધર આખ્યાન, દ્વારકાવિલાસ, શિવરાત્રિની કથા, અને સુદામાચરિત્ર, આ કૃતિઓ વિષ્ણુદાસની હોવા વિશે મને શંકા છે. છેલ્લા બે ગ્રન્થોનું સૂચન સ્વ. ભા. નિ. મહેતાએ કર્યું છે, તે હાલ પ્રાપ્ય નથી. દ્વારકાવિલાસ ગુ વ. સો. ના સંગ્રહમાં હોવાનું સ્વ રામલાલ મોદીએ સૂચવ્યું છે, પણ એ ત્યાં નથી. અંગદવિષ્ટિ વેડછામાં હોવાનું નોંધ્યું છે, પણ એ મળ્યા પછી જ એના કર્તૃત્વના વિષયમાં કાંઈ કહી શકાય 'હૂંડી' તો કૃષ્ણદાસની હોઇ કશું કહેવાપણું રહેતું નથી.

કોટિ રબિછબિ-પોતિ આનન અંબર કોટિક મિન ।
જન લષિમિદાસ બિચિત્ર તરૂનિ લિખિ ચિત્ર સો ચિન ।
આજુ મેરે સફલ ભયે નયન ॥"[1]

આ પછી કેદરમાં ૧, રામગરીમાં ૧, અને કાનરામાં ૧ પદ મળે છે. આંમાંતું વસંતનું પદ ગુજરાતી છે:

રાગ વસંત

"સુણિ સજનિ કહું વાત તુઝનિ જુ રાષિ મન માહિ ।
નંદસુવન યાહારિ નયણે દિઠા ગ્રિહિ આંગણુ ન સોહાયિ ।
સુણિ સજનિ ॥
સુલિ પતિ પરિવાર હરિ વિણુ સ્વજન સવ દૂરિણિ કાંઇઅ ન દેષુ ।
રયણિ દિવસ ક્ષણ સુતાં બિસતાં ચયંતિ ચતુર્ભુજ પેષુ ।
સુણિ સજનિ ॥
રસનાયિ અલગુ ન મેહેલુ મન જાંણિ જે સ્યલીયિ ।
લક્ષ્મીદાસના સ્વાંમીનિ જોતાં દૂષસાગરથા ટલિયિ ।
સુણિ સજનિ ॥"[1]

એક છેલ્લું કાનરાનું પદ એનો ભાષા ઉપરનો કાબૂ બતાવે છે:

રાગ કંનડુ

"કનકપટિ યુગ યુગલ કમલ અતિ ।
તા પર બિંદ્રૂંમ સ્રયયૂગલ બરન બરન રતનજડિત દ્યુતિ ।
કનકપટિ ॥
તા પર ઇંદ્દૂ અનંત હિ છબિ તા પર ધનયૂત સદહિ ગતિ ।
તા પર અલિ અમોઘ સ્રવત મકરંદકે પૂંજ સ્રવત ।
દેત ઝપટ યૂગલ કમલ બહુરિ પરસન નેહસૂ છતિ ॥
કનકપટિ ॥
અરક કોટિ કોટિ રૂચિ તા ઉપર કાહુ બરનૂ ।
કમલયૂગલ શોભાત્રિય લોક સરતિ ।
વારૂ અંગ દૂક દૂક બલિ બલિ ગિરધર પર
કહા બરનિ લક્ષ્મિદાસ અલેપમતિ ।
કનકપટિ યૂગ યૂગલ કમલ અતિ ॥"[1]

---

૧. ત્રણે પદ ઉપરની હાથપ્રતમાંથી

હાથપ્રત જૂની હોવાથી લક્ષ્મીદાસનાં પદ હોવામાં શંકા નથી. વ્રજભાષાનું તત્કાલીન સ્વરૂપ આપણને જેમ આમાંથી મળે છે તેમ ગુજરાતી પદમાંથી તત્કાલીન ભાષા મધ્ય ગુજ.ની ૪થી મિશ્ર ભૂમિકાનું સ્વરૂપ મળી જાય છે. ગજેંદ્રમોક્ષમાં તો ૩ ૭ ભૂમિકા હજી વધુ છે. આ રીતે લક્ષ્મીદાસ આ યુગમાં કાંઈક વિશેષતા ધરાવે છે. એનું એક માત્ર પદ બૃ. કા દો. ભાગ છઠ્ઠામાં છપાયું છે "ઉપદેશનું પદ" એ મથાળે; એટલે એ પદો પણ રચી જાણતો હતો. એના ઉપર ભાલણની છાપ પડી હોવાની સંભાવના મને લાગે છે, કેમકે પેલું ગુજરાતી પદ આબાદ ભાલણની જ ગરબીની પદ્ધતિનું છે.

ચરિતસામગ્રી :

૧. ગુજરાત વિદ્યાસભા હ લિ. પુસ્તકસંગ્રહની નં. ૩૩૬, ૪૯૦, ૪૮૬, ૭૪૨ અને ૮૪૧ની હાથપ્રતો
૨. બૃ. કા. દો. ભાગ ૬ ઠ્ઠો (ગુજરાતી પ્રેસ-મુંબઇ)
૩. 'ભારતીય વિદ્યા" ત્રૈમાસિક, વર્ષ ૧-૪ થો-એમાં "અમૃતપચીસી રસ" કાવ્ય-શ્રી ભો. જે. સાંડેસરા-સંપાદિત

## હરિદાસ રૈકવ

[ સં. ૧૬૪૪-૪૭માં હયાત ]

**જેનું માત્ર** એક જ કાવ્ય "આદિપર્વ" પ્રાપ્ત થાય છે તે હરિદાસ રૈકવ અમદાવાદ પાસે બારેજાનો વતની અને સં. ૧૬૪૪માં[1] હયાત હતો એવું એના એ કાવ્યને અંતે આવતા ઉલ્લેખથી જાણવામાં આવે છે :

'સંવત પદ્ દશ વેદ ઉદધિ વર્ષાગમિ અષાઢ માસ,
ઉત્તમપક્ષ શશાંકકરાંકિત હરિદિન-વ્રત વિશ્વાસ. ૨૦

૧. સં. ૧૬૪૪ અને ૧૬૪૭ બેય લેખી શકાય, અને તિથિવાર પણ એ બંને વર્ષમાં સાચાં આવે છે.

નંદાતિથિ ભૃગુવાર ઉત્તમ સિદ્ધિ યોગ અપાર.
વૃશ્ચિક શશિદિન મધ્ય દિવાકર પૂર્ણ ગ્રંથ વિસ્તાર. ૨૧
દ્વિજવર રૈકૃત્ર કુલિ ઉત્પન્ન પુર બારેજા મધ્ય વાસ,
આદિ કથા અનુક્રમ સંઘાતિ કહિ કવિ શ્રીહરિદાસ "[1] ૨૨

કવિએ સ્વતંત્ર રીતે પ્રાયઃ આદિપર્વ ૮૭ કડવામાં રચી આપ્યું છે; મહાભારતની શૃંખલા જાળવી રાખવા એણે ખાસ પ્રયત્ન કર્યો નથી.[2] એના કાવ્યમાં જે કાંઈ સ્વાભાવિક મધુરતા છે તેનાથી આકર્ષાઈ કોઈ મોહનદાસ નામના માણભટ્ટે સં. ૧૬૬૦ માં રચાયેલા મનોહરના આદિપર્વમાંથી કેટલાએ પ્રસંગ લઈ એક આખું સંકીર્ણ આદિપર્વ તૈયાર કરી મનહરનો પરીક્ષિત-વૃત્ત વગેરે-વાળો ભાગ ૩૫ કડવાંમાં જુદો કરી ૮૯ કડવામાં બાકીનો ભાગ ગ્રથિત કર્યો છે; એમ કરતાં ઘણાખરા પ્રસંગ બેવડાયા છે; અને ક્વચિત્ હરિદાસના સારા પ્રસંગ જતા પણ કરાયા છે. સદ્‌ભાગ્યે બે તૂટક પણ સારી પ્રતો મળી જવાથી આ ઉમેરા દૂર કરી હરિદાસનું અસલ આદિપર્વ સંપાદિત કરી શકાયું છે.

આ કવિના કાવ્યની જૂની ભાષા સાચવતી પ્રતો મળી જવાથી એના સમયની ભાષામાં એનું આ કાવ્ય પ્રસિદ્ધ કરી શકાયું છે. મધ્યકાલીન ગુજરાતીની સંકીર્ણ ૪ થી ભૂમિકા એ એના કાવ્યની ભાષા છે: હરિદાસના સમયમાં ૩જી ભૂમિકા પૂર્ણ થવા આવી હતી અને નવા સંસ્કાર લેખનમાં શરૂ થઈ ચૂક્યા હતા.

મહાભારતને પદબંધ કરનારા જૂના કવિઓમાં પ્રથમ કક્ષામાં નાકર અને કાશીસુત શેધજીની કવિતાને મૂકિયે તો બીજી કક્ષામાં આને ગણી શકાય. કવિતાની દૃષ્ટિએ હરિદાસ બહુ ઉત્તમ નથી; માત્ર એણે મૂળ મહાભારતની પ્રચલિત કથા ઉતારવામાં, એણે આપેલા જુદા જુદા પ્રસંગોને રસિક બનાવવાનો પ્રયત્ન કર્યો છે. આસ્તીક, શકુંતલા, દ્રૌપદી સ્વયંવર વગેરે પ્રસંગ એણે સારા ચીતર્યા છે એવું

૧ ગુ. વિ. સ. હ. લિ. પુ. નં. ૩૪૫
૨. મહાભારત–પદબંધ, ગ્રં. ૧ લો, ઉપો. પૃ. ૨૯ (ફા. ગુ. સભા)

પાછળથી ઘુસાડેલા મનહરના આદિપર્વના ખંડોની સાથે સરખામણી કરતાં જાણી શકાય છે. કેટલાંક નાનાં અને અનુપયોગી કથાનકો—જેવાં કે શુકપરીક્ષિતનો મેળાપ વગેરે છોડી પણ દીધાં છે.

એની કવિતા નીચેના કેટલાક નમૂનાઓથી ખ્યાલમાં આવી શકશે. પૌલોમપર્વમાં પ્રેમધરાનું વર્ણન જોઇયે:

"મહામનોહર રૂપ ધરતી કરતી અતિ શૃંગાર,
દેવકન્યા ગંધર્વિ જાણી નાગકન્યા અવતાર. ૨
કેશપાશ વાસુકિ ભુજ સૂંડા, અધર પ્રવાલી તંતુ સીમંત'
કરણઝાલ-યુગલ ઝલકિ ભ્રૂગતિ શુભ્ર ચલંત. ૩
નાસા ચંપક-કલિકા જાણે, ઊપરિ, મુક્તાબિંદુ,
રત્નજટિત કુંતલ પરિ શોભિત, શીસ-ફૂલ આનંદ. ૪
લોચન મત્સ્ય ધવલ શુભ સ્થાનક, ચંચલ ખંજન જાત્ય,
હરિણ-વિશાલ શ્યામ ભ્રમર પરિ, મુખગત કમલની ભ્રાત્ય, ૫
દાડિમ દંત બિંબાધર પલ્લવ, ઉત્તમ અબલા અંગ,
કંઠ કપોત તણી પરિ જાણે, ભાતિ હાર નવરંગ. ૬
સુવિશાલ હૃદય કુચમંડલ જાણે ચક્રવાકની જોડય,
કટીતટ સિંહ, સિંહલંકિ પિરિ, અબલા-અંગિ નહિ ખોડય. ૭
હંસ તણી ગતિ, ગમન ગજ કેરૂં, જંઘા કદલીસ્થંભ,
વિપરીત ગતિ કરી જાણિ, સુંદર શોભિત રંભ. ૮"[1]

શકુંતલોપાખ્યાનમાં દુષ્યંત કણ્વના આશ્રમમાં જાય છે, ત્યા આશ્રમનું વર્ણન ઠીક ધ્યાન ખેંચે છે:

"એક વાર રાજા નીસર્યો, મૃગયા રમવા જાય,
ગંગાનિ ઉપકંઠિ આવ્યા, ઊલટ અંગ્ય ન માય. ૭
અનેક ગિરિ વનખંડ મધ્યિ સૈન્ય ચાલ્યૂં જાય'
મૃગ વ્યાલ હંસ નિ ક્રૌંચ પક્ષી નાસિ તે કેડિય થાય. ૮
ગિરિશૃંગ પાખલિ તરવર્યા, કો ગયા નદીનિ તીર,
વાનપ્રસ્થ વનમાંહિ રહિ ત્યાંહાં જૈનિ રહ્યા વીર. ૯

૧. મહાભારત-પદબંધ, ભાગ ૧ લો, પૃ. ૩૪

ઇમ કરતાં આશ્રમ્ય આવ્યા, ઋષિ કરિ ત્યાંહાં ધ્યાન,
તૃતીય સ્વરિ ઋગ્યજુ અથર્વણ, કરિ સામનૂં ગાન. ૧૦
યજ્ઞ યાજન નિ અધ્યાપન, દીસિ છિ ષટ્ કર્મ,
ઉપનિષદ ગીતા તણા બહુ દીસ કરતા શર્મ. ૧૧
વેદાંતવાદી વદિ વાણી નૈયાયિક વલી યેહ,
મીમાંસિક નિ તત્ત્વવાદી પૂછિ મન્ય સંદેહ. ૧૨
ઠામિ ઠામિ દીસિ ઊગવ્યાં, અંબર અનોપમ સાર,
હુત દ્રવ્ય નિ અગ્નિશાલા તેહ તણુ નહિ પાર. ૧૩

× × ×

અનોપમ અતિ નિરખિઆં વૃક્ષ યેહ રસાલ,
કામબાણિ કરી મોર સુંદર, વસંત કેરિ કાલ્ય. ૨૧
ચંપા કેસર કેતકી કદંબ નિ કણુવીર,
ચાદડ ચાલ તમાલ તાલ તે દીસિ, ગહિર અંભીર. ૨

× × ×

વાડી વન મધ્ય વેલ્ય દીસિ, વાલુ વીરણ્ય જાતિ,
માધવિકા નિ માલતી, માંહિ મુક્તાફલની ભાતિ. ૩૨
કામવૃક્ષ કલ્હાર કેરાં કણેર કદલીસ્યંભ,
વન મધ્ય મોટા મત્ત મધુકર કરિ નૃત્યારંભ ૩૩
શુક સારસ ને મોર દાદુર કરે કોકિલા કલનાદ,
ત મધ્ય મુનિવર તણો મંડપ, જાણે ધવલ પ્રસાદ. ૩૪ ”[1]

દુષ્યંતે પુત્રવતી શકુંતલાને ન સ્વીકારી ત્યારે શકુંતલાનું તેજ એક જ કડીમાં બતાવ્યું છે કે,

“ જાણે દીવિથી દીપક કર્યો એહવૂ દીસિ ૩૫,
સકલ સભા થઇ સળમણી, નવિ તેડિ ભૂપ. ૩૬”[2]

કવિએ દ્રૌપદીના સ્વયંવરમંડપનું વર્ણન પણ સારું કર્યું છે; જેવું કે,

---

૧. એજન, પૃ. ૬૮ ૬૯ ૨. એજન, પૃ. ૧૭

"ત્યાં નગરનિવાસી લોક આવિ, કરિ જોઇ વિખાણુ,
કામિકામથી ચ્યસ્યા ટોલે જાણે સાયરનૂં ઉધાણુ. ૪
નગર મધ્યિ રંગભવન મધ્ય જોવા મારગ જંન,
ત્યાંહાં રચિત રચના સાંભલે, તૂં જનમેજિ રાજન. ૫
પ્રાકાર પાખલિ કરી પરિખા તોરણુ–મંડિત દ્વારિ,
પટવસ્ત્ર પટમંડપ રચ્યા બહુ શિબિરનો નહિ પાર. ૬
ચૂર્ય કેરા ઓઘ શત સંકીર્ણ ધૂપિત ધાર,
કૃષ્ણાગરુ પ્રાકારિ ચંદન, કનકજલ નહિ પાર. ૭
પુષ્પ કેરા પુંજ દીસિ જાણે પર્વતશૃંગ,
કૈલાસ શિખર સમાન સુંદર, અંબર અંતાર અંગ. ૮
પ્રાસાદ પાખલિ ગોલ–મધ્યિ સુવર્ણ કેરી જાલિ,
કનકકલશે રચી રચના સ્વયંવરનિ કાલિ. ૯
અટ્ટાલિકા અંબર લગિ ત્યાંહાં વિવિધ મણિની હારિ,
વૈડુર્ય મરકત ચંદ્રોપલ, રવિકાંત્ય તેહનો ન પાર, ૧૦
અતિ સોભતાં સોપાન તેહનાં, સુખિ આરોહણ થાય,
આચ્છાદન ત્યાંહાં અતિઘણાં આસન અનેક ઉપાય ૧૧
માલા મુક્તાફલ તણી માણિક્ય કેરી હારી,
પુષ્પ ચંપક મોગરા, તોરણ તણો નહિ પાર. ૧૨
રંગમંડપ રચી રચના, મધ્ય ચોઢ્યા સ્થંભ,
કટાહ આગલિ જલ તણૂં, ચાંહાં લક્ષનો આરંભ. ૧૩
ઉપર ભમતી મત્સ્યિકા, સ્થંભ કેરિ શૃંગિ,
વાજિત્ર–નાદિ વ્યોમ ગાજિ, જુઇ જન સહૂ રંગ. ૧૪"[1]

સુંદ અને ઉપસુંદ બ્રહ્માનું વરદાન મેળવી આવ્યા ત્યારે કવિ એક સુંદર ધવલ પ્રયોજે છે; એ એક ઉત્તમ પદપ્રકાર છે :

"વધાવિ નગરની નારિ, આવી ઊભી મંદિરદ્વારિ,
ઘરિઘરિ ઉત્સવ બહુ થાય, માતા થાલ ભરીનિ જાય,
ધવલ મંગલ ગાયે. ૩
દૈત્ય બહુ ટોલે મ્યલિઆ, હરશી હરશીનિ વ્યલકલિઆ;
એણી પિરિ બોલિ છિ વાણી, પિહિલૂં પૃથ્વીનિ વશ આણી;
યોધ સ્યોનિ વખાણી. ૪

1. એજન, પૃ. ૨૨૧–૨૨

સ્વર્ગ નિ પાતાલ, ભરો પર્વત સૂધા ફાલ,
દહાર્નિ કો નહીં નિવારિ, ફરી વરો દિશ ચ્યારિ;
કહિણુ કામ તહ્યારિ ૫
એહવૂં કહિતાં સૈન્ય બહુ ચાલિ, તેનિ ભારિ ઘણા પર્વત હાલિ,
પડઘાવિ પૃથ્વીતલિ ધૂજિ, રજિ રવિબિંબ નવિ સૂઝિ;
પશુ નિ પક્ષિ અમૂઝિ. ૬"

૧૩ કડીનું આ પદ નવો ઢાળ આપે છે. આમ કવિએ કવિતા અને બંધ એમ ઉભય રીતે કાવ્યને આકર્ષક બનાવવાનો પ્રયત્ન કર્યો છે. આખ્યાનયુગમાં આખ્યાનપદ્ધતિનો જે વિકાસ સધાયો છે તેની ઉત્તમ પ્રતીતિ આ કાવ્ય અવશ્ય કરાવે છે.

ભાષાની દૃષ્ટિએ કવિ હરિદાસનો સમય સં. ૧૬૪૪ હોવાને કારણે મધ્યકાલીન ગુજરાતીની ૪ થી ભૂમિકાની ભાષા આપણે એની પાસેથી મેળવવા માગિયે; અને એના કાવ્યની હાથપ્રતો એ ભાષા સાચવી આપે છે એ ઉપર આવેલા નમૂનાઓથી જાણી શકાશે. અર્વાચીન ભૂમિકાનાં રૂપ એમાં પ્રયોજાવા લાગ્યાં હતાં, છતાં ૩ જી ભૂમિકાનાં શુદ્ધ રૂપો તરફ વલણ ઘણું જેવામાં આવે છે.

ચરિતસામગ્રી :

૧. મહાભારત-પદબંધ-ગ્રંથ ૧લો ( કે. કા. શાસ્ત્રી-સંપાદિત-ફાૅ. ગુ. સભાનું પ્રકાશન )
૨. ગુ. વિ. સ. હ. લિ. પુસ્તક સંગ્રહની હાથપ્રતો

## કાશીસુત શેધજી

[ સંવત ૧૬૪૭-૪૮ માં હયાત ]

**ખંભાતમાં** જે વખતે વિષ્ણુદાસ મહાભારતનાં અને રામાયણનાં કાવ્ય વિસ્તારવાના કામમાં પડયો હતો, તે જ સમયે ત્યાં જ એક કાશીસુત શેધજી નામનો—કવિ જાતે બંધારો—પણ સભાપર્વ વિરાટપર્વ રુકૃમિણી-

હરણ હનુમાનચરિત્ર અંબરિષકથા અને પ્રહ્લાદાખ્યાન ગુજરાતીમાં ઉતારવાનો પ્રયત્ન કરી રહેલો હતો. એનાં જે જે કાવ્યોમાં રચ્યાવર્ષ મળે છે તે સં. ૧૬૪૭ અને ૧૬૪૮ છે; જેવાં કે—

(૧) રુક્મિણીહરણ:

"રુકમણીહર્ણું પરીપૂરણ કીધૂં । ઉત્તમ પદ શ્રીનાથે દીધૂં ॥૧॥
સંવત સોલસત્તાલા જાંણ્ય । માગશર(?માઘ)સુદ પંચમી પરમાણુ ॥૨॥
નક્ષત્ર ઉત્તરા ને રવીવાર । રુકમણીહર્ણું કરચો વીસ્તાર ॥૩॥
શ્રી સ્તંભપુર સાગર છે માંહિ કવિતા કુલ બંધારા માંહિ ॥૪॥
કાશીસુત કહે કાંઇ ન જાંણું કૃષ્ણકીપાલ તે રદયામાં આણું ॥૫॥"[1]

(૨) હનુમાનચરિત્ર:

"સંવત શોલ શડતાલા સોય ॥ માગશર (? માઘ) દ્વીતીય વદ હોયે ॥
નક્ષેત્ર હસ્ત હનો રવીવાર ॥ તે માહે કીધો વીસ્તાર ।
પલવટ કુલ બંધારા સાર ॥ રામચંદ્રે કીધો આધાર ॥
તે મેં ગ્રંથ કીધો પદબંધ ॥ કાસીસૂત શેધજી મતીમંદ" ॥ [2]

(૩) વિરાટપર્વ:

"સંવત ૧૬ શોલ અઠતાલા અંતે કતરાયણ આદીત્ય ॥
રવૂ સંક્રાતે વીના પુરસોતમ ॥ અષાઢ માસ સુસંત ॥
સુક્લપક્ષ પંચમી પ્રમાણે રવીવારનો દીન ॥
મધ્યાંન માંહા આરંભ ॥ આનંદ ઉપન્યો મંન ॥
શ્રીપૂર સ્તંભનગર સાગરતટ ॥ સર્વલોક પુન્યવંત ॥
જગનદાંન તપ શીલપણે બહુ ભાવ ભજે ભગવંત ॥
તે સ્વસ્થલ વસે છે કવીતા ॥ કૂલ બંધારા વર્ણું ॥
...ગજી વ્યાસ તણા મૂખથી કથાપાંન કરયું સૂંસ કર્ણું ॥
દીન ભણી કરુણા ચીત આંણી । કીપા કરી અવીનાસે ॥
બૂધ્યમાને વીરાટ વર્ણંવ્યો ॥ કાશીસુત એ કવીદાસે ॥"[3]

---

૧. ફા. ગુ. સભા હ. નામાવલી, ભાગ રજો, (પૃ. ૯)
૨. એજન, પૃ. ૨૫
૩. ગુ. વિ. સ. હ. લિ. પુ. ન. ૬૫૫ જી

અંબિરષઆખ્યાન સં. ૧૬૪૭ અને દ્રૌપદીવસ્ત્રાહરણ (સભાપર્વનો એક ભાગ) સં. ૧૬૪૮માં રચાયેલ છે.[૧] પ્રહ્‌લાદાખ્યાન અને સભાપર્વની રચ્યાસાલ નથી મળતી.

કવિના યુગમાં કેટલાએક સારા વ્યાસો ખંભાતમાં હતા તેઓની પાસેથી કથા સાંભળી કેટલાક કવિઓએ કાવ્યરચના કરી હતી એ ખંભાતના તે તે કવિનાં ચરિત જોવાથી માલૂમ પડશે. આ કાશીસુત શેધજી પણ તેવા જ કોઇ......ગજી (નાગજી હોય કે પ્રાગજી; અક્ષર તૂટે છે તેથી શંકાસ્પદ) નામના વ્યાસ પાસેથી કથા સાંભળી કાવ્યરચના કરતો હતો એ વિરાટપર્વને અંતે આવેલા ઉલ્લેખ પરથી સમજાય છે.

એનું સભાપર્વ અત્યારે સંકીર્ણ મળે છેઃ તે એવું કે શરૂઆતમાં ૨૨ કડવાં શેધજીનાં જ છે, જ્યારે ૨૩માથી ૩૨મા સુધીનાં નાકરનાં ઘૂસેલાં છે. આ ઘુસાડવાનું કોઈ માણભટ્ટને શું પ્રયોજન થયું હશે, એ અટકળી શકવાની મુશ્કેલી છે. એમ કદાચ હોય કે કવિએ દ્રૌપદીવસ્ત્રાહરણ રચ્યું છે તે સભાપર્વમાં જ અંતર્ગત કોઈ નકલ કરનારાને નહિ મળ્યું હોય એટલે વસ્ત્રાહરણવાળા નાકરના વિરાટપર્વના આરંભમાં સભાપર્વનો આવતો ભાગ કડવાં ૩–૧૩ સુધીનો આમેજ કરી છેવટે "કાશીસુત કહે" એવો સુધારો કરી નાખ્યો હોય. નાકરનું કાવ્ય સુપ્રસિદ્ધ છે એટલે અને કાશીસુતનું દ્રૌપદીવસ્ત્રાહરણ જુદું મળે છે એટલે કાશીસુતને નાકરનું કાવ્ય ચોરવાની કોઈ આવશ્યકતા સંભવતી નથી. નાકર કરત કાશીસુતની કૃતિ વધારે સુંદર તેમજ આલંકારિક હોવાથી એ કાશીસુતને નાકરનું કાવ્ય પોતાના કાવ્યમાં દાખલ કરવાની કોઈ જરૂર નથી સંભવતી. અથવા જેમ વિરાટપર્વ ૨૨ કડવાનું જ રચ્યું છે તેમ સભાપર્વ પણ ૨૨ કડવાનું જ રચ્યું હોય અને દ્રૌપદીવસ્ત્રાહરણનું સ્વતંત્ર કાવ્ય રચ્યું હોય; અને આમ હોતાં કોઈ માણભટ્ટને કાશીસુતનું સભાપર્વ એના દ્રૌપદીવસ્ત્રાહરણની ભાળ ન હોવાને કારણે, નાકરના વિરાટપર્વાંતર્ગત સભાપર્વનાં ૨–૧૩ કડવાંથી

૧. જુઓ વડોદરા-પ્રા. વિ. સંગ્રહ ૨૪૯૦ અને ફા. ગુ. સ. હ.નં. ૩૨૭ગ

ઉમેરવા મન થયું હોય અને એણે ઉમેરી લીધાં હોય.

કવિ પોતાની કૃતિઓમાં પોતાનું નામ "કાશીસુત" જ આપે છે; પણ "હનુમાનચરિત્ર" જોતાં માલૂમ પડે છે કે એનું પોતાનું નામ "શેધજી" છે. આવી રીતે પિતાના નામથી કાવ્ય કરનાર બીજા પણ મળે છે. અંબરિષઆખ્યાનકાર "રામદાસસુત"[૧] જાણીતો છે. સુંદરમેવાડા જેવા 'ધનદાસસુત" લખી પોતાનું નામ આપનારા પણ મળે છે.

કવિ જાતનો વસ્ત્ર વણનારો બંધારો છે. એણે ભાગવત વિષ્ણુ-પુરાણ હરિવંશ તેમજ મહાભારત અને રામાયણની કથાઓ સારી રીતે સાંભળી જણાય છે. રુક્મિણીહરણના આરંભમાં એણે નીચે પ્રમાણે લખ્યું છે :

"શ્રીભાગવત હરીવંશમાં એ કથા વીષ્ણુપુરાંણ ॥
કંહીએક છિ વિસ્તાર, કંહી સંક્ષેપ સુધુ જંણ ॥૧૩॥
દશમ સ્કંધ કથા કોમલ સાંભલી ચીત્ત લીધ ॥
કાઇએક લીધી હરીવંશની પ્રતાબંધ પૂરણ કીધ" ॥૧૪॥[૨]

રામાયણમાં આવતું હનુમાનના પરાક્રમનું વસ્તુ લઈ કવિએ ૧ લું હનુમાનચરિત્ર ૧૮ કડવાંનું નાનું આખ્યાન રચ્યું છે. કવિનું આખ્યાન-પદ્ધતિનું આ કાવ્ય ચાલુ પરિપાટી પ્રમાણે નિરાડંબર કવિતા આપે છે, છતાં એમાં જેમ છે હનુમાન સૂધ લેવા ગયા પછી અશોકવાટિકા ભાંગતાં જે યુદ્ધ થાય છે તે જોઇયે :

"કોપીયો લંકાનો ધણી વાનરનુ બલ સુંણિ ।
તેડાવ્યો પછે વેધ કરી વાહનધણી. કોપીયો લંકાનો ધણી. ૧
એસી શહસ્ર માહામલ સંગ્રામે શઘલા ભલ.
મોકલો વાડી શત્રના સાલ કોપીયો રાવણ રાયો.
જાવો રે વાનરને હણો, રખે મનમાં દયા ગણો,
કટકે કટકો કરો પાપી તણો. કોપીયો૦ ૨

૧. ગુ. વિ. સ. હ. લિ પુ. નં. ૬૯
૨. ફા. ગુ. સ. હ નામા. ભાગ ૨ જો, પૃ. ૯

અંબિરષઆખ્યાન સં. ૧૬૪૭ અને દ્રૌપદીવસ્ત્રાહરણ (સભાપર્વનો એક ભાગ) સં. ૧૬૪૮માં રચાયેલ છે.[1] પ્રહ્લાદાખ્યાન અને સભાપર્વની રચ્યાસાલ નથી મળતી.

કવિના યુગમાં કેટલાએક સારા વ્યાસો ખંભાતમાં હતા તેઓની પાસેથી કથા સાંભળી કેટલાક કવિઓએ કાવ્યરચના કરી હતી એ ખંભાતના તે તે કવિનાં ચરિત જોવાથી માલૂમ પડશે. આ કાશીસુત શેધજી પણ તેવા જ કોઇ......ગજી (નાગજી હોય કે પ્રાગજી; અક્ષર તૂટે છે તેથી શંકાસ્પદ) નામના વ્યાસ પાસેથી કથા સાંભળી કાવ્યરચના કરતો હતો એ વિરાટપર્વને અંતે આવેલા ઉલ્લેખ પરથી સમઝાય છે.

એનું સભાપર્વ અત્યારે સંકીર્ણ મળે છે: તે એવું કે શરૂઆતમાં ૨૨ કડવાં શેધજીનાં જ છે, જ્યારે ૨૩માથી ૩૨મા સુધીનાં નાકરનાં ઘૂસેલાં છે. આ ઘુસાડવાનું કોઈ માણભટ્ટને શું પ્રયોજન થયું હશે, એ અટકળી શકવાની મુશ્કેલી છે. એમ કદાચ હોય કે કવિએ દ્રૌપદીવસ્ત્રાહરણ રચ્યું છે તે સભાપર્વમાં જ અંતર્ગત કોઈ નકલ કરનારાને નહિ મળ્યું હોય એટલે વસ્ત્રાહરણવાળા નાકરના વિરાટપર્વના આરંભમાં સભાપર્વનો આવતો ભાગ કડવાં ૩–૧૩ સુધીનો આમેજ કરી છેવટે "કાશીસુત કેહે" એવો સુધારો કરી નાખ્યો હોય. નાકરનું કાવ્ય સુપ્રસિદ્ધ છે એટલે અને કાશીસુતનું દ્રૌપદીવસ્ત્રાહરણ જુદું મળે છે એટલે કાશીસુતને નાકરનું કાવ્ય ચોરવાની કોઈ આવશ્યકતા સંભવતી નથી. નાકર કરત કાશીસુતની કૃતિ વધારે સુંદર તેમજ આલંકારિક હોવાથી એ કાશીસુતને નાકરનું કાવ્ય પોતાના કાવ્યમાં દાખલ કરવાની કોઈ જરૂર નથી સંભવતી. અથવા જેમ વિરાટપર્વ ૨૨ કડવાનું જ રચ્યું છે તેમ સભાપર્વ પણ ૨૨ કડવાનું જ રચ્યું હોય અને દ્રૌપદીવસ્ત્રાહરણનું સ્વતંત્ર કાવ્ય રચ્યું હોય; અને આમ હોતાં કોઈ માણભટ્ટને કાશીસુતનું સભાપર્વ એના દ્રૌપદીવસ્ત્રાહરણની ભાળ ન હોવાને કારણે, નાકરના વિરાટપર્વાંતર્ગત સભાપર્વનાં ૨–૧૩ કડવાંથી

---

૧. જુઓ વડોદરા-પ્રા. વિ. સંગ્રહ ૨૪૯૦ અને ફા. ગુ. સ. હ.નં-૩૨૭ગ.

ઉમેરવા મન થયું હોય અને એણે ઉમેરી લીધાં હોય.

કવિ પોતાની કૃતિઓમાં પોતાનું નામ "કાશીસુત" જ આપે છે; પણ "હનુમાનચરિત્ર" જોતાં માલૂમ પડે છે કે એનું પોતાનું નામ "શેધજી" છે. આવી રીતે પિતાના નામથી કાવ્ય કરનાર બીજા પણ મળે છે. અંબરિષઆખ્યાનકાર "રામદાસસુત"[1] જાણીતો છે. સુંદરમેવાડા જેવા 'ધનદાસસુત" લખી પોતાનું નામ આપનારા પણ મળે છે.

કવિ જાતનો વસ્ત્ર વણનારો બંધારો છે. એણે ભાગવત વિષ્ણુ-પુરાણ હરિવંશ તેમજ મહાભારત અને રામાયણની કથાઓ સારી રીતે સાંભળી જણાય છે. રુકૃમિણીહરણના આરંભમાં એણે નીચે પ્રમાણે લખ્યું છે :

"શ્રીભાગવત હરીવંશમાં એ કથા વીષ્ણુપુરાંણ ॥
કંહીએક છિ વિસ્તાર, કંહી સંક્ષેપ સુધુ જાંણ ॥૧૩॥
દશમ સ્કંધ કથા કોમલ સાંભલી ચીત્ત લીધ ॥
કાઇએક લીધી હરીવંશની પ્રતાબંધ પૂરણ કીધ" ॥૧૪॥[1]

રામાયણમાં આવતું હનુમાનના પરાક્રમનું વસ્તુ લઈ કવિએ ૧ લું હનુમાનચરિત્ર ૧૮ કડવાંનું નાનું આખ્યાન રચ્યું છે. કવિનું આખ્યાન-પદ્ધતિનું આ કાવ્ય ચાલુ પરિપાટી પ્રમાણે નિરાડંબર કવિતા આપે છે, છતાં એમાં જેમ જે હનુમાન સૂધ લેવા ગયા પછી અશોકવાટિકા ભાંગતાં જે યુદ્ધ થાય છે તે જોઇયે:

"કોપીયો લંકાનો ધણી વાનરનુ બલ સુંણિ ।
તેડાવ્યો પછે વેધ કરી વાહનધણી. કોપીયો લંકાનો ધણી. ૧
એસી સહસ્ર માહામલ સંગ્રામે સઘલા ભલ.
મોકલ્યા વાડી રાત્રના સાલ કોપીયો રાવણ રાયો.
જાવો રે વાનરને હણો, રખે મનમાં દયા ગણો,
કટકે કટકો કરો પાપી તણો. કોપીયો૦ ૨

૧. ગુ. વિ. સ. હ. લિ પુ. નં. ૬૯
૨. ફા. ગુ. સ. હ નામા. ભાગ ૨ જો, પૃ. ૯

રાખશ આવ્યા માહાવીકરાલ દરશણ દીશતા કાલ,
તેહેને આગ્યના આપી વિસાલ. કોપીયો૦ ૩
ગજ રથ અંબર પટા કવચ તંબુરા ઘટા,
ઉલટી રાખશ શંધની ઘટા. કોપીયો૦ ૪
હારણ દલ ચડી વેઢ કપીવરની લીધી કેડ,
દશોદીશાથી ધાયા જોધા બહુ. કોપીયો૦ ૫
વાડીને તાંહાં વીટી જઇ નગન આયુધ ગ્રહી,
વાંનર રાખશની દ્રષ્ટ એક થઇ. કોપીયો લંકાનો ધણી. ૬

( નવું કડવું )

કપીવર વીટીયો વાડીયે વેગજી જેમ સસી રૂધ્યો દ્વાદશ મેઘજી ।
દલ ફરી વલિયુ ઓઘ અનંતજી વચમાં ધાહ્યો વીર હનુમંતજી ॥

ટેક—હનુમંત લેઇ વચ્ચે ધાહ્યો શેન થયું સાવધાંન ।
રખે વાંનર જતો નાસી હણો જોધ સુજાંણ ॥૧॥
સાંગ્ય ફરસી પરીઘ તુમર બાણ ચંક સરંગ ।
ચોહોગમાં મારે શહસ્ર ધારે, ઢાંકીયો પલવંગ ॥૨॥
હનુમંત્યે વલી ફેરવી લેઇ, પુછ મહેલી ચાટ ।
ઊતપતી દલમાં ગયો એક પરીઘ લીધી હાથ ॥૩॥
હનુમંત દેખી કુંઅર મનમાં શબલ પામ્યો ખેદ ।
બહુ બાંણ મેહેલાં કપેશ્વરનો કરવા છેદ ॥૧૦॥
શહસ્ર મુકયાં એક સીર ઊપર જૂજવે બીજું જાણ ।
ત્રીજી લેઇ મુખમાં મુકયુ અર્ધચંદ્ર પ્રમાંણ ॥૧૧॥
પલવંગનું તન સર્વ ભેદી પણ મોહોટા વર્ણ ।
રૂધિરના પ્રવાહ ચાહ્યા જેમ શઇલ ઝરે નીરઝરણ ॥૧૨॥
હનુમંત ત્યાંથી ઊઠતાં એક શહ્યા લીધી પ્રાણ ।
પ્રધાનસુતને કરી ચુરણ મોકલ્યો દશ ખાંણ ॥૧૩॥"[૧]

આ કવિની શક્તિનો સારો પરિચય એની સભાપર્વ અને વિરાટપર્વ એ કૃતિઓમાં થાય છે. મયદાનવે રચેલી સભાનું વર્ણન જુઓ:

---

૧. ગુ. વિ. સ હ. લિ. પુ ન. ૫૦ (પૃ. ૮)

"માંહિ મંદિર મોટાં નીપાયાં અતિ ઉંચા આવાસ ।
મણી માણેક મુકતાફલ ઝલકિ ચિંત્રામણિ ચોહુ પાસ ॥૨૮॥
ગોખ જાલીયાં અતિ અનોપમ જાણું નહિ તો પાર ।
રત્ન પ્રવાલ માણીક મુગતાફલ જડીયાં હસિ હાસ્ય ॥૨૯॥
હેમ તણા ત્યાંહાં ચોક કરાવ્યા જ્યાં બેસે રાણારાય ।
ત્યાંહાં વાપી કૂપ સરોવર અનોપમ વાડી બહુ વિસ્તાર ।
ચીત્રામણ ત્યાંહાં એહવાં કીધાં નવી લહિ કો પાર ॥૩૧॥
શરોવર માહિ તે કમલ પ્રકાશે ભમર-ગુંજારવ થાય ।
ત્યાંહાં દાદુર મોર બપૈયા બોલિ તે દીઠિ દુઃખ જાય ॥૩૨॥
હંસ સારસ ચકવાક ચ્યોહોપાસ શબ્દ મધુરી વાસિ ।
સભા તણી તાં રચના જોતાં જન્મ તણાં દુખ નાહાસિ ॥૩૩॥
વાડીમાં ફલ નવાં બહૂ પાકાં પંખી કરે કલોલ ।
મધુરા શબ્દે કોયલ બોલિ કરિ ચરે ચકોર ॥૩૪॥"[1]

આ સભાપર્વના અંતભાગનો દ્રૌપદીવસ્ત્રાહરણનો પ્રસંગ પણ કવિએ જુદો સારો આપ્યો છે. વિરાટપર્વ તો પ્રસંગથી પણ દીપતું છે; જો કે પ્રસંગો બહુ ટૂંકાણથી પતાવવાનું કવિએ વલણ લીધું જણાય છે ભીમ-કીચકના યુદ્ધનો પ્રસંગ જોઇયે :

"કેશ હીને મારી મૂઠ પછે ફરી વલગે પાપીષ્ટ।
બાથેબાથ થયા બેહૂં મલ જાંણે ગજ વલગા મહાબલ ।
કરે ઢીક શીર ગડદા ધાએ એણી પેર જૂધ્ય અંન્યોઅન્ય થાએ ।
ચર્ણપ્રાહારે કંપે મેદીની અતી સંગ્રામ કરે બલ ઘણી ।
એમ કરતા બેહૂં થાકા રહો કરડે દાંત અંન્યોઅન્ય રહી ।
આગે વાલવ થાસૂં ગ્રીવ એમ અરિષ્ટ કરે બેહૂં જીવ ।
વલસદાએ મંન આંણી રીશ ઝાલ્યો કંઠ ન પાડી ચીશ ।
રૂદે માંહે લેઇ મારચો ચર્ણ પડયો જોધ્ય પામીને મર્ણ ।
અરોપરો રોલ્યો રણ માંહે કોતીક એક કરયૂ છે ત્યાંહે ।
ચર્ણ શીશ પાપીના હાથ ધડમાંહાં ઠોકી ઘાલ્યા સાથ ।

1. એજન, ૨૯, (કડવું ૧ લું)

મારેગ વચે મેહેલ્યો તેણીવાર કછપનો કીધો આકાર ।
ઉપેર એહેવૂ નામૂ દરચૂં મે મારયો મેં મારયો પરો ॥"[1]

લાઘવનો આશ્રય કર્યો હોવાથી કવિતા કર્કશ બનતી નથી, એ ગુણ કાશીસુતનાં કાવ્યોમાં જોવામાં આવ્યો છે.

તત્કાલીન પૌરાણિક કવિઓમાં કાશીસુત એની કૃતિઓથી ઠીકઠીક દીપે છે. એની ભાષા પ્રૌઢિયુક્ત અને આલંકારિક છે. વર્ણનો કરતી વેળાએ શબ્દપ્રવાહ સારી રીતે વહાવી શકે છે. સભાપર્વમાં આવતું સભાનું વર્ણન અને રાજસૂયયજ્ઞનું વર્ણન એની ઉત્તમ કૃતિઓ છે; એ જ રીતે વિરાટપર્વમાં દ્રૌપદી, કીચકની પજવણી પછી, ઊભી વાટે નાસે છે, એ પ્રસંગ પણ કરુણરસની ઠીકઠીક જમાવટ કરે છે.

આ કવિના સમયમાં ભાષા મધ્ય ગુજ. ની ૩ જી ભૂમિકા વટાવી ૪ થી ભૂમિકામાં આવી હતી. રુક્મિણીહરણની સં. ૧૭૧૬ની પ્રતમાં તેમ સભાપર્વમાં પણ એવી ભાષા સચવાઈ રહેલી છે, એ આ ઉપરના અવતરણમાં 'છિ' વગેરે પ્રયોગથી સમજાય છે. બીજાં કાવ્યોની જૂની પ્રતો નહિ મળતી હોવાથી ભાષા નવીન સ્વરૂપ પામી ચૂકી મળે છે.

કવિનું એક પણ કાવ્ય અદ્યાપિ પ્રસિદ્ધ થયું નથી; તેથી જ એના વિષયમાં કશી માહિતી બહાર આવી નથી. ૧૭ મા શતકના કવિઓમાં એ નાકરની હરોળમાં રહે છે અને કેટલેક સ્થળે નાકરથી આગળ વધે તેવો છે. માંડણ પછી આ બીજો બંધારો કવિ છે કે જેણે ગુજરાતી સાહિત્યની સેવા—તે પણ સારી—કરી છે. આ કવિના જન્મ–મરણ વિષયમાં કશો પ્રકાશ પાડી શકાતો નથી.

ચરિતસામગ્રી :

૧. ગુ. વિ. સ. હ. લિ. પુ. ની સૂચી
૨. ફા. ગુ. સ. હ. નામાવલી, ભાગ ૨જો

---

૧. ગુ. વિ. સ. હ. લિ. પુ. નં. ૬૫૫ છ, (કડવું ૧૦મું, પૃ. ૩૨૬)

# ઉદ્ધવદાસ

[સં. ૧૬૪૯માં હયાત]

"વિષ્ણુસહસ્રનામ" ગુજરાતીમાં મહાકવિ પ્રેમાનંદે ઉતારેલ છે, એનાથી પૂર્વે લગભગ ૧૦૦ વર્ષ ઉપર કોઈ ઉદ્ધવદાસે સં. ૧૬૪૮માં એક "વિષ્ણુસહસ્રનામ" પદ્યમાં રચ્યું છે.[૧] આ કાવ્યમાં તત્કાલીન ભાષા-સ્વરૂપ પણ સચવાઈ રહેલું છે. આ ઉદ્ધવદાસ કોણ હતો અને ક્યાંનો હતો, એ વિશે કશી માહિતી મળી શકતી નથી. તેમ કાવ્ય પણ સામાન્ય ધાટીનું હોવાથી એ કોઈ વિશિષ્ટ ગુણવાળો કવિ હોય, એવું જણાતું નથી.

પ્રેમાનંદ પૂર્વે પણ "વિષ્ણુસહસ્રનામ" નો અનુવાદ ગુજરાતી પદ્યમાં થયેલો છે, એ રીતે આ પદબંધકાર જાણવા જેવો ખરો.

ચરિતસામગ્રી :

૧. ફા. ગુ. સ. હ. લિ. પુ. નં. ૧૬૬

# રામદાસસુત

(સં. ૧૬૪૯માં હયાત)

**રામદાસ-સુત** નામે એક કવિનું સં. ૧૬૪૯માં રચાયેલું અંબરિષ-આખ્યાન તત્કાલીન પૌરાણિક સાહિત્યમાં અનેરી ભાત પાડે એવું છે. આ કાવ્યનો કર્તા "રામદાસસુત" છે એવું કાવ્યને અંતે કરેલા ઉલ્લેખથી જાણવામાં આવે છે.[૧] ગુ. વિ. સ. હ. લિ. પુ. સંગ્રહની યાદીમાં "રામદાસસુત મન્ય" નામ છપાયેલું છે; પણ "મન્ય" કવિનું નામ હોય એમ લાગતું નથી, એ નીચે કવિએ આપેલા વાક્યસંદર્ભથી સમજાય છે; જેમકે—

---

૧. ફા. ગુ. સ. હ. લિ. પુ. નં. ૧૬૬

"મહિમાંય શ્રીગુરુપાય રેજથી પૂર્ણ એ અક્ષાંન ॥
રામદાસસુત મન્ય આસ ઇમ હરિ દરિ ભક્તિપ્રદાંન ॥"[1]
(૧૫ મું કડવું-અંતે)

આમાં "રામદાસના પુત્રના મનમાં એવી આશા છે," એ વાક્યાર્થ છે. આવી સ્થિતિ હોવાથી 'મન્ય" વિશેષ નામ નથી. જેમ "કાશીસુત" નામ છે તેવું જ આ "રામદાસસુત" નામ છે. કવિએ ક્યાંય પણ કાવ્યમાં પોતાનું નામ આપ્યું જણાતું નથી.

કવિએ આ કાવ્ય સં. ૧૬૪૯માં રચ્યાનો એ નીચે મુજબ નિર્દેશ કરે છેઃ

"સ્વરિત સંવત ગણીત દશ રસી એક એક વીણ પંચાસ ॥
ઉડુરાજવાસર શ્વેત દશમી સુખદ શ્રાવણ માસ ॥૧૫॥"

"એક વીણ પંચાસ" એટલે ૪૯, અને 'દશ-રસી' એ ૧૦+૬=૧૬ એટલે સં. ૧૬૪૯ છે.

કવિએ, પોતે ક્યાંનો છે, એ વાત પણ નિર્દેશી છે; જેવી કે—

"શ્રીનર્મદાતટ શર્મદાયક ધર્મકેરૂ ધામ ॥
અતિ અછ શ્રીભૃગકછ માંહિ મેં સુણ્યું સહ અભીરામ ॥૧૬॥
તે કહ્યું પ્રાકૃત પ્રગટ ભાષા પ્રીચ્છયું મેં જેહ ॥
પદ ખોટી કોટા કોટિ હરિ અપરમીત સંદેહ ॥૧૬॥"

એણે નર્મદાતટે ભૃગુકચ્છમાં ગુરુ પાસેથી સાંભળી આ કાવ્ય રચ્યું છે. એનો ગુરુ સારો વિદ્વાન જણાય છે, જેણે એને શ્રીધર સ્વામી-એ કરેલી ભાગવતની ટીકા અનુસારનો અર્થ સમજાવ્યો છે. કવિએ આ ખુલ્લા દિલે જણાવ્યું પણ છે :

શ્રીભાગવતને નવમસ્કંધે પંચમો અધ્યાય ॥
શ્રીધરાચાર્ય-વિચાયિંત જલદુર્ગ સિત ખગ ન્યાય ॥૧॥

---

૧. ગુ. વિ. સ. હ. લિ. પુ નં. ૬૯; આ નકલ સં. ૧૬૬૮માં એટલે કે રચાયા પછી ૧૯ વર્ષે ઉતારાયેલી છે, અને સદ્‌ભાગ્યે મધ્ય. ગુજ. ની ૩ જી ભૂમિકામાં જ થીની છાંટવાળી ભાષા સાચવી રાખે છે.

તે અર્થ દ્વિજવર અર્યવી મમ કર્ણ કરચા પૂર ॥
પદ પાદ પ્રતિ પીયૂખરસ હરિભક્તિકરણ અદૂર ॥૧૧॥ "

પરંતુ આ દ્વિજવર કોણ, એ સંબંધમાં એણે કશો પણ ખુલાસો કર્યો નથી, તેમ પોતાના વિષયમાં પણ તદ્દન મૌન સેવ્યું છે. દ્વિજવર તરફના માનથી એમ માની શકાય કે એ કવિ પોતે કદાચ દ્વિજ ન હોય.

વિક્રમની ૧૭ મી સદીના પૂર્વાર્ધમાં જે કવિઓ થઈ ગયા છે તેઓમાં પદગત ઝડઝમકથી—યતિને અંતે લીધેલા અનુપ્રાસથી આ કવિ જુદો તરી આવે છે. તેથી કરીને એની કવિતા પણ જોસ્સાવાળી અને કર્ણમનોહર લાગે છે. સંસ્કૃત સાહિત્યની દૃષ્ટિએ આવી ઝડઝમક એ અવરકાવ્ય છે, છતાં ચાલુ પૌરાણિક ધાટીનાં કાવ્યોમાં તો એવું ભાગ્યેજ દેખાય છે, એ જોતાં કવિની મહેનત પ્રશસ્ય છે.

જેમ શબ્દોનું માધુર્ય એણે પસંદ કર્યું છે તેમ કથાનકને પણ મધુર અને પ્રસાદયુક્ત કરવામાં એણે સાવધાની રાખી છે. એણે ખાસ કરીને "હરિગીત"ના રાહની દેશીમાં આવો અંતર્યમક લીધેલ છે, એ વગેરે વસ્તુ આકર્ષક છે.

અંબરિષનું વર્ણન આપતાં કવિ જણાવે છે :

" તે માહા ન્રૂપ અંબરીખ અતી સૌભાગ્ય શોભાવંત ॥
સુણ્ય તાત સાતે દ્વીપમાં તેહ્નની આણ્ય માંની જંતુ ॥૫॥
મણીકનક રત્નભંડાર ગજરથ તુરી વીભવ અપાર ॥
જે પરમ દુર્લ્લભ પુરૂષને સંસાર મધ્યં સાર ॥૬॥
એ પદારથ પૂર્ણ પામી નવ્ય ધરિ મન્ય ગર્વ ।
સ્વપનાઅવસ્થા તણી સંસ્થા કરી, માંનિ સર્વ ॥૭॥
મન્ય જાંણ્ય એ નીર્વાંણ્ય વૈભવ–રાસનો છે નાશ ॥
સંસારથી અતીરક્ત ભક્ત ન પડિ માયા પાશ ॥૮॥
જ્યમ સરોવરમાં સરોરુહ તે સલીલસ્પરશ ન થાય ।
સંસારવારિધિ મધ્ય ત્યમ અલગો ચતુરવર રાય ॥૯॥

જ્યમ નારય કો વીભીચારયને ભર્ત્તારથી પ્રીય જાર ।
ત્યમ રાજ્ય પાલિ રાજરખી પણ લક્ષ જગદાધાર ॥૧૦॥
જ્યમ અંભપૂરિત કુંભ શીર અંભોજનયની દેય ।
સર્વ સખી સરખી શશીમુખી ચાલંતી ગજગતી લેય ॥૧૧॥
ત્યાહિ વદિ વીવીધી વીનોદ મદોદ મન રહિ ઘટ લાગ્ય ।
ત્યમ રાજ્ય પાલિ રાજરષિ મનમાં પરમ વૈરાગ્ય ॥૧૨॥
શ્રીવાસુદેવ પુરાણ પુરુષોત્તમ તણી જે ભક્તી ।
તે વીખી પામ્યો પરમ ભાવ સ્વભાવ અતી આસક્ત ॥ ૧૩ ॥
ત્યાહિ સર્વ ઇંદ્રિય ભક્તીયુકત સ્વબુદ્ધિ રાકિત કીદ્ધ ।
સુણ્ય કહૂં તે વિસ્તાર સાર વિચાર સંત પ્રસીદ્ધ ॥ ૧૪ ॥"[1]

અંબરિષ પ્રભુનું પૂજન કેવી રીતે કરે છે, એ કવિ જણાવે છે :

"પ્રથમ પંચામૃતેં મજ્જંન કરાવૂં જુગદીશ ।
પછિ વસ્ત્ર સુંદર સમર્પીને મુકુટ ધરીયો શીશ ॥ ૭ ॥
કર્ણ્ય કુંડલ મેષલા-કટી ચરણ નૂપુર સાર ।
કર વલય કંકણ મુદ્રિકા ઉર શુભ્ર મુક્તાહાર ॥૮॥
બાવન ચંદન લીપ્ત અંગે અગર કેરો ધૂપ ।
સુઘરાગી પરાગી બહુ કુસુમ અર્પ્યાં ભૂપ ॥૯॥
એણી પરિ પૂજા કરી પૂજ્યા દ્વીજવર ત્યાંહ ।
જેહુનિ અર્થ સિદ્ધ પ્રસિદ્ધ છે યશ જગત સઘલા માંહ ॥૧૦॥"

દુર્વાસાનો કોપ વ્યક્ત કરતાં રૌદ્ર રસની છાંટ જણાય છે ર
એની પ્રૌઢ શબ્દાવલીમાં ઓર દીપે છે :

રાગ મેઘરાગ

"ઋષી કાંપ્યા રે કોપી લોપી સીમા ક્ષમા કેરી ।
અંગ ધ્રૂજિ ને અમૂઝિ સુઝિ વાત ન અનેરી ॥
ત્રોટક—સૂઝય ન પડિ ધ્રૂજતાં અમુઝતાં મન માહ્ય ।
ક્રોધ પાપી વ્યાપીઉ પરીતાપ અંતર બાહ્ય ॥૧॥

---

૧. ગુ. વિ સ. હ. લિ. પુ ૬૯ (કડવું ૨ જું)
૨. એજન (કડવું ૫ મું)

મહા ભીમ ભ્રીકુટી કુટિલ જેહવી સર્પિણી દ્વય હોય ।
આરક્ત લોચન ક્રૂર જાંણિ અગ્નિજ્વાલા હોય ॥૨॥
નાસા તે શ્વાસોશ્વાસ ભાસિ એહવિ આકારિ ।
જ્યમ ધમણ્ય ધમતા ધ્રૂમ વર્જિત વહ્નિકણ વિસ્તાર ॥૩॥
દ્વિજરાજિ ઉત્કટ કટકટિ તે શ્રવણ સુણીઅિ ઇમ ।
વજ્ર વજ્રિ ઘસંત મહાશબ્દ હોઅિ જ્યંમ ॥૪॥
અતિ વક્ર મુખ વિકરાલ કંલસમાન દીસિ રૂપ ।
જ્યમ સૃષ્ટિના સંહાર સમયેં શોભિઅિ ગિરિભૂપ ॥૫॥
ક્ષુધાઅિ ક્ષીતિદેવ વ્યાકુલ અનેં વ્યાપ્યો કોપ ।
તાહિ જ્ઞાનદ્રષ્ટિ ન જોય જ્યમ કલ્પાંત નિધિ મહી લોપ ॥૬॥[1]

× × ×

ત્યાહિ જટા નીલટ અછાટી નેં પ્રગટ કૃત્યા કીધ ।
તે કાલ અગ્નિ સમાંન માંનો શસ્ત્ર હસ્તિ લીધ ॥૨॥
મુનિ ક્રોધના અવબોધથી પ્રજ્વાલતિ અતી ઊજાય ।
પદઘાત ધર ધ્રૂજાવતી આવતી સન્મુખ રાય ॥૩॥"[2]

આ પછી ચક્ર પાછળ પડતાં દુર્વાસાની જે દશા થઇ છે તેનું પણ કવિએ ઘણું સુંદર વર્ણન આપ્યું છે. જ્યારે પણ પ્રસંગ આવ્યો ત્યારે વર્ણન સચોટ અને આકર્ષક કરવા એણે પ્રયત્ન કર્યો છે.

બીજા કવિઓનાં અંબરિષઆખ્યાન મુખ્યત્વે કૃષ્ણદાસ રામભક્ત અને વિષ્ણુદાસનાં મળે છે, તેના કરતાં આ કાવ્ય એના કવિત્વયુક્ત ગુણોને લીધે જુદું તરી આવે છે. આ કવિના સમયમાં થયેલો કાશીસુત શેધજી એક બીજો એવો કવિ છે કે જે એના સભાપર્વમાં એવા થોડા ગુણોને કારણે અલગ તરી આવે છે. એ સિવાયના વિષ્ણુદાસ-શિવદાસ વગેરે કવિઓ કાવ્યત્વની દૃષ્ટિએ ભાગ્યેજ સારાં કાવ્ય આપે છે

ભાષાની દૃષ્ટિએ વિચારતાં આ કવિનો સમય મધ્ય. ગુજ. ની ૪ થી મિશ્ર ભૂમિકાનો છે. ઉપર આવેલાં "હુશિ" "પાંચમો" "મે" "વ્યાપીઉ" એ વગેરે ઉદાહરણો એની ખાતરી આપી શકશે.

1. એજન (કડવું ૭ મું) 2. એજન, (કડવું ૯ મું)

જયમ નારય કો વીભીચારયનેં ભર્ત્તારથી પ્રીય જાર ।
ત્યમ રાજ્ય પાલિ રાજરખી પણ લક્ષ જગદાધાર ॥૧૦॥
જયમ અંભપૂરિત કુંભ શીર અંભોજનયની દેય ।
સર્વ સખી સરખી શશીમુખી ચાલંતી ગજગતી લેય ॥૧૧॥
ત્યાહિ વદિ વીવીધી વીનોદ મદોદ મન રહિ ઘટ લાગ્ય ।
ત્યમ રાજ્ય પાલિ રાજરષિ મનમાં પરમ વૈરાગ્ય ॥૧૨॥
શ્રીવાસુદેવ પુરાણ પુરુષોત્તમ તણી જે ભક્તી ।
તે વીખી પામ્યો પરમ ભાવ સ્વભાવ અતી આસક્ત ॥ ૧૩ ॥
ત્યાહિ સર્વ ઇંદ્રિય ભક્તીયુક્ત સ્વબુદ્ધિ શકિત કીદ્ધ ।
સુણ્ય કહૂં તે વિસ્તાર સાર વિચાર સંત પ્રસીદ્ધ ॥ ૧૪ ॥"[1]

અંબરિષ પ્રભુનું પૂજન કેવી રીતે કરે છે, એ કવિ જણાવે છે :

"પ્રથમ પંચામૃતેં મજ્જંન કરાવૂં જુગદીશ ।
પછિ વસ્ત્ર સુંદર સમર્પીને મુકુટ ધરીયો શીશ ॥ ૭ ॥
કણર્ય કુંડલ મેખલા-કટી ચરણ નૂપુર સાર ।
કર વલય કંકણ મુદ્રિકા ઉર શુભ્ર મુકતાહાર ॥૮॥
બાવન ચંદન લીપ્ર અંગે અગર કેરો ધૂપ ।
સુઘરાગી પરાગી બહુ કુસુમ અર્પ્યાં ભૂપ ॥૯॥
એણી પરિ પૂજા કરી પૂજીઆ દ્વીજવર ત્યાંહ ।
જેહનિ અર્થ સિદ્ધ પ્રસિદ્ધ છે ચરાજગત સઘલા માંહ ॥૧૦॥"

દુર્વાસાનો કોપ વ્યક્ત કરતાં રૌદ્ર રસની છાંટ જણાય છે ; એની પ્રૌઢ શબ્દાવલીમાં ઓર દીપે છે :

રાગ મેઘરાગ

"ઋષી કાંપ્યા રે કોપી લોપી સીમા ક્ષમા કેરી ।
અંગ ધૂજિ ને અમૂઝિ સુઝિ વાત ન અનેરી ॥
ત્રોટક—સૂઝય ન પડિ ધ્રૂજતાં અમુઝતાં મન માલ ।
ક્રોધ વાધી વ્યાપીઉ પરીતાપ અંતર બાલ ॥૧॥

1. ગુ. વિ સ. હ. લિ. પુ ૬૯ (કડવું ૨ જું)
2. એજન (કડવું ૫ મું)

શરૂઆતમાં આ કાવ્યનાં માત્ર ૩૩ કડવાં હોય એમ જણાય છે. પાછળથી નાકરના ઓખાહરણ સ.થે સેળભેળ કરી ૭૮ કડવાં સુધી આ કાવ્યનું પૂર વધી ગયું છે. મૂળ કાવ્ય તો એણે વૈશંપાયન અને જનમેજયના સંવાદમાં રચ્યું છે, અને પ્રાયઃ દરેક કડવાને અંતે એણે પોતાનું નામ આપ્યું છે. ક્વચિત્ એણે પિતાનું નામ પણ સાથે આપ્યું છે; જેમકે—

"સહુ કોને સંતોષ્યાં દેઇ માંન રે।
કહે છે તે હીરાનંદન કાંહ્નન રે ॥" [ કડવું ૨૮મું ]

જ્ઞાતિએ એ કેવો હતો એ જૂની પ્રતોમાં નથી, પણ પછીની પ્રતોમાં એ ઔદીચ્ય બ્રાહ્મણ હોવાનું જણાય છે :

"દાસરાજ દ્વિજનો સુત હીરો ઔદીચ્ય ગ્નાત પ્રકાશજી" ॥[૧]

એના પિતૃનિવાસ માટે એ "અમરાવતી" નામ આપે છે તે "ઉમરેઠ" શક્ય છે જનાર્દનનું "અમરાવતી" અને આ અનન્ય સંભવી શકે. અને કદાચ કવિ એની જ જ્ઞાતિનો કોઈ શકે. એ વખતે ખડાયતા બ્રાહ્મણો ઔદીચ્ય કહેવાતા હોય તો આ સંભવી શકે.

કાહાનનું આ "ઓખાહરણ" સ્વતંત્ર છે. બેશક, રસની દૃષ્ટિએ એ જનાર્દનના "ઉષાહરણ"ને કે પ્રેમાનંદના "ઓખાહરણ"ને લગે એમ નથી, છતાં નિકૃષ્ટ કોટીનું પણ નથી જ. નમૂના તરીકે ઉષાનું સ્વપ્ન જોઇયે :

રાગ કલ્યાંણ

'સ્વપ્ન લાધે છે ઉષાને' તેણી વારજી, જાણે પાસેં બેઠો છે ભરતારજી।
તેહના રૂપ તણો નહી પારજી, નેહનૂં કોમલ અંગ સુકુમારજી ॥
અતિ સુંદર મનોહર પોતેજી, દૃષ્ટિ નિમેષ ન થાયેં જોતેજી।
માથૈ મુગટ જડિત્ર અતિ શોભેજી જોતાં જોતાં ત્રિભોવન લોભેજી।
કાંને જલહલ કુંડલ દીસેજી અંગે અંગ જોતાં મનડૂં હીસેજી ॥
નેત્ર વદનકમલ સુખકારીજી માલા મોતી નેં દુગદુગી સારીજી।
બાજૂબંધ બેરખા લલકેજી કટિમેખલા ઘૂઘરી પાય ખલકેજી ॥

---

૧. ગુ. વિ. સ. હ. લિ. પુ. નં. ૨૮૬ની પ્રત

બીજા ઘણા કવિઓની જેમ આ નવા કવિના વિષયમાં જ્યાં નામ પણ મેળવવું મુશ્કેલ છે ત્યાં એના સંબંધમાં બીજી વિશેષ હકીકતો મેળવવી પણ ક્યાથી?

ચરિતસામગ્રી :

૧. ગુ. વિ સ. હ. લિ પુ નં. ૬૯ (અમદાવાદ)

## હીરાસુત કાહાન

[ વિ. ના ૧૭ મા શતકનો પૂર્વાર્ધ ]

અમદાવાદના રાણીપ ગામમાં આવી વસેલા એક ઉમરેઠના કાહાન નામના કવિનાં બે અપ્રસિદ્ધ કાવ્ય મળે છે. એનું ૩૩ કડવાનું ઓખાહરણ[1] નાનું છતાં સુંદર કાવ્ય છે; અને પ્રેમાનંદના સમયની જ એની હાથપ્રતો મળતી હોવાથી પ્રેમાનંદના ઓખાહરણની પૂર્વે રચાયેલું એ સંભવે છે, આ રીતે આ કવિ જૂનો છે. એના "એકાદશી-માહાત્મ્ય"માં એ પોતાના વિષયમાં નીચે મુજબ માહિતી આપે છે:

"ગામ અમરાવતિ સદા પૂર્વજ ઠાંમ ।
કાંમરાજ તણો તે નંદન પ્રગટ હીરો નામ ॥૬॥
રાજનગર સમીપ તે રાંણીપ કીધો વાસ ।
હીરાસુત કહે કાહાંન શ્રીગોપાલ પૂરો આસ ॥૭॥"[2]

આ કાવ્ય નાનું છે અને એમાં કવિ "વિષ્ણુધર્મોત્તર પુરાણ"નો આધાર લઈ એકાદશીની કથાઓ વર્ણવે છે. ખાસ ધ્યાન ખેંચે તેવું તો એનું "ઓખાહરણ" છે.

---

૧. ગુ. વિ. સ. હ. લિ. પુ. સં. ની યાદી, નં. ૨૩૪, ૨૮૬, ૨૯૨ અ, ૩૭૫, ૩૮૪, ૪૮૭, વગેરે. આમાંના ઓખાહરણની પ્રત લીથોમાં છાપેલી મળે છે ખરી.

૨. ગુ. વિ. સ. હ. લિ. પુ સં. નં. ૩૨૮ અ (સં.૧૭૪૮માં લખેલી પ્રત

શરૂઆતમાં આ કાવ્યનાં માત્ર ૩૩ કડવાં હોય એમ જણાય છે. પાછળથી નાકરના ઓખાહરણ સાથે સેળભેળ કરી ૭૮ કડવાં સુધી આ કાવ્યનું પૂર વધી ગયું છે. મૂળ કાવ્ય તો એણે વૈશંપાયન અને જનમેજયના સંવાદમાં રચ્યું છે, અને પ્રાયઃ દરેક કડવાને અંતે એણે પોતાનું નામ આપ્યું છે. ક્વચિત્ એણે પિતાનું નામ પણ સાથે આપ્યું છે; જેમકે—

"સહુ કોને સંતોષ્યાં દેઇ માંન રે ।
કહે છે તે હીરાનંદન કાંહ્નન રે ॥" [ કડવું ૨૮મું ]

જ્ઞાતિએ એ કેવો હતો એ જૂની પ્રતોમાં નથી, પણ પછીની પ્રતોમાં એ ઔદીચ્ય બ્રાહ્મણ હોવાનું જણાય છે :

"કાચરાજ દ્વિજનો સુત હીરો ઔદીચ્ય જ્ઞાત પ્રકારાજી" ॥[૧]

એના પિતૃનિવાસ માટે એ "અમરાવતી" નામ આપે છે તે "ઉમરેઠ" શક્ય છે જનાર્દનનું "અમરાવતી" અને આ અનન્ય સંભવી શકે. અને કદાચ કવિ એની જ જ્ઞાતિનો હોઈ શકે. એ વખતે ખડાયતા બ્રાહ્મણો ઔદીચ્ય કહેવાતા હોય તો આ સંભવી શકે.

કાહાનનું આ "ઓખાહરણ" સ્વતંત્ર છે. બેશક, રસની દૃષ્ટિએ એ જનાર્દનના "ઉષાહરણ"ને કે પ્રેમાનંદના "ઓખાહરણ"ને લગે એમ નથી, છતાં નિકૃષ્ટ કોટીનું પણ નથી જ. નમૂના તરીકે ઉષાનું સ્વપ્ન જોઇયે :

રાગ કલ્યાંણ

"સ્વપ્ન લાધે છે ઉષાને તેણી વારજી, જાણે પાસે બેઠો છે ભરતારજી ।
તેહના રૂપ તણો નહી પારજી, તેહનું કોમલ અંગ સુકુમારજી ॥
અતિ સુંદર મનોહર પોતેજી, દૃષ્ટિ નિમેષ ન થાયે જોતેજી ।
માથે મુગટ જડિત્ર અતિ શોભેજી જોતાં જોતાં ત્રિભોવન લોભેજી ।
કાંને જલહલ કુંડલ દીસેજી અંગે અંગ જોતાં મનહૂં હીસેજી ॥
નેત્ર વદનકમલ સુખકારીજી માલા મોતી નેં હુગહુગી સારીજી ।
બાજૂબંધ બેરખા લલકેજી કટિમેખલા ઘૂઘરી પાય ખલકેજી ॥

---

૧. ગુ. વિ. સ. હ. લિ. પુ. નં. ૨૮૬ની પ્રત

અંગ સુંદર પીતાંબર ધારચાંજી નવશત ભૂષણ સારચાંજી ।
નખશીખ અતિ સુંદર રૂપજી જાણે સકલ ભુવનનો ભૂપજી ॥
બેઠા ઈંદ બ્રહ્મા મહાદેવજી રોલ રંગના થાયે છે તતથેવજી ।
થાય નાટારંભ થેઈથેઈકારજી વાજે વાજિંત્ર અનેક અપારજી ॥
બ્રહ્મા સમય સ.ધે કન્યાદાનજી કહે વરકન્યા સાવધાનજી ।
વરત્યાં વરત્યાં તે મંગલ ચ્યારજી વરકન્યા પાયેં કંસારજી ॥
ત્યાંહાં તે થયૌ અતિ સુંદર વિહિવાહજી મન્ય વાધ્યો અતિ ઉછાહજી ।
તેણે સમે ચિત્રલેખા જાગીજી નિદ્રા આવી હતી તે ભાંગીજી ॥
ચિત્રલેખાયેં જગાડી ઊષા બાઇજી ત્યજિ નિદ્રા ને ઊઠી તે તૌ ધાઇજી ।
જાએ તો નવ દેખે ભરતારજી ઉખા આક્રંદ કરે તે અપારજી ॥
તે તેં શાને મુઝને જગાડીજી મુજનેં વિરહની પીડિ લગાડીજી ।
બેહની તેં શૂં કીધૂં એહ કાંમજી ક્યહાં ગયૌ માહારૌ આત્મારામજી॥"[1]

આ ઉપરથી કાહાનની કૃતિનો કાંઈક ખ્યાલ આવશે. આ અસલ કાવ્ય હજી છપાયું નથી. આ જૂની કૃતિ છે, એ રીતે પણ ઉપયોગી છે. એમાં એણે કેટલાક સારા જૂના ઢાળ સાચવી રાખ્યા છે.

ભાષાની દૃષ્ટિએ કવિની કૃતિઓ લક્ષ્યમાં લેવા જેવી છે. એમાં ઐ ઔ એવી જોડણી એ-ઓ ( < अ + इ અને अ + उ ) ને સ્થાને મળે છે. એમ તો નહિ હોય કે મૂળ નકલમાં अ + इ अ + उ હશે ને એ ચાલુ રખાતાં ઐ. ઔ તરીકે લખાયા હોય? તો તો કાહાનને લગભગ નાકરનો સમકાલીન ગણવો પડે; અથવા તેથી યે પૂર્વનો. કેમકે એ જોડણી મધ્ય ગુજ. ની ૨ જી ભૂમિકા સુધી વિકલ્પે પ્રચારમાં હતી.

[2]અશ્વમેધાખ્યાન, ગોવર્ધનરાસ, હિંગુરામંત્રચરિત્ર, હોલાહોલીનું આખ્યાન, આણાનું પદ, કુંડલિયા, કૃષ્ણજન્મવધાઈ, રાસનું ધોળ એ કૃતિઓ કાહાન કે કાહાનદાસની છે, પણ એ આ જ કાહાનની છે એ નક્કી નથી થઈ શકતું; કેમકે આ કાહાનની કૃતિઓમાં તો એ પોતાને

---

૧ ગુ. વિ. સ. હ લિ. નં. ૭૭૯ ( કડવું ૧૪મું )
૨. ગુજ. વિ. સ ની હાથપ્રતોની સંકલિત યાદી, પૃ. ૧૫-૧૬

હીરાસુત અવશ્ય કહે છે. મને લાગે છે, ઉપરની કૃતિઓના લેખક પણ એક નહિ, પણ જુદા જુદા લાગે છે, અને અશ્વમેધાખ્યાનનો કર્તા જુદો જ હરજી-સુત કાહાન છે જે સં. ૧૬૯૫-૯૬ માં હયાત હતો. 'હોલાહોલીના આખ્યાન'નો કર્તા કયો કાહાન એ કહી શકાતું નથી, જ્યારે પદોનો લેખક મોડો થયેલો કોઈ લાગે છે. ગોવર્ધનરાસ અને બ્રણુજન્મવધાઈનાં પદ[2] એ નરસિંહ મહેતાની પદ્ધતિની ચાતુરી અને છૂટક પદો જેવાં છે, જેમાં ક્યાંક "કાનીયાચા સ્વામી"ની છાપ પણ છે. બંધની દૃષ્ટિએ આ કૃતિઓ ઉપયોગી છે.

ચરિતસામગ્રી :

૧. ગુ. વિ. સ. હ. લિ. પુ નં. ૩૩૮ અને ૭૭૯

## ધનરાજ

[ વિ. ૧૭ મા શતકનો પૂર્વાર્ધ ]

નરસિંહ અને ભાલણની જેમ સ્વતંત્ર પદો રચનારા કવિઓ છેક વિક્રમના અઢારમા શતક સુધી થોડા મળે છે તેવાઓમાં એક ધનરાજ નામનો પદકાર વિ. સત્તરમા શતકના પૂર્વાર્ધ લગભગમાં થઈ ગયો છે. એના સમયની આ તરફની અવધિ એનાં પદોની મળેલી હાથપ્રતની[2] શૈલી કહે છે. આ હાથપ્રત પડીમાત્રામાં લખાયેલી છે અને મધ્ય. ગુજ.ની ૩ જી ભૂમિકાને સાચવી રાખે છે, જેમાં ૪ થીના અંશો ક્વચિત્ મળી આવે છે એ જોતાં એ હાથપ્રત સં. ૧૬૫૦ થી આ બાજૂની સર્વથા નથી :

"સ્વામી એક વીનતી અવધારિ। તાહરુ બોલ રહિ સંસારિ ।
નિર્મલ કરી લિ આપણ માહિ। એક કરી રહિ તૂં સુખમાંહિ ।અ૦ાર૯

૧. બૃ. કા દો. ભાગ ૭ મો, પૃ. ૭૯૩-૭૯૪

૨. ગુ. વિ. સ. હ. લિ. પુ. નં. ૩૪૬

એકમનાં યે ગાઇ રાસ। તે છૂટિ ભવસંકટ પાશ।
બ્રહ્મમહેશ્વર દુર્લભ યેહ। પણ કરુ સ્વામી પરબ્રહ્મ તેહ। અહ્નર્ગાં
ઇતિ શ્રી પંડિત ધનરાજ-વિરચિતો અહર્નિશિરાસઃ સમાપ્ત।"

'ધનરાજનાં કાવ્યોની હાથપ્રતમાં ભક્તિ અને જ્ઞાનને લગતી કૃતિઓ છે; જેમકે ખાંડણાં (તૂ.), ગિરૂઆ ગણપતિ (રાસ), ચતુરવદનનુ રાસ, વેદપુરાણ, વાણી, ભમારુલી, ઘોડલી, હેલિ, વીનતી, શોકભાવના, સાહેલડી, વૃદ્ધકારિક, લઘુકારિક, બીડુ, ઉમાહડુ, હીડલુ, હર્ષભાવના, પદ્મનાભશ્લોક, સારંગી, ખાંડણાં, એ મથાળે લાંબાં મોટાં પદ છે; બધાં જ કોઈ દોહાસોરઠાની રાહ તો કોઈ ચોપાઇની રાહમાં, તો કોઇ ચોપાઈહાવટીમાં મળે છે. આ પદ્ધતિનાં જૈનેતર કવિઓનાં ભાગ્યેજ મળે છે. જૈન ધાર્મિક સ્તવનોની રસિક પદ્ધતિ ધનરાજે સ્વીકારી છે. એણે વિષયને સરલ કરવાનો પ્રયત્ન કર્યો છે. એને જ્ઞાની કવિ કહી શકાય એમ છે, કેમકે સંસારની અસારતા, વેદાંતમત પ્રમાણે જગતની ઉત્પત્તિ, જીવસ્વરૂપ, જીવના ધર્મ, એ વગેરે પણ વિષયો કાવ્યમાં લીધા છે; વસ્તુસ્થિતિએ વૈરાગ્યપ્રધાન કવિતા એને રુચે છે.

"વાણી" મથાળે એ જણાવે છે કે—

"પરબ્રહ્મ વાણી પરણીઇ બ્રહ્માંડિ જયજયકાર ॥૧॥
ચ્યારિ પાંણિ હવી નિરમલી ભાગુ મોહ સંસાર ॥૨॥
સોપ્યાં લેખાં યમ તણાં ઠઠીયુ નરકવ્યાપાર ॥૩॥
બંધન છૂટાં જીવનાં સહૂ મુગતૂં અંપાર ॥૪॥
મુગતા સ્થાવર જંગમ મુગતા સુરનર નાગ ॥૫॥
મુગતા તાપસ ઋષિ નવગ્રહ મુગતા મુનિવર યાગ ॥૬॥
હરિહર બ્રહ્મા આનંદીયા ઘરિઘરિ હોઇ ઉત્સાહ ॥૭॥
ઊલટ હોઇ અતિ ઘણુ ગાઇઇ વાણી અનાહ ॥૮॥
ઘરિઘરિ ગૂડીય ઉછલિ તલીયા તોરણ બારિ રે ॥૯॥
બ્રહ્માંડ ફૂલપગર ભરયા। છરિ તુ હરિપ ધરેયો" ॥૧૦॥

કવિનું આત્મજ્ઞાન રમત કરતું હોય તેમ એની કવિતામાં ઊતરતું

આવે છે; એમાં ગાંભીર્ય એમ છતાં વ્યાપ્ત છે. કાંઈક અંશે નવી જ ભાત ગુજરાતી કવિતામાં આમ આ કવિ પાડતો જણાય છે.

કવિ પોતાને "પંડિત" કહે છે. એની કૃતિઓમાં માત્ર "ચતુર-વદન રાસ"ને અંતે છાપ મળે છે; એટલે બીજા કોઈની આપેલી "પંડિત" ઉપાધિ નથી જ :

> "વૈષ્ણવ ભક્તિ મુક્તિ ફલ કાજિ
> રાસ કીધુ પંડિત ધનરાજિ ।"

એ જોતાં એ સંસ્કૃતજ્ઞ લાગે છે, અને પોતાના જ્ઞાનનો લાભ યથાશક્તિ આપવા લલચાયો છે; અને એમાં એ સરળતા લાવી પણ શક્યો છે; જુઓ :

> "પરબ્રહ્મ અવિગત યેહ । તેહ પહિલુ પરમાતમા હેલિ ॥૧॥
> યેહના ત્રણિ અંશ શરજિ પાલિ સંહરિ હેલિ ॥૨॥
> બ્રહ્માદિક છિ જીવ । તેહ તણી ગોચર નથી હેલિ ॥૩॥
> નિશ્ચિ છિ અવિનાશ હાસિ છતૂં અછતૂં કરિ હેલિ ॥૪॥
> આદિ એકલ મલ્લ વ્યાપ માંડિ તેહ અતિ ઘણા હેલિ ॥૫॥
> સનકાદિક મુનિ યોગ । તેહ તણી ગોચર નથી હેલિ ॥૬॥
> સેવિ સુરનર નાગ સહૂઇ હારઇ આલસિ રહૂં હેલિ ॥૭॥
> યેહથૂં વિગતૂં થાઇ તેણિ વલી સહૂ આથમિ હેલિ ॥૮॥
> અકલ અલક્ષ અભેદ । વેદ નિરંતર સ્તુતિ કરિ હેલિ ॥૯॥
> જનમ મરણ નહી યેહ યેણિએ બેહૂ શરજ્યાં હેલિ ॥૧૦॥
> તૃપતુ વિણ આહાર સુખ સઘલા સેવા કરિ હેલિ ॥૧૧॥
> સહુહ-તણુ યે બાપ । માત પિતા નહી યેહ તણિ હેલિ ॥૧૨॥
> સહુહ તણુ યે સ્વામી સ્વામીઅ યેહ તણિ કો નથી હેલિ ॥૧૩॥
> સહુહ ઊફરુ યેહ । યેહ ઊફરુ શરજ્યુ નથી હેલિ ॥૧૪॥"

કવિએ "હેલિ" કાવ્યમાં પરમાત્મસ્વરૂપ આમ બતાવ્યું છે, જેમાં ગીતામાં પ્રતિપાદિત ઈશ્વરરૂપની વ્યક્તિ જણાય છે. ઉચ્ચ

પ્રકારનો કાવ્યગુણ ન દેખાતો હોય છતાં એની કવિતામાં પ્રસાદગુણ છે અને એ રીતે પણ કવિ મહત્ત્વનો છે. એ બ્રાહ્મણ સંભવે છે, અને સામાન્ય વેદાંતમતાવલંબી જણાય છે.

ચરિતસામગ્રી :

૧. ગુ. વિ. સ. હ. લિ પુ નં. ૩૪૬

## સંત

[ વિ. સં. ના ૧૭ મા શતકનો પૂર્વાર્ધ ]

**ભીમે "હરિલીલા ષોડશકલા"** માં આખા ભાગવતપુરાણનો સાર બાંધ્યા પછી એવો સ્વતંત્ર પ્રયત્ન બહુ થોડાએ કર્યો છે. પ્રસિદ્ધ થયેલો એવો પ્રયત્ન વલ્લભ ભટ્ટનું પદબંધ ભાગવત (સં. ૧૭૫૪–૬૫) છે. એ પછી અમરેલીના મૂળદાસ ભકતે કેટલાક સ્કંધ ઉતાર્યા છે. આવો જ એક પ્રયત્ન ભીમની પછી અને વલ્લભ ભટ્ટની પૂર્વે ગુજરાતીમાં કોઇ "સંત" નામના કવિએ કર્યો જણાય છે. આ સંત જ્ઞાતિનો કેવો છે, ક્યાંનો વતની છે, ક્યારે થયો છે, એનું નામ "સંત" જ છે કે બીજું કાંઈ છે, એ વગેરે કશું નિશ્ચિત સ્વરૂપે કહી શકાતું નથી. એના પ્રાપ્ત થતા ૧–૨–૩–૪, ૮–૯, ૧૧ એ આખા સ્કંધોમાં કશું મળતું નથી; માત્ર દરેક અધ્યાયને અંતે "સંત" એટલો નામોલ્લેખ મળે છે; જેમકે—

"અધ્યાનો આશે એટલો, સંષેપે આણ્યો તેટલો;
સંષેપે કહે **સંત** સંબંધ પ્રથમ અધ્યા ને પ્રથમ સ્કંધ."

૧૨મા સ્કંધનો અંત ભાગ તુટક છે, એટલે જો એણે કાંઈ આપ્યું ' એ આજ પ્રાપ્ય નથી. ૧૦મા સ્કંધનો પણ આદિ–અંત છે; પણ સદ્‌ભાગ્યે ૧ લા અધ્યાયના અંતમાં માત્ર નીચે મુજબ હકીકત મળે છે :

"ગુણસાગર **નાગર** નીર્દોષ । વૃત્ય અયાચે અંતરિ તોષ ॥
નીપૂણ નવ વય નીર્મલગ્નયાંન । પષ્ટી પાઇ પૂરારક સ્થાન(?)॥૩॥
**ભટ વૃંદાવન** ભગવદ્ભકત । કૃષ્ણપૂત્ર થૈ કરૂણાયુક્ત ।
દીધુ આદર અનુગ્રહ કરી । તેથી વાણિ વિશેષે સ્ફુરી ॥૪॥
સરસ પ્રગટ્યા શબ્દાંકુર । પલ્લવ પુષ્પ ને પરિમલ પૂર ।
અતુલા ભક્ત ફલોદે આશ । ચોઝ કર શિર જાંણી દાસ ॥
**સંતનો** સવારથ સરે । અધુના યશ અવસાને તરે ।
પાંમે સુયશીમા પર્યંત । દંડે કીપા શ્રીકમલાકંત ॥૬॥"[1]

કવિ આમાં ભટ્ટ વૃંદાવન નામના ગુરુનો ઉલ્લેખ કરે છે, જેના પિતાનું નામ "કૃષ્ણ" જણાય છે. આ જ વૃંદાવન જ્ઞાતિએ અયાચક નાગરબ્રાહ્મણ લાગે છે. એણે કૃપા કરીને સંતને ભાગવત સંભળાવ્યું છે, જે ઉપરથી સંતે ભાગવત-સાર પદ્યમાં લખી નાખ્યો છે. એ ભટ્ટ વૃંદાવન "નવવય" નો હતો ત્યારે "અવસાને યશ" મેળવનારા સંતે કાવ્યરચના કરી. આ સિવાય બીજી કશી માહિતી મળતી નથી. ઉપરના અવતરણમાં "ષષ્ટિપાઈ પૂરારક સ્થાન" નો અર્થ સંદિગ્ધ રહે છે, જેમાં કદાચ વૃંદાવનના વતનનો બોધ હશે; જે તેથી કદાચ "સંત"નું પણ વતન હોય

ઉપરના અવતરણમાં આવતા "અંતરિ" વગેરે પ્રયોગથી એ ૧૭ મા શતકના પૂર્વાર્ધથી આ બાજૂ નહિ થયો હોય. એની ભાષા મધ્ય. ગુજરાતીની. ૪ થી ભૂમિકાની "દશમસ્કંધ"માં દેખાય છે જ.

દશમસ્કંધ સિવાયના બીજો સ્કંધો બહુ સંક્ષિપ્ત છે, અને તેથી સાર માત્ર જ છે; પણ દશમસ્કંધ પ્રાય શબ્દશઃ સારાનુવાદ જેવો લાગે છે :

"એક સમે ભૂપતિ ભગવાન ॥ સાનિધિ ન્યરખી સામલવાંન ।
રમવાને મન કીધૂં રાય ॥ માયા યોગ સ્મરી મનમાંહિ ॥૨॥
પૂષ્પીત વન પ્રસરી માલતી । જાણે ઉડમાલા યાવ અણ્યાવતી ।
યશે સમે ઉગ્યો ઉડપતી ॥ પરિતોષતો પ્રાચી સતી ॥

૧. ગુ. વિ. સ. હ. લિ. પુ નં. ૭૯૨

પ્રકારનો કાવ્યગુણ ન દેખાતો હોય છતાં એની કવિતામાં પ્રસાદગુણ છે અને એ રીતે પણ કવિ મહત્ત્વનો છે. એ બ્રાહ્મણ સંભવે છે, અને સામાન્ય વેદાંતમતાવલંબી જણાય છે.

ચરિતસામગ્રી :

૧. ગુ. વિ. સ. હ. લિ પુ નં. ૩૪૬

## સંત

[ વિ. સં. ના ૧૭ મા શતકનો પૂર્વાર્ધ ]

ભીમે "હરિલીલા ષોડશકલા" માં આખા ભાગવતપુરાણનો સાર બાંધ્યા પછી એવો સ્વતંત્ર પ્રયત્ન બહુ થોડાએ કર્યો છે. પ્રસિદ્ધ થયેલો એવો પ્રયત્ન વલ્લભ ભટ્ટનું પદ્યબંધ ભાગવત (સં. ૧૭૫૪–૬૫) છે. એ પછી અમરેલીના મૂળદાસ ભક્તે કેટલાક સ્કંધ ઉતાર્યા છે. આવો જ એક પ્રયત્ન ભીમની પછી અને વલ્લભ ભટ્ટની પૂર્વે ગુજરાતીમાં કોઇ "સંત" નામના કવિએ કર્યો જણાય છે. આ સંત જ્ઞાતિનો કેવો છે, ક્યાંનો વતની છે, ક્યારે થયો છે, એનું નામ "સંત" જ છે કે બીજું કાંઈ છે, એ વગેરે કશું નિશ્ચિત સ્વરૂપે કહી શકાતું નથી. એના પ્રાપ્ત થતા ૧–૨–૩–૪, ૮–૯, ૧૧ એ આખા સ્કંધોમાં કશું મળતું નથી; માત્ર દરેક અધ્યાયને અંતે "સંત" એટલો નામોલ્લેખ મળે છે; જેમકે—

"અધ્યાનો આરો એટલો, સંષેપે આણ્યો તેટલો;
સંષેપે કહે સંત સંબંધ પ્રથમ અધ્યા ને પ્રથમ સ્કંધ."

૧૨મા સ્કંધનો અંત ભાગ તુટક છે, એટલે જો એણે કાંઈ આપ્યું ' એ આજ પ્રાપ્ય નથી. ૧૦મા સ્કંધનો પણ આદિ–અંત છે; પણ સદ્ભાગ્યે ૧ લા અધ્યાયના અંતમાં માત્ર નીચે મુજબ હકીકત મળે છે :

"ગુણસાગર નાગર નીર્દોષ । વૃત્ય અયાચેં અંતરિ તોષ ॥
નીપૂણ નવ વય નીર્મલગ્ન્યાંન । પષ્ટી પાઇ પૂરારક સ્થાન(?)॥૩॥
ભટ વૃંદાવન ભગવદ્ભક્ત । કૃષ્ણપૂત્ર થેં કરૂણાયુક્ત ।
દીધુ આશ અનુગ્રહ કરી । તેથી વાણિ વિશેષે સ્ફુરી ॥૪॥
સરસ પ્રગટ્યા શબ્દાંકુર । પહ્લવ પુષ્પ ને પરિમલ પૂર ।
અસુલા ભક્ત ફલોદે આશ । યોજે કર શિર જાંણી દાસ ॥
સંતનો સવારથ સરે । બુધના યશ અવસાને તરે ।
પાંમે રૂપશીમા પર્યંત । કરે કીપા શ્રીકમલાકંત ॥૬॥"૧

કવિ આમાં ભટ્ટ વૃંદાવન નામના ગુરુનો ઉલ્લેખ કરે છે, જેના પિતાનું નામ "કૃષ્ણ" જણાય છે. આ જ વૃંદાવન જ્ઞાતિએ અયાચક નાગરબ્રાહ્મણ લાગે છે. એણે કૃપા કરીને સંતને ભાગવત સંભળાવ્યું છે, જે ઉપરથી સંતે ભાગવત-સાર પદ્યમાં લખી નાખ્યો છે. એ ભટ્ટ વૃંદાવન "નવવય" નો હતો ત્યારે "અવસાને યશ" મેળવનારા સંતે કાવ્યરચના કરી. આ સિવાય બીજી કશી માહિતી મળતી નથી. ઉપરના અવતરણમાં "પષ્ટિપાઈ પૂરારક સ્થાન" નો અર્થ સંદિગ્ધ રહે છે, જેમાં કદાચ વૃંદાવનના વતનનો બોધ હશે; જે તેથી કદાચ "સંત"નું પણ વતન હોય

ઉપરના અવતરણમાં આવતા "અંતરિ" વગેરે પ્રયોગથી એ ૧૭ મા શતકના પૂર્વાર્ધથી આ બાજૂ નહિ થયો હોય. એની ભાષા મધ્ય. ગુજરાતીની ૪ થી ભૂમિકાની "દશમસ્કંધ"માં દેખાય છે જ.

દશમસ્કંધ સિવાયના બીજે સ્કંધો બહુ સંક્ષિપ્ત છે, અને તેથી સાર માત્ર જ છે;પણ દશમસ્કંધ પ્રાય શબ્દશઃ સારાનુવાદ જેવો લાગે છે :

"એક સમે ભૂપતિ ભગવાન ॥ સાનિધિ ન્યરખી સામલવાંન ।
રમવાને મન કીધ્રૂં રાય ॥ માયા યોગ સ્મરી મનમાંહિ ॥૨॥
પુષ્પીત વન પ્રસરી માલતી । જાણે હડમાલા યાવ અણચાલતી ।
યશે સમે ઉગ્યો ઉડગતી ॥ પરિતોષતો પ્રાચી સતી ॥

૧. ગુ. વિ. સ. હ. લિ. પુ નં. ૭૯૨

પણે કાલે ધરિ આવ્યો નાથ । રામાનું મૂખ રંગે હાથિ ।
જે કર રપરશે કૃષીકર (?) કાય । શમે તાપ તનિ શીતલ થાય ।।૪।।
એહવૂં અખંડ મંડલ ઇંદુ । અવલોકી પાંમી આનંદ ।
ગાન આરંભ્યૂ શોભન સ્વરે ।। વામદશાંનાં મન વશિ કરે ।।૫।।"

રાસપંચાધ્યાયીના આરંભના પાંચ શ્લોકોનો આ શબ્દશઃસારાનુવાદ છે. કવિએ દશમસ્કંધની રમણીયતાને લક્ષ્યમાં લઇ વિસ્તૃત અને રોચક અનુવાદ કર્યો છે; બેશક, એમાં એણે પોતાના તરફના રંગ ભાવાની દૃષ્ટિએ પૂર્યા પણ જણાય છે. એણે દોહા=પૂર્વછાયો અને ચોપાઇબંધ સ્વીકારેલ છે, જે ભીમ વગેરેના અનુકરણને આભારી કદાચ હોઈ શકે.

આ કવિની આ સિવાય બીજી કોઇ કૃતિ જાણવામાં નથી. આ એક કૃતિ પણ એને યશ આપનારી છે એમાં સંદેહ નથી.

ચરિતસામગ્રીઃ

૧. ગુ. વિ. સ હ. લિ. પુ. નં. ૪૪૬, ૭૬૨

## તુલસી માધવસુત

[ સં. ૧૬૫૦ આસપાસ હયાત ]

'બૃહત્કાવ્યદોહનના ચોથા ભાગમાં "તુલસી"ને નામે 'ધ્રુવાખ્યાન" પ્રસિદ્ધ થયેલું છે તેના અંત ભાગમાં નીચે મુજબનો ઉલ્લેખ મળે છે :

"દ્વિજ સારસ્વત કુન્દનપુર ગામ,
માધવસુત તુલસી તેહનું નામ"[1]

આ કાવ્યની કેટલીક સારી પ્રતો મળે છે તેમાં તુલસીના નામને બદલે એના પુત્ર વૈકુંઠનું નામ મળે છે :

"ગવરીનંદન કૃપાએ કરો । વૈકુંઠ મુખ કથા વસતરી ।
વિપ્ર સારસ્વત કુંતલપુર ગામ સુત તુલસીનો વૈકુંઠ નામ ।।૨૩।।[2]

૧. બૃ. કા. દો. ભાગ ૪ થો, પૃ ૮૨ ૨. ગુ વિ સ. હ. લિ પુ નં. ૪૩૦ વગેરે

આ વૈકુંઠે ઉદ્યોગપર્વ, ભીષ્મપર્વ, કર્ણપર્વ, શલ્યપર્વ, નાસિકેતનું આખ્યાન, અને પ્રહ્‌લાદાખ્યાન એ કાવ્ય લખ્યાં છે. શલ્યપર્વને અંતે "વૈકુંઠનો સુત તુલસીદાસ" લખાયેલું છે, પણ રચ્યાસંવત વગેરે જોતાં એ કૃતિ વૈકુંઠની જ છે.

દી. બ. કૃષ્ણલાલ મો. ઝવેરીએ તુલસીએ "ચંદ્રાવળા ધ્રુવના" લખ્યા છે એવું લખ્યું છે, વળી ભીષ્મ અને અશ્વમેધપર્વ લખ્યાનું પણ જણાવ્યું છે.[1] આ વિધાન અણજાણ્યે થઈ ગયું લાગે છે. ચંદ્રાવળામાં લખેલું ધ્રુવાખ્યાન વસાવડના નાગર કવિ કાલિદાસની કૃતિ છે, જ્યારે ભીષ્મપર્વ વૈકુંઠનું છે. અશ્વમેધનો રચનારો તુલસી જુદો જ છે. એ સં. ૧૭૩૨માં હયાત હતો અને અમદાવાદની દશક્રોશીમાં ધોળકા પાસેથી નીકળેલી કોઈ નદી જે સાબરમતીને મળે છે તેના તીર પર આવેલ લીલાવતી-લીલિયા ગામનો વતની હતો. એક બીજા તુલસીએ રામચંદ્રની તિથિ[2] અને એક તુલસીદાસે મામેરું[3] લખ્યાં છે, જ્યારે એક સંત તુલસીદાસે જાનકીવિવાહ[4] અને સિતાજીનો સોહિલો[5] લખ્યાં છે. આ બધા જુદા જુદા છે.

માધવસુત તુલસીએ ધ્રુવાખ્યાન રચ્યું નથી એમ વૈકુંઠની છાપવાળી ઘણી પ્રતો જોતાં સમજાય છે. વૈકુંઠે પોતાના નામે કદાચ પ્રથમ કાવ્ય રચી આપ્યું હોય તો જ તુલસીના નામની શક્યતા થાય. અને આમ તુલસીના ગુણદોષના વિષયમા કશું કહી શકાય નહિ. એના સમયના વિષયમાં બહુ શંકા નથી. વૈકુંઠે સં. ૧૬૯૪માં[6] ધ્રુવાખ્યાન રચ્યું છે. એ એની પ્રથમ કૃતિ છે એ વખતે એની ૨૫ વર્ષની વય

૧. જુઓ ગુજ. સા ના માર્ગ. સ્તંભો. (અંગ્રેજી બીજી આવૃત્તિ, પૃ.૯૦)
૨. ફા. ગુ. સ. હ લિ. નં. ૩૦૨ ઘ
૩. ગુજરાતી પ્રેસનો સંગ્રહ નં. ૨૯૬ઙ
૪. ગુ. વિ. સ. હ. લિ. પુ નં. ૩૩૧૫ (ર. સં. ૧૮૫૭)
૫. એજન, નં. ૫૪૨ ઈ
૬. "સંવત નારચ તણો શણગાર આંક અંત ને વેદવિચાર."

માનિયે અને તુલસીની યુવાવસ્થામાં એ પુત્ર થયો હોય તો બીજાં ૨૫ જતાં સં. ૧૬૪૪ આસપાસ એ જન્મ્યો હોવો જોઇયે. પણ એની એક પણ કૃતિ નથી મળતી એ લક્ષ્યમાં રાખવું જોઇયે.

એ સૌરાષ્ટ્રમાં સોરઠ પ્રાંતમાં ભાદર નદીને કાંઠે આવેલા કુતિયાણાનો સારસ્વત બ્રાહ્મણ હતો. અત્યારે પણ કુતિયાણામાં સિંધવા સારસ્વતોની વસ્તી છે અને એઓ લુહાણાઓની પુરોહિતવૃત્તિ કરે છે. ચરિતસામગ્રી :

૧ Milestones of Guj. Lit. (2nd edi.) by K M Zaveri.
૨. ફા ગુ સભા. હ. લિ. પુ. નામાવલી, ભાગ ૨જો
૩. ગુ. વિ. સ. હ. લિ. પુ યાદી
૪. બૃહત્કાવ્યદોહન ભાગ ૪ થો (ગુજરાતી પ્રેસ-મુંબઇ)

## રૂઢ

[ સં. ૧૬૫૨-૧૬૮૩માં હયાત ]

**એનું ભાતના** વિષ્ણુદાસ અને શિવદાસના વેગપ્રબલ્યે ઢંકાઈ ગયેલા કવિઓમાંનો રૂઢ એ એક કવિ છે. કીકુ વસહીની જેમ જ એ જ્ઞાતિએ ઔદીચ્ય અનાવળો બ્રાહ્મણ, અને નવસારી પ્રાંતના બારડોલી તાલુકાના સૂપાનો વતની હતો. એના ગ્રંથોમાંથી મળતી માહિતી મુજબ એના પિતાનું નામ ગણેશ છે. પોતા વિશે માહિતી આપતાં એણે એના "રુક્મિણીહરણ"ને અંતે લખ્યું છે કે-

"શ્રોતાજન સાંભલો । કવીતા કેહે મતીમંદ ।
સંવત ૧૬૫૨ સુજ ઉપનો આનંદ ॥૧૮॥
ચૈત્ર સુદ ૧૧ મધ્યાંન મંગલવાર ।
પંચાંગ યોગ સુભ માંહે । પૂર્ણ કથાંનો વીસ્તાર ॥૧૯॥
ક્ષીકર્મ ઉદીચ્ય વંષે લેતા નામ ॥ ૨૦॥

અગ્નેશ્વરના વાસ પાસે । પૂર્વે સુપા ગામ ।
ગણેશસૂત કૂઢો કેહે સભાને પરિણામ ॥૨૧॥"[1]

કવિનું રુક્મિણીહરણ નાનું પણ સુંદર ય છે. એ જ પદ્ધતિએ એણે કપોતનું આખ્યાન, પાંડવવિષ્ટિ (ર. સં. ૧૬૭૭), અને હરિશ્ચંદ્રાખ્યાન રચેલાં છે. એણે 'શૃંગાલપુરી"[2] એ નામે સગાળશા અને ચેલૈયાની લોકકથા (ર. સં. ૧૬૮૨) પણ લખેલ છે. આ ઉપરાંત "મહાદેવનો વિવાહ" અને "મલ્લ અખાડાના ચંદ્રાવળા" એની છાપના મળે છે. એનાં કાવ્યોમાંનાં "રુક્મિણીહરણ"[3] અને "શૃગાલપુરી" માત્ર છપાયાં છે

દેશીબદ્ધ કાવ્યો લખ્યા ઉપરાંત કવિ કૂદે ૭૫ ચંદ્રાવળામાં 'કંસવધ' એ વિષય ઉપર કાવ્ય લખ્યું છે. એ પોતાનાં કાવ્યોને અંતે પોતાને "કૂદ–મૂઢ" કહે છે તેવો જ ઉલ્લેખ આ ચંદ્રાવળાને અંતે છે; જેમકે— "કૂડમુઢ કેહે હું બલી જાઉ." એટલે ભિન્નકર્તૃત્વની આશંકા નથી.

કવિના સમય માટે માત્ર એનાં કાવ્યોનાં રચ્યાવર્ષ પર આધાર રાખવાનો છે. "રુક્મિણીહરણ" સં. ૧૬૬૨ માં રચેલું છે અને "શૃગાલપુરી" સં. ૧૬૮૨ રચેલું છે; જેમકે—

"સંત ૧૬ સુખાશીઓ, આખાડ ઉજ્વલ પખજી,
પતિપદા શનિવાર સંખેપે પામી કથા પ્રતખજી."[4]

જોકે એક બીજી હાથપ્રતમાં નીચે મુજબ પાઠાંતર મળે છે:

"સંવત ૧૬ સુવાસીઓ આખાડ ઉજલ પખજી ।
પ્રતીપદા શનીવાર શંખેપે પાંમી કથા પતમજી."[5]

---

૧ ફા. ગુ. સ. હ, લિ. પુ. નં. ૬૪ ધ (૧૨ મું કડવું)

૨. કરાચીથી પ્રસિદ્ધ થયેલા "ઊર્મિ" માસિકના સં. ૧૯૯૧ના "કાવ્યાંક"માં જૂની ભાષામાં અપાઇ મારા તરફથી છપાયેલ છે.

૩ "શૃંગાલપુરી" એ નામે ગુજ. વર્નાક્યુલર સો (ગુ. વિ. સ.) તરફથી છપાયેલા "સગાળશા આખ્યાન"માં છે.

૪. સગાળશા-આખ્યાન, પૃ. ૧૦૧

૫. ફા. ગુ. સ. હ. લિ. પુ. નં. ૧૧૦ ગ, યાદી-ભાગ ૨ જો, પૃ. ૨૩૨

આનિયે અને તુલસીની યુવાવસ્થામાં એ પુત્ર થયો હોય તો બીજાં ૨૫ જતાં સં. ૧૬૪૪ આસપાસ એ જન્મ્યો હોવો જોઇયે. પણ એની એક પણ કૃતિ નથી મળતી એ લક્ષ્યમાં રાખવું જોઇયે.

એ સૌરાષ્ટ્રમાં સોરઠ પ્રાંતમાં ભાદર નદીને કાંઠે આવેલા કુતિયાણાનો સારસ્વત બ્રાહ્મણ હતો. અત્યારે પણ કુતિયાણામાં સિંધવા સારસ્વતોની વસ્તી છે અને એઓ લુહાણાઓની પુરોહિતવૃત્તિ કરે છે. ચરિતસામગ્રી :


૧ Milestones of Guj. Lit. (2nd edi.) by K M Zaveri.
૨. ફા ગુ સભા. હ. લિ. પુ. નામાવલી, ભાગ રજો
૩. ગુ. વિ. સ. હ. લિ. પુ યાદી
૪. બૃહત્કાવ્યદોહન ભાગ ૪ થો (ગુજરાતી પ્રેસ-મુંબઇ)


## કૃઢ

[ સં. ૧૬૫૨-૧૬૮૩માં હયાત ]

**અંભાતના** વિષ્ણુદાસ અને શિવદાસના વેગપ્રાબલ્યે ઢંકાઈ ગયેલા કવિઓમાંનો કૃઢ એ એક કવિ છે. કીકુ વસહીની જેમ જ એ જ્ઞાતિએ ઔદીચ્ય અનાવળો બ્રાહ્મણ, અને નવસારી પ્રાંતના બારડોલી તાલુકાના સૂપાનો વતની હતો. એના ગ્રંથોમાંથી મળતી માહિતી મુજબ એના પિતાનું નામ ગણેશ છે. પોતા વિશે માહિતી આપતાં એણે એના "રુકૃમિણીહરણ"ને અંતે લખ્યું છે કે-

"શ્રોતાજન સાંભલો । કવીતા કેહે મતીમંદ ।
સંવત ૧૬૫૨ સુજ ઉપનો આનંદ ॥૧૮॥
ચૈત્ર સુદ ૧૧ મધ્યાંન મંગલવાર ।
પંચાંગ યોગ સુભ માંહે । પૂર્ણ કથાનો વીસ્તાર ॥૧૯॥
કષીકર્મ ઉદીચ્ય વંષે લેતા નામ ॥ ૨૦॥

અલેશ્વરના વાસ પાસે । પૂર્વે સુણા ગામ ।
ગણેશસૂત કૂઢો કેહે સભાને પરિણામ ॥૨૧॥"૧

કવિનું રુકમિણીહરણ નાનું પણ સુંદર ય છે. એ જ પદ્ધતિએ એણે કપોતનું આખ્યાન, પાંડવવિષ્ટિ (ર. સં. ૧૬૭૭), અને હરિશ્ચંદ્રાખ્યાન રચેલાં છે. એણે 'શૃંગાલપુરી"૨ એ નામે સગાળશા અને ચેલૈયાની લોકકથા (ર. સં. ૧૬૮૨) પણ લખેલ છે. આ ઉપરાંત "મહાદેવનો વિવાહ" અને "મલ્લ અખાડાના ચંદ્રાવળા" એની છાપના મળે છે. એનાં કાવ્યોમાંનાં "રુકમિણીહરણ"૩ અને "શૃગાલપુરી" માત્ર છપાયાં છે

દેશીબદ્ધ કાવ્યો લખ્યા ઉપરાંત કવિ કૂઢે ૭૫ ચંદ્રાવળામાં 'કંસવધ' એ વિષય ઉપર કાવ્ય લખ્યું છે. એ પોતાનાં કાવ્યોને અંતે પોતાને "કૂઢ—મૂઢ" કહે છે તેવો જ ઉલ્લેખ આ ચંદ્રાવળાને અંતે છે; જેમકે— "કૂડમુઢ કેહે હું બલી જાઉ." એટલે ભિન્નકર્તૃત્વની આશંકા નથી.

કવિના સમય માટે માત્ર એનાં કાવ્યોનાં રચ્યાવર્ષ પર આધાર રાખવાનો છે. "રુકમિણીહરણ" સં. ૧૬૬૨ માં રચેલું છે અને "શૃગાલપુરી" સં. ૧૬૮૨ રચેલું છે; જેમકે—

"સંત ૧૬ સુખાશીઓ, આખાડ ઉજ્વલ પખજી,
પતિપદા શનિવાર સંખેપે પામી કથા પ્રતખજી."૪

જોકે એક બીજી હાથપ્રતમાં નીચે મુજબ પાઠાંતર મળે છે:

"સંવત ૧૬ ચુવાસીઓ આખાડ ઉજલ પખજી ।
પ્રતીપદા શનીવાર શંખેપે પાંમી કથા પતમજી."૫

---

૧ ફા. ગુ. સ. હ. લિ. પુ. નં. ૬૪ ઘ (૧૨ મું કડવું)

૨. કરાચીથી પ્રસિદ્ધ થયેલા "ઊર્મિ" માસિકના સં. ૧૯૯૧ના "કાવ્યાંક"માં જૂની ભાષામાં અપાઇ મારા તરફથી છપાયેલ છે.

૩ "શૃંગાલપુરી" એ નામે ગુજ. વર્ના સો (ગુ. વિ. સ.) તરફથી છપાયેલા "સગાળશા આખ્યાન"માં છે.

૪. સગાળશા-આખ્યાન, પૃ. ૧૦૧

૫. ફા. ગુ. સ. હ. લિ. પુ. નં. ૧૧૦ ગ, યાદી-ભાગ ૨ જો, પૃ. ૨૩૨

ગણિતની દૃષ્ટિએ જોતાં તો સં. ૧૬૮૧ ના આષાઢ સુદિ ૧ ને શનિવાર આવે છે; ૧૬૮૧માં ત્યાં શુક્રવાર આવે છે, જ્યારે ૧૬૮૪માં રવિવાર આવે છે. ૧૬૮૨ માં ત્રીસો મહિનો છે, તેથી જો એકમ બે હોય તો શનિવાર બીજી એકમે આવી શકે. ૧૬૮૪ માં મહિનો ત્રીસો જ છે, પણ એકમને દિવસે જ બીજનો ભાગ છે, એટલે એ વર્ષ અનુકૂળ નહિ થાય. તો હરિશ્ચંદ્રાખ્યાન સં. ૧૬૮૩ માં રચેલું હોવાને કારણે એ કવિની છેલ્લી કૃતિ છે

પૌરાણિક આખ્યાનો ઉપરાંત લોકકથાઓ રચવાનો પણ એક કવિસંપ્રદાય નાકર વગેરેથી ચાલુ છે, કેમકે વાસુ અને નાકરે "શૃંગાલપુરી" લખી છે. સૂરદાસે પણ "શૃગાલપુરી" લખી છે. સૂરદાસે તો ત્રણ લખી છે. એ જ પંથે ચાલી કૃઢે પણ એક કથા "શૃંગાલપુરી" રચી ચાલુ સંપ્રદાયને જાળવી રાખ્યો છે, પૂર્વની એ કથાઓ જોયા વિના.

આપણે એનાં રુક્મિણીહરણ અને શૃગાલપુરીમાંથી થોડા નમૂના જોઈએ. આમાંનું ૧ લું કાવ્ય શુદ્ધ આખ્યાનકાવ્ય છે. ૧૨ કડવાના આ કાવ્યમાં કવિતાની દૃષ્ટિએ કેટલાક સારા પ્રસંગ યોજાયા છે. એનું રુક્મિણીના દેહનું વર્ણન આપણને પ્રેમાનંદની યાદ આપે તેવું છે :

"કન્યારૂપ અતિ યૌવનવેશ નખશિખ શોભા અંગ સુદેશ,
શશિમુખ સવિતા તપ તન કોડ, કામરૂપ રહ્યા કર જોડિ. ૧
ચૂંનડી જાદર ચંપાવરણી, લોચને લલિત લજાવે હરણી,
કરલા કેશ રચ્યા આપેલ, નેહેરી-નાગદંતાલી વેલ્ય ૨
મિણી પટી માંહે માંગ સમારી, મધે સિંદૂર પતંગ-રિપુહારી,
વેણી વિશાલ વ્યાલજિત કાલી, રાખડલી રચના રતનાલી. ૩
ચમરી ચૂનડી લડસક મોતી, કેસરી આડ દરશન મુખ જોતી,
ખીટલી ઉગનીઆં સોહે ઝાલ, બાણ કટાક્ષ ગજગતિ ચાલ્ય. ૪
ફૂલી સિંધુ ને શીસફૂલ, ડાંડલ રત્ન જડચાં છે અમૂલ્ય,
ચિબુક શ્યામ અધર પ્રવાલી, ડાડિમ દાંત તંબોલ રંગાલી. ૫

કંઠે હાર નગોદર શોભે, માદલ આવલીઆં મન લોભે,
ચંપકકલી પદકડી પાટા, કાલી લર સરઆલ ને કાંટા. ૬
ઝૂમણું બિહિરખા બાજૂબંધ, ચંદન માલતી જાતિ સુગંધ;
ચૂડી રૂડી કાર કારેલી, કંચન કાંકણ વિચ વિચ વેલી. ૭
પાઇ નેપૂર ઝાંઝર ઝમકે, વીંછીડા ઘૂઘર ઘમકે;
રૂક્ષમણી અંગુલી પગ વચે વંકી, કદલી સ્થંભ કટી કેસર-લંકી. ૮
સાથ ઉરગ અલતાદિ અરચ્યા, પીલાં કુંકુમ તાંદુલ ચરચ્યા,
મલી સુહાસિણ ઝાકઝમાલ, મુગતાફલ ભરી કંચન થાલ. ૯"[1]

એણે ઢાળ પણ સારા લીધા છે. એમાંનો ૧ દોહરાનો પણ વિષમ-સમપદે અનુક્રમે "આનંદશું રે" "મન ગોવિંદશું રે" એવાં ધ્રુવ-પદવાળો છે. બીજો એવો જ પણ વિષમ-સમ બંને પદોને અંતે "જન જાણો રે" એ ધ્રુવપદવાળો છે.

શૃગાલપુરી એ લોકવાર્તા રૂઢે તદ્દન સ્વતંત્ર પ્રવાહમાંથી લીધી છે, તેને નાકરના સગાળશા કે જૈન કૃતિઓની કથા સાથે સંબંધ નથી. મુખ્યત્વે શૈવકથાનું રૂઢે અવલંબન કર્યું છે. એમાંનો વાણીનો પ્રવાહ પણ એકંદરે સારો છે. કાપાલિકને સગાળશાએ વાનીઓ પીરસી એનું વર્ણન મઝાનું છે :

"કંચનમણિમે થાલી વિશાલ સૂધ શાલિ પ્રીસી મગદાલ,
ખીરખાંડ ધ્રત અમ્રિત સમાન, સો સો શાક પાક પકવાન. ૧
ખાજાં સેવ સંજોરી તલી, પૂડા પુરી પોલી ગલી,
અડદ ચણા મગ ગહૂ ધ્રત વડાં આદ્ર હીંગ મેહેલા શતપડા. ૨
માંડા મધ મોદિક કંસાર કલા સુનઇઆ સોહે સાર,
ફણસ ચારોલી સાકર કેસર ભલી, લીલી દ્રાખ રસાલી ગલી. ૩
નાના સ્વાદ પંચાસારણા મરીમિશ્ર રસ લીંબુ તણા,
તીખાં તમતમતાં રાએતાં, ખાટાં ખારાં મનભાવતાં. ૪
ઘીંડોરાં વાહાલોલ નેંગણાં મધાં પાકાં ગલકાં ઘણાં.
કારેલાં કોલાં કરકરાં કંટોલાં શીધાં શેલરાં. ૫

૧. ફા. ગુ. હ. લિ. પુ, નં. ૬૪ ખ ને આધારે (કડવું ૮ મું)

ચણા દાળ સુરણ ચીભડાં કોળાં તુરીઆં કારેલાં,
નવ લીલવા ચોળીફળી રતાળુ ભાજી કુમળી., ૬
ટોડી કાઢી પરોડી વડી તળા પાપડ ને પાપડી,
આદુ અરમેર ગુંદાં મરી કેસર રસ કેરાં કાચરી. ૭
બીલી ભરકાંણાં પીપેર હરી કડાશીંમ મૂલા મોગરી,
કઢ્યું દૂધ ને બાંધ્યું દહીં જીરું સિંધવ : શંખા નહિ. ૮"[1]

પણ કરુણરસની જે જમાવટ આ પછીના કડવામાં કરી છે તે જરૂર આકર્ષક છે : ચેલયાની માતાનું રુદન જુઓ :

રાગ આરૂઓ

"ઊઠોજી, કુંઅર કોડામણા ! ભામણાં લેઊં તારી માત.
તું તો બોલ નિ, બાલક બાપુઆ ! તુને બોલાવે મધ તાત,
ચેલણ ગુણ ગાઇએ રે ! ૧

માહારા પુત્રનું વદન કોડામણું-જાણે સોળ કલાનો ચંદ.
તેજ તપે ત્રિભોવન તણું તેની ઉપમ ન આવે આંહે,
ચેલણ ગુણ ગાઇએ રે ! ૨

શીર મુગટ મણિ માણેકજડો : માંહે કોસંબી મોલ,
તારી આંખડી કમલની પાંખડી : કુંડલ મકર કોપેલ. ચેલણ૦ ૩
ફૂલ ખરે મુખ બોલતાં : ચંદ્રહાસ સુવાણી વિશાલ,
જશતિલક ભાલ મ્રગમદ તણું : કંઠે મણિમુગતાની માલ. ચેલણ૦ ૪
અંગે ચંદન ચરચા બાવના, કનકાંબર રૂપનિધાન,
ગંભીર નાભ કટિ કંકણી, બલ અંગદ બાહુ અજાણ. ચેલણ૦ ૫
પદ અંકુશ નેપુર નખમણિ-ઢલકતી ચાલ મરાલ,
દેહી દાતા પરમ શિરોમણી, સકોમલ રૂદે દયાલ. ચેલણ૦ ૬
હું પુત્રના ગુણ કેમ વીસરૂં રે ! જે માહારા પ્રાણજીવન ?
નીત રમતો માહારે આંગણે, તેમ રમજો મારે મન. ચેલણ૦ ૭
ઉગીને કેમ આથમો ? માહારા કુલન સૂર,
માહારા પુત્ર ! પરદેશિ કાંહાં રમો ? કેમ ઓલંઘો સાગરતીર ?

---

૧. સગાળશા આખ્યાન, પૃ. ૯૫ (રાગ ગોડીનું કડવું)

મેં જાણ્યું હતું : રે'શે નહિ મુજ શંક હાથે રતન,
તાપ શીત વૃષ્ટિ સમે નીત તાહારૂં કરતી જતન. ચેલણ૦ ૯
આહારા સુત ! કેમ જશે એકલો ? આ સરગની વસમી વાટ,
માહારાં ફૂટે ન લોચન લાલચી હઇઆ ! હજી શેં'ન ફાટ? ચે૦ ૧૦
પુત્રજન્મ સમૂં કાંઇ સુખ નથી, જેમ રણ વિપતને પાર,
હૂં અભાગણી માતાને ઉદરે તું મો આવીશ બીજી વાર ચે૦ ૧૧
ગયો દીપક અંધારૂં કરી તૂટી મુજ મનની આશ,
માહરાં મંદિર સૂનાં માલીઆં, તે પેં ભલો વીર ! વનવાસ ચે૦ ૧૨'[1]

આ પછીનું "ચેલણ ખાંડવા"ના ધ્રુવવાળું પણ એવું જ કરુણસરનું પદ છે.

આ અવતરણો જોવાથી માલૂમ પડશે કે આખ્યાનકાર અને લોકકથાકાર એમ ઉભય સ્વરૂપે ફૂઢનું ગુજરાતી કવિઓમાં સ્થાન છેઃ ભલે એ પછી ઉચ્ચ પ્રકારનું ન હોય

ભાષાની દૃષ્ટિએ જોતાં શૃગાલપુરીથી આપણને મધ્ય. ગુજ.ની ૪થી મિશ્ર ભૂમિકાનું સ્વરૂપ મળે છે અને ફૂઢના સમયમાં સાહિત્યક્રીય ભાષાનું લેખનમાં એ સ્વરૂપ હતું એ તો જાણીતી જ વાત છે. ઊઠો, નિ, આવે, પરદેશિ, એ સંક્રાંતિકાળનાં રૂપ છે.

કીકુ વસહી અને ફૂઢ એ બે અનાવળા છે એમ સ્વીકારવામાં બાધ નથી, કેમકે રામચંદ્રે એ કોમને ઊંચે આણી છે એ લોકવાયકાને અંને જણા પોતાનાં કાવ્યોમાં નોંધે છે[2] આમ દક્ષિણ ગુજરાત સો સવાસો વર્ષમાં બે ધ્યાન ખેંચે તેવા સારા કવિઓ આપણને આપે છે.

ચરિતસામગ્રી :

૧. સગાળશા આખ્યાન-શ્રી મ. મુ. દેસાઇ-સંપાદિત (ગુ વિ સ. નું) પ્રકાશન)
૨. ફા. ગુ સ હ. લિ પુ. યાદી. ભાગ ૨ જો-સ્વ. અં. બુ. જાની કૃત
૩. સુરત-ગુજ. સા પરિષદનો રિપોર્ટ.

---

૧. એજન, પૃ. ૯૮-૯૯ ૨ જુઓ આ પૂર્વે પૃ. ૨૩૭

# દેવીદાસ ગાન્ધર્વ

[સં. ૧૬૬૦માં હયાત]

**સં.** ૧૬૬૦ જેટલું જૂનું "રુક્મિણીહરણ" નામનું સરસ કાવ્ય અર્પનારા ગાન્ધર્વ કવિ દેવીદાસના એ કાવ્યમાં જે માહિતી મળે છે તે ઉપરથી જાણી શકાય છે કે એ પેટલાદ પાસે આવેલા સોજિત્રા ગામનો વતની હતો. એના કાવ્યની જૂનામાં જૂની પ્રતો મળે છે તેમાં એક તો સં. ૧૬૭૫ ની એના કાવ્યરચન પછી ૧૬ મે વર્ષે ઉતારેલી છે.[1] પોતાના વિષયમાં તેમજ કાવ્યરચનના વિષયમાં લખતાં એ ત્યાં જણાવે છે કે-

> "સંવત **૧૬** સંવછર ૬૦ સાઠો । માઘ શુદિ પખવાડો જી ।
> શુક્રવારિ ગ્રંથ સોતાડો । ત્રયોદશીનો દ્યાઢો જી ॥૨૮॥
> હરિકરુણાઇ ત્રીસ કડવાં કિવીયાં । ચૌદ રાગની જાતિ જી ।
> પદ પાંચસે ને ચોપન પૂરાં । કૃષ્ણચરિત્ર વિષાત જી ॥૨૯॥
> **સોજીત્રા** સિદ્ધિસ્થાનક માંહિ । ગંધર્વ જાતિ પ્રકાશજી ।
> ગ્રંથ સમર્પણ કરી ગોવિંદને । પ્રણમે જન દેવદાસજી ॥૩૦॥"
>
> [કડવું ૩૦ મું]

૩૦ કડવાંનું આ કાવ્ય ભાગવત-દશમસ્કંધના ૫૪ મા અધ્યાયને આધારે કવિએ વિસ્તારથી રસિક રીતે આપ્યું છે. આખું કાવ્ય વીર રસને બરોબર જાળવી સહાયક તરીકે શૃંગાર અને હાસ્યને રાખી કવિએ લખ્યું છે, અને વાંચતાં જરા પણ કંટાળો આપતું નથી. સૈન્યવર્ણન-અશ્વાદિવર્ણન પણ રોચક અને કવિની બહુશ્રુતતાનાં દ્યોતક છે.

આ કવિનાં બીજાં રચેલાં કાવ્યોમાં ભાગવત સાર[2] અને રાસ-

---

૧. જુઓ ગુ. વિ. સ. હ. લિ. પુ. નં. ૨૯૪

૨. ગુ. વિ. સ. લિ. પુ. નં. ૮૬૧ અને ફા. ગુ. સ. હ. લિ. પુ. નં. ૧૨૨ क

પંચાધ્યાયીનો સાર છે. આમાંનું પ્રથમ કાવ્ય અદ્યાપિ અપ્રસિદ્ધ છે; બીજું છપાયેલું છે.[1] આ પાછલા કાવ્યમાં શ્લોક અને ઢાળ મળે છે; પણ શ્લોક એ કોઇ શ્લોક નહિ પણ ઢાળ પૂર્વેની ચોપાઈની કડી જ છે; એટલે શ્લોકથી નવું કડવું જ શરૂ થાય છે.

આ બંને કાવ્યોમાં એના નામના ઉલ્લેખ સિવાય વિશેષ કાંઈ ઓળખ મળતી નથી. એવું જ એક પદ બૃ. કા. દો. ભાગ ૮ મામાં છપાયું છે[2] તેમાં પણ 'દેવીદાસ'' એટલું જ મળે છે.

દેવીદાસ ધર્મે વૈષ્ણવ છે એવું એના '' રુક્મિણીહરણ ''ના આરંભના મંગલથી જણાય છે; જેવું કે–

''પ્રથમે પ્રણમૂં વૈકુંઠ રાય, શુક સનકાદિક જેને ધ્યાય.''

[કડવું ૧ લું]

રાસપંચાધ્યાયીના આરંભમાં પણ મુખ્યત્વે એ દામોદરનું સ્મરણ કરે છે; જેમકે–

''મનવાંછિત પુરણ સદા, દામોદર દયાળ;
આરંભુ ઉત્તમ કથા, તમો કૃપા કરો રી દયાળ. ૧''

ભાગવતસારમાં એ સરસ્વતીનું જ સ્તવન કરે છે. આ ગરબો સામાન્ય છે; જો કે એમાં આખી ભાગવતની કથાને કવિએ સાંકળી લેવા પ્રયત્ન કર્યો છે.

હવે અહીં દેવીદાસના કાવ્યનો કાંઈક પરિચય મેળવિયે. ઉપર બતાવ્યું તેમ ''રુક્મિણીહરણ'' કાવ્ય વીરરસનું દ્યોતિક છે. રુક્મિણીના સ્વયંવરનો પ્રસંગ ભાગવતમાં અપાયો છે તેને વસ્તુ તરીકે લઈ કવિએ આ કાવ્ય લખ્યું છે. તેમાં અન્ય રસોનો પણ સમાવેશ કવિએ પ્રસંગાનુસાર કર્યો છે. લગ્નની તયારી નમૂના તરીકે જોઇયે :

''સખી રે સોહાગણિ સવે મ્યલી મનિ રલી માંગલ ગાઇ રે।
મંડપ માંહિ હીંડે મલપતુ પુન્યવંતો ભીમક રાઇ ॥૧॥

---

૧. બૃ. કા. દો. ભાગ ૮ મામાં પૃ. ૬૬૧-૬૬૭

૨. જુઓ એજન, પૃ. ૬૬૭-૬૮

વેગે રે વાડવ તેડાવીયા, આવીયા નીજ ગોર બંભ રે ।
સ્નાન કરીનઇ સામગ્રી કરઇ માંડીઉ સાંતગ-પ્રારંભ રે ॥૨॥
શ્રીફલ ફોફલ બહુ શાલિનાં દ્રાષ બીજોરડાં સાર રે ।
તિલ જવ વ્રીહી કુંકુમ ધરયાં ભલાં ધરયાં ધૃત અપાર રે ॥૩॥
હાથિ શરૂકને સ્વાહા કરઇ હવન કરઇ રૂપે રૂપ રે ।
ધૂત લાગી છિઇ તહાં વેદની મેદનીમંડપ મલા ભૂપ રે ॥૪॥
ચુએ ને ચંદનઇ સહુ ચરચીયા અરચીયા અનેક રાજંન રે ।
નૃતિઇ નાચિ નીજ અપ્સરા બંદીજન બોલિ ધ્યન ધ્યન રે ॥૫॥
સાતંગ કરી સુર અરપીયા નવગ્રહ તરપીયા દેવ રે ।
અનેક દાંન રે આપીઇ વિપ્રને ગજરથ હેમ તતખેવ રે ॥૬॥
કનકશ્રીંગી ગૌ વત્સશું આપીયાં વસ્ત્ર બહુ ધ્યંન રે ।
વાડવ સંતોષા રાઇ પ્રીત્યશું તેણે દીધાં આશીરવચંન રે ।
વાજિત્ર વાજિ અતિ ઘણાં રૂષમઇઇ હીડે રલીયાતિ રિ ।
લગનવેલા આવી ઢૂકડી ઉતાવલા થાઉ તહ્મો તાત ॥૮॥"[1]

એક બાજૂ લગ્નની તૈયારી આમ થાય છે, તે જ સમયે રુક્મિણીના હૃદયની જે દશા થાય છે તે કવિના શબ્દોમાં આ પ્રમાણે નીકળી આવે છે :

'અરે સખી એહવૂં આંલોચિ મન્ને શે નાવ્યા જુગજીવન ।
અરે માહારે પૂર્વે નથી કાંઇ પૂણ્ય તો કયમ પામીઇ રે ॥૨॥
અરે સખી નયણે ઢાલિ નીર અરે ઉર ઊધ્રશી આવૂં શરીર ।
અરે ભ્રાંતિ ભાગી મનિ ધીર હરિ હરિ ઉચરે રે ॥૩॥
અરે સરિ વિપ્ર ન પોહોતુ ઠાંમિ અરે દિન થોડા નિં દૂર ગામિ ।
અરે તુ કયમ સરિ માહારૂં કામ વિધાતા શું કરૂ રે ॥૪॥
અરે મે પાડી સહીઅરમાં હોડિ પારવતી કહૂ કર જોડિ ।
સરિ પડી પૂજતાં પોડિ હમિયા રૂઠડી રિ ॥૫॥
અરે એહવૂં કહીનિ કરિ આંશૂપાત અઇ એટલે આવી ત્યાંહાં માત ।
અરે તૂં પુત્રી કરે નિ વાત રૂપમણી કાં રૂઆં રિ ॥૬॥

---

૧. ગુ. વિ. સ. લિ. પુ. નં. ૨૯૪ (કડવું ૯ મું)

અરે ત્યાંહાં વલતી બોલી કુમારિ અરે પીઠી પેઠી આંખિ મોઝારિ ।
અરે તેણે આંશૂં પડિ અપાર તિ મૂહને ધરધરે રિ ॥૭॥
અરે સખી ગુખિ ચઢીને જોઇ અરે રામકૃષ્ણ કહીનિ રોઇ ।
અરે ક્ષણું સૂષ શરીર ન હોઇ વનિતા વલવલિ રે ॥૮॥
અરે તહ્મો સાંભલો નિ મહારાજ અરે પ્રભૂ પ્રગટ થાઉ નિ આજ ।
અરે હૂં પ્રાણ કરૂં શૂં તાજ ત્રીકમ કારણિ ॥૯॥
અરે એહવાં કહ્યા પ્રીત્યવચન અરે ડાબી આંખિ ફરકી તન ।
અરે અંગિ ભલા હુઇ શુકંન પછિ જુઇ વાટડી રે ॥૧૦॥
અરે એટલે વિપ્ર દીઠો દૂરિ અરે રૂદિ વ્યાપ્યૂં સાગરપૂર ।
અરિ તે આવ્યો ધશીને ત ઊરિ પછિ તેહનિ પૂછીઉ રે ॥૧૧॥
અરિ પછ હરિભટ બોલ્યા ત્યાંણિ અરિ રામકૃષ્ણ આવ્યા નિર્વાણ ।
અરે બહુ સેન સહીત સુજાંણિ આવીનિ ઉતરયા રિ ॥૧૨॥"[1]

કવિ કૃષ્ણના દેહનું વર્ણન પણ ખરા વીરને છાજતું વર્ણવે છે:

ચુપૈ

"સભા સોહંતી બેઠા ભૂપ ભીમક જોઇ કૃષ્ણ કેરૂ રૂપ ॥૧॥
વિચિત્ર મૂગટ શીશિ હાથિ કંકણા, મણિ માંણક જડાવ અતિઘણા ૨
શ્રવણે કુંડલ મકરાકારી રત્નજડીત કનકમે સાર ॥૩॥
રક્ત રેષ લોચન વિશાલ જાંણિ અંબૂ પ્રગટો તતકાલ ॥૪॥
ભ્રકુટી ધનુષ તણે આકારિ ગહુસ્થલ ઝલહલિ અતિ સાર ॥૫॥
કેસર તિલક વિરાજિત ભાલ અધર બિંબફલ શોભિત લાલ ॥૬॥
વિવિધ વિનોદ કરિ બહૂ હાસ જાણિ દિનકર કર્યું પ્રકાશ ॥૭॥
દશનયોતિ ઝગ હીરા જાંણિ નિજ નાશકા શુકચંચુ-પ્રમાણિ ॥૮॥
કંઠિ કૌસ્તુભ મ ણ મુક્તાહાર શ્રીવછલાંછન હૃદિ મુઝારિ ॥૯॥
મેઘશામ તન કોમલ કાંતિ પીતાંબર પેહિરયાં બહુ ભાતિ ॥૧૦॥
ભુજા પ્રચંડ આયૂધ અંકિત જડિત મુદ્રિકા કરિ શોભિત ॥૧૧॥
ઊરિ શોહે વિજયંતી માલ કટિ કંકિની મેષલા રસાલ ॥૧૨॥

---

1. એજન (કડવું ૧૦મું)

લાલ મોજડી ચરણે સોઇ તે દેખી ભીમકનૂં મન મોહિ ॥૧૩॥
નખ શીષા લગે નેહાલ્યૂં તંન યહાં જુઇ તેંહાં અટકે મંન ॥૧૪॥
યાદવ કુલમાંહિ હરિ અદ્યોત યમ તારામંડલ માંહિ
શશીહરજોતિ ॥૧૫॥"[1]

આવાં ઘણાં સુંદર વર્ણન આવે છે. પણ કાવ્યમાં પ્રધાન રસ તો વીર હોઇ એ મુખ્યત્વે ખીલ્યો છે એ ખૂબ ધ્યાન ખેંચે છે. રુક્મિણીના હરણ પછી શિશુપાલના યોદ્ધાઓ અને મળતિયાઓ કૃષ્ણ પાછળ ધસી ગયા એનું વર્ણન જુઓ :

"નોહોતરે જે આવ્યા હો તે તાં ચઢીને ધશીયા જી ।
ટોપ કવચ સહુ સજીયા હો આયૂધ અંગિ તે કશીયા જી ॥૨॥
દિગે સહુ સદલ ચ્યલીયા હો કટક ક્ષોણી પંચાણૂં જી ।
ચતુરંગી સેના સુંદર હો શોભા સીઅ વષણૂં જી ॥૩॥
અનેક સજી રથે ચાલ્યા હો પવનવેગે સાંચરીયા જી ।
ધ્વજા ચમર ને સારથી હો અશ્વ ભલા જોતરીયા જી । ॥૪॥
શીગલ શરોમણિ હસ્તી હો છાકઆ મહાગજજાતિ જી ।
ઘૂંઘરઘટ સમારચા હો કેક થાપા ભાતિ જી ॥૫॥
મેગલ યૂથ નીસરીયા હો તેજ અંબાડી ઢલકે જી ।
સબલ પુતાર અંકુશશું હો સનાહ સાકલાં ષલકે જી ॥૬॥
સૂરજવંશી તાજી હો દોરી આગલિ કરીયા જી ।
એક એકપિ અધિકા હો જહરિ જીણ પાષરિયા જી ॥૭॥

× × ×

માહાદલ ધસમસ ધાઇ હો વાજિત્ર બહુવિધ વાજિ જી ।
વાજિ લાગિ બહુ બણુધા હો ઢોલ ત્રબાલ ગાજિ જી ॥૧૪॥
શંષશબ્દ શરણાઇ હો મદનભેર રણકાલા જી ।
ડાડિ દડવડી ડાકલ હો ટાંગલ નિ કંસાલા જી ॥૧૫॥
રણતૂર ને વંશ બહુઅરિ હો નફેરી ચહેચાટ જી ।
ગડિ નીસાણ ગમોગમિ હો વીર કરિ ગહિઘાટ જી ॥૧૬॥

---

1. એજન (કડવું ૧૨ મું)

પડગ ને પેડાં નાંખ્યાં હો આયૂધ ધરયાં અનેક જી ।
ધનૂષ બાંણ કટિ ભાથા હો ફરશી ગદા વશેષ જી ॥૧૭॥
નાલ ગોલિ હવાઇ હો ભલા ભલા હથીઆર જી ।
કમરિ કટારી ધપૂઆ હો સુંદર રાજકુમારજી ॥૧૮॥
જીરાગોલિ હાથનાલાં હો ચક્ર ચલાવણહાર જી ।
ધનૂરવિદ્યાના ધીર હો સાધક સૂભટ અપાર જી ॥૧૯॥"[1]

રુક્મિણી અને કૃષ્ણ વચ્ચેની "યાદવજી" "કહું પ્રીતમજી" એ દેશી પણ ખાસ ધ્યાન ખેંચે છે, જે દુહાબંધમાં જ છે. એવી જ એક દેશી "લાખેણી લાડી લઈ વલ્યો" એ વિષમ-સમ પદને અંતે આવતી ધ્રુવવાળી પણ આકર્ષક છે, જેમાં ચોપાઈબંધ છે. 'છબીલા દોરડો કયમ છૂટસિ' એ તો ઓખાહરણની જાણીતી દેશી છે; અને લગ્નવાળાં કાવ્યોમાં બધે જ વ્યાપક છે.

કોઈ "દેવદાસ"ની છાપનો અશ્વમેધ તૂટક મળે છે[2] એ વર્ગબદ્ધ કાવ્ય છે. ૩ જાથી ૧૪ મા સુધીના વર્ગોમાંથી ૩ જાથી ૬ઠ્ઠા સુધીના વર્ગોને અંતે "કહિ દેવદાસ" કે "કહિ દિવદાસ"ની છાપ મળે છે. આ કાવ્યમાં ચંદ્રહાસનું આખ્યાન વર્ગ ૯ થી શરૂ થાય છે તે જરા મોટું છે. આ કાવ્ય જૈમિનીય અશ્વમેધને આધારે બંધાયેલ જણાય છે એમાં ખાસ ચમત્કૃતિ જણાતી નથી. ભાષા ઉપરથી એ કાવ્ય વિક્રમના સત્તરમા શતકનું જણાય છે:

"ત્રટિ રમતાં તાજી હણહણે તે વિષયાએ શ્રવણિ સૂણે ।
ચાલીનિ આવી એકલી દીઠી વાત અનોપંમ ભલી ॥૪૦॥
તરૂઅરસૂં બાંધુ તોખાર પુઢો પરપસરોમણિ સાર ।
મંન માંહે વર માંનુ જંમ ફાટિ કાગલ ડીઠૂં તંમ ॥૪૧॥
૫૦—કાઢીનિ ઉવેલક વાંચી કરો વચાર ।
અયે અક્ષિર આહાં ધટિ ચૂકા તે નીરધાર ॥૪૨॥
એક આલિષી હરી અંજન હૂતુ અંગિ ।
પાછો મેહેલ્યુ ફાંટમાં બીડો બુદ્ધ પ્રસંગિ ॥૪૩॥

---

૧. એજન (કડવું ૧૦મું)
૨. ગુ. વિ. સ. હ. લિ. પુ. નં. ૧૧૦૮

પછી આવી સહી રનિ, માલી સઘલી પૂછિ વાત
વિષયાને વર સંપનો મુખની બેહ વીધાત ॥૪૪॥
સહૂ સહૂનિ મંદિર ગઇ તવ જાગ્યો ચંદ્રાસ ।
મંદિર આવ્યા મદનને ઊચા હતા આવાસ ॥૪૫॥"[1]

આ દેવીદાસ છે કે દેવદાસ એ એક જ પ્રત મળતી હોવાને કારણે ચોકકસ કહી શકાતું નથી; તેમ કાવ્ય તૂટક મળતું હોવાથી નિશ્ચય નથી થઇ શકતો કે આ કૃતિ દેવીદાસ ગાંધર્વની જ છે.

બૃ. કા. દો. ભાગ ૧ માં છપાયેલા "નાનો ઇશ્વિર વિવાહ" એ કાવ્યનો કર્તા દેવીદાસ કોઇ ત્રાસાવડનો વતની (સંભવતઃ નાગર) છે તે બીજો જ છે. વળી એક ભાલોદ–નાંદોદનો વતની દેવીદાસ પણ થઈ ગયો છે, જેનો હરસિદ્ધ માતાનો ગરબો મળે છે,[2] જે પણ આ સોજિત્રાના ગાંધર્વ દેવીદાસથી જુદો છે.

ઉપરનાં અવતરણોથી જણાશે કે કવિના સમયની ભાષા મધ્ય. ગુજ.ની ૪થી ભૂમિકા જે હતી તે એના "રુક્મિણીહરણ"ની સં. ૧૬૮૫ ની પ્રતની ભાષામાં સચવાઈ રહી છે. રુક્મિણીહરણમાંથી લગનનાં કેટલાંક ગીત છૂટાં પડયાં છે તે સ્ત્રીઓમાં અદ્યાપિ પર્યંત ગવાય છે,[3] એ વસ્તુ ખાસ લક્ષ્યમાં લેવા જેવી ગણાય.

ચરિતસામગ્રી :

૧. ગુજ. સા. ના માર્ગ–સ્તંભો દી. બ. કૃ. મો. ઝવેરીકૃત
૨. બૃ. કા. દો. ભાગ ૬ ઠ્ઠો–૮ મો (ગુજ. પ્રેસ મુંબઇ)
૩. ગુ વિ. સ. હ. લિ. પુ. સંગ્રહની યાદી અને હાથપ્રતો
૪. ફા. ગુ. સ. હ. લિ. પુ. યાદી–ભાગ રજો

---

૧. એજન, વર્ગ ૧૧મો
૨. પુરુષોત્તમ વિશ્રામ માવજીનો સંગ્રહ, નં. ૬૯
૩. જુઓ ગુજ. સા. માર્ગ–સ્તંભો, પૃ ૯૮–૯૯

# મનોહરદાસ

[સં. ૧૬૬૦માં હયાત]

વિક્રમની ૧૭ મી સદીમાં મહાભારતને ગુજરાતી પદબંધમાં ઉતારનારા પૌરાણિક કવિઓમાં મનોહરદાસે પણ આદિપર્વનો એવો ગુજરાતી સાર આપી થોડો ફાળો આપ્યો છે. એણે વિષ્ણુદાસની જેમ મહાભારતની મૂલ કથાને પ્રામાણિક રીતે અનુસરી સાર આપવાનો પ્રયત્ન કર્યો છે. એના આ કાવ્યની સંપૂર્ણ એક જ પ્રત અત્યારે મળે છે.[1] આ કાવ્ય મૂળને પ્રામાણિક રીતે અનુસરતું હોવાને કારણે પાછળથી કોઈ મોહનદાસ નામના માણભટ્ટે, સં. ૧૬૪૪માં રચાયેલા હરિદાસના આદિપર્વ સાથે એને ગૂંથી એક સંકીર્ણ કાવ્ય ઊભું કરેલું છે જેની એક સારી પ્રત પણ મળે છે.[2]

મનોહરે આ પર્વ સં. ૧૬૬૦માં બાંધ્યું છે, જેનો એણે એના કાવ્યને અંતે ઉલ્લેખ કર્યો છે. એ સિવાય પોતાના વિષયમાં એ બીજી કાંઈ માહિતી આપતો નથી. એણે આ સિવાય બીજાં પર્વ રચ્યાં હોય એ આજે મળી શકતાં નથી.

આ કાવ્યમ મનોહરે પોતાની છાપ ક્યાંક ક્યાંક આપી છે; જેવી કે ૨ જા કડવાને અંતે—

"સ્તવન તમારૂ હુ કરુ છૂં પૂરજ્યો મનનિ આસ ।
મૂજ દિન ઉપર દયા કરજ્યો કહેં મનોહરદાસ" ॥૧૨॥"[3]

---

૧. ગુજરાતી પ્રિ. પ્રેસ. મુંબઈના સંગ્રહમાં નં. ૩૨૧ની હાથપ્રત, આ ઉપરાંત ડાહીલક્ષ્મી લાઇબ્રેરી–નડિયાદમા નં. ૮–૨ની એક ૪૩ કડવાં સુધીની ત્રુટક પ્રત પણ છે.

૨. ગુ. વિ. સ. હ. લિ. પુ. નં. ૨૨૫; બીજી નં. ૩૪૫ની પ્રતમાં બે વિભાગ છે, જેમાં મનોહરનો ભાગવત–પ્રસંગ અલગ બાંધવામાં આવ્યો છે.

૩. ગુ. વિ. સ. હ. લિ. પુ. નં. ૩૪૬

આ કાવ્યનો આરંભ કવિએ જનમેજયના યજ્ઞથી કર્યો છે, જેને બદલે હરિદાસે તો ભારતકથોપકક્સ કરી પૌષ્યપર્વથી જ આરંભ કરેલો; એટલે જ પૂર્તિ કરવા કોઈ મોહનદાસે બંને પર્વોને સેળભેળ કરી આખું આદિપર્વ સંકીર્ણ ઊભું કરેલું. મનોહરે તો વચ્ચે કૃષ્ણ અને અર્જુનના સંવાદમાં કલિયુગનું વર્ણન આપ્યું છે, જેના પછી પરીક્ષિતે કલિયુગને રહેવાને સ્થાન આપ્યાં એ કથા ભાગવતાનુકૂળ આપી છે, અને ધન્વંતરિ તક્ષકનો પ્રસંગ આપી પછી આદ્ય વંશાવાળી શરૂ કરી છે. કવિએ ક્યાંક ક્યાક પ્રસંગ ઠીક ચીતર્યાં મળે છે. દુષ્યંત અને શકુંતલાનો પ્રસંગ જોઇ:

"ગર્ભ થાયે ઉતાવલો નેં પુષ્ટ થાયે બાલ ।
આંહે એહને કચમ પ્રસવૂં લોક બોલે આલ ॥
વરસ ત્રણ્ય વહી ગયાં ને ગર્ભ રહ્યો પેટ મોઝાર ।
અબલા તે હિડે આકલિ ને દોહીલી થાયે નારચ ॥
મંદિર માંહ્ય નવ્ય રહેવાયે આહારચે શુભ વા વાયે ।
પાષલ્ય પુષ્પ પ્રીત ને વનની શોભા ત્યાહાં નારચ ફેરા ષ ચ ॥
પછે તે તાં પ્રસવ થયો તે કૂંઅર રૂપનિધાન ।
સોલ કલા શીશીવર્ણ સુંદર મન તણી પોહોતિ હાંમ ॥
એમ કરતાં પોઢો થયો નેં વરસ ત્રણ્યનો બાલ ।
અદ્ભુત એહવાં આચરે માહા મોટાં માંડે આલ ॥
વન મધ્ય જાયે વાઘ સાહ્યે આણે સુહર નેં રિછ ।
રમત્ય-મશે સાહી લ્યાવે મોટા મોટા ભીછ ॥
હસ્તીનાં દલ હાંકિ લ્યાવે જંણ્ય નગરનિવાશી ભુંડ ।
દમે તેહને અતિ ઘણુ ઉપરચ થાએ આરૂઢ ॥
રૂખી સઘલા ચ્યલિને બેઠા હવે કરવૂં કચમ ।
સર્વદમન નામ એહનુ પરઠૂ વલતા બોલ્યા ઈમ ॥

× × ×

કર્ણવ વાંણી એમ કહે સંકૂતલા સુણ્ય વાત ।
પુત્ર તાહારો પ્રાક્રમી દૂઃખ પમાડો સાથ ॥

× × ×

એમ કરતાં આવીયાં પોહોતાં નગર મોઝારય ।
ચાલતાં ચરણ ચાલે નહિ વિસાંસે મન્ય નારય ॥
દૂઃકંતે દિઠિ આવતી બાંહે વલગે બાલ ।
લોકમાં માહારી લાજ જાશે મીથ્યા ચઢશે આલ ॥

× × ×

ઘડી બે ઉભી રહી તે કો ન પુછે વાત ।
મન માંહે પાવક પ્રજલે આ શો દિસે છે ઉતપાત ॥
વનિતા તે વાંણી ઉચરે સાંભલો શ્રીભૂપાલ ।
માહા વન માંહે મુકી એકલી હૂં રહિ તમારે શણર્ય ॥

× × ×

વલતો રાજા ઉચરે રે સાંભલ્ય સાચૂં નારય ।
કૂડો વાદ તૂં કાં કરે રે મિથ્યાવચન નિવારય ॥

× ×

પછે તે પાવક પરજલ્યો ને ઝાલ્ય ગૈ બ્રમાંડ ।
માહારો ત્યાગ તમ્યો કરચો તો શરીર કરૂં શતખંડ ॥

× × ×

આ કૂંઅર લોને તમ તણો એ માંહે તમારૂં તેજ ।
હવે હૂ પ્રાણ કાઢૂં માહારા કરૂં અવનિસરય્ય" ॥[1]

એકંદરે કથાનું સાતત્ય જાળવવાનો એનો પ્રયત્ન છે. એમ છતાં એ વિશિષ્ટ રીતે દીપી ઊઠે એવું કાવ્ય આપી શકતો નથી.

મનોહરની ભાષાનો નમૂનો ઉપરનાં અવતરણોમાંથી મળી રહે છે. મધ્ય. ગુજ.ની ૪થી સંકીર્ણ ભૂમિકા એમાં સ્ફુટ છે.

આ કવિનું આ ઉપરાંત કોઈ બીજું કાવ્ય જાણવામાં નથી આવ્યું.

ચરિતસામગ્રી :

૧. ગુજરાતી પ્રેસ, મુંબઇ. હ. લિ. પુ નં. ૩૨૧
૨. મહાભારત–પદબંધ, ભાગ ૧ લો (કે કા. શાસ્ત્રી સંપાદિત)
૩. ગુ. વિ. સ. લિ. પુ. નં. ૩૪૪

---

૧. એજન (સંકીર્ણ કડવા ૧૦–૧૧માંથી)

# રામભક્ત

[ સં. ૧૬૬૦માં હયાત ]

**ભગવદ્ગીતા** અને ભાગવત ઉપર જ ધ્યાન આપી કવિતા રચવાનો પ્રયત્ન આ પૂર્વે ખાસ થયો જાણવામાં નથી. અપવાદરૂપે ભીમે, પણ તે માત્ર ભાગવત તરફ લક્ષ્ય દોડાવી "હરિલીલા-ષોડશકલા"માં સમગ્ર ભાગવતનું કથાનક બાંધ્યું, પછી સંતે બાંધ્યું; બાકીનાઓમાં ભાલણ લક્ષ્મીદાસ વગેરેએ દશમસ્કંધ. ઉપરાંત કોઈ કોઈ કવિએ ભાગવતના કોઈક પ્રસંગને લઈને છુટકર આખ્યાન લખ્યાં છે; પણ ભગવદ્ગીતા ઉપર તો નહિ જ. વિષ્ણુદાસનો ભીષ્મપર્વમાં પ્રયત્ન ખરો, પણ એ ત્યાં ગૌણ રીતે જ; પ્રધાન રીતે તો કોઈનો જ નહિ. ભગવદ્-ગીતા ઉપર પ્રથમ કલમ ચલાવનાર આપણને રામભક્ત મળે છે. એણે ભગવદ્ગીતાનો સાર અધ્યાયવાર કવિતામાં સં. ૧૬૬૦માં બાંધી આપ્યો છે; જેમકે

"વેદાંત મત ગીતાનું જ્ઞાન તે ઉપર કીધૂં આક્ષાન,
શ્રીગુરુચરણકૃપાયેં કરી અમૃત હરીરસ મુક્યો ભરી
જ્ઞાન વતી કરી પીછે જેહ મુક્ત રૂપ નર જાણીએ તેહ
સંવત **ષોડષ સાઠોતરે** આસો માસ પક્ષ ઉજલે
દીન દ્વાદસી નિ રવિવાર કથા હવી પુરણ વિસ્તાર
જ્યોગસાહાસેં બ્રમવિદ્યાય શંન્યાસ યોગ અષ્ટાદશોધ્યાય."[1]

આ કવિએ 'રામભક્ત" એ નામે કાવ્ય લખ્યાં છે. એ છાપ ભગવદ્ગીતામાં છે, તેમ બીજાં કાવ્યોમાં પણ છે :

(૧) ભગવદ્ગીતા

"**રામ** ભગત કેહે સાંભલો શ્રીહરી રહીતકાંમના મે સ્તુત કરી ॥
વેદાંતમત **ગીતા**નું જ્ઞાન તે ઉપર મે કહ્યું આક્ષાંન" ॥

---

૧. ફા. ગુ. સ. હ લિ. પુ. નામા. ભાગ ૨જો, પૃ. ૪૦૨ (નં. ૧૪૩ અ-સં. ૧૭૨૯ની નકલ; એથી પણ જૂની પ્રતો પ્રાપ્ય છે.)

૨ એજન પૃ. ૨૧ (નં. ૫૫-૭ની હાથપ્રત સં, ૧૭૫૯ની)

(૨) અંબરિષ આખ્યાન :

"રામ ભગત કેહે વીનતી ને કીરપા કરો જુગદીશ ॥
તાહારી ભગતી નીરટલ આપીએ ચરણે નામુ શીશ" ॥[1]

(૩) કપિલ મુનિનું આખ્યાન :

"વીષ્ણુલોક તેહની નહી દુલભ જેહેનિ હરીનું ધ્યાંન ॥
રામભક્તને ચરણે રાખો............ભગવાન" ॥[2]

(૪) ભાગવત-એકાદશસ્કંધ :

"ત્રુટે બંધન કર્મ હરીસેવા જેણે લહી રે ॥
ભટ નારાએણ વૈકુંઠ કથા કહી રે ॥
રશ કેળવીઓ.............................॥
મેળવીઓ પદબંધ રામભક્ત ગાઉ દાશ રે ॥
શ્રીગુરુચરણંપચાગ્મ એ કથા આક્ષાંન પુરણ કરૂં રે ॥
રામભગત ગુણ ગાએ તંન મન હરીચરણે ધરૂં રે ॥"[3]

(૫) યોગવાસિષ્ઠ :

"અભીમુગ્તી હોશે રઘુવીર નહી લેપે જેમ પંકજ નીર ।
રામભગત ગાંણો શરવથા શરગ એકવીશમે એ કથા ॥૩૧॥"

આ કાવ્યમાં "શ્રીવીશ્વનાથ-વદન થકી શાંભલુ અચુતમાન" એવી એક પંક્તિ આવે છે. ઉપરના એકાદશસ્કંધમાં "ભટ્ટ નારાએણ વૈકુંઠ" પાસેથી જેમ તે કથા સાંભળી ગુજરાતમાં લખી છે તેમ સંભવતઃ "શ્રીવિશ્વનાથ" નામના ભટ્ટ કે વ્યાસ પાસેથી સાંભળી આ કાવ્ય લખ્યું જણાય છે.

જેમાં કર્તૃત્વની શંકા જ નથી તેવી રામભક્તની આ પાંચ કૃતિઓ છે. રાસપંચાધ્યાયી અને ભાગવત-દશમસ્કંધ એ બે કૃતિ

---

૧. ગુ. વિ. સ. હ. લિ પુ. નં. ૩૩૪ (૫મું કડવું) (સં. ૧૭૬૧ ની પ્રત)

૨. ફા. ગુ. સ. હ. લિ પુ, નામા. ભાગ રજો, પૃ. ૨૨૯ (નં. ૧૦૯ ગ-કડવું ૫મું)

૩. એજન, પૃ. ૨૧૪ (નં. ૧૦૨ છ-કડવું ૧૯મું)

૪. એજન, પૃ. ૨૩૫, (નં. ૧૧૦ ક, સં. ૧૭૮૯ની હાથપ્રત)

સારસ્વત વિપ્ર રામની છે; અને એ રામે ભાગવત-દશમસ્કંધના અધ્યાયોને અંતે એની ઓળખ પણ અત્ર તત્ર આપી છે; જેવી કે

"સુકજી રાયે તણો સંવાદ શ્રીમંત કથા પરંમ અહલાદ ।
**વિપ્ર સારસ્વત કહે કવિ રામ** અધ્યા સપ્તદશ એણે ઠાંમ"॥[1]

ભાગવતનો તૃતીયસ્કંધ જો જુદો ન રચ્યો હોય તો એ રામભક્તનું ઉપર આવી જતું કપિલમુનિનું આખ્યાન હશે, કેમકે રામભક્તે શરૂઆતમાં "તૃતીયસ્કંધ"નો પ્રયોગ કર્યો છે; જેમકે

"ત્રતીયં સ્કંધે અધ્યા તેત્રીશ નિરૌપણ નીરધારીયે
ચોવીસ પુઠિ નવ રહ્યા તે કપીલમુખે વિસ્તારીયે ॥૪॥"[2]

ભાગવત ષષ્ઠસ્કંધ કયા રામની કૃતિ છે એ નક્કી થઈ શકતું નથી.

ત્યારે રામભક્ત કોણ અને ક્યાંનો એ આમાંથી નથી મળતું; માત્ર એ સં. ૧૬૬૦ માં હયાત હતો એટલું જ પ્રાપ્ત થાય છે. આ કવિની ભગવદ્‌ગીતાની શરૂઆતની કડીઓને સૌરાષ્ટ્રમાં કુતિયાણાના કવિ તુલસીસુત વૈકુંઠે પોતાના ભીષ્મપર્વમાં લીધેલ છે, એ જોતાં કદાચ રામભક્ત સૌરાષ્ટ્ર બાજૂનો હોય તો સંભવે એમ છે. અને જો એ કુતિયાણાનો જ વતની હોય અને ભાગવત-દશમસ્કંધનો રચનારો અને એ એક હોય તો એ જ્ઞાતિએ સારસ્વત બ્રાહ્મણ સંભવી શકે. તુલસી અને વૈકુંઠની જ્ઞાતિ સારસ્વત જ હતી. સારસ્વત બ્રાહ્મણોની વસ્તી કુતિયાણામાં ઘણા કાળથી હોવાનું સિદ્ધ છે, અને તુલસી અને વૈકુંઠ વિક્રમના સત્તરમા શતકના ઉત્તરાર્ધમાં તો ચોક્કસ કુતિયાણામાં હયાત હતા. છતાં રામભક્તના નામવાળી એનાં કાવ્યોની પ્રતોમાં ક્યાંય પણ એના સૌરાષ્ટ્રના સારસ્વત વિપ્ર હોવાનું સૂચન પ્રાપ્ત થતું નથી. ગજેંદ્રમોક્ષ અને સ્વર્ગારોહણીનો[3] કર્તા રામકૃષ્ણ કુતિયાણાનો કનોજિયો બ્રાહ્મણ વૈકુંઠનો સમકાલીન હતો, એ જુદો જ છે. આમ આપણે

---

૧. ગુ. વિ. સ. હ. લિ. પુ. નં. ૮૨૫ (અધ્યય ૧૭ મો)

૨. ફા. ગુ. સ. હ. લિ. પુ નામા. ભાગ ૨ જો, પૃ. ૨૨૮(નં.૧૦૯ગ. સં. ૧૭૪૮ની પ્રત)

૩. ગુ. હાથ.ની સંકલિત યાદી, પૃ. ૧૮૦

નિશ્ચયપૂર્વક કહી શકવાની સ્થિતિમાં નથી કે રામભક્ત અને રામ સારસ્વત અનન્ય છે.

રામભક્તનું નામ સ્વ. અં બુ. જાનીએ અને એમને અનુસરી મારા તરફથી નારાયણ ભટ્ટ આપવામાં આવેલું, પણ સંદર્ભ જોતાં એ રામભક્તના ગુરુનું નામ જણાય છે. (જુઓ ઉપરનું કપિલમુનિનું આખ્યાન.) તેવું વિશ્વનાથ પણ સંભવતઃ ગુરુનું નામ છે. (જુઓ ઉપરનું યોગવાસિષ્ઠ.) ખંભાતમાં લગભગ આ જ સમયમાં સં. ૧૬૬૪ માં વિશ્વનાથ વ્યાસ નામના વ્યાસ પાસેથી કથા સાંભળી વિષ્ણુદાસે ભીષ્મ-પર્વ આપ્યું છે[3] તે અને આ વિશ્વનાથ એક હોય તો રામભક્ત ખંભાતનો હોઈ શકે. ભગવદ્‌ગીતાની એક જૂની હાથપ્રત સં. ૧૭૨૯ ની કોઈ 'ભગવતીદાસ શીરંગજી નાગર ખંભાયતી'ના હાથની મળે છે: પણ માત્ર આ એક પુરાવા પરથી રામભક્તને ખંભાતનો ન ઠરાવી શકાય. રામભક્તને અમદાવાદ જિલ્લાનો માનવામાં આવ્યો છે, એને માટે પણ આપણી પાસે કોઈ સધ્ધર પુરાવો નથી.

રામભક્તનું વલણ જ્ઞાન તરફ છે અને એને જ કારણે ભગવદ્‌-ગીતા, કપિલમુનિનું આખ્યાન, યોગવાસિષ્ઠ અને ભાગવત એકાદશ સ્કંધનો એણે અનુવાદ કર્યો છે. આ વિભાગોને બીજાઓ ભાગ્યેજ સ્પર્શે છે. નરહરિએ યોગવાસિષ્ઠ ભગવદ્‌ગીતા જ્ઞાનગીતા પ્રબોધ-મંજરી, ભક્તિમંજરી, હસ્તામલક વગેરે જ્ઞાનમાર્ગીય ગ્રન્થો ગુજરાતીમાં સં. ૧૬૭૨-૯૯ વચ્ચે આપ્યા તે પૂર્વનો રામભક્તનો પ્રયત્ન છે; જોકે વચ્ચે ગાળો બહુ મોટો નથી. આ દૃષ્ટિએ વિચારતાં માંડણ બંધારા પછી અને અખાની વચ્ચે થયેલા જ્ઞાનપ્રિય કવિઓમાં રામભક્ત જૂનો ઠરે છે. એ પછી નરહરિ બૂટિયો અને ગોપાલદાસ એ અખાના સમકાલીન કવિઓ આવે છે. પણ માત્ર અનુવાદકો હોવાથી રામ-ભક્ત અને નરહરિનું વ્યક્તિત્વ દીપતું નથી.

---

૧. ફા. ગુ. સ. હ. લિ. પુ. નામા. ભાગ ૨ જો, પૃ ૨૧૪

૨. ગુજ. હાથ. સંકલિત યાદી, પૃ. ૧૮૧

૩. આ પૂર્વે પૃ. ૩૪૫

રામભક્ત અનુવાદક હોવાને કારણે અને વિષય તરીકે જ્ઞાન લીધું હોવાને કારણે કવિ તરીકે કાંઈપણ સ્થાન મેળવી શકતો નથી. એ એક સારો સારબદ્ધ અનુવાદ કરનારો છે, એ સિવાય એને બીજું કાંઈ વિશિષ્ટત્વ આપણે આપી શકતા નથી. એના પાંચ કડવાંના અંબરિષ આખ્યાનમાં પણ કશો દમ નથી ગીતાના સારાનુવાદનો એનો નમૂનો જોઇયે :

"અરજુન આદ વરખ એક જાણુ તેહનાં ઊંચાં મૂલ પ્રમાણ ।
વાએક સાખા ગુનુતાં ત્રણ અજીત પૂરૂખ જનમ ને મરણ ॥૧॥
કરમ લક્ષણતું જાંણે મુલ સુખદુખ બહુ એક ફલ ને ફૂલ ।
એહેવા આદે ફલ સંસાર તેહને વખે તુ ગ્નાંન વચાર ॥૨॥
ગ્યાન લક્ષ ખડગ છે જેહ કરમમુલને છેદે તેહે ।
માહારે વખે તુ તાં બુધ આંણ સરવ વીખે મુહને કરી જાંણ ॥૩॥
એહેવા કરમમુલ છેદસે વલતો ગ્નાંન પાંમસે ।
તેણે કરી છુટે સંસાર માહારૂ પદ પાંમે નરધાર ॥૪॥
સંગ–દોખ–મદ–વરજીત જેહે ગ્નાંન વખે તતપર હોએ તેહે ।
સુખદુખ સમે લે તે ગ્નાંન અવીચલ પદ પામે નરવાણ ॥૫॥" ૧

પંદરમા અધ્યાયની શરૂઆત આ પ્રમાણે આપી છે. ભાષાની દૃષ્ટિએ જોતાં એની ગીતાની જૂની પ્રતમાં મધ્ય. ગુજ.ની ૪થી ભૂમિકાનું સ્વરૂપ સચવાયેલું મળે છે, જેનો નમૂનો ઉપર એક ખંડમાં[2] આવી જાય છે.

આ કવિએ જ્ઞાનમાર્ગીય ગ્રંથોના અનુવાદોનો માર્ગ કરી આપ્યો છે, એટલા પૂરતો એ ગુજરાતી સાહિત્યના ઇતિહાસમાં ઉપયોગી છે.

ચરિતસામગ્રી :

૧. ગુ. વિં. સ. હ. લિ. પુ. સંગ્રહની હાથપતો

૨. ફા. ગુ. વિ. સ. હ. લિ. પુ. નામાવલી, ભા. ૨ જો (સ્વ. અં. બુ. જાની–સંકલિત)

---

૧. ગુ. વિ. સ. હ. લિ. પુ. નં. ૧૬૮

૨. આ પૂર્વે પૃ. ૪૩૧

# શિવદાસ

[ સં. ૧૬૬૭-૭૭ માં હયાત ]

વિષ્ણુદાસના ઉત્તર કાળમાં ખંભાતમાં જ થયેલો અને સંભવ છે ત્યાંસુધી વિષ્ણુદાસ જેટલી શક્તિ ન હોવા છતાં પોતે એનાથી ઊણો ન જણાય માટે સાહિત્યપ્રવૃત્તિમાં પડેલો શિવદાસ પણ પોતાની ૧૨ જેટલી નાની મોટી કૃતિઓથી વિક્રમની ૧૭મી સદીના ઉત્તરાર્ધનો છઠ્ઠો સાતમો દાયકો અલંકૃત કરી ગયો છે. એણે પોતાના વિષયમાં લગભગ બધી કૃતિઓમાં થોડો ઘણો પરિચય આપ્યો છે. નિર્વિવાદ રીતે એની જ કૃતિ તરીકે મળતું 'પરશુરામનું આખ્યાન" એ એની પ્રથમ કૃતિ જણાય છે :

"સંવત સોળ સડસઠ વર્ષે, માઘ માસ પાવન;
શુક્લ પક્ષ સપ્તમી શુભ છે, રવિવાસરનો દિન. ૧૬
તે દહાડે આખ્યાન કર્યું મેં આણી મન ઉલ્લાસ;
શ્રીગુરૂચરણકૃપા થકી, બુદ્ધિ આપી ભૂધર વ્યાસ ૧૭
કવિકુળ શુદ્ધ નાત નાગરની, વીશવશા શુભ જાત;
મહીસાગર તટ સ્તંભતીર્થે, કવિ વસે છે સાક્ષાત. ૧૮
× × ×
સદા ભક્ત કામેશ્વર કેરો, ગુરૂનો પદ મહિમાય;
કહે શિવદાસ મુને ચરણે રાખો, સ્વામી વૈકુંઠરાય. ૨૦"
( કડવું ૧૨ મું )[1]

આ અવતરણમાં એના વિશે એ આવશ્યક વિગત આપી દે છે. એ ખંભાતનો વતની, એના ગુરુનું નામ ભૂધર વ્યાસ, પોતે જ્ઞાતિએ નાગર-વીશવશા વૃદ્ધ નાગર-વડનગરો, અને કામેશ્વર મહાદેવનો એ

---

૧. પ્રા. કા. ત્રૈ ૩-૪, પૃ. ૨૦

રામભક્ત અનુવાદક હોવાને કારણે અને વિષય તરીકે જ્ઞાન લીધું હોવાને કારણે કવિ તરીકે કાંઈપણ સ્થાન મેળવી શકતો નથી. એ એક સારો સારબદ્ધ અનુવાદ કરનારો છે, એ સિવાય એને બીજું કાંઈ વિશિષ્ટત્વ આપણે આપી શકતા નથી. એના પાંચ કડવાંના અંબરિષ આખ્યાનમાં પણ કશો દમ નથી ગીતાના સારાનુવાદનો એનો નમૂનો જોઈયે :

"અરજુન આદ વરખ એક જાણ તેહનાં ઊંચાં મૂલ પ્રમાણ ।
વાએક સાખા ગૂત્તાં ત્રણ અજીત પૂરૂખ જનમ ને મરણ ॥૧॥
કરમ લક્ષણતું જાંણે મુલ સુખદુખ બહુ એક ફૂલ ને ફૂલ ।
એહેવા આદે ફુલ સંસાર તેહને વખે તુ ગ્નાંન વચાર ॥૨॥
ગ્યાન લક્ય ખડગ છે જેહ કરમમુલને છેદે તેહે ।
માહારે વખે તુ તાં બુધ આંણ સરવ વીખે મુહને કરી જાંણ ॥૩॥
એહેવા કરમમુલ છેદસે વલતો ગ્નાંન પાંમસે ।
તેણે હરી છુટે સંસાર માહારૂ પદ પાંમે નરધાર ॥૪॥
સંગ–દોખ–મદ–વરજીત જેહે ગ્નાંન વખે તતપર હોએ તેહે ।
સુખદુખ સમે લે તે ગ્નાંન અવીચલ પદ પામે નરવાણ ॥૫॥" ૧

પંદરમા અધ્યાયની શરૂઆત આ પ્રમાણે આપી છે. ભાષાની દૃષ્ટિએ જોતાં એની ગીતાની જૂની પ્રતમાં મધ્ય. ગુજ.ની ૪થી ભૂમિકાનું સ્વરૂપ સચવાયેલું મળે છે, જેનો નમૂનો ઉપર એક ખંડમાં[2] આવી જાય છે.

આ કવિએ જ્ઞાનમાર્ગીય ગ્રંથોના અનુવાદોનો માર્ગ કરી આપ્યો છે, એટલા પૂરતો એ ગુજરાતી સાહિત્યના ઇતિહાસમાં ઉપયોગી છે.

ચરિતસામગ્રી :

૧. ગુ. વિ. સ. હ. લિ. પુ. સંગ્રહની હાથપતો

૨. ફા. ગુ. વિ. સ. હ. લિ. પુ. નામાવલી, ભા. ૨ જો (સ્વ. અં. બુ. જાની–સંકલિત)

---

૧. ગુ. વિ. સ. હ. લિ. પુ. નં. ૧૬૮

૨. આ પૂર્વે પૃ. ૪૩૧

# શિવદાસ

[ સં. ૧૬૧૭-૭૭ માં હયાત ]

વિષ્ણુદાસના ઉત્તર કાળમાં ખંભાતમાં જ થયેલો અને સંભવ છે ત્યાંસુધી વિષ્ણુદાસ જેટલી શક્તિ ન હોવા છતાં પોતે એનાથી ઊણો ન જણાય માટે સાહિત્યપ્રવૃત્તિમાં પડેલો શિવદાસ પણ પોતાની ૧૨ જેટલી નાની મોટી કૃતિઓથી વિક્રમની ૧૭મી સદીના ઉત્તરાર્ધનો છઠ્ઠો સાતમો દાયકો અલંકૃત કરી ગયો છે. એણે પોતાના વિષયમાં લગભગ બધી કૃતિઓમાં થોડો ઘણો પરિચય આપ્યો છે. નિર્વિવાદ રીતે એની જ કૃતિ તરીકે મળતું 'પરશુરામનું આખ્યાન" એ એની પ્રથમ કૃતિ જણાય છે :

"સંવત સોળ સડસઠ વર્ષે, માઘ માસ પાવન;
શુકલ પક્ષ સપ્તમી શુભ છે, રવિવાસરનો દિન. ૧૬
તે દહાડે આખ્યાન રચ્યું મેં આણી મન ઉલ્લાસ;
શ્રીગુરુચરણકૃપા થકી, બુદ્ધિ આપી ભૂધર વ્યાસ ૧૭
કલિકુળ ક્ષુદ્ર નાત નાગરની, વીશલશા શુભ જાત;
મહીસાગર તટ સ્તંભતીર્થે, કવિ વસે છે સાક્ષાત. ૧૮

× × ×

સદા ભક્ત કામેશ્વર કેરો, ગુરુનો પદ મહિમાય;
કહે શિવદાસ મુને ચરણે રાખો, સ્વામી વૈકુંઠરાય. ૨૦"

( કડવું ૧૨ મું )[1]

આ અવતરણમાં એના વિશે એ આવશ્યક વિગત આપી દે છે. એ ખંભાતનો વતની, એના ગુરુનું નામ ભૂધર વ્યાસ, પોતે જ્ઞાતિએ નાગર-વીશલશા વૃદ્ધ નાગર-વડનગરો, અને કામેશ્વર મહાદેવનો એ

---

૧. પ્રા. કા. ત્રૈ ૩-૪, પૃ. ૨૦

ભક્ત હતો. પરશુરામ આખ્યાન એણે (૧૨ કડવાંનું) સં. ૧૬૬૭માં રચ્યું છે.

આ વ્યાખ્યાન રચ્યા પછી ૮મે દિવસે માત્ર ત્રણ જ દિવસમાં એણે કૃષ્ણના બાળચરિત્રની કથા રચી નાખી છે. એ વિશે એ જાતે નીચે મુજબ જણાવે છે :

"ધંન્ય ધંન્ય યે જે સાંભળે કાન્ય । સીવદાસ વદે મૂક્ષ વાંણ્ય ॥
માહારો શ્રીગુરુ વ્યારશ ભૂધર શ્રુતિજ્ઞાત । નીગમ ચ્યાર ધરિ યે હાથ ॥
તે મુક્ષથી કથા........ન । સાંભલ્યા ગુણ શ્રીભગવાંન ॥૪૮॥
હું તેહના ચર્ણકમળની રેણ । સફલ કીધા મૂને કાધા તેણ્ય ॥૪૯॥
એ કથા ભાગવત દશમ સ્કંધ । બાલચરીત્ર કીધો પદબંધ ॥૫૦॥
સંવત સોલ સડસઠા ધંન્ય । માઘ માસ પૂર્ણમાનો દીન ॥૫૧॥
તે દાહાડે કથા ગુરુમુક્ષથી લીધી । ની દીન ત્રણ્યમાં પૂરણ કીધી ॥
પદ પાંચસહે ઉપરિ બાવંન । કડવાં ત્રેવીસ કીધાં પાવન ॥૫૩॥
કવીકુલ શુભ જ્ઞાતિ નાગરની । વાસ ત્ર બાવટી ત્રટ સાગરની ॥૫૪॥
કહે શીવદાસ હું તાહરો બાલ । સદા ભક્ત્ય આપો ગોપાલ ॥૫૫॥"
(કડવું ૨૩ મું) ૧

જેમ "બાલચરિત્ર" એણે ત્રણ દિવસમાં રચી કાઢ્યું છે તે જ પ્રમાણે "જાલંધર આખ્યાન" પણ ત્રણ દિવસમાં રચી કાઢ્યું છે એ વિશે એ લખે છે કે—

"કવીકુલ શુભગત ન નાગરની । વાસ ત્રંબાવટી ત્રટ શાગરની
માહારો શ્રીગુરૂ વાસ સૂદર શુભજાત । નીગમ ચારે ધરે હાથ
એ કથા ગુરૂમૂંખથી લીધી । દીવસ ત્રણ્ય માંહાં પૂરણ
કહે શીવદાસ હું તાહારો બાલ । શદા ભગત આપો ગોપાલ
(કડવું ?

જોકે સં ૧૭૩૨ની એની હાથપ્રતમાં આ ભાગ ન...
એને બદલે નીચે મુજબ મળે છે:

---

૧. ફા. ગુ. સ. હ. નામા. ભાગ ૨ જો, પૃ. ૧૨–૧૩

૨. એજન, પૃ ૨૦૦, બીજી પણ ઘણી પ્રતો મળે છે તેમાં સ્પષ્ટ છે. આ કાવ્યની રચ્યાસાલ નથી મળતી.

"પદ સો ચ્યપંચ નિ ઝિશી સાર, કડવાં અઢાર વીખિ વીસ્તાર ॥૨૧॥
શ્રી નગર સ્થંભાભાતીરથ વાસ રામ નાંમ જંન હિહિ શીવદાસ ॥૨૩॥[1]

એથી સંભવ છે કે પાછળથી ઉપરની ત્રણ દિવસના ઉલ્લેખવાળી કડીઓ ઘૂસી ગઈ હોય. આમ હોય તો આ કાવ્ય ત્રણ જ દિવસમાં રચી કાઢ્યું માનવાની જરૂર નથી; પણ એ સમય આસપાસ એ રચ્યું હોવા વિશે શંકાને બહુ કારણ નથી.

આ પછી સં. ૧૬૭૦માં એણે એકાદશીમાહાત્મ્ય ખંભાતમાં જ રચી કાઢ્યું છે,[2] જેમાં એ ગુરુ ભૂધરને યાદ કરે છે:

"સંવત સોળ શીતેર વરખે માસ માગશર ધન્ય જી,
શુક્લપક્ષ પુણિંમા પાવન રવિવારનો દન જી. ૨૫
પદ પાચસેં એકસો ઉપર કડવાં પાવનં આઠ જી.
ગુરૂ વ્યાસ ભૂધરપદ વંદી, કથા કરી મુખપાઠ જી. ૨૬
દવિકુળ શોભા નાત નાગરની સ્તંભતીર્થમાં વાસજી,
સદા ભક્તિ આપે હરિ ત્યારે, ગુણ કહે શિવદાસ જી. ૨૭"[3]

આ પછી થોડાં વર્ષોને માટે એ દક્ષિણ વિજાપુર જઈ રહ્યો હોય એવું લાગે છે. કેમકે ડાંગવાખ્યાન અને દ્રૌપદીસ્વયંવર એણે વિજાપુરમાં રચ્યાં છે:

"સંવત સોળ બોહોતેરે કીધો, આ કથાવિસ્તાર;
વૈશાખ માસ સુદી દ્વાદશી, શુભ મુહુર્ત મંગળવાર. ૧૨
શ્રીદક્ષિણ વિજાપુર મધ્યે, કીધો એ કથા-પદબંધ;
શિવદાસ કહે મુને રાખજો, શરણે સ્વામી શ્રીગોવિંદ. ૧૩"
(કડવું ૧૪ મું)[4]

આ ડાંગવાખ્યાન સં. ૧૬૭૨માં અને બીજે વર્ષે સં. ૧૬૭૩માં ત્યાં જ વિજાપુરમાં દ્રૌપદીસ્વયંવર રચ્યાનો નીચે મુજબ ઉલ્લેખ મળે છે:

---

૧. ગુ. વિ. સ. હ. લિ પુ. નં. ૪૮૯, પૃ. ૨૮ (૧૮ મું કડવું)
૨. પ્રા. કા. ત્રૈ ૩-૪, પૃ. ૧૨   ૩. એજન, પૃ. ૧૨
૪. પ્રા. કા. ત્રૈ. ૭-૪, પૃ. ૪૦

ભક્ત હતો. પરશુરામ આખ્યાન એણે (૧૨ કડવાંનું) સં. ૧૬૬૭માં રચ્યું છે.

આ વ્યાખ્યાન રચ્યા પછી ૮મે દિવસે માત્ર ત્રણ જ દિવસમાં એણે કૃષ્ણના બાળચરિત્રની કથા રચી નાખી છે. એ વિશે એ જાતે નીચે મુજબ જણાવે છે :

"ધંન્ય ધંન્ય યે દો સાંભલ્યે કાન્ય । સીવદાસ વદે મૂખ વાંણ્ય ॥
માહારો શ્રીગુરુ વ્યાસ ભૂધર અતિજ્ઞાત । નીગમ ચ્યાર ધરિ યે હાથ ॥
તે મુખથી કથા.........ન । સાંભલ્યા ગુણ શ્રીભગવાંન ॥૪૮॥
હું તેહના ચર્ણંકમલની રેણ । સફલ કીધા મૂને કીધા તેણ્ય ॥૪૯॥
એ કથા ભાગવત દશમ સ્કંધ । બાલચરીત્ર કીધો પદબંધ ॥૫૦॥
સંવત સોલ સડસઠા ધંન્ય । માઘ માસ પૂર્ણમાનો દીન ॥૫૧॥
તે દાહડે કથા ગુરુમુખથી લીધી । ની દીન ત્રણ્યમાં પૂરણ કીધી ॥
પદ પાંચસહે ઉપરિ બાવંન । કડવાં ત્રેવીસ કીધાં પાવન ॥૫૩॥
કવીકૂલ શુભ જ્ઞાતિ નાગરની । વાસ ત્રબાવટી ત્રટ સાગરની ॥૫૪॥
કહે શીવદાસ હું તાહરો બાલ । સદા ભક્તય આપો ગોપાલ ॥૫૫॥"

(કડવું ૨૩ મું)[1]

જેમ "બાલચરિત્ર" એણે ત્રણ દિવસમાં રચી કાઢ્યું છે તે જ પ્રમાણે "જાલંધર આખ્યાન" પણ ત્રણ દિવસમાં રચી કાઢ્યું છે. એ વિશે એ લખે છે કે—

"કવીકુલ શુભગત ન નાગરની । વાસ ત્રંબાવટી ત્રટ શાગરની ।
માહારો શ્રીગુરૂ વ્યાસ ભૂદર શુભજાત । નીગમ ચારે ધરે હાથ ॥૨૦॥
એ કથા ગુરૂમૂંખથી લીધી । દીવસ ત્રણ્ય માંહાં પૂરણ્યા કીધી ।
કહે શીવદાસ હું તાહારો બાલ । શદા ભગત આપો ગોપાલ ॥૨૧॥"

(કડવું ૧૫ મું)[2]

જોકે સં ૧૭૭૨ની એની હાથપ્રતમાં આ ભાગ નથી, પણ એને બદલે નીચે મુજબ મળે છે:

---

૧. ફા. ગુ. સ. હ. નામા. ભાગ ૨ જો, પૃ. ૧૨–૧૩

૨. એજન, પૃ ૨૦૦, બીજી પણ ઘણી પ્રતો મળે છે તેમાં આ જ વસ્તુ સ્પષ્ટ છે. આ કાવ્યની રચ્યાસાલ નથી મળતી.

એ ગુણ બ્રહ્માદેવ નવ જાંણે તે સીવદાસ કેઇ પેરચેં વખાણે ॥૬૬॥
શ્રીગુરુ વ્યાસ ભુધર પદ વંદી અંબાચરીત્ર કહું આણંદી ॥૬૭॥

× × ×

સાં. ૧૬૭૭ જાંણુ ઉત્તમ કથા કહી મનમાં આણ્યા ॥૭૭॥
આસો સુદ ૮ પાવંન પ્રથમ પ્રારંભ કરો રવી દીન ॥૭૮॥

× × ×

ગો કુ જાંનની પોહેચ્યે આસ શ્રી રામભકત વરનવે શીવદાસ ॥૮૧॥"[1]

આ કૃતિમાં શિવદાસ પોતાને રામભક્ત કહે છે, એ વિશેષણ સમઝવાનું છે આ પૂર્વે (પૃ. ૪૩૦-૩૪)માં આવેલા રામભક્તની સાથે કાવ્યશૈલી જોતાં એને કશો સંબંધ નથી.

કવિ વિષ્ણુદાસનું નામ ધરાવતું સં. ૧૬૫૬ની સાલનું એક સભાપર્વ મળે છે. વિષ્ણુદાસનું એક બીજું પણ સભાપર્વ મળે છે. સામાન્ય રીતે મૂળ મહાભારતની કથાને પ્રામાણિકપણે અનુસરી વિષ્ણુદાસે મહાભારતનાં ૧૫ પર્વ ગુજરાતી પદબંધમાં ઉતાર્યાં છે. ઉપર જે બે સભાપર્વનો ઉલ્લેખ કર્યો છે તેમાંનું પહેલું ૩૨ કડવાનું વિષ્ણુદાસની પદ્ધતિનું છે; અને નિર્વિવાદ એ વિષ્ણુદાસની કૃતિ છે. બીજું, સં. ૧૬૭૦ ની સાલનું ૨૦ કડવાંનું સભાપર્વ સ્વતંત્ર રીતે પ્રયોજાયેલું છે. એમાં એ ખૂબી છે કે વિષ્ણુદાસના જ નિશ્ચિત સભાપર્વને જોઈ પ્રસંગો ઊલટપાલટ આપી એ નાનું સભાપર્વ રચાયેલું છે; એથી એ કદાચ શિવદાસની કૃતિ સંભવી શકે એમ છે. એમાં કેટલેય સ્થળે વિષ્ણુદાસની છાપ આવે છે.[2] એ કાવ્યને અંત નીચે મુજબ પ્રાપ્ત થાય છે :

"સંવત સોળ સત્તર સે-બાર જેષ્ઠ માસનો મંગળવાર;
તે દીવસે આ કીધો ગ્રંથ, સાહ્ય તેને શ્રીભગવંત. ૨૧

1. ગુ. વિ. સ. હ. લિ. પુ. નં. નં. ૪૮૦

2. જુઓ સ્વ. ભા. નિ. મહેતા સંપાદિત એ કાવ્યની આવૃત્તિ.

"વૈસમપાએન કેહે જનમેજએ । પાંડવ વન અતીહાસ રે ।
દ્રુપદીસવર સાંભલે । પોહોચે મંનની આસ રે ॥૨૩॥

× + ×

શંવત ૧૬૭૩ વરખે મકર સંક્રાંતનો દીન રે ।
તે દાડે આરંભ કરો ને આંણાદ આણી પ્રેમ રે ॥૨૫॥
એક માસ માંહાં પૂરણા કથા થઇ । સમશ મંન અવીનાસ રે॥
શ્રીગુરૂચરણાકીપાએ કરી । બૂંધી આપી ભુધર વાસ રે ॥૨૬॥
બુધીમાંને આક્ષાંન કરૂં એ । આણી મંન આનંદ રે ।
દક્ષણ દશા વીજાપહોર માંહે કીધો એ પદબંધ રે ॥૨૭॥
કવી નાગર સ્થંભતીરથનીવાસી । કાંમેશરનો દાસ રે ।
સદા મત આપો હરી મુઝને । કેહે સેવક સીવદાસ રે ॥૨૮॥"

(કડવું ૨૬ મું)[1]

આ સિવાયનાં એનાં કામાવતીની, વાર્તા,[2] નરકાસુરનું આખ્યાન[3] (ર. સં. ૧૬૭૫), મૌશલવર્વ,[4] ચંડીનું આખ્યાન (ર. સં. ૧૬૭૭)[5] અને હંસા ચારખંડી (કામાવતી જેમ લોકવાર્તા)[6] એ કાવ્યો મળે છે, જે નિર્વિવાદ એનાં જ છે.

આમાં ચંડીનું આખ્યાન કવિની છેલ્લી કૃતિ જણાય છે, કેમકે એ પછીના વર્ષનું કોઈ કાવ્ય શિવદાસનું જાણવામાં નથી. ચંડીના આખ્યાનને અંતે તિથિવાર વગેરે નીચે મુજબ મળી આવે છે:

"પદ નવસેહે નેં શડતાલીસ ઓગણીસ કવસ ન્યેં કડવાં વીસ ॥૬૪॥
ચંડીપાઠ કરું આક્ષાંન પયંમ સસરયા શ્રીભગવાન ॥૬૫॥

---

૧. ફા. ગુ. સ. હ. લિ. પુ. નામા. ભાગ ૨ જો, પૃ. ૨૦૭. (આ કાવ્ય પ્રા. કા. ત્રૈ. માં ૭-૪માં છપાયું છે)

૨. છપાયેલી છે; ઘણી હાથપ્રતો મળે છે.

૩. ફા. ગુ. સ. હ. લિ. પુ. નં. ૨:૩ ખ વગેરે

૪. એજન, નં. ૧૦૩ ખ

૫. વડોદરા, પ્રા. વિ. ન. ૨૬૯૦-૭.

૬. "સાહિત્ય" માસિક, વર્ષ-૮-૯ માં છપાઇ છે.

એ ગુણ બ્રહ્માદેવ નવ જાંણે તે સીવદાસ કેઇ પેરચે વખાણે ॥૬૬॥
શ્રીગુરુ વ્યાસ ભુધર પદ વંદી અંબાચરીત્ર કહું આણુંદી ॥૬૭॥

× × ×

સાં. ૧૬૭૭ જાંણુ ઉત્તમ કથા કહી મનમાં આણ્યા ॥૭૭॥
આસો સુદ ૮ પાવંન પ્રથમ પ્રારંભ કરો રવી દીન ॥૭૮॥

× × ×

ગો ભ્રમ જંનની પોહેચ્યે આસ શ્રી રામભકત વરનવે શીવદાસ ॥૮૦॥"[1]

આ કૃતિમાં શિવદાસ પોતાને **રામભક્ત** કહે છે, એ વિશેષણ સમજવાનું છે આ પૂર્વે (પૃ. ૪૩૦–૩૪)માં આવેલા રામભક્તની સાથે કાવ્યશૈલી જોતાં એને કશો સંબંધ નથી.

કવિ વિષ્ણુદાસનું નામ ધરાવતું સં. ૧૬૫૬ની સાલનું એક સભાપર્વ મળે છે. વિષ્ણુદાસનું એક બીજું પણ સભાપર્વ મળે છે. સામાન્ય રીતે મૂળ મહાભારતની કથાને પ્રામાણિકપણે અનુસરી વિષ્ણુદાસે મહાભારતનાં ૧૫ પર્વ ગુજરાતી પદ્યબંધમાં ઉતાર્યાં છે. ઉપર જે એ સભાપર્વનો ઉલ્લેખ કર્યો છે તેમાંનું પહેલું ૩૨ કડવાનું વિષ્ણુદાસની પદ્ધતિનું છે; અને નિર્વિવાદ એ વિષ્ણુદાસની કૃતિ છે. બીજું, સં. ૧૬૭૦ ની સાલનું ૨૦ કડવાંનું સભાપર્વ સ્વતંત્ર રીતે પ્રયોજાયેલું છે. એમાં એ ખૂબી છે કે વિષ્ણુદાસના જ નિશ્ચિત સભાપર્વને જોઈ પ્રસંગો ઊલટપાલટ આપી એ નાનું સભાપર્વ રચાયેલું છે; એથી એ કદાચ શિવદાસની કૃતિ સંભવી શકે એમ છે. એમાં કેટલેય સ્થળે વિષ્ણુદાસની છાપ આવે છે.[2] એ કાવ્યનો અંત નીચે મુજબ પ્રાપ્ત થાય છે :

"સંવત સોળ સત્તર સે-બાર જ્યેષ્ઠ માસનો મંગળવાર;
તે દીવસે આ કીધો ગ્રંથ, સાહ્ય તેને શ્રીભગવંત. ૧૧

૧. ગુ. વિ. સ. હ. લિ. પુ. નં. નં. ૪૮૦

૨. જુઓ સ્વ. બા. નિ. મહેતા સંપાદિત એ કાવ્યની આવૃત્તિ.

મુજને છે પ્રભુ તમારી આશા, હરિ રાખજો ચર્ણની પાસે;
મારા છોડજો જન્મના પાશ, બેઉ કર જોડી કહે વિષ્ણુદાસ.૧૨"[1]
(કડવું ૨૦ મું)

કવિ શિવદાસે મોશલપર્વ પણ રચેલું છે. એની શૈલી અને સંક્ષિપ્તતા સાથે સરખાવતાં સભાપર્વ શિવદાસનું હોવાની સંભાવના છે. ગમે તે કારણથી પાછળથી શિવદાસને બદલે "વિષ્ણુદાસ" ની છાપ આવી ગઈ છે, પણ એ વિષ્ણુદાસની કૃતિ સર્વથા નથી.

આવો ગોટો દ્રૌપદીહરણની પ્રતમાં થયો છે, તે જ પ્રમાણે ચંડી આખ્યાનની પ્રતમાં થયો છે:

(૧) દ્રૌપદીહરણ :

"કવિતા નાગર સ્તંભનિવાસી શ્રીરામચંદ્રનો દાસ,
સદા ભક્તિ આપે હરિ તાહરી કહેશે વિષ્ણુદાસ"[2]

(૨) ચંડી આખ્યાન :

"કવિ વિષ્ણુદાસને મુખ વાણી કથા કરી મેં આનંદ આણી,
કવિ નાગર શાયણી-તીશ્યનાસ શ્રી શંમઝંન કહે વીશણુનુદાસા[3]"

આમ છતાં સભાપર્વ જો શિવદાસનું ન સ્વીકારવું હોય તો, એ એવા કોઈ અજ્ઞાત વિષ્ણુદાસનું સ્વીકારવું જોઈયે કે જે મહાભારતનાં ૧૫ પર્વોને ઉતારનારા ખંભાતવાસી વિષ્ણુદાસથી જુદો હોય. ર. સં. ૧૬૧૭ જો સાચો જ હોય તો (કે જે કોઈપણ રીતે નથી જ, તોયે) એવા કોઈ પૂર્વકાલીન વિષ્ણુદાસને આપણે ખોળવો જોઇયે; જેને માટે નજર ભાલણસુત વિષ્ણુદાસ (સં. ૧૫૭૫ માં હયાત) ઉપર જાય. મુશ્કેલી માત્ર એટલી છે કે ખંભાતવાસી વિષ્ણુદાસના સભાપર્વને જોઈ દરેક પ્રસંગ ઊલટપાલટ આપવાનો પ્રયત્ન કરવામાં આવ્યો છે, વળી જ્યાં ખંભાતના વિષ્ણુદાસના સભાપર્વમાં દોહરી ચાલ

---

૧. એજન, પૃ. ૫૮

૨. જલં. આ. પ્રસ્તા. પૃ. ૩૩ અને અને વિષ્ણુદાસ પૃ. ૩૬

૩. ફા. ગુ. સ. હ. લિ. પુ. નં. ૭૩-૬ (નામા. ભાગ ૨જો, પૃ. ૧૧૮)

હોય ત્યાં શંકાસ્પદ સભાપર્વમાં ચોપાઈ અને પહેલામાં ચોપાઇ હોય ત્યાં બીજામાં દોહરી ચાલ લેવામાં આવેલી છે આ જોતાં નામ-પલટાની શકયતા છે. વળી નાકરના સભાપર્વને પાછલું સભાપર્વ મુખ્યત્વે અનુસરે પણ છે, એટલે સં. ૧૬૦૧ માં નાકરે રચેલા વિરાટપર્વમાંના આરમ્ભના સભાપર્વને કવિએ જોયેલું પણ છે, આ જોતાં ર. સં ૧૬૧૭ ખોટો છે; અને એ "સંવત સોલ સિતેર" હોય એ વધુ શક્ય છે. અને સ્વ. રામલાલ મોદીએ એ સં ૧૬૭૦ હોવાનું સિદ્ધ કરી આપ્યું જ છે. અને એમ શિવદાસની કૃતિ હોવામાં અનુકૂળતા આવી રહે છે આ સભાપર્વમાંની શિવદાસની વિમત પણ પાછલા કોઈ વિષ્ણુદાસમોહીએ કાઢી નાખી જણાય છે, જેથી શિવદાસનાં બીજાં કાવ્યો જેવો પરિચયાત્મક અંત આમાં મળતો નથી

વિષ્ણુદાસ અને શિવદાસ સહાધ્યાયી હોવાનું કહેવાય છે[૨]; પણ બંનેનાં કાવ્ય જોતાં વિષ્ણુદાસની ઉત્તર વયમાં શિવદાસ કાવ્યરચન કરતો જણાય છે. શિવદાસનો ગુરુ ભૂધરવ્યાસ છે તે મધ્યકાળમાં (સં. ૧૬૪૬ માં) વિષ્ણુદાસનો ગુરુ[૩] ખરો; પણ તેથી એક પાટલીએ બેસી ભણ્યા સંભવતા નથી; ગુરુભાઈ ખરા, સહાધ્યાયી નહિ

અને કદાચ પૂર્વે મારા તરફથી સંભાવના કરવામાં આવી છે[૪] તેમ ભૂધરવ્યાસની આજ્ઞાથી જ વિષ્ણુદાસથી સરસો થવા જ શિવદાસે સં. ૧૬૬૭ માં કાવ્યપ્રવૃત્તિ શરૂ કરી છે. અને સમયનો વિચાર કરતાં પણ "એ બે કવિઓ બાળસ્નેહી હતા"[૫] એ કદાપિ સંભવી શકે એમ નથી, કેમકે વિષ્ણુદાસની કાવ્યપ્રવૃત્તિ સં. ૧૬૨૪-૧૬૩૪ થી શરૂ થાય છે, ત્યારે આ શિવદાસની ૫૦ કે

---

૧. જાલં. આખ્યા. પ્રસ્તા. પૃ ૩૮
૨. ગુ. સા. માર્ગ. સ્તંભો, પૃ. ૯૯
૩. જુઓ, આ પૂર્વે પૃ. ૩૩૭
૪. આ પૂર્વે પૃ. ૩૨૮
૫. વિષ્ણુદાસ, પૃ. ૩૬

૪૩ વર્ષ પછી સં. ૧૬૬૭ માં શરૂ થાય છે; એ ગાળો કાંઇ ઓછો નથી. દ્રૌપદીસ્વયંવરમાં "શિવદાસ" ને બદલે "વિષ્ણુદાસ" ની છાપ મળ્યા માત્રથી બંનેને બાળસ્નેહી ઠરાવી શકાય એમ નથી, કેમકે એવી છાપો તો ભળતી બદલાઇ જાય છે.[1]

"હંસા ચારખંડી" એ નામનું એક મોટું કાવ્ય "સાહિત્ય" માસિકનાં વર્ષ ૭, ૮, ૯ માં છપાયેલ છે; એમાં "શિવદાસ" ની છાપ મળે છે. આ કાવ્યના આદિ અંતમાં ક્યાંય પણ પોતાનાં બીજાં કાવ્યોમાં જેમ આપે છે તેવો પરિચય મળતો નથી. કાવ્યને અંતે કવિ નીચે મુજબ જણાવે છે :

"ચાર ખંડ કવ્યા બહુ મળી, સંપૂરણ થઇ **હંસાવળી,**
કવિતા કવિ કહે **શિવદાસ,** સાંભળે તેને વૈકુંઠવાસ. ૨૫
સવત **ચ ર ચોવીસે**(?) વળી, તે દહાડે કહી **હંસાવળી;**
ચોપાઈ તેરસેં બાસટ સોએ, ગાહા ચાર, કવિત ત્રણ જોએ. ૨૬
શ્લોક ચાર કહું હું વળી, સંપુરણ થઈ **હંસાવળી:**
છપ્પન અગીઆર સંપૂરણ જોય, કહે **શિવદાસ** બોલો હરી સૌ કોય."[2]

હંસાવલીની બે પ્રકારની વાર્તાઓ લોકસાહિત્યમાં પ્રાપ્ત થાય છે; જેમાં અસાઇતે હંસાને નરવાહન રાજાની પત્ની કહી કથ આપી છે, જ્યારે મધુસૂદન વ્યાસે વિક્રમકુમારની પત્ની કહી જુદી જ રીતે કથા આપી છે. આમાંની અસાઇતવાળી કથાને અનુસરી "હંસા–ચાર ખંડી" રચવામાં આવી છે. ૧૩૬૨ કડીની આ કૃતિના રચ્યાવર્ષમાં ભૂલ જણાય છે. "સંવત ચાર ચોવીસ" ૪૨૪ એ સંભવિત નથી; કેમકે શિવદાસનો કવનકાળ સં. ૧૬૬૭+૧૬૭૭ નિશ્ચિત છે. અને તિથિવાર મહિનો આપેલાં નહિ હોવાથી સાચું વર્ષ શોધી પણ શકાય એમ નથી. અને બીજા કોઈ પ્રાચીનની એ કૃતિ ન હોય તો શિવદાસની હોઈ શકે. પણ સંભવિત છે કે એણે કામાવતીની વાર્તા લખી

---

૧. આ પૂર્વે પૃ. ૪૪૦

૨. સાહિત્ય–વર્ષ ૯ મું, પૃ. ૭૨

હોવાથી હંસાવળીની વાર્તા પણ જૂના સાહિત્યને આધારે રચી હોય. શામળ પૂર્વેનાં લોકકાવ્યોમાં શિવદાસની આ કૃતિ મોટામાં મોટી છે; લાંબી હોવા છતાં કંટાળો ન ઉપજાવે એવી છે. નીચે અવતરણોમાં એનો અલ્પાંશે પણ પરિચય રહેશે.

હવે અહીં શિવદાસની કૃતિઓની કાલાનુક્રમણી નીચે મુજબ સિદ્ધ આપી શકાશે :

| | કૃતિ | રચ્યાવર્ષ |
|---|---|---|
| ૧. | પરશુરામનું આખ્યાન | સં. ૧૬૬૭ |
| ૨. | બાલચરિત્ર | ,, |
| ૩. | જાલંધર આખ્યાન | ,, |
| ૪. | એકાદશીમાહાત્મ્ય | સં. ૧૬૭૦ |
| ૫. | સભાપર્વ | ,, |
| ૬. | ડાંગવનું આખ્યાન (વિજાપુરમાં રચ્યું) | સં. ૧૬૭૨ |
| ૭. | દ્રૌપદીસ્વયંવર ( ,, ) | સં. ૧૬૭૩ |
| ૮. | ચંડી આખ્યાન | ... |
| ૯. | શિવવિવાહ | ... |
| ૧૦. | મૌશલપર્વ | ... |
| ૧૧. | કામાવતીની વાર્તા | ... |
| ૧૨. | હંસા-ચારખંડી | ... |

આમાં જાલંધરઆખ્યાન ત્રણ જ દિવસમાં વેગમાં "બાલચરિત્ર" ની જેમ રચી કાઢ્યું છે. તેથી એ જ વર્ષમાં રચ્યાની સંભાવના કરી છે છેલ્લી ચાર કૃતિઓની રચ્યાસાલ નથી મળતી, પણ એમાંની છેલ્લી બે શિવદાસની છેલ્લી કૃતિઓ હોવાની સંભાવના છે. પૌરાણિક કાવ્યોમાં ન મળેલા સફળતાએ કદાચ એણે લોકવાર્તા પસંદ કરી એ બે કાવ્યો લખી નાખ્યાં હોય તો અસંભવિત નથી; તેમ એ કૃતિઓમાં પણ પ્રૌઢિ દેખાય છે અહીં આપણે શિવદાસનાં કાવ્યોમાંથી થોડાં અવતરણ જોઇયે. કવિ તરીકે શિવદાસ પાસેથી આપણે ઝાઝી આશા રાખી નથી શકતા, છતાં પણ એણે સ્વતંત્ર પ્રયત્ન કર્યો છે અને તેથી ક્યાંક ક્યાંક કવિતાના ચમકારા

દેખાઈ જાય છે એનું ૧ લું આખ્યાન પરશુરામનું આખ્યાન જ લઇયે. એ ચાલુ દેશીઓમાં રચાયેલું કાવ્ય છે. એમાં શરૂનાં કડવાં ૧–૨ માં છપ્પય આવી જાય છે. દેશીબંધમાં આ વિવિધતા નવી જેવી છે. ૧ લા કડવાને અંતે જુઓ :

પૂર્વછાયો

"કરો કરૂણા ગણરાજ, આજ મતિ આપો મુજને.
હુ બાળક બુદ્ધિહીન, વિનતિ કરૂં છું તુજને.
પ્રથમ કથા પ્રારંભ, શંભુસુત પૂરણ કરજે;
કહે ઋષિ વેશંપાયન રાય તું ચિત્તમાં ધરજે.
મહાભારતની કહું કથા પાંડવગુણ ગાઉં ફરી
કર જોડી શિવદાસ કહે, કહું રામગ્રી રાગે ફરી."[૧]

કડવાને અંતે નવા કડવામાં ગાવાના રાગનો નિર્દેશ, એ પણ શિવદાસમાં તદ્દન નવીન જ વસ્તુ છે કવિ વર્ણન આપવા લલચાય છે, પણ વેગ નથી સાધી શકતો. સહસ્રાર્જુન જમદગ્નિને ત્યાં જમદગ્નિનું હાસ્ય કરવા આવે છે તે વખતે :

"જોતર્યા હય રથે સુંદર, વાસવ સમા રાજન;
પૂંઠે રહ્યું દળ ઘનઘટા સમ, વિસ્મય થાય દેખતાં મન. ૩
ગજ લક્ષ એક મદ સબળ ઝરતા, હીરાજુલ ઘંટાઘોર;
પાખર મુખમલ સકલ અંબાડી, સબળ શોભે શોર. ૪
રથ કોડ છત્ર ધ્વજ ઝળકે, સેનનો નહિ પાર;
ઊંટ ખર વેસર ઘણાં માંહિ વ્યાઘ્ર સિંહ શ્રીકાર. ૫
ત્યાં વજ્યા ઘા નિશાનના બહુ વિવિધ પેર વાજીત્ર;
અશ્વ ઉપર ત્રંબાળુ ગાજે શોભતાં શિર છત્ર. ૬
પટક્ષવન ને પાલખી માંહી યોષિતાનાં વૃંદ;
કનકમણિ ભૂષણ ભલાં, શકે મુખકમલ કે ચંદ "[૨]

આમ સાદી કવિતા જ મળે છે; ધારે તો આમાં ચમત્કૃતિ લાવી શકે.

બંધની દૃષ્ટિએ નવમા કડવામાં સામેરીમાં દોહરા અને ચાર પંક્તિ ચોપાઈની એમ ટુકડે બંધ આપ્યો છે, જે નરસિંહની ચાતુરી છત્રીશીનો ખ્યાલ આપે એવો છે.

---

૧. એજન, પૃ. ૧૫ ૨. પ્રા. કા. ત્રૈ. ૭–૪, પૃ. ૨

ત્રણ ત્રણ દિવસમાં રચી કાઢેલાં ભાગવત દશમસ્કંધ-પૂર્વાર્ધના સારરૂપ એનાં બાલચરિત્ર અને પદ્મપુરાણાનુસારી જાલંધર આખ્યાનમાં પછીનું કાંઈક ઠીક છે; બેશક એ ભાલણના જાલંધર આખ્યાન અને વિષ્ણુદાસને નામે ચઢેલા જાલંધર આખ્યાન કરતાં ક્યાંય ઊતરતી કોટિનું છે. કવિ પ્રાગજ્યોતિષપુરનું વર્ણન આપતાં કહે છે :

"પ્રાગજ્યોતીકપૂર સૂદર પર્વત સાર રે ।
વર દૂરગા સત્ય કરતા રે રહિ ॥
ઢાલ—પ્રથમ કોટ પાખાણ તણો રે બીજિ જલમાહામાંન્ય ।
ત્રીજો ગઢ હૂતાશંન જ્વાલા ગંગન્ય સમંન્ય ॥૨॥
ચોથો ગઢ વીરિમ અતી વારૂં સર્પ ઘણાં રખવાલ જી ।
કો ગગન વીખિથી વિરી આવે તો ત્રૂટી પડિ ગ.લ જી ॥૩॥
દૂરગ પંચમિ મોર દાંનવ રણ કરિ રણુદાસ જી ।
સાઠ સહિસ્ત્ર દાંનવ રણ કરિ દલ પૂઠિ જલ માંહિ તેહનુ વાસ જી ॥૪॥
કનક તણો છઠો ગઢ તે સૂરજ્ય-તેજ સમાન્ય જી ।
સપ્ત ધાતુનો દુર્ગ સાતમો સુણ પરીછત રાજાન જી ॥૫॥
ચોદ પોલ ચોરાશી ચૌહોટાં બાર યોજાંન પૂર વાસ જી ।
સોભા સબલ ભૂંવન કેરી જાંણે ગીર કૈલાસ જી ॥૬॥
ધિરિ ધિરચ માનની મંગલ ગાવિ તલીઆ તોરણ લિહિકિ ।
ભૂંવન ભૂંવન કસ્તુરી કર્દમ પુષ્પ સુગંધ બહિત્ર બિહિકિ જી ॥૭॥
ત્યાંહાં વાપી કૂપ સરોવર પુરણ હાસ કોકીલા બોલીજી ।
માહિ ભાત્ય ભાત્યના કમલ નીકાસિ પવંન લિહિરથી ડોલિજી ॥૮॥
વરણ અઢાર વસિ ત્યહ વાસિ નરકાસુરની આણ જી ।
સરવ આધીન થયા પાપીના રિહિવૂં પુરમાહિ નીરવાંણ્ય જી" ॥૯॥[1]

સં. ૧૬૭૦ની કૃતિઓ સભાપર્વ અને એકાદશીમાહાત્મ્યમાં સભાપર્વ કાંઈક ઠીક છે. એમાં વર્ણનમાં એણે સ્વાતંત્ર્ય લીધું છે અને મૂળ મહાભારતથી દૂર પણ ગયેલ છે, છતાં વર્ણનની દૃષ્ટિએ સાવ કાઢી નાખવા જેવું નથી અને પ્રેમાનંદે આ સભાપર્વમાંની કેટલીએક કડીઓનો ઉપયોગ એના ગનાતા સભાપર્વમાં કર્યો પણ છે; એ જોતાં

1. વિ. સ. હ. લિ. પુ. નં. ૪૮૯ (કડવું ૧૧મું, પૃ. ૧૭-૧૮)

રોચક તત્ત્વ હોવાને પુષ્ટિ પણ મળે છે. ૩ જા અને ૪ થા કડવામાં એણે સભાનું વર્ણન સારું આપ્યું છે :

"દ્વારપાલને કેમ વર્ણવું, તે મણિ તણાં ત્યાં કામ ।
ભોમ કહું રે નીલમણિની, ને પીતમણિનાં ઠામ. ૨
જલ સ્ફાટિક મણિનું કીધું લહેર આવે જેહ.
ઉજ્વલ મણિનાં કામ કીધાં, મહેલ માંહ ત્યાંહ. ૩
કુંકુમ તણું ત્યાં સુગંધ જોઇ, અજબ કર્યું ત્યાં કામ;
કેહ પેરે વર્ણવું સભાને સર્વ સ્થિર ઠામ. ૪
બારી મૂકી પીતમણિની, ઉપર ટપકાં લાલ;
અનેક જાળીયાં મણિ તણાં, હીરા ત્યાં રસાલ. ૫
જળ હોયે ત્યાં સ્થળ દેખે, સ્થળ હોય ત્યાં જળ;
એવી રચના કીધી સભાની, સાંભળ તું ભૂપાલ. ૬
કેઇ પેરે વર્ણવું સભાને, કેશીશડાં જડાવ;
એક રમત ત્યાં એવી કીધી સભાની, જોઇ ઇંદ્રાસન પર નહિં ભાવ."૭[1]

વગેરે વર્ણન પણ ઠીક ઠીક કર્યું છે વિષ્ણુદાસ કરતાં આમાં સ્વતંત્રતા છે, એટલે જરા વિશેષ આનંદ આવે છે. એવું જ દ્રૌપદીસ્વયંવર વાંચતાં પણ. ડાંગવાખ્યાન અને મૌશલપર્વ એટલાં આકર્ષક નથી જ.

પણ શિવદાસની ઉપયોગિતા ગુજરાતી સાહિત્યમાં તો એની કામાવતી અને હંસા–ચારખંડી એ બે લોકકથાઓથી છે. એને જે કાંઇ યશ મળે એમ છે તે આ બે લોકકથાઓને કારણે જ. ખૂબી તો એ છે કે નામભેદથી પ્રાયઃ બંને કથાઓનું વસ્તુ એક સરખું છે અને એમાં કવિને સફળતા મળી છે. એની વર્ણનશક્તિ આમાં ખીલેલી માલૂમ પડે છે. કામાવતીના આરંભમાં કામાવતીનું કવિ વર્ણન શરૂ કરી દે છે :

"રૂપવિચક્ષણ કન્યા સોય, જોતાં જ્વલ્લે આવે કોય;
ગુણ ગાયે સુર કિન્નર સોય, તે સરખી કોઇ ભૂતલ ન્હોય ૪

---

૧. સભાપર્વ, પૃ. ૮–૯ (કડવું ૪થું)

પાયે કમળ શોભે બેઉ ચર્ણ, પદ્મ ચાલતાં પડે ઘર્ણ,
મુખમણિ તારાજ્યોત સમાન, કાયા કનક તણી છે વાન. ૫
પગપાની બેઉ કુમકુમ રંગ, અતિ સુંદર સોભે સર્વાંગ;
કદળીસ્થંભ યુગ્મ જંઘા ખરી. સિંહલંકી શોભે સુંદરી. ૬
નાભિકમલ અતિ શોભે ઘણું, કરણ તે બત્રીસલક્ષણું;

× × ×

ભુજ બેઉ ગજ સુંઢ સમાન, પરોંચો ચંપક ફૂલ સમાન;
આગલી પુષ્પ કહેરી જસી, હથેલી રેખા રહી છે હસી." ૮

વગેરે પૂર્વકવિઓ પ્રમાણેનું વર્ણન ઉચ્છિષ્ટ છતાં નવા જેવું લાગે છે.

આ કથામાં પુરુષદ્વેષિણી સ્ત્રીઓ લોકમાં હોવાનું ચીતરવામાં આવ્યું છે. ખરેખર આ વસ્તુ હશે કે નહિ એ શંકાસ્પદ છે. હંસાચારખંડીમાં પણ પૂર્વની અસાઈતની હંસાઉલીને અનુસરી પુરુષદ્વેષિણી હંસાઉલી બતાવવામાં આવી છે. આ બન્ને લોકકથાઓ કેટલાક સામાજિક વિષયો ઉપર પ્રકાશ પાડે એવી છે. મોડેથી વીરજીએ પણ કામાવતીની કથા ઉતારી છે. અને આવી લોકકથાઓ અન્ય કવિઓએ પણ સાધી છે. છેલ્લો એવો શામળ છે.

કાવ્યબંધની દૃષ્ટિએ પણ બંને કાવ્ય ઉપયોગી છે, કેમકે નષ્ટ થવા બેઠેલા પ્રબંધ-પવાડા-પ્રકારનું આમાં પુનરુજ્જીવન છે. મુખ્ય ચોપાઈ અને વચ્ચે વચ્ચે પૂર્વછાયા-મથાળે દોહરાઓથી આ બંને કાવ્ય બંધાયેલાં છે. આમાંનું કામાવતી સળંગ કાવ્ય છે, જ્યારે હંસાને ચાર ખંડમાં વિભક્ત કરવામાં આવ્યું છે.

ભાષાની દૃષ્ટિએ શિવદાસના જાલંધરઆખ્યાનનાં અવતરણ જોતાં એમાં મધ્ય. ગુજ.ની ૪થી ભૂમિકા મળે છે. શિવદાસનાં કાવ્યોની નકલો ખૂબ મળે છે, એ જોતાં એનાં કાવ્યોનો પ્રચાર ખૂબખૂબ થયો દેખાય છે અને એને કારણે જ જૂની હાથપ્રતો પરથી નવી હાથપ્રતો થતાં જૂની હાથપ્રતો નષ્ટ થઈ લાગે છે; માત્ર જાલંધર આખ્યાનની જૂની પ્રત સચવાઈ રહી છે.

[ **નોંધ** : એક વસ્તુ તરફ ધ્યાન ખેંચવા દિલ થાય છે. તે એ કે સ્વ. રામલાલ ચુ. મોદીએ ગુજ. વિ. સ. ને માટે જાલંધરઆખ્યાન સંપાદિત કરી આપ્યું, એમાં એમને જૂની પ્રતોમાંસં. ૧૭૨૬ અને સં. ૧૭૩૮ ની અનુક્રમે ग અને क સંજ્ઞાવાળી હાથપ્રતો મળી હતી તેમાંથી સં. ૧૭૩૮વાળી પ્રતને આધારે એમણે કાવ્યનું સંપાદન કર્યું છે. गનાં પાઠાંતર જોતાં માલૂમ પડે છે કે એમાં મધ્ય. ગુજ. ની ચોથી ભૂમિકાનું સ્વરૂપ વ્યક્ત થાય છે; એ અશુદ્ધ હોવાને કારણે નવી ભાષાવાળી હાથપ્રતને પ્રમાણ માની ચલાવવાથી શિવદાસના સમયની સાહિત્યકીય ભાષામાં આપણે કાવ્ય સંપાદિત થયેલું મેળવી નથી શકતા. સ્વ. રામલાલભાઈનો ઉદ્દેશ સર્વભોગ્ય આવૃત્તિ આપવાનો હોય એમ લાગે છે, અને તેથી એમણે સ્વીકારેલો માર્ગ અવગણ્ય નથી; આમ છતાં ભાષાના ક્રમિક વિકાસમાં એ સંપાદનની ઉપયોગિતા નથી થતી, એ ભાષાપ્રેમીને દુઃખદ વિષય છે. क પ્રતમાં ખૂબ ફેરફાર થયેલ છે, એમ સંપાદનને નીચેની પાદટીપો સાથે સરખાવતાં જણાય છે. ઉપર મેં સં. ૧૭૩૨ની પ્રતનો ઉપયોગ કર્યો છે. ]

શિવદાસમાં પ્રતિભા ન છતાં **આખ્યાનયુગ**માં વિષ્ણુદાસની પછી પ્રેમાનંદના પુરોગામીઓ ભાઉ અવિચલ માધવદાસ વગેરેની વચ્ચેની એ કડી સાંકળી આપે છે. અને પૌરાણિક આખ્યાનકાળને અવિચ્છિન્નતા અર્પે છે. અને એણે ઝડપથી કવિતા લખવાનું માંડી વાળી સારી કવિતા આપવા લક્ષ્ય રાખ્યું હોત તો વિષ્ણુદાસ કરતાં વધુ દીપી ઊઠત, કેમકે એનામાં નવસર્જનની શક્તિ વિષ્ણુદાસ કરતાં વધુ સારા પ્રમાણમાં હોવાનું એની નિર્માલ્ય જેવી લાગતી કૃતિઓમાંથી પે ક્યાંક ક્યાંક દેખાઈ આવે છે.

ચારતસામગ્રી :


૧. બ. કા. દો. ભાગ ૪ થો, (ગુજ. પ્રિ. પ્રેસ–મુંબઈ)

૨. પ્રા. કા. ત્રૈમાસિક–વર્ષ ૩ અને ૭ ના અંકો ૪ થા. (સ્વ. હ. ગો. કાંટાવાળા–સંપાદિત)

૩. સાહિત્ય-માસિક, વર્ષ ૭-૮-૯ (સ્વ. છ ગો. કાંટાવાળા)
૪ ગુ. સાહિ.ના માર્ગ. સ્તંભો. દી. બ કૃ. મો. ઝવેરીકૃત.
૫. Guj & its Lit. by K. M. Munshi
૬. જાલંધરઆખ્યાન-સં. સ્વ.રામલાલ ચુ.મોદી(ગુ. વિ. સ.અમદાવાદ)
૭. કામાવતી-સ્વ મગનલાલ દ.જોશી અને નાથાલાલ ગો.શાસ્ત્રીસંપાદિત
૮. સભાપર્વ વગેરે-સ્વ. ભાનુસુખરામ નિ. મહેતાં સંપાદિત
૯. મહાભારત-પદબંધ, ભાગ ૧લો, (કે. કા. શાસ્ત્રી સંપાદિત, ફા. ગુ. સભા, મુંબઇ)
૧૦. મધ્ય યુગનો સાહિત્ય પ્રવાહ-ગુ. સાહિત્ય સંસદ, મુંબઇ

# રતનિયો

[ વિ. ૧૭ મા શતકનો ઉત્તરાર્ધ ]

"બુદ્ધિપ્રકાશ" વર્ષ ૯૦-અંક ૨ જા માં છપાયેલી એક માત્ર "હૂંડી" ઉપરથી જાણવામાં આવેલો "રતનિયો" ક્યારે થઇ ગયો એ નક્કી કહી શંકાતું નથી. એની એ હૂંડીના અંતભાગમાં માત્ર એનો ટૂંકો નામનિર્દેશ છે:

"એ હૂંડી રામો રતનીઓ ગાય, સુણે સાંભલિ તેહનાં પાતિક જાય;
એ પદ મહિમા રતનીઈ કહ્યો, લખચોરાસી ફેરા ફરતો રહ્યો. ૨૬"[1]

'રતન' નામના, ગુજરાતી ભાષામાં સાહિત્યરચના કરનારા કેટલાક કવિઓ થઇ ગયા છે. "દ્રૌપદીચીરહરણ" તથા "વિભ્રંશી રાજાનું આખ્યાન"નો કર્તા રતનજી, "ચેલૈયા આખ્યાન"નો કર્તા રતનદાસ, તથા "મહિનાઓ"નો લખનાર ખેડાનો ભાવસાર રતનો; આમાંનો કોઈ આ 'હૂંડી'નો કર્તા થઈ શકતો નથી. 'હૂંડીની' હાથપ્રતની ભાષા-ભૂમિકાનું સ્વરૂપ કર્તાને સં. ૧૬૭૫-૧૭૦૦ થી

1. બુદ્ધિપ્રકાશ, પુ. ૯૦, પૃ. ૧૦૪

વહેલું જવા દે એમ નથી. આ કાવ્યમાં મધ્ય. ગુજ. ની ૪ થી મિશ્ર ભૂમિકાનું સ્વરૂપ સચવાઈ રહેલું છે:[૧]

માત્ર ૨૬ કડીઓના આ કાવ્યમાં 'હૂંડી'ની કથાવસ્તુ સિવાય બીજો કશો જ પ્રતિભાગત ચમત્કાર નથી. વિષ્ણુદાસની 'હૂંડી' સાથે સામ્ય જોવાનું દિલ થાય, પણ એવા સામ્યમાં કશી સ્પષ્ટ પ્રતીતિ થતી નથી. લહિયો જૈન હોઇ ક્વચિત્ અ+ઇ જુદાં સાચવતાં પણ રૂપ મળી આવે છે. આ દૃષ્ટિએ આ કાવ્યની વાચના ઉપયોગી છે. નમૂના તરીકે-

"અમારા નગરમાં છે નરસિંહ, હૂંડી તુમ્હારી કરસ્યે' સહી;
જે હૂંડી મહિં તો નરસિંહ કરઇ, તે હૂંડી નવિ પાછી ફરે'. ૫
એહનઇ ઘરિ ધન નેં અન તે અપાર, વેગિ જાઓ, મ લાઓ વાર.'
વચન સાંભલી ચાલી ગયા, 'રામ રામ' કરી ઊભા રહ્યા. ૬"

આમાં 'ધરે' (૪) સાથે 'ઘઇર' (૧૯) ઘરિ (૨૨) જેવાં રૂપ પણ લહિયાને હાથે પ્રયોજાયાં છે; 'કરઇ' (૫) સાથે 'કરે' (૧) રૂપ પણ મળે છે. જો કવિએ જ જૂનાં રૂપ પ્રયોજ્યાં હોય, ને અર્વાચીન રૂપ લહિયાને હાથે થયાં હોય તો કવિનો સમય સં. ૧૬૫૦ થી પણ પૂર્વે-કદાચ વિષ્ણુદાસની પણ પૂર્વે જાય. કવિ નામદેવ અને ત્રિલોચનનું નામ આપે છે, પણ એનાથી એના સમય ઉપર કાંઈ પ્રકાશ પડી શકતો નથી. એટલું જ કહી શકાય કે લોકમાં ખૂબ પ્રચલિત કથાનક સાદી ભાષામાં-કશા ચમત્કાર વિના કવિએ જોડયું છે.

ચરિતસામગ્રી :

૧. બુદ્ધિપ્રકાશ; પુ: ૯૦; એપ્રિલ-જૂનનો અંક, પૃ. ૧૦૧-૧૦૪, પ્રો. ભો. જે. સાંડેસરાનું સંપાદન

---

૧. વિજયદાનસૂરીશ્વરજી જ્ઞાનમંદિરની પ્રત.-બુ. પ્ર. પૃ. ૧૦૧

## ભૂધર

[ સં. ૧૬૭૫માં હયાત ]

ભૂધર કરીને ખંભાતના એક ઔદુંબર બ્રાહ્મણનું સં. ૧૬૭૫માં રચેલું હરિશ્ચંદ્રાખ્યાન મળી[1] આવ્યું છે. ભૂધર કોણ હતો એ વિષયમાં કાંઇ નિશ્ચયપૂર્વક કહી શકાતું નથી. એક ભૂધર વ્યાસ ખંભાતના વિષ્ણુદાસ અને શિવદાસનો ગુરુ હોવાનું જાણીતું છે[2] તે જ આ હોય તો સંભવી શકે એમ છે. આ કાવ્ય પ્રસિદ્ધ નહિ હોવાથી એ વિષયમાં વધુ માહિતી મેળવી શકાતી નથી.

ચરિતસામગ્રી :

૧. જાલંધર આખ્યાન–પ્રસ્તાવના, સ્વ. રામલાલ ચુ. મોદી કૃત (ગુ. વિ. સ. પ્રકાશન, અમદાવાદ)

## કૃષ્ણદાસ

[ સં. ૧૬૭૩–૧૭૦૧માં હયાત ]

કૃષ્ણ નામના ઘણા કવિઓ થયા છે; ઘણી કૃતિઓ એ નામની છાપવાળી મળે છે. આમાંથી કઈ કૃતિ કયા કૃષ્ણદાસની છે એ જાણવું મુશ્કેલ થઈ પડે છે. એક કોઈ જાદવસુત કૃષ્ણનું[3] સં. ૧૭૧૧માં રચેલું "રુક્માંગદ આખ્યાન" મળે છે; જ્યારે એક ગુરુ ગોવિંદદાસના શિષ્ય કૃષ્ણદાસનું ચંદ્રહાસાખ્યાન સં. ૧૬૮૪માં રચેલું મળે છે.[4] મામેરું

---

૧ જાલં. આખ્યાન, પ્રસ્તા. પૃ. ૨૪

૨. જુઓ આ પૂર્વેના ઉલ્લેખો, પૃ. ૩૩૧ વગેરે.

૩. ગુજ. પ્રેસ.માં એના રુક્માંગદ–આખ્યાનની એક પ્રત સં. ૧૭૧૪માં રચેલી અને સં. ૧૮૨૯માં નકલ થયેલી છે.

૪. ગુજ. પ્રેસ (મુંબઇ)ઉપરાંત નડિયાદ ડાહીલક્ષ્મી લા.માં પણ એકપ્રતછે.

અને હૂંડી એ તો પ્રસિદ્ધ કાવ્યો છે. આ કાવ્યો અનુક્રમે સં. ૧૭૦૧ અને ૧૭૦૩માં રચ્યાં છે એમ મનાય છે.[૧] આ બંને કાવ્ય છપાઈ ગયાં છે,[૨] એક નાનું રુક્મિણીહરણ હમચડી) પણ છપાયેલું છે.

સં. ૧૬૭૮માં રચાયેલું એક શિવદાસસુત કૃષ્ણદાસનું ચાંપાનેરમાં રચેલું "સુદામાચરિત" પણ મળે છે.[૩] આ કવિ ખડાયતો બ્રાહ્મણ હતો. એણે તો એ કાવ્યમાં પોતાનો થોડો પરિચય પણ આપ્યો છે. એ જણાવે છે કે—

"સંવત **સોલ ત્રોહોતરો**, વરષ ભાદરવા માસ,
શુક્લપક્ષ દીન નવમી, શનિવાર કીધુ રાસ.
વાસ લુણ માંહી **ખડાયતા** કુલી જનમીયુ **શીવદાસનુ સુત** ત્યાંહાં.
પદ વિસિ પનર પુરાં કડવાં તેર
ત્રણ રાગી રાસ કીધુ ગયો હુ **ચાંપાનેર**"

(કડવું ૧૫મું)

સમયનો વિચાર કરતાં આ શિવદાસસુતે મામેરું, હૂંડી ચંદ્રહાસ આખ્યાન, રુક્મિણીવિવાહ, સુધન્વાખ્યાન, અંબરિષાખ્યાન કાવ્ય રચ્યાં હોય. સં. ૧૭૧૪ માં રુક્માંગદ આખ્યાન વગેરે રચનારો જાદવસુત કૃષ્ણ જુદો છે

સં. ૧૭૦૨ આસપાસ જ એક બીજો પૂંજાસુત કૃષ્ણદાસ થયો છે, જેની સં. ૧૭૦૨માં રચેલી પાડવી ગીતા છે.[૪]

કર્મવિપાક અને રાવલીલા તથા ગુલબંકાવાળીના રચનારા કૃષ્ણદાસ જુદા અને પૂર્વથી ભિન્ન છે.

કૃષ્ણોદાસની છાપવાળો "રુક્મિણીવિવાહ" વ્રજભાષાની છાંટવાળો મળે છે તે જૂનો છે અને શિવદાસસુતનો હોય એ શકય છે.

---

૧. જુઓ Guj. & its Lit. p. 186

૨. બુદ્ધિપ્રકાશ, પુ. ૬૯ મું જુઓ.

૩. જુઓ ગુ. વિ. સ. હ. લિ. પુ. નં. ૩૨ (સં. ૧૬૮૫નીનકલ)

૪. ગુ. વિ. સ. હ. લિ. નં. ૧૦૩૫ આઇની પ્રતમાં મળે છે.

કાવ્યના અંતભાગમાં ખુલાસાના અભાવે કવિ નક્કી કરવાની મુશ્કેલી ખરી.

કૃતિઓમાં કર્તૃત્વનો આમ મેળ ન છતાં મામેરું–હૂંડીનો કર્તા એક જ છે એ વિષયમાં તો શંકાને સ્થાન નથી. એ જ કૃષ્ણુદાસે ચંદ્રહાસાખ્યાન સુધન્વાખ્યાન અંબરિષાખ્યાન રચ્યાં હોય તો અસંભવિત નથી. બેશક, આ વિષયમાં કાંઈપણ નિશ્ચયપૂર્વક કહેવાની સ્થિતિમાં આજે આપણે નથી. મામેરું અને હૂંડી એ બે ઐતિહાસિકકલ્પ કાવ્યો નરસિંહ મહેતાના જીવનના બે પ્રસંગનાં છે. ખુદ નરસિંહ પછી ખંભાતના વિષ્ણુદાસે અને કોઈ રતનિયે એ વિષય ઉપર કવિતા લખ્યા પછી સંભવતઃ આ કવિ આવે છે. "મામેરા"ની ઉપર એક ગોવિંદે પણ કલમ ચલાવી કાંઈ વિસ્તૃત રીતે કથા આવી છે એ કૃષ્ણુદાસ પછીનો હોય કે ન હોય, એ સમકાલીન હોય કે ન હોય, પણ કૃષ્ણુદાસનું ટૂંકાણ જોતાં કદાચ એ ગોવિંદની પૂર્વનો હશે.

"મામેરુ" ૧૦૬ કડીનું નાનું કાવ્ય છે. વિષ્ણુદાસના વસ્તુનો જ આશ્રય કરી આ કાવ્ય એ જ પદ્ધતિએ આપવામાં આવ્યું છે. પ્રસંગોના ક્રમમાં પણ કાંઈ ભેદ જણાતો નથી. થોડી કડીઓ જોઇયે :

"મહેતે વહેલિ કરાવી સૂત્ર ચાલ્યા તે લીલા અદ્ભુત ।
તિલક મનોહર કંઠે માલ સુંદર કરમાં સોહે તાલ ॥૧૯॥
બેઠા આસન વાલી કરી શ્રીદામોદર મન માંહાં ધરી ।
કંઠિ આભૂષણ સાલીગ્રામ જોવા ચ્યલીયૂ સારું ગાંમ ॥૨૦॥
નરસહી શૂં માંહામેરુ કરે ઠાલોમાલો શું સાચરે ।
વહેલિ ઊપેરે તાં બેઠો ચઢી સાથે નહી એક ચૂંનડી ॥૨૧॥
ત્યાંહાં જઇને શૂં કરશે કામ નિરધને જાવૂં પરગામ્ય ।
લોકવીવાઇ હસશે સહુ માંહાંમેરુ ભલુ કરશે વહૂં ॥૨૨॥
દૂંખ ધરશે મનમાંહ દીકયરી નિરધને ઘેરય કાં અવતરી ।
મહેતાના મનમાં નહી વાત પુંત્રીને ત્રીભૂંવનપતિ તાત ॥૨૩॥
એ સરવિ છે તેહને લાજ માહારે માથે શ્રીમાહારાજ ।
ચોહોતા જઇ પુત્રીને ગાંમિ સહુ કો આવી કરે પ્રણામ ॥૨૪॥

"ઠગવિદ્યાએ બોલે રાંમ ગાંઠિ કેહે શ્રીકૃષ્ણનૂં નામ ।
ઊતર વાલી આપ્યો ઠામ દીનહીન લીયાંનૂં નામ ॥૨૫॥

કોહ્યુ છાજ ને જૂની વલી ભીતડી ત્યારે ધ્યાઇ મલી ।
નિર્ધન શરણૂં દીધૂં માંન પણ મોટા છે શ્રીભગવાન ॥૨૬॥

મહેતો વહેલેથી ઊતરયા ઉતારામ્યા જઇ પરવરયા ।
વેહેલેથી ઉતારયો ભાર દેવસજાઇ લોટા વારચ ॥૨૭॥

પુત્રી આવી હરખે ભરી માંહાંમેરું જોવા નીસરી ।
ઠાલી વેહેલ્ય ને બે બલદીયા ઘરના દ્વાર આગલિ બાંધ્યા ॥૨૮॥

અવરચ ન દીસે કાંઇ સાજ હવે પ્રભૂં કિમ રહેશે લાજ ।
સાચી વાત તે જાણી પડી ઘર માંહે લીધી ગાંઠડી ॥૨૯॥

વેગે ચાલી ભુંવન મૂંઝાર ઘરમાં કાંઇ ન દીસે સાર ।
મહેતા–ચરણે નામૂં શીસ પણ મનમાંહે મોટી રીસ ॥૩૦॥

મહેતે માથે મૂંક્યો હાથ સંભારયા દામોદર નાથ ।
પુત્રી–આંખે ઝરીયાં નીર દેખે નહી કાંઇ એકે ચીર ॥૩૧॥

લ્યાવ્યા નહી કાંઇ સાથે તાત કાંસૂં શું સમઝાવો વાત ।
સાલિગ્રાંમ સજાઇ તાલ માંહાંમેરાની છે કાંઇ ચાલ ॥૩૨॥

બાઇ પુત્રી કાં હું વલી શાં માટે થાઓ આકલી ।
દામોદરજી મોટા દેવ માંહાંમેરું કરશે તતખેવ ॥૩૩॥
રાખો ચીત પોતાનૂં ઠાંમ્ય સસરો શ્રીવર સુંદર શાંમ ।
પુત્રી શીસ હલાવી રહી ઊતર વાલી આપ્યો નહી ॥૩૪॥
એહેને તો લવ લાગી એહે કરશે જે મનિ ગમશે તેહ ।
બ્રાહ્મણ સાથે બહુ કાહાવીયૂં તે તાં મન માહે નાવીઉં ॥૩૫॥

ઠાલામાલા આવ્યા શીદે ચણતાં હૂં ગોરે નવિ દીધ ।
ઠગવીદ્યા કરશે સહુ ગામ નાવ્યા હત તે એકજ નામ ॥૩૬॥"૧

પણ નરસિંહ પુત્રીને "બાઈ માંહામેરુ શે નવ્ય કરે, હુંડી પાછી જે નવ્ય ફરે, અવશર વિણ જે આંણ્યો મેહ"નું અનુસંધાન આપી

---

૧. ગુ. વિ. સ. હ. લિ. પુ. નં. ૩૪૪અ

દિલાસો આપે છે, અને પુત્રીના હૃદયનો શોક શમી જાય છે. આ વસ્તુ કૃષ્ણદાસ નવીન આપે છે; અને પુત્રી તરફનો ધિક્કાર વ્યક્ત કરતો નથી; વિષ્ણુદાસે ત્યારે ધિક્કાર ખૂબ વ્યક્ત થવા દીધો છે,અને એને અનુસરી ગોવિંદ-પ્રેમાનંદે પણ. કૃષ્ણદાસ પણ અંતરિક્ષમાંથી ભગવાનનું અદૃષ્ટ આગમન સૂચવે છે.અગોચર રીતે આવી પ્રભુ મામેરું પૂરી જાય છે:

"નાગર સરવે કરે વીચાર કયાંહાંથી આ પ્રગટયો ભંડાર ॥૫૮॥"

નણુદીની દીકરીને કાપડું રહી ગયું હતું તે તેમજ પાણાનું પણ કૃષ્ણદાસ સૂચન કરે છે; પણ પ્રભુ કયાંય પણ પ્રકટ નથી.

"પુછે સહુ મેહેતા મુનિ હસે સામલ હોશી છાંનો વસે ॥૯૪॥"

કૃષ્ણદાસે વસ્તુનો સહેજ વિસ્તાર કર્યો છે, બાકી વિષ્ણુદાસના કથાનક સાથે સામ્ય છે.

વિષ્ણુદાસની જેમ હૂંડીમાં તો કૃષ્ણદાસે પણ દ્વારકામાં પ્રભુને હાજર કર્યા છે. આ જ કવિની "હમચડી" મળે છે. એ એની જ કૃતિ છે એની ખાતરી એ કે ત્રણે કાવ્યમાં "દામોદર"નું સ્મરણ કાવ્યારંભે કરે છે:

મામેરું : "કૃપા કરો દામોદર રાય ॥૧॥"

હૂંડી : "શ્રી દામોદર જે રણછોડ"

હમચડી : "શ્રી દામોદરના ગુણ ગાઇએ"

"હમચડી"૫૩ કડીનું નાનું કાવ્ય છે અને એમાં કૃષ્ણ-રુક્મિણીનો વિવાહ આપવામાં આવ્યો છે. એની હાથપ્રત પણ સં. ૧૭૧૮ જેટલી જૂની છે, અને એના મામેરાની પૂર્વે એના લગતા એક "ગોપી-ગરબાની" પૂર્વે ઉતારેલી છે. કાવ્યની દૃષ્ટિએ "હમચડી" બહુ ઉપયોગી નથી. બંધની દૃષ્ટિએ જોતાં એમાં સવૈયાની દેશી પ્રયોજાયેલી છે. પણ ગોપી-ગરબો સુંદર છે:

"આંસૂ માસ રલીઆંમણો રે રૂડું તે ગોકૂલ ગાંમ ।
ગોપી ચ્યાલી શહુ રમવા રે જોવા સુંદર શાંમ ॥
પહેરાં ભૂંષણ ભાવતાં રે કંઠ એકાઊલ હાર ।
કાંને ઝાલ્ય ઝબૂકતી રે ઝાંઝરનો ઝમકાર ॥

ઘલકે કંકણ કંકણી રે ટલકે જોતાં મંન ।
બાજૂબંધ તે બાંધયા રે શોભે શાંમાતંન ॥
શીસફૂલ સોહામણાં રે સેથો સોહે સ ર ।
કટમેષલા શોભતી રે ઘૂંઘરીનો ઘમકાર ॥
નીલા પીલા ને રાતડા રે પેહેરાં બહુવિધ ચીર ।
ગરબો ઘૂંમે આનંદસૂં રે જે જે યાદવ વીર ॥
ગોપી ચાલી ચ્યલે એકઠી નંદ તણા ઘરદ્વાર ।
ગાઓ ગીત તે પ્રેમસૂં રે ઉલટ અંગ અપાર ॥
જોવા આવ્યાં યશોમતી રે ઉભા શ્રીયદુરાય ।
હલધર વીરને રોહણી રે ત્યાં ગોપી ગરબો ગાય ॥
જીવો જીવો યશોમતીનો કુંઅર કોડ વરીશ ।
નાચે ધૂદે બહુ માહલતી રે સહુ ચ્યલે દે આંશીષ ॥"[૧]

આ ગરબો આ જ કૃષ્ણદાસનો હોય તો એમ એટલા જૂના સમયમાં ગરબો પ્રચારમાં હતો એમ કહી શકાય આ પૂર્વેનો આ શબ્દનો પ્રયોગ જાણીતો નથી.

ભાષાની દૃષ્ટિએ જોતાં મામેરું અને હમચડી સં. ૧૭૧૮ની નકલમાં મળતાં હોવાથી એમાં જૂના અંશ સચવાઈ રહ્યા છે અને એ મધ્ય ગુજ.ની ૪થી મિશ્ર ભૂમિકાના છે. સુદામાચરિતકાર શિવદાસ-સુત કૃષ્ણદાસ અને આ જુદા કૃષ્ણદાસ હોય તોયે સમય વિક્રમની ૧૭મી સદીની છેલ્લી પચીસી હોવામાં શંકા નથી, કેમકે મામેરા અને હમચડીની હાથપ્રત, ઉપર કહ્યું તેમ, સં. ૧૭૧૮ ની મળે જ છે. કાવ્યો વ્યવસ્થિત રીતે મળતાં ન હોવાથી આ કવિની અને એ જ નામધારી અન્યની કૃતિઓના કર્તૃત્વના વિષયમાં ચોક્કસ નિર્ણય આપી શકાતો નથી. સાહિત્યની દૃષ્ટિએ કૃષ્ણદાસ અવશ્ય જોઈ જવા જેવા છે.

ચરિતસામગ્રી :

૧. Guj. & its Lit by K. M. Munshi
૨. ગુ. વિ. સ. હ. લિ પુ.ની યાદી અને હાથપ્રતો
૩. બુદ્ધિપ્રકાશ—માસિક, વર્ષ ૬૯ મું (૧૯૨૨)—અમદાવાદ

---

૧. ગુ. વિ સ. હ. લિ. પુ. નં. ૩૯૪

## ભાલણ

[ સં. ૧૬૬૯—૭૯માં હયાત ]

**અશ્વમેધપર્વ** દ્રોણપર્વ ઉદ્યોગપર્વ અને ઉદ્યોગપર્વાંતર્ગત સ્વતંત્ર પાંડવવિષ્ટિ એ ચાર કાવ્યોના રચનાર કવિ ભાલણની બે કૃતિ પાંડવવિષ્ટિ અને દ્રોણપર્વ છપાયેલાં છે.[1] 'પાંડવવિષ્ટિ' અંતે રચ્યાસાલ નીચે મુજબ પ્રાપ્ત થાય છે :

"સંવત દશ શત ( ? ૫૯ ) છોતરો આનંદશું રે
શાકે પંદર બેતાલ મન ગોવિંદશું રે
ચૈત્ર માસ સોહામણો આનંદશું રે
મુને દેવે કરી સંભાલ મન ગોવિંદશું રે. ૧૬
છંદ પદબંધ જાણું નહિ આનંદશું રે
ન જાણું ગુરુ લઘુનો ઠામ મન ગોવિંદશું રે
કર જોડી વિપ્ર ભાલણ કહે આ૦ હવે મુક્તિ આપો શ્રીરામ. મન૦"૧૭

આમ સં. ૧૬૭૬માં—એટલે શાકે ૧૫૪૨માં એણે પાંડવવિષ્ટિની રચના કરી છે. આ જ અરસામાં એણે સળંગ ઉદ્યોગપર્વ પણ ૧૭૬૫ કડીનું રચી કાઢેલું છે. એના જ અનુસંધાનમાં એણે વચ્ચે ભીષ્મપર્વ છોડી દ્રોણપર્વ રચી કાઢેલું જણાય છે; જેમકે ઉદ્યોગપર્વને અંતે:

"એહ કથા સાંભલશે જેહ ॥ અંતે વૈકુંઠ પામે તેહ ॥
આગલ સાંભલવા ઇચ્છા ધરી ॥ દ્રોણપર્વનો આદર કરી ॥૬૪॥
તેહમાં છે સહુ વિસ્તાર ॥ પુન્ય અર્થ ને ધર્મ વિચાર ॥
તેથી ભારથ પુરંણ થસે ॥ સુણે પુરસોત્તમ પદ પામસે ॥૧૭૬૫॥"

અને કવિએ દ્રોણપર્વ ૩૫ કડવાનું કડવાબદ્ધ રચ્યું છે, જેમાં ૧૪૮૭ કડી છે; અંતે કર્ણપર્વનો સાર આવી જાય છે.[2] ઉદ્યોગ અને દ્રોણ એ

---

૧. અનુક્રમે પ્રા. કા. ત્રૈ. સને ૧૮૯૦—૩ જો અંક અને 'મહાભારત-પદબંધ—ભાગ ૪થો (ફા. ગુ. સભા)

૨. આ કાવ્ય મહાભારત પદબંધ-ગ્રંથ ૪થામાં મારા તરફથી છપાયું છે.

બંને કાવ્યોમાં અવારનવાર ભાઉની છાપ આવે છે, તેમજ ઉદ્યોગ-પર્વમાં " પાંડવવિષ્ટિ " માંથી કેટલોક ભાગ શબ્દશઃ તેનો તે છે, તેથી કૃતિઓમાં ભિન્નકર્તૃત્વની શંકા કરવાપણું રહેતું નથી.

આ ત્રણે કાવ્યોમાં એને વિશે વધુ માહિતી મળી શકતી નથી, અને એનું આદિમાં તૂટક અશ્વમેધપર્વ ન મળ્યું હોત તો એના વિષયમાં માહિતી મેળવી શકાય એમ પણ નહોતું આ અશ્વમેધના ભાગમ ત્નાશ્વ અનુશાલ્વ અને નીલધ્વજ એમ ત્રણનાં આખ્યાન આપ્યાં છે. આ વિભાગને અંતે પોતાને વિશે માહિતી આપતાં એણે લખ્યું છે કે—

"ભગવંત જન પાંડીત કવી ॥ હું તમારો છો દાશ ॥
નારાંએણ ગુરૂ ભટ્ટપ્રશાદે ॥ મેં કરયો અભ્યાસ ॥
સંવત ૧૬ ઓગણાશીએ ॥ શાકે ૧૫૪૪ પંનરશેં ચોઆલ ॥
આક્ષાંન જમલાં બે હતાં ॥ મલ માશ દેવ વીશાલ ॥
અધીક માશ આખાડ મધે ॥ સુંકલ પક્ષ તે શાર ॥
ત્રીજી તીથી સુભદાઈની ॥ નખેત્ર પૂસ્ય રવીવાર ॥
× × ×
સુરયપૂર તાપી ત્રટે ગોપીપરા મધ્યે વાસ ॥
ઓદીચ ગ્નાતીઇ શાંમલાં ॥ જુજ વેદ અભ્યાશ ॥
ગોત્ર કસ્યપ અડક પાઠક ॥ વસે છે તેણે ઠાંમ ॥
મહેશસુત આચઆ તણો ॥ સુરજી તે એવૂં નામ ॥
તેનો તન કવી બાલકબુંધી ॥ મૂઢમત આગ્નાંન ॥
કર જોડી વીપ્ર ભાઉ કહે ॥ હવે પૂરણ થઇ આક્ષાંન્ય ॥"[1]

આમાં કવિએ પૂરી ઓળખ આપી છે. કવિ જ્ઞાતિએ ઔદીચ્ય બ્રાહ્મણ, કાશ્યપગોત્રી, પાઠક અવટંકી હતો, અને સુરતમાં ગોપીપુરામાં રહેતો હતો. એના પરદાદાનું નામ મહેશ, દાદાનું નામ આઇઓ, પિતાનું નામ સૂરજી અને ગુરુનું નામ નારાયણ ભટ્ટ હતું. નારાયણ ભટ્ટ પાસેથી સાંભળી એણે આ ત્રણ આખ્યાન રચ્યાં હતાં.

---

૧. ફા. ગુ. સ. હ. લિ. પુ. નામા. ભાગ ૨ જો, પૃ. ૧૨૯

એક નારાયણ ભટ્ટ તે અગાઉ આવી ગયેલા "રામભક્ત"ના ગુરુ હોવાનું રામભક્તના એકાદશ સ્કંધમાં[1] પ્રાપ્ત થાય છે; આ નારાયણ અને ભાઉનો ગુરુ નારાયણ સમયની દૃષ્ટિએ એક હોઈ શકે. પણ રામભક્ત ક્યાંનો હતો તે જાણવામાં આવ્યું નથી. એ જ નારાયણ ભટ્ટ હોય તો રામભક્ત પણ ભાઉની જેમ સુરતનો ઠરી શકે. છતાં નિશ્ચયપૂર્વક નિર્ણય આપી શકાતો નથી; માત્ર સંભાવના છે.

કવિએ નારાયણ ભટ્ટની પૂર્વે એક અનંત ભટ્ટ પાસેથી પણ કથા સાંભળેલી હોવાનું એના ઉદ્યોગપર્વના આરંભમાં પ્રાપ્ત થાય છે:

"અનંત ભટ તે બ્રાંહ્મણ શહી ।। તીણે ઘણી કથા પ્રીછવી કહી ।।
તો મે જાણ અક્ષર સુધ્ધી દયા કરીને આપી બુદ્ધ ।।"[2]

ઉદ્યોગપર્વ ક્યારે રચ્યું છે એ નિશ્ચિત સ્વરૂપે જાણી નહિ શકાતું હોવાથી પ્રથમ એણે અનંત ભટ્ટ પાસેથી અભ્યાસ કર્યો કે નારાયણ ભટ્ટ પાસેથી એ કલ્પી શકાતું નથી. બંને કાવ્યો એક જ કવિની કૃતિ સ્પષ્ટ રીતે હોવાથી બંને ભટ્ટનો એણે લાભ લીધો જણાય છે.

ભાઉ ઉપરાંત ભાઉભાઇ અને ભાઇઆસુત નામના બે કવિએ નાં અનુક્રમે વજ્રનાભનું આખ્યાન અને ઉદ્યોગપર્વ મળે છે, આમાંનો ઉદ્યોગપર્વકાર આખ્યાનવાળો ભાઉભાઇ એક હોય તો સંભવી શકે એમ છે.[4] આ આખ્યાનની નકલ પણ સં. ૧૬૮૫ જેટલી જૂની ઉતારેલી છે, એ જોતાં ભાઉના સમયમાં જ એ અસ્તિત્વમાં આવી ગયેલી કૃતિ છે. ભાઉએ અશ્વમેધનાં ત્રણ આખ્યાન તો રચ્યાં જ છે, એ પ્રમાણે બીજાં સ્વતંત્ર આખ્યાન રચ્યાં હોય અને એમાંનું એક "વજ્રનાભનું આખ્યાન" હોય તો એમાં નવાઈ જેવું નથી.

---

૧. જુઓ આ પૂર્વે પૃ. ૪૩૧

૨. ફા. ગુ સ. હ લિ: પુ. નામા. પૃ. ૨૧૪

૩. એના ઉદ્યોગપર્વની પ્રત ગુ. વિ સ. હ. લિ ૨૮ ની છે

૪ વડોદરા પ્રાચ્ય વિદ્યામંદિરમાં નં. ૮૭૮ B અને પુ. વિ. આ. ના સંગ્રહમાં નં. ૧૪૫ (હ. સ. ૧૬૮૫)ની પ્રતો મળે છે.

કવિ તરીકે ભાઉ ઉત્તમ પ્રતિનો નથી. આમ છતાં પ્રસંગોને રસિક બનાવવાની એણે ઠીક ઠીક મહેનત લીધી છે. પાંડવવિષ્ટિ પ્રસંગે વિદુરને ઘેર ભગવાન શ્રીકૃષ્ણ ગયા ત્યારે માત્ર ભાજી રહેલી, પણ પ્રભુકૃપાએ નાવણના પદાર્થ અને અમૂલ્ય ભોજનસામગ્રી સજાઈ ગયાં, તેનું વર્ણન ભાઉ ઠીક વિસ્તારે છે; જેવું કે—

"ઉષ્ણોદક કીધાં તત્ખેવ, વિદુર કહે ઊઠો ભૂદેવ,
ચુવાચંદન ને મોગરેલ, કસ્તૂરી મલિયાગર કીધાં ભેલ. ૩
કંટોળરસ કીધાં આંમળાં, નાના વિધનાં મર્દન ભલાં;
આંગણે લઇને માંડયો પાટ, વિદુરજીનો લાગ્યો ઉચ્ચાટ. ૪
સ્નાન કરીને ઊઠયા શ્રીહરિ, શીતોદક ત્યાં આપ્યાં ફરી;
પીતાંબર ત્યાં પહેર્યાં ઈશ, પાવડીએ ચઢિયા જુગદીશ. ૫
મંદિરમાં આવ્યા શ્રીગોપાળ. આગળ માંડી સુવર્ણથાળ;
તવ પીરશ્યા લાડુ નિરધાર, મોતી ચૂર જલેબી સાર ૬
ઓસાવી પરસુલી સેવ અપાર, અતિ આનંદશું પીરસે નાર;
સેવૈયા મગ ચુરમુ પ્રીસે, નર નારી તણાં મન હીસે. ૭
ખાજાં પતાસાં ને ઘેબર ઘણાં, છે કેવળ પરસુલી તણાં;
ગોળપાપડી દૈથરાં થાપડા, ગળી વેડમી માંય ખાંડનાં પડાં. ૮
અન્ન પીરસે વળી ધારી ઘણા, પીરસુ સ્વામી ભ્યો સેવ ઝીણી;
મધ્યકેળાં ખાંડ ને ખીર, તવ આરોગે બાવનવીર. ૮
ગાયનાં ઘી તાવ્યાં તત્કાળ, કૂર રાંધ્યો કમોદનો ને મગદાળ;
શાક નાનાવિધનાં છે જેહ, કહેતાં પાર ન જાણું તેહ. ૧૦
ટીંડુરાં તુરિયાં ને વંત્યાક, લીલવા ચોળી વાલોળ શાક;
કંટોલાં કેળાં કારેલાં, પાદાં ચીભડાં કાચાં કેળાં ૧૧
ઘોળ ચીલ શઢ અમૃતવેલા, સારી સમડી ગોરાડી ભેલા:
સુરણ કંદ તણો નહિ પાર, હીંગ મરીએ વઘાર્યાં સાર ૧૨
માંય ખાટાં મીઠાં તીખાં સાર, અતિ આદરશું પીરસે નાર;
આદાં લિંબુ તણાં અથાણાં, કેરી કાંકડી કર્મદાં ઘણાં. ૧૩

આંબા હલદર ને કચુમર કેર, નાનાવિધ શેલરાંકુંવેરઃ
છાશ વધારી મૂક્યાં દહીં, જીરા લૂણ ત્યાં ઉપર લહી. ૧૪
એવી સેવકની પ્રીતિ પાળી, લીધાં શુદ્ધાચમન સંભાળી;
સેવંત્રાં ફોફળ મુખવાસ, એળચી લવિંગ કપૂર બરાસ. ૧૫
ઉપર આપ્યાં બીડાં પાન, માગ્ય માગ્ય તુઠયા ભગવાન.

× × ×

સેવકજન ઉગારી લીધો, તરણા તણો ત્યાં મેરૂ કીધો. ૧૭" ૧

ઉદ્યોગપર્વ અને દ્રોણપર્વમાં પ્રસંગ કેટલાક ઠીક વિસ્તાર્યો છે, પણ એમાં કવિપ્રતિભા ખીલતી માલૂમ પડતી નથી. બેશક, પ્રસંગોમાં એ સ્વાતંત્ર્ય રાખે છે; મૂળ કથાથી દૂર પણ જાય છે. ઉદ્યોગપર્વ એ એનો સારો પ્રયાસ છે એમ કહેવું જોઇયે.

ભાષાની દૃષ્ટિએ જૂની પ્રતો નહિ મળતી હોવાથી ભાઉ પાસેથી આપણે કાંઇ મેળવી નથી શકતા, પણ સુરતના જમણનો તો ખ્યાલ મેળવી શકિયે છિયે. અને એ ઉપર આવી જાય છે. પૌરાણિક આખ્યાન-કાળના વિકાસમાં ભાઉનો પણ સ્વલ્પ ફાળો નથી, એ એની ત્રણ કૃતિથી પણ આપણે સ્વીકારવું જોઇયે. વસ્તુની પસંદગીમાં એણે બુદ્ધિ વાપરી હોવાને કારણે જ એનાં નીરસ કાવ્યોમાં રસિકતાનો અંશ જડી આવે છે.

ચરિતસામગ્રી :

૧. ગુ. વિ. સ. હ. લિ પુ. ની યાદી

૨. ફા. ગુ. સભા. હ. લિ. પુ. નામાવલી, ભાગ ૨ જો, (સ્વ અં. ગુ. જાની-કૃત)

૩ પ્રા કા. ત્રૈમાસિક, વર્ષ ૬, અંક ૩, સ્વ. હ. ગો. કાંટાવાળા-સંપાદિત

૧. પ્રા. કા. ત્રૈ. વર્ષ ૬, અંક ૩ જો, પૃ ૭-૮

# ગોવિંદ

[ સં. ૧૬૮૦માં હયાત ]

**ગોવિંદની** છાપનાં કેટલાંક કાવ્ય મળે છે તેમાં એક ગોવિંદે "મામેરા"નું કાવ્ય રચ્યું છે. આ કાવ્યની જૂની પ્રત સં. ૧૭૨૮ લગભગ મળી છે, પણ એનાથી પણ જૂની ભાષા સાચવતી આદિ અંત વિનાની પણ એક પ્રત મળી આવી છે.[1] કવિએ નરસિંહ મહેતાની પુત્રીના સીમંત વખતે નરસિંહે કરેલા મોસાળનું ૭ કડવામાં વર્ણન કર્યું છે. આ "મામેરુ" કવિ પ્રેમાનંદના સમય પૂર્વે રચાયેલું છે એ નિર્વિવાદ છે. કૃષ્ણદાસે 'મામેરુ'"[2] અતિ ટૂંકમાં લખેલું છે તેમાંની કેટલીક પંકિતઓ ગોવિંદના કાવ્યમાં જણાય છે. ગોવિંદે કદાચ કૃષ્ણદાસનું જોઇને જ જરા વિસ્તારથી કાવ્ય લખ્યું છે. મુખ્યત્વેઃચોપાઇ જ પસંદ કરી છે.

સં. ૧૬૮૦ની સાલનું એક"એકાદશીમાહાત્મ્ય" એક ગોવિંદનું મળે છે; વળી "સૂરજદેવના છંદ" 'બારમાસ" કર્તા ગોવિંદજી), રુક્મિણીવિવાહ, સુભદ્રાહરણ (આ બે કોઇ ગોવિંદરામનાં), નાગદમની અને રાધાહરણનાં ૫ પદો (આ કોઈ ગોવિંદદાસની બંને કૃતિઓ), આ બધી કૃતિઓ એક જ કવિની હોય એમ લાગતું નથી. સંભવ છે ત્યાં-સુધી એકાદશીમાહાત્મ્ય અને મામેરું એ બે કાવ્ય એક જ કવિની કૃતિ છે. એકાદશીમાહાત્મ્ય સં. ૧૬૮૦ માં રચાયાનું મળે છે,[3] જ્યારે મામેરાની એક જૂની હાથપ્રત સં. ૧૭૨૮ની મળે છે એ જોતાં બંને કૃતિ નજીકના સમયમાં (પ્રેમાનંદની તો પૂર્વે જ) રચાઇ હોવાની પૂરતી શકયતા છે. અને "મામેરા"માં કથાનકનો કાંઇક વિસ્તાર હોવાથી આ એના સમયમાં કૃષ્ણદાસની પછી એનો એ પ્રયત્ન છે, એમાં પણ ખાસ શંકાને કારણ નથી.

---

૧. ગુ. વ. સો. હ. લિ. પુ. નં. ૧૬૯૮. ૨. આ પૂર્વે પૃ. ૪૫૧ વગેરે

૩. ગુ. હાથ. સંકલિત યાદી, પૃ. ૩૪

આજે મામેરું પ્રાપ્ય છે. ગુ. વિ. સ. તરફથી પ્રો. મો. જે. સાંડેસરાએ એ 'સત્તરમા શતકનાં પ્રાચીન કાવ્યો'માં સારી રીતે સંપાદિત કરી છાપ્યું છે. ૬ કડવામાં વિભક્ત થયેલા આ કાવ્યમાં આપણને મામેરાનો પ્રસંગ હવે કાંઈક વિસ્તૃત સ્વરૂપમાં મળે છે, પણ એ સાથે એમાં કૃષ્ણદાસનું અનુસરણ પણ સ્પષ્ટ છે; અને ક્વચિત્ શબ્દશઃ "કંકોતરી વેગે મોકલો લેઈ જાશે પંડચો ઓખલો" જેવી પંક્તિઓ તેની તે છે. કવિ વેલનું અને પછી નરસિંહના ઉતારાનું વર્ણન આપતાં જણાવે છે કે

"કરે મેહિતો ચાલવાની ચાલ લીધૂં ગોપીચંદન તાલ ॥૨૩॥
લગ્નશિરોમણિ મહૂર્ત્ત જ ઘડી તાણી તાં બાંધી ગાંહડી ॥૨૪॥
માગ્યા બલદ નેં સૂતરી વેહલ્ય ગરડા બલદ કરાવેં ટહેલ્ય ॥૨૫॥
કુટુંબ સહિત તેડી પરિવાર મેહેતો આવ્યા નગર મુઝારિ ॥૨૬॥
ભેટચા વેહેવાઇ નેં વલગૂં જોડ માંહોમેરે નથી લ્યાવ્યા મોહોડ ॥૨૭॥
નરસિંહ મિહિતાનેં સહૂ કો હસે કુયરી જાણે માહારા બાપનેં હસેં ॥
હસે પરસ્પર કમ અતિ માન આપો ઉતારા ધરશેં ધ્યાંન ॥૨૯॥
ઉદ્ધસ મંદિર હૂતાં ચાંહાં મેહિતોજી ઉતરચા ત્યાંહાં ॥૩૦॥
જે ઉતરીયા હરખ્યા ઘણૂં ભાગ્ય જૂયો આ ધરતી તણૂં ॥૩૧॥

× × ×

તે સમે પુત્રી વાત કહૂને ગઇ કહી વીનતી...સહી ॥૩૩॥
તાતજી તમ્યો ભલે આવીયા, કહો માંહાંમેરુ શૂ લ્યાવીયા ॥૩૪॥
આવ્યો અવસર મોટ્ટ કાજ શૂ માંહોમેરુ કરશો આજ ॥૩૫॥
મુહનેં નિશ્ચે તાં કહો નિર્ધાર મેહિતો બોલ્યા તેણી વાર ॥૩૬॥
હૂં લાવ્યો છૂં બાઇ ચંગ નેં તાલ માંહાંમેરુ પૂરશે શ્રીગોપાલ ॥૩૭॥
આપણે પાસે હરીનૂ નામ ગોપીચંદન ચાલિગ્રામ ॥૩૮॥
એહવી વાણિ ચહવારે મહિતે કહી પુત્રી મનમાં ઝાંખી થઇ ॥૩૯॥"૨

---

૧. સભાપર્વ વગેરે, પૃ. ૯૪, અને ગુ. વિ. સ. હ. લિ. પુ. નં. ૩૨૮ય (કડવું ૧લું–કડી ૧)

૨. ગુ. વિ. સ. હ લિ. પુ. નં. ૩૨૮વ (કડવું ૧લું

આ પછી પુત્રીએ નરસિંહ મહેતા પાસે દુઃખ રડયું છે, એ કવિના શબ્દમાં નીચે મુજબ ૨ જા કડવામાં મળે છે:

રાગ મલ્હાર

"જો નોહોતાં માંહાંમેરાની પેરય તો શીદ આવ્યા માહારે વેરય ॥૧॥
આગે સહુ કો મુહુને મિહિણાં દે હાઢી હઠી તાલકુટીયાની કહે ॥૨॥
નગરલોક ઠમવિલા કરે પુત્રી આષે આંસુ ભરે. ॥૩॥
એહવા નિરધનને પેટય કાં પડી સાસરામાં મુહ્ને કહે બાપડી ॥૪॥
‡બે પિતાથી હુ નવિ ઠરી યાહારે માગુ ત્યારે જપો બાઇ હરી ॥૫॥
સાસરે જૈને હું શૂ કરૂ દીયર જ્યેઠને મેહિણે મરુ ॥૬॥
માહારી માતા મુઇ તો અંતર ધરો નહીતર માહામેરુ મુહને ઘણું કરો ॥૭॥
માય વિના સુનો સંસાર માય વિના પુત્રીનો ધિક અવતાર ॥૮॥
માય વિના લોક મહેણાં દીધ માય વિના બાપને ચોરે લીધ ॥૯॥
માય વિના બાઇ બેસો કુણ કહે માય વિના દૂર વર હૃદે કુણ લહે ॥૧૦॥
માય વિના બાપનૂ એહવૂં મંન ભક્ષ નાના વિધ લૂખૂ અંન ॥૧૧॥
‡માય વિના તાતનૂં એવૂં હેજ તેલ ઘટયે દીપકનૂં તેજ ॥૧૨॥
માય વિના પુત્રી સદા ધામણી યમ મૃગબાલ ભૂલૂં રણ ભણી ॥૧૩
માય વિના કુણ કરાવે લાડ માય વિના પીહરની ભાગી વાડય ॥૧૪॥"[1]

આમાં પણ છાબના ફાળામાં બે પાણા લખવાનું કવિ ચૂકયો નથી. ભકતની વિનંતિ પછી પ્રભુએ આવી ભકતના મસ્તક ઉપર હાથ દઈ દિલાસો આપ્યો એ વસ્તુ કવિ અહીં વધુ આપે છે.[૨] કૃષ્ણદાસની કૃતિમાં એ નથી. બેશક, પ્રેમાનંદે લક્ષ્મીજી અને બીજા સેવકો પુષ્કળ ગાંસડાં પોટલાં લાવી હાજર થયા છે એનું રસિક વર્ણન આપ્યું છે, તે ગોવિંદ નથી આપતો. બાકી દોશી થઈ આવેલા પ્રભુએ પહેરામણી આપી એનું વ્યકિતવાર વર્ણન પણ કવિ પ્રથમ જ આપે છે.[૩] એ ઉપરાંત પાટ ચલાવવાનો પ્રસંગ તો પ્રેમાનંદમાં પણ નથી મળતો તે કવિએ આપ્યો છે:

"પીલ્યાં પાગ શ્રીફળ મેલ્યુ માંહ ઉતારેયાં કુઅરય બાઇ નીજ ગ્રહે જાય ॥
ચાલે ઘેણ્ય પાગ હેઠય પાટ પથાય દીઅર નારણીઊ પછેડી ઉછાય ॥૨૮॥"[૪]

---

૧. એજન, કડવું ૨ જું
૨. એજન, કડવું ૩ જું
૩ એજન, કડવું ૪ થું
૪. એજન, કડવું ૫ મું

ગોત્રજ-પૂજન કવિએ નવીન જ આપેલ છે, જે પ્રેમાનંદમાં પણ નથી. તેમ નણંદીની દીકરી પહેરામણી વિના રહી ગઇ ત્યારે ખબર પડતાં કુંવરબાઈ પિતાને ઉતારે કહેવા જાય છે, એ પણ નવીન જ છે. "નણંદની નાણદી નાનબાઇ"ને અંતરિક્ષમાંથી મળેલું કાપડું આપે છે. પ્રભુ આમાં પ્રત્યક્ષ થયા હોય એવું "ખોખલે ઠગવિદ્યા કરી માગ્યા વસ્ત્ર જોડા આપ્યા હરિ ॥૨૮॥" એ પંક્તિમાં જણાય છે; તે જ પ્રમાણે સ્ત્રીઓના મુખમાં પણ "કુંઅરબાઇનૂં શ્રીમત નાવત ઉંહણુ શ્રીકૃષ્ણ વિના સાઓલા પેરાવત કુણ ॥૨૧॥" એ કડી વ્યક્ત થાય છે, તે પણ એ જ હકીકત કહે છે

કુંવરબાઇ પ્રસવ માટે પિતાની સાથે ઘેર જાય છે, એ રીતે પ્રસંગ પૂર્ણ થાય છે. આમાં સીમંતનો રિવાજ અને એને અંગેનું કાર્ય વગેરે કવિએ પોતાના જમાનાને અનુકુળ આપ્યું છે.

કૃષ્ણદાસની પંકિતઓ (ઉપર † થી બતાવેલી) મળે છે. તેમ કેટલાંક વસ્તુ અને વિચાર પ્રેમાનંદે પણ ગોવિંદમાંથી લીધાં છે એ સ્પષ્ટ છે ભકતગાથાને બદલે પ્રેમાનંદ એને એક કાવ્યમાં પરિણત કરે છે, એ એનો અવશ્ય વિશેષ છે.

કવિની ભાષા મધ્ય. ગુજ. ની ૪ થી મિશ્ર ભૂમિકાના સંસ્કારવાળી છે, જે પ્રેમાનંદનો પૂર્વ સમયની છે. ભલે એમાં કશું મહત્ત્વ ન હોય, પણ એક મહાકવિને પ્રેરણા લેવા જેટલી વસ્તુ આ કવિ સાચવે છે એ કાંઈ ઓછું નથી.

આ કવિના વિષયમાં વિશેષ કશી માહિતી આજે મળતી નથી.

ચરિતસામગ્રી :


૧. ગુ. વિ. સ. હ. લિ. પુ. નં. ૩૨૮૧ અને નં. ૧૧૬૦
૨. સત્તરમા શતકનાં ગુજરાતી કાવ્યો—પ્રો.શો. જે. સાંડેસરા—સંપાદિત

## ભગવાનદાસ કાયસ્થ

[ સં. ૧૬૮૧–૧૭૪૬ ]

સુરતના કાયસ્થ કુટુંબમાં જન્મેલા કવિ ભગવાનદાસ ઉર્ફે ભટ્ટ મૂળજીનો જન્મ સં. ૧૬૮૧[૧]માં થયો હતો અને સં. ૧૭૪૬ના આશ્વિનની અમાસને દિવસે અવસાન થયું હતું. કવિ ગરીબ માબાપને પેટે અવતરેલ હોઇ બચપણમાં બહુ તકલીફથી ઊછરેલો હતો. શરૂઆતમાં માત્ર રૂપિયા પંદરથી નોકરી શરૂ કરી ધીમેધીમે આગળ વધતાં સુરતના એ સમયના નવાબ મહોબતખાનના દરબારમાં પોતાનાં રાજદ્વારી શક્તિ અને કવિત્વથી છેક દીવાનગીરી સુધીનું સ્થાન મેળવવા આ કવિ ભાગ્યશાળી થયો હતો; એણે આ વસ્તુનું સૂચન દોહરામાંમાં પણ કર્યું છે:

"સાહીબકા સેવક કરે, સેવકકાં સાહીબ;
જગતપતિકા દ્વારમેં, એસી હય તરકીબ.
મુફલીસ નૌકર આપકા, દાસ કવિ ભગવાન;
કયા તકદીર તાજુબ હૈ, આજ ભયા દિવાન !!"

ઈ સં. ૧૬૬૪માં મહાન છત્રપતિ શિવાજી મહારાજે સુરત લૂંટ્યું તે પ્રસંગે આ કવિ સુરતમાં હતો. આ કવિ ફારસી અરબી સંસ્કૃત મરાઠી અને માતૃભાષા ગુજરાતીનું સારું જ્ઞાન ધરાવતો હતો. એણે ઘણા ગ્રંથ રચ્યા કહેવાય છે. એવા કેટલાક સં. ૧૭૬૩ની રેલમાં અને કેટલાક સં. ૧૮૯૨ની આગમાં નાશ પામ્યા. અત્યારે તો [૨]શ્રીમદ્‌ભગવદ્‌ગીતા, ભાગવતનો એકાદશસ્કંધ, ફૂલગીતા અને

---

૧. આ કવિ વિશેની માહિતી પાચમી ગુજ. સા. પરિ.ના અહેવાલમાં છપાયેલા શ્રી. લીલુભાઇ ચૂ. મજમૂદારના નિબંધમાંથી લીધી છે.

૨. આ કાવ્ય અદ્યાપિ છપાયાં નથી.

સુદામાચરિત્ર જાહેર છે. આ બધાં કાવ્ય પ્રાયઃ હિંદી ભાષામાં લખાયેલાં છે, છતાં ક્વચિત્ ગુજરાતીમાં વચ્ચે વચ્ચે કડી લખી છે.

કાયસ્થો પ્રાયઃ પુષ્ટિમાર્ગીય વૈષ્ણવો છે આ કવિ પણ વૈષ્ણવ હતો. એણે નિત્યપદો તેમજ ઉત્સવનાં પદ પણ રચેલાં છે. અનેક હાથપ્રતોમાં વૈષ્ણવી પદોમાં જે પદ ભગવાનદાસની છાપવાળાં થોડાં હિંદી અને ઘણાં ગુજરાતીમાં છે તે ઘણું કરી આ જ ભગવાનદાસનાં છે.

એના જીવનમાં કેટલાય ચમત્કાર બનેલા એ વિશે પણ કેટલીક વાતો લોકોમાં જાહેર છે. કેટલાક એણે જ નોંધેલા છે. સુરતમાં રહેતો ત્યારે આ કવિ પ્રાણનાથના બાગમાં ઊતરતો. એકવાર એના વિઘ્નસંતોષી અમલદારોએ એનું ખૂન કરવાનું કાવતરું રચી એક રાતે બાગમાં મારાઓ મોકલ્યા. કવિ સપડાઈ ગયો. એને પ્રભુ પર દૃઢ ભરોસો હતો. એણે નીચેનું પદ સહસા ગાયું :

"અબ મોકો રાખ લિઓ ગોપાલા;
જેસેં સુરપતિ-કોપ આગે રાખે સબ બ્રીજબાલા.
ગ્રહ્યા ગજને તુમહી રાખ્યો, દોડહી દીનદયાલા;
પંચાલીકી લજ્યા રાખી, કરુણાનિધી કૃપાલા.
પરીક્ષતકું પ્રેગસો રાખ્યો, દીનો વેદ રસાલા;
સંતનસૂ તન કોપ મ રાખ્યો, ભક્તબચન-પ્રતિપાલા.
લાખાગૃહમેં પાંડવ રાખે, એક તિહારી ચાલા;
અબ દાસ ભગવાન શરણ આયો, રાખ ગિરિધારી લીલા."

કહેવાય છે કે પદ ગવાતાં જ શ્રીનાથજી શ્રીગોવર્ધનધરણ પ્રકટ થયા અને ખૂનીઓનો નાશ કરી પોતાની પાદુકા એ સ્થાને સ્થાપવાની આજ્ઞા કરી. પ્રભુની આજ્ઞા પ્રમાણે કવિએ પાદુકાની સ્થાપના એ સ્થાને કરી, જે અદ્યાપિ અશ્વિનીકુમારને ઘાટે જતાં રસ્તામાં આવતા એ સ્થાનમાં છે, જ્યાં ભાવિકો ચરણસ્પર્શ કરવા જાય છે.

આ કવિ જેમ પ્રેમી ભક્ત તેમ જ્ઞાની પણ હતો. આ બંને વસ્તુ એણે એના એકાદશસ્કંધ તેમજ ગીતામાં બતાવી છે.

ગુજરાતમાં કેટલાક વ્રજ-હિંદીમાં કાવ્ય કરનારા કવિઓ થયા છે. તે માંહેનો ભગવાનદાસ પણ એક છે. આ કવિનાં કાવ્ય પ્રસિદ્ધ ન હોવાને કારણે કાવ્યોના વિષયમાં વિશેષ માહિતી આપવી શક્ય બની નથી. ભજનલીલારસ નામ[1]નું એક ગુ. કાવ્ય મળે છે, પણ એ આ જ કવિનું છે કે અન્યનું એ નિર્ણયાત્મક રીતે કહી શકાય એમ નથી. આ કવિનું ન હોવાનું મુખ્ય કારણ તો એ જ કે સં. ૧૬૯૯માં એ ઊતરાયું ત્યારે કવિની વય ૧૮ વર્ષની જ છે.

ચરિતસામગ્રી :

૧. પાંચમી ગુ. સા. પરિ. નો અહેવાલ—શ્રી. લીલુભાઈ ચૂ મજમુદારનો નિબંધ

## કેશવદાસ

[ સં. ૧૬૮૩માં હયાત ]

**સં.** ૧૬૮૩નાં "બકદાલભ્યાખ્યાન" નામનું જૈમિનિના અશ્વમેધ પર્વમાં આવતું એક આખ્યાન કોઈ કેશવદાસ નામના કવિએ લખ્યું છે. એ કાવ્યના અંતમાં પોતાનું નામ અને રચ્યા સાલ ઉપરાંત બીજી કશી માહિતી મળતી નથી. એ લખે છે કે—

> "શંમત શોલ ત્રાસીઓ ઉતંમ ॥ રતૂ શરદ માધન ॥
> અશ્વન વદી ત્રીતીઆ અતી પાવંન ગરૂવાશરનો દીન ॥૩૬॥
> જે દીને એ પરીપૂરણ કીધૂ ॥ અશ્વમેધ માહા પરવ ॥
> × × ×
> કેશવદાશને કરૂણા આંણી રાખો ચરણની પાશ ॥૩૯॥"[2]

---

૧. ગુ વિ સ. હ. લિ પુ નં. ૪૭૭જી (નડિયાદના કવિ અવિચલના હાથની નકલ સં. ૧૬૯૯ ની)

૨. કડવું ૧૫ મું

આ નામની છાપવાળાં એક "કામાવતીની કથા" અને બીજું "બારમાશી" કરી કાવ્ય મળે છે, તે એક જ કવિની કૃતિઓ છે કે ભિન્ન ભિન્નની એ સમઝી શકાતું નથી. "કામાવતીની કથા" શિવદાસે લખી છે; એ જ સમયમાં આ લોકવાર્તા કેશવદાસે લખી જણાય છેઃ કવિ પૌરાણિક પદ્ધતિની કથાથી વિશેષ કાંઈ આપતો નથી.
ચરિતસામગ્રી :

૧. ફા. ગુ. સભાની હ. લિ. પુ. નામા. ભાગ ૨ જો

## અવિચલદાસ

[સં. ૧૬૮૪-૯૯માં હયાત ]

**નડિયાદના,** સંભવતઃ આભ્યંતર સાઠોદરા જ્ઞાતિના વિષ્ણુદાસ-સુત અવિચલદાસનાં અત્યારે જે બે કાવ્ય ભાગવત ષષ્ઠસ્કંધ અને આરણ્યકપર્વ મળે છે તે જોતાં એ એક કૃતપ્રયત્ન અને એ સાથે ગુજરાતી ભાષા ઉપર સારો કાબૂ ધરાવનાર આખ્યાનકાર જણાય છે. આરણ્યકપર્વ તો ૭૦૭૦ કડીનું વિસ્તૃત કાવ્ય છે. આ બંને કાવ્યોમાં એણે પોતાનો ટૂંકો પરિચય આપી દીધો છે :

"સંવત સોલ ચોરાશીઉ પોષ અસિત શુભ ચેઠ ।
શ્રીમદ્કવિતન યસ કહિ ગાતા નીમલ દેહ ।।૦।
વાડજ નાગર વિષ્ણુસુત અવિચલ ગાવા હામ ।
દસમીનિ દિન સોપીઉ ગાતે રીઝે રામ ।।૩।।
નયર વડુ નડપદમાં શ્રીનારાયણદાસ ।
શ્રી કૃષ્ણકથા પ્રાકૃત કરી ગાશે અવિચળદાસ ।।,'

(ષષ્ઠ સ્કંધ-૧૯ મો અધ્યાય)

અને—

ગુજર ખંડે નડપદ્ર નિવાસ । નાગર નારાયણના દાસ ।
સંવત ૧૬ પંચાણુંઓ ધન્ય । શ્રાવણ વદિ એકાદશી દિન ।।
× × × ×
વિષ્ણુદાસસુત અવિચલ વાણે । સકલ સભાને દે કલ્યાણ ।।"

(આરણ્યકપર્વ-કડવું ૭૫ મું)

આ બંને કાવ્ય કવિના ખુદના હસ્તાક્ષરમાં લખાયેલ છે એવું આરણ્યકપર્વની પુષ્પિકાના નીચેના શબ્દોથી જણાય છે:

श्रीरामप्रसादात् । संवत १६९५ वरषे श्रावणशुदि १२ रवउ अदेह नटपद्रवास्तव्य आभ्यंतर नागरज्ञाती महं विष्णुजीसुत अचलदास स्वयं बुद्धिज्ञाता श्रीनारायणने प्रसादे प्राकृत गांन आरणीक पर्व संक्षेप्ये कवि, श्रीनारायणने चरणे सोप्युं ।''

જેમ જેમ આ કાવ્ય લખાતું ગયું હશે તેમ તેમ નકલ એણે કરી જણાય છે અને આગલે દિવસે કાવ્ય પૂરું કરી બીજે દિવસે પૂરું લખ્યું છે. એની જ કલમે આ બંને કાવ્યવાળા ચોપડામાં વિષ્ણુદાસની રુક્માંગદપુરી, જનાર્દનનું ઉષાહરણ, અજ્ઞાતનું પ્રબોધ-પરાક્રમ, ઈસરનો હરિરસ, ભગવાનદાસનો ભજનલીલારસ, (લ.સં.૧૬૯૯) શ્રીરાધાવલ્લભીય પદો તેમજ પુષ્ટિમાર્ગીય અષ્ટસખાનાં પદો, મીરાં, નરસિંહ વગેરેનાં પદો પણ ઉતારેલાં મળે છે. એના અક્ષર એકંદરે સુવાચ્ય છે અને શુદ્ધિ પણ એકંદરે ઠીક છે.

ખંભાતનો વિષ્ણુદાસ અને અવિચલનો પિતા વિષ્ણુદાસ ભિન્ન ભિન્ન છે.[1] પેલો મકરકુલનો છે. જ્યારે આ પોતાના કુલ વિશે કશું લખતો નથી. વધુમાં આનાં બંને કાવ્યોમાં ખંભાતના વિષ્ણુ-દાસના કોઈ અંશ નથી. બેશક, આરણ્યકપર્વની પદ્ધતિ વિષ્ણુદાસનાં કાવ્યો જેવી છે. ખુદ અવિચલે જ વિષ્ણુદાસના સં. ૧૬૩૪માં રચાયેલા ''રુક્માંગદપુરી''ની નકલ આ ચોપડામાં કરી છે છતાં એનું કવન સ્વતંત્ર જ છે. એનાં બંને કાવ્ય અદ્યાપિ અપ્રસિદ્ધ છે.

આ કાવ્યો એણે સ્વતંત્ર બુદ્ધિથી રચ્યાં હોય કે ન હોય પણ એ બંને કાવ્ય જુદાજુદા પૌરાણિક ભટ્ટો પાસેથી સાંભળી કે ભણીને એણે બનાવ્યાં હોય એમ એ આરણ્યકપર્વને અંતે કહે છે:

''નયર વડુ નટપદ્ર નિધાન હરજીસુત ધરણીધર માંહાન
મૂલ કથા સંભલાવી સહી તે માટે તે પ્રાકૃત કહી.''[2]

---

૧. આ વિષયની વિસ્તૃત ચર્ચા માટે જુઓ આ પૂર્વેના પૃ ૩૨૭ વગેરે.

૨. ગુ. વિ. સ. હ. લિ. પુ. નં. ૪૭૭ પૃ. ૩૭૯

એ જ પ્રમાણે ૫૪ સ્કંધમાં એ એક બીજા ભીમકવિસુતના નામનો નિર્દેશ કરે છે, જેમાં ભીમકવીશ્વરસુત મૂળ કાવ્ય કહેતો હોય અને અવિચલ એ હૃદયમાં ધારણ કરતો હોય કે જે પછીથી ગુજરાતીમાં ઉતારતો હોય એમ દેખાય છે :

**ભીમ કવિશ્વરસુત એમ કહિ**
**અવિચલ રામપર્તાપે લહિ ॥૩૪॥**"[2]

ઉપર શરૂમાં આવતા, ૫૪ સ્કંધના અવતરણમાં પણ "ભીમ-કવિતન"નો ઉલ્લેખ છે.

આ કવિએ આ બંને કાવ્ય મૂળ સંસ્કૃત સમજીને રચ્યાં હોય એવું જણાય છે, કેમકે ૫૪ સ્કંધમાં તો શ્રીધરી ટીકાને અનુસરી એ સ્કંધ રચ્યાનો સ્પષ્ટ નિર્દેશ કરે છે, એવી મતલબનો કે ભાગવતનો અર્થ શ્રીધર સ્વામીની મદદથી સમજાય છે; જેમકે

"છઠિ પોષણ તો કહું જો હરિ થશિ સહાય ।
કઠીણ કથા શ્રી ભાગવતી શ્રીધર વચન ઉપાય ॥૨॥"[1]

૫૪ સ્કંધના કેટલાક અધ્યાયોના આરંભમાં એણે સંસ્કૃત શ્લોક ઘણા સુંદર આપ્યા છે, પણ એમાં અશુદ્ધિઓ છે એ જોતાં કદાચ અવિચલની પોતાની એ સંસ્કૃત કૃતિ નહોતાં જેની પાસેથી એણે સાંભળી હશે તે બદ્ધ એ રચી આપ્યાં હશે. બાકી શ્રીધરી ટીકામાં પ્રત્યેક અધ્યાયને આરંભે આવતા અધ્યાયસારના શ્લોકોનો સીધો અનુ-વાદ કવિએ આપ્યો છે. આ અનુવાદ પણ અધ્યાયવાર મળે છે, એમાં કડવા-બંધ સ્વીકાર્યો નથી. રત્નેશ્વરે પચાશેક વર્ષ પછી આ જ પદ્ધતિએ ચોપાઈ અને ચોપાઈ દાવટીમાં (એટલે કે સવૈયા અને હરિ-ગીતની દેશીમાં મુખ્યત્વે) ભાગવતના સ્કંધોનો અનુવાદ કર્યો છે, જે પણ શ્રીધરી ટીકાને અનુસરીને આટલો જ સુંદર અનુવાદ છે. જેમ રત્નેશ્વરમાં મળે છે તે જ રીતે પ્રત્યેક અધ્યાયને અંતે મૂળ સં. અધ્યાયના શ્લોકની ગણતરી આપવામાં આવી છે; "અવિચલ" એ છાપ પ્રત્યેક અધ્યાયને અંતે મળે છે; જેમકે

૧. એજન, પૃ. ૪૬    ૨. એજન, પૃ. ૧

"એમ બ્યાલીશ શ્લોકનું પ્રાકૃત ષષ્ઠમિ સાત અધ્યાય ।
શીમકામ સુરપદ ગુરુસ્થાનક અવિચલ કૃષ્ણસહાય ॥૫૭॥"[1]

એની કવિતા યાને અનુવાદનો નમૂનો હવે જોઈયે:

પૂર્વછં.ચે।

"કથા અનોપમ બારમિ વૃત્રાસુર રણિ નાશે ।
દાનવનો પ્રેર્યો વઢિ સુરપતિ દાનવ પાશે ॥૧॥

ઢાલ—શુક રાજા પ્રતિ એણી પિરચે બોલ્યા સાંભલિ રાયકુમાર ।
ઇમ સુણી ઇંદ્ર વૃત્ર પરિ ધશીઓ નાખુ શૂલ ઉદાર ॥૨॥
પાપ ઇંદ્ર જયે જે તુજ મારું તુજ મઃ સકલ ઉતારું ॥૩॥
દેહ પ્રચંડ ચંડ પરિ બોલ્યો જોયે પ્રાક્રમ માહારું ॥૩॥
તેહ શૂલ આવતું દેખી ઈંદ્રિ વજ્રિ છેઘું ।
તદા બાહુ વૃત્રાસુર કેરા વજ્ર વડિ સુર છેઘું ॥૪॥
એક બાહુ પડતે પ્રથિવીતલિ વૃત્રે ભોગલ સાહી ।
ગજને મસ્તકયે સબલી મારી તવ યોધા બલ વાહી ॥૫॥
તે ભોગલને પ્રાહારે ગજને અંત વ્યાકુલ મનિ થાએ ।
ઈંદ્ર તણા કર તન સહ ધ્રુજે કરથી વજ્ર પડાએ ॥૬॥
તદા ઇંદ્રને લજ્જા આવી હાથિ વજ્ર ન ઝાલિ ।
તેણે સમિ વૃત્રબલ દેખી ચારણ મુખિ યશ સંભાલિ ॥૭॥
વૃત્ર કહિ મઘવા મનિ નાણો બુદ્ધિ પરાજય હોય ।
મનનો ચીંત્યો જય કિમ પામિ તો કાં નીચુ જોય ॥૮॥
અપરાજિત તો એક નારાયણ જેહ જગત–આધાર ।
વજ્ર ગ્રહીનિ યુદ્ધ કરો સુર જયદાતા કિરતાર ॥૯॥
શત્રુવર્ગ હણવા જે ઇછિ તેહ કેહી પિરયે રીસાવિ ।
યુદ્ધ કરો તહ્મો વજ્ર ગ્રહીનિ થાશે જે હરિ ભાવે ॥૧૦॥
કાલ કરેવા જે છિ સમરથ તેને વશિ સહુ જીવ ।
તેને ગમિ તે સર્વ ભોગવિ જીવજગત વશે–શીવ ॥૧૧॥
તેજ પરાક્રમ બલ નિરબલતા જીવ કરણ તે હાથિ ।
પુરુષ કેરણ તે તાં જૂઠું કાલ સર્વ વશે નાથ ॥૧૨॥

1. એજન, પૃ. ૨૪

તે કારણિ સજ્જન મનિ આણી મિથ્યા લહી પ્રતીકાર ।
સ્વચ્છ થઇ હરિધ્યાન આચરિ છાંડી સકલ વિચાર ॥૧૩॥
યમ્મ કાઠની કરી પૂતલી ચર્મ તણો સુગરાજ ।
યોગી કુહકયંત્ર રમાડિ ત્યમ એ કાલખલ સાજ ॥૧૪॥"[1]

ભાષાને સરળ કરવા સાથે શબ્દોની યથાસ્થિતિ ઉપર એનું લક્ષ્ય છે, એ આમાંથી તરી આવશે.

આરણ્યકપર્વ તો એણે કડવાબદ્ધ રચ્યું છે. એમાં પણ એનું મૂળને પ્રાય: પ્રામાણિક રીતે અનુસરવાનું અવિચળ જ છે. આખી કથા એણે ૭૫ કડવાંમાં સારબદ્ધ કરી છે. કેટલાક પ્રસંગોમાં એણે વિશિષ્ટ રોચકતા અર્પી છે; નમૂના તરીકે આપણે સોગંધિક પુષ્પો લેવા જતાં માર્ગમાં થયેલો ભીમનો વનનો અનુભવ અને ભીમહનુ-માનનો મેળાપ થવાનું સૂચન જોઇયે :

"પર્વત સરીતા વન વિસ્તારે હિંગ્યગંધ ફલ ફૂલ ન પાર ।
શીતલ જલ તાપસના ઠામ વનમા વિસમી ઘાતી હામ ॥૬૪॥
રુતિ સઘલી શુ એકાં કાલિ ગંધમાદન ગિરી રંમ્ય કરાલ ।
હંસ મોર કોકીલ રવ કરિ વીર વશેખે વને સાંચરે ॥૬૫॥
જાતાં જાતાં નાવિ છેક તદા વિચારે વિર વિવેક ।
રાક્ષસવન અથ જક્ષ ગાંધર્વ કિંનર ગુહ્યક વિસમા સર્વ ॥૬૬॥
તલાવ વૃક્ષ ફલ ફૂલી રહે ફૂલ સુંદર ચી શોભા કહિ ।
કુંજ મનોહર ગિરીની ઘાત નીરઝરણે જલ ઉત્તમ ભાતિ ॥૬૭॥
ગફા કેસરી છાંડયાં ઠામ કુંજર વાઘ પલિ લહી તામ ।
જન પાખિ વન અરણ્ય અપાર હરખે વીર પલિ તે ઠાર ॥૬૮॥
હાથિ વક્ષથી મારગ કરે અભીત ભડ-વનમા પરવરિ ।
× × × ×
ચિંતા કરતો ભડ પરવરે નેત્રે ધારા જલની ઝરે ॥૭૨॥
તેણે સમિ કિધો ઢંકાર ગજપતિ કરમે છાંડયા ઠાર ।
નાઠા વનમાં પાડી ચીસ સૂગ વરાહ ચીતલ અંગ રીસ ॥૭૩॥

---

1. એજન, પૃ ૩૮ (અધ્યાય ૧૨ મો)

આકુલવ્યાકુલ મહાવન માહિ ભાજે વૃખ પલિ ગજ પાહિ ।
અતિ આંદોલે હડે દ્રીજ બહુ મહાભયાતુર કીધું સહુ ॥૭૪॥
દિવ્ય મનોહર દીઠો ઠાસ હમો બાંધવ ધાતી હાંમ ।

× × ×

સુંદર વન એક શોભા ઘણી દીઠી શ્રેણી નલિ ખંગ તણી ॥૭૭॥
જાણ્યું કયહી એક જલનો ઠામ જાવા વીરે ધાતી હામ ।
મહા જલજનો કીધો નાદ વનમા વીરલ દી ઉહલાદ ॥૭૮॥
પરવત ગાજ્યો થયો પડછંદ નાહાઠા દ્વિપદ ચતુષ્પદ વૃંદ ।
ગુફા માંહેથી ઉઠો નાદ મોર હંસ કોકીલના સાદ ॥૭૯॥
ગંધમાદન કેદલીવન રંમ્ય અભકત જનનો નહી ત્યાંહાં ગંમ્ય ।
રામસખા સીતાને વીર વાનર એક રહે રણધીર ॥૮૦॥
હનમાન સાંભલતે નાદ પુછ ઉછાલે લહી ઉહલાદ ।
તેનો શબ્દ થયો શતગણો નભ ધરણી દિશિ રવ અતિ ઘણો ॥૮૧॥
ડોલે પરવત કંપિ ઝાડ નાહાઠા કેહરી ગજ મૃગ ત્રાડિ ।
ઇહ રુદ ઝરીતાં સરજલ લોઢ આકુલવ્યાકુલ નાંના પ્રોઢ ॥૮૨॥

× × ×

કંદલી વનમાં નીદ્રા પિરચે જૂસમાણ લાંગુલ વિસ્તરચે ।
ઇદ્રધ્વજ સમાનિ કરી વન આખે લાંગુલ વીસ્તરી ॥૮૬॥
વાને વનગિરી સરીઉ ષરું જાણે ભદ્રહુ તિહાં પરવરું ।
મતિ વિસમે થઇ ચાલ્યો વીર દીઠો કપિ બેઠો રણે ધીર ॥૮૭॥
વિદ્યુતતેજ સમાનિ દેહ પિંગલચક્ષ રોમશું નેહ ।
સુંદર બાહુ સકોમલ અંગ કેટ કેસરી શોભીત સર્વાંગ ॥૮૮॥
શોભા સુખમુખ શોભીત કાંન હદદક્ષણલક્ષણે હનુમાન ।
રવિ સમાન તેજ સુખરાશિ સંભારે સકલ દુષ્ટ નાશિ ॥૮૯॥

× × +

કદલીવને જવા મન ભીમ દીઠો કપીબલ મન અતીખીમ ।
પાસે આવી કીધો નાદ સાંભલતિ કપિ-મનિ ઉહલાદ ॥૯૧॥"[1]

---

1. એજન, પૃ. ૧૧૧-૧૩

આ અવતરણ ઉપરથી કવિની શક્તિનો કાંઈક ખ્યાલ આવશે. એણે ચાલુ આખ્યાનપદ્ધતિમાં રોચક તત્ત્વ અર્પવાનો હૃદયંગમ થવાનો પ્રયત્ન કર્યો છે, એ આ જોતાં જાણી શકાશે.

કાવ્યબંધની દૃષ્ટિએ જોતાં એણે ખાસ વિશિષ્ટતા નથી અર્પી; એ જ ચાલુ દેશીઓ પ્રયોજી છે, જેમાં ખાસ વિવિધતા લાવવાનો એનો યત્ન દેખાતો નથી; પ્રસંગોએ એ કર્યું હોત તો કાવ્ય છે એના કરતાં વધુ આકર્ષક થયું હોત.

ભાષાના વિષયમાં, અવિચલે આ કાવ્યની નકલ પોતાને હાથે જ કરી હોવાથી સારી ચોખવટ મળી જાય છે. ઉપર આપેલા અવતરણ પરથી સ્પષ્ટ સમજી શકાય એવું છે કે એના સમયમાં અર્વાચીન સ્વરૂપ સારી રીતે પ્રચારમાં આવી ગયું હતું. ક્વચિત્ જૂના અંશ રહેવા પામ્યા હતા, અને એણે એ આપ્યા પણ છે. આ જ કાળમાં નકલ થયેલાં વિષ્ણુદાસનાં કાવ્યોની ભાષા પણ આવી જ છે, એ જોતાં એ સમયે મધ્યકાલીન ગુજરાતીની ચોથી ભૂમિકામાંથી અર્વાચીન ભૂમિકામાં સારી રીતે સ્થિર થવાની શરૂઆત સારા પ્રમાણમાં થઈ ચૂકી હતી.

ચરિતસામગ્રી :

૧ ગુ. વિ. સ. હ. લિ. પુ. સં. નં. ૪૭૭, ૪૭૭ ગ

## મધુસૂદન

[ સં. ૧૬૮૭માં હયાત ]

**ઉદ્ધવકૃત રામાયણમાં** છપાયેલા યુદ્ધકાંડને અંતે કર્ણપુરના મધુસૂદન નામે બ્રાહ્મણનો કર્તા તરીકે ઉલ્લેખ પ્રાપ્ત થાય છે;[1] પરંતુ આંતર પ્રમાણોથી એમ સમજાય છે કે યુદ્ધકાંડ પણ પૂર્વના કાંડોના કર્તાનો જ છે.

---

૧. જુવો: 'ઉદ્ધવચરિત' પૃ. ૨૭૫–૭૬

અને છેવટના ભાગમાં મધુસૂદનના એ ભાગની ધાલમેલ થઈ છે. આ મધુસૂદન રાયસ્થલ(? રાયકવાળ) બ્રાહ્મણ કોઈ રામજી–સુત ભીમજી વ્યાસ પાસેથી યુદ્ધકાંડ મૂળ સાંભળી "ગુર્જર ભાષા"માં કે પ્રાકૃત બંધનાં કવિતા કર્યાનું કહે છે:

"પ્રાકૃત ભાષાએ સુણીને કહ્યું મધુસુદન;
શંવત સોળ સત્યાશીહ, ફાલ્ગુન વદી તૃતીયા દીન ॥૪૭॥"
ગુરુવાર તે દિવસ હતો..........................॥

[ યુદ્ધકાંડ–૫૭–૪૭,]

એણે એ કાવ્ય સં. ૧૬૮૭ના ફાગણ વદિ તૃતીયા ગુરુવારને દિવસે પૂરું કર્યું છે

આ મધુસૂદને આ સિવાય બીજું કોઈ કાવ્ય લખ્યું કે તકડાર્યું જાહેરમાં નથી આવ્યું.

એના વિષયમાં જે માહિતી મળે છે તે એટલી જ કે 'જ્ઞાત સરવ ભટ્ટ' હતો. આ જ્ઞાતિ કઈ છે એ સમઝાતું નથી. એનું મોસાળ પાલણપુર અને વતન કર્ણપુર હતું:

'ગુર્જર ભાષાએ કહ્યું બુધ, સાર મધુસૂદને;
કર્ણપુર ગામ તાતનું, મોસાલ પાટણપુર પાવન.
જ્ઞાત સરવ ભટ વર્તિયો, વાગ્વાણીનો દાસ."

[યુદ્ધકાંડ–૫૭–૪૩, ૪૪)

ચરિતસામગ્રી:

1. હર્ષદકૃત રામાયણ–સ્વ. હ ગો કાંટાવાળા–સંપાદિત
2. લાવણ–સ્વ. રામલાલ ચુ મોદીકૃત
3 બે નળાખ્યાન ,, .. –સંપાદિત

## રાણાસુત

[સં. ૧૬૮૭માં હયાત]

અંગદ નાટકનો આધાર લઇને "મહિરાવણનું આખ્યાન" એ નામનું એક આખ્યાન કોઈ રાણાસુતે લખ્યું છે. એ કવિએ કાવ્યમાં ક્યાંય પણ પોતાનું નામ આપ્યું નથી. અંતભાગ નીચે પ્રમાણે મળે છે :

"અંગદ નાટક તણી એ કથા સંખેપ માત્રે કહી શ્રવથા ।
પદ પાંચસેહે ઉપર આઠ સુભ કથા કહી મુખપાઠ ॥
સંવત ૧૬ સતાસીઉં કુત તવ એ ગ્નાંન કરુ અદ્ભુત ।
કેહે રાણાંસુત હરિનો દાસ બાલપણે કીધો અભ્યાસ ॥"[1]

હનુમાન દ્રોણગિરિ ઉપર મૃતસંજીવની લેવા ગયા હતા ત્યારે મહિરાવણે વિઘ્ન કરતાં હનુમાને એનો સંહાર કર્યો એ પ્રસંગને લઇ કવિએ આ કાવ્ય ૩૦ કડવાંમાં લખ્યું છે. કાવ્યની દૃષ્ટિએ એમાંથી કશું ઉપયોગી તત્ત્વ હાથ લાગતું નથી. પ્રસંગોને કૃત્રિમ રીતે અદ્‌ભુત બનાવવાનો પ્રયત્ન ખાસ આકર્ષક દેખાતો નથી. મહિરાવણ સૈન્ય લઈ નીકળે છે એ પ્રસંગ જોઇયે :

"સબલ ગરવ મદપુરીત પાપી કુલ-હલાહલ જેહ ।
ચાલ્યા દહિત સત કોટ ચોરાસી હાહાકાર હોઅ એહ ॥૧॥
તેમાં અચુત પ્રધાન શપીછક જુએ મહાબલવંત ।
ટોલે મલી તે તાહાં આવા જાંહા છે કપી હનુંમંત ॥૨॥
આવીને સરઓઘ પાઠવાં કીધો રણઅંધાર ।
જાંણે મેઘ ચડો જલ સાથે દવાદશ વીરજ ઉદાર ॥૩॥
આકાસ મારગ ઉતપતો કપીવર મેનાન હિણેના હાલિ (?) ।
અદ્રષ્ટ રુપ હુતાસંન સરખો ચમુ વીખે ગઓ-ચાલિ ॥૪॥

---

૧. ગુ. વિ. સ. હ. લિ. પુ. નં. ૫૮, પૃ. ૩૮ (કડવું ૩૦મું). આ કાવ્ય "સાહિત્ય" માસિકના વર્ષ ૧૪ માં સ્વ હ. ગો. કાંટાવાળાએ છપાવ્યું છે.

મંત્રી એક દલ મોહોવડ આવો ધ્રુમ્રજાલ જેહેનું નામ ।
મદનપુત્ર સાથે રણ તેણે સબલ કરો સંગ્રામ ॥૫॥
બાંણમાર રાખસે પરેરઃ આંણિ ક્રોધ અપાર ।
હનુમંતે તે હેલા માંહે વરતો હાહાકાર ॥૬॥
પછે મહાબલિએ પાખાંણે ધરી ભુજ વીખે એક પેરછંડ ।
સેન વીખે પછે તેહ નાંખતાં દલ કીધું સત ખંડ ॥૭॥
મેહેરાવણ બેઠો જાંહાં તાંહાં બુમહ તતખેવ ।
સ્વાંમિ બેએ ધ્રમ્રજાલ થઓ રેણ સેન્યાસુ અસ્વમેવ ॥૮॥
હેવુ વાએક મેહેરાવણ સુણતાં ક્રોધ ઉપનો અંગ ।
બીડલાખને આગ્યના આપી મોકલીઓ રણસંગ ॥૯॥
સાઠ કોટ આદે દાંન દેઇ ધીરજ ધરી મન માહ ।
સેના ઘટાસુ તાંહા આવો પવનાતમ હુતો જાંહાં ॥૧૦॥
વાહન-વરજીત રાય ધસો જે રણ કરવા માહાસંગ્રામ ।
આવીને કપી કહે ઝાલો ઉથ કરી મન હાંમ ॥૧૧॥
બીડલાખ વીહુંબી મારો માથા પાછલ કેરી ।
પ્રથવી પર લેઈ પછાડો કટકા કીધો વેરી ॥૧૨॥"[1]

આમાં કંઇપણ કવિત્વ પ્રાપ્ત થતું નથી-આમ આ કવિ ગુજરાતી સાહિત્યમાં કાંઇપણ વિશેષતા અર્પતો નથી, આની કોઇપણ બીજી કૃતિ પણ મળી નથી, તેમ નામ પણ મળતું નથી, તો જ્ઞાતિ કે વતનની આશા ક્યાંથી રાખવી? હાથપ્રત નવી હોવાથી ભાષા વિશે પણ કાંઇ પ્રાપ્ત થતું નથી.

ચરિતસામગ્રી :

૧. ગુ. વ સો. હ. લિ. પુ. નં. ૫૮
૨. સાહિત્ય-માસિક, વર્ષ ૧૪ મું (સ્વ. હ. ગો. કાંટાવાળા-સંપાદિત)

---

૧. એજન, પૃ. ૨૮ (કડવું ૨૨ મું)

# હરજી-સુત રવજી

[ સં. ૧૬૮૯માં હયાત ]

હરજી-સુત રવજી કરીને એક આખ્યાનકાર એના એક માત્ર હાથ લાગેલા "ઉદ્યોગપર્વ"થી જાણવામાં આવ્યો છે.[1] એના વિષયમાં કાંયાંને નીચે મુજબ ઉલ્લેખ મળી આવ્યો છે:

"બ્રંમણ કુલ વાલ્મીક ગ્નાત ॥ ગોપાલ સુ-ગુણનીધી સાખાત ॥૧૮॥
ભગવંત-અંસ સવજી ભૂદેવ ॥ કથા કહી સમરપીઅ અશ્વમેવે ॥૧૯॥
શ્રીનરસીહીપદરેણ-પ્રતાઆ ॥ હરજીસુત જન રવજી ગાઆ ॥૨૦॥
સંવત સોલ નવ્યાસીમાંહે ॥ વઇસાખ શુદ નવમી કેહેવાઅ ॥૨૧॥
સોમાવાર પુરવા નષેત્ર ॥ તે દીન કથા થઇ પવીત્ર ॥૨૨॥"

૫૩ કડવાં અને ૨૮ રાગમાં રચાયેલું આ ઉદ્યોગપર્વ નાકર વિષ્ણુદાસ ભાઉ વગેરેની જ રીતે કવિએ આપ્યું છે. અને એમાં ખાસ કાંઈ વિશિષ્ટતા નથી: સાદું કથાનક કવિ આપ્યે જાય છે. મહાભારતનાં પર્વ આ યુગમાં જુદા જુદા કવિ આખ્યાનકારોએ રચ્યા એમાં એકનો આ કવિએ ઉમેરો કર્યો છે.

કવિના વિષયમાં બીજી કશી વિશેષ માહિતી મળી નથી. હીરજી-સુત કાહાનનો આ ભાઈ હોવાની પણ કોઈ સંભાવના થઈ શકતી નથી, કેમકે આપણે પોતાને 'વાલ્મીક' કહ્યો છે, જ્યારે હીરજી-સુત કાહાને સાદો બ્રાહ્મણ જ નિર્દિષ્ટ છે.

ચરિતસામગ્રી:

૧. ગુ. વિ. સ. હ. લિ. પુ. નં. ૧૬૯૪ખ

---

૧. ગુ. વિ. સ. હ. લિ. પુ. નં. ૧૬૯૪ખ

# પરમાણુંદ

[સં. ૧૬૮૯માં હયાત]

ભાગવતના[1] દશમ અને એકાદશ સ્કંધને આધારે ૧૨ વર્ગમાં ૧૩૪૩ કડીનું "હરિરસ" નામનું વિસ્તૃત પૌરાણિક કાવ્ય અર્પનારો પરમાણુંદ નામનો કવિ સૌરાષ્ટ્રના દીવ બેટમાં થઇ ગયો છે. એ જ્ઞાતિએ બ્રહ્મક્ષત્રિય હતો, સં. ૧૬૮૯માં હયાત હતો, અને એના પિતાનું નામ પૂંજો હતું, એવું કાવ્યના અંતભાગમાં આપેલી હકીકત ઉપરથી જાણવામાં આવે છે. કવિ ત્યાં જણાવે છે કે–

"ઢયવતા બ્રહ્મક્ષત્રીની જ્ઞાત્ય કુલદેવા આશાપરિ માત।
કાલાગિની પુરે સહુ આસ દીવનગર ઢયવતાને વાસ ॥૧૨૯॥
સંવત સોલ નવ એસીએ[2] સાડે પનર ચોપને કહીએ ॥
માગસર માસ અષ્ટમી સાર। એહ ગ્રંથ પૂરણ વિસ્તાર ॥૧૩૦॥
જથાજ્ઞાન શ્રીગુરૂ શુદ્ધિ। તથા નીપનો એ પ્રતીબંધ ॥
કરી કથા સમરયા અવિનાશ ॥ પૂંજાસુત પરમાનંદદાસ ॥૧૩૧॥"

કવિ સંસ્કૃત ભાષાનો જાણકાર હતો કે નહિ એ જોકે સમજાતું નથી; આમ છતાં ભાષા ઉપરના પ્રભુત્વને કારણે એ સંસ્કૃતજ્ઞ સંભવે છે. જ્ઞાતિએ બ્રહ્મક્ષત્રિય અને દીવનો વતની એટલે કદાચ સંભવે છે કે સોરઠમાં રંગાટ તેમજ સુતારીકામ કરનારી જે ખત્રીની જાત છે તે જાતનો કવિ હશે. આ ખત્રીઓ ચૂડીઓ ઉતારવાનું કામ પણ કેટલાક અત્યારે કરે છે. ગુજરાત તરફના બ્રહ્મક્ષત્રિયો અને આ મૂળે એક હશે, એમ કદાચ સંભવે. દીવમાં જૂના કાળથી ચૂડીઓ બનાવવાનું કામ ચાલતું હોવાથી સંભવ છે કે એ જ જ્ઞાતિનો એ હોય.

---

૧. ગુજરાતી પ્રેસની નં. ૨૯૫ની પ્રતમાં ૧૫૦૯ છે; પણ ફા.ની ૩૨૫, ૩૫૮, ૩૬૬, ૬૬૮ વગેરે પ્રતોમાં ૧૬૮૯ જ મળે છે; એટલે એ જ ખરી છે.

૨. ગુ. વિ. સ. હ લિ. પુ. નં. ૪૫૪, પૃ. ૧૬૬

આવી કારીગરની જ્ઞાતિમાંનો કવિ પૌરાણિક ધાટીનું એક વિસ્તૃત કાવ્ય આપે છે, એ જ્ઞાતિને માટે ગૌરવનો વિષય ગણાય.

કવિ કાવ્યરચનમાં વિપ્રગુરુના નામનો નીચે મુજબ, કાવ્યના આરંભમાં ઉલ્લેખ કરે છે :

"જે નમયો કેસવ ભટ પાય। શ્રીભાગવત જણ્યો મહીમાય।
ગુરુકરૂણાઇ કથા। કરીસ હું મતિમાંને જથા ॥૨૬॥
કૃષ્ણચરિત્ર નવ રસ વિસ્તાર। બ્રંમા રૂદ્ર ન પામે પાર।
હું કિમ ગુણ જાણૂં અવિનાશિ। પૂજાસૂત પરમાનંદદાસ ॥૨૭॥
આગે કવિજંન કીધા ગ્રંથ। તે આધારે ચાલ્યો પંથ।
વિપ્ર તણી માગી આસીસ। કવિતા સહુને નામુ શિશ ॥૨૮॥"[1]

કેશવ ભટ્ટ કોઈ પ્રખ્યાત પુરુષ નથી. સમઝાય છે કે એ દીવમાંનો કોઈ ભાગવતની કથા કરનારો વિદ્વાન બ્રાહ્મણ હશે, જેની પાસેથી અભ્યાસ કરી, આશિષ માગી કાવ્યગ્રન્થની એણે રચના કરી.

કવિએ વિસ્તૃત કાવ્ય લખ્યું હોવા છતાં કેટલાએ પ્રસંગ ટૂંકવી નાખ્યા છે. રાસક્રીડા તો માત્ર પાંચમા વર્ગની ૬૨ થી ૬૫ એમ ત્રણ જ કડીમાં આટોપી લીધી છે, જ્યારે ઉદ્ધવાગમન જેવા પ્રસંગ જરા વિસ્તારથી આપેલ છે (વર્ગ ૬ઠ્ઠો).

કવિનું લક્ષ્ય લોકભોગ્ય પ્રસંગો વધુ વિસ્તારથી આપવા તરફ છે, તેથી કૃષ્ણની નિર્દોષ લીલાઓ અને યાદવોના સંબંધમાં વિસ્તાર કર્યો છે. બેશક, પ્રાયઃ મૂળની કથાને અનુસરવાની સાવચેતી લીધી છે, છતાં ક્યાંક ક્યાંક પોતા તરફથી પણ ઉમેરી લીધું છે. ૧લા જ વર્ગમાં કૃષ્ણજન્મ પૂર્વે દેવકીને થયેલું સ્વપ્ન એ એવો એક પ્રસંગ છે :

"કરી વીનંતી એહ પ્રકરે સુતી થૈ નિશ્વાસ।
નિદ્રા આવી શોહ્ણૂં દીઠ્ઠ પામી મંન ઊહલાસ ॥૪૩॥
એ જૂકતે શપનાંતર દીઠુ આવ્યા હરીહર બ્રંહ્મ।
કમલાસક્તિ શંજુકતા દીઠા આભ્રણ-શોભીત તંન ॥૪૪॥

1. એજન, પૃ. ૩

સુત ઊછંગ્યે પેલંતો દીઠો: સુર્જ કોટિ પ્રકાશ ।
મન્યવંછીત વર માગ્યા આપ્યા પરિપૂર્ણ થૈ આસ ।।૪૫।।
એહવુ સ્વપન લાધૂ દેવકીને જાગી થયુ પ્રભાત ।
નાથ પ્રતે શોહણુ શંભલાવ્યુ જાદવ થ્યા રલીઆત ।।૪૬।।"[1]

મૂળને એ કેટલો અનુસરે છે, છતાં ભાષામાં કેટ ' સારલ્ય સાચવે છે, એ રાસક્રીડાની પૂર્વના નીચેના પ્રસંગથી માલૂમ પડી આવશે. એમાં ભાષાનું રૂપ પણ જૂનું સચવાયું છે, એ પણ સાથોસાથ લક્ષ્યમાં લેવા જેવું છે :

ફાગની ચાલ

"સુક મુનીવર બોલયા સાંભલો પરીક્ષિત રાય ।
રાસક્રીડા જે કો સાંભલે દેહના દુક્રીત જાય ।।૪૪।।

શ્લોક

દુક્રીત દેહના સર્વ જાઇ એકસનો જેહ ગાઇ ।
ભક્તિ આપઇ રદે જ્ઞાન થાઇ ચરીત્ર ગાતા પ્રભુના જિહવાઇ ।।૪૫।।

ઢાલ—જિહવાએ જસ બોલઇ રે ગાયે હરીનો વિલાસ ।
સોલ કલા સસિ ઊગ્યો રે પુન્યમ આસો માસ ।।૪૬।।
વનસપતી વનમા ઘણી સોભીત ભાર અઢાર ।
સોરંભ પૂષ્પ તણા બહુ કિમ વર્ણુવુ વિસ્તાર ।।૪૭।।
વંસ વજાડચો રે વન વિષે આવી વીસ્વાધાર ।
વ્રજવિનતાઇ સાંભલી વ્યાકુલ થૈ સર્વ નારિ ।।૪૮।।

શ્લોક

કામ્યની વ્યાકુલ દેહ પામી ચંત ગઇ વંન વિષઇ જિહાઇ સ્વામી ।
મંનમથ વ્યાપયો દેહ માહે ગ્રેહિ ગ્રેહિથી મલી વનિ જાઇ ।।૪૯।।

ઢાલ—ગ્રહિ ગ્રહિથી મલી કામ્યની જાઇ વંન મઝાર ।
માઇબાપ-લજ્યા નહી પતિ ઊવેક્ષ્યા નારિ ।।૫૦।।
શરદનિસ્યા અજુઆલી રે ચિર આવ્યો ઊડરાજ ।
ધરિ ધરિથી સહુ સંચરી લોપી મંનની લાજ ।।૫૧।।

નેપૂર ચરણે શ્રવણ ધરચા કુંડલ પેહિરચા ચરણિ ।
અવલા અંબર પેહિરચા મંન મ્રેહિ સાંમલવરણ ॥૫૨॥

નયણે એક કાંજલ કરચુ એક વીસારી ભુર ।
પાગ સમારચો કુકમઇ પીઅલ કરી શી દૂર ॥૫૩॥

એમ ધરિ ઘરિથી સંચરી વ્રંદાવંનમા જાઇ ।
દેહ તણો ગતિ વીસરી મલવા જ્યાદવરાઇ ॥૫૪॥"[1]

ઉપરના અવતરણમાં આવતું ભાષાસ્વરૂપ મધ્ય. ગુજ. મિશ્ર ૪ થી ભૂમિકાનું છે. આમ છતાં બીજી ભૂમિકાના અંશ અન્ને જુદા હોય તેવા પણ સચવાઇ રહ્યા છે. શબ્દસમૃદ્ધિ અને ભાષાની દૃષ્ટિએ આ કવિ જેમ ઉપયોગી છે તેમ બંધની દષ્ટિએ પણ ઉપયોગી છે. ઉપરના છેલ્લા નમૂનામાં "ફાગની ચાલ" કહી પછી "શ્લોક" એ મથાળે જૂના "ફાગુ"ઓમાં આવતો "આંદોલ" લીધેલ છે, એ લક્ષ્યમાં રાખવા જેવું છે.

કાવ્યને પણ "વર્ગ" પદ્ધતિએ લખ્યું છે, અગાઉ વર્ગબદ્ધ અશ્વમેધ દેવીદાસનો નોંધાયો છે. કૃષ્ણક્રીડાકાવ્યકાર કેશવદાસે સં. ૧૫૨૯ માં સર્ગબદ્ધ કાવ્ય લખ્યું છે તેવું જ આ વર્ગબદ્ધ છે; એ સામ્ય જોવા જેવું છે. આ પદ્ધતિનો પ્રચાર બહુ જ સ્વલ્પ થયો છે, એમાં પ્રબંધપદ્ધતિનું અનુકરણ મને લાગે છે. આ કાવ્ય હજી છપાયું નથી.

ચરિતસામગ્રીઃ

૧. ગુ. વિ. સ. હ લિ. પુ. નં. ૪૫૪ની હાથપત

૧. એજન, પૃ. ૫૪ (વર્ગ ૫ મો)

# હરજીસુત કાહાન

[ સં. ૧૬૯૩-૯૫માં હયાત ]

**જૈમિનીય** મહાભારતના 'અશ્વમેધપર્વ'ને આધારે અશ્વમેધપર્વનાં બધાં આખ્યાનોને સાંકળી લઈ એક જ સાથે બાંધી આપનાર હરજીસુત કાહાન નામનો આખ્યાનકાર સં. ૧૬૯૩માં હયાત હતો એવું એના પહેલા યૌવનાશ્વના આખ્યાનને અંતે આપેલી હકીકતથી જાણવામાં આવે છે :

"હરજી-સુત કાહાનડ કહે રસિક એ પદબંધ;
અશ્વમેધના આરંભ કેરી કથા તણો સમંધ. ૨૮
સંવત સોળસે ત્રાણુઓ માગંશીર્ષ જે માસ,
દિવસ દ્વિતીયા શુક્લ કેરી કર્યું ગાન અભ્યાસ. ૨૯
રવિવારને દિન સબલ શુભ કહ્યા ગુણ-ગોવિંદ.
કાહાનજી કહે હરિકૃપાથી સદા શુભ આનંદ. ૩૦"[1]

આ પછી ૧૪ મું ચંદ્રહાસનું આખ્યાન સં. ૧૬૯૩ના શ્રાવણ સુદિ ૪ ને રવિવારે એણે પૂર્ણ કર્યું છે,[2] જ્યારે બાકીનો ભાગ સં. ૧૬૯૫ ના પોષમાં મકરસંક્રાંતિને દિવસે પૂરો કર્યો છે.[3]

આ પૂર્વે એક હીરાસુત કાહાનનો નિર્દેશ[4] આવી ગયો છે, તે અને આ જુદી જ વ્યક્તિઓ જણાય છે.

હરજીસુત કાહાનને કોઈ 'દામોદર' કરી ગુરુ હોય એમ 'અશ્વ-મેધનાં લગભગ ઘણાં આખ્યાનોમાં આરંભમાં 'ગુરુની' સ્તુતિમાંના શબ્દોથી સમજાય છે :

---

૧. મહાભારત-પદબંધ, ભાગ ૬ઠ્ઠો, પૃ. ૪૬

૨. એજન, પૃ. ૫૦૯ ૩. એજન, પૃ. ૫૮૩

૪. આ પહેલાં પૃ. ૪૦૪-૯

"શ્રીદામોદર ગુરુ ધ્યાઇએ; નિર્મળ હરિગુણ ગાઇએ,
આરાધિએ ગુરુજી પ્રથમે પ્રેમશૂં રે.
જેહ તણી કૃપા થકી ગાયે ગુણ સુત દેવકી,
સદા શિરોમણિ શુચિ ધ્યેય આપિયે રે. ર"[1]

આ કાહાન વિશે જે કાંઇ માહિતી મળે છે તે આટલી જ છે. 'અશ્વમેધ'ના વાચનથી માલૂમ પડે છે કે એ એક સામાન્ય કોટિનો આખ્યાનકાર જ છે. ભાલણ કે પ્રેમાનંદની પ્રતિભા એની પાસે નથી; નાકર વિષ્ણુદાસ હરિદાસ શિવદાસ વગેરે આખ્યાનકારોની કોટીએ એ માત્ર સળંગ કથાપ્રવાહ જ આપી શકે છે. એણે સ્વીકારેલા દેશી બંધો અને રાગો સામાન્ય છે. ક્વચિત્ રાગોનાં મિશ્રણ એ સૂચવે છે : મેવાડ અસાવરી, મેવાડ કેદારો, જેવાં. એવું અનુમાન થાય કે તે તે કડવું એ બેમાંથી એક રાગમાં યથેચ્છ ગાઈ શકાય.

એણે થોડી વિશેષતા કડવા—નામને સ્થાને 'ઝમક' 'અલંકાર' 'છંદ' 'સૂત્ર' એવાં નામ સ્વીકારી આપવાનો પ્રયત્ન કર્યો છે. તે તે ઝમક અલંકાર છંદ સૂત્ર પૂરાં થાય ત્યાં 'વલણ'માં પણ આ નામ એણે નિર્દેશ્યાં છે; પણ એનાથી એ કોઈ વિશેષ આપી શકતો નથી. 'અશ્વમેધ'ના આરંભમાં ૫ ઝમકમાં વૈરાગ્યરસ, ૬ થી ૧૧ માં વીરરસ. અને ૧૨ થી ૧૬ સુધીમાં યૌવનાશ્વનું આખ્યાન આપતાં 'ભક્તિરસ' છે એમ એ કહે છે; પણ રસની નિષ્પત્તિ બહુ જ સામાન્ય પ્રકારની છે.

બંધની દૃષ્ટિએ એણે યૌવનાશ્વના આખ્યાનના ઝમક ૧૩ મામાં ઝૂલણાનું ગીત આપ્યું છે[2] અને પછી ટૂંકડી ચાલનાં ક્વચિત્ ત્રોટક બંધમાં કડવાં આપ્યાં છે, અને બકદાલ્ભ્ય આખ્યાનમાં 'ભુજંગી'ની ચાલમાં એક કડવું આપ્યું છે, જો કે પ્રતમાં ત્યાં એવો કોઈ

1. મહા. પદ. ભાગ ૬ઠ્ઠો, પૃ ૮૫ વગેરે
2. એજન, પૃ. ૩૫–૩૬

નિર્દેશ નથી. એણે રાહ બદલતી વેળા 'દેશીફેર' એવી નોંધ લગભગ બધાં સ્થળોમાં કરી છે

કાહાન પાસેથી ઉત્તમ પ્રકારનાં આખ્યાન આપણે મેળવી શકિયે એમ નથી. ચંદ્રહાસ આખ્યાન જેવી પ્રેમાનંદની શરૂની કૃતિ પણ જે પ્રતિભાનો ખ્યાલ આપે છે તેનો અંશ માત્ર પણ કાહાન આપી નથી શકતો. પાંચ વર્ષના ચંદ્રહાસને જંગલમાં પક્ષીઓ વગેરે સહાયક થઇ છયા-કરે પાણી પાય એ વગેરે, તેમજ વિષયા સૂતેલા ચંદ્રહાસ નજીક આવે છે ત્યાં નજીકમાં સૂતેલા બીજા પાંચ સેવકો હાજર છતાં કાગળ છોડી વાંચી સુધારો કરી જાય છે, એ વગેરે પ્રસંગોમાં કશી રોચકતા નથી; ક્યાંક અસ્વાભાવિકતા પણ આવી જાય છે. ઉદાહરણ તરીકે વિષયા આવે છે ત્યારે—

"સૂત્ર ૧૨ મું—રાગ કેદારો.

"હવે ન્યાહાળી જૂએ છે કામ્યની, નર સૂતો દીઠો ભામ્યની,
જાણ્યે જોડે અનંગ-ભરી ઘડિઆં, બેહૂ જણ એક રૂપે મળિઆં. ૧
અતિ આછૂં વસ્ત્ર માંહાંથી નિરખે, મુખ શોભા જોઇ મનશૂં હરખે.
નેહેની કાંત્ય વદન બહુ ઝગહળે, કામ્યની કામાતુર થઇ ભળે. ૨
"માહારા મનનીમાની, સુણ્ય, સખી, આજ મુજ જેવડી કોહો નહિ દુખી,
'આ યૌવન અંગ્ય પૂરણ થયૂં, જોને કન્યાવ્રત માહારૂં ગયૂં.' ૩
અંગ જોઇ દર્પણમાંહાં મુખ ધરી પછે નયણાંમાંહાં જળ ભરી;
'આ કો કામરૂપ સૂતો દીસે, એહેને દેખી માહારૂં મન હીસે. ૪
'હવે કેણ વિધ્યે પાસે જાઉં ? એહેનૂં મુખ જોવા વિહ્વળ થાઉં
એ કદાસ નીદર છાંડશે, જો મુજ ઊપરય દૃષ્ટિ માંડશે.' ૫
પછે સચ્ચિદાનૂં ચિંતન ધરી એણી રીતે વિષયા સાંચરી
હવે ઝાંઝરિઆં ઊંચાં ધરિઆં, વસ્ત્ર સંકાચી એકઠાં કરિઆં. ૮
હવે ચતુરા એણી પેરે પગ માડે, એક ધરીને બીજો છાંડે.
એણી પેરે વિષયા પગ ભરે, વીંછિયા ઝાંઝરીના સ્વર હરે. ૯"[1]

આ વગેરે માત્ર સ્વાભાવિક નિરૂપણથી વધુ દીપી શકતું નથી.

પત્ર છોડી 'વિષ'નું 'વિષયા' કરે છે એ પણ સાદી સીધી રીતે જ. કવિતામાં કવિ પ્રતિભાતત્ત્વ ઝળકાવી શક્યો નથી.

કાહાને બકદાલ્ભ્યના આખ્યાનમાં તંત્રશાસ્ત્રનો પારિભાષિક વિષય આપવાનો પ્રયત્ન કર્યો છે, પણ ત્યાં પારિભાષિક શબ્દોની ગણતરી સિવાય વિશેષ કાંઈ સાધી શકતો નથી. કેટલાંક સંસ્કૃત વાક્યો ને શબ્દસ્વરૂપો મૂકી ઊલટી એણે જટિલતા કરી નાખી છે.

પ્રત સં. ૧૮૫૮ જેટલી મોડાની હોઈ ભાષા અર્વાચીન રૂપમાં મળે છે. ક્વચિત્ જૂની છાંટ છે; જેવા કે અવિલોક=અવલોકે, કહિ=કહે, મુહુત્રટિ=મોહત્રટ-ચહેરો, આવિ=આવે. પણ પ્રવાહ આખો અર્વાચીન થઈ ચૂકયો છે. સંક્રમણકાળનાં 'મુખ્ય'=મુખે-મુખમાં, જેવાં રૂપ ઘણુ ક્વચિત્ મળી આવે છે

હોલાહોલીનું આખ્યાન એક કાહાનનું મળે છે, પણ એમાં કોઇ જાતની સ્પષ્ટતા ન હોઇ એ આ જ કાહાનની કૃતિ છે કે નહિ એનો નિશ્ચય થઈ શકતો નથી.

ચરિતસામગ્રી :

૧. ગુ. વિ. સ. હ. લિ. પુ. નં. ૧૬૧૩
૨. મહાભારત-પદબંધ, ભાગ ૬ ઠ્ઠો (કે. કા. શાસ્ત્રી-સંપાદિત)

## વૈકુંઠ

[ સં. ૧૬૯૪-૧૭૨૪માં હયાત ]

**આ** પૂર્વે માધવસુત તુલસીના ચરિતમાં એના પુત્ર વૈકુંઠનો નામનિર્દેશ થઈ ચૂક્યો છે; તે એ રીતે કે બૃ. કા. દો. ભાગ ૨ જામાં છપાયેલું ધ્રુવાખ્યાન તુલસીની છાપવાળું છે, તે ખરું જોતાં એના પુત્ર વૈકુંઠનું જ છે.[1] આ વૈકુંઠે ઉદ્યોગપર્વ, ભીષ્મપર્વ, કર્ણપર્વ, શલ્યપર્વ,

૧. આ પૂર્વે પૃ. ૪૧૩

નાસિકેતનું આખ્યાન, નલકથા[1] પણ લખ્યાં છે. આ બધાં કાવ્ય સળંગ એક જ પ્રવાહમાં પૂર્વછાયા, ચોપાઇ દાવટી (એટલે કે સવૈયાની કે હરિગીતની દેશી કે પવાડો) અને ચોપાઇમાં રચાયેલી કૃતિઓ છે. ધ્રુવાખ્યાન પણ એ જ પદ્ધતિનું છે; એટલે કર્તૃત્વના વિષયમાં કાંઈ પણ શંકાને કારણ નથી રહેતું.

બીજાં કાવ્યોમાં એ પોતાના વિષયમાં નામ સિવાય બીજી માહિતી નથ આપતો; માત્ર એણે નલકથા અને ધ્રુવાખ્યાનમાં જ પોતાની પૂરી ઓળખ આપી છે; જેવી કે—

(૧) નલકથા:

"સારસ્વત જ્ઞાતિ કુંતલપુર ગામ સુત-તુલશી નેં વૈકુંઠ નામ।
અમતનચા સરસ્વતી તેહ તણે ઉપદેશ ।
નલકથ. મેં અનુભવી જાંણિ જે લવલેશ ।
સંવત ૧૭ બે વૃષ સાર આસુ પુનમ નેં ગરૂવાર ।
તે દિંન કથાનો આરંભ વદિ ચર્ણ પસાએ બંસ ।
નલકથા નિરોપિ અશિ પાપ બુધ તે નાવે કસી ।
દુષતણું ટાલણ ઓષધિ પાંમે નવ નધ અષ્ટ સીધી ।

× + ×

સંવત સતર નવ વૃષ સાર તથ એકાદશી નેં ગુરુવાર ।
તે દીન કથા પામ્યો પાર કરુણા કીધી જુગદાધાર ।
આદ્યા શ્રીભુજનગરે વાસ વૈકુંઠ સદા વિષ્ણુનો દાસ ॥"

આ પ્રમાણે સં. ૧૭૦૨ માં શરૂ કરી ૨૬૮૧ કડીનું આ કાવ્ય સં. ૧૭૦૯ માં (સંભવતઃ આશ્વિનમાં) પૂરું કર્યું છે.

(૨) ધ્રુવાખ્યાન:

"ગવરીનંદન કૃપાએં કરી વૈકુંઠમુષ કથા વસતરી ।
વિપ્ર સારશ્વત કુંતલપુર ગામ સુત તુલશીનો વૈકુંઠ નામ ॥૨૭॥

---

૧. ગુ. હાથ.ની સંકલિત યાદીમાં પ્રહ્લાદાખ્યાન નોંધાયું છે, (પૃ. ૨૦૯) પણ એ ભૂલ છે. એ તો કાશિદાસ વસાવડનાનું છે.

૨. શ્રી. હરિશંકર પ્ર. શાસ્ત્રીની નલકથાની હાથપ્રત; પૃ. ૧૦૬-૧૦

કાલાવાલા કીધા જેહ સરસ્વતીએ ઉપદેશઓ તેહ ।
ખોટ મ દેશો કવિજના! કોચે લઘુબુધે હુ બોલ્યો સોએ ॥૨૪॥
ચારસો ને ઓગણસાઠ પચાશ પુરવાછાયાનો ઠાઠ ।
કડવુ એક જે શોલ સમંધ એહે તણો છે કથાપ્રબંધ ॥૨૫॥
બાણ નેત્ર ને બાણ છે જેહ કથા તણો શરવાલો તેહ ।
ચતુર હોએ તે જોજો કથી છે સત્ય કાંએ જુઠ નથી ॥૨૬॥
સંવત **નારીનો શણગાર આંક અંત વેદ ચાર** ।
નીરમલ માશ કહિ................ ............॥૨૭॥"[1]

અહીં સંજ્ઞામાં આપેલો સંવત્સર ૧૬૯૪ છે, નીચેની એક હાથપ્રતમાં પણ એ જ પ્રમાણે મળે છે, જેમાં તિથિ વાર માસ પણ છે :

"શંવત **નાર તણો શણગાર આંક અંક ને વેદ જ ચાર** ।
**નીરમલ માશ** કહીએ જેહ **રમા રામ** તથ વદીએ તેહ ॥૧૭॥
**રવીનંદન છાઆકુમાર** પનોતી કેરો ભડયાર ।
તે દીવશ કથા પુરી કરી **તલશીશુતે** વાંણી ઓચરી ॥૧૮॥"[2]

ધ્રુવાખ્યાનના ૧ લા અવતરણમાં માસ તિથિવાર તૂટે છે, તે બીજા અવતરણથી પૂર્ણ થાય છે: નિર્મલમાસ=ચૈત્ર, રમા–રામ=૧૩ ત્રયોદશી, રવિનંદન છાયાકુમાર=શનિવાર. સં. ૧૬૯૪ ના ચૈત્ર વદિ ૧૩ ને દિવસે શનિવાર બરોબર આવે છે.[3] એ જોતાં માલૂમ પડશે કે કે બૃ. કા. દો. માં છપાયેલો પાઠ ખોટો છે; જેવો કે—

"સરવ **નાર તણે શણગાર આદ અંત ને વેદ** વિચાર (?)
**માઘ** માસે ને પક્ષ અંધાર, તિથિ **એક દશી સોમવાર**."

વર્ષ સં. ૧૬૯૪ ગણતાં માઘ વદિ ૧૧ ને દિવસે સોમવાર આવી રહે છે; પણ પાઠની ગણતરીએ વર્ષનો પત્તો નથી લાગતો,

---

૧. ફા ગુ. સ. હ લિ. પુ. નં. ૫૫ ક-(નામા. ભાગ ૨ જો, પૃ ૨૮)

૨ ગુ. વિ. સ. હ. લિ. પુ. નં. ૮૩૯

૩. શ્રી પિલાઇની Indian Chronology-પૃ ૧૧૩ ઉપર આષાઢી સંવત ૧૬૯૪ના વૈશાખ સુદિ ૧ ને દિવસે મંગળવાર આવે છે, જે દવસે અંગ્રેજી તારીખ ૩ જી એપ્રિલ સને ૧૬૩૮ છે.

પાછલાં તિથિવાર=મહિનો હોવા છતાં. એણે "પ્રહેલિકા" ની પદ્ધતિ સ્વીકારી હોવાથી પૂર્વનો પાઠ અને તેથી કરી પૂર્વનાં તિથિવાર-મહિનો મને વધારે યોગ્ય લાગે છે.

અને વૈકુંઠની બીજી કૃતિઓ સં ૧૭૦૨-૯માં નલકથા કર્ણપર્વ સં. ૧૭૧૬માં, નાસિકેતનું આખ્યાન સં. ૧૭૨૪માં, અને શલ્યપર્વ સં. ૧૭૦૭માં રચાયેલાં મળે છે, તેથી સં. ૧૬૯૪માં ધ્રુવાખ્યાનની રચ્યા-સાલ સ્વીકારવામાં બાધ નથી લાગતો. કવિએ પ્રથમ ધ્રુવાખ્યાન રચ્યા પછી મહાભારતનાં પર્વ લખ્યાં છે. વૈકુઠનું આખું મહાભારત હોવાનું સાંભળવામાં આવ્યું છે તો સંભવે કે ૨૦-૨૨ વરસ એણે મહાભારત પાછળ ગાળ્યાં હશે. એણે કવિતામાં પણ ખૂબ લંબાણ સ્વીકાર્યું છે. ધ્રુવાખ્યાનનો વિસ્તાર જ થોડો નથી. મહાભારતનાં પર્વોને બાજૂએ રાખતાં નવી મળતી નલકથા પણ ૨૬૮૧ કડીનું લાંબું કાવ્ય છે.

આ કવિ સંસ્કૃતનો જાણકાર હતો કે નહિ એ જાણવામાં નથી, પણ એણે સંસ્કૃત ગ્રંથો-એમાં પણ નૈષધ કાવ્ય સાંભળ્યું છે અને એની કથાનું અનુસરણ કર્યું છે એવો નલકથાને અંતે ઉલ્લેખ મળે છે; જેવો કે પોતાની દીનતા બતાવતાં :

"કવિતા કહે મેં સાંસલી વનપર્વમાં સાર ।
મુજ બુધને માંજને કહી કથાવિસ્તાર ॥
નવ મે પિંગલ પ્રીછીક નવ કો જોયો ગ્રંથ ।
નથી વીમલ મત માહરિ નવ હું જાણું પંથ ॥
કવિતા શ્રોતા વિનવું નવ જાણું પ્રતિબંધ ।
નૈષધ ગ્રંથ સમુદ્ર છે રહા કોટ સમંધ ॥
હું તારો તડાગ તણો છહું કેમ અગમાએ ।
શ્રીહર્ષ પંડત તણાં વચન કહાં કેમ જાએ ॥"[1]

વળી પણ તે પછી કહે છે કે

"શ્રીહર્ષને જે અલીબંધ પરણા સુધો કહો સમંધ ।
પછે કારણીક વચનવીચાર કહી ધર્મને તેહ પ્રકાર ॥"[2]

---

૧. એજન, પૃ. ૧૦૯ ૨. એજન, પૃ. ૧૧૦

એનો આશય એ છે કે નલદમયંતીના લગ્ન સુધીના પ્રસંગ કવિએ હર્ષના નૈષધીય કાવ્યને આધારે અને પછીના પ્રસંગ મહાભારતના આરણ્યકપર્વને આધારે બાંધ્યા છે. એણે સાંભળી બાંધ્યાનું લખ્યું છે; એટલે સંસ્કૃતનો અલ્પજ્ઞાની હશે એમ માનવા કારણ રહે.

બીજાં કાવ્યોમાં એ મૌન જ સેવે છે. એનાં મહાભારતનાં પર્વોમાં આરંભમાં સ્તુતિનો અભાવ છે, એ જોતાં એણે આખું મહાભારત લખી પછી સ્વર્ગારોહણીને અંતે જ નલકથા જેવી માહિતી આપી હશે; પણ આજે સ્વર્ગારોહણી મળતી નથી.

ઉપરનાં અવતરણો ઉપરથી સ્પષ્ટ થશે કે તુલસીનો પુત્ર વૈકુંઠ જ્ઞાતિએ સારસ્વત બ્રાહ્મણ, મૂળે કચ્છ-ભુજનો વતની પણ સૌરાષ્ટ્રમાં કુતિયાણામાં આવી રહેલા કુટુંબનો હતો. એનો કવનકાળ પણ સં ૧૬૯૪ થી સં. ૧૭૨૪ સુધી ૩૦ વર્ષનો છે, જે બધો સમય એ કુતિયાણામાં રહ્યો જણાય છે

કવિ તરીકે આપણે વૈકુંઠને જતો કરી શકિયે નહિ. એનું ધ્રુવાખ્યાન સારી કૃતિ છે. એમાં કથાભાગનું અનુસરણ ભેગલના ધ્રુવાખ્યાનનું છે. વૈકુંઠે ભેગલનું ધ્રુવાખ્યાન ન જોયું હોય તો બંનેને એક જ પ્રકારની કથાપરંપરા મળી હશે.[1] એનું ધ્રુવાખ્યાન જાણીતું છે. કવિ તરીકે એમાં એની પ્રતિભા જણાય છે. એનાં ભીષ્મપર્વ વગેરે પર્વોમાં પણ સારો વેગ છે; જોકે એમાં કવિત્વને બદલે કથા આપવા તરફ વૈકુંઠનું લક્ષ્ય વધુ ગયું છે. એને કારણે કોઈ કોઈ સ્થળે જ કવિત્વના ચમકારા દેખાય છે. જંગમાં ભીમ લડવા તૈયાર થાય છે તે પ્રસંગ આપતાં કવિ જણાવે છે :

પૂર્વછાયો

"અર્જુનને ચિંત્યા ઘણિ એમ વદે વ્રકોદર વિર ।
આજ સૈન્યાનિ વરુણી કરું પ્રાક્રમ જો જો ધિર ॥
ગદાયુદ્ધ કરતા થકા સહુનો આણું અંત ।
કૌરવ કેરા શૈન્યમા રંગે રમુ વસંત ॥૯॥

---

૧. જુઓ આ 'પૂર્વે' પૃ. ૩૬૯–૭૩.

## ચોપાઈ

પ્રાત થયૂ ઉઠા સર્વ જોધ વેરાટ દ્રુપદ કરે વિરોધ ।
વ્રકોદરની પક્ષે રહા સૈન્ય તણુ તાં સુષ ઝીલીઆ ॥૧૦॥
અર્જુનને વિશામો દિયો જે કરિ યૂધ ને થાકિ રહો ।
ભર્દ સર બોલે અપાર ગટોરકછ અભેમનકુમાર ॥૧૧॥
સાતવિક જોધા છે સપરાણ વિવિધ આયુધ ધરયા બાણ ।
ગદા ગુર્જ કાતિ કરમાલ રંગે રણ ચાલ્યા ભૂપાલ ॥૧૨॥
દેવભોગ આરોગી કરિ સકલ સૈન્ય ચાલુ પરવરી ।
સૈન્યાપતિ બ્રકોદર વિર પાછલ સર્વ રહિયા છે ધીર ॥૧૩॥
ગદા ગ્રહિ ચાલો પરવરિ માલો જમ માલ કેશરિ ।
શંષનાદ કરતો સપરાણ સૈન્યા સનમુષ આવો જાણ ॥૧૪॥
વિકટ વદન ઝૂઝની ઝાલ કૌરવવંશ તણો તે કાલ ।
પડિયો સૈન્યામાં કેશરિ નાષે ગજને પુછે ધરિ ॥૧૫॥
ઉડાલે ઝાલી આકાશ તાંતાં પુરે વિરમે શાસ ।
ભારથ ભીમ ભડતો સુર રુધિર નદીનૂ ચાલુ પૂર ॥૧૬॥
ધન્ય ધન્ય કહે કમલાપતિ તુ સમોવડ કોય સુરૈ નથી ।
ભૈરવ ભૂત ન લભે પાર કરો રિહા અંમિષનો આહાર ॥૧૭॥
પક્ષ ભૂત મલિયા અપાર વિમાન વ્યોમે નાવે પાર ।
વરવાને આવે અપછરા સુંદર તે સણગાર જ ધરા ॥૧૮॥
સુંદર રૂપ શોધિને વરે વણ મુવે રહિ ચંતે ધરે ।
પગ નેપુર કેરો ઝમકાર સુંદર ચિર પોરેયા નાર ॥૧૯॥
જે જે ભરસે શામા પગ વેચી લીધા વેગોવેગ ।
સુંદર ને સુંદરિના સાજ વાજે વિવિધ તણા તે નાદ ॥૨૦॥
દેવ સર્વ અંતર પરવરે પુષ્પવૃષ્ટિ ને જયજય કરે ।
અવની હર્ષિ ટલશે ભાર ભાર-ઉતારણ હર્ષા શાર ॥૨૧॥
હર્ષા પક્ષી આમિશ યોગ હર્ષ્યૂં ક્ષેત્ર લેવાને ભોગ ।
હર્ષ ધરિ ચાલ્યા સપરાણ મેઘબિંદુ છુટે છે બાણ ॥૨૨॥"[1]

એનામાં રંજકશક્તિ હોવાનું આ અવતરણથી સમજાય છે.

---

૧. ગુજ. વિ. સ. હ. લિ. પુ. નં. ૬૦૧. પૃ. ૪૧-૪૨

યુદ્ધના વાતાવરણને અનુરૂપ ભૂત પ્રેત તેમજ અપ્સરાઓનો આનંદ ભયાનક રીતે ઓર દીપાવે છે.

ભીષ્મપર્વમાં ભગવદ્‌ગીતા-પર્વનો ટૂંકો સાર આપતાં સં. ૧૬૬૦ માં રામભક્તે રચેલી ગીતામાંથી થોડો ભાગ લઈ પતાવી લીધું છે. આમ એણે ખરું જોતાં ગીતાનો ભાગ જતો જ કર્યો છે. અધ્યાત્મજ્ઞાન તરફ એના આદરનો અભાવ કે વચ્ચે કથામાં સર્વ-સામાન્ય જનને રસભંગ થાય એ હશે, એ કહી શકાતું નથી.

શલ્યપર્વ પણ ભીષ્મપર્વની જ પદ્ધતિનું છે. શલ્યની સેનાપતિ તરીકેની સજાઈનું વર્ણન જુઓ :

"પીતાંબર બહુ છૂટા કેશ કટીબંધ સુંદર સુરેશ,
કાને કુંડળ મકરાકાર કૌસ્તભ કંઠે રત્નમે હાર ૧૦૫
સુભગ તિલક રેખા બે સમી, સુગંધા વાસ રિલા ભમરા ભમી,
ટંકારહાર વૈજયંતીમાલ છૂટા કેશ તે ઝાકઝમાલ. ૧૦૬
મોતી મુક્તાહાર વળી, ત્રસરી માલાશું ગુંજ મળી,
તુલસીચક હાથમાં ગ્રહી, દક્ષિણ કરમાં પોંહોંચી સહી. ૧૦૭
હાથ સાંકલાં બેહરખા સાર મુદ્રિકા મણિમે અપાર,
અરગજા ઓપે છે અંગ્ય, સરોવર વ્યાપી હંસ પ્રસંગ. ૧૦૮
મુખલીલા તે સૂર્યપ્રકાશ કર્ણવેર વાલવાની આશ,
દુર્યોધન આવ્યો તત્કાલ્ય સૈન્યા સર્વ થઇ ચકચાલ. ૧૦૯"[1]

અને વીરરસની જમાવટ પણ પ્રસંગે ઠીક કરે છે :

"રથ્ય બેઠા રાજા ને ઋખિ પેખી સેન્યા થૈ સવ સુખી,
વાગાં નિશાણ થૈ શંખધ્વનિ, સલકયો શેષ નેં ધ્રૂજી ધરણ્ય. ૧૨૦
ભેરી ભેરચ નેં વાજાં વડાં, ગામેગામથી કટક જ ચડયાં,
જેમ આષાઢી જલ નદી વહે નગર રેલતું પંથે પલે. ૧૨૧
દુર્યોધન દલ લૈ આવિયો શલ્ય સેનમાં ભેળો થિયો,
દીઠો માદ્રિક પૂરે વેશ્ય, જાણ્યું 'પાંડવદલને દેશે રેશ.' ૧૨૨
ભીષ્મ દ્રોણ ગિયા વીસરી, કર્ણ તે રહ્યો ચિત્ય જ ધરી,
આજ વેર વાલશે નિર્ધાર, આજ પ્રથવી હકસે ભાર. ૧૨૩

૧. ગુજ. પ્રેસ-મુંબઈની નં. ૩૩૭ની હાથપ્રતને આધારે

આજ અર્જુન કૃષ્ણ સહેત મૂકી રણુ જાશે રણક્ષેત્ર,
આજ જાણુશે રણસંગ્રામ, આજ જાણુશે શૂરાશૂં કામ. ૧૨૪
આજ જાણુશે જૂધ કાહાન્યૂં, આજ જાણુશે ફેરી નાવૂં,
આજ જાણુશે હોતા રલી 'વારાની મે માગી દલી.' ૧૨૫
આજ આવશે પૂરણ જ્ઞાન, 'આજ સંભારે છઠ્ઠો થાન.'
અસ્યો દુર્યોધન વાધ્યો મોદ, સેન્યાના તે હરખ્યા જોધ. ૧૨૬
પાંડવ પરલે કરવા કાજ્ય માદ્રિકસુતેં તે સજ્યો સાજ,
એકાદશ સહસ્ર રથ સ રથિ, ખટ સહસ્ર ગજ ગામતી. ૧૨૭
ચૌદ લક્ષ ચડિયા અસવાર, સજિયા સાજ તે તોખાર,
પાલા કોડચ એક તે કહ્યા, કણું પડતે એ તા રહ્યા. ૧૨૮
તે બલ માદ્રિક પૂરૂ ધરે, પાંડવદલ તે થોડૂં સરે,
કૌરવ મંન્ય ધરે અભિમાન, 'શલ્ય સરખો નહીં શૂર સમાન' ૧૨૯
આવી કીધો જોધેં જુહાર, ગમેં ગમેં થિયો હલકાર,
ગમેં ગમેં ટંકારવ થિયા, ગમેં ગમેં કોલાં ઝલકિયાં. ૧૩૦
ગમેં ગમેં ભેરી-શંખનાદ, ગમેં ગમેં સીંધુડા સાદ;
ગમેં ગમેં આયુધ-ઝલકાર, ગમેં ગમેં ધનુષ-ટંકાર. ૧૩૧
ગમેં ગમેં થીયા જયકાર, ચાલ્યા સર્વે તેણી વાર,
રણભોમ્ય આવી રથ રહ્યા, એક સમંધ દ્રોણસુતેં કહ્યા. ૧૩૨"

શલ્યના યુદ્ધનું વર્ણન પણ તેવું ઉત્તેજક છે:

"પંગત્ય સર્વે ઊભૂં રિયૂ, શલ્ય બાણુમાં વ્યાકુલ થિયૂં,
પડે શૂર' તવ પૂર વહે નીર, વેહે નર-ગજ-તોખાર-શરીર. ૨૦૪
વેહે પંગત્ય બાણુ જ તણી, વાહે ખડગ વેહે છે ઘણી,
વેહે ધારતે એકાવલી વેહે અંસ કાયાથી પડી. ૨૦૫
વેહે વાર તે મલવા તણી, વેહે રાજા રાજના ધણી,
વેહે કૌરવ-વર વીવાહ· વેહે અધઝી આયુધ-ધાર. ૨૦૬
વેહે છે નર મૂકીને આશ,·વેહે કર્મ મૂકીને નાશ,
વેહે છે નદી સાગરગતિ, જલ વહે આષાઢ જવથી. ૨૦૭
વેહે છે કૌરવ કેરા જ્યોધ, વાત કરમાલ મનમાં ક્રોધ,
વેહે છે તરતા નર-તોખાર, ગજ ત્રટ પાખાણુ એ હારય. ૨૦૮

વેહે છે બહુ મચ્છ–આકાર, વેહે રત્ન તે પાખે શાર,
વેહે છે આ રચના...નંગ, વેહે છે પુરુષતણા અર્ધાંગ. ૨૦૯

વેહે છે પંખી ઉડતાં માંસ, વેહે છે રવિ ઘડી વિરવાસ,
વેહેતાં વાટેં રહ્યાં વિમાન, વેહેતા કુસુમ તે મેઘ સમાન. ૨૧૦

વેહેતાં કૌરવનાં નીશાણ, વાહે વેરીને શરચ બાણ,
પાંડવ–દલ મચકડી વલ્યૂં, "મારચ મારચ" કરતાં તે પલ્યૂં ૨૧૧"

પણ એની નલકથા એની સર્વશ્રેષ્ઠ કૃતિ છે, એમ કહેવું જોઇયે. બેશક, એણે હર્ષના નૈષધચરિતનો આધાર લીધો છે, પણ એ કથાભાગ જ મુખ્યત્વે. એમાં મૂળની ચમત્કૃતિઓ લાવવા તરફ એણે બેદરકારી કરી છે. એથી કરીને આ પ્રયત્ન કવિનો સ્વતંત્ર જેવો જ છે. અને એ રીતે પણ સર્વંગમ બનાવવા એનું કાર્ય થોડું નથી. કાવ્ય તૂટક મળતું હોવાથી શરૂઆતની ૩૫૫ કડી ગુમાવવી પડે છે. ભાગ મળે છે તેમાં સ્વયંવરના આરંભ પૂર્વે ઇંદ્રે નળ પાસે દૂત તરીકે જવાની માગણી કરી ત્યાંથી શરૂઆત થાય છે.

નળ દમયંતી વનમાં આગળ વધે છે ત્યાં :

"આશ્રમ દિઠો અતિ ભલો ઉતરાં નર ને નારી ॥૧૨૦૭॥
રાત્ય અર્ધ જ અંતરી નલ નીદ્રા દેહ ।
ઉજાસ અતિ છે ચંદ્રનો તે સમેં પોઢો તેહ ॥૧૨૦૮
ઉછંગ અબલા તણા ઉપરી પોહોઢ્યો ત્યાં કંથ ।
તત્તં નિદ્રા અંગ આવી વિસમ લાગો પંથ ॥૧૨૦૯॥
તેણે સમે સંધ જ સબલ મે હોટો આવિયો તે ઠામ ।
દીન તૃણ્યનો લાધન રીહો આમીષ ઉપર હાંમ ॥૧૨૧૦॥
મુછ ફેરી પૂછ પઠકિ બોલયો મૃગરાજ ।
દેવ દેવી મનુશ માનની આવિયાં સુ કાજ્ય ॥૧૨૧૧॥
આણે વંન વાહારા શબલ સાવય કો ન આવે વાટ ।
જણ બે દીશો એકલાં કાએ ભુપ કેરે ઘાટિ ॥૧૨૧૨॥

૧. એજનં

દરીદ્ર કાયા નથી માયા વિપત્ય વેલા હોએ ।
અન્ન મારગ નાહે નારી શત્રુ હાષો શોએ ॥૧૨૧૩॥
અંગ કંપી અબલા ને વદન બોલી વાત ।
અવતાર ચોથો તાંહેરો ધનત્ર્ંત કેરા નાથ ॥૧૨૧૪॥
પતિ અમારો પોઢયો શરણ તારે આજ ।
અભેપદ જાંણિ કરી અવિચલ તારુ રાજ ॥૧૨૧૫॥"૧

આવા કેટલાક નવતર પ્રસંગો કવિએ આપ્યા છે. એમાં રસો જમાવવાની પણ શકિત છે, તે દમયંતીને થયેલા નળના વિયોગ-પ્રસંગમાં જણાય છે:

"ચર્ણ ચંપો ચિર યુવતિ અર્ધ કિયો ભુપ ।
ચાલિ ઉઠિ ગયો આઘો થયો કોધિ રૂપ ॥૧૩૮૭॥
વન ઓહોલે રહો ઉભો સયનો રક્ષવાલ ।
સુંદરીને સ્વપ્ન લાધુ ઉઠતી અંગે જ્વાલ ॥૧૩૮૮॥
હતી કુસુમમાલા મંગલ દેતિ અંગ ।
નિર બહુ લે બુડતિ મુઓ મિટ ભોયંગ ॥૧૩૮૯॥
અસુ અબલા દેષિ જાગિ ન દેષે તાં કંથ ।
સાદ કરતી સુંદરી ને જુએ વનમાં પંથ ॥૧૩૯૦॥
એકલી આ વિષમ વેલા અંધારિ અતિ રાતિ ।
વેધ આવો વલો પાછો સુગુણ માહારા નાથ ॥૧૩૯૧॥
સાદ વિનતા કરે મોટા દોદશ માહારા કોડી ।
ક્ષુધાતુરને ક્ષુધા લાગી ગીયા વનફલ મોડિ ॥૧૩૯૨॥
વન વિછી સર્પ સાવજ વિષમ લેવા રાચ્ય ।
અર્ધ ઉગે પ્રભુ માહારા કોડી કરજો કાજ ॥૧૩૯૩॥
રહો છો તો વંન્ય ઓલે ધરે રાજા કાન્ય ।
પગ પલતાં પાન ચાલતાં બોલતાં બહુ માન ॥૧૩૯૪॥
ધરા ધરતિ અંગ અબલા ચકોર કેરે ચિત્ત ।
ન દેષે નલનાયને મંનમાં થઇ ભેભીત્ત ॥૧૩૯૫॥
આકલિ થઇ વદન વાહાવે પીઉજી બોલો વેણ ।

૧. શ્રી હ. પ્ર. શાસ્ત્રીની પ્રત, પૃ. ૫૦-૫૧

તન તરશે તંનને મુષ તરશે નેણ ॥૧૩૯૬॥
એકલા આ વનમાંને ઘોર રૂપિ શત્ય ।
ન જવું જી કીશા જેવી સુગમ માહારા નાથ ॥૧૩૯૭॥
પાપ માહારા પંડનું નહિ તેહનો છેહ ।
નૈષધપતિ નીકલંક સદા ભોગવે છે તેહ ॥૧૩૯૮॥
પીઉજી તમે વેધ ચાલજો કરી કરૂણા મન ।
એક ઘડી તમ વિના વિષમ લાગે વંન ॥૧૩૯૯॥
એમ વદન વાહાવે ભોમ પડે કરે ઝાઝો શોક ।
આડવડતી ઉભી થઇ નહી નયણે મોષ ॥૧૪૦૦॥
વંન વંન જઇ વદે વીનતા કીહા માહારો નાથ ।
આ વાટ ચાલા એકલા નથી બીજો શાથ ॥૧૪૦૧॥
અરે શૈવલ દુષ મલતાં વાટ ઘાટ પાષાણ ।
શાવચ પક્ષિ વદો શાચુ કુશલ પીઉના પ્રાણ ॥૧૪૦૨॥
પંણ કેહે પરવરા વિમાશી કેમ વાત ।
આ વાટ ચાલા એકલા નથી બીજો શાથ્ય ॥૧૪૦૩॥"[1]

બેશક, પ્રેમાનંદને પહોંચી શકે તેવી કવિતા એ આપી નથી જ શકતો; છતાં એનો વિસ્તાર અસહ્ય પણ નથી થતો. આમ સૌરાષ્ટ્રનો એક કવિ વિક્રમની ૧૭ મી–૧૮ મી સદીની સંધિમાં પ્રેમાનંદની પૂર્વે સબળો પ્રયત્ન કરી જાય છે, અને એમ સૌરાષ્ટ્રમાં થયેલા થોડા કવિઓમાં એકનો ઉમેરો કરે છે. કુતિયાણામાં આ વેગ ચાલ્યો છે, એ સં. ૧૭૫૦ માં ત્યાં કનોજિયો રામકૃષ્ણ સ્વર્ગારોહિણી રચે છે એ ઉપરથી જાણી શકાય છે, જે પછી છેક વસાવડના કાલિદાસ તરફ નજર જાય છે, પોણા સૈકાને અંતે.

ભાષાની દૃષ્ટિએ વિચારતાં એની કવિતાની હાથપ્રતો ૧૮ મા શતકના ઉત્તરાર્ધથી શરૂ થતી મળતી હોવથી જૂનું રૂપ સચવાયું નથી; અને કદાચ મારું માનવું છે તે પ્રમાણે એણે સાહિત્યકીય સ્વરૂપને લક્ષ્યમાં ન રાખ્યું હોય તો તત્કાલીન લોકબોલીમાં કાવ્ય આપ્યું માનતાં એની નલકથાની ભાષા એ એના સમયની ભાષા આપે છે એ

૧. એજન, પૃ. ૫૭–૫૮

સ્પષ્ટ છે.[1] અને સં. ૧૭૧૩ ની નકલો વિરાટપર્વ, સીતાવેલ[2] વગેરેમાં અર્વાચીન સ્વરૂપ મળતું હોવાથી વૈકુંઠનું જૂના અંશોનો ત્યાગ કરી પ્રચલિત ઉચ્ચરિત સ્વરૂપ સ્વીકારવા તરફનું વલણ હોય તો એમાં ના ન પાડી શકાય અને એ સ્પષ્ટ છે કે પ્રેમાનંદે અર્વાચીન ભૂમિકામાં જ કાવ્યરચના કરી છે.

ચરિતસામગ્રી :

૧. ગુજ. વિદ્યાસભા હ. લિ. પુ ની હાથપ્રતો
૨. ફા. ગુ. સ. હ. લિ. પુ. નામા. ભાગ ૨જો
૩. શ્રી. હરિશંકર પ્ર. શાસ્ત્રી (પ્રભાસ પ્રાટણ)ની નલકથાની હાથપ્રત
૪. ગુજ. પ્રિ. પ્રેસ–મુંબઇની શલ્યપર્વની હાથપ્રત
૫. બૃ. કા. દો. ભાગ ૨ જો–(ગુજ. પ્રિ. પ્રેસ–મુંબઇ)
૬. ગુજ. સા. ના ના માર્ગ સ્તંભો–દી. બ. કૃ મો. ઝવેરીકૃત
૭. Guj. & its Lit. by K. M Munshi
૮. Guj. Lang & Lit Vol. II, by N. B. Divetia

## હરિરામ

[સં. ૧૬૯૬માં હયાત]

**સુરતનો** એક હરિરામ નામનો માણભટ્ટ એના બભ્રૂવાહન આખ્યાન એ કાવ્યથી જાણવામાં આવ્યો છે. એ ઉપરાંત પણ એણે કૃષ્ણવિરહનાં થોડાં પદ, "સીતાસ્વયંવર" અને "રુક્મિણીહરણ" નામક બે કાવ્ય પણ રચ્યાં કહેવાય છે.[3] આમાંનું છેલ્લું અદ્યાપિ પ્રાપ્ત નથી. કવિએ પોતાના વિષયમાં બભ્રૂવાહન આખ્યાનને અંતે નીચે પ્રમાણે હકીકત આપી છે :

---

૧. સં. ૧૭૧૩માં નકલ થયેલી છે.

૨. ફા. ગુ. સ. હ. લિ નં. ૯૪ ની હાથપ્રત

૩. ગુજ. સા. મા. સ્તંભો, પૃ. ૧૫૯. આ પાછલાં બંને કાવ્ય એણે રચ્યાં હોવાનો ઉલ્લેખ બ્રિટિશ મ્યુઝિયમની લાઇબ્રેરીમાં નં. ૫૦–૨ની પ્રતમાં હોવાનું કહેવાય છે.

"સંવત ૧૬ છનુંઓ ઉતંમ ભાદરપદ માશ રે
સુદી પંચમી ગરૂવારે પૂરાંણ ગ્રંથ પ્રકાશ રે. ૧૨
સકલ નગ્રશીરોમણી સુરતપુર અવીધંન રે (?)
કવીતા વાસ વસે હરીપૂર માંહ ઉદીચ ગનાતે પ્રકાસ રે. ૧૬
શ્રીગરૂ બ્રંમણ વીસ્નવજંન કવીતા સહુ કેરો દાસ રે
વીરમનો શુત વીનવે હરીરામ હરીનો દાશ રે. ૧૫"૨

આ અવતરણ ઉપરથી સ્પષ્ટ જણાય છે કે એ સુરતનો ઔદીચ્ય બ્રાહ્મણ હતો અને હરિપુરા નામક પરામાં રહેતો હતો; એના પિતાનું નામ વીરમ હતું.

ગુજરાતીમાં બભ્રુવાહન આખ્યાનો હરિરામ પૂર્વે પણ ઉદ્ધવ વિષ્ણુદાસ વગેરેનાં સ્વતંત્ર રચાયેલાં મળે છે. એ પછી હરિરામનો પ્રયત્ન છે. ૨૭ કડવાંના આ કાવ્યનું વસ્તુ જૈમિનીય. અશ્વમેધ પર્વમાંથી લીધું છે. આખું કાવ્ય વીરરસને પ્રધાન રાખી અદ્દભુત અને કરુણ રસની ગૌણતા સાથે રચાયું છે. એમાં પુત્ર બભ્રૂવાહન પિતા અર્જુનને લડાઈમાં મારી નાખે છે અને પછી કૃષ્ણ અર્જુનને જીવતો કરે છે. પછી સમાધાન કરાવી અશ્વમેધના અશ્વને છોડાવી લઈ જાય છે. કવિ ઉચ્ચ પ્રતીનું કાવ્ય નથી આપતો છતાં તદ્દન અરસિક કવિતા પણ નથી આપતો. બભ્રૂવાહનને હાથે અર્જુન હણાતાં, એની માતા ઉલૂપી પતિના મૃત્યુથી શોક કરે છે. શરૂમાં ઉલૂપી પુત્રને ધિક્કારે છે, ત્યાં કવિ કરુણ અને અદ્દભુત રસનું વાતાવરણ ઠીક જમાવે છે :

"અરે પૂત્ર તે સૂં્ર્ હણૂ કરમ રાજંન ।
કહો શણગાર કહી વીધ ધરસુ મરણ પાંમ્યો અર્જુન ।।૩।।
ધીકધીક એ તાં શેન્યા તારી ધીક તાહારો અવતાર ।
માહારે પૂત્ર તૂ ભલો ઊપનો સ્વામી હણવા કાજ ।।૪।।

૧. ફા. ગુ. સ. હ. લિ. પુ. નં. ૧૪૧. ગુ. વિ. સ હ. લિ. નં. ૨૦૦ ચમાં ભૃગુવાર છે, જ્યારે વડોદરાની પ્રતમાં ર. સં. ૧૬૯૫ છે, જે કદાચ ભૂલ હશે. સં. ૧૬૯૬ના આશ્વિન સુદિ ૫ ને ગુરુવાર ગણિત પ્રમાણે બરાબર છે.

અલોપી કહે ચીત્રગદાને શાંભલો માહારી વાંણ ।
અરજુન મુજને પરણી ચાલ્યા ત્યારે એક કહુ એંધાણ ॥૫॥
ડાઢેમના છોડ ચાર દેખાડી એક સૂકીને પડે ધરણ ।
ત્યારે તૂ તાં નીશે જાંણજે આવ્યૂ માહારૂ મરણ ॥૬॥
તે માટે હૂ જોઈ આવૂ ખ્યણ એક માંહો તતકાલ ।
એહેવુ કહી અલોપી આવી વેગે કરી પાતાલ ॥૭॥
જોઆ તે દ્રુમ ડાઢેમ કેરા સૂકી પડીઆ ધરણ ।
ચીત્રગદાને પાશે આવી કેહે અરજુન પાંમા મરણ ॥૮॥
ત્યારે બભ્રૂવાહંનને કહે મુજને લેઇ જાઓ અરજુન છે જેણે ઠામ ।
છેદૂ પડે નાથ સંઘાથે દૂભેણ માંને સ્વામ ॥૯॥
એહવૂ કહી શરવ કો આવ્યા જાંહાં પડીઆ છે પારથ ।
ઉઠો સ્વામી ઘેર પધારો એમ કહીને શાહો હાથ ॥૧૦॥
પુત્ર પીતાને પ્રેમ કરીને કીધો પ્રોહોણાચાર ।
શીશ છેદી લેઇ શેહેસ્રવ કરવા લાખાં ધરણ મૂઆર ॥૧૨॥
અરે પૂત્ર વેહેલા થાઓ શહી મે જાવૂ શંગ ।
ચાલી જાએ છે સ્વાંમી માહારો વાટી ચઢીઆ અરજુન ।
ત્યારે અલોપી કહે માહારા તાત કણે અમ્રીતમણી છે ચાર ।
તેણે કરી અભીખેખ કરો તો જીવે શહી ત્યાંહા નીરધાર ॥૧૩॥
ચીત્રગદા એહવૂં શાંભલતાં તેડાવ્યો પૂડરીખ ।
મણી લેવા પાતાલે પધારો દીધા બહુ પેર શીખ ॥૧૪॥
ઘડી બેમાં આવો જઇ જીવાડવા અરજુન ।
કાસ્ટભખ નહીતર સહુ કરશે જૈ કરી શમશાંન ॥૧૫॥"[૧]

આ પછીનો પુંડરિકનો મણિ લાવવાનો પ્રસંગ અદ્દભુત રસ ઠીક જમાવે છે. બેશક, પ્રેમાનંદને પહોંચવાની એમાં તાકાત નથી.

આ કવિનું બીજું કાવ્ય સીતાસ્વયંવર ૨૧ કડવાંનું ઉપરના જેવું જ આખ્યાન કાવ્ય છે.[૨] એમાં અદ્દભુતરસનું પ્રાધાન્ય છે. આ કાવ્યમાં પણ ક્યાંક ક્યાંક ચમકારા છે :

૧. ગુ. વિ. સ. હ. લિ. પુ. નં. ૨૦૦૭ (કડવું ૧૫ મું)
૨. બૃ. કા. દો. ભાગ ૩ જો, પૃ. ૪૮૦–૫૧૮

જનક રાજાએ રામલક્ષ્મણને કેવા જોયા ?

'સુંદર મુખ અતિ સોહામણું, જોતાં તૃપ્ત થાય મન ઘણું;
દીઠા લક્ષ્મણ રામ ઉદ્યોત જેમ તારામાં શશીની જોત. ૫
મસ્તકે મણિ મુક્તા ઝળહળે, દીનકર જોત મધ્યે જઇ મળે;
કાંને કુંડલ મકરાકાર, રત્નજડિત કનકમય હાર. ૬
કોટે કૌસ્તુભ મણી કટિમેખલા જાણે શશિ ઉગીયો સોલ કળા;
કર મુદ્રિકા પાયે મોજડી અતિ કોમલ ને હીરે જડી. ૭"[1]

અને મંડપમાં આવતાં :

"રામ શોભે મધ્યે નરેંદ્ર, જેમ તારામંડળમાં ચંદ્ર;
શિશ મુગટનાં મણી ચળકે બંને કાને કુંડલ લળકે. ૩
શોભા વદન તણી વિસ્તારૂં, છબી ઉપર રવિ શશિ ઓવારૂં;
આંખ અંબુજ અમીરસ હોય. જોતાં તૃપ્તિ પામે સૌ કોય. ૫"[2]

લગ્ન વગેરેનું વર્ણન પણ એકંદરે સારું છે.

વિક્રમની ૧૭ મી સદીના અંતભાગમાં કવિ આમ એક મધ્યમ કોટિનું કાવ્ય આપી પૌરાણિક આખ્યાનપદ્ધતિનાં કાવ્યોમાં સુરત-દક્ષિણ ગુજરાતમાં રહી એકનો ઉમેરો કરે છે.

આ કવિની બીજી કોઈ કૃતિ જાણવામાં નથી, તેમ એના વિષય-માં મળે છે તે કરતાં વિશેષ માહિતી હાલ મળતી નથી.

ચરિતસામગ્રી :

૧. ગુ. વિ. સ. હ. લિ. પુ. નં. ૨૦૦૭ વગેરે હાથપ્રતો
૨. ફો. ગુ. સ. હ. લિ. પુ. નં. ૧૪૨क ,,
૩. ગુ. સા. માર્ગ, સ્તંભો-શ્રી. બ. કૃ. મો ઝવેરીકૃત
૪. બૃ. કા. દો. ભાગ ૩ જો (ગુજ. પ્રિ. પ્રેસ-મુંબઇ)

---

૧. એજન, પૃ. ૩૦૨, (કડવું ૧૩ મું)
૨. એજન, પૃ. ૫૦૭, (કડવું ૧૬ મું)

# પોઠો

[ વિ. નું ૧૭ મું શતક-ઉત્તરાર્ધ ]

**જૈમિનિના** અશ્વમેધને આધારે મોરધ્વજાખ્યાન[1] અને સુધન્વાખ્યાન[2] એ બે કાવ્ય લખનારા પોઠા કે પોડાનો સમય વિક્રમની ૧૭ મી સદીની પૂર્વનો નથી, કેમકે ૧૭ મી સદી પહેલાં મહાભારતનાં પર્વોની કથા ગુજરાતમાં વ્યવસ્થિત રીતે ઉતારવાનો પ્રયત્ન વ્યાપક થયો નથી. ભાલણ-ઉદ્ધવ પછી નાકરે એની શરૂઆત કરી છે અને વિરાટપર્વ નાકરે સં. ૧૬૦૧માં રચ્યું હોવાથી ત્યાંથી જ મહાભારતનાં પર્વ વ્યવસ્થિત રીતે ગુજરાતીમાં ઉતારાવા લાગ્યાં છે. પોઠાએ બંને કાવ્ય ૮-૮ કડવાંનાં બનાવ્યાં છે આ બંને કાવ્યોના છેવટના ભાગમાં માત્ર એના નામનો ઉલ્લેખ છે. એ જ્ઞાતિએ બારોટ હતો એમ કહેવાય છે.[3] કાવ્યાંતે તો માત્ર નામનિર્દેશ જ છે :

"પોઠા કહે ફળ પામ્યા ભક્ત, વિષ્ણુભક્ત ને જીવનમુક્ત.
એમ જાણીને મનસા ધરી, એક વાર ભણો મુખે હરી. ૨૪"[4]

એણે પોતાનાં કાવ્યોમાં ક્વચિત્ ક્વચિત્ સંસ્કૃત શ્લોકો ઉદ્ધત કર્યા છે અને સં. શ્લોકો આવે એવો નિર્દેશ જ કાવ્યમાં ગૂંથી લીધો છે. આ જોતાં સંસ્કૃત ભાષાના થોડા સંસ્કાર એના પર પડ્યા દીસે છે. સાદા કથાનકને બદલે એ કાંઇક આલંકારિક રીતે પણ કાવ્ય આપવા પ્રયત્ન કરે છે. જ્ઞાતિએ બારોટ હોવાથી એનામાં કવિત્વના અંશ અને તેથી કરીને ક્વચિત્ રસવતી ભાષા આવે એ બંધબેસતું છે.

---

૧. બૃ. કા. દો. ના ૮મા ભાગમાં છપાયેલું આ કાવ્ય સં. ૧૭૭૩ની હાથપ્રત પરથી છપાયેલું છે. જુઓ ત્યાં પૃ. ૪૭૧ની પાદટીપ.

૨. આ કાવ્ય બૃ. કા. દો. ભાગ ૬ઠ્ઠામાં છપાયેલું છે, પૃ. ૭૦૭-૭૨૦

૩. બૃ. કા. દો. ભાગ ૮ મો, પૃ. ૪૭૧

૪. એજન, પૃ. ૪૮૩

કૃષ્ણ ઘવાઇ પડી ગયા ત્યારે મોરધ્વજે જે ભક્તવત્સલતા બતાવી છે તે આકર્ષક છે :

" હરી તજી હય લાગ્યો શું ભણી ક્યાં કોડી ક્યાં કૌસ્તુભમણી,
ક્યાં તુલસી ક્યાં વિજયાવન, ક્યાં નરકંડક ક્યાં સજ્જન. ૭
ક્યાં હાટક ને ક્યાં હરીઆલ, ક્યાં શુભ સાલ ને ક્યાં દુષ્કાળ,
કાં મેરુ શંખો પાષાણ, ક્યાં કસ્તુરી ક્યાં પોશાણ. ૮
ક્યાં અન્ય કવિ ક્યાં વેદવ્યાસ. ક્યાં મહારાજપતિ ક્યાં અન્ય દાસ,
ક્યાં કાયર ને ક્યાં અન્ય ધીર, ક્યાં શુદ્ધ ચંદન ક્યાં રે ખદીર. ૯
ક્યાં સૂરજ ક્યાં ગ્રહ ઉદ્યોત, ક્યાં ચંદ્રમા ને ક્યાં ખદ્યોત,
યોગ યજ્ઞ તપ તીરથ કથા શ્રીવાસુદેવ વિના સૌ વૃથા. ૧૦"૧

બંને જ ભક્તિકાવ્ય છે, તેથી ભક્તમહિમા ગાવા તરફ એનું વધુ લક્ષ્ય છે, છતાં "એમ દેખી ધાયો વ્રષકેત, ચઢી આવ્યો જેમ સાગરં સેત" જેવાં અલંકારબિંદુ અત્રતત્ર આવી જાય છે.

સંસ્કૃત શ્લોક ઉતારવાનો એનો પ્રયત્ન આપણને એ વાર્તાકાર હોવાનો ખ્યાલ આપે છે. આ પદ્ધતિ લોકવાર્તાઓમાં પ્રચલિત છે. શિવદાસ વગેરેએ એ પ્રયોજેલ છે.

સુધન્વા આખ્યાન પણ એણે એકંદરે ઠીક બનાવ્યું છે. સુધન્વાના મૃત્યુ પછી કવિ જણાવે છે :

"ઘડથી ધામ પ્રગટયું ત્યાં જેહ, શ્રીહરીમુખ લય પામ્યું તેહ;
શીશ અધોક્ષજે પદ અભિરામ, કબંધ અતુલ્ય કર્યો સંગ્રામ.
ત્યાં હરીએ કમળ ગ્રહ્યું બેઉ હાથ, રૂદયાશું ચાંપ્યું નરનાથ.
સાધુ સાધુ હરી પોતે ભણે જઈ પડયું ખોળે રાજા તણે.
હંસધ્વજરાય કરે રૂદન, પુત્ર પુત્ર મરી રક્તવદન;
મુજ કુળતિલક ગયું કહે રાય, તવ સુરથ જઈ લાગ્યો પાય.
ક્ષત્રીધર્મ ધુરીંધર તાત ભુધરમાં લય પામ્યો ભ્રાત;
ત્યાં લગી રથ રહેજો શ્રીકાંત, હરી સાંનીધ હું પામું અંત.

૧. બૃ. કા. દો. ભાગ ૮ મો, પૃ. ૪૭૬ (કડવું ૪ થું)

એમ કહી ચાલ્યો રણસંગ્રામ, શ્રીહરીને કીધા દંડપ્રણામ;
હણ્યું સેન્ય જેમ સંખ્યા પાર, જાણે રુદ્ર તણો સંહાર
અર્જુને મૂક્યું ગાંજીવ બાણ, ઠેક્યો જેમ ઘન મધ્યે ભાણ;
આવી મુર્છા મર્ણ સમાન, તવ હરી પામ્યા અંતર્ધ્યાન."[1]

એનામાં વેદાંતના થોડા સંસ્કાર હોય એવું પણ મોરધ્વજાખ્યાનના સાતમા કડવામાં આવતા હરિપૂજનથી જણાય છે. બંને આખ્યાન ચાલુ પ્રવાહમાં લખ્યાં છે, એટલે માનવા કારણ મળે છે કે એણે આ બે કરતાં સળંગ ક્રમે વધુ આખ્યાન—અશ્વમેધનાં ઉતાર્યાં હોય; પણ આજે એવી કોઈ કૃતિ મળતી નથી કે કવિના વિષયમાં કશી વિશેષ માહિતી મળતી નથી.

ચરિતસામગ્રી :

૧. બૃ. કા. દો. ભાગ ૬ ઠ્ઠો ને ૮ મો-(ગુજ. પ્રેસ-મુંબઇ)

# મુરારિ

[ વિ. સં. ૧૭ મું શતક ]

"ઈશ્વરવિવાહ"નું ૪૦ કડવાંનું સુંદર કાવ્ય લખનારા કવિ મુરારિના વિષયમાં કાંઈપણ માહિતી મળતી નથી. એના એ કાવ્યને અંતે માત્ર નીચે મુજબની હકીકત પ્રાપ્ત થાય છે :

"હરખીઆ જગનાથ સ્વામી માગીઉં વરદાન;
પદબંધ બાંધ્યો પેર કરી, કીધું એ આખ્યાન. ૫
સકળ તીરથ યાદ કરતાં, ખરા હવા ખટ રુદ્રઃ
અહંકાર ફેરા પાશ નાસે, નદી થઇ સમુદ્ર. ૬
શ્રીશંભુનો વિવાહ ગાતાં, ન લહું રૂપ ને માન;
ગાંતાં સુણતાં પ્રેમશું, તેને હોય ગંગાસ્નાન. ૭

[1] બૃ. કા. દો. ભાગ ૬ ઠ્ઠો, પૃ. ૭૧૯

જગન્નાથ-સુત સંભાળ કરવા, શારદા તતકાળ;
મુરારિ સ્વામી બ્રહ્મતનયા, ભક્તવાચા પાળ." ૮
(કડવું ૪૦ મું)

તેના પિતાનું નામ જગન્નાથ સ્વામી હતું, એટલું એમાંથી પ્રાપ્ત થાય છે. આ કવિ ક્યારે થયો, એ વિષયમાં ક્યાંયથી કશું મળતું નથી. બૃ. કા. દો. ભાગ ૭ મામાં આ કાવ્ય સં. ૧૬૭૫ની એક હાથપ્રત ઉપરથી છાપવામાં આવ્યું છે;[1] તેથી સં. ૧૬૭૫ પહેલાં તો એ થયો છે જ. કેટલાંક આંતરપ્રમાણથી પણ એનો સમય સં. ૧૬૭૫ પહેલાં સંભવે છેઃ જુઓ:

'મન સહિ જોયું મુખ મુરારી જી;
અતિશય ઇચ્છું આશા તારી જી;
સન્મુખ થઈ છો આદિ કુમારી જી;
મેં ગુણ ગ્રહીઆ તુજ આધારે જી."
(કડવું ૩ જું)

આમાં છેલ્લાં ચરણમા આધારે શબ્દનો ઉપરનાં ચરણોની સાથે પ્રાસ મેળવતાં આધારિ શબ્દ જોઇયે એ શબ્દ આવતાં એની ભાષા મધ્ય. ગુજ.ની ૧લી ભૂમિકાથી ૪થી ભૂમિકા સુધીમાં આવી રહે. ૧૬૭૫માં ચોથી ભૂમિકા વ્યાપક હતી; અને આ કાવ્ય એ પૂર્વે થયેલું હોવાથી ૧૭ મા શતકની મધ્ય બે પચીશીમાં રચાયું સંભવે.

એણે હિમાચળને ત્યાં માનમાં આવેલા પર્વતામાં સૌરાષ્ટ્ર અને ગુજરાતના પર્વતાને ગણાવ્યા છે તેમાં એ ગિરનારને સૌથી પ્રથમ ગણાવે છે; જેમકે

"પહેલી કંકાત્રીએ આવીઆ, ધરો ગિરિ ગિરનાર;
સોરઠ દેશથી સામો જાયે, બરડાના નવ પાર. ૨
સૂધો સેત્રંજો મળ્યો; એ જોડે જીરાળો;
આબુના અચલેશ્વરજી, છે શિરોહી કેરો બાલો.૩ "
(કડવું ૧૫ મું)

---

[1] ત્યાં જ પૃ. ૪૫૩

એથી કદાચ એમ માનવાને કારણ મળે કે એ ગિરનારના પ્રદેશમાં રહેતો હોય. એની કાવ્યધાટી નરસિંહની ચાતુરીઓ અને શ્રીધરના ગૌરીચરિત્રને મળતી હોવાથી કદાચ એ જૂનાગઢમાં કે આસપાસના કોઇ ગામમાં થયો સંભવે. એની ભાષા સંસ્કારી હોવાથી એ બ્રાહ્મણ પછી સ્વામી થયેલો હોય, એમ માની શકાય.

સુરારિની કૃતિ લગ્નને લગતા પારિભાષિક શબ્દોના સંગ્રહને માટે મહત્ત્વની છે. એ નાનામાં નાની ચીજોથી પણ વાકેફ છે; એટલે એણે અનેક લગ્ન કરાવ્યાં હોય એમ લાગે છે; જે પણ એના બ્રાહ્મણ હોવા વિશે સમર્થન કરે.

એણે કાવ્યમાં લીધેલાં સ્ત્રીઓનાં નામ પણ—કમળાદે કનકાદે વગેરે—અત્યારે સોરઠના આહીરોમાં વ્યાપક જાદે ભરમાદે જીવાદે વગેરે જેવાં છે, તેથી પણ એ સોરઠનો વતની અને સોરઠી કોમો સાથે સંબંધ ધરાવતો બ્રાહ્મણ-ગોર હોવા વિશે સમર્થન કરે.

આ કવિની ભાષા સંસ્કારી છે, એ સાથે જુદે જુદે સ્થળે રસની જમાવટ કરવામાં પણ એ સાવધાની રાખે છે. એ સાથે એ શબ્દના અને અર્થના અલંકાર પ્રયોજવા પણ સચેત રહેતો જણાય છે. પાર્વતીજીના તપનું વર્ણન કરતાં કવિ જણાવે છે :

"પર્વતતનયા જઇ તપ માંડયો જી
મૂકી માયા મોહ જ છાંડયો જી
લય મન લાગી લાગી તાળી જી
આસન વાળી કર જપે માળી જી. ૧

ઢાલ—જપે માળી જમણે હાથે સાહી કપાળી વરકાજ;
અન્ન ઉદક તે પરહરયાં, પય કીધાં ફલ દલ તાજ. ૨
ગુફા અહૂદર દ્વાર બેઠી, સખિ સર્વ ગુણજાણ;
રૂપે રવિનાં ચર્ણ ભેદે, પિશુન છેદે પ્રાણ. ૩
ગુફા માંહે સુર અસુર, કો કરે નહીં પ્રવેશ;
વિષમ તપ બહુ આચરયાં, ત્યાં ખળભળ્યા છે શેષ. ૪

ભયભીત ભૂમંડળ હતું, વળી ભૂમિ કંપે કાય;
આશ્ચર્ય પામ્યો એમ ભણે, અમરાવતીનો રાય ૫
પુરંદર કહે પિતામહને, કો કહો સુર તેત્રીશ;
પાઠવવા નારદે પેર કરી, તમો જગાવો જગદીશ. ૬"[1]

દેવો અને યાદવોથી ભરેલી જાનમાં વરરાજા શંકરના અવધૂત વેશને જોઈ મેનકા કકળી ઊઠી એ પ્રસંગ કવિએ નવા બંધમાં કુશળતાથી આપ્યો છે :

"સ્વામી આ અણઘટતું હોય, કાં ફૂટડી વમારી હોય;
આ જોડું કજોડું હોય, ન પૂછયું અજાણ્યા હતા તોય;
બેટડીનો ભવ બોળીઓ રે ૨
જેમ વાઘ મુખે ગઇ ધેન, એવું કહેવાયું આ કેહેણ;
તમે સાંભળો મારાં વેણ, એમ રોઈ રાતાં થયાં નેણ;
એ તો નિર્વાણે એમ લખ્યું રે. ૩
જેમ મૃગલીને ઘાલે પાશ, ત્યમ ભાંગી બેટીની આશ;
વેરીડા સહુ કરે છે હાસ, કાપડીની કાં કીધી આશ;
સૌ લોકો એમ લવલવે રે. ૪
એ તો વસશે જંગલ જાળ, ત્યાં બીહી મરશે મારી બાળ;
પેખશે મોટા પર્વત પહાડ, ફુંફવે મોટા ફણિધર ફાળ;
કયમ કાળ એ પેરે ટેલશે રે ૫

× × ×

રાગ રામગ્રી

મન ઝંખવાઇ મેના માતજી, રે કન્યાને કરૂં ઉપઘાતજી;
શિખરે ચડાવી ઊંચેથી ઢોળું જી, કરમાં ચાપું જળમાં બોળું જી. ૧

ઢાલ—જળ માંહે બોળું બાળ મારૂં, કર્મે કીધો કોપ;
દેખી પેખી કયમ દીજીએ, હવે વાચા કરશું લોપ. ૨
છરી હોએ હેમની લઇ મારીએ શું પેટ;
હસારથ હોય જગતમાં, ભવ સુધી વળગી વેઠ. ૩

---

૧. બૃ. કા. દો. ભાગ ૭ ઠ્ઠો, પૃ. ૪૫૪–૫૫ (કડવું ૪ થું)

હાથે સાહી દીવડો કો જઇ પડે કાં કૂપઃ
અવધૂતને ક્યમ દીજીએ, વીંઝીએ એનાં રૂપ. ૪
જો મેળવો કો વિધાતા, હું પૂછું કર્મવિપાક;
કોણ અપરાધે દીધું કજોડું, રત્ન બાંધ્યું આંક."[1]

લગ્ન પ્રસંગે પોંખણામાં ઝોંસરું, મુશળ, રવૈ અને ત્રાકને કવિ ભૂલ્યો નથી, તેમ કન્યાનો લગ્નવેશ પણ ચૂક્યો નથી; અનેઃ

"ઝોંસર મૂશળ સરીઓ ત્રાક રે, ઇડી પીંડી સાંપડ ચાંપી પાગ રે. ૧
ઘાટઝોળાં શિર પર સોહે રે, ઘાટ સકળ પેહેરયા મન ગોહે રે ૨
ઓઢણે નવરંગ ચુંદડી રે, ભાલે પિયર કંઠે મોતીછડી રે ૩
માથે ઓપે છે અતિ શુભ મેંડ રે, પોકતાં સાવધાન સર્વ જોડ રે. ૪
પહેલે પીળિયા હર તણા પાગ રે, વર પોંકી તાણીકં નાક રે ૫
હરજીએ આડો ધરીઓ હાથ રે, જુઓ જુઓ કૌતુક ત્રિભુવનનાથ રે. ૬
વર માહેરીયામાં આવ્યો રે, સાસુજીએ સંતોખે વધાવ્યો રે. ૭
× × +
આડાં અંતર્પટ શુભ ધરીયાં રે, આચાર્ય દેવકારજ કરીયાં રે. ૧૨
વરવહુઅર બેહુ મન હરખે રે, અંતર્પટ પાછું કરી નિરખે રે. ૧૩
અંતર્પટ હવે પછાં કરાય રે. બેહુ પક્ષમાં મંગલ ગાય રે."૧૪[1]

અને કવિ ફટાણાં દેવાનું પણ ચૂક્યો નથી :

"ઢોલ ઢમકયો રે લાડીનો હાથ મળ્યો નર નારીનો પાર ન જાએ કળ્યો ૧
પાર્વતીની સહિયર પાસે રહી, તે લૂણ ઉતારે પૂંઠે થઇ ૨
એક હેલી રે હરને કરે હસું, એક પૂછે રે વરનું નામ કશું. ૩
એ તો જોગી જંગમ–વેષ ધરે, એ તો ઘર મૂકી નિત્ય વન ફરે. ૪
એને માત નહિં એને તાત નહીં, એને બેહેન કે બાંધવ કોય નહીં. ૫
એની જાનમાં કો ધાર ધણી નહીં, એને ગાઇએ ગોરવીએ કોણ કહી. ૬
એના ગોર ને ગોત્રજ કોણ લહે. શિવનાથ દિગંબર સર્વ કહે. ૭
એમ માહેરા માંહે વિનોદ કરે, સુણી પાર્વતિ મનમાં હરખ ધરે."૮[1]

આમાં હિંદુ લગ્નની મોઝનો કવિએ સારો ચિતાર રજૂ કરી

---

૧. એજન, પૃ ૪૬૪–૬૬ (કડવાં ૨૨–૩૩) અને ૪૭૦–૭૧ (કડવું–૩૩મું)

આપ્યો છે. પછીની પહેરામણીમાં પણ કચાશ રહેવા નથી દીધી. છેવટે ચોરી-મંગલ પણ ધામધૂમથી પતાવે છે.

કવિએ લગ્નપ્રસંગનો સર્વ વિધિ રસિક રીતે વર્ણિત કરી આપ્યો છે. શિવપાર્વતીના લગ્નને દીપાવવું એ કઠિન છે, અને એ ૪૦ કડવાંના ટૂંકા બંધમાં પણ દીપાવી આપ્યું છે.

રુક્મિણી અને ઓખાના લગ્નપ્રસંગ ગાનારા કવિઓ કરતાં આ કવિ અનેક રીતે ચડચો છે, એવું એણે એમાં અર્પેલા પ્રસંગોના સચોટપણાથી અને ઉચિતપણાથી સમઝાય એમ છે. આપણા પ્રેમાનંદની પ્રતિભા એમાં ન હોવા છતાં એ કાવ્યને રસયુક્ત બનાવી આપે છે, એ એમાં જરૂર વિશિષ્ટતા છે. ગુજરાતી સાહિત્યમાં એક સારું આખ્યાનકાવ્ય અર્પવાનો યશ મુરારિને અવશ્ય મળે છે. એનાં કડવાં લાંબાં હોત તો કદાચ રસભંગ થયો હોત, પણ એ નરસિંહની ચાતુરીઓના ટૂંકા બંધ જેવા બંધથી અટકાવી લીધો છે.

ચરિતસામગ્રી:

૧. બૃ. કા. દો. ભાગ ૬ઠ્ઠો, (ગુજ. પ્રિ. પ્રેસ, મુંબઇ)
૨ ગુજ. સાહિ. માર્ગ. સ્તંભો. દી. બ. કૃ. મો. ઝવેરીકૃત

## નારાયણ

[વિ. ૧૭ મા સૈકામાં]

સંસ્કૃત કાવ્યશાસ્ત્રે વિસ્તારેલી રસપ્રક્રિયાને પ્રતિનિધિત્વ આપતાં ગુજરાતી કાવ્ય જવલ્લે જ મળે છે. નરસિંહ મહેતાએ શૃંગારરસ જ મુખ્યત્વે ગાયો છે; એ સાથે એને રસની જ દૃષ્ટિએ કાવ્યને બહલાવવાની પરવા નથી; એ તો પ્રતિભોત્થિત સ્વાભાવિક કાવ્ય અર્પતો

૧. એજન, પૃ. ૪૭૧, (કડવું ૩૪ મું)

જાય છે. એને છાબડે બેસવાનો એવો પ્રયત્ન છેલ્લે લગભગ તદ્દત્ સ્વરૂપમાં દયારામની કૃતિઓમાં મળે છે. દયારામે વ્રજ સાહિત્યની હરોળમાં રસપ્રક્રિયા બહલાવી છે ખરી; પણ એ પૂર્વે બે ત્રણ સૈકા ઉપર એ પ્રક્રિયાને બહલાવવાનું માન એક ગુજરાતી કવિ લઈ જાય છે. એ કવિ તે નારાયણ. એના "નવરસ" પ્રસિદ્ધ છે. એણે ૧૧ પદ રચી એમાં નવરસ ખડા કર્યા છે. આ પદ્ધતિનું ગુજરાતી સાહિત્યમાં એ પૂર્વે લાવણ્ય સમયનો રંગરત્નાકર છંદ એક જ કાવ્ય મળે છે.

નારાયણે કૃષ્ણ અને રાધાનો વિહાર ગાયો છે, અને એમાં શાસ્ત્રીય રીતે નવે રસ વ્યક્ત કર્યા છે. કવિએ શબ્દાલંકારો અને અર્થાલંકારો પણ અત્રતત્ર સુભગ રીતે આમેજ કર્યા છે. કરુણરસ વિશેનું નીચેનું એક પદ એનો પરિચય આપશે:

"વૃંદાવનિ વ્યાકુલ વિધુવદની, વિરહવેદના વ્યાપી,
તુમ વિણ તિહાં અનેક ભડી દેખી, પીડે મન્મથ પાપી.
વાહાલાજી વિરહવેદના વ્યાપી. ૧
પ્રબલ પ્રલાપ પ્રલે-પાવક સમ, પ્રકટ થઈ જ્વર પોષે;
શીતળ થાવા સ્નાન કરે તો, સરિતા જળ સોષે વિરહ૦ ૨
ચંદન ઘશી કચોલે ઘાલાં, સખી સમીપે લાવે;
અંગ અંગ લાગતાં સૂકે ને, ઉપચાર ન ફાવે. વિરહ૦ ૩
કુંજરંધ્ર શશિકિરણ આવતાં, આચ્છાદે સખી સાંને,
નિજમુખદ્યુતિ દેખીને શ્યામા હૃદય ઇંદુનો માને. વિરહ૦ ૪
તરફડતાં તતક્ષણ મૂઝાતાં, ઇચ્છા થઇ એક વાર;
પ્રાણ રહ્યા તે પ્રાણનાથ:! તવ ધ્યાન તણો આધાર. વિરહ૦ ૫
ચતુર સખી મળી કરે ચિકિત્સા, નાડી હાથ ન લાગે!
શ્રવણપંથ નવ ધ્યાન સુણ્યાં તે રોમાંચિત થઇ જાગે. વિરહ૦ ૬
રહ્યું નથી કાંઇ જીવિતવ્યમાં, જો વહેલા નહિ આવો;
તો પામશે અવસ્થા દશમી, રહેશે મન પસ્તાવો. વિરહ૦ ૭

૧. પ્રા. કા. ત્રૈ. ૭-૨, પૃ ૨૩-૨૪

સાંભળતાં કરૂણા કરે, જેનું કરૂણાએ મન પૂર્યું;
નારાયણના નાથે આવી, વિરહવ્યાધિ દુઃખ પૂર્યું. વિરહ૦ ૮"[1]

દરેક રસની કવિએ સાવચેતીપૂર્વક જમાવટ કરી છે, અને એ રીતે રસલંકારથી યુક્ત એક ગુજરાતી કાવ્યની ખોટ પૂરી પાડી છે.

આ કવિ ક્યારે થયો છે એ જોકે જાણવાનું સાધન નથી, છતાં એના કાવ્યની સં. ૧૭૩૩ લગભગમાં લખાયેલી નકલ મળે છે, જેમાં ભાષા મધ્ય. ગુજ.ની ૪ થી ભૂમિકામાં સચવાયેલી મળે છે[2] એ જોતાં વિક્રમની ૧૭ મી સદીના પૂર્વાર્ધ જેટલો તો અવશ્ય એ જૂનો છે. આ કવિએ નરસિંહ મહેતાની કવિતા પચાવી જણાય છે, કેમકે પોતાના કાવ્યમાં એ ત્રણ ઝૂલણાનાં બે પદ **રાગ રામગ્રી**માં આપે છે, જેમાં નરસિંહનો વેગ અનુભવાય છે:

"(વૃષ)ભાનુને ભવન સુકુમારી સન્મુખ થતાં,
નયન જ્યમ મયણનાં બાણ છૂટયાં;
ભેદતાં હૃદય મન બુદ્ધિ ચિત્ત ચાતુરી,
નીસર્યા સોંસરા સઘ ફૂટયાં, ૧
પ્રથમ દર્શન કુશલોક દિનમણિ થયા,
થયા દિગ્મૂઢ જડતા જડાઈ;
વીસર્યા દેહ ગુણ ગેહ ગુરૂજન કથા,
લોકપથ લાજ લઘુતા બડાઈ. ૨
પ્રકટ રતિ ભાવ શૃંગારરસ બીજ દઢ,
સ્નેહજલ સીંચતાં સફલ થાશે;
વિરહ સંયોગ સુખ શ્યામ શ્યામા તણાં,
દાસ **નારાયણો** નિત્ય ગાશે ૩"[2]

કવિનો સંસ્કૃત શબ્દાવલીઓનો વેગ પણ એમાં ઓર મધુરતા પૂરે છે. વિપ્રલંભ શૃંગાર ગાતાં એ જણાવે છે:

"સુંદરી રત્નશા યત્નથી વીસરે નીસરે હૃદયથી કુણ ઉપાયે,
ભુવન વનઘાટ જલઘાટ જમુના પુલિન,જ્યાં તિહાં નયન પંથ પ્રકટ થાયે. ૧

---

૧. સ્વ અં. બુ. જાનીનો હ લિ. પુ. સ નં, ૭૦
. પ્રા. કા. ત્રૈ, ૭–૨, પૃ. ૪–૫

અદ્વૈતવાદિ ગતિ જગત તન્મય થયું, તે વિના અન્ય કાંઈ ન ભાસે;
સુરતરસ રંગભર અંગ સંગમ વિના કામજ્વર-જ્વાલ કો' કેમ નાસે. ૨
મલય મારુત યથા પ્રલય-પાવક દહે, શશિકિરણ તરણિથી અધિક લાગે;
'મૃગજ શ્રીખંડ કદલી ગરલ અંગમાં, અગ્નિ સમ વિરહનો વહ્નિ જાગે. ૩
કોકિલા કેકીકુલ ફિર મધુકર-નિકર, કરી કુલાહલ કરણશૂળ સાધે;
કેતકી કુસુમ કોકનદ-સૌરભ સરસ, ગરલ સમ તરલ તનુતાપ વાધે"૧

કવિના વતનના વિષયમાં પણ કશું જાણી શકાતું નથી. આ કવિએ બીજું કોઈ કાવ્ય રચ્યું છે કે નહિ, એ પણ જાણવામાં નથી.

ચરિતસામગ્રી :

૧ પ્રા. કા. ત્રૈ. વર્ષ ૭-૨, વર્ષ ૯-૨, સ્વ. હ. ગો. કાંટાવાળા-સંપાદિત

## ગોપાલભટ્ટ

[ વિ. સં. ૧૭ મા શતકનો ઉત્તરાર્ધ ]

વૃત્તબદ્ધ ગુજરાતી કાવ્ય રચનારા કવિઓમાં ગોપાલભટ્ટે પણ "ભાષાવિચિત્ર" નામનું અક્ષરમેળ વૃત્તોમાં રચેલું એક કાવ્ય અર્પી પોતાનું સ્થાન લીધું છે. એ ક્યારે થયો એ જોકે નિશ્ચિતપણે કહી શકાતું નથી, છતાં પદબંધ અને ભાષાપ્રયોગ ઉપરથી એ ૧૭ મા સૈકાથી પૂર્વે તો થયેલો નથી જ. એણે પોતા વિશે એમાંના એક ભાગ "કૂલાંચરિત્ર"ને અંતે થોડો પરિચય આપ્યો છે :

[ શાલિની ]

"નામે જોતાં ભટ્ટ ગોપાલ ધીરો
જેણિ સેવ્યો સોમ સર્વત્ર હીરો,
બાલાપોરે જે વસે રામપુત્ર
તેણિ કીધો ગ્રન્થ ભાષાવિચિત્ર. ૪૧"૨

---

૧. એજન, પૃ. ૭-૮

૨. માધવકૃત "રૂપસુંદરકથા"-પરિશિષ્ટ પૃ. ૯૩

કવિના "ભાષાવિચિત્ર" નામના ગ્રન્થમાંનું એક "સ્ત્રીશિક્ષણ" નામનું આ પ્રકરણ છે. આ કવિ "ભટ્ટ" હોવાથી સોમપૂજક–સોમપુરો બ્રાહ્મણ હશે. એના પિતાનું નામ "રામ" છે અને "બાલાપોર" નામક ગામનો વતની જણાય છે. આ કયું બાલાપોર ગામ, એ જાણવામાં નથી. કવિનો જે કાવ્યખંડ પ્રાપ્ત થાય છે તેમાં ભુજંગી શાલિની દ્રુતવિલંબિત માલિની અને ઉપજાતિ એટલાં અક્ષરમેળ વૃત્ત મળે છે. આ કાવ્યમાં કોઇ "કૃષ્ણસોની"ની "ફૂલાં" નામક પુત્રીનું રસિક ચરિત્ર આપ્યું છે, જેમાં નવસંગમા–નાયિકાભેદ ટૂંકમાં રસિક રીતે કવિએ આપ્યો છે. આમ કવિ ગુજરાતીમાં કાવ્ય રચતો હોવા છતાં પ્રાચીન સંસ્કૃત પદ્ધતિની કાવ્યસરણીને જાળવી રાખવા પ્રયત્નશીલ બને છે; જેમકે

**માલિની**

"સકલ દિવસ બાલા સર્વથા દૃષ્ટિ રૂડી
વિપતિજલધિ બૂડી જીવડો જાઇ ઊડી
પ્રતિદિન વર તેનો વાટ જોએ બિચારો
મદનદહનમાંથી આજ કોએ ઉગારો. ૨૨

×          ×          ×

પ્રિયકર હૃદયેથી કામિની ઠેલિ નાંખિ;
અધરઅમૃત વાહી ભોલવી કાંત ચાખિ,
ઉર નખ પદ દેઈ વેણિકાભાર તાણે
'ગુણવતી નથી તુંથી' કંથ એવી વખાણે. ૩૯
સ્તનગિરિજય સાધી ચાલિયો કામગેહે
નૃપતિ કર લમીને નાભિ–આવર્ત માંહે,
સબલ હઠ કરીને વસ્ત્રની વાજ ખોલી
મદનભુવન જીતી ફૂલની લાજ ઠેલી. ૩૧"

એણે શબ્દાવલીઓ પણ સંસ્કૃત તત્સમ શબ્દોની ભારોભાર સ્વીકારી છે; જેવી કે

### દ્રુતવિલંબિત

"કુચવિમર્દન વેણિલતા અહી, અધરચુંબન સીત્કૃતિ તે સહી
ઉર નખક્ષત કોપલવે થશે, ચતુર જે નરનાર ભલાં હશે. ૩૪
સહજ ભૂષણ કજ્જલ સંગ જે, તિલક અંજન બીટક રંગ જે,
નયણબાણ નિરીક્ષણ શોભશે, ચતુર જે નરનાર ભલાં હશે. ૩૫"

આ કાવ્યની છપાયેલી નકલ જેના ઉપરથી લેવામાં આવી છે તે હાથપ્રતમાં ભાષા જૂની સચવાઈ રહી છે; જો કે છંદ ઘણે સ્થળે જૂના સ્વરૂપને સ્થળે નવું સ્વરૂપ—જે કેટલેક-કહો ઘણેખરે સ્થળે નકલમાં સારી રીતે પ્રયુક્ત છે તેના જેવું—માગતો પણ હોય છે; કદાચ લહિયાએ જૂનાં સ્વરૂપ સાચવી પણ રાખ્યાં હોય હોય; જેમકે—

"દાડે દાડે વાધતી જાય ફૂલાં તે દેખીનિ કામિનીયૂથ ભૂલ્યાં;
તુમિં વરૂસિ (?) દીકરી યોગ્ય નાહ, બાપે કીધુ સધ તેનુ વિવાહ."૩

આમાં "દેખીનિ"ને સ્થાને **દેખીને** "કીધુ" ને સ્થાને **કીધો** અને **"તેનુ"**ને સ્થાને **તેનો**ની જરૂર છે. "વરૂસિ" એ **વરસે** છે; જયારે 'તુમિં"રૂપ સંદિગ્ધ છે. પ્રાયઃ ઉચ્ચારણમાં દીર્ઘતા પ્રવેશી ચૂકેલી એ આનાથી સમજાય છે; અને આમ કવિ વિક્રમની ૧૭ મી સદી પૂર્વેનો નથી જ, એમ કહેવામાં સંકોચ નથી થતો બેશક, એ સં. ૧૭૦૦ થી આ બાજૂનો તો નથી જ.

ગુ. વિ. સભાને મળેલી જૂની હાથપ્રતમાં પણ ભાષાની આ સ્થિતિ પ્રાપ્ત થાય છે

અને એ સોમપૂજક બ્રાહ્મણ જ હોય તો સોમપુરા બ્રાહ્મણોની વસ્તી હાલ સૌરાષ્ટ્રના પ્રભાસપાટણમાં મુખ્યત્વે છે એ જોતાં, એમ માની શકાય કે આ સૌરાષ્ટ્રનો એક કવિ છે. તો કૃષ્ણક્રીડા કાવ્ય-કાર કેશવદાસ પછી, વૃત્તબદ્ધ કાવ્ય કરનારો આ સૌરાષ્ટ્રવાસી બીજો કવિ ગણાય.

ચરિતસામગ્રી :

૧. માધવકૃત-રૂપસુંદરકથા, પરિશિષ્ટ, શ્રી ભો. જ. સાંડેસરા-સંપાદિત
૨. ગુ. વિ સ. હ. લિ. પુ. નં. ૧૯૬૩ ની હાથપ્રત

## ફાંગ

[ વિ. સં. ના ૧૭મા શતકનો ઉત્તરાર્ધ ]

"કુંસોદ્ધરણ" એ નામનું એક કાવ્ય જેનું મળ્યું છે તે ફાંગ નામનો કવિ જ્ઞાતિએ મોઢ બ્રાહ્મણ હતો, અને બીજાપુર પાસેના લાડોલ ગામનો વતની હતો, એવું એના એ કાવ્યને અંતે આપેલી લીટીઓથી જાણી શકાય છે. ત્યાં એ પોતાને ગણપતિસુત કહે છે, આથી વિશેષ કાંઈ પણ હકીકત મળી શકતી નથી.

એનું આ કાવ્ય ૨૭ કડવાંનું છે. એની જે નકલ પ્રાપ્ત થઈ છે તે સં. ૧૭૫૯ જેટલી જૂની છે. અને એ રીતે એ મહત્ત્વની છે કે એમાં મધ્યકાલીન ગુજ. ની ૪થી ભૂમિકાની ભાષા સચવાઈ રહી છે.

આ કવિએ બીજાં કાવ્ય રચ્યાં છે કે નહિ, એ વિશે કશું જાણવા સાધન નથી. ચાલુ પૌરાણિક પદ્ધતિએ ભાગવતના દશમસ્કંધમાંની વસ્તુ લઇ એણે કાવ્ય રચ્યું છે આ કાવ્ય ઉપરથી એનું સં. જ્ઞાન સામાન્ય પ્રતિનું હોય એમ જણાય છે.

ચરિતસામગ્રી :

૧. ફા. ગુ. સ. હ. લિ. પુ. નં. ૩૪૧ ख ની હાથપ્રત

## પાંચો

[ વિ. સં. ની ૧૭મી સદીનો ઉત્તરાર્ધ ]

"કુંક્ષાહરણ" નામક એક હજી ન છપાયેલા નાના કાવ્યનો કર્તા પૂંજાસુત પાંચો સં. ૧૭૦૭ પૂર્વે થઇ ગયો છે.[૧] એણે એના કાવ્યને અંતે પોતા વિશે માત્ર આટલો ઉલ્લેખ કર્યો છે :

" ગાએ શારર્ંલિ જે નરનારય । ક્રિપા કરિ સ્વામિ ત્રિપુરારય ।
પૂંજ્યાસુત પાંચુ વદિ । શિવના ગુણ રાચુજી રદિ ॥ ૧૬॥ "

(કડવું ૧૨ મું)

આ કવિના એ કાવ્યનું નામ "કુંડલાહરણ" છે, એ આદિનાં ૩ કડવાં તૂટતાં હોવાથી અને એણે કાવ્યાંતે કાંઈ નિર્દેશ કર્યો નહિ હોવાથી પુષ્પિકા ઉપરથી જ નક્કી કરી શકાય છે; જ્યાં इति श्रीकुंडलाहर्ण आख्यान संपूर्ण समाप्तः। શબ્દો મળે છે.

કવિએ નાના કાવ્યમાં મહોદરપુરીના રાજાના પૂર્વભવની કથા, એ રાજા પોતાની રાણીને કહે છે, એ રૂપે આપી છે. રાજા પૂર્વ-ભવમાં શૂદ્ર હતો અને ભરણપોષણ ન થતું હોવાથી ચોરી કરતો. એક દિવસ શિવરાત્રિને દિવસે ચોરીમાં કાંઇ ન મળવાથી એ શિવ-મંદિરમાં માણસો એકઠાં થયાં હતાં ત્યાં ગયો. આખા દિવસનું કાંઈ ખાધું નહોતું અને પૂજા ચાલુ હોવાથી લોકો જાગતાં હોનાં કાંઇ ચાલે એમ નહોતું. અંતે પૂજા પછી બધાં સૂઈ જતાં એની નજર એક બાઈના કાનનાં કુંડલ પર પડી. શિવની પ્રાર્થના કરી એણે કુંડલ કાનસહિત કાપી ઝડપથી દોટ મૂકી. બાઈના કકળાટથી લોકો જાગી ગયા અને એમાંના કેટલાક પાછળ દોડયા. એક વીરે એને માર્ગમાં પકડયો અને તલવારથી માથું ઉડાવી દીધું, જે માથું નજીકના કૂવામાં જઈ પડયું. એ મરી જતાં એને યમના કિંકરો લઈ ગયા, જ્યાં માર્ગમાં અપાર દુઃખ થયું: પણ શિવનું આરાધન કરતાં શિવની આજ્ઞાથી ગણોએ આવી બચાવ્યો અને મહોદરપુરના રાજાને ઘેર કુંવર તરીકે અવતાર્યો.

શિવમાહાત્મ્યની આ કથા છે, અને કવિએ કરુણરસને પ્રધાન રાખી ઠીક બહલાવી છે. વર્ણનો પ્રમાણમાં ટૂંકાં છતાં કોઈક વાર ચમત્કૃતિવાળાં છે. શિવપૂજાનો પ્રસંગ એણે ઠીક ચીતર્યો છે :

"એક ગંગાનિર ભરયા ભૃંગાર ઢોલિ ઇશ અષંડીત ધાર ।
પંચામ્રીતના હોમિ પષાલ કીધા દીવા ઝાકઝમાલ ॥૨॥

---

૧ ગુ. વિ. સ. હ. લિ. પુ. નં. ૭૪૮ अ (આ પ્રત સં. ૧૭૦૭ના આષાઢ વદિ ૧૩ ભોમે "શ્રીપત્તન" માં ઉતારેલી છે.)

એક કેશરચંદ ભરયાં કપોલ શિવજી અરચા અતિ રંગ રોલ ।
અનેક કુશમ તાં સોનાં તણાં અને વલિ રૂપાનાં ઘણાં ॥ ૧૨॥
જાય કુશમ ને ચાપુ વેલિ બીલીનાં દલ આંણિ મેલ્ય ।
એક કષ્ણાગરના ઉપેન્યે ધુપ શિવ ઓલિગિઓ અકલ સ્વરૂપ॥૧૩॥
કપૂર આરતિ કરી ઉલાસ સંતોષયા નિશ્ચિ અવિનાસ ।
જોઈ આરતિ સંહુ હરષીક મિ તે સર્વે નેણે નીરષીક ॥૧૪॥
વાજિ વેણા વંશ મૃદંગ શિવ કીરતન હોઇ અતિ રંગ ।
વાજે તંતેશ્વર નિ તાલ વાજે ભૂગલ મધુર રસાલ ॥૧૫॥
વાજે ચરણુ ચપલ ઘુઘરી સિવગુણ ભાખિ વાંણિ મધુરી ।
એક શિવજી આગલ નૃત્ય કરાય મજન થયા શિવના ગુણ ગાઅતા૧૬॥"

આ કવિ મોડામાં મોડો ૧૭ મી સદીના ઉત્તરાર્ધમાં થયો હશે, કેમકે આ હાથપ્રતની ભાષા મધ્ય ગુજ.ની ૪ થી ભૂમિકામાં છે :

"એકવારનિ અવસરિ રાજા ॥ આનંદ ભરિ ઉલાસ જી ।
રાણીઆસુ રમવા આવે છિ ॥ અંતેઉરીને આવાસ જી ॥૧॥
લાડકડી લીલામાં બેઠી ॥ સંગ્ય સખી સાહેલી જી ।
તરૂણિ તેજ તણુ તન ઝલકે રૂપ રંગ રસવેલી જી ॥૨॥
સાડી વણ્ય સાંસલિ સોમા ઉઘાડુ છિ સિસ જી ।
જેણી લીલાખિ લબંધો લક્ષ્મીવર ગોકલમાં ચગદીશ જી ॥૩॥
ભીલડીખિ ભૂલા શિવ સુંદર ॥ ભોલા થયા ભગવાન જી ।
તરૂણિએ તાપસ ચૂકાવ્યા મૂકાવ્યા બહુ માન જી ॥"

(કડવું ૪ થું)

કવિ ક્યાંનો વતની છે જ્ઞાતિએ કેવો છે, એ વગેરે કાંઇ માહિતી આપ્ય નથી; છતાં નામ ઉપરથી એ દ્વિજેતર હશે, એમ જણાય છે, સાથે શિવભકત છે.

ચરિતસામગ્રી :

૧. ગુ. વિ. સ. હ. લિ. પુ. નં. ૭૪૮અ

# ધનદાસ

[ સં. ૧૭૦૦ લગભગમાં હયાત ]

**“અર્જુન** સુણો ગીતાસાર, પાંડવ માનજો નિરધાર” એ ટેકવાળી અર્જુનગીતાથી ભાગ્યેજ કોઇ ગુજરાતી અજાણ હશે. સામાન્ય રીતે ગ્રામીણ જનતામાં એ અર્જુનગીતા બહુ જ પ્રચલિત છે. બૈરાં તેમજ પુરુષો નાહ્યા પછી અચૂક આ “ગીતા”નો પાઠ કરી જાય, એવો ઘણે ઠેકાણે રિવાજ છે. આ નાના કાવ્યમાં ગીતાનો જે મર્મ કવિએ સમઝાવ્યો છે-તદ્દન સહેલી રીતે, તેને લીધે જ એ સમાજમાં પ્રિય થઈ પડી છે.

“સંસારમાં સરસો રહે, ને મંન મારી પાસ;
સંસારમાં લેપાય નહિ, તે જાણ મારો દાસ.”

—આ કડીમાં કવિએ ખરા જ્ઞાની ભક્તનું સ્વરૂપ સમઝાવ્યું છે. આવા નાના પણ સર્વને પ્રિય થઇ પડેલા કાવ્યના કર્તા ધનદાસના વિષયમાં એના કાવ્યમાંથી કશું જાણવા મળતું નથી. એ ધંધુકાનો વતની હતો; પણ જ્ઞાતિએ કેવો હતો, એ વિશે કશું જાણવામાં નથી. એમ મનાય છે કે એ પટેલ હતો. એ ક્યારે થઇ ગયો એના વિષયમાં સીધું સાધન કશું નથી. બૃ. કા. દો ના સંપાદકે એને[1] ૧૭ મા સૈકામાં હયાત હોવાનું અને સાથે સં. ૧૭૮૩માં હયાત હોવાનું જણાવ્યું છે. સં. ૧૭૮૩માં તો શક્યતા જ નથી, કેમકે “અર્જુનગીતા”ની એક હાથપ્રત સાં. ૧૭૨૯માં થયેલી મધ્યકાલીન ગુજ ની ૪થી ભૂમિકાને સાચવી રાખતી જૂનામાં જૂની મળે છે.[2] આ ઉપરથી એમ સિદ્ધવત્ છે કે એ સં. ૧૭૨૯ પૂર્વે થઇ ગયો છે. એટલે વિક્રમના સત્તરમા સૈકામાં સંભવિત રીતે ઉત્તરાર્ધમાં કે પછી સં. ૧૭૦૦ લગભગ એ હયાત હોય.

---

૧. બૃ. કા. દો. ભાગ ૨ જો, પૃ. ૭૮૪

૨. ગુજરાતી પ્રેસ, મુંબઇના સંગ્રહમાં નં. ૮ની હાથપ્રત

ધનદાસે એક "ભક્તગીતા" રચ્યાનું બૃ. કા. દો. ભાગ ૨ જામાં સૂચન છે.'[1] તેમ એક "નાની અર્જુનગીતા" હોવાનું પણ જણાય છે.[2] આ બંને "અર્જુનગીતા"જ હોવી સંભવિત છે. મુદ્દે અર્જુનગીતા જ નાનું કાવ્ય છે. બીજું એનાથી નાનું કેટલું હોઈ શકે ? "ભકતગીતા" એવું નામ; અર્જુન ભક્તને ઉદ્દેશી રચાયેલ હોવાથી કોઈએ માન્યું હોય એમ સંભવે છે. બ. કા. દો. માંના સૂચન સિવાય એના અસ્તિત્વ વિશે અન્ય સ્થળેથી જાણવામાં નથી.

ચરિતસામગ્રી :

૧. ગુ. સા. માર્ગ સ્તંભો, દી. બ. કૃ. મો. ઝવેરીકૃત

૨. બૃ. કા. દો. ભાગ ૨ જો, (ગુજરાતી પ્રેસ, મુંબઇ)

## નરસિંહ નવલ

[સં. ૧૭૦૦ આસપાસ હયાત]

ઓખાહરણ પર ઘણા કવિઓએ મહેનત લીધી છે. એવું એક સુંદર ઓખાહરણ "નરસિંહ નવલ" નામના કવિનું ૬૬ કડવાંનું પ્રાપ્ત થાય છે.[3] આ કાવ્ય અદ્યાપિ અપ્રસિદ્ધ છે. એની જે હાથપ્રત મળે છે તેમાં આરંભનાં ૧૧ કડવાં તૂટે છે, તેમજ ઊધઇએ બગાડેલી હોવાથી કાવ્યનો બાકીનો ભાગ પણ જ્યાંત્યાં ખંડિત છે. સદ્દભાગ્યે કવિનું નામ સચવાઈ રહ્યું છે. કવિએ વિષ્ણુદાસ વગેરેની માફક દરેક કડવાને અંતે નામોલ્લેખ કર્યો નથી; થોડાં થોડાં કડવાં વટાવી નામનિર્દેશ કર્યો છે. ૩૯ મા કડવાને અંતે એ જણાવે છે કે—

"નરશહી નવલ એમ ભણે ।। અનીરુધ જેમ અંબા સ્તવી ।।
નાહાસે પાપ..................કથન કેહે તાં કવી. આન્ય. ૯૦ ૧૩"

---

૧. બૃ. કા. દો. ભાગ ૨ જો, પૃ. ૭૮૪

૨. ફા. ગુ. સ. હ. લિ. પુ. નં. ૩૦૨ख

૩. ગુ. વિ. સ. હ. લિ. પુ નં. ૬૫૫ઇ

# ધનદાસ

[ સં. ૧૭૦૦ લગભગમાં હયાત ]

"**અર્જુન** સુણો ગીતાસાર, પાંડવ માનજો નિરધાર" એ ટેકવાળી અર્જુનગીતાથી ભાગ્યેજ કોઇ ગુજરાતી અજાણ્યું હશે. સામાન્ય રીતે ગ્રામીણ જનતામાં એ અર્જુનગીતા બહુ જ પ્રચલિત છે. બૈરાં તેમજ પુરુષો નાહ્યા પછી અચૂક આ "ગીતા"નો પાઠ કરી જાય, એવો ઘણે ઠેકાણે રિવાજ છે. આ નાના કાવ્યમાં ગીતાનો જે મર્મ કવિએ સમઝાવ્યો છે–તદ્દન સહેલી રીતે, તેને લીધે જ એ સમાજમાં પ્રિય થઈ પડી છે.

"સંસારમાં સરસો રહે, ને મંન મારી પાસ;
સંસારમાં લોપાય નહિ, તે જાણ મારો દાસ."

—આ કડીમાં કવિએ ખરા જ્ઞાની ભક્તનું સ્વરૂપ સમઝાવ્યું છે. આવા નાના પણ સર્વને પ્રિય થઇ પડેલા કાવ્યના કર્તા ધનદાસના વિષયમાં એના કાવ્યમાંથી કશું જાણવા મળતું નથી. એ ધંધુકાનો વતની હતો; પણ જ્ઞાતિએ કેવો હતો, એ વિશે કશું જાણવામાં નથી. એમ મનાય છે કે એ પટેલ હતો. એ ક્યારે થઇ ગયો એના વિષયમાં સીધું સાધન કશું નથી. બૃ. કા. દો ના સંપાદકે એને[1] ૧૭ મા સૈકામાં હયાત હોવાનું અને સાથે સં. ૧૭૮૩માં હયાત હોવાનું જણાવ્યું છે. સં. ૧૭૮૩માં તો શક્યતા જ નથી, કેમકે "અર્જુનગીતા"ની એક હાથપ્રત સાં. ૧૭૨૯માં થયેલી મધ્યકાલીન ગુજ ની ૪થી ભૂમિકાને સાચવી રાખતી જૂનામાં જૂની મળે છે.[2] આ ઉપરથી એમ સિદ્ધવત્ છે કે એ સં. ૧૭૨૯ પૂર્વે થઇ ગયો છે. એટલે વિક્રમના સત્તરમા સૈકામાં સંભવિત રીતે ઉત્તરાર્ધમાં કે પછી સં. ૧૭૦૦ લગભગ એ હયાત હોય,

---

૧. બૃ. કા. દો. ભાગ ૨ જો, પૃ. ૭૮૪

૨. ગુજરાતી પ્રેસ, મુંબઇના સંગ્રહમાં નં. ૮૪ની હાથપ્રત

ધનદાસે એક "ભક્તગીતા" રચ્યાનું બૃ. કા. દો. ભાગ ૨ જામાં સૂચન છે.'[1] તેમ એક "નાની અર્જુનગીતા" હોવાનું પણ જણાય છે.[2] આ બંને "અર્જુનગીતા"જ હોવી સંભવિત છે. મુદ્દે અર્જુનગીતા જ નાનું કાવ્ય છે. બીજું એનાથી નાનું કેટલું હોઈ શકે? "ભક્તગીતા" એવું નામ, અર્જુન ભક્તને ઉદ્દેશી રચાયેલ હોવાથી કોઈએ માન્યું હોય એમ સંભવે છે. બ. કા. દો. માંના સૂચન સિવાય એના અસ્તિત્વ વિશે અન્ય સ્થળેથી જાણવામાં નથી.

ચરિતસામગ્રી :

૧. ગુ. સા. માર્ગ સ્તંભો, હી. બ. કૃ. મો. ઝવેરીકૃત

૨. બૃ. કા. દો. ભાગ ૨ જો, (ગુજરાતી પ્રેસ, મુંબઇ)

## નરસિંહ નવલ

[સં. ૧૭૦૦ આસપાસ હયાત]

ઓખાહરણ પર ઘણા કવિઓએ મહેનત લીધી છે. એવું એક સુંદર ઓખાહરણ "નરસિંહ નવલ" નામના કવિનું ૬૬ કડવાંનું પ્રાપ્ત થાય છે.[3] આ કાવ્ય અદ્યાપિ અપ્રસિદ્ધ છે. એની જે હાથપ્રત મળે છે તેમાં આરંભનાં ૧૧ કડવાં તૂટે છે, તેમજ ઊધઈએ બગાડેલી હોવાથી કાવ્યનો બાકીનો ભાગ પણ જ્યાંત્યાં ખંડિત છે. સદ્ભાગ્યે કવિનું નામ સચવાઈ રહ્યું છે. કવિએ વિષ્ણુદાસ વગેરેની માફક દરેક કડવાને અંતે નામોલ્લેખ કર્યો નથી; થોડાં થોડાં કડવાં વટાવી નામનિર્દેશ કર્યો છે. ૩૯ મા કડવાને અંતે એ જણાવે છે કે—

"નરશહી નવલ એમ ભણે ॥ અનીરુધ જેમ અંબા સ્તવી ॥
નાહાસે પાપ..................કથન કેહે તાં કવી. આજ. ૯૦ ૧૩"

---

૧. બૃ. કા. દો. ભાગ ૨ જો, પૃ. ૭૮૪

૨. ફા. ગુ. સ. હ. લિ. પુ. નં. ૩૦૨ સ

૩. ગુ. વિ. સ. હ. લિ. પુ નં. ૬૫૫૬

આ ઉપરાંત બીજે બે સ્થળે એણે પોતાના નામનો નિર્દેશ કર્યો છે તે :

(૧) "ક્રીડણ દીન રાત્ર રંગે ।। શરદરાત્ર શોહાંમણી ।।
કેહે નરશાહી નવલ ભાષા ।। લીયો ભક્તો વધાંમણી ।।૧૧।।"
(કડવું ૬૫ મું)

અને

(૨) "ધન્ય ભગત જે કો ચીત ધરે ।। ધન્ય ધન્ય રે વૈષ્ણવસુત જાંણ ।।
ધન્ય નરશાહી નવલ ।। જેણે ગાયો રે હરી પૂરણ પુરાંણ ।।
ધંન્ય રૂષા ધંન્ય બાણજી ।।૭।।"
(કડવું ૬૭ મું છેલ્લું)

આ કાવ્યમાં પોતાના આમ ત્રણ સ્થળે નામનિર્દેશ વિના બીજી કશી માહિતી એણે આપી નથી. ઉપર આપેલા છેલ્લા અવતરણમાં એ "વૈષ્ણવસુત" શબ્દ પ્રયોજે છે, એને જો સંબોધન તરીકે ન ગણવામાં આવે તો એમ માની શકાય કે કવિ ધર્મે વૈષ્ણવ હશે. કવિ પોતાને "નવલ નરસિંહ" કહે છે. એનો આશય સ્પષ્ટ છે કે સુપ્રસિદ્ધ ભક્ત-કવિ નરસિંહ મહેતાને એ પ્રાચીન કહેવા માગે છે.

૬૭ કડવાંના આ કાવ્યમાં કોઈ કડવું ૧૦ નું તો કોઈ ૧૧-૧૨ કડીનું, તો ક્વચિત જ ૧૩-૧૬ કડીનું. એમ નાનાં નાનાં કડવાં કવિએ આપ્યાં છે. કાવ્યના સ્વરૂપ ઉપરથી એમ જણાય છે કે એણે સ્વતંત્ર રીતે જ આ ઓખાહરણની રચના કરી છે. એમાં, બેશક, પ્રેમાનંદની ખૂબીઓ નથી, છતાં એ કાઢી નાખવા જેવી કૃતિ નથી. ૧૨ મા કડવામાં ઓખા સ્વપ્ન પછી જાગી જતાં જે વિલાપ કરે છે તે જોતાં કવિની સાવચેતી સમઝાશે; જેમકે—

"શમણે પરણી તેહને પેખે રે ।। કન્યાવ્રત તાં ભાગું લેખે રે ।।
કુહો કોણે કીધૂં એહ અકર્મ રે ।। કૂલવધ દૂશી તે કોણ ધર્મ રે ।।૧।।

[ઉથલો]

કુલવધ દૂશી તે કોણ ધર્મ ।। સ્વપ્ન શત્ય વીચાર ।।
કાંહાં ગયો તે કંથ માહારો ।। કરી ભ...થ ।।૨।।

વલવલે વાંભા વીલાપ કરતી ॥ ધરતી મન સંતાપ ॥
કોહો કેણી પેરે કાંહાં ગયો રે ॥ મૂઝ લજાવી વાત ॥
ચાર ફાડે રૂએ ગાઢે ॥ હાડ ટોરે હાથ ॥
કાંમ સમ તે કંથ સમરે ॥ સ્વપ્ન કેરો નાથ ॥૪॥
અધર ડશતી દાંત સાથે ॥ મૂષ વહે નીસ્વાસ ॥
કોણે કરયૂં લાંછન લોક માંહાં ॥ કંનકા-ઉપહાસ્ય ॥૫"

પ્રસંગ કંટાળા ભરેલો ન થાય તે પ્રમાણે અર્પવામાં કવિ સાવચેત રહે છે. એના કાવ્યની મળતી એક જ હાથપ્રત ઊધઈથી ખવાયેલી હોવાથી એના સારા ભાગ ખંડિત મળે છે, એથી સારા નમૂના નથી અપાયા. છતાં એમ કહેવું ગેરવાજબી નથી કે ઓખાહરણના કર્તાઓમાં નવલ નરસિંહ એક સારા આખ્યાનકાર તરીકે સ્થાન મેળવે છે. આ કવિએ બીજું કોઈપણ કાવ્ય રચ્યું હોય, એમ જાણવામાં નથી.

નવલ નરસિંહ ક્યારે થયો? એના કાવ્યની એક માત્ર નકલ જે મળે છે તે સં. ૧૭૫૪ આસપાસ નવસારીમાં ઉતારવામાં આવેલી છે. એ કાવ્યને અંતે ઉ. સં. નથી, પણ એ જ હાથે ઉતારેલાં એ જ હાથપ્રતમાંનાં બીજાં કાવ્યોમાં એ જ વર્ષ મળે છે, એટલે શંકાને સ્થાન નથી. આ હાથપ્રતમાં પ્રેમાનંદનું નળાખ્યાન રચાયા પછી માત્ર ૧૪ મે વર્ષે ઉતારેલું છે એ પ્રમાણે વીરજીનું સુરેખાહરણ રચાયા પછી ૩૩ મે વર્ષે ઉતારેલું છે. આ માં વસ્તાનું શુકદેવાખ્યાન, ભાઉની પાંડવવિષ્ટિ અને કાશીસુતનું વિરાટપર્વ પણ છે. એ સુંદર કાવ્યો સાથે વચમાં જ આ કાવ્યે સ્થાન મેળવ્યું છે, એ જોતાં એ કવિ એ સમયે વધુ પ્રસિદ્ધ હોય તો એમાં આશ્ચર્ય નથી. એના ક્યારે હોવા વિશે કશો નિશ્ચય નથી, છતાં એ **નવલ** હોવાથી વિક્રમના ૧૮ મા સૈકાના આરંભમાં કે બહુ તો એક પચીશી પૂર્વે થઈ ગયો હશે.

બીજાં કોઈ સાધન ન મળે ત્યાંસુધી એનાં વતન કે જ્ઞાતિના વિષયમાં કશું કહી શકાય એમ નથી.

ચરિતસામગ્રી :

૧. ગુ. વિ. સ. લિ. પુ. નં. ૬૫૫ ઈ

# ભગવાન વૈષ્ણવ

[ વિ. સં. ના ૧૭ મી સદીનો ઉત્તરાર્ધ ]

"શ્રી ગોકુલની શોભા" નામના એક ધોળનો રચનાર ભગવાનદાસ છે. આ કાવ્યની રચના સં. ૧૬'૩ના ભાદરવા સુ. ૭, શ્રીગોકુલાલકારજીના જન્મદિન પછી એકાદ વર્ષની અંદરમાં છે.

શ્રીવલ્લભાચાર્યજીના અને શ્રીવિઠ્ઠલનાથજીના ભક્ત નરોડાવાળા ગોપાલદાસ, રૂપપુરાના ગોપાલદાસ, ભીમ, વૈષ્ણવ વાસણ વગેરે અનેક વૈષ્ણવ કવિઓ હતા, તેમ આ ભક્તકવિ પણ શ્રીવિઠ્ઠલ-નાથજીનો સેવક હોવાનો પૂરો સંભવ છે, કારણ કે આ કાવ્યની રચના એણે પ્રૌઢ ઉમરે કરી છે એમ આ કાવ્ય વાંચતાં સમઝાય છે.

'શ્રીગોકુલની શોભા' કાવ્ય એ ધોળ છે. એમાં ૩૬ કડી છે, એમાં કવિએ પાંચ પ્રકારનું વર્ણન કર્યું છે :

(૧) શ્રીવલ્લભાચાર્યજીને ત્યાં શ્રીવિઠ્ઠલનાથજીનું ને એમના સપ્ત પુત્રોનું પ્રાકટ્ય, (૨) બીજામાં સાત પુત્રના વંશનું સં. ૧૬૬૩ સુધી વર્ણન, (૩) શ્રી વહુજી અને બેટીજીનાં જીવન ને સેવાપ્રેમ, (૪) કવિએ અનુભવેલો સ્વઆનંદ, અને (૫) એ વખતના વ્રજનાં મુખ્ય ધામો. એ વિશે વધુ વિવરણ નીચે કર્યું છે.

આ કાવ્ય જે જૂના ગ્રંથમાંથી મળ્યું છે તેનો ઉલ્લેખ નીચે મુજબ છે :

"આ પ્રત ઇતિશ્રી ઉછવવિધિ શ્રીગોકુલનાયજી તથા શ્રીગોકુલચંદ્ર-માજી કે ઘર કિ રીત ॥૪૩॥ સંપૂર્ણ સં. ૧૯૦૮ ના ભાદ્રપદ સુ. ૧૫ સૌમ્યવાસરે લ. ઠાકોર દામોદર જવેરનાં જે શ્રીકૃષ્ણ વાંચજો પ્રત્યે પ્રત્ય ઉતારી છે. લખનારને દોષ દેશો નહિ શ્રીગોપીજનવલ્લભાય નમઃ"

(મોડાસાના શ્રીકનૈયાપ્રભુ-પુષ્ટિપુસ્તકાલય હ.લિ.પુ. પુસ્તક ૪૦,પા.૧૪)

"જો જો રે શ્રીગોકુલની શોભા', એ કડીને ધ્રુવ તરીકે લેતાં આ ધોળ નીચે મુજબ ગાતાં ઠીક પડશે :

આ સેવાવિધિ પછી ગુંજરાતી ધોળ તરત જ લખેલાં છે, ક્રમાંક એમાંનું આ નવમું ધોળ છે :

**અસલ કાવ્ય**

"જો જો રે શ્રીગોકુલની શોભા, શ્રીજમનાજીને તીર
શ્રીવલ્લભગ્રહે પગટ થઇને, ખેલે શ્રીવિઠલ વીર. (૧)
શ્રીગીરધરલાલ સોહામણા, ખેલડીએ શ્રીગોવિંદ
શ્રીબાલકૃષ્ણ બલ અતિ ઘણાં, શ્રીગોકુલ ગાજંતા (૨)
**શ્રીવલ્લભ દુર્લભ જુગમાં કહીએ, તેજ તણો અવતાર**
શ્રીરઘુનંદજી સદા સુખકારી, પિતાંબરજી સુપ્રીત (૩)
શ્રીજદુપતિજી છો જીવન હમારા, જેને વખાણે વેદ
ઘનશ્યામજી સુંદરતા સીમા, ભુતલ પ્રગટયા ભાણ. (૪)

(૨)

વલિ વિસ્તાર કરિ ને વ્રણનું એમનો પરિવાર સાથ
[૧] ।મોદર દાંણી, ગુણવંત[૩] ગોપીનાથ (૫)
ક્ષ્મીનરસૈ આંગણ ઉભા, દિન તણા દયાલ
[૫]દેવકીનંદન સુરીનરવંદન, [૬]ગોપાલરાએ ગુણભેદ. (૬)
[૭]જએદેવજી છો જીવન હમારા, જેને વખાંણા વેદ
[૮]મુખસુદનજી મોરે મન વસિયા ગાજે, [૯]શ્રીગોપીનાથ. (૭)
[૧૦]અલંકારજી આંગણીએ ખેલે, [૧૧]શ્રીપુરુષોત્તમજી જાણે રસની રીત
[૧૨]ગોપાલરાએ સુન્નીરવર [૧૩]વિઠલ, [૧૪]બ્રિજરતનજી બડભાગિ. (૮)
મીઠડી એ મન હરીને લાગી, તે જોવા રઢ લાગી
વલ્લભને ઘર ભુષણ પ્રગટા, સુંદર ચતુર સુજાંણ. (૯)
એક એક પે અધકી શોભા, સરખે સરખી જોડ
આ ભુતલમાં ભાગ્ય હમારાં, પુરા મનના કોડ. (૧૦)
છોટા મોટા છેલ છબિલા, સુંદર દિસો રૂપ
જઇ જુઓ જમુનાજી તિરે, ભુતલ ખેલે ભૂપ. (૧૧)
વહુ બેટીનાં ભાગ્ય ભલાં અવતરીઆં અમને ઘેર
ઝુમતાં ફરકે ને મનમાં હરખે, લટકે મોતીની સેર. (૧૨)
ગોફણુલે ઘુઘરડી ઘમકે, કંઠે મનોહર હાર
પરણે પટા લઇને ગુણવંત ગજનિ ચાલ. (૧૩)

આછી સાડી પલવટવાલિ, રંગભર રમે રે રસાળ
નઇણે કાજલ મુખમાં બિડી, ને બોલે વચન રસાળ (૧૪)

× ×

સાંન કરે ને સણુગઢ વાલે, કરે રેન અના ચાલા (૧૫)
મનનું કારણ મોહન જાંણે, નેન કટાક્ષે જોતિ
હાસ વિનોદ કરે હરિ સાથે, નાકે નિરમલ મોતી. (૧૬)
હું ઘણી અતિ છુ મદમાતિ, સદા સોહાગણ નારિ
મોટાં સાથે મિલન હમારે, અમને ન સકે કોઈ વારિ. (૧૭)
હો હો કરતાં હરિ સંગ રમતાં, નાત તિલંગિ સાથ
રાસમંડલ જગમોહન મોહો, પ્રભુજીએ સાહો હાથ. (૧૮)
૧૫કાંઇરે વૈષ્ણવ મન વિસામો, ગોકુલ સામુ જાતાં
રૂડુ છે રે બાઇ રૂડુ છે, શ્રીજમુનાજીમાં નાતાં. (૧૯)
સખી સહુ ટોળે મલી, શ્રીગીરધારીજીને મંદિર જાતાં
શ્રીનવનિત્યપ્રિયાજીને જોઇને રે, મારાં નઇણાં ત્રપત ન થાતાં (૨૦)
સાંમલિયા સન્મુખ રહીને, શણુગાર આરતિ જોતાં
રાજભોગનિ અતિસે સોભા, તે જોઈ મન મોતાં. (૨૧)
તે દાઢા કયમ વિસરે, જે ગુંજાં મઠડી ખાતાં

× × × (૨૨)

ગોકુલ ગોવરધન વૃંદાવન માંહ્ય રમવાનો ઠામ
સઘન વનની કુંજગલનમે, મલસે શ્રીઘનશ્યાંમ. (૨૩)
કદમખંડી માંહો ક્રીડા, સંકેત વનમાં સંગ
બંસીવટ વાલોજી ખેલે, નિત નિત નવલા રંગ. (૨૪)
હો હાં કરતાં ને હરિસંગ રમતાં, જુઓ ને અમારાં ગાત્ર
જલનિ ગાડી સાથે જાતાં, ને ગિરિગોવરધન જોતાં (૨૫)
૧૬અનેક વારા વહી ગયાને, આંણે ફેરે ફાવ્યાં
ભગવાંનદાસ તણા પ્રભુ મલીઆ, શરણ તમારે આવ્યાં. (૨૬)"

આ કાવ્યની આંકણી એક ઐતિહાસિક કાવ્ય તરીકે થઇ શકે એમ છે; જેમકે—

(૧) (૨) (૩) એ શ્રીવિઠ્ઠલનાથજીના પ્રથમ પુત્ર શ્રીગિરિધરજીના ત્રણ પુત્રો છે, જેમની જન્મતિથિ સં. ૧૬૩૦ના આસો સુદિ ૧૦ સં. ૧૭૨૨ના શ્રાવણ સુદિ ૧૫, સં. ૧૬૩૪ના પૌષ વદ ૪ના છે. (૪) શ્રીવિઠ્ઠલનાથજીના બીજા પુત્ર શ્રીગોવિંદરાયજીના શ્રીલક્ષ્મીનૃસિંહજી ચતુર્થકુમાર છે, જેમનો જન્મ સંવત્ ૧૬૩૧ ભાદરવા વદ ૪ નો છે.

(૫) (૬) (૭) એ શ્રીવિઠ્ઠલનાથજીના પંચમ પુત્ર શ્રીરઘુનાથજીના ત્રણ પુત્રો છે, જેમના જન્મદિન સ. ૧૬૩૪ માગસર સુદિ ૭, સં. ૧૬૩૭ના શ્રાવણ વદિ ૬ને સં. ૧૬૪૫ના માગસર સુદિ ૧૨ છે.

(૮) શ્રીવિઠ્ઠલનાથજીના છઠ્ઠા પુત્ર શ્રીયદુનાથજીના પ્રથમ પુત્ર શ્રીમધૂસુદનજી છે, જેમનો જન્મ સં. ચૈત્ર સુદિ ૨ છે. (૯) એઓ શ્રીયદુનાથજીના ચોથા પુત્ર છે, જેમનો જન્મ સં. ૧૬૫૦ના આસો સુદિ ૩ છે.

(૧૦) શ્રીગોકુલાલંકારજી, શ્રીવિઠ્ઠલનાથજીના બીજા પુત્ર શ્રીગોવિંદરાયજીના ત્રીજા પુત્ર શ્રીકૃષ્ણરાયજીના ત્રીજા પુત્ર થાય. એમનો જન્મ સં. ૧૬૬૩ ના ભાદરવા સુદિ ૬ છે. કવિ ઘણી વખત ગોકુલ ગયા હોય એમ કાવ્ય વાંચતાં લાગે છે. એને જે આનંદ ને ભક્તિની પ્રાપ્તિ વ્રજવાસ કરવાથી થઈ તે પોતાના વતનમાં જઈ વૈષ્ણવો આગળ વર્ણવે છે. આ વખતે શ્રીવિઠ્ઠલનાથજીના સપ્ત બાલકોના વંશમાં ગોકુલમાં કોણ બિરાજે છે એનું વર્ણન કરે છે. શ્રીગોકુલાલંકારજી આ વખતે આઠ માસના હશે, જેથી તેઓ ઘુંટણે ચાલતા હશે. આ વર્ણનથી આ કાવ્યની રચનાનું વર્ષ જડે છે.

(૧૧) શ્રીવિઠ્ઠલનાથજીના ત્રીજા પુત્ર શ્રીબાલકૃષ્ણજીના છઠ્ઠા પુત્ર શ્રીપુરુષોત્તમજી છે, જેમનો જન્મ ૧૬૪૪ના જેઠ સુદિ ૬ છે. અહીં રસરીત જાણનાર તરીકે એમને વર્ણવ્યા છે, એ ઉપરથી એઓએ યુવાનીમાં પ્રવેશ કર્યો છે એમ કવિના કહેવાનો ઉદ્દેશ લાગે છે. આ વાતને એમની ઉમર વીસ વરસની આ કાવ્યરચના (સં. ૧૬૬૪) વખતે છે એ બરાબર મળતી છે.

(૧૨) (૧૩) (૧૪) શ્રીવિઠ્ઠલનાથજીના ચતુર્થ પુત્ર શ્રીગોકુલનાથજીના ત્રણ પુત્રો છે, જેમના જન્મ સંવત ૧૬૪૨ના પૌષ સુદિ ૧૪, સં. ૧૬૪૫ના માઘવદિ ૧૩, ને સં. ૧૬૫૦ના વૈશાખ વદિ ૮ છે. અહીં કવિ આ ત્રણે પુત્રોને બડભાગી વર્ણવે છે એ શ્રીગોકુલનાથજીની આ સમયની જાહોજલાલી જોતાં બરાબર છે. આ જ કારણથી ગોપાલદાસ 'વલ્લભાખ્યાન'માં એમને 'શોભા સકલ કુટુંબ રે રસના' આખા કુટુંબની શોભાસ્વરૂપે વર્ણવે છે.

(૧૫) કડી ૧૭ થી ૨૨ સુધીમાં કવિ પોતાનું વર્ણન કરે છે. "શ્રીવિઠ્ઠલનાથજીના સાત પુત્રોમાં જે વિદ્યમાન છે તેમની સાથે મારું મન મળી ગયું છે ને એઓનો પ્રેમ મારા ઉપર પુષ્કળ છે તેથી એમનાં ઘરોમાં હું પ્રેમપૂર્વક ભાગ લઉં છું. વળી રાસાદિ લીલાઓમાં પણ શ્રીગોસ્વામી બાળકો મને પ્રેમથી ઉતારે છે ને મને એમના હસ્તથી સ્પર્શ કરે છે. માટે હે વૈષ્ણવો, તમે પણ આવું સુખ પ્રાપ્ત કરવા શ્રીગોકુલ સામું જુઓ અને શ્રીયમુનાજીના સ્નાનનો ઉત્તમ લાભ મેળવો વળી શ્રીનાથજી અને શ્રીનવનીતપ્રિયાજીના કમનીય રમણીય સ્વરૂપનાં દર્શન ટોળાબંધ વૈષ્ણવો કરે છે. છતાં મન ધરાતું નથી. શૃંગાર અને રાજભોગ આરતી વખતનાં દર્શનથી તો ભલભલા માણસોના મનરૂપી ભ્રમરો પ્રભુના ચરણકમલના મકરંદ પ્રાપ્ત કરવા મોહાઈ જાય છે. અને દર્શન બાદ ભગવત્પ્રસાદી ગુંજામહડીનો સ્વાદ હજી પણ ભુલાતો નથી અને મનમાં એ દિવસના આનંદ હજી પણ તેવા ને તેવા રમ્યા કરે છે. ત્યારબાદ વ્રજનાં મુખ્ય સ્થળ કવિ ગણાવે છે.

(૧૬) કવિ કહે છે કે હું ઘણી વખત શ્રીગોકુલ આવ્યો ને શ્રીગિરિરાજ વૃન્દાવન કદમખંડી સંકેતવન ગયો, પણ આ વખતે જે પ્રકટ આનંદ પ્રાપ્ત થયો, તેથી મારું જીવન સફળ છે, કારણ કે તમારે શરણે આવવાથી શ્રીરસેશ શ્રીકૃષ્ણચંદ્રપ્રભુની પ્રાપ્તિ થઈ.

આમ કવિ શ્રીવલ્લભવંશના સારા પરિચયમાં હતો. એ કયાંનો હતો એ કેવું મુશ્કેલ છે.

ચરિતસામગ્રી :

૧. અનુગ્રહ-વર્ષ ૧૪-અંક ૧, પૃ ૧૪-૧૬

## હરિદાસ વૈષ્ણવ

[ વિ. સં. ની ૧૭મી સદીનો ઉત્તરાર્ધ ]

**શ્રી વલ્લભાચાર્યના** પૌત્ર શ્રીગોકુલનાથજીના શિષ્યોમાં એક હરિદાસ નામનો કવિ થઈ ગયો છે. એ ભરૂચનો વતની અને એના પિતાનું નામ નાથાભાઈ. એનાં વિરહગીતા, અનુભવાનંદ, ભકતસુખદમંજરી, જન્મલીલા, છૂટક ધોળો તથા કીર્તનો મળ્યાં છે. શ્રીગોકુલનાથજીના અનન્ય સેવકોમાંનો એ એક હતો.

આ હરિદાસનો જન્મ સં ૧૬૪૦ આસપાસ થયો હતો. એણે 'વિરહગીતા'ની રચના સં. ૧૭૦૦ આસપાસ કરી હતી. આ હરિદાસને ગોમતીબહેન કરી એક પુત્રી હતી તેણે પણ ગુરુદેવ શ્રી-ગોકુલનાથજીના સ્વધામપ્રયાણ પછી વિરહાવસ્થાનો નિરૂપક "કવન-રસ ગ્રંથ" લખ્યો છે, જે ૫૦ માંગલ્ય આપી અધૂરો રહેલો મળે છે. આમાં મંગલાથી લઈ ઉત્થાપન સુધીનું વર્ણન છે.

ચરિતસામગ્રી :

૧. મોડાસાના શ્રી. ચિમનલાલ વૈદ્યની નોંધપોથી

## શંકર-જન સેવક

[ વિ. સં ૧૭ મા શતકનો ઉત્તરાર્ધ ]

**શં**કર કરી એક કવિ વિ. સં. ના ૧૭ મા શતકના ઉત્તરાર્ધમાં થઈ ગયો છે. એ શ્રીવિઠ્ઠલનાથજી-ગુસાંઈજીના પ્રથમ પુત્ર શ્રીગિરિધર-જીના પુત્ર શ્રીમુરલીધરજી (જન્મ સં. ૧૬૩૦) નો શિષ્ય હતો. એના ગ્રંથોનો એક ગુટકો ગુજ. વિદ્યાસભાના સંગ્રહમાં મળી આવ્યો છે, જેના ઉપરથી 'અનુગ્રહ' માસિકના વર્ષ ૧૫ માના અંક ૧-૨-૩-

૪ માં એના એ કાવ્યગ્રંથ છપાયા છે. મુખ્યત્વે પુષ્ટિમાર્ગના સિદ્ધાંતો અને શ્રીવલ્લભાચાર્ય તેમજ વિઠ્ઠલનાથજીએ પુષ્ટિમાર્ગનો વિસ્તાર કેવી રીતે કર્યો એ હકીકતો આપતાં કલિપ્રબોધ સારસિદ્ધાંત સ્નેહમંજરી રસાનંદ એ ચાર કાવ્ય અત્યાર સુધીમાં જાણવામાં આવ્યાં છે. કવિ કાવ્યોના આરંભમાં પોતાના ગુરુ મુરલીધરને નમન કરે છે; ઉ. ત. 'સ્નેહમંજરી'ના આરંભમાં :

"શ્રીવલભચરણકમલને વંદૂ । જે આનંદ કેરૂ ધામ ।
દૈવી જંનને શરણે રાખો । આપુ અભયેપદવીશ્રાંમ । ૧॥
શ્રીવીઠલનાથ ગોવરધનધારી પ્રગટા ભૂતલ માંહે ।
ઉદે દાંન સેવકને આપુ । જે સુખથી ન અઘાય । ૨॥
કલ્પવ્રક્ષ થૈને પ્રસરે વંશ શાખા વીસ્તાર ।
એકરૂપે અનેક થૈ । કીધો જક્તઉધાર । ૩॥
અધભૂત સ્વરૂપ અનૂપ મનોહર । શ્રીમૂરલીધર માહારાજ ।
કૃપા કરી કર સાહો શેવકનો સરાં સઘલાં કાજ ॥૪॥"[1]

શુદ્ધાદ્વૈત વેદાંતને અનુસરી સૃષ્ટિની ઉત્પત્તિ આદિ વિચાર, ભક્તિમાર્ગનું સ્વરૂપ—મુખ્યત્વે પુષ્ટિમાર્ગની વિધિ પ્રક્રિયા વગેર વિષયોનું સરળ ભાષામાં લેખકે તે તે ગ્રંથમાં 'પ્રબંધ' જુદા પાડી નિરૂપણ કર્યું છે. દયારામની પહેલાં ૨૫૦–૩૦૦ વર્ષ ઉપર આ પ્રયત્ન ખાસ ધ્યાન ખેંચે છે.

કવિના નામના વિષયમાં કાંઇ ગડબડ થઇ જણાય છે. "અનુગ્રહ"ના સંપાદકે 'સેવકદાસ' નામ લખ્યું છે, પણ 'સારસિદ્ધાંત'ને છેડે 'શંકર' નામ સ્પષ્ટ છે :

" સારસીધાંત એ ગ્રંથનીરૂપણ । સંખેપ માત્ર વીસ્તાર ।
શ્રીવલભપદરજપ્રતાપે લખો ગૂઢ વીચારજી । ૨૫ ॥

વલણ

ગૂઢ વીચાર પ્રકાસીયો । શ્રીવલભચરણ રૂદયા ધરી ।
બેહુ કર જોડી વીનવે શંકર । સેવાસુખ આપો હરી ॥૨૬॥"

---

૧. ગુ. વિ. સ. લિ. નં. ૧૯૩૯ હાથપ્રત, પૃ. ૨૬

બેશક, એણે પોતાની છાપ 'જન સેવક' 'સેવકદાસ' 'સેવક' 'સેવક જન' એવી પણ રાખી છે; જેમાંની 'જન સેવક' 'કલિપ્રબોધને' અંતે અને 'સેવકદાસ' 'સેવક' 'સેવકજન' એવી છાપ 'સ્નેહમંજરી' નામના વિસ્તૃત ગ્રંથમાં તેમજ 'રસાનંદ'ને અંતે 'સેવક જન' પ્રયોજી છે.

સમજાય છે તે પ્રમાણે 'સારસિદ્ધાંત' અને 'સ્નેહમંજરી' ની વચ્ચે હાથપ્રતમાં ગદ્યમાં ત્રણ પાનાં લખેલાં છે. સં. ૧૭૦૦ આસપાસનું આ ગદ્ય છે. સંભવ છે કે આનો અગાઉનો ભાગ ત્યાંથી લુપ્ત થયો હોય. એનો આ પ્રતમાં મળતો આરંભ :

"બાર વંન માહાં શ્રીગોકુલ તે તેરમુ વંન છે । બારથી અલગુ છે । બારે વંનનાં ઠાકુર જુજવા છે । અને શ્રીગોકુલનો ઠાકુર શુધ પુષ્ટપુરશોતંમ છે । કેવલ રસરૂપ છે । रसो वै स(:) । आनंदमात्रकरपादमुखोदरादि (वी) । ભાવાત્મક પુરુખોતંમ છે । બીજાં સ્થલના સ્વરૂપ તે મંત્રધીન છે અને મંત્રાધીનપણુ છે । તથા સગુણતા છે અને સગૂણપણુ છે । તાંહાં આવીરભાવ તીરોભાવપણુ હોયે છે । અને સુધ પુષ્ટ તે વીખે ગુણતીતપણુ છે । માટે આવીરભાવ તીરોભાવ ક્રીયા તે કાલાશ્રીત છે । માટે સગૂણપણુ કહીયે છે । અને શુધપુષ્ટ જે રસનીરગૂણ ને સ્થાઇભાવે વસે છે, તે કોણ ધર્મ કરી જાણીયે । તાહા કહે છે । ઠાકુર જે જે વન માહા પધારે છે । તાંહાંથી કરીને ગોકૂળ માંહાં આવે છે । આશ્રેયે તે ગોકુલને વીખે છે । શ્રીમદભાગવત વીખે આશ્રે કાંહાં કહો છે । દ્વાદસસ્કંધને વીખે । તે દ્વાદસના કેટલા અધાય છે । તેર અધા છે । તેહેનો અભીપ્રાય શો । બાર વંન ને તેરમુ ગોકૂલ । તે આશ્રેયેનુ સ્થલ । જંમ બાર માસ તે કાલાત્મક છે । તેરમો માસ તે કાલાતીત છે । તે પુરશોતંમ અતેવ મંત્રાધીપણુ છે' વગેરે

ટીકાત્મક સ્વરૂપનું આ ગદ્ય છે. આમાં વધારામાં શ્રીગોકુલનાથજીનાં બેએક વચનામૃત પણ નોંધાયેલાં છે. તેથીજ નિશ્ચયાત્મક રીતે કહી શકાય નહિ કે આ ગદ્યવિભાગ સેવક જન શંકરની રચના હશે.

આ કવિનો શુદ્ધાદ્વૈત વેદાંત અને પુષ્ટિમાર્ગીય સિદ્ધાંતનો સબળ અભ્યાસ જણાય છે. સરળ ભાષામાં એણે ગૂઢ અને કઠિન સિદ્ધાંત નિરૂપ્યા છે. આ ગ્રંથોને વ્યાપકતા મળે તો વધુ સરળતાથી ગુજરાતી જનતા તત્ત્વજ્ઞાનની એક મહત્ત્વની શાખા તેમજ ભક્તિ-માર્ગના જ્ઞાનનો લાભ મેળવી શકે. વૈષ્ણવી સિદ્ધાંતો વિશે ગુજરાતી ભાષામાં નિરૂપણ આપતી તો આ 'શંકર'ની જ કૃતિઓ જૂનામાં જૂની છે.

ચરિતસામગ્રી :

૧. ગુજ. વિ. સભા, હ. લિ. પુ નં. ૧૮૩૯
૨. 'અનુગ્રહ' માસિક વર્ષ ૧૫, અંક ૧ થી ૪

## ગોપાલદાસ વ્યારાવાળા

[વિ. સં. ૧૭ મા શતકનો અંતભાગ]

શ્રીવલ્લભાચાર્યજીના પ્રપૌત્ર શ્રીગોકુલનાથજીના ચરિતને લગતાં ઐતિહાસિક કાવ્ય ગુજરાતીમાં લખાયાં છે; એવો "પ્રાકટ્યસિદ્ધાંત" નામનો કાવ્ય ગ્રંથ તો ઘણો જ મોટો છે. એ સુરત નજીક આવેલા વ્યારાના વણિક ગોપાલદાસની કૃતિ છે. એમાં શ્રીવલ્લભાચાર્યજી અને શ્રીવિઠ્ઠલનાથજીના ચરિતને ટૂંકામાં આપી શ્રીગોકુલનાથજીનું ચરિત ખૂબ વિસ્તારથી આપવામાં આવ્યું છે. કાવ્ય તરીકે આ ગ્રંથની તેટલી ઉપયોગિતા નથી જેટલી એક ઐતિહાસિક પ્રબંધ તરીકે છે. આ પ્રબંધ પાંચ તરંગો અને એ તરંગો ફરી કેટલાંએક મંગલો—ખંડોમાં વિભક્ત છે, તેમાંથી ૧ લા તરંગનાં માત્ર ૩ જું ૪ થું મંગલ છપાયાં છે[1] શ્રીગોકુલેશનું જીવનચરિત લખતાં એનાં કેટલાંએ મંગલોમાંથી અવતરણ આપવામાં આવ્યાં છે.[2]

---

૧. અનુગ્રહ—માસિક, વર્ષ ૪, અંક ૧૨
૨. શ્રી લલ્લુભાઇ છ. દેસાઇ—પ્રકાશિત (અમદાવાદ)

સમયની દૃષ્ટિએ જોતાં ગોપાલદાસ શ્રીગોકુલનાથજી (સં. ૧૬૦૮–૧૬૯૭)ના શિષ્ય હોવાથી ઉત્તરાર્ધમાં એમની હસ્તી હોવામાં તો લેશે શંકા નથી. આ શિષ્યોએ શ્રીગોકુલનાથજીના ઉપદેશ અને ઉપદેશમાંના વાર્તાના પ્રસંગ નોંધી રાખવાનું કાર્ય કર્યું છે. વ્યારાવાળા ગોપાલદાસનો "પ્રાકટ્યસિદ્ધાંત" જોતાં એમાં એ જ વસ્તુ દેખાય છે. દાખલા તરીકે એમણે ૧ લા તરંગના ૩ જા મંગલને છેડે નોંધ કરી છે તે જોઈયે :

"એક સમય શ્રીમહાપ્રભુ શ્રીગોકુલેશ સંધ્યાવંદન કરીય,
કાજ પહોંચી તહાંનું તેહ બાહાર આવ્યા ફરીય. ૩૩૯
બેઠક માહે બેઠા આવી ગાદી તકીએ સોહ,
આનંદસર અવલોકતાં સહુ જગતનાં મન મોહ, ૩૪૦
કલ્યાણ ભટ્ટ ખંભાલિયે બેઠા સન્મુખ પાસ,
બીજા ભક્તયૂથ સમોહ છે મહાભાગ્ય કેરા રાશ ૩૪૧
કલ્યાણભટ્ટ પર કૃપા પ્રભુની ભાગ્ય તણો નહી પાર,
એ વિનંત વાછલ તણું કૃય કરી જાણો મનુહાર. ૩૪૨"[1]

કવિએ કેટલીક સાલવારી સાચવી રાખી છે, એ ઇતિહાસની દૃષ્ટિએ ઉપયોગી છે. શ્રીવલ્લભાચાર્યજીનો જન્મ સં. ૧૫૨૯ ના ચૈત્ર વદિ ૧૧ શનિવાર હતો, તે આ કવિએ પણ બતાવેલ છે. કેશવદાસે જે 'વલ્લભવેલ'માં હકીકત આપી છે, તેનું મૂળ આ છે :

"સુખદ મારગ માંહે છે એક ચંપારણ્ય શુભ દેશ,
ભીમરથી નદીતટે ચૌડા ગામ, તે મધ્યે કર્યો પ્રવેશ. ૫૦
વિક્રમાર્ક સંવછર કહીએ તે તેને ધન્ય,
સંવત પંનર ઓગણત્રીસ વૈશાખ વદિનો દંન. ૫૧
સાતમે માસે એમ ઇચ્છા એકાદશી શનિવાર,
શ્રીપુરુષોત્તમ મુખ–રુચિ પ્રગટ્યા તેણી વાર. ૫૨
સપ્ત માસે જન્મ સહજે લૌકિક માંહાં અતિ ધન્ય,
પ્રતાપવાન ને ઉગ્ર હોએ એ તો અલૌકિક વહ્નિ. ૫૩"[2]

---

૧. એજન, પૃ. ૨૯    ૨. એજન, પૃ. ૮–૯

આ ઉપરાંતનાં વર્ષ કેશવદાસે આપ્યાં છે તે જ છે. સંભવ તો એવો છે કે કેશવદાસે આ ગોપાલદાસને આશ્રયે રહીને પણ 'વલ્લભ-વેલ' લખી હોય. ગોપાલદાસે પણ વ્રજભાષામાં કેટલીક કડીઓ લખી છે. 'વલ્લભવેલ'ને અંતે "ગોપાલદાસ" આવે છે, તે આ વ્યારાવાળા પણ હોઈ શકે.[1]

આ કવિનું સંપૂર્ણ કાવ્ય મેળવવું મુશ્કેલી ભરેલું હોવાને કારણે એણે સારું કામ કર્યું હોય છતાંયે આજે એનો પરિચય આપી શકાય એમ નથી.

ચરિતસામગ્રી :

૧. અનુગ્રહ–માસિક–વર્ષ ૪, અંક ૧–૨

## કેશવદાસ વૈષ્ણવ

[ વિ. સં. ના ૧૭ મા શતકનો અંતભાગ, સં. ૧૭૩૩ સુધી]

"**વલ્લભવેલ**" નામક ઐતિહાસિક કાવ્ય લખનારો એક કેશવદાસ કરી વૈષ્ણવ કવિ સં. ના ૧૭ મા સૈકાના અંતભાગથી હયાત હોવાનું એના કાવ્ય ઉપરથી જાણવામાં આવે છે, કેમકે એણે કાવ્યના ચરિત્રનાયક શ્રીગોકુલનાથજી મહારાજ (શ્રીવલ્લભાચાર્યજીના પુત્ર–શ્રીવિઠ્ઠલનાથજીના ચતુર્થ પુત્ર સં. ૧૬૦૮–૧૬૯૭), સં. ૧૬૭૭માં ગોકુલ આવ્યા ત્યાં સુધીની હકીકત નોંધી છે; જેવી કે—

"સંવત સોલ સીત્તોતરો, વદિ દશમી બુધવાર રે. જીવન.
ચઇતર માસ વસંત ઋતુ, ગોકુલ આવ્યા દ્વાર રે, જીવન. ૨૮"[2]

કાવ્ય તરીકે આ ઉત્તમ પ્રતિનું કાવ્ય ભલે ન હોય, પણ એમાં ઐતિહાસિક અંશ ઘણા જ સારા પ્રમાણમાં સચવાઈ રહ્યા છે: એમાં શ્રીવલ્લભાચાર્ય શ્રીવિઠ્ઠલનાથજી અને શ્રીગોકુલનાથજીના જીવનને લગતી

૧. જુઓ આ નીચે 'કેશવદાસ વૈષ્ણવ'–અને પૃ. ૫૩૫.
૨. વૈષ્ણવધર્મપતાકા, માસિક, વર્ષ ૯, અંક ૨ જો, (પોષ ૧૯૮૧), પૃ.૩૫

ઉપયોગી સાલવારી સચવાઇ રહેલી છે. દાખલા તરીકે શ્રીવલ્લભાચાર્યજીનો જન્મ સં. ૧૫૩૫ ચૈત્ર વદિ ૧૧ ને રવિવારનો અને સં. ૧૫૨૯ ના ચૈત્ર વદિ ૧૧ ને શનિવારનો એમ બે રીતે સંપ્રદાયમાં મનાય છે. આમાંના પાછલા સંવતનો સ્વીકાર શ્રીગોકુલનાથજીના સેવકોના ગ્રન્થોમાં મળી આવે છે. સં. ૧૫૩૫ નો ઉલ્લેખ એટલો જૂનો નથી મળતો; કેશવદાસ તો પૂર્વવંશ અને જન્મના પ્રસંગ સહિત સ્પષ્ટ રીતે નોંધે છે કે

"જે કુલમાં પુરુષોત્તમ પ્રક્ટયા તે કુલ કહું વિખ્યાત;
વેદ પુરાણ સત્ય વચનવર, તૈલંગ દ્વિજવર જ્ઞાત. ૭
આંધ્રદેશ તૈલંગ દેશમાં કાંકરકુંભા ગામ;
કાંકરવાર રહે દ્વિજ તેમાં વેદપાત્ર અભિરામ. ૮
નિગમ પ્રસન્ન સદા રહે તે પર, યજ્ઞનારાયણ નામ;
મનમાંહે સંદેહ ઉપજે જ્યારે જાય સરિતા તટ ધામ. ૯
પ્રત્યક્ષ વેદ આવી પોતે સૌ સંદેહ નિવારે;
તે ઘેર ગંગાધર સોમયાગી, પ્રક્ટયા શિવ અવતારે. ૧૦
તે સુત ગણપત ભટ સોમયાગી પત્ની ત્રણ સોહાય;
ત્રણ ત્રણ પુત્ર તે ત્રણ ત્રિયાને નવ તેવા સમુદાય; ૧૧
તેમાં પ્રિયા જ્યેષ્ઠ તેને સુત વલ્લભ ભટ ભાગ્યવાન;
તે ઘેર પુત્ર વેદ લક્ષ્મણ ભટ, શાસ્ત્ર સહુમાં જ્ઞાન. ૧૨
તેમની પત્ની ઇલમ્માગારૂ મંગલરૂપ નિધાન;
તેઓને ગર્ભ સ્થિત ઇચ્છાની થઇ તે વર્તમાન. ૧૩
પ્રયાગ વાસ કરવા મન ધારી, ચાલ્યા સહુ ઘર સાથ;
ચંપારણ્ય દેશમાં આવ્યા, પ્રભુ ઇચ્છાને હાથ. ૧૪
ચોડા ગામ નદી ભીમરથી આવી ઉતર્યાં ત્યાંહ;
સંવત પંદરસેં ઓગણત્રીસ, ભર વૈશાખ તે માહ. ૧૫
કૃષ્ણપક્ષ એકાદશી શુભ વાર શનિ સત માસ.
લોકરીત નિરૂપાધિત પ્રકટયા શ્રીઆચાર્ય સુખરાશ. ૧૬
નામ શ્રીવલ્લભ જગદુદ્ધારક, પુષ્ટિજન હિત કાજ;
ઓછે માસે પ્રકટ થયા, ક્ષણું એક રહી મૂરછા જ. ૧૭"[1]

---

૧ એજન, પૃ ૮, અં. ૫ (પૌષ-૧૯૮૦), પૃ. ૩૭

આમાં માસ વૈશાખ છે તે વ્રજની ગણતરીએ સમજવો; ગુજરાતી ગણતરી પ્રમાણે એ "ચૈત્ર" છે. એ જ પ્રમાણે કૃષ્ણપક્ષની તિથિઓના માસનું અન્યત્ર પણ આ કાવ્યમાં સમજવું.

આ કાવ્યમાં શ્રીવલ્લભાચાર્યજીની ભારતપરિક્રમા, શ્રીવિઠ્ઠલનાથજીની ગુજરાતની છ મુલાકાત, શ્રીગોકુલનાથજીના જીવનના માલાપ્રસંગ વગેરે પ્રસંગોનો કવિએ ટૂંકમાં પણ ચરિત્રમાં ઉપયોગી થાય એવો અહેવાલ આપ્યો છે. કેટલાક પ્રસંગોની સાલવારી ઉપયોગી હોવાથી અહીં નોંધવામાં આવે છે:

| સં. | માસ | પક્ષ | તિથિ | વાર | પ્રસંગ |
|---|---|---|---|---|---|
| ૧૪૬૬ | શ્રાવણ[1] | વદિ | ૩ | | શ્રીનાથજીનું ગોવર્ધન પર પ્રાકટ્ય |
| ૧૫૪૫ | માઘ | ,, | ૯ | | શ્રીવલ્લભાચાર્યજી ગોવર્ધન પર્વત પર ગયા |
| ,, | ભાદ્રપદ | ,, | જન્માષ્ટમી | | ,, ,, ગોકુલ ગયા |
| ૧૫૫૯ | શ્રાવણ | ,, | ૩ | | ,, ,, ફરી ગોકુલ ગયા |
| ૧૫૭૦[2] | આશ્વિન | સુદિ | ૧૦ | | શ્રીવલ્લભાચાર્યજીના મોટા પુત્ર શ્રીગોપીનાથજીનો જન્મ |
| ૧૫૭૨ | પૌષ | વદિ | ૯ | શુક્ર | બીજા પુત્ર શ્રીવિઠ્ઠલનાથજીનો જન્મ |
| ૧૫૭૫ | શ્રાવણ | ,, | ૩ | | શ્રીનાથજીને પાટ બેસાડ્યા. |
| ૧૫૯૪ | જ્યેષ્ઠ | ,, | ૯ | | સદુ પાંડેને ત્યાં શ્રીનાથજી પધારેલા |
| ૧૬૦૮ | માર્ગશીર્ષ | સુદિ | ૭ | બુધ | શ્રીવિઠ્ઠલનાથજીના ચોથા પુત્ર શ્રી ગોકુલનાથજીનો જન્મ |
| ૧૬૧૫ | ચૈત્ર | વદિ | ૬ | | ,, ને યજ્ઞોપવીત |

૧. આ મહિના વદિમાં એક એક પૂર્વેના ગણવા, એટલે શ્રાવણને સ્થાને આષાઢ; એ રીતે નીચે પૌષ એ રીતે માર્ગશીર્ષ છે.

૨. સંપ્રદાયમાં સં. ૧૫૬૭ માં પણ જન્મ મનાય છે.

| | | | | |
|---|---|---|---|---|
| ૧૬૨૭ | ... | ... | ... | ,, શ્રીવિઠ્ઠલનાથજીનાં દ્વિતીય-લગ્ન |
| ૧૬૨૨ | ભાદ્રપદ | વદિ | ૨ | ,, ગોકુલ આવ્યા |
| ૧૬૨૩ | ફાલ્ગુન | ,, | ૭ | શ્રીનાથજી ગોકુલ પધાર્યો |
| ૧૬૩૦ | ... | ... | ... | શ્રીનાથજીનું મંદિર સમરાવ્યું |
| ૧૬૪૬ | ચૈત્ર | સુદિ | ૯ | શ્રીગોકુલનાથજી ગુજરાતમાં આવ્યા |

ઉપયોગી તિથિઓ આ અહીં નોંધી છે સાંપ્રદાયિક ઇતિહાસ ઉપર પ્રકાશ પાડનારાં એ વર્ષ છે.

નરોડાવાળા ગોપાલદાસે 'વલ્લભાખ્યાન' આ પૂર્વે રચ્યું છે એનો નિર્દેશ કવિએ આ કાવ્યમાં કર્યો છે :

"ગોપાલદાસ ગોકુલેશ ગાય, વલ્લભાખ્યાનમાં દરશાય."[1]

અને કેશવદાસે એ વલ્લભાખ્યાનની પદ્ધતિએ જ આ 'વલ્લભવેલ' યાને 'જન્મવેલ્ય' નવ મીઠાં (આખ્યાન-કડવાં)માં રચી છે. એક ગોપાલદાસની એના ઉપર કૃપા કે અસર હોય એવો કાવ્યને છેડે કવિએ નિર્દેશ પણ કર્યો છે :

"દાસગોપાળ કૃપા થકી, લીલા વરણી આજ રે, જીવન
કેશવ કર જોડી કહે, કર ધરી રાખે લાજ રે, જીવન. ૪"[2]

આ પાછલા ગોપાલદાસ પ્રાકટ્યસિદ્ધાંત ગ્રંથના કર્તા વ્યારાવાળા ગોપાલદાસ હોયે તોયે બની શકે એમ છે. આવો જ એક ગ્રંથ "વલ્લભવેલ" કોઈ વૃંદાવનદાસે રચેલો છે, પણ હજી એ છપાયો નથી.

આ કવિએ આમાં 'વલ્લભાખ્યાન'ની અદલોઅદલ અનુકૃતિ કરી છે, એટલે ઢાળ રાગ બંધ તાલ એ બધું એકસરખું રાખ્યું છે. બેશક, એ 'વલ્લભાખ્યાન'ની તુલનાએ કવિતાનો એક અંશ પણ આપી શકતો નથી.

---

૧. એજન, વર્ષ ૮, અંક ૭, માસ જ્યેષ્ઠ, સં. ૧૯૮૦) પૃ. ૧૮૬
૨. એજન, વર્ષ ૯, અંક ૨ (માસ પોષ, સં. ૧૯૮૧) પૃ. ૩૬

આ કવિ શ્રીગોકુલનાથજીના અનન્ય સેવકો માંહેનો એક હતો.

આ કવિએ કાવ્યમાં કવચિત્ કવચિત્ વ્રજભાષાની કડીઓ પણ સંવાદવાળી કડીઓમાં મૂકી છે. આવી મિશ્ર કવિતા શ્રીગોકુલ-નાથજીના શિષ્યોમાંના ગોપાલદાસ વ્યારાવાળા, મહાવદાસ વગેરેએ પણ વ્રજભૂમિનાં પાત્રોના મુખમાં મૂકી છે.

બેશક, 'વલ્લભવેલ'માં સ્પષ્ટ નથી, પરંતુ એક "મથુરાલીલા" નામનું આખ્યાનકાવ્ય મળે છે તે કદાચ આ કેશવદાસનું હોવા સંભવ છે. ૩૧ કડવાંના કાવ્યને અંતે કવિ જણાવે છે કે—

"દેવજીસુત કહે કેશવદાસ, વૈષ્ણવ (જન) મુજને રાખો પાસ.
માગું જન્મ જન્મ અભ્યાસ, ગાવા ગુણ શ્રીઅવિનાશ.
શ્રીડાલ્યસુપુરી ઉત્તમ સ્થાન, ત્યાં મુને કૃપા કરી ભગવાન.

× × ×

કવિકુલ જાત વર્ણવું એ કાજ, કોશાધ્યક્ષ ભારે મહારાજ.
તેના પુણ્યપ્રતાપે કરી ભવસાગર અમો જાશું તરી.
લાડ સાજન ને લાડ જ્ઞાત, શુદ્ધ શૂદ્ર અમારી નાત.
શ્રી ગુરૂ કલ્યાણ કીધું મમ સાર, કીધો વૈશ્ય નામ અધિકાર.
આપી વાણી દર્યો કૃપ, એહ શ્રીવલ્લભકુલમાં ગોકુલરાય(? ભૂપ).
તેમાં પુરૂષ પુરૂષોત્તમ રૂપ, + + સત્યસ્વરૂપ.
તેના ચર્ણપ્રતાપે કરી શ્રીકૃષ્ણલીલા વિસ્તરી.
દાસ કેશવ કહે કર જોડ; નારાયણ ભવબંધન છોડ.
સંવત સત્તરસેં તેત્રીશ સાર, અષાડ સુદ દ્વીતીયા શનિવાર,
પૂરણ કર્યું એ આખ્યાન, મથુરામહિમા શ્રીભગવાન."[1]

કેશવદાસના પિતાનું નામ દેવજી, વતન ડાલ્યમપુરી (?, જાતે લાડ વણિક, ગુરુની કૃપાથી વૈશ્ય નામનો અધિકાર.

---

૧. પ્રાચીન કાવ્યસુધા, ભાગ ૪ થો, પૃ. ૯૪–૯૫

શ્રીવલ્લભાચાર્યજીના પૌત્ર શ્રીગોકુલનાથજી ગુરુ, એમના ચરણના પ્રતાપે કૃષ્ણલીલાનો કરેલો વિસ્તાર, અને સં ૧૭૩૩ ના આષાડ સુદિ ૩ ને શનિવાર કાવ્યની પૂર્તિ—આટલું આમાંથી જાણવામાં આવે છે. આ આખ્યાનકાર કાવ્યનો આરંભ કરે છે ત્યાં કોઈ સાંપ્રદાયિક મંગળાચરણ કરતો નથી :

"શ્રીગિરિજાનંદન ગુણનિધિ, સ્વામી સુધબુધ કંથ.
ગજવદન ગણનાથની, શોભા એક જ દંત.
મૂષકવાહન મલપતો. મને પરશી પાણ પ્રચંડ,
ચાર ભુજામે આયુધ ધર્યાં; ગદા ત્રિશૂળ અને દંડ.
સુંદર શોભા અતિ ઘણી, અને સેવંતી માળ,
મોદક આહાર નૈવદ્ય સું, આરતી ઘંટા તાલ.
પાયે ઘૂઘરી ઘમઘમે તે વિઘ્નહરણ વિખ્યાત,
સ્મર્યા સાર કરે સદા સુંદર સ્વામી શ્રાત.
ઉમિયાઅંગે ઊપન્યો, સ્વામી સુરપતિ હાર,
નિર્મળ વાણી આપજો, શિવસુત વિઘ્ન નિવાર.
ધાતાપુત્રી ભારતી, પ્રણમી લાગું પાય,
અવિચલ વાણી આપજો, ગુણ ગાશું ત્રિભુવન માંય.
સુકુમારી કરુણા કરી, મુજ મસ્તક મેલો પાણ,
અલ્પમતિ આદર કરું, મા આપ અવિચલ વાણ.
શ્રીગુરૂચર્ણપ્રતાપથી, નિશાભૂતને નામું શીષ,
મથુરામહિમા ગાઇશું, જગતગુરૂ જગદીશ."[૧]

આમાં ગણપતિ—સરસ્વતી ગુરુનું સાદું મંગળ છે આ ઉપરથી એમ માનવા દિલ લલચાય છે કે 'કેશવ' શ્રીગોકુલનાથજીનો અનન્ય સેવક થયો તે પહેલાં જ આ આખ્યાનની એણે રચના કરી હશે. સં. ૧૭૩૩માં એણે આ આખ્યાન પૂરું કર્યું હોય તો ગાળો ખાસો ત્રીસેક વર્ષનો નીકળી જાય. સં. ૧૬૭૭ સુધીના પ્રસંગ—શ્રીગોકુળ-

૧. એજન, ભાગ ૩ જો, પૃ. ૧૪૧–૪૨

નાથજીના—'વલ્લભવેલ'માં નોંધ્યા છે તે વ્યારાવાળા ગોપાલદાસના 'પ્રાકારયસિદ્ધાંત' ને અનુસરીને જ આપ્યા વધુ સંભવિત છે. અને જ્યારે છેલ્લે કોઈને એણે "મથુરાલીલા" સંભળાવી છે ત્યારે સં. ૧૭૩૩ ની છાપ નાખી છે, ને ત્યાંસુધી એનું જીવન લંબાયેલું હતું એમ હોય. એ શ્રીગોકુલનાથજીના વારસનો કે કોઈ અન્ય ગોસ્વામી મહારાજનો કારભારી હોય એમ પણ આ કાવ્યના અંતભાગમાંના નિર્દેશથી જણાય છે

કેશવદાસે અ રેને કંસે કૃષ્ણબળરામને લેવા મોકલ્યા ત્યારથી લઈ જરાસંધ સાથેના યુદ્ધ સુધીનું કથાનક આ આખ્યાનમાં ગાયું છે. શ્રીમદ્‌ભાગવતના કથાનકને અનુસરી એણે કથાભાગ બાંધ્યો છે. અક્રૂરાગમન, ગોપીઓની વિહ્વલતા, મથુરાપ્રવેશ, મથુરામાં જુદી જુદી લીલા, કંસવધ, પછી ઉદ્ધવસંદેશ, વગેરે પ્રસંગો જ સુંદર હોઈ કવિ આખ્યાનને સમૃદ્ધ કરી શક્યો છે, છતાં એ સાદો આખ્યાનકાર જ છે. બંધે માં કાઈ ખાસ વૈવિધ્ય સાધી શક્યો નથી. ઉદ્ધવ ગોપીઓને આત્મજ્ઞાનનો બોધ કરે છે ત્યાં વેદાંતની પ્રક્રિયા એણે સરળ ભાષામાં આપી છે, પણ એમાં વિસ્તાર નથી, સ્પષ્ટતા પણ જોઈયે તેવી નથી.

ચરિતસામગ્રી :

૧. વૈષ્ણવધર્મપતાકા, વર્ષ ૮, (શ્રી. વસંતરામ હ. શાસ્ત્રી–સંપાદિત)

૨. પ્રાચીન કાવ્યસુધા, ભાગ. ૩–૪–સં. સ્વ. છ. વિ રાવળ

## મહાવદાસ

[ સં. ના ૧૭ મા શતકનો ઉત્તરાર્ધ ]

વૈષ્ણવ કવિઓમાં મહાવદાસ એના સમકાલીન ગુરુભાઈઓ વ્યારાવાળા ગોપાલદાસ અને કેશવદાસ કરતાં વધુ ઉચ્ચ પ્રકારનો હોવાનું એનાં ગોકુલનાથજીનો વિવાહ, રસસિન્ધુ અને રસાલય[1] એ ત્રણ કાવ્યોથી જાણવામાં આવે છે. આમાંનું પ્રથમ કાવ્ય ઐતિહાસિક કાવ્ય છે, કેમકે એમાં શ્રીવલ્લભાચાર્યજીના પ્રપૌત્ર શ્રીગોકુલનાથજીનાં લગ્ન ગુજરાતના વેણાભટ્ટની પુત્રી પાર્વતી સાથે થયાં એનું રસિક વર્ણન આવે છે, એ ઉપરાંત એ કુટુંબને લગતી ઉપયોગી ઐતિહાસિક હકીકત સાચવવામાં પણ આવી છે. સ્વ. અંબાલાલ બુ. જાનીના જણાવ્યા પ્રમાણે "ગુજરાતની કેટલીક રાજશાહી લગ્નક્રીડાઓ આમાં રસભર વર્ણવેલી છે. શ્રીગોકુલનાથજી અને એમનાં વહુજી ચોરીકર્મ થઇ રહ્યા પછી જે રંગખેલ ખેલ્યાં તેમાં લવણનો અને ચોખાના લોટનો એમ બે હસ્તીઓ ઉપર વિવિધ પેરે આરોહણ કર્યાં, એ સહુ વર્ણન તેમ શ્રીપાર્વતીજી સાથે શ્રીગોકુલનાથજીએ રંગગેલ ખેલવાને અંતઃપુરમાં કરેલી શોભાનું વર્ણન કવિ ઝીણવટ છતાં કલાકારને શોભે તેવી કલાછટાથી વર્ણવે છે." આ[2] તૂટક પ્રત સંપૂર્ણ મળે તો એક સારું કાવ્ય મેળવી શકાય.

રસસિંધુ એ કાવ્ય ગદ્યપદ્યાત્મક છે. એમાં ચોઆખરા ગાહા કુંડલિયા સવૈયા ચંદ્રાવળા અને કેટલાંક અક્ષરમેળ વૃત્ત પણ પ્રયોજાયેલાં છે. એની કૃતિમાં ચમત્કૃતિ છે એ નીચેના એક જ અવતરણથી સમઝાશે :

કુંડલીઆ

"મત ગેજ કેહને નવ માને હોએ સદા બલહવીર
ઇચ્છાએ વનમાં ચાલે છે મન અત્યી ગંભીર ।
છે મંન અતી ગંભીર રંમે જંમ સુખ ઉપજે
એહેથી ભક્તિ શર્વદા હરીજંન તે હરીને ભજે ॥[3]

---

૧. ફા. ગુ. સ. હ. લિ. પુ. નં. ૧૧૫ ક-ખ અને ૧૬૫ ક અનુક્રમે
૨. ફા. ગુ. સ. હ લિ પુ. નામા. ભાગ ૨ જો, પૃ. ૨૬૦
૩. એજન, પૃ. ૨૬૧ (નં. ૧૧૫-ખ)

કવિએ ગદ્ય લખ્યું છે તે એના સમયના સાદા ગદ્યનો એક સારો નમૂનો છેઃ

"રસસીંહુ ગ્રંથ લખીએ છે ગુજરી ભાષા. હવે એહેવું મન માંહિ ઉપજે છે જે એક અતિ રસિક ગ્રંથ કીજે શ્રીઠાકોર જોઇએ છે ભગવદીની સંગત કીજે છે તોહે પણ સ્નેહ ઉપજતો નથી તે માટે જો સ્નેહ મંન ધરી સાંભલે તો સ્નેહ ઉપજે અને સ્નેહ વ્રદ્ધ પામે એહેવો એક ગ્રંથ શ્રીગોકુલવાસી મહાચદાસ કરે છે ॥ આ ગ્રંથનું નામ તે રસસીંધુ સહસક્રુતે ઘણાએક ગ્રંથ કીધા છે પણ તે સહસક્રુતે સમજાશે નહી તે માટે ભાખાએ કીજે છે ॥ કાંહીએક વ.તો કરીને કેહેસુ ॥ કાંઇએક ચોપાઇએ કરીને કહેસુ ॥"[1]

આ ગ્રંથ તેમજ રસાલય પણ અપ્રસિદ્ધ છે.

આ કવિ ગુજરાતી વણિક છતાં ગોકુલમાં શ્રીગોકુલનાથજી પાસે જઈ વસેલો હશે, એવું ઉપરના ગદ્ય અવતરણ ઉપરથી જાણી શકાય છે, કેમકે એમાં એ પોતાને ગોકુલવાસી કહે છે.

ગુજરાતમાં વૈષ્ણવ ધર્મનો પ્રચાર કેવી રીતે અને કયારે થયો એ વગેરેની આ ગ્રન્થમાંથી સારી હકીકત મળે છે. વૈષ્ણવ ધર્મના ઇતિહાસમાં આમ આ ગ્રન્થની ઉપયોગિતા વિશેષ છે.

કવિના વિષયમાં વિશેષ માહિતી આજે મેળવવી મુશ્કેલ છે. શ્રીગોકુલનાથજીના અનુયામીયો આજે પણ ગુજરાતમાં ઘણા છે, સાહિત્ય પણ ઘણું મળે છે, પણ પ્રાયઃ બધું જ અપ્રસિદ્ધ છે. એ પ્રસિદ્ધિમાં આવે તો સાહિત્યની તેમજ ઇતિહાસની દૃષ્ટિએ કટલોક સારો જેવો પ્રકાશ પડે એમ છે, તેમ એ કાળના સમાજ અને ધર્મના વિકાસ ઉપર પણ સારો પ્રકાશ પડે એમ છે.

ચરિતસામગ્રી :

૧. ફા. ગુ. સ હ. લિ. પુ. નામા. ભાગ ૨ જો (સ્વ અં. બુ જાની-કૃત)

---

૧. એજન, પૃ. ૨૬૦

# વૈકુંઠદાસ

[ સં. ના ૧૭ મા શતકનો ઉત્તરાર્ધ ]

**અ**ગાઉના ત્રણ કવિ જેવો જ આ પણ શ્રીગોકુલનાથજીનો શિષ્ય હોય એમ જણાય છે. આ કવિએ શ્રીમદ્‌ભાગવતની રાસપંચાધ્યાયીને અનુસરી "રાસલીલા" નામક કાવ્ય લખ્યું છે તેના આરંભમાં એણે શ્રીગોકુલનાથજીને નમન કર્યું છે :

**ચોપૈ ચાલ**

"પ્રથમિ પ્રણમૂં **શ્રીગો**કુલચંદનિ રસીકશિરોમણિ આનંદકંદનિ ।
પાર અગમ છિ જેહનો છંદનિ તે કંમ આવિ ઉર મતીમંદનિ ॥
દ્રુઢ—મંદમતી કચંમ વર્ણવૂં જે ઈસ બ્રહ્મા નવ લહિ ।
અકલ લીલા કૃષ્ણ કેરી નિત નિત તે શુનિ કહિ ॥"૧

કાવ્યને અંતે કવિએ પોતાના વિષયમાં નામ સિવાય કશી અન્ય માહિતી આપી નથી :

" કથા કેહેતાં આસ પોહોતી સકલ વૈકુંઠદાસની ।
એક રસના તો શું કરે કેટલી કહીએ શોભા રાસની ॥૩૮॥" ૨

ઉપરના અવતરણ ઉપરથી જણાય છે કે ભાષાસ્વરૂપ જૂનું સચવાઈ રહ્યું છે. આમાં મધ્ય. ગુજ. ની ૪ થી ભૂમિકા વ્યક્ત છે. કવિનો સમય જોતાં પણ એ જ સ્વરૂપ સાહિત્યમાં લિખિત સ્વરૂપમાં એ વખતે પ્રચારમાં હતું, એ સ્પષ્ટ છે.

આ કવિના વિષયમાં આજે કંશી અન્ય માહિતી લભ્ય નથી.

ચરિતસામગ્રી :

૧. ફા. ગુ. સ. હ. લિ. પુ. નામા. ભાગ ૨ જો-(સ્વ. અં. બુ. જાની-કૃત)

---

૧. એજન. પૃ. ૨૭૫ (નં. ૧૧૪–ખ–સં. ૧૭૪૪ની પ્રત)

૨. એજન, પૃ. ૨૫૮

# પૂંજાસુત કૃષ્ણ

[સં. ૧૭૦૨ માં હયાત]

"પૂંડવીગીતા" નામે ૧૬૫ કડીના એક પદ્યગ્રંથનો કર્તા પૂંજાસુત સં. ૧૭૦૨માં હયાત હતો એવું એના એ કાવ્યના અંતભાગ ઉપરથી જાણવામાં આવે છે:

'સ્વત સત્તર બિલોત્રા વર્ષે માગસર માસ અંજવાલી પખસ ।
પાંડવગીતા સંપુરણ થઇ પ્રભુની કૃપાએ પૂરણ થઇ ॥૧૬૩॥

× × ×

ચોપાઇ એની અતીસાર એકસો પસઠ નિરધાર ।
પૂજાસુત પ્રભુ કૃપાલ ભગત આપજો દીનદયાલ ॥૧૬૫॥"

આ પાઠમાં એનું નામ "પૂજાસુત" જ મળે છે, પણ બીજી પ્રતોના પાઠમાં "કૃષ્ણ" મળે છે,[૨] એ જોતાં એનું આખું નામ "પૂંજાસુત કૃષ્ણ" સમજાય છે. આ સિવાય વિશેષ હકીકત મળતી નથી.

આ કાવ્યમાં પાંડવો અને બીજાં સંબંધીઓ તેમજ ધૃતરાષ્ટ્ર ભીષ્મ કૃપાચાર્ય અશ્વત્થામા ઉદ્ધવ અક્રૂર વગેરેએ ભગવાન કૃષ્ણની સ્તુતિ કરી છે અને કૃષ્ણે એમને પોતાના સ્વરૂપનો ઉપદેશ કર્યો છે, એટલું મળે છે. કવિતાની દૃષ્ટિએ કે વેદાંતની દૃષ્ટિએ પણ એમાંથી વિશેષ કશું મળતું નથી. અત્યંત સામાન્ય કોટિનો એ ચોપાઇનો એક પદ્યબંધ છે.

ચરિતસામગ્રી:

૧. ગુ વિ. સ. હ લિ. પુ નં. ૧૦૩૫–આઇ
૨. ગુજ. હાથપ્રતોની સંકલિત યાદી, (કે. કા. શાસ્ત્રી–કૃત, ગુ. વિ. સ. અમદાવાદ)

---

૧. ગુ. વિ. સ. હ. લિ. પુ. નં. ૧૦૩૫ આઇ, પૃ. ૯૭
૨. ગુજ. હાથ. સંકલિત યાદી, પૃ. ૨૩

# નરહરિ

[ સં. ૧૬૭૨-૧૭૦૦માં હયાત ]

આપણે ત્યાં જે જ્ઞાની કવિઓ જૂના મળે છે તેઓમાં અખાભક્તની સાથે સાથે જ જેની કાવ્યપ્રવૃત્તિ વિકસિત થઈ ચૂકેલી સંભવે છે તેવો એક નરહરિદાસ નામનો કવિ વડોદરામાં થઈ ગયેલો, એવું એના "હસ્તામલક" નામના એક અપ્રસિદ્ધ કાવ્યથી જાણવામાં આવે છે. આ કાવ્ય ઘણું કરીને એની છેલ્લી કૃતિ હોય એમ પણ જણાય છે, કેમકે એ પછીનું એનું કોઈ કાવ્ય મળ્યું નથી. એ કાવ્યને અંતે કવિ જણાવે છે કે—

"કવીતા નરહર નામ જેહ લખત સંત મન ધારી સ્નેહ
સ્થાનક વડોદરા વાસ ભક્તિ વૈરાગ્ય જ્ઞાન અભ્યાસ
સંવત ૧૭૪૦ ચૈત્ર સુદ એકાદશિ એ કથા માહારે મન વસી"[1]

સંવતના દશકના આંકનો ખાડો ૦ શૂન્યથી પુરાય છે, તેથી રચ્યાસાલ સં. ૧૭૦૦ આવે છે. વાર હોત, તો ચોક્કસપણે કહી શકાત. આ કવિની સંભવતઃ પહેલી કૃતિ "જ્ઞાનગીતા" છે કે જેને અંતે રચ્યાસાલ મળે છે; જેવી કે—

"સંવત સોલ બોહોંતેરચો શુક્લ પક્ષ કાર્તિક માસ;
પ્રતિપદા ગુરુવાસરિ હવો પૂરણ ગ્રંથ પ્રકાસ ॥૨૦॥"[2]

એની વાશિષ્ઠસારગીતા સં. ૧૬૭૪માં અને ભગવદ્‌ગીતા સં. ૧૬૭૭માં રચાયેલી છે:[3]

---

૧. ગુ. વિ. સ. હ. લિ. પુ. નં. ૩૪૨ની હાથપ્રત

૨. એજન, નં. ૬૯ વગેરે પ્રતો. ફા. ગુ. સ. હ. લિ. પુ. નં. ૧૪૬માં ૧૭૭૨ છે, પણ પ્રત જ ૧૭૬૭માં લખેલી છે, એટલે ખરી સાલ ૧૬૭૨ છે.

૩. જુઓ પ્રા. કા. અં. ૩૨ આમાં ભ. ગી. અને વડોદરામાં સ્વતંત્ર છપાયેલ વા. સા. ગી. અનુક્રમે પૃ. ૨૩૪ અને ૨૭૨.

(૧) વાસિષ્ઠસારગીતા :

"બ્રહ્માજીની વિશ્રી વીષે પ્રભવ સંવછર પંડિત લષે
સંવત સોલ ચૌઓતરો માઘ માસ પદબંધ એ કરયો. ૧૧૪
શુકલપક્ષ દશમી રવિવાર પૂર્ણ ગ્રંથ એ હવો નિરધાર."[૧]

(૨) ભગવદ્ગીતા :

"બ્રહ્માજીની વીશી વિષે, શુક્લ સંવત્સર પંડિત લખે;
એ સંવત સોળ સત્તોત્તરો, શ્રાવણ માસ પદબંધ એ કર્યો.૨૩૭
શુક્લપક્ષ દશમી રવિવાર; એ પૂર્ણ ગ્રંથ હવો નિર્ધાર."[૨]

'ચૌઓતરો' ને સ્થાને ચૌદોતરો વાંચી તેમજ "સતોત્તરો"નો "સત્તર" અર્થ કરી સાં. ૧૬૧૪ અને ૧૬૧૭નાં વર્ષ કોઈ કોઈ પ્રતમાં છે; પણ ગણતરીથી એ વર્ષ ખોટાં ઠરે છે.

નરહરિનાં પ્રસિદ્ધ થયેલાં કાવ્ય તે પ્રબોધમંજરી[૩] ભગવદ્-ગીત[૪] અને વાસિષ્ઠસારગીતા[૫] એ ત્રણ; આ સિવાયનાં આનંદરાસ, ગોપીઉદ્ધવસંવાદ, કક્કો, જ્ઞાનગીતા (ર. સં. ૧૬૭૨), ભક્તમંજરી, માસ, સંતનાં લક્ષણ, હરિલીલામૃત અને હસ્તામલક (ર. સં. ૧૭૦૦) એ કાવ્યો અપ્રસિદ્ધ છે.[૬]

સારલ્ય અને પ્રૌઢિની દૃષ્ટિએ અખા કરતાં નરહરિ ચડે એવો છે, છતાં પ્રતિભાની દૃષ્ટિએ અખો આગળ આવે એમ છે અખાનું જ્ઞાન અનુભૂત જણાય છે, જ્યારે નરહરિનું એટલું અનુભૂત જણાતું નથી.

---

૧. ગુ. વિ. સ. હ. લિ. પુ. નં. ૫૬૯ નં. ૪૦ની પ્રતમાં ૧૬૭૪ વર્ષ ખોટું છે. ૨. પ્રા. કા. માળા, ગ્રંથ ૩૨માં, પૃ. ૨૩૪

૩. શ્રી ભોગીલાલ જ. સાંડેસરાએ "સાહિત્ય" માસિકના ૨૧મા વર્ષમાં છપાવેલ છે. ૪. પ્રા. કા. ગ્રં. ૩૨ મામાં

૫. સ્વ. છગનલાલ કે. મહેતાએ વડોદરામાંથી સટીક છપાવેલ છે.

૬. હાથપ્રતો માટે જુઓ, ગુ. હા. સંકલિત યાદી, પૃ. ૮૯–૯૧.

નરહરિનો જન્મ ક્યારે થયો, એ ક્યારે મરી ગયો, તેમજ જ્ઞાતિએ કેવો હતો, એ વિશે અદ્યાપિ કશું જાણવામાં નથી આવ્યું. એમ કહેવાય છે કે એ અખાનો ગુરુભાઇ હતો. આ વિશેનો એક દોહરો પણ લોકમાં પ્રસિદ્ધ છે કે—

"અખે કીધો ડખો, ગોપાલે કીધો ઘંશ,
નરહરિએ કીધી રાબડી, બુટો કહે શિરાવા બેશ."

પણ એ ચારે ગુરુભાઇ હતા એવું આંતર પ્રમાણોથી ક્યાંય નથી મળતું. નરહરિએ વાસિષ્ઠસારગીતામાં અને ભગવદ્‌ગીતામાં પરબ્રહ્મ ચૈતન્ય એવા સર્વસામાન્ય ચિદાત્મક ગુરુનો જ નિર્દેશ કર્યો છે; જેવો કે

"ગુરૂ બ્રહ્મ ચૈતન્યને પ્રણમું, ધરૂં નિરંજન ધ્યાન,
હરિગુરૂપ્રસાદે ઉપજે, અનુભવ આત્મવિજ્ઞાન.૨૨"[1]

અને અંતે—

"શ્રીગુરૂ બ્રહ્મ ચૈતન્યપ્રસાદ, ગાયો નરહરિએ એ સંવાદ.૨૩"[2]

ગોપાલનો ગુરુ તો સોમરાજ કરીને હતો, જ્યારે અખાએ ગુરુનું નામ નરહરિની જેમ સામાન્ય "બ્રહ્મ" જ આપ્યું છે. બૂટિયાના ગુરુનો એનાં પદોમાં પત્તોયે નથી.

આમાં નરહરિ એનાં કાવ્યોનાં રચ્યાવર્ષોથી કદાચ મોટો હોય એમ જણાય છે, કેમકે ગોપાલ અને અખાની કાવ્યપ્રવૃત્તિ સાં. ૧૭૦૫થી[3] સિદ્ધ મળે છે. બૂટિયા વિશે એનાં બૃ. કા. દો. ભાગ ૫ મામાં છપાયેલાં ઉપદેશનાં ૧૨ પદો અને જુદા જુદા પદસંગ્રહોમાં અહીં તહીં મળતાં પ્રસિદ્ધ કે અપ્રસિદ્ધ પદો સિવાય બીજી કશી માહિતી લભ્ય નથી.

અખો અમદાવાદમાં જ હતો, ગોપાલ અમદાવાદમાં આવી રહેલો, જ્યારે નરહરિ અમદાવાદમાં આવ્યો હોય એવું જાણવામાં નથી. એક

---

૧. પ્રા. કા. માળા, ગ્રંથ ૩૨માં, પૃ. ૭
૨. એજન, પૃ. ૨૩૧
૩. જુઓ અખેગીતા અને ગોપાલગીતા.

જ સમયમાં આ ચાર જ્ઞાની કવિઓ થયા હોવાથી એવી એક-ગુરુત્વ-ની માન્યતા પ્રચલિત થઈ હોય એ સંભવે છે.

નરહરિએ જ્ઞાનને મુખ્ય વિષય ગણી એના ઉપર જ એનાં પ્રાપ્ત થતાં કાવ્ય રચ્યાં છે. ભગવદ્ગીતા એ સં. ગીતાનો પ્રાયઃ શ્રીધર સ્વામીની સુબોધિની ટીકાને આધારે કરેલો પદ્યાનુવાદ છે. પ્રા. કા. માળાવાળાઓએ એમને મળેલી જૂની હાથપ્રતની ભાષા સુધારી નવું સ્વરૂપ આપ્યું છે. એ મૂળ પ્રત જો છપાઈ હોત તો એના એ કાવ્યનું જૂનું ભાષાસ્વરૂપ મળી શક્યું હોત. આ અનુવાદમાં જ્યાં જ્યાં વિશદતાની આવશ્યકતા હતી ત્યાં કવિએ આપી છે; ગીતાના ૭૦૦ શ્લોકને સ્થાને ૧૧૨૬ પદ કવિએ આપ્યાં છે, એનાથી એ વસ્તુ સ્ફુટ થાય છે :

"અર્જુનને કહે શારંગપાણ, સંસારવૃક્ષ તેહ તું જાણ;
જેનાં ઊર્ધ્વ મૂળ ને અધ છે ડાલ સંસારવૃક્ષ તેહ તુ નિહાળ. ૬
એ અશ્વત્થ અનાદિ અવ્યય સોય, વેદ સમસ્ત પત્ર તેનાં હોય,
સંસારવૃક્ષ સમગ્ર લહે જેહ, વેદવેત્તા જાણો તમે તેહ. ૭
સંસારવૃક્ષ એ દેહ તે જાણ, ઉર્ધ્વ મૂલ તે પરબ્રહ્મ પ્રમાણ.
મહત્તત્ત્વાદિક જે તત્ત્વ ચોવીશ, તે અધઃ શાખા કહે જગદીશ ૮
એ દેહ તે કંઈએ સ્વસ્થ જ નહિ, તે માટે અસ્વસ્થ એ સહી;
કારણ અનાદિ માટે અવ્યય કહ્યો, એ વેદ કર્મ ફળી ફૂલી રહ્યો ૯
એ વૃક્ષને સમૂળ જે લહે, બ્રહ્મવિત્ કૃષ્ણજી તેને કહે;
જેની અધ ઉર્ધ્વ શાખા વિસ્તરી; તે ત્રિગુણે વૃદ્ધિ પામી કહે હરિ. ૧૦
વિષય તેહના અંકુર મિત્ર, મૂળ તેહના વાસના વિચિત્ર,
કર્મરૂપિણી વાડ જેહને, સંસાર વૃક્ષ જાણો તેહને. ૧૧
રાગ દ્વેષ અધઃ શાખા ઘણી, કર્મફળ ઊર્ધ્વ શાખા તે તણી;
તે સત્ત્વરજ તમ સ્થળ થાય, વિષય તેહના અંકુર કહેવાય. ૧૨
વિવિધ વાસના તે મૂળ અપાર, એમ સંસારવૃક્ષ પામ્યો વિસ્તાર;
કર્મબંધન તેને અતિ ઘણાં મનુષ્ય લોક વિષે સ્નેહ તણાં. ૧૩

સંસારવૃક્ષનું વર્ણન કરયું જેહ, બાહેર જોતાં ન પામિયે તેહ;
જ્ઞાનદષ્ટિએ કરી જોતાં વીર, (ત્યારે) પાસે પ્રકટ તે દીસે ધીર. ૧૪
એની આદિ અંત મધ્ય જાણી ન જાય, એ અશ્વત્થ અસંગ શસ્ત્રે છેદાય,
અસંગ શસ્ત્ર અતિ દૃઢ તે કરી, એ સમૂળ વૃક્ષછેદ કહે હરિ. ૧૫
દેહ પુત્રાદિકની તજ આશ, ભજ પરમાત્મા રહી નિરાશ;
વિવેકવિચાર વૈરાગ્ય વિનય ધરી, તજ સંગ ભજ નારાયણ હરિ. ૧૬
તે પદ મિત્ર ચિંતવ્ય સદા સોય, જ્યાં થકી પુનરાવૃત્તિ ન હોય;
જ્યાં ગયે વળવું નહિ નિર્વાણ, મુક્તિ પરમપદ તેહ તું જાણ. ૧૭
જે થકી સંસાર હોય નિવૃત્ત, આદિ પુરૂષ નારાયણ સત્ય;
તે આદિ પુરૂષને જા તું શર્ણ, તો નિશ્ચે મિત્ર ટળે જન્મ મરણ. ૧૮"[1]

માત્ર ૧૫મા અધ્યાયના પ્રથમના ત્રણ શ્લોકનો આટલો વિસ્તાર કવિએ આપ્યો છે અને એમ અર્થ અત્યંત સ્પષ્ટ કરી આપ્યો છે. એનો ૮ મા અધ્યાયનો ભાગ તો એણે વધુ રસિક પણ બનાવ્યો છે; જેમકે—

"અંતકાળે મુજને સ્મરતા જેહ, અર્જન જે કો છાંડે દેહ,
મારૂં પદ તે પાંમે સહી, અહીં કોઇ સંશય કરવો નહિ. ૧૨
એવા સ્વરૂપનું કરવું સ્મર્ણ, જે જલધર શ્યામ સવર્ણ,
પીતાંબર પહેર્યાં અતિસાર, મુકટ કુંડલ કરે ઝાતકાર ૧૩
સુંદર કપોલ અને શુકલકેશ, સુંદર કર્ણનાસિકા નરેશ,
સુંદર હાસ્ય શ્રીકાંતનું હોય, જન ઉપરે કૃપાદષ્ટિ જોય. ૧૪
મૃગમદતિલક સોહે અતિ ભાલ, કમલનયન મુખ પ્રેમરસાળ,
અધર પ્રવાલ દંત દાડમકળી, મુખપદ્મ જન મધુકર આવલી. ૧૫
કંઠ કૌસ્તુભ વૈજયંતી જાણ, તે ગ્રીવાએ શોભે નિર્વાણ,
કર કંકણ કટિસૂત્ર મોતી હાર, અંગદભૂષણ નેપુર ઝમકાર. ૧૬
શ્રીવત્સલાંછન શોભ ઘણી, સુંદર વર વૈકુંઠનો ધણી,
ચંપકમાળા તુલસી વનમાલ, તે સમરપી ભક્તે તતકાળ. ૧૭
સુંદર હૃદે મુખસોભા જોઇ, ભક્તજન રહ્યા તે મોહી,
શંખ ચક્ર ગદા પદ્મ પાણ..............................૧૮

---

૧. પ્રા. કા. માળા, ગ્રંથ ૩૨ મો, પૃ. ૧૮૫-૮૬

સનકાદિક પ્રમુખ મુનિ જેહ, જયજય શબ્દ કરે સર્વ તેહ;
ચરણકમલ-યુગલ અતિસાર, જેની લક્ષ્મી સેવા કરે નિર્ધાર. ૧૯
છત્ર ચામર પાદુકા સિંહાસન, અનેક ઉપહાર ગ્રહી રહ્યા રંજન;
પાર્ષદ ગરૂડ અને નંદ સુનંદ, વળી સેવક તણાં ઊભાં છે વૃંદ. ૨૦
ધ્રુવ પ્રલ્હાદ અંબરીશ તું માન, નારદ શુક શંભુ ધરે ધ્યાન;
અનેક ભક્ત જેહને નિરંતર ધ્યાય, એવા લક્ષ્મીકાંતને જે આરાધાય,
એવો જગત્મંગળ અવતાર હું જેહ, મારું સ્મરણ કરતાં તજે દેહ.
તેહને વળી ગર્ભવાસ ન હોય, મારું વૈકુંઠ પદ પામે સોય. ૨૨"[1]

આમ એની વિશદતા પણ કંટાળો ન ઉપજાવતાં વિષયમાં વધુ રસમગ્ન કરે એવી છે. એની ભાષાને સાંચવતી સ્થિતપ્રજ્ઞની લીટીઓ અહીં ઉતારી એની ભગવદ્ગીતાની વાનગી પૂરી કરિયે :

'જેણિ મન માંહાંથી વિષય છાંડા સર્વ પાર્થ ઉપાજ નહિ કિશો ગર્વ ।
આત્મલાભિ સંતુષ્ટ હોય જેહ સ્થીરપ્રજ્ઞ તાં કહીઇ તેહ ॥૨૧॥
જે દુષ આવિ ઉચાટ નવિ કરિ અનિં સૂખ તણી સ્પ્રેહા પરહરિ ।
કાંમ ક્રોધ ભય નહીં જેહનિં સ્થીરપ્રજ્ઞ કહીઇ તેહનિં ॥૨૨॥
જેહનિ કશૂ સ્નેહ ન હોય શુભાશુભિ પાંમિ નહી મોહ ।
સ્તુતિ નિંદ્ય કહેની નવિ કરિ સ્થીરપ્રજ્ઞા તે ભરી તેહ ઉચ્ચરિ ॥૨૩॥"[2]

આ મૂળ ભાષામાં છપાઈ હોત તો જૂની ગુજરાતીમાં એક સારો વેદાંતગ્રંથ મળ્યો હોત.

ભગવદ્ગીતાની જેમ વાસિષ્ઠસારગીતા પણ અનુવાદ છે, લઘુયોગ-વાસિષ્ઠને આધારે એ અનુવાદ કરવામાં આવ્યો છે. દશ પ્રકરણમાં આપવામાં આવેલો આ ગ્રંથ શાંકરવેદાંતનો એક સમર્થ ગ્રંથ છે, અને એનો અનુવાદ એવો જ એ સિદ્ધાંતને સ્ફુટ કરનારો છે:

"દીર્ઘ રોગ તાં એ સંસાર તેહનૂ ઔષદ સ્વાત્મવિચાર ।
કવણ અહં અનિ કવણ સંશાર એણિ વીવેકિ હોય નીસ્તાર ॥૩૧॥
યમ ઉષદિ રોગની શાંત ત્યમ આત્મવીચારિ ભાજિ સવભ્રાંત્ય ।
આત્મવીચાર ગુરથી પામીય સદગુરચર્ણે શીસ નામીય ॥૩૨॥

---

૧. એજન, પૃ. ૯૧-૯૨ ૨. એજન, પ્રસ્તા. પૃ. ૩

તત્વજ્ઞાંની હોય જાંહાં નીશ્ચે રધૂપત્ય જાવૂં ત્યાંહાં ।
સાધૂ વૃક્ષ રહીત જે દેશ ત્યાંહાં ના કરવો કચમિ પરવેશ ॥૬૩॥
× + ×

ચેતન બ્રહ્મ જાંણિ નર જેહ સફલ જન્મ તાં ભણીય તેહ ।
જેહનૂ ચીત્ત ચીદ શાયિ રમિ તેહનૂં જન્મ સર્વ નિગમિ ॥૬૨॥
મર્ણ—નીમત્ય ધરિ જે શોક તેહનૂં કર્તવ્ય સઘલું ફોક ।
જેહનૂ મૂર્ખ અંતઃકર્ણ તે દેહનાસિ કહિ આત્મમર્ણ ॥૬૩॥
આકાશવત આત્મા અસંગ ઘટપ્રાય જાંણો દેહ લંગ ।
મૂર્ખ દેહ આત્મા કરી ગ્રહિ જ્ઞાનિ તે યમ છિ ત્યમ લહિ ॥૬૪॥
ઘગદીક પદાર્થ જેહ નીશ્ચિ નાસવંત તાં તેહ ।
અખંડીત નીર્લેપ આકાશ ઇમ આત્મા અવ્યે અવીનાશ ॥૬૫॥
દેહ સદા અસ્થીર પરમાંણ્ય અનિ દેહી સદા અલેપીક જાંણ્ય ।
એહ અવબોધ રૂદિમાંહાં રાક્ષ અવશ્ય ભાવ તે સઘલો નાક્ષ ॥૬૬॥
જન્મમર્ણ આત્માનિ નથી જોયો શાસ્ત્ર પુરાણ કથી ।
કંચીત કંચીત કદાચ કો કાલ આત્મા નોહિ વ્રદ્ધ જૈવન બાલ ॥૬૭॥
ઉતપત્ય સ્થીત્ય લય જેહ માંહાં હોય આત્મસ્વરૂપ નીગમ કહિ સોય ।
જગત સર્વ એ કેવલ બ્રહ્મ તત્વજ્ઞાંનો એહ જાંણિ મર્મ ॥૬૮॥
ગગન તણી પેરિ વ્યાપક એહ જન્મમર્ણ કયમ પાંમિ તેહ ।
શૂધ સૂક્ષ્મ અવ્યેય શીવરૂપ અજર અમર બ્રહ્મ અકલ અરૂપ ॥૬૯॥
નીત્ય સનાતન સર્વાવાસ શૂધબૂધ તે પૂરણપ્રકાસ ।
ઉતપત્ય પ્રલિય વરજીત જેહ આત્મસ્વરૂપ જાણો જન તેહ ॥૭૦॥
એક અદ્વૈત સત્ય અવિનાસ જગત સર્વ તે બ્રહ્મપ્રકાશ ।
ભાવાભાવ રહીત પદ જેહ સર્વભૂત માહાવ્યાપક તેહ ॥૭૧॥
આદ્ય અંત્યરહીત મધ્યમાંન ચીદાનંદ સ્વરૂપ વીજ્ઞાંન ।
વિશ્વ આત્મા જાંણિ જેહ સદા શૂંપી નર ભણીય તેહ ॥૭૨॥"[1]

હસ્તામલક ભક્તિમંજરી હરિલીલામૃત જ્ઞાનગીતા એ પણ અનુવાદગ્રંથો છે. એના સ્વતંત્ર ગ્રંથોમાં મને પ્રબોધમંજરી, આનંદ-રાસ, ગોપીઉદ્ધવસંવાદ, કક્કો, કીર્તન, માસ, સંતનાં લક્ષણ, એ

---

૧. ગુ. વિ. સ. હ. લિ. પુ. નં. ૭૩૫

કૃતિઓ લાગે છે. આમાંની પ્રબોધમંજરી અને સંતનાં લક્ષણ એ એની સ્વતંત્ર કૃતિઓમાં મોટી કૃતિઓ છે. એમાં નરહરિને આપણે જ્ઞાની કવિ તરીકે જોઈ શકિયે છિયે; પણ એ એવા પ્રકારનો જ્ઞાની કવિ છે કે જેને ભકિતમાં પણ સંપૂર્ણ શ્રદ્ધા છે :

"આત્મદ્રીષ્ટે અર્થ સર્વ સરે જીવ ભવાર્ણવ સુખે ઉતરે ।
આત્મદ્રીષ્ટી જીવ હોય સાક્ષાતકાર એમકેહે નરહરચ સારોદ્ધાર ॥૨૧॥
તે માટે સાવધાન તે થઇ રોહો જન રૂદે આત્મદ્રીષ્ટ ગ્રહો ।
આત્મદ્રીષ્ટે આત્મા નીરખીએ કેહે નરહરચ હરી જોઇ હરખીએ ॥૨૨॥
હરી જોતાં હોયે અત્યંપ્રસન અહરૂ પહરૂ ધાયે નહી મંન ।
હરીશરણ મંન નીશ્ચલ થૈ રહે તે હરિ હરી નિરંતર કેહે ॥૨૩॥

× × × ×

જે ફલ અર્થે ભજે સારંગપાણ તે તો વણીક તણિ પરે જાંણ ।
જે ફલ તજિ હરીની સેવા કરે તે નીજ ભગત સાહા પૃરુષ ઉચરે ॥૨૭॥"[1]

પ્રબોધમંજરી સળંગ બંધનું કાવ્ય છે, ત્યારે સંતનાં લક્ષણ કડવાબદ્ધ કાવ્ય છે; બાકીની નાની કુટકળ કવિતા છે. આમ માંડણ પછી રામભક્ત, એ જ સમયમાં વૈષ્ણવ શંકર-સેવક જન, અને પછી નરહરિ જ્ઞાની કવિ તરીકે ગુજરાતી સાહિત્યમાં સ્થાન લે છે. વિક્રમના ૧૮ મા શતકના ઉત્તરાર્ધના ફલ-રૂપે જ્ઞાની કવિઓ ગુજરાતને ફાળે આવ્યા છે, જેમાં અખો સર્વશ્રેષ્ઠ છે; એની અપેક્ષાએ ગોપાલ અને નરહરિ છે; જો કે સ્વાત્માનુભવથી આ પાછલા બે કવિઓ કવિતા લખે છે, એમ કહી શકાય એમ નથી, કેમકે એમાં અખાનો સ્વાનુભવ ખાસ જોવાસાં નથી આવતો, જે ૧૬ મી સદીના માંડણમાં કે બીજાઓમાં પણ નથી.

નરહરિનાં કાવ્યોની જૂની હાથપ્રતોમાં જૂની ભાષા સચવાયેલી મળે છે. "હરિલીલામૃત"ની સં. ૧૭૪૨ની ફા. નં. ૨૭ ચની હાથપ્રતમાં ભાષા મધ્ય ગુજ. ની ૨જી ભૂમિકા જેવી (—નકલ કોઈ હિંદુસ્તાનીને હાથે થયેલી જણાય છે, તેથી) અને જ્ઞાનગીતાની સં.

---

૧. ગુ. વિ સ. હ. લિ. પુ. નં. ૩૪૩, પૃ, ૩ (પ્રબોધમંજરી)

૧૭૬૭ની ફા. ગુ સ. (હ. લિ. પુ. નં. ૧૪૫)ની હાથપ્રતમાં ભાષા મધ્ય. ગુજ.ની ૪ થી ભૂમિકા (કે જે નરહરિના કવનકાળની બીજા કવિઓનાં કાવ્યોની મળે છે તે)માં મળે છે. જ્ઞાનગીતાનો ભાષા-નમૂનો તત્કાલીન ભાષા લેખનમાં કેવી પ્રચલિત હતી, એ બતાવે છે; જેમકે

"સીદ્ધાંતનુ સીદ્ધાંત એહ જ જે કીજે કૃષ્ણચિંતન !
ગુરૂ બ્રહ્મા ચૈતન્ય તણિ પ્રસાદિ પામ્યો તે રામરંતંન ॥૭॥
એ જ્ઞાનગીતા હવી પૂરણ હરી ગુરૂ સંત પસાય ।
પદ બસિં ત્રીસ નિ કડવાં સત્તર સાંભલિ દુષ જાય ॥૧૮॥

+ + +

કહિ નરહરિ રદિ રાષયો એ અર્થ જ્ઞાનગીતા તણો ।
પરમ પદ નો સુખિ પામો જો એ રાસ પરબ્રહ્મનો ભણો ॥૨૧"

[ કડવું ૧૭ મું ]

ભગવદ્દગીતાનો નમૂનો ઉપર આવે છે, તે ૪ થી મિશ્ર ભૂમિકાનો છે.

વાસિષ્ઠસારગીતાની ઘણી હાથપ્રતો મળે છે,[1] પણ એમાં ભાષા અર્વાચીન સ્વરૂપને પામેલી છે; પરંતુ સ્વ. છગનલાલ કે. મહેતાએ જે મૂલ છપાવ્યું છે તેમાં ભાષા મધ્ય. ગુજ.ની ૪થી ભૂમિકામાં મળે છે જ. સંપાદકે વધુ જૂના સ્વરૂપવાળી પ્રત પણ જોયેલી,[2] પણ એ લહિયાએ જૂનું સ્વરૂપ આપેલું હશે, એમ ધારી એના તરફ સંપાદકે દુર્લક્ષ કર્યું છે. આમ છતાં એકંદરે સ્વરૂપ જૂનું સંપાદકને હાથે પણ બચી જવા પામ્યું છે એ હર્ષનો વિષય છે.

ઉપર આવતા ઉતારાઓથી મધ્ય. ગુજ.ની ૪થી મિશ્ર ભૂમિકા તરફ એને આદર હશે એમ દેખાય છે; જો કે ભાષા લોકબોલીમાં તો અર્વાચીન સ્વરૂપમાં આવી ચૂકી હતી.

---

૧. ગુજ. હા. સં. યાદી, પૃ. ૯૧
૨. વાસિષ્ઠસારગીતા, પ્રસ્તાવના, પૃ. ૩

કૃતિઓ લાગે છે. આમાંની પ્રબોધમંજરી અને સંતનાં લક્ષણ એ એની સ્વતંત્ર કૃતિઓમાં મોટી કૃતિઓ છે. એમાં નરહરિને આપણે જ્ઞાની કવિ તરીકે જોઈ શકિયે છિયે; પણ એ એવા પ્રકારનો જ્ઞાની કવિ છે કે જેને ભક્તિમાં પણ સંપૂર્ણ શ્રદ્ધા છે :

"આત્મદ્રીષ્ટે અર્થ સર્વ સરે જીવ ભવાર્ણવ સુખે ઉતરે ।
આત્મદ્રીષ્ટી જીવ હોય સાક્ષાતકાર એમ કેહે નરહરચ સારોદ્ધાર ॥૨૧॥
તે માટે સાવધાન તે થઇ રોહો જન રૂદેં આત્મદ્રીષ્ટ ગ્રહો ।
આત્મદ્રીષ્ટે આત્મા નીરખીએ કેહે નરહરચ હરી જોઇ હરખીએ ॥૨૨॥
હરી જોતાં હોયે અત્યંપ્રસન અહર પહર ધાયે નહી મંન ।
હરીશરણ મંન નીશ્ચલ થૈ રહે તે હરિ હરી નિરંતર કેહે ॥૨૩॥
સ × × ×
જે ફલ અર્થે ભજે સારંગપાણ તે તો વણીક તણિ પરે જાંણ ।
જે ફલ તજિ હરીની સેવા કરે તે નીજ ભગત આહા પુરુષ ઉચરે ॥૨૭॥"[1]

પ્રબોધમંજરી સળંગ બંધનું કાવ્ય છે, ત્યારે સંતનાં લક્ષણ કડવાબદ્ધ કાવ્ય છે; બાકીની નાની ફુટકળ કવિતા છે. આમ માંડણ પછી રામભક્ત, એ જ સમયમાં વૈષ્ણવ શંકર-સેવક જન, અને પછી નરહરિ જ્ઞાની કવિ તરીકે ગુજરાતી સાહિત્યમાં સ્થાન લે છે. વિક્રમના ૧૮ મા શતકના ઉત્તરાર્ધના ફલરૂપે જ્ઞાની કવિઓ ગુજરાતને ફાળે આવ્યા છે, જેમાં અખો સર્વશ્રેષ્ઠ છે; એની અપેક્ષાએ ગોપાલ અને નરહરિ છે; જો કે સ્વાત્માનુભવથી આ પાછલા બે કવિઓ કવિતા લખે છે, એમ કહી શકાય એમ નથી, કેમકે એમાં અખાનો સ્વાનુભવ ખાસ જોવામાં નથી આવતો, જે ૧૬ મી સદીના માંડણમાં કે બીજાઓમાં પણ નથી.

નરહરિનાં કાવ્યોની જૂની હાથપ્રતોમાં જૂની ભાષા સચવાયેલી મળે છે. "હરિલીલામૃત"ની સં. ૧૭૪૨ની ફા. નં. ૨૭ ચની હાથપ્રતમાં ભાષા મધ્ય ગુજ. ની ૨જી ભૂમિકા જેવી (—નકલ કોઈ હિંદુસ્તાનીને હાથે થયેલી જણાય છે, તેથી) અને જ્ઞાનગીતાની સં.

૧. ગુ. વિ સ. હ. લિ. પુ. નં. ૩૪૩, પૃ, ૩ (પ્રબોધમંજરી)

૧૭૬૭ની ફા. ગુ સ. (હ. લિ. પુ. નં. ૧૪૫)ની હાથપ્રતમાં ભાષા મધ્ય. ગુજ.ની ૪ થી ભૂમિકા (કે જે નરહરિના કવનકાળની બીજા કવિઓનાં કાવ્યોની મળે છે તે)માં મળે છે. જ્ઞાનગીતાનો ભાષા-નમૂનો તત્કાલીન ભાષા લેખનમાં કેવી પ્રચલિત હતી, એ બતાવે છે; જેમકે

"સીદ્ધાંતનુ સીદ્ધાંત એહ જ જે કીજે કૃષ્ણચિંતન ।
ગુરૂ **બ્રહ્મા ચૈતન્ય** તણિ પ્રસાદિ પામ્યો તે રામરંતન ॥૭॥
એ **જ્ઞાનગીતા** હવી પૂરણ હરી ગુરુ સંત પસાય ।
પદ બસિં ત્રીસ નિ કડવાં સત્તર સાંભલિ દુપ જાય ॥૧૯॥

\+ \+ \+

કહિ **નરહરિ** રદિ રાપયો એ અર્થ **જ્ઞાનગીતા** તણો ।
પરમ પદ તો સુવિ પામો જો એ રાસ પરબ્રહ્મનો ભણો ॥૨૧"

[ કડવું ૧૭ મું ]

ભગવદ્દગીતાનો નમૂનો ઉપર આવે છે, તે ૪ થી મિશ્ર ભૂમિકાનો છે.

વાસિષ્ઠસારગીતાની ઘણી હાથપ્રતો મળે છે,[1] પણ એમાં ભાષા અર્વાચીન સ્વરૂપને પામેલી છે; પરંતુ સ્વ. છગનલાલ કે. મહેતાએ જે મૂલ છપાવ્યું છે તેમાં ભાષા મધ્ય. ગુજ.ની ૪થી ભૂમિકામાં મળે છે જ. સંપાદકે વધુ જૂના સ્વરૂપવાળી પ્રત પણ જોયેલી,[2] પણ એ લહિયાએ જૂનું સ્વરૂપ આપેલું હશે, એમ ધારી એના તરફ સંપાદકે દુર્લક્ષ કર્યું છે. આમ છતાં એકંદરે સ્વરૂપ જૂનું સંપાદકને હાથે પણ બચી જવા પામ્યું છે એ હર્ષનો વિષય છે.

ઉપર આવતા ઉતારાઓથી મધ્ય. ગુજ.ની ૪થી મિશ્ર ભૂમિકા તરફ એને આદર હશે એમ દેખાય છે; જો કે ભાષા લોકબોલીમાં તો અર્વાચીન સ્વરૂપમાં આવી ચૂકી હતી.

---

૧. ગુજ. હા. સંક. યાદી, પૃ. ૯૧
૨. વાસિષ્ઠસારગીતા, પ્રસ્તાવના, પૃ. ૩

નરહરિ ૧૮ મા શતકમાં થયેલા જગજીવનની કક્ષામાં મુકાય એવો છે. જગજીવને નરહરિની જ પદ્ધતિ મુખ્યત્વે સ્વીકારી છે, એ એનાં કાવ્ય જોતાં સમજાય છે.

નરહરિમાં એક માત્ર વિશિષ્ટતા છે, તે સંસ્કૃત ગ્રંથોને ગુજરાતીમાં ઉતાર્યા છતાં વિષય સરલ અને સર્વંગમ તેમજ જાણે કે કૃતિ પોતાની સ્વતંત્ર હોય તેવી રીતે આપે છે, એ છે, એ એની સફલ અનુવાદકશક્તિની પ્રતીતિ આપે છે. નરહરિ તરફથી ગુજરાતી ભાષાને જે એક સેવા મળી છે તે જ્ઞાનમાર્ગીય પરિભાષાના કેટલાય સંસ્કૃત તેમજ ઘરગથુ શબ્દોનો ભાષામાં જે ભંડોળ એના તરફથી આપવામાં આવ્યો છે તે છે. આમાં બીજા કોઈપણ જૂના ગ્રંથકાર કરતાં એનું પુરોગામિત્વ સ્પષ્ટ છે.

ચરિતસામગ્રી :

૧. પ્રા. કા. ત્રૈ. ગ્રં. ૩૨–સ્વ. હ. ગો. કાંટાવાળા–સંપાદિત (ભગવદ્‌ગીતા)
૨. વાસિષ્ઠસારગીતા–સ્વ. છગનલાલ કે. મહેતા–સંપાદિત
૩. ગુજ. સા. માર્ગસ્તંભો–દી. બ. કૃ. મો. ઝવેરીકૃત
૪. ફા. ગુ. સ. હ. યાદી, ભાગ ૨ જો–સ્વ. અં. બુ. જાની–સંકલિત
૫. ગુ. વિ. સ. હ. લિ. પુ. સંગ્રહની યાદી (સ્વ. હીરાલાલ પારેખકૃત)

## ગોપાલ

[ સં. ૧૭૦૫માં હયાત ]

**નરહરિદાસ** સાથેસાથ ૧૭ મા શતક ને ૧૮ મા શતકની સંધિમાં જ્ઞાની કવિઓ એક જ સમયમાં થયા તેઓમાં એક ગોપાલ પણ થઈ ગયો છે. અખાએ અખેગીતા સં. ૧૭૦૫ માં લખી, તો એ જ વર્ષમાં ગોપાલે જ્ઞાનપ્રકાશ[૧] લખ્યો છે. એણે આ કાવ્યને અંતે પોતાની ઓળખાણ ઠીકઠીક આપી છે; જેવી કે

---

૧. "ગોપાલગીતા" "જ્ઞાનપ્રકાશ" છે. "ગુજ. હાથ. સંકલિત યાદી" માં એ જુદાં મારા તરફથી લખાયાં છે એ સમઝફેર છે, કવિએ તો ગ્રંથનું નામ "જ્ઞાનપ્રકાશ" જ આપ્યું છે.

"સત ગુરૂ સ્વામી શ્રીસોમરાજ-કૃપા થકી હવું ૧ 'થકાજ,
રાજહંસ ગુરૂ કેરી દયા, શબ્દ સકળ 'યમાંહિ કહ્યા.
ગુરૂપ્રતાપે પોહોંચી આશ, ગ્રંથ હવો યા જ્ઞાનપ્રકાશ,
૨સંવત ૧૭ પાંચ સાર, માસ વૈશાખ અષ્ટમી સોમવાર.
રાજનગર શ્રીઅમદાવાદ ફુરમાન વાડી સાહે ગ્રંથસંવાદ,
વડે સાજને અડાલજા મોઢ કવિતા કોય મા દેશો ખોડ.
જન્મભોમ નંદાવતી ગામ, પિતા ખીમજી નારણદાસ નામ,
તેહનો સુત તે દાસ ગોપાલ, સંત સકળ તણું તે બાળ."

એની જન્મભૂમિ નંદાવતી=નાદોલ હતી. એ જાતે મોઢ અડાલજો વણિક હતો. એના પિતાનું નામ ખીમજી હતું ગુરુનું નામ સોમરાજ રાજહંસ હતું અને અહીં અમદાવાદમાં ફુરમાનવાડી નામક સ્થાનમાં રહી એણે જ્ઞાનપ્રકાશ યાને ગોપાલગીતાની રચના કરી છે. એ અમદાવાદમાં આવી વસ્યો હોય એમ દેખાય છે. સ્વ. દી. બ. નર્મદાશંકર દે. મહેતાએ, અખાના ગુરુ બ્રહ્માનંદ હતા અને એ જ ગુરુના ગોપાલ નરહરિ બૂટિયો પણ શિષ્યો હતા એવું સૂચવી, નીચેનો પ્રચલિત દોહરો નોંધ્યો છે :

"અખાએ કર્યો ડખો, ગોપાલે કરી ઘેંસ,
બૂટે કર્યો કૂટો, નરહરને કહે શીરાવા બેસ."૨

પણ બ્રહ્માનંદ ગુરુ માન્યો છે તેનો અગાઉ બતાવ્યું તેમ નથી નરહરિ શિષ્ય કે નથી ગોપાલ શિષ્ય. અખાનો ગુરુ બ્રહ્માનંદ વ્યક્તિ-વિશેષ છે કે નહિ, એ અખાના પ્રસંગમાં આવશે; જ્યારે બૂટિયાનો એ ગુરુ હોવાનો ક્યાંય પણ ઉલ્લેખ નથી. નરહરિના પ્રસંગમાં બતાવવામાં આવ્યું છે કે એણે બ્રહ્મ ચૈતન્ય એવું ગુરુનામ નિર્દેશ્યું છે, જે કેવળ બ્રહ્મને ઉદ્દેશી છે ઉપર ગોપાલ સોમરાજ—રાજહંસ એ

૧. બુ. કા. દો. ભાગ ૭ જમાં ૧૭૦૬ છે, પણ ૧૭૦૫ એ ખરોબર છે.

૨. અખો, પૃ. ૧૯. આ દોહરામાં પાઠાંતર પણ છે, એ માટે જુઓ: આ પૂર્વે પૃ. ૫૪૫.

ગુરુનો સ્પષ્ટ ઉલ્લેખ કરે છે; ઉપરાંત નરહરિની જેમ એણે સામાન્ય ચૈતન્યનો પણ ગુરુ તરીકે નિર્દેશ જ્ઞાનપ્રકાશમાં જ આરંભે કર્યો છે, જ્યાં એ પોતાના ગુરુ-સંભવતઃ પરબ્રહ્મને "ચૈતન્યદેવ" કહેતો લાગે છે; નરહરિએ એવું જ "બ્રહ્મ ચૈતન્ય" સામાન્ય નામ કહ્યું છે :[1]

"કરૂ વીનતી બહુ કર જોડી સતગુરુ ચૈતન્યદેવ ।
કીપા કરો સ્વામી મુઝને જેમ બુદ્ધય વાધે તતખેવ ॥૨॥
આધારણ તારણ ભવજલ ગનાન તણો ભંડાર ।
અનુભવસકત રચ્યા જેણે આદે વેદ પૂરાંણ અઢાર ॥૩॥
ધર્મ સકલ તણું તમો કારણ જેહની સ્તુત કરે વિધાતા ।
ધર્મ અર્થ ને કાંમ મોક્ષ ફલ ચ્યાર પદારથ દાતા ॥૪॥
નહી સમરથ ત્રીભોવન કો તમથી બુધ્ધસાગર માહાબલીયા ।
કોટીન કોટ કલાના કરતા કોણે ન જાએ કલીયા ॥૫॥
દીનદયાલ કૃપાલ કૃપાનીધ્ય તમ્યો છો અંતરજયામી ।
આસ કરી આવ્યો તમ ચરણે સર્ણાગત હું સ્વામી ॥૬॥"[2]

અને એ જ ગુરુ અને શિષ્ય વચ્ચેના સંવાદમાં ગોપાલે જ્ઞાન-પ્રકાશ પછી વિસ્તાર્યો છે. એના એક પદમાં પણ એણે "સોમરાજ"નો ગુરુ તરીકે નિર્દેશ કર્યો છે :

"મલાનો મર્મ જે કોએ જાંણે રે તેહને વૈષ્ણવ વેદ વખાંણે રે ।
સતગુરુ સોમરાજે દયા કરી દીધી દાસ ગોપાલને માલા આલી સુખી રે ।
સંતો સકલ નેહાલો મોટી માલારે જેહનો મહિમા છે અનંત રસલારે ॥૯॥"[3]

એટલે એમાં લેશપણ શંકા નથી કે ગોપાલનો ગુરુ સોમરાજ છે. એને જ એ રાજહંસ કહે છે. એને ચૈતન્યદેવ એવું માનપ્રદ વિશેષણ આપ્યું પણ સંભવે. એ બીજો જ કોઇ ચૈતન્યદેવ કે બ્રહ્મચૈતન્ય નથી. નરહરિએ તો ઉપર બતાવ્યું છે[4] તેમ વિશેષ વ્યક્તિનું ગુરુ તરીકે

---

૧. આ પૂર્વે પૃ. ૫૪૫, ૫૫૧
૨. ગુ. વિ સ. હ. લિ. પુ. નં. ૭૨૨, પૃ. ૧ (કડવું ૧ લું)
૩. ગુ. વિ. સ. હ. લિ. નુ. નં. ૧૧૬, પૃ ૬૭-૬૮ (પદ ૧૯મું)
૪. આ પૂર્વે પૃ. ૫૪૫, ૫૫૧

નામ આપ્યું જણાતું નથી; એ તો ચિદ્બ્રહ્મને જ ગુરુ તરીકે નિર્દેશે છે. આમ હોવાને કારણે એક જ ગુરુના શિષ્ય એ ચારે હોવાનું પ્રમાણુસિદ્ધ જણાતું નથી. એ જ પ્રમાણે એ સુરતનો હતો એવું નોંધાયું છે,[1] એના સમર્થનમાં પણ એકે પુરાવો મળતો નથી.

અમદાવાદમાં આવ્યા પછી એ અખાને મળ્યો છે કે નહિ એ વિશે અખો કે ગોપાલ બંને મૌન જ ધારણ કરી રહ્યા છે. અખેગીતા અને ગોપાલગીતા એક જ વર્ષમાં દોઢ જ મહિનાને આંતરે બરોબર લખાયેલ છે. અખેગીતાની રચ્યાસાલ વગેરે :

"સંવત ૧૭૦૫ પચડોતેરો શુક્લપક્ષ ચૈતર માસ ।
સોમવાસર રામનવમી પુરણ ગ્રંથ પ્રકાશ ॥૧૧॥"[2]

એટલે કે સં. ૧૭૦૫ના ચૈત્ર સુદિ રામનવમી સોમવાર (ઇ. સ. ૧૬૪૯ના માર્ચની ૧૨મી તારીખ) છે. એ પછી એ જ વર્ષમાં વૈશાખ વદિ અષ્ટમી અને મંગળવારે (ઇ સ. ૧૬૪૯ના એપ્રિલની ૨૪મી તારીખે) ગોપાલે જ્ઞાનપ્રકાશ-ગોપાલગીતા રચેલ છે. એના એ કાવ્યની કોઈપણ નકલમાં પક્ષ નથી આપ્યો, પણ ગણિત પ્રમાણે કૃષ્ણપક્ષ આવે છે, એ કારણે મે કૃષ્ણપક્ષ કહ્યો છે. સં. ૧૭૦૬ એવો બૃ. કા. દો. નો પાઠ[3] સ્વીકારી ત્યાં આપેલો સોમવાર સ્વીકારિયે તો સુદિમાં વૈશાખ આઠમને દિવસે શનિવાર આવે છે, જ્યારે વદિમાં રવિવાર આવે છે. તિથિની વૃદ્ધિ હોય તો સોમવાર આવે; પણ પૂર્વનો મહિનો ઓગણત્રીસો હોવાને કારણે સંભવ ઓછો છે. બેમાંથી ગમે તે વર્ષ સ્વીકારવામાં આવે, ગોપાલે જ્ઞાનપ્રકાશ પછી રચ્યો છે એ નક્કી છે; અને એનું પૂર પણ અખેગીતા જેટલું છે; જોકે અખેગીતામાં ૪૧ કડવાં છે, ત્યારે જ્ઞાનગીતામાં ૨૩ છે. ગોપાલે અખેગીતા જોઈ

---

૧ બૃ કા દો. ભાગ ૩ જો. પૃ.૫૧૯ અને ગુજ. સા. માર્ગ. સ્તંભો, પૃ.૧૧

૨. ગુ. વિ સ. હ. લિ. પુ. નં. ૧૧૯; અને સં ૧૭૭૪ની એક જૂનામાં જૂની હાથપ્રતમાં પણ આ જ તિથિ વાર માસ વર્ષ છે.

૩. બૃ. કા. દો. ભાગ ૩ જો, પૃ. ૫૭૨

છે કે નહિ એ કહેવું મુશ્કેલ છે; માત્ર ગુરુનો મહિમા બંનેએ ખૂબ ગાયો છે; જોકે બંનેમાં કાંઈપણ સામ્ય નથી. ઊલટું, ગ્રંથ યોજનારની દૃષ્ટિએ અખેગીતા સ્વતંત્ર રીતે કૃવિ જ નિરૂપે છે, જ્યારે ગોપાલજ્ઞાન-પ્રકાશ ગુરુશિષ્યના સંવાદરૂપે નિરૂપે છે. અખાએ ગુરુશિષ્યસંવાદ રચ્યો છે તે પણ ગોપાલે જોયો જણાતો નથી. એ તો ચાર ખંડનું નાનું કાવ્ય છે. મને લાગે છે કે ગોપાલનું નિરૂપણ સ્વતંત્ર છે. એણે હરીફાઈથી રચ્યું હોય એમ લાગતું નથી, કેમકે નહિતર અખાની ભમ્મમ પણ ક્યાંય નિંદા આપી હોત. એટલું જ કે બંનેએ સ્વતંત્ર રીતે અમદાવાદમાં જ મહિના દોઢ મહિનાને આંતરે એક એક સમર્થ કૃતિ ગુજરાતી જનતા સામે ધરી છે, એ પણ જ્ઞાનમાર્ગના તત્ત્વને બતાવતી સમર્થ કૃતિઓ. વેદાંતને પચાવી માતૃભાષાણાં ઉતારવું એ કઠિન કાર્ય, અખા જેટલી કુશળતા અને કવિત્વ ન હોવા છતાંયે, ગોપાલે પાર પાડયું છે. એ એની મોટી કે નાની કૃતિઓથી માલૂમ પડી આવે છે; નરહરિની જેમ એનું સંસ્કૃત ગ્રંથો ઉપર પરોપ-જીવિત્વ નથી.

ગોપાલે બ્રહ્મ, જગતનાં ઉત્પત્તિ અને સ્વરૂપ, તેમજ જીવ-સ્વરૂપ ઉપર કેવલાદ્વૈત સિદ્ધાંત પ્રમાણે સારો પ્રકાશ નાખ્યો છે, જેમાં એણે સિદ્ધાંતાનુકૂલ બીજી પણ કેટલીક હકીકત વિસ્તારથી આપી છે. ૨ જા કડવામાં ગુરુના મુખમાં બ્રહ્મસ્વરૂપ વિશે કવિ શબ્દો મૂકે છે કે:

"વસુધરાથી વેગલો જલે ન લેપાય ।
અગ્ન તે એને ન દહે સમીરે સોકે ન જાએ ॥૯॥
આકાશથી આઘેરડે ત્રીગુણથી તે તીત ।
ઉપાદથી અલગો સદા એ નીરંજનની રીત ॥૧૦॥
ઊભો નહી આસન નહી ન નીદ્રય ન આહાર ।
સપ્ન માંહાં લેપે નહી બ્રહ્મ અપરંપાર ॥૧૧॥
અંતઃકરણ મન બુદ્ધ્ય નહી તેહને નહી ચીત અહંકાર ।
કામ ક્રોધ ન સંસને તે બ્રહ્મ અપરંપાર ॥૧૨॥

ધર્મ કર્મ ન કલ્પના ને નહી ગ્નાન વીગ્નાંન ।
આચાર અધ્યન વેદવગતા ભોગ નહી દયા દાંન ॥૧૩॥
નહી પુજા પ્રેમસુ અનેં નહી માયા માંન ।
ઉંચ નીચ સંભવે તે સર્વ ભૂત સમાન ॥૧૪॥
સોક મોહો વ્યાપે નહી ક્ષુધા ત્રષા આહાર ।
જનમ મરણ જરા નહી તે જગતનો આધારે ॥૧૫॥
જડ નહી ચૈતન્ય નહી ન નીકટ ન દૂર ।
અદ્વીત વ્યાપક વસ્તુતા નીત નીરંતર ભરપૂર ॥૧૬॥
અકરતા કરતા નહી તે નહી આદ અનાદ ।
જોત્ય પોત ન પેખીએ ન સ્વાદ વર્ણન નાદ ॥૧૭॥
એકાદશ અંદ્રી નહી નહી વ્યપે ત્યાંહાં પંચ ।
રૂપ રંગ ન લંગ ત્રીવીધ નહી ત્યાંહાં પરપંચ ॥૧૮॥
રાગદ્વેષ ન વેષ વ્યપૂ તાહાં ન બાવન અક્ષર વાંણય ।
વાસના ન આસ ઈછા ન તે જાંણુ અજાંણુ ॥૧૯॥
સુતલ વીતલ ન તલાતલ ન વૈકુંઠ ન કૈલાસ ।
સ્વર્ગ ને સુચલુ નહી નર્ક કેરો વાસ ॥૨૦॥
કાજ કારણ સદા કેવલ મુક્ત મેં ચૌદ લોક ।
એકાકારેં અખંડ મંડલ વસ્તુતા નીર્દોષ ॥૨૧॥
આપો તે સદા પૂરણ ન ઘટે વધે અણુ એક ।
બીજો હોય તો બોલીએ માટે અનીરવચી છેક ॥૨૨॥
વાણી વર્ણવતાં રહી કાંહાં વગત્ય કહીઅ ન જાઅ ।
નેતી નેતી નીગમ ભાષે છે ગ્નાન-સાધ્ય ઉપાય ॥૨૩॥"[1]

આ પ્રમાણે જગદાદિની ઉત્પત્તિ વગેરે પણ શાસ્ત્રરીત્યા બતાવી છે; પણ એમાં કવિત્વ દીપતું નથી. એક જ પ્રસંગે ગોપાલની કવિતામાં જોર દેખાય છે અને એ ત્રીજા કડવામાં, જ્યાં એ ગુરુને જગતના વિષયમાં પશ્નો પૂછે છે:

"પંચભૂત પ્રગટયાં પરચંડ પ્રથુક પ્રથુક ક્યમ દેધા પિંઅ ॥૧૧॥
લક્ષ્ય ચોરાશી નાનાભાત્ય રંગરુપ ગુણ બહુ વીચાર ॥૧૨॥

---

1. ગુ વિ. સ. હ. લિ પુ. નં. ૭૨૨, પૃ. ૬-૯ (કડવું ૨ જું)

તારામંડલ ને દીનકર ચંદ્ર કોહો સમઝાવી ઊતપત સનંદ ॥૧૩॥
સપ્ત સાયર નેં નવકુલનાગ અષ્ટકુલ પરબત જુજૂઆ ભાગ ॥૧૪॥
કવતા કોણ રચ્યા જેણે વેદ કોહો સમઝાવી તેહેનો ભેદ ॥૧૫॥
વીધિ નષેદ પૂરાંણીક ધર્મં ક્યમ હવા નાનાવીધ ક્રમ ॥૧૬॥
આદ્ય અંત્ય હરી એક કેહેવાયે તો રૂપ અનેક કહી પેરયે થાય ॥૧૭॥
કારણ એક ને કારજ્ય બહુ દેષી ભુલા સુરનર સહુ ॥૧૮॥
જાંહાં લગી સંસે સકલ ન ટલેં ત્યાંહાં લગી દ્વૈતભાવ ન ગલે ॥૧૯॥
મોરા મર્મ જો ન લાધે હાથ ત્યાંહાં લગી ન ટલે મનમાં તાપ ॥૨૦॥
કાચા ગહુ ન આવે કામ ભોગ પડે જો કીજે પકવાંન ॥૨૧॥
પ્રથુક પ્રથુક દીસે બહુભાત્ય ત્યમ ત્યમ સેંશે વ્યાપે નાથ ॥૨૨॥
રચના અનંત નાટારંભ કોડ તે દીષી દ્રષ્ટ થયો દીગમોડ ॥૨૩॥
ભર્મ તણી દહે મન દાઝ તમ વ્યણ કો ટાલે મહારાજ ॥૨૪॥
તમો આપો ગોધમ અંબાર કેલવણી શીખવો પ્રકાર ॥૨૫॥
જમ જમ ગોધૂમ લાગે ભોગ દુર જે છાડે દ્વીતીયા રોગ ॥૨૬॥
દ્વૈત દ્વંદ મન જાંહાં લગી નડે પૂરણ પદ ત્યાહાં લગી નવ્ય જડે ॥૨૭॥
પૂરણ પદ પ્રાપત નવ્ય થાઅ ત્યાહાં લગી અહંભાવ ન જાય ॥૨૮॥
અહંભાવ એ વ્યાધ અપાર તેહ તણા તમો નિવારણહાર ॥૨૯॥
નેત્ર પડલ ઊતારે જે વૈદશીરોમણ ભણીએ તેહ ॥૩૦॥
વ્યાપક વિશ્વ બોલાવે રાંમ એ બ્રહ્મવેત્તા મોહોટાં તેનાં કાંમ ॥૩૧॥
મેઘ વ્યના મહી ત્રપત ન થાય કોડ કુપ જો કીજે ઉપાય ॥૩૨॥
જેહનાં કામ તેથી નીપજે કંચન ઠાંમ નવ્ય પિત્તલ સજે ॥૩૩॥
નહી ત્રીભોવન દીનકરની જોડ સુ કીજે તારા બહુ કોડ ॥૩૪॥
સહી એક ગાજે વન માંહ મદોનમતના જુથ પલાય ॥૩૫॥
કીધા એક ગુરૂના ગુણ બહુ મંદમતી હુ કયાંહાં લગી કહુ ॥૩૬॥"[૧]

એનામાં કવિત્વશક્તિ અવશ્ય છે અને એ એનાં છૂટાં પદોમાં તરી આવે છે. એણે "બુદ્ધિવહુને શિખામણ"નું ધોળ લખ્યું છે, એ એની સાક્ષી પૂરશે :

---

૧. એજન, પૃ. ૧૨–૧૫, (કડવું ૩ જું)

"સાચી સમજણ બુદ્ધિને ખોટી રે લાગે
સંત મનાવે તો મનાવું, હો લોલણી–સાચી સમજણ૦ ।।ટેકા।
શીલ સંતોષ કહો તો કલ્લાં ઘડાવું, કરૂણાની કાંબિયો ઘડાવું. હો૦
વિવેક વિચાર કહો વિછુવા ઘડાવું, હર્ષના ઘૂઘરા બંધાવું. હો૦
સાધન સંપતિ કહો તો ચુડલો પેરાવું, ક્ષમાની ચીપો મઢાવું. હો૦
જ્ઞાન વૈરાગ્ય બાજુબંધ સોવરાવું, શાંતીનું રતન જડાવું.
પ્રેમનાં પુષ્પો ગળામાં નંખાવું, લક્ષના દોરા પ્રોવરાવું. હો૦
ટેક–રૂપી કહો તો હુશિયો ઘડાવું, દયાની દામણી બંધાવું. હો૦
સતસંગરૂપી ઝુમ્મર ઘડાવું, લગ્નનું લોળિયું પેરાવું. હો૦
ભક્તિરૂપી કહો તો વાળી ઘડાવું, મુક્તિની ચૂનીયો મેલાવું. હો૦
નેહનું નયણે કહો તો કાજળ સરાવું, હેતની આડો કરાવું હો૦
સીધી સમજણ કહો તો સેંથો પુરાવું, જોગનો ચાંદલો ચોઢાવું. હો૦
ધીરજરૂપી કહો તો વેણો ગુંથાવું, ગુરુગમ ગોફણો લટકાવું. હો૦
ચોખી ચાલની તમને ચોળી શિવડાવું; ચૈતનની ચુંદડી પેહેરાવું. હો૦
સાચી કરણીનો કહો તો કંચુવો શિવડાવું, ભાવનું ભરત ભરાવું. હો૦
દાસ ગોપાલ કહે એ સમજણ સાચી, લક્ષનો લક્ષ બતાવું.
હો લોલણી–સાચી સમજણ૦"[2]

આ કવિએ રાસલીલા કૃષ્ણભક્તિ સત્સંગમહિમા વગેરેનાં પદ પણ રચ્યાં છે, જે બધાં 'દાસ–ગોપાલ'ની છાપનાં છે;[2] એ બધાં પણ સારાં છે. બૃ. કા. દો. ભાગ ૫ મા માં છપાયેલી "જ્ઞાનની શાખીઓ" પણ નબળી નથી. "ખોડાણો"[3] જો એણે જ લખ્યો હોય તો એ પણ ઐતિહાસિક કાવ્ય તરીકે દીપે તેવું કાવ્ય છે, જો-કે કવિત્વ એમાં નથી.[4] આમ નરહરિ કરતાં આ કવિમાં સ્વતંત્રતા પૂરતી વિશેષતા છે.

---

૧. બૃ. કા. દો. ભાગ ૩ જો, પૃ. ૫૮૨–૯૩

૨. બૃ. કા. દો. ભાગ ૫ મામા સુંદર ૧૧ પદ છે; ગુ. વિ. સ. હ. લિ. પુ. નં. ૧૧૬માં ૧૦ પદ છે

૩. બૃ. કા. દો. ભાગ ૫ મો, પૃ. ૬૬૯; જેમાં ગુરુને માટે "સતગુરૂ ચૈતનદેવતા જ્ઞાનતણો ભંડાર" એવો નિર્દેશ છે, જે પણ પરબ્રહ્મને ઉદ્દેશી લાગે છે.

૪. બૃ. કા. દો. ભાગ ૭ મો, પૃ. ૭૯૮–૮૦૪

સ્વતંત્ર જ્ઞાનમાર્ગીય કવિઓ ગોપાલ અને અખાને મેળવવામાં અમદાવાદની પ્રથમતા છે, એમ આ બે કવિઓની કૃતિઓ કહી આપે છે. પછી અમદાવાદને તો નહિ પણ "ભાણદાસ" અને "ધીરા"ને બાદ કરતાં ગુજરાતને પણ ભાગ્યેજ સ્વતંત્ર સારા જ્ઞાની કવિઓ મળ્યા છે.

ચરિતસામગ્રી :

૧. બૃ. કા. દો. ભાગ ૩-૫-૭ (ગુજરાતી પ્રિ. પ્રેસ, મુંબઇ)

૨. ગુજ. વિદ્યાસભા, હ. લિ. પુ. નં, ૧૧૯-૭૨૨ વગેરે

૩. ગુજ. સા. માર્ગ. સ્તંભો, દી. બ. કૃ. મો, ઝવેરીકૃત

૬. અખેગીતા } સં. સ્વ. દી. બ ન દે. મહેતા (અમદાવાદ)

૭. અખો

## બૂટિયો

[વિ.ની ૧૮મી સદીનો આરંભ]

**વેદાંતી કવિઓમાં** એક બૂટિયાની પણ ગણતરી થાય છે આ કવિ વિક્રમનાં ૧૭મી અને ૧૮મી સદીની સંધિમાં થયો હોવાની સંભાવના છે. ચાર સમકાલીન વેદાંતી કવિઓના વિષયમાં એક દોહો પ્રચલિત છે કે :

"અખાએ કર્યો ડખો, ગોપાલે કરી ઘેંસ;
બૂટે કર્યો કૂટો. નરહરને કહે શીરાવા બેશ."[1]

બૃ. કા. દો. ભાગ ૫ મામાં એનાં ઉપદેશનાં બાર પદ છપાયેલાં છે તેમાં ૧૨ એ પદોમાં કેવલાદ્વૈત વેદાંતની ઠીકઠીક છાયા દેખાય છે એની ભાષા પણ સરલ છે :

"જયાં સુધી જીવસું જાણ જાણી નહીં.
ત્યાં સુધી તાણ બે તાણ રહે છે;

૧. અખો, પૃ ૧૬ અને આ પૂર્વે પૃ. ૫૪૫, ૫૫૧ વગેરે

આદિ ને મધ્ય ને અંત એક આત્મા,
વસ્તુ સાચી એ વેદાંત કહે છે. જ્યાં૦
જાત જાણ્યા વિના મત પંથ બહુ થયા,
અટકી રહ્યાં આંધળાં આપ ભૂલ્યાં;
વાદવિવાદમાં હરિ ન આવે હાથમાં,
મન મેરૂ ચાલવા જાય પણ પાય લુલા. જ્યાં૦
જાત જાણ્યા વિના યોગ સાધન કરે,
પરહરે કામ ધન ધામ ચુકે;
હઠ કરી આદરે પરથી પાછા ફરે,
વૈભોગ ના ભોગવે ભક્તિ ચુકે. જ્યાં૦
આપના આપમાં આપ ભુલી ગયો,
જીવને જાચતો, કર્મ ગાંઠે;
શબ્દના ઢાઠમાં વાત સુઝી નહીં,
આવવું જાવવું એ જ માટે. જ્યાં૦
જાત જાણ્યા પછી જેમ મૃત્યુ ટળે,
પાળો ગણી પાણીમાંથી પાછો ન આવે;
બ્રહ્મવેત્તા ગુરૂ જેને મળે ભુટીઆ,
નર દેહી એ જ અને અભય પદ પામે. જ્યાં૦”

અને–“અવચિલ કો નહિ રે, મન તું ન કર કોઈની આશ;
સ્વપ્નવત્ સંસાર દીસે, સમજ પદ અવિનાશ.”૧

ભૂટિયાનાં થોડાં જ પદ મળે છે, છતાં એ થોડાં પણ એને એક શિષ્ટ વેદાંતી કવિમાં મૂકે એવાં છે. એની ભાષા સ્વાભાવિક છતાં વેગવાળી છે :

“જેણે ગગન દોહીને દુધ પીધાં રે, સોહી મતવાલા બોલ્યા દીવાના.
ધ્યાન ધારણા નામ નિરંતર, વ્યાપક આતમ ચીન્યા રે હો, સોહી૦
સુરત નુરત કરે ધમણ ધમાવી, કામ કોયલાને વામ્યા રે હો. સોહી૦
હર્ષ શોક અગ્નીમાં રે હોમ્યા, તેણે અમર અજર રસ ઝામ્યા રે હો.સોહી૦

૧. બૃ. કા. દો. ભાગ ૫ મો, પૃ. ૭૮૧–૮૨

પીખત પ્યાલા બિસર ગયો, પરમ તત્ત્વ તવ લીના રે હો. સોહી૦
પુરણ બ્રહ્મ અખંડ અવિનાશી, સોહમ બ્રહ્મ જેણે જાણ્યા રે હો. સોહી૦
સુકા પાંત જ્યું પવન ચલાવે, જ્યું કાત્યું હોઇ રહીએ રે હો સોહી૦
માયા રહિત મગન થયા માનવા, સો જન સમજ્યા કહીએ રે હો. સોહી૦
અનળ પક્ષી આકાશે જ્યું ચાએ, તે ધરતી પાઊં ન મેલે રે હો. સોહી૦
કહે **બુટીઆજી** કોઇ અદ્ભુત જ્ઞાની, આશ નિરાશ થઇ ખેલે રે હો. સોહી"[1]

આમ કવિતા પણ સ્ફુટ છે. આ પદમાં હિંદીની છાંટ છે તે લક્ષ્યમાં રાખવા જેવી છે. અખાએ તો થોકબંધ પદો, તેમજ સંતપ્રિયા બ્રહ્મલીલા વગેરે કાવ્ય હિંદીમાં લખ્યાં છે, એ જાણીતી વાત છે.

અખો ગોપાલ બૂટિયો અને નરહરિને એક ગુરુના ચેલા કહેવામાં આવે છે, પણ એ ઠીક નથી [2]લગભગ એક જ સમયમાં એ ચારે, વેદાંતમાં રસ લેતા કવિઓ, થયેલા એટલે એક દોહરામાં સમાયા છે બૂટિયાએ "ફૂટો" શો વાળ્યો એ જોવા જેવી વસ્તુ છે. એણે જીવસ્વરૂપની વ્યક્તિ સરળ શબ્દોમાં આપી છે અર્થાત્ વિચારોને ફૂટી ગ્રહણ કરી શકાય તેવા બનાવ્યા છે; જ્યારે નરહરિએ વેદાંતવિષય અનુવાદોથી અત્યંત સ્ફુટ કરી આપ્યો છે.

બૂટિયાની સ્વતંત્ર આખી કૃતિ કોઇ જાહેરમાં નથી તેમજ વિશેષ કશી માહિતી મળતી નથી. એનાં પદ જોતાં આટલાં જ નહિ, પણ બીજાં ઘણાં રચ્યાં હશે; કદાચ સળંગ પણ કોઈ કૃતિ રચી હશે એટલું એનું જ્ઞાન દેખાય છે.

એનું નામ બતાવે છે કે એ કોઈ સામાન્ય બ્રાહ્મણેતર હશે પણ સત્સંગ અને ગુરુગમથી વેદાંતવિષયક રચનાકૌશલ મેળવ્યું હશે.

ચરિતસામગ્રી :

૧. બૃ. કા દો. ભાગ ૫ મો, (ગુજ. પ્રિ. પ્રેસ–મુંબઇ)
૨ અખો. સ્વ. દી બ. ન દે. મહેતા.–કૃત

---

૧ એજન પૃ. ૭૮૩–૪

૨. આ વિશે જુઓ આ પૂર્વે પૃ. ૫૪૫ અને ૫૫૩–૫૪.

# અખો ભક્ત

[ સં. ૧૭૦૫માં હયાત ]

ગુજરાતે જે થોડા વેદાંતી કવિઓ ઉત્પન્ન કર્યા છે તેઓમાં અજોડ અને શ્રેષ્ઠ સ્થાન ભોગવતો અખો ભક્ત જ્ઞાતિએ પરજિયો સોની હતો અને અમદાવાદ પાસે આવેલા નાના ગામડા જેતલપુરમાં જન્મ્યો હતો, એ વાત જાણતાં આશ્ચર્ય થયા વિના રહેતું નથી એનો પિતા રહિયો જેતલપુરમાં ધંધો કરી પોતાના નાના કુટુંબનો વ્યવહાર ચલાવતો હતો. સં. ૧૬૪૯ અથવા બીજે મતે સં. ૧૬૫૩ લગભગમાં[1] એને ત્યાં અખાનો જન્મ થયો; એ પછી એક પુત્રીનો જન્મ આપી એની માતા મરણ પામી. પિતાએ બચપણમાં જ અખાને પરણાવ્યો. એ વખતે અમદાવાદ ધીમે ધીમે આગળ વધતું આવતું હતું અનેક પરદેશીઓ અમદાવાદમાં આવી વસતા હતા. ઇ. સ ૧૬૧૭ (સં. ૧૬૭૩)માં અમદાવાદમાં સર ટોમસ રો આવી ગયો અને વલંદા લોકોએ ઈ. સ ૧૬૧૮ (સં. ૧૬૭૪)માં કોઠી સ્થાપી.[2]

અમદાવાદના ધંધા રોજગારની ખ્યાતિ સાંભળી અખાનો પિતા પોતાના નાના કુટુંબ સહિત અમદાવાદમાં આવી રહ્યો. અહીં ખાડિયામાં અત્યારે દેશાઈની પોળ નામે પ્રસિદ્ધ પોળમાં સર ચીનુભાઇના મકાનની નજીક કૂવાવાળા ખાંચામાં આવેલા એક નાના મકાનમાં એ કુટુંબ આવી રહ્યું[3] અમદાવાદમાં આવ્યો ત્યારે અખાની વય ૧૬ વર્ષની હતી. એની વીસ વર્ષની ઉમરે એનો પિતા મૃત્યુ પામ્યો. થોડા સમયમાં

---

૧. "અખાની વાણી"માં "અખાનો પરિચય", પૃ. ૨૬

૨. અત્યારે માણેકચોકમાંથી ગાંધીરોડ ઉપર આવતાં કુવારા નામક સ્થાન સામે આવેલું મકાન "વલંદાની કોઠી" નામે પ્રસિદ્ધ છે.

૩. આ મકાન અત્યારે પણ 'અખાના ઓરડા' તરીકે પ્રસિદ્ધ છે.

નાની બ્હેન અને પત્ની પણ મરણ પામ્યાં અને અખો એકલો થઈ ગયો. થોડા સમય પછી એણે ફરી લગ્ન કર્યું, પણ નસીબના બળિયા અખાનો એ ગૃહસંસાર પણ થોડા જ સમયમાં વિલીન થઈ ગયો. સગાં થોડા જ સમયમાં મૃત્યુશરણ થતાં અખાના હૃદયમાં વૈરાગ્યના અંકુર ફૂટ્યા પોતાના નિભાવનાં કામકાજ ઉપરાંત એ સાધુસમાગમ શોધવા લાગ્યો.

અખાના વૈરાગ્યના અંકુર વધારે ખીલે એવા પ્રસંગ પણ આ ગાળામાં બન્યા. અખાની નાની બ્હેન ગુજરી ગયા પછી એણે પડોશમાં એક બીજી બાઇને ધર્મની બ્હેન કરી માની હતી. એ બાઇએ અખાને ત્યાં ૩૦૦ રૂપિયા થાપણે મૂક્યા હતા. એ બાઇને એ રૂપિયા ઉપાડી લેવાની ઇચ્છા થવાથી અને રોકડા રૂપિયા માગવા એ ઠીક નહિ એમ માની એણે એટલી કીમતના સોનાની કંઠી કરી આપવાનું કહ્યું. અખાએ સો રૂપિયા પોતા તરફથી જોડી રૂ. ૪૦૦) ની કંઠી કરી આપી. 'સોની તો સગી બ્હેનનું ચોરે' એમ કહેવત થઈ પડી છે. અખો પણ જાતે સોની હોવાથી ઘરનું સોનું ન જ નાખે, માટે જરૂર ભેળ કર્યો હશે, આવી શંકાથી બાઇએ કોઈ બીજા પારેખની પાસે સોનાનો કસ કઢાવી જોયો તો માલૂમ પડયું કે સોનામાં ભેળ કરેલો ન હતો. જ્યાં કાપ મુકાવી કસ જોવડાવેલો તે ભાગ પાછો ઝેરાવવાને માટે બાઈ અખા પાસે આવી ને કહેવા લાગી કે 'ઊંદરે આ ભાગ ટોચ્યો છે માટે સરખો કરી આપો.' અખો પામી ગયો કે "બ્હેનને વિશ્વાસ ન આવવાથી એનો કસ કઢાવ્યો છે.' બાઇએ પણ પછી સાચી વાત કરી દીધી. આ જ ગાળામાં જહાંગીરે અમદાવાદમાં સ્વામિનારાયણના અત્યારના મંદિરની અગ્નિકોણની બાજૂએ ટંકશાળ સ્થાપી. અખો એમાં કામે રહ્યો અને થોડા સમયમાં પોતાની હોશિયારીથી ટંકશાળનો ઉપરી થયો. દ્વેષીલા જ્ઞાતિબંધુઓ અખાની આ ઉન્નતિને જોઈ શક્યા નહિ; તેથી અમલદાર પાસે 'અખો સિક્કાઓમાં હલકી ધાતુઓનું મિશ્રણ કરે છે' એવી ચાડી કરી. એ વખતના સૂબાએ એને બંદીખાને નાખ્યો. એ પછી મુકદ્દમો

ચાલતાં એ નિર્દોષ થઈ છૂટયો. આ બે પ્રસંગોએ એને સંસારમાંથી આસક્તિ-વિહીન બનાવી દીધો એણે પોતાનાં હથિયાર કૂવામાં ફેંકી દીધાં, માલ મિલકત વેચી નાખ્યાં, અને સદ્‌ગુરુની શોધમાં અમદાવાદ છોડી ચાલી નીકળ્યો ફરતો ફરતો એ ગોકુળ મથુરા ગયો,[1] ત્યાં એણે શ્રીવલ્લભાચાર્યજીના ચોથા પૌત્ર શ્રીગોકુલનાથજી પાસેથી વૈષ્ણવી દીક્ષા લીધી ત્યાં કેટલોક વખત રહ્યો, પણ જ્ઞાની અખાને ભક્તિમાર્ગમાં અનુકૂળતા ન આવી. એ પોતાના એક છપ્પામાં જણાવે છે કે—

"ગુરુ કર્યા મેં ગોકુલનાથ, નુગરા મનને ઘાલી નાથ;
મન મનાવી સગુરુ ગયો, પણ વિચાર નગુરાનો નગુરો રહ્યો."[2]

વૈષ્ણવોનો એ પાકો વિરોધી[3] હતો એમ કહેવામાં આવે છે, પણ એ વાત છપ્પાઓમાંથી સ્ફુટ થતી નથી. એના વૈષ્ણવી દીક્ષાના ગુરુ તરફનો ભાવ એના ઉપરના છપ્પાની ઉપર આવેલા નીચેના છપ્પાઓમાં જણાય છે:

"વિચાર કહે પામ્યો શું અખા, જન્મ જન્મનો ક્યાં છે સખા.
બહુ કાળ હું રોતો રહ્યો, આવી અચાનક હરી પ્રગટ થયો.
ત્રણ મહાપુરુષ ને ચોથો આપ, જેનો ન થાય વેદે ઉથાપ,
અખે ગુરુ અંતર લીધો જાણ, ત્યાર પછી ઉઘડી મુજ વાણ.
પરાત્પર બ્રહ્મ પરગટ થયા, ગુણ દોષો તે દિનના ગયા,

---

૧. જયપુર ગયો, એવું ગુ. સા. માર્ગસ્તંભો અને "અખાની વાણી"ના "અખાનો પરિચય"માં મળે છે. પણ શ્રીગોકુલનાથજી જયપુર નહિ પણ ગોકુલમાં રહેતા હતા, એણે "ગુરુ કરવાને ગોકુલ ગયો" એમ લખ્યું પણ છે જુઓ 'અખો', પૃ. ૮ અને 'અખાની વાણી', પૃ. ૧૬૦.

૨. જુઓ અખો પૃ. ૮. આના જુદા જુદા પાઠ અનેક છે, પણ સધ્ધર અને સંગત પાઠ આ છે, એમ સ્વ. દી. બ. નર્મદાશંકર દે. મહેતા માને છે.

૩. બેશક, એ ઢોંગી પેટભરા વૈષ્ણવોને ધિક્કારે છે જ; એમાં એણે ખોટું શું કર્યું છે? શ્રીવલ્લભાચાર્યજીના એક વંશજ શ્રીહરિરાયજીએ એવા વંચક નામધારીઓને ઉઘાડા પાડ્યા જ છે (દુઃસંગવિજ્ઞાનપ્રકાર-નિરૂપણ ગ્રંથમાં).

અચ્યુત આવ્યાનું એ એંધાણ, ચળ્યું ન ચાવે એ અખો અનજાણ.
જે નરને આતમા ગુરુ થશે, કહ્યું અખાનું તે પ્રીછશે."

એને બ્રહ્મસબંધની દીક્ષા પછી શ્રીગોકુલનાથજીના સત્સંગથી 'વાણી ઊઘડી'[1] અને એ કવિતા કરવા મંડયો, એવો ઉપરના છપ્પામાં નિર્દેશ છે. સ્વ. નર્મદાશંકર મહેતાને મતે[2] ત્રણ મહાપુરુષો તે બીજા કોઈ નહિ પણ શ્રીવલ્લભાચાર્યજી, એમના પુત્ર શ્રીવિઠ્ઠલનાથજી, અને એમના પુત્ર શ્રીગોકુલનાથજી છે, કેમકે પછી તરત જ નીચે "ગુરુ કર્યા મેં ગોકુલનાથ" એ છપ્પો આવે છે, જો કે એમણે અન્યત્ર વિકલ્પ[2] બતાવી ગુરુ પરમગુરુ અને પરાત્પર ગુરુ એવો પણ અર્થ કર્યો છે. બેશક, જ્ઞાનપિપાસાની શ્રીગોકુલનાથજી પાસે તૃપ્તિ થઇ નથી અને તેથી જ પોતે 'સગુરો' બન્યો છતાં એના વિચાર "નગુરા" રહ્યા.

ત્યાર પછી એ કાશી ગયો કહેવાય છે. ત્યાં પણ એને સંતોષ થયો નહિ, એમ છતાં કેટલોક વખત એ કાશીમાં જ સદ્ગુરુની શોધમાં રહ્યો. ફરતાં ફરતાં કાશીના મણિકર્ણિકા ઘાટ ઉપર એક ઝૂંપડામાં એક જ શિષ્યને વેદાંતનો અભ્યાસ કરાવતા એક સંન્યાસી પર એની નજર પડી. જ્ઞાનભૂખ્યો અખો ત્યાં ઝૂંપડાની પાછલી બાજૂ બેસી ઉપદેશનું શ્રવણ કરવા લાગ્યો. પ્રતિદિન એ આ પ્રમાણે આવી ઉપદેશ સાંભળવા લાગ્યો. વર્ષ પર્યંત એણે એ સંન્યાસીનો ઉપદેશ સાંભળ્યો અને એને ખાતરી થઈ કે ગુરુ થવાને આ જ સંન્યાસી પાત્ર છે. પણ પ્રકટ થવું કેવી રીતે? એક દિવસ એવો સંયોગ મળ્યો કે ગુરુ શિષ્યને ઉપદેશ આપતા હતા ત્યાં અચાનક ઝોકું આવ્યું અને શિષ્ય હૂંકારો ન ભણી શક્યો; ઝૂંપડી પાછળ બેઠેલો અખો તરત હૂંકારો ભણ્યો. ગુરુને આથી આશ્ચર્ય ઉત્પન્ન થયું. તપાસ કરતાં ઝૂંપડી પાછળ અખો માલૂમ પડ્યો. આમ છુપાઈ બેસવાનું કારણ પૂછતાં અખાએ પોતાનો સમગ્ર વૃત્તાંત કહી સંભળાવ્યો, અને બાર માસ સુધી જે કાંઈ શ્રવણ કર્યું તે પણ ટૂંકમાં કહી સંભળાવ્યું. એ ગુરુને એના પર વિશ્વાસ બેઠો અને એને

૧. અખાકૃત કાવ્યો, ભાગ ૧ લો, પ્રસ્તા. ૧૦ ૨. એજન, પૃ. ૬૧

ગુપ્ત દીક્ષા આપી. અહીં અખો ગુરુ પાસે વેદાંતશાસ્ત્રને લગતા ગ્રંથ ભણ્યો, એમ જનશ્રુતિ છે. આ ગુરુ વિશે આમ છતાં અખાએ ક્યાંય પણ નિર્દેશ કર્યો જાણવામાં નથી આવ્યો. અખા ગુરુ તરીકે "બ્રહ્માનંદ"ના નામનો નિર્દેશ કર્યો માનવામાં છે, એવાં કેટલાંક સ્થળ નીચે બતાવવામાં આવે છે :

(૧) "ચરણ ચીતવી સ્તુતિ કરૂં ચિદ શક્તિ બ્રહ્માનંદની."

(અખેગીતા ૧-૧)

(૨) "સદ્ગુરુની સંગત કરીએ, મન ક્રમ વચને તન મન ધરીએ
બ્રહ્માનંદ નિજ સુખ અનુસરીએ તો, મોટા મહિમા ગુરુદેવનો રે."

(અખાની વાણી, પૃ. ૨૮૬)

(૩) 'બ્રહ્માનંદ સાગરમાં ઝીલતાં, નવ જાણ્યું' તે દિન ને રાત"

(અખાની વાણી, પૃ. ૨૯૪)

(૪) "બ્રહ્માનંદ સ્વામી અનુભવ્યો રે, જગ ભાસ્યો છે બ્રહ્માકારે."

(અખાની વાણી, પૃ. ૨૯૬)

આ અવતરણોમાં 'બ્રહ્માનંદ"માં શ્લેષ હોવાનું સ્વ. દી. બ. ન દ. મહેતાએ જણાવ્યું છે એ મને બરાબર નથી લાગતું. કાશી જઈને એ બ્રહ્માનંદ નામના કોઈ ગુરુનો શિષ્ય થયો હોય તોયે ઉપરનાં અવતરણોમાં બ્રહ્માનંદ એ "બ્રહ્મનો આનંદ" એ જ અર્થમાં છે અખેગીતાના આરંભમાં એ સ્પષ્ટ અર્થ જ છે. ત્રીજા અવતરણમાં ગુરુનુ નામ બ્રહ્માનંદ ઉદ્દિષ્ટ છે, એમ માનવા એક વાર દિલ લલચાય છે. આમાંથી બીજા અવતરણમાં ગુરુજીની કૃપાના ફલરૂપે બ્રહ્મનો આનંદ ઉદ્દિષ્ટ છે; ગુરુનું નામ બ્રહ્માનંદ એટલે ગુરુના મહિમાએ શિષ્યને બ્રહ્મનો આનંદ મળે છે, એમ કહેવું હોત તો વાક્યરચના એ રૂપમાં એ ન આપત. "નિજ"ને સ્થાને "નામ"પાઠ હોત તો એમ માનવા દિલ થાત. ચોથા અવતરણમાં "બ્રહ્માનંદ સ્વામી"એવું ભ્રામક શબ્દયુગ્મ છે."બ્રહ્માનંદ સ્વામીએ જેનો અનુભવ કર્યો તે જગત બ્રહ્માકારે દેખાયું" એમ અર્થ આમાંથી કરવામાં આવે તો એમાંથી "બ્રહ્માનંદ" ગુરુનામ નીકળે; પણ એમ કરવા માટે 'અનુભવાવ્યો શબ્દ જોઈયે,

યા "અનુભાવ્યો." અખો તો "અનુભવ્યો" કહે છે, તેથી અખાએ જાતે બ્રહ્માનંદનો અનુભવ કર્યો એને પરિણામે જગત બ્રહ્માકાર ભાસ્યું સ્વામી એ બ્રહ્મને માટે છે, જેવું "સેહેજાનંદ." આમ એમાં ગુરુના નામનો સંબંધ જણાતો નથી એમ "બ્રહ્માનંદ" એવી વ્યક્તિ જ કોઈ ગુરુ છે એ જ અખાના કવનમાંથી ક્યાંય સ્પષ્ટ નીકળતું નથી. અને નરહરિ ગોપાલ અને બૂટિયાનાં ચરિત્રમાં કહેવામાં આવ્યું છે[1] તેમ એ ચારેનો કોઈ એક ગુરુ હોવાનું પુરવાર નથી થઈ શકતું, કેમકે નરહરિ અને બૂટિયો ગુરુનાં નામ અખાની જેમ આપતા નથી, જ્યારે ગોપાલ તો સ્પષ્ટ રીતે "સોમરાજ" નામ નોંધે છે. અખાના કવનકાળમાં સોમરાજનું અસ્તિત્વ અમદાવાદમાં હોવાની સંભાવના છે, પણ એ જ સોમરાજ અખાનો ગુરુ હોવા વિશે એક પણ પુરાવો અદ્યાપિ ક્યાંયથી મળ્યો નથી. આજે છે એનાં જેવી લગભગ અખા-ગોપાલના સમયમાં અમદાવાદની જાહોજલાલી હતી; અહીં અનેક સાધુ સંતો આવતા હશે, તેમ આવી રહ્યા પણ હશે. સોમરાજ એવો કોઈ છે; એવા કોઈ અન્યનો અખાને અહીં લાભ મળ્યો હોય યા જનશ્રુતિ કહે છે તે પ્રમાણે કાશી કે ક્યાંય અન્ય સ્થળે કોઈ ગુરુનો ભેટો થયો હોય. ગોપાલનો ગુરુ સોમરાજ પણ સામાન્ય વ્યક્તિ હોય એવું નથી લાગતું; ગોપાલની કવિતામાં ઝરતું જ્ઞાન એ સમર્થ ગુરુના ઉપદેશનું પરિણામ છે એ નિર્વિવાદ છે. એ જ ગુરુની અખાને પણ કાંઇ અને કાંઈ મદદ મળી હોય એવું ભવિષ્યમાં સિદ્ધ થાય તો એક ગુરુની કલ્પના ટકી શકે. ગમે તે હો, અખા ઉપર કોઈ અસાધારણ ગુરુની કૃપા ઊતરી છે એ નિર્વિવાદ છે.

ગુરુ તરફનો અસાધારણ ભક્તિભાવ એણે વ્યક્ત કર્યો છે :

"ચર્ણ ચીતવી સ્તુતિ કરૂં **ચિદ શકિત બ્રહ્માનંદની** ।
અણછતો અષો અધ્યારોપ કરે કથા નીજ આનંદની ॥૨॥
ગુરુ ગોવ્યંદ ગોવ્દંદ ગુર નામ યુગ્મ રૂપ એક ।
તેહને સ્તવ્યૂં નીચો નમી કરૂં બૂધ્યમાંન્યે હૂં વિવેક ॥૩॥

---

૧. જુઓ આ પૂર્વે ૫૪૫, ૫૫૪-૫૫, ૫૬૨.

પરાતપર પરબ્રહ્મ ચે તે મન વાંણીને અગંમ્ય ।
તેહેનો લક્ષ આપી શકે તે માટે ગુરુ તે બ્રહ્મ ॥૪॥
સ્વાંન શૂકર બ્યડાલ પર તેહેના ટાલાનો ચે જંત ।
તેને મૂક હરી હરી ચેહને મલે સદગુરૂ સંત ॥૫॥
ગુરૂમહિમા છે અત્ય ઘણો રે સમજે સંત સુજાંણ ।
તે ગુરૂ ગોવ્યંદ એકતા ભજે ચેહેને લાગાં સદગુરુબાણ ॥૬॥
યમ રવી દેખાડે રવીધાંમને ત્યમ ગુરૂ દેખાડે રામ ।
તે માટે હરી તે ગુરૂ ગુરુ ગોવ્યંદ એહેવૂં નામ ॥૭॥
ચાહીન સમી તે સંતની ચે ગુરૂ ગોવ્યંદ એક તાં ભજે ।
યમ બીબામાંહે રસ ભરચો વણઘડો રૂપ નીપજે ॥૮॥
યમ સૌવર્ણ કેરી મોહોર માંહે અંન્ય મુદ્રા છે અત્ય ઘણી ।
ત્યમ ગુરુભજન માંહાં સર્વ આવે જો મન વસે ગુરૂચર્ણ ભ્યણી॥૯॥
યમ બધિર ન જાણે નાદસુખ સ્વાદ નોહે રસના વીના ।
ત્યમ ગુરુ વિના હરી નવ્ય મલે યમ ભોગ ન પામે નિર્ધનાં ॥૧૦॥"[૧]

અખાએ એવા કોઈ સમર્થ ગુરુ પાસેથી મેળવેલા વેદાંતજ્ઞાનનો ઉપયોગ સરસ્વતીને ચરણે ધર્યો; એની કાવ્યશક્તિ ખીલી. એ એક પછી એક કૃતિ માતૃભાષાને અર્પવા લાગ્યો. સં. ૧૭૦૫ માં તો નિશ્ચિત રીતે એણે એની 'અખેગીતા' રચી:

"સંવત સત્તર પચલોતરો, શુકલપક્ષ ચૈત્ર માસ;
સોમવાર રામનવમી, પૂરણ ગ્રંથ પ્રકાશ"

(કડવું ૪૦-૧૧)[૨]

એનો કાવ્યવેગ ખૂબ વધ્યો હતો એનાં કાવ્યોમાં અનુભવબિંદુ કૈવલ્યગીતા [૩]ગુરુશિષ્યસંવાદ ચિત્તવિચારસંવાદ પંચીકરણ બ્રહ્મ-

૧. સં. ૧૭૭૪ની "અખેગીતા"ની હાથપ્રત

૨ જુઓ અખાકૃત કાવ્યો—ભાગ ૧ લો, પૃ. ૫૫. કોઈ પ્રતમાં ૧૭૦૯ પણ મળે છે; પણ ૧૭૦૫ ગાણિતિક દૃષ્ટિએ ખરું વર્ષ છે.

૩ આ કાવ્ય ૧૭૦૬માં રચ્યાનો ફા સ. હ લિ. નં. ૩૩૬-અખેગીતાની હાથપ્રતમાં ઉલ્લેખ છે. "અપ્રસિદ્ધ અક્ષરવાણી" (અખાકૃત કાવ્યો ભાગ ૨ જો. ગુ. વિ. સ )ની પ્રસ્તાવનામાં એને સંમતિ આપી છે. એમ હોય તો અખેગીતા પૂર્વેની આ કૃતિ માનવી જોઈએ

લીલા સંતપ્રિયા એ ખંડકાવ્યો છે; બાકી પ્રકીર્ણ કવિત્ત, છપ્પા (ષટ્પદી), ચોપદી સાખીઓ, માસ, વાર, વિષ્ણુપદ, ધુઆર્ય, દૂહા-પરજિયા વગેરે તેમજ કેટલાંક પદ એ એની છૂટક કૃતિઓ છે. એ બધામાં એણે જ્ઞાનમાર્ગની ઉચ્ચ ભૂમિકા તેમજ જગતની ક્ષુલ્લકતા બતાવી છે. એણે ચાલુ દેશીઓ ઉપરાંત પ્રકીર્ણ માત્રામેળ છંદો જેવા કે દોહા સોરઠા ચોપાઈ કુંડલિયા સવૈયા વગેરેનો ઉપયોગ કર્યો છે. એના છપ્પા તે પિંગલમાં નિર્દિષ્ટ રોળા અને ઉલ્લાલના મિશ્રણવાળા[1] છપ્પા જેમ છે, તેમ જુદી રીતે પ્રયોજેલા ષટ્પદી ચોપાઈરૂપે પણ છે. આ પાછલા પ્રકારની કવિતા અખાની પૂર્વે એક માત્ર બંધારા કવિ માંડણે "પ્રબોધબત્રીશી"માં પ્રયોજી છે.[2] અખા પછી એનો ફરી કોઈએ ઉપયોગ કર્યો જાણવામાં નથી.

એની કાવ્યપ્રવૃત્તિ ક્યારથી શરૂ થઈ એ વિશે મતભેદ છે; પણ સામાન્ય રીતે એમ માનવામાં બાધ નથી કે યાત્રાઓ કર્યા પછી પોતાની પ્રૌઢ વયે એણે કાવ્યપ્રવૃત્તિ હાથ ધરી. એણે એના "કુટકળ-અંગ"ના આરંભમાં કહ્યું છે કે—

"તિલક કરતાં ત્રેપન વહ્યાં, જપમાળાનાં નાકાં ગયાં,
તીરથ ફરી ફરી થાકયા ચર્ણ, તોએ ન પહોંચ્યા હરિને શર્ણ."

આ પૂર્વે એવો સિદ્ધાંત સ્વ અંબાલાલ બુ. જાની વગેરેએ સ્થાપ્યો છે કે[3] અખાની કાવ્યરચનપ્રવૃત્તિ બાવનમે વર્ષે થઈ. એના સમર્થનમાં કેટલીક પંક્તિઓ મૂકવામાં આવી છે; જેવી કે

(૧) "બાવનથી બુદ્ધ આધી ઘટી, ભણ્યાથી રહી ઉલટી."
(પ્રાપ્તિ અંગ, ૨૪૨)

(૨) "બાવન બાહરો રે, હરિ નાવે વાણી માંહ."
(અખાનું પદ ૧૯ મું)

(૩) "રાખ્ય આશરો અક્ષરનો અખા, જે છે બાવનથી વળી બાર."
(અખાનું પદ ૩૭ મું)

---

૧. "અનુભવબિંદુ"માં શુદ્ધ છપ્પા પિંગલ પ્રમાણેના છે.
૨. જુઓ આ પૂર્વે પૃ. ૭૯–૮૫.
૩. બીજી ગુજ. સા. પરિ. રિપોર્ટ, પૃ. ૫ વગેરે

(૪) "બાલું બાવન માંહ્ય; જે બુદ્ધે વિલાસ બુધ્યે કર્યો.
સોરઠા ૧૧૧)

પણ આમાં તો વર્ણમાલાના બાવન અક્ષરોની પર, એટલે કે બ્રહ્મ અક્ષરાતીત છે, એવો સ્પષ્ટ આશય છે; એટલે આ પંક્તિઓથી બાવનમે વર્ષે કાવ્યપ્રવૃત્તિ શરૂ કરી એમ કહેવું વાજબી નથી. એને માટે તો "તિલક કરતાં ત્રેપન વહ્યાં" એ જ પંક્તિ વાજબી છે, જે ૫૩ વર્ષ પછી "કુટકળ અંગ"ની રચના થયાનું સ્પષ્ટ કહે છે.

અખાએ આમ ત્રેપન વર્ષ પર્યંત હરિનામના જપ કર્યા હોય, એવું સ્પષ્ટ થાય છે. આટલી ઉમરે પણ એને હરિશરણ સિદ્ધ નથી થતું એની એ વેદના એણે કાશીમાં જઈ વામી કહેવાય છે. એણે આત્મસ્વરૂપનું ત્યાં જ્ઞાન મેળવ્યું સંભવે છે, એ એની વાણીમાં ઠેર ઠેર જોઈજાણી શકાય છે. સમકાલીન નરહરિ અને ગોપાલની કૃતિઓ વેદાંત ગ્રન્થોના આશય લઇ રચાયેલી છે તેમાં એ કવિઓનો ખાસ જાતઅનુભવ નથી. એથી ઊલટું, અખાનો શબ્દેશબ્દ જાત–અનુભવનો છે. એણે પરંપરાવાળું પણ સમર્થ ગાયું, તેથી જ નરસિંહ મહેતો જેમ ભક્તિમાર્ગનો સ્વાનુભવી કવિ છે તેવો જ અખો જ્ઞાનમાર્ગનો સ્વાનુભવી કવિ છે. અખાની પૂર્વે થયેલો કે પછી થયેલો કોઈ જ્ઞાની કવિ એથી જ અખાની તોલે આવી શકવાની સ્થિતિમાં નથી.

અખાએ ગુજરાતી ભાષા ઉપરાંત વ્રજભાષાની છાંટવાળી તત્કાલીન હિંદી ભાષામાં પણ પદો-છપ્પા–સવૈયા વગેરે રચ્યાં છે. સંતપ્રિયા અને બ્રહ્મલીલા એવી કૃતિઓ છે. હિંદી ભાષામાં પણ ગુજરાતીની જેમ જ માર કરનારી એણે કવિતા લખી છે.

એ ક્યારે ગુજરી ગયો, એ જાણી શકાતું નથી. અત્યારે સામાન્ય રીતે ૧૭૩૦–૩૧ આસપાસ એ વિલીન થયો મનાય છે. એમ કહેવાય છે કે એણે પ્રેમાનંદના શિષ્યમંડળને જોયું હોય. એના છપ્પાના "કુટકળ અંગ"માં પ્રાપ્ત થતી કેટલીક કડીઓથી

એવી કલ્પના અસ્તિત્વમાં આવી છે.[1] વસ્તુસ્થિતિએ સામાન્ય માણભટ્ટને ઉદ્દેશીને જ એની એ ઉક્તિ જણાય છે :

"અલ્પાનંદી પોતાને **પ્રેમાનંદી** ભણે, જેમ વાંઝણી પુત્ર ખોળામાં ગણે.
વાંઝણી પુત્ર શોભા અભિમાન, પણ ઉદરમાં નથી ઉપન્યું ગણે સંતાન.
એમ **અલ્પાનંદી** પોતાને ગણે ભલ, **અખા પ્રેમાનંદ** નથી ઉપન્યો પલ.૭૨૮
એમ ગાય વજાડે ગુણીજન ઘણા, રંગે રૂપાળા નહિ કંઇ મણા,
કંઠે સૂર તાળી ને તાન, ગમે ગાંધર્વને પાતરનું જ્ઞાન.
પણ અખા એ તો કસબણ કહેવાય, પતિવ્રતા પૂર્વે તે ન ગાય.૭૨૯"

પ્રેમાનંદનો જીવનકાળ સં. ૧૬૯૨-૧૭૯૦ ગણાય છે. એની પહેલી કૃતિ "સ્વર્ગની નિસરણી" અને બીજી શંકિત કૃતિ "લક્ષ્મણાહરણ" (ર.સ.૧૭૨૦) છે પ્રેમાનંદે જે ટોળી સ્થાપી કહેવાય છે તે સં. ૧૭૨૦-૨૫ થી અસ્તિત્વમાં આવી હતી, એમ મનાય છે. આવી ટોળીનું અસ્તિત્વ જ શંકાસ્પદ છે, અને થઈ હોય તોયે પ્રેમાનંદની ઉત્તરાવસ્થામાં થઇ હોય. એની નિંદા અખાએ કરી એ કહેવું કાંઇક વધુ પડતું છે. "કુટકળ અંગ"નો પ્રસંગ જોતાં એ કોઈ વિશિષ્ટ વ્યક્તિને ઉદ્દેશી કહેતો હોય એવું જણાતું નથી. "લક્ષ્મણાહરણ" રચાયું મનાય છે ત્યારે અખાનું વય ૫૩+૧૫=૬૮ વર્ષનું તો હોય જ. પ્રેમાનંદની ખ્યાતિ એની આરંભની કૃતિઓથી જામી હોય એવું કોઇ રીતે માની શકાય એમ નથી.

અખાની થોકબંધ કૃતિઓ, ઢગલાબંધ સાખીઓ, પદો, છપ્પાઓ, દૂહાઓ, સોરઠાઓનું પૂર એટલું બધું છે કે એ થોડા સમયમાં રચાયાં જણાતાં નથી. કુટકળ અંગના છપ્પા ૫૩ મે વર્ષે રચ્યા હોય તો સંવત્સરનું કયું વર્ષ એ અખાનું ૫૩ મું વર્ષ થાય એ કહેવાનું આપણી પાસે કાંઇપણ સાધન નથી. અખેગીતા મને તો એની મોડી કૃતિ જણાય છે. આ કલ્પના સાચી હોય તો પ્રકીર્ણ કવિતા બધી એ પૂર્વે રચી હોય અને શ્રીગોકુલનાથજી ગોકુલમાં સં.

---

૧. જુઓ અખો, પૃ. ૧૦-૧૧.

૧૬૦૮–૧૬૯૭ વર્ષ દરમ્યાન બિરાજ્યા છે, એ જોતાં સં. ૧૬૯૭ પૂર્વે જ શ્રીગોકુલનાથજીના જીવનકાળમાં એણે કુટકળ અંગ વગેરે લખ્યાં હોય તો સંભવી શકે એમ છે કે એનું ૫૩ મું વર્ષ સં. ૧૭૦૫ ધારવામાં આવે છે એનાં કરતાંએ થોડાં વર્ષ વહેલું લઈ જવું જોઇયે; તો એનો જન્મસંવત્સર પણ સં. ૧૬૪૯ કરતાં વહેલો જાય; અને "પંચીકરણ"ની એક હાથપ્રતની ભાષા જોતાંયે એવા મંતવ્ય ઉપર આવવા કારણ મળે ખરું:

એ છિં પંચીકણ માહાવાક્ય એણિં હોઇ અનૂભવ પરીપાક ।
જક્તપણૂં જેહેનિં છિ સત્ય તેણિં કરવ્યી એહેની નીર્ત ॥૯૮॥
વેદ તણા વચન છિં એહ નીસીંધે થાઇ સોધિં તેહ ।
જીવનમૂક્ત તે તેહનૂં નાંમ જેણિં સંભાલૂં મૂલગૂં ધામ ॥૯૯॥
ન અવતરીઓ સરષો તેહ જેણિ ઇંમ સંભાલો દેહ ।
તેહનિં મૂક્તબંધ નોહિં અભીમાંન ન્યાંહાં જ્ઞાતા ન હીઝે તિં જ્ઞાન ॥૧૦૦॥
ત્રીપુટીરહીત તે છિં અવાચ્ય 'તંત્વમશી' પદ સાધ્યાં સાચ ।
શાહાસ્રારથ તેણિં પામ્યૂં જ્ઞાંન આતમ–અનૂભવ હવો વિજ્ઞાંન ॥૧૦૧॥
માંહાપદ માંહાં કલપ્યૂં વૃ દ્વૈત તે ઇમ સમઝિં થઇં અદ્વૈત ।
અહં બ્રંહ્મ છિં શબ્દ જ વીના એ સમઝિં વેતા આપના ॥૧૦૨॥
ઇતિ શ્રીપંચીકર્ણ માહાવાક્યની ટીકા કરી છિં વીષણવ અષાકર્ત છિ ॥"[1]

આમાં મધ્ય. ગુજ.ની ૪ થી મિશ્ર ભૂમિકા 'છિ, હવો' એ વગેરે રૂપોથી સ્પષ્ટ છે. અખાએ એ જ રૂપ સ્વીકાર્યું હોય તો એને સં. ૧૭૦૦ પૂર્વે જરા વહેલો લેવો જોઇયે. મને લાગે છે કે સં. ૧૭૦૫ માંથી ઓછામાં ઓછાં ૨૦ વર્ષ બાદ કરી સં. ૧૬૮૫–૧૭૦૫ એ ગાળો અખાના કવનકાળનો સ્વીકારવામાં આવે તો પંચીકરણની ભાષા અને અખેગીતાના રચ્યાવર્ષનો મેળ બરાબર બેસી જાય. અખેગીતામાં પણ જૂનું રૂપ સાચવી રાખ્યું હોય, જે પાછળની હાથપ્રતોમાં અર્વાચીન બન્યું હોય. જૂનામાં જૂના સં. ૧૭૭૪ની

૧. ગુજ. વિ. સ. હ. લિ. પુ. નં. ૩૨૮ની હાથપ્રતમાં ત્રુટક છે. આ પ્રતનું લખ્યાવર્ષ મળતું નથી; મળ્યું હોત તો નિર્ણય કરવામાં ઘણી સરળતા થાત.

હાથપ્રતમાં સ્વરૂપ અર્વાચીન ૧ લી ભૂમિકામાં-એટલે કે પ્રેમાનંદની સિદ્ધ ભાષામાં છે.

નરસિંહ અને મીરાંની ભક્તિજ્વાળા ક્યાંથી પ્રગટી એના ઉપર ખૂબ ચર્ચાઓ થઈ છે, પણ અખાની આ જ્ઞાનજ્વાળા ક્યાંથી ફૂટી એને વિશે કદી ક્યાંય પ્રશ્ન પુછાયો નથી. પોલીસકોર્ટમાં સિદ્ધ જેવા પુરાવા મળી જવાથી ફુલાયેલા ફોજદાર સાહેબ પછી સમર્થક પુરાવા ખોળવા ન બેસતાં આત્મવિશ્વાસ રાખી મુકદ્દમો ઉપરની કોર્ટમાં રજૂ કરે છે, જ્યાં સિદ્ધવત્ મનાયેલા પુરાવા સમર્થક પુરાવાઓને અભાવે તૂટી પડે છે અને મુકદ્દમો માર્યો જાય છે-તેવું જ અખાના વિષયમાં બન્યું છે. કાશીમાં બ્રહ્માનંદ ગુરુની કૃપા વરસી અને એના બળે અખાની વાણી ખૂલી, એ માની ચુકાયેલા સમર્થનમાં જનશ્રુતિ વિના એક પણ પુરાવો નથી. એટલે અખાને પ્રેરણા ક્યાંથી મળી એ પ્રશ્ન અસલ સ્વરૂપમાં જ આવી ઊભો રહે છે. એ ગુરુ કરવા ગોકુળ ગયાનું પોતે જ લખે છે; જેમકે

"ઘણાં કૃત્ય કર્યાં મેં બાહ્ય, તોએ ન ભાગી મનની દાઝ.
દર્શન વેશ જોઇ બહુ રહ્યો, પછે ગુરુ કરવાને ગોકુળ ગયો. ૧૬૬"૧

અને અગાઉ જણાવ્યું છે તેમ એણે વૈષ્ણવી દીક્ષા લીધી; અને ત્રણ મહાપુરુષો મળ્યા તે કોણ એ અગાઉ કહેવામા આવ્યું છે. એ જ ત્રણ મહાપુરુષો ન હોય તો સ્વ. દી. બ. નર્મદાશંકરભાઇએ બીજો વિકલ્પ બતાવ્યો છે તેમ ગુરુ પરમગુરુ પરાત્પર ગુરુ એ ત્રણ એને મળ્યા અને વાણી ખીલી; એણે કાવ્યપ્રવાહ પુષ્કળ વહાવ્યો. આ એની જ્ઞાનજ્વાળાની શરૂઆતનું કારણ? આ પ્રશ્ન જ પ્રશ્ન ઊભો કરે છે: અખાએ શું આ બધું નવીન અવતાર્યું? એની પૂર્વે એના જેવી કવિતા ન જ મળતી હોય તો એની જ એ નવીનતા ખરી, પણ એમ, ગુજરાતી સાહિત્યનો ઇતિહાસ જોતાં, જણાતું નથી. અખાની કવિતાનો સ્વપ્રતિભોત્થ વેગ ગાળી નાખતાં ભીતરમાં દોઢસો વર્ષ ઉપર ચયેલો માંડણ બંધારો ડોકિયાં કરે છે. ગુજરાતી સાહિત્યના ઇતિહાસ-

૧. અખાની વાણી, પૃ. ૧૬૦

માં માંડણ બંધારો જૂનો જ્ઞાની કવિ છે. અખાનો તનમનાટ અને આત્મસાક્ષાત્કાર માંડણમાં નથી, પણ એ પ્રકારનાં કાવ્યઝરણ તો એમાં દેખાય છે જ. એ બંનેની સરખામણી કરિયે તો—

| માંડણ | અખો |
|---|---|
| (૧) ષટ્પદીચોપાઇ-કાવ્યબંધનો પ્રેમી | (૧) ષટ્પદી ચોપાઈ-કાવ્યબંધનો પ્રેમી |
| (૨) ખૂબ ફરેલો | (૨) ખૂબ ફરેલો |
| (૩) ઢોંગી ધર્મગુરુઓનો વિરોધી | (૩) ઢોંગી ધર્મગુરુઓનો વિરોધી |
| (૪) સમાજના સડાનો વિરોધી | (૪) સમાજના સડાનો વિરોધી |
| (૫) હૃદયનો વૈષ્ણવ | (૫) હૃદયનો વૈષ્ણવ |
| (૬) ગુરુ તરફ સંપૂર્ણ આદર | (૬) ગુરુ તરફ સંપૂર્ણ આદર |
| (૭) જ્ઞાની કવિ | (૭) જ્ઞાની કવિ |

—સર્વસામાન્ય જે સામ્ય છે તે આટલું છે. બે વચ્ચે જબરદસ્ત જે તફાવત છે તે એ કે એક **ફક્ત ઉપદેશક** છે, બીજો **પ્રતિભાશાળી તનમનાટવાળો** કવિ છે; પણ એ ઉપદેશકનાં વાવેલાં બીજોનો તદ્દન સ્વતંત્ર-સર્વતંત્રસ્વતંત્ર વિકાસ કરનારો માળી છે, એ લેશ પણ ભુલાવું ન જોઇયે

(૧) ઉપરના સાત મુદ્દાઓમાંનો પહેલો મુદ્દો તો પ્રત્યક્ષનો જ વિષય છે. અખાએ ષટ્પદી ચોપાઇ એટલે કે ચોપાઈનાં છ ચરણોની એક કડી એવી રીતે અનેક અંગ લખી નાખ્યાં છે. એણે કડવાબદ્ધ અખેગીતા, દોહા-ચોપાઈબંધની કવિતા, ચાલુ રોળા-ઉલ્લાલના છપ્પા, દૂહા પરજિયા, સોરઠા, સાખીઓ અને પદો સિવાયની બીજી બધી કવિતા ષટ્પદી ચોપાઈમાં લખી છે. એ ષટ્પદી ચોપાઈ ગુજરાતી સાહિત્યમાં પ્રયોજનારા માત્ર બે કવિઓ : માંડણ અને અખો. દોઢસો વર્ષમાં કે પછી આ જ સુધી કોઇએ એ ષટ્પદી ચોપાઈ પ્રયોજી નથી. માંડણની ષટ્પદી ચોપાઇનો નમૂનો અગાઉ આવી ગયો છે.[1] એણે કહેવતોનો થર કર્યો છે, તેવો થર અખાએ નથી કર્યો; છતાં એ ચોપાઈઓની શબ્દાવલીઓ અને કહેવતો અખામાં અત્રતત્ર આવી ગઈ છે

૧. આ પૂર્વે પૃ. ૮૦

| માંડણ | અખો |
| --- | --- |
| ૧. આગઇ કવિ ગ્યા મોટા કવિ<br>જે બોલઇ તે વાણી નવી. | ૧. કવિતા ઘણા કવી ગયા<br>અદ્યાપિ કવે પ્રત્યક્ષ રહ્યા. |
| ૨. ખિણ સાંભલવા શ્રોતા મિલ્યા<br>જાણો તિલ કોદ્રવામાં ભલ્યા<br>તેહની ઘયસિ ન ઘાણી હોઇ<br>વાચિ વ્યાસ ન બૂઝઇ કોઈ. | ૨. અંધે અંધ અંધારે મળ્યા<br>જેમ તલમાં કોદરા મળ્યા<br>ઘેંસ ન થાય ન થાય ઘાણી.<br>.......................... |
| ૩. સસરુ અંધ નઇ વહુ સરગટુ. | ૩. આંધળો સસરો ને સણુગટ વહુ. |
| ૪. પાપમતીના મદિરા પીધ<br>વઢકણી વહુ નઇ પીય પક્ષ કીધ | ૪... ..........................<br>વઢકણી વહુએ દીકરો જણ્યો. |
| ૫. પરણી નારી તજી વનિ ગયુ<br>આલસ અંગિ તપસિ થયુ<br>કામબાણ ન સકયુ જાલવી<br>રડવડતી સ્ત્રી આણી નવી<br>શ્વાન ભસાવઇ હીંડઇ સકયુ<br>બાહરિ ન ગ્યુ ઘર ન રાખી શકયુ. | ૫. અંગ આળસ ને તપસી થયો<br>ઘર મેલીને વનમાં ગયો,<br>કામબાણ ન શકયો જાળવી<br>રડવડતી એક આણી નવી,<br>શ્વાન ભસાવે હીંડે છકયે'<br>અખ્યા હગ્યો નહિ ને ઘર નવ રખ્યો. |

આ તો માત્ર પાંચ નમૂના જ આપ્યા છે. આવાં સામ્ય ઘણાં છે. "અખો–એક અધ્યયન" એ ગ્રંથમાં શ્રી. ઉમાશંકર જોશીએ આપેલાં અનેક ઉદાહરણોનું અહીં અનુસંધાન કરવું.[1]

(૨) બંને જણા ખૂબ ફરેલા હતા માંડણના વિષયમાં આ પૂર્વે સૂચવાયું છે.[2] અખો "તીરથ ફરી ફરી થાકયા ચણ્"નું સૂચન કરે છે.

(૩) ઢોંગી ધર્મગુરુઓના બંને વિરોધી હતા. માંડણનો એ વિશેનો મત આ પૂર્વે આવી જાય છે.[3] અખો તો સ્પષ્ટ જણાવે છે કે

"ગુરુ થૈ બેઠો હોંશે કરી, કંઠે પાણ શકે કયમ તરી:
જ્યમ નાર નાંનડી હતું પ્રસૂત, વળતી વાધે નૈં અદ્‌ભુત;

૧. ગુ. વિ. સ. તરફથી પ્રસિદ્ધ છપાયા પૂર્વે એનો ઉપયોગ કરવા દેવા માટે ભાઇશ્રી જોશીનો હું ઋણી છું.

૨. આ પૂર્વે પૃ. ૮૪ ૩. આ પૂર્વે પૃ. ૮૦

શિષ્યને ભારે ભારે રહ્યો, અખા તે મૂળગેથો ગયો. ૧૨
પોતે હરિને નથી લેશ, હાંડી બેઠા ગુરુનો વેશ;
સાપના ઘેર પરોણો સાપ, મુખ ચાટી ચાટ્યો ઘેર આપ,
એવા ગુરુ ઘણા સંસાર, તે અખા શું મુકે ભવપાર. ૧૩"[1]

(૪) સમાજના સડાઓનો વિરોધ માંડણે સ્વલ્પ જેવો પણ કર્યો છે; જેવો કે

"ટીલાં કોઠંઇ મ ટોહર થાઇ, મૂઢ મિરિડો મંડન કંઇ,
હોઠ હલાવિ જંપ નાખિવું પૂજા ઘાટ મસિ લહલવું,
એ વિધિ જાણું ડંભક તણી, ખા ચોરીનઇ ગૂલ આપણું.૮૯"
(પાખંડવીશી, પૃ. ૧૧)

અખાએ એનાં અંગોમાં વેશનિંદાઅંગ, આભડછેટઅંગ, દંભ-ભક્તિઅંગ જ્ઞાનદગ્ધઅંગ વેશવિચારઅંગ, અજ્ઞાનઅંગ, કુટકળઅંગ એ વગેરે અંગોમાં સમાજમાં ચાલતાં દંભ વગેરે ઉપર વારંવાર પુષ્કળ ટકોર કરી છે. આભડછેટઅંગમાં એ કહે છે:

"આભડછેટ અંત્યજની જણી, બ્રાહ્મણ વૈષ્ણવ કીધા ઘણી;
બારે માસ ભોગવે એ બે, સૌને વેર આવી ગઇ રહે,
અખા હરિ જાણે જડ જાય, નહિં તો મનસા વાચા પેશી રે કાય.૯

× × × ×

ઈશ્વર જાણે તે આચાર, એ તો છે ઉપલો ઉપચાર;
મીઠાં મોળાં માન્યાં દ્રાક્ષ, અન્ન, નોય અન્નમાંની રાખ;
સોનામુખી સોનું નવ થાય, અખા આંધળીને પાથરતાં વાણું વાય."[1]

(૫) બંને હૃદયના પક્કા વૈષ્ણવ છે, હરિમાં પૂર્ણ શ્રદ્ધાવાળા છે. માંડણ વૈષ્ણવ છે, એ અગાઉ બતાવ્યું છે,[2] જ્યારે

"હરિ પામવ સૌ તપ કરે, અખો હરિમાં મેળે ફરે;
મારે સમરસ શેજ સંયોગ, સાવ સ્વતંતર પામ્યો ભોગ,
જેમ ભરસાગરે તીમિંગલ રમે; હું હરિમાં તો દેહ કોણ દમે. ૨૫૭
પેરે પેરે મેં જોયું મથી, જે હરિ વિના પદારથ નથી:

૧. અખાની વાણી, પૃ. ૧૪૩ ૨. આ પૂર્વે પૃ. ૭૯

તો આઠ મેંતનો હુ જે ઘડચો, તે ક્યાં અળગો જઈ પડયો,
એમ જોતાં હરિ લાગ્યો હાથ, ટળ્યો અખો ને એ રહી આથ્ય. ૨૫૮"

અખા જેવો ચુસ્ત જ્ઞાની પણ ગોપીભક્તિ પાછળ ગાંડો જણાય છે; એ ગોપીભક્તિમાં દોષ નથી જોતો:

"જ્ઞાની વિહારી ગોપી જશા, તે જ જ્ઞાની જે'ને ગોપીની દશા;
ગોપી ભૂલી ઘર ને બાર, ગોપી ભૂલી કુટુંબ પરિવાર;
પોતાની દેહ પણ ભૂલી ગઇ, અખા કામની કુલવંત થઇ. ૧૯૭
પ્રસન્ન થઇ પ્રભુપ્રેમ મળ્યો, જગ જોગારથ કરવો ટળ્યે;
વિધિ નિષેધ ને થાપ ઉથાપ, સંકલ્પ વિકલ્પ ટળ્યો સંતાપ,
પ્રગટચો ઉરમાં પ્રેમાનંદ, પિયે સુધારસ પ્રમદાવૃંદ,
સખી સમાગમ સદા નિજ ધામ, અખા અક્ષયરસ તેનું નામ. ૧૯૮"[2]

શાંકરવેદાંતના સમર્થ પંડિત શ્રીમધુસૂદન સરસ્વતી અસામાન્ય કૃષ્ણભક્ત હતા અને कृष्णात्परं किमपि तत्त्वमहं न जाने કહી કૃષ્ણની પરાત્પરતા કહેતા, તેવી અખાના હૃદયમાં ગોપી અને કૃષ્ણની સર્વશ્રેષ્ઠતા ઉપરની ચોપાઇઓમાં સ્પષ્ટ થાય છે. પણ એમ થવામાં મને કારણ એનો વૈષ્ણવ દીક્ષાને કારણેનો અનુભવ મુખ્ય લાગે છે. એના વેદાંતમતમાં પણ જગત ફીડાભાંડ છે એવી મતલબની કવિતામાં શ્રીવલ્લભાચાર્યજીના શુદ્ધાદ્વૈતવાદની છાયા દેખાય છે. (જુઓ નીચે અને પછી પૃ. ૫૮૦.)

ભક્તિ જ્ઞાન અને વૈરાગ્ય એ ત્રણે માર્ગથી મોક્ષ મળવામાં એ માને છે. જ્ઞાનમાર્ગીય છતાં ભક્તિ તરફનો જે એનો પ્રેમ છે એ એના ઉપર વૈષ્ણવી અસર છે. એનું આખું જીવન એક જ્ઞાનમાર્ગીય ભક્તનું છે, જેમાં એનો વૈદાંતિક સિદ્ધાંત કેવલાદ્વૈત છે. ભક્તિ તરફનો એનો અનુરાગ જુઓ:

"ઉવેષે નહીં કોહેંને એ તો આતમા વિલશી રહ્યો ।
યેહને ભાગ્વત ગાએ' ગીતા, ઉપનીષેદે' યે કહ્યો ॥૨॥
ભક્ત તે યે એમ જાંણે જાંણીને રદયા ધરે' ।
સ્વામી માહારો રહ્યા સઘલેં અહર્નિશ ચ્યંતન એ કરે' ॥૩॥

૧. અખાની વાણી, પૃ. ૧૭૧ ૨. એજન, પૃ. ૨૧૮

ભુવન ત્રણ્ય માંહાં રહ્યો પૂરી પૂરણ સ્વેં પરમાત્મા ।
પોત તે પીઉથી નિરંતર ભેદ દેખૂ હું આત્ય માંહાં ॥૪॥
માહારો રામ રમે છે સર્વ વિષેં એમ હેત્યેં હીંસે મંન ।
હરી કહેં હરી સાંભલે હરીનેં સોંપે તંન ॥૫॥
નિત્ય રાસ નારાંણ્યનો દેખેં તે અનંત અપાર ।
યાંહા જેહેવો ત્યાહાં તેહવો નારાયણ નરનારય ॥૬॥
ગદગદ કંઠે ગાતેં થકે રોમાંચિત હોએ ગાત્ર ।
હર્ષ આંસૂ દેત હ્રિદે પ્રેમ કેરૂં તે પાત્ર ॥૭॥
નવનીત સરખૂં રદે કોમલ કહ્યુ ન જાએં હેત ॥
આંક્ષમાંહાં અંમ્રત ભરયૂં ભક્તિ કેરૂં તે ખેત્ર ॥૮॥
ખાતો પીતો બોલતો દેખેં તે સઘલેં રામ ।
વેધ્યૂ મન રહે તેહનૂ શથલ સંસારી કામ ॥૯॥
યમ જાર-લૂબધી યુવતી તેહનૂ મન રહે પ્રીતમ પાસ ।
અહનીંશ રહે આલોચતી ભાઇ એહવૂં મન હરીદાસ ॥૧૦॥"[1]

(૬) ગુરુ તરફનો સંપૂર્ણ આદર બંનેમાં ઠીક મળે છે. માંડણે ગુરુપ્રેમ નીચે મુજબ વ્યક્ત કર્યો છે :

"માંડણ ભણઇ શ્રીગુરુપ્રસાદિ, પારિ ગયા બહુ આદિ અનાદિ,
ચેહ નરિ પ્રબોધ માનીયા, ગયા વૈકુંઠિ આપ શિખિકાયા,
કર અક્ષર શ્રુતિ મેહલ્યા લિખિ, રાજા રાજ્ય પ્રજા હુઇ સુખી.૬૪૦"
(સંતોષવીશી, પૃ. ૭૯)

અખો તો ગુરુ માટે અસાધારણ પ્રેમ બતાવે છે. અખાના પ્રત્યેક કાવ્યમાં ગુરુ માટેનો આદર એણે અસાધારણ બતાવ્યો છે, એ આ પૂર્વે બતાવવામાં પણ આવ્યું છે. અખેગીતાના પ્રત્યેક કડવાને અંતે "સેવો હરિ–ગુરુ–સંતને" એ ચરણમાં એનો ગુરુપ્રેમ સ્પષ્ટ છે; એ ગુરુ અને ગોવિંદને એક જ માને છે. કેટલીક વાર તો એમ જ લાગે છે કે પ્રભુ જ એના ગુરુ છે :

"ગરવા ગુરુ મળ્યા રે, એવા સત નિરંજન દેવ;
મિષ્ટ વચન ગુરુદેવનાં, તેનો વિરલા જાણે ભેવ. ૧

---

[1] સં. ૧૯૭૪ની જૂની હાથપ્રતમાંથી

જેને જાત વરણ આશ્રમ નહીં, ને સહેજપણે અવધૂત,
ગુણ સાથે નહિ યોજના, સ્પર્શે નહિ પંચભૂત. ૨
અખિલ જગત ગુરુમાં રહે, અને ગુરુ રહે નિરાધાર;
અન્ય-આશ્રિત નહિ ગુરુ વિષે, તે રહે પરાને પાર. ૩
એ અચરજ ગુરુનું ઘણું, જે અરૂપી ને અણલિંગ;
સ્વભાવે સાક્ષી તે સદા, પ્રતિબિંબે પંચ રંગ. ૪
સામર્થ્યે સઘળે રહે અને સ્વયં રહે સંત પાસ;
ત્યાં મેળાવો અખા માહેરો, એ તો સ્વયં મળે અવિનાશ. ૫"[1]

(૭) બંને જેણા જ્ઞાની કવિ છે, એ વિષયમાં અહીં લંબાણ કરવાની જરૂર નથી.

આ ચર્ચા પછી એટલું મુખ્યત્વે સમજવાની સરળતા થશે કે કોઈ અને કોઈ રીતે અખા ઉપર માંડણ બંધારાની અસર છે; એની પરંપરાનો એ એકમાત્ર વિકાસક છે. અને આજે ષટ્પદી ચોપાઈના વિષયમાં અખાનું અસાધારણત્વ તુલસીદાસની ચોપાઈથી જરાયે ઊતારતા પ્રકારનું નથી. અખાના વૈષ્ણવી સંસ્કારોએ જ્ઞાન ભક્તિ અને વૈરાગ્યની ત્રિવેણીને ઝીલી લઈ જ્ઞાનની સરિતા વહાવી છે; એમાં અખાની રસિકતાએ અને પ્રતિભાએ કવિતાગંગા વહેવડાવી છે :

"સ્વયં શ્રીનાથજી વ્યાપી વિલસી રહ્યો, તું જ હૃદે બ્રહ્મ તેને ન જાણે;
અખિલ જે રાસ-સ્વામી તણો ત્યાં સદા, ભુવનમાં ભુવનેશ્વર માણે.
તેહ પોતે પ્રભુ વ્યાપી રહ્યો વિશ્વમાં, તે હરિ વિસરે સર્વ પ્રકારે;
ચરિત્ર જોઈ વંદવા રંચ નહિ નિંદવા, ધાર નહિ બેસે બીજું વિચારે."[2]

આમાં શુદ્ધાદ્વૈત-સિદ્ધાન્તની આત્મરમણની અસર સ્પષ્ટ છે.

અખાનું કવિ તરીકેનું મૂલ્ય કેટલું? આ પ્રશ્નનો જવાબ અખાની પ્રતિભામાંથી ધોધબંધ ઝરતી વાણી જ આપી દે છે. જ્ઞાનની કપરી વાતોમાં પણ એ કવિતા વહેવડાવી શકે છે:

"અણછતી અજ તમારી, અંગીકૃત શરખી અશી;
તે મધ્ય પડિયું ધામ તમારું, ત્યારે ઈશ્વર થઈને વિલસી. ૬

૧. અખાની વાણી, પૃ. ૨૨૬    ૨. એજન પૃ. ૨૬૬

તે ઈશ્વરના ઐશ્વર્ય વિષે, અનંત ઉપજે ને ફરે;
ચૈતન્ય ચાલ્યું આવે તમારું, ત્યારે અનંત પ્રકારે ઉચરે. ૭
જેમ કાચનું મંદિર રચ્યું, નીલ પીત શુભ્ર શ્યામનું;
તે ઉપર તપીઓ સૂર્ય જ્યારે, ત્યારે વિચિત્ર રૂપ થયું ધામનું. ૮
કૈવલ્ય સૂરજ તપે સદા, માયા તે મંદિર કાચ;
ઈશ્વર નામ તે તેહનું, પણ જીવ થઇ માન્યું ન સાચ. ૯
અધિષ્ઠાન તે તમો સત્ય સ્વામી, તેણે એ ચાલ્યું જાય;
ત્યાં અણછતો જીવ હું હું કરે, પણ ભેદ ન પ્રીછાય. ૧૦"[1]

એની કવિતાનો પ્રવાહ એનાં અંગ અસાધારણ રીતે આપે છે; બલિષ્ઠ કવિ-તારો પૂરે ચડેલી નદીને બે હાથથી વીંઝતો આગળ ધસ્યો જાય તેમ એ ખીલે છે:

"સકલ લોક ત્યમ જ્ઞાતા પુરુષ, એમ જાણે તે નર છે મૂરખ;
દેહ વિષે સૌ સરખા ગણે, જેમ કંચન તાર નાપડમાં વણે;
અખા અમૃત તે પાણી નોય, રસ જાણી ગણસો માં તોય. ૧૭૦
જ્ઞાનીનો લક્ષ પરપંચ-પાર, જેમ નાવ ચાલે પ્રુને આધાર;
વણવાળી જેમ વહે નદી, આવી મેલાણ કરે ઉદધી;
જેમ દીપક કેરી ગત્ય ગગન, એમ પરબ્રહ્મમાં અખાનું ગણ. ૧૭૧
સેજ સ્વભાવે સર્વાતીત, દ્વૈત તે જ ભાસ્યું અદ્વૈત,
જેમ દુમાસ વિષે જો દીસે ભાત્ય, પણ પોત થકી નૈ અળગી જાત્ય.
અખા જ્ઞાતા દેખે અશું, અદ્ભુત કારણ જ્યાં ઉલસ્યું. ૧૭૨
સેવન ત્રણ રહ્યું મન તણું જેમ સૂર્ય કારણ રેણી દિન તણું;
સૂરજ વિના નોહે દિનરાત, તેમ તે વિના કોણ દેખે ભાત;
અખા તેમ જે મનને લહે, ત્યારે શેજે પરમ કારણ રહે. ૧૭૪"[2]

ગુજરાતીમાં અને એ ઉપરાંત હિંદીમાં પદોની પણ અખાએ રેલમછેલ કરી નાખી છે; એ પદોમાં પણ એની કવિપ્રતિભા દેખાયા વિના રહેતી નથી:

---

૧. અખાકૃત કાવ્યો, પૃ ૨૮ (અખગીત માંથી)
૨. અખાની વાણી, પૃ. ૧૬૧

"બ્રહ્મરસ તે પીએ રે, જે કોઇ આપે ત્યાગી હોય;
ભગળવિદ્યા નટખેલ છે, તે ખેલે અલેખા કોય. ૧
કેસરીકુખથી સંચરે અને વાંકા રે મહાવીરઃ
તે ગર્જનાએ ગજરાજ નાસે, સીંગાલ છાંડે ધીર. ૨
સાત સાયર સહેજે તરે, જેમ એક અંજલી નીર;
બુડે નહિ કહું બિર્દ ભાખી, ત્રવેણીને તીર. ૩
સંગ્રામે શૂરા લડે, જેના ધડ પર હોય ન શીશ;
ધાર અણી અટકે નહિ, જેને રોમે રોમે જગદીશ ૪
મહા પરમારથી તેને કહીએ જે સર્વને કરે સંત;
અખો મહાતેજ માંહે, તે મળી રહ્યા મહંત. ૫"[1]

અને

"નામેં ઘટ, બીના ઘટ નાહીં, જૈસે દેહ સંગ હોત છાંહી. ટેક
જૈસે મુકુરમેં પડત ઝાંહી, કહી ન જાત ન્યારી કે માંહી. ૧
પાનીમેં નભ દેખીઅત નીકે, જલકા મલ નહીં ઉનહીકે,
બિન અકાસ સ્થલ નહિ રહેવેકું, ભીતર બહાર બચન કહેવેકું, ૩"[2]

"સંતપ્રિયા" અને "બ્રહ્મલીલા" એ વગેરે કાવ્ય એણે હિંદીમાં રચ્યાં છે. હિંદી કવિઓથી જરાપણ નબળી નહિ તેવી કવિતા એ આપે છે: હિંદીના રૂઢ છંદો એ અજબ જોરથી લલકારે છે:

"કહા ભયો કંચન કુંદસો અંગ, રંગ સુગંધ શોભા અતિ ઓપે.
કહા ભયો તાન તુરંગ તુરી ચઢે, ધ્રુજે ધરા જાકે નેક કોપે,
ધનદ સો ધન કરન સો દાની તો કહા કામ સર્યો હરિ તોપે.
એતે ગુન અવગુન ભએ સોનારા, જો ગુરુ જ્ઞાન ન પાયો ગુરુપે. ૧
મન રીઝાવન વેદવિદ્યા સબ, મન રીઝાવન ચૌદ વિદ્યારી,
મન રીઝાવન પાટ પટંબર, મન રીઝાવન મહોલ અટારી;
મન રીઝાવન તાપ તપે સબ, મન રીઝાવન હોય બ્રહ્મચારી
મનકું મેટ મનાતીત પાવે, સો તો અખા હે ગુરુકલ ન્યારી"[3]

---

૧. એજન, પૃ. ૨૨૫ ૨. એજન. પૃ. ૨૮૪
૩. એજન, પૃ. ૧૨૮

અને બીજી દેશીઓ :

"ઉર અંતરમે આપ સ્વબસ્તુ, ઢિગ નહીં માયા તજે;
અન્ય નહિ ઉચ્ચાર કરિવે સ્વસ્વરૂપ હોંહી જબે. ૧
મિથ્યા માયા તહાં કલ્પિત અધ્યારોપ કિનો સહી;
અર્દ્ધ માત્રા સ્વભાવ પ્રણવ સો, ત્રિગુણતત્ત્વ માયા ભઇ. ૨
આપ જ્યોંકે ત્યોં નિરંજન, સર્વ ભાવ ફેલી અજા;
જ્યોં ચુંબક દેખકેં લોહ ચેતન ત્યોં દૃષ્ટાંપદેશ પાઇ રજા. ૩
પરમ ચૈતન આદિ નિરંજન અકરતા–પદ સો સદા;
અજા અલ્પ અર્વાક અંજન સો જગત પલમેં તદા. ૪
સગુણ બ્રહ્મ સો સ્તુતિ પદારથ, દૃષ્ટ પદારથ-સ્વામિની,
અખા બ્રહ્મ ચૈતન્યઘનમેં ભઈ અચાનક દામિની. ૫"[1]

વળી

"જૈસેં અંડ પિંડ ફૂટે વિહંગા, ઔર રૂપ ભયે ઓરહી રંગા;
આગેં અંડ મધ્ય ગંદા પાની, ચલન હલન તાકી કોમલ બાની. ૧
છંદ—બાની કોમલ અંગ ખેચર-ભૂચરભાવના સબ ટરી;
તેસેં જંત પ્રસાદ ગુરુતેં અહંતા અપની ગીરી."[2]

"અનુભવબિંદુ"માંના નીચેના છપ્પા પણ એ કવિતા બતાવશે :

"જેમ વર્ષા ઋતુ જાય, શરદ ઋતુ રૂડી દિસે,
દામિની દોડી પળાય, વાય મન હળવા હીસે;
ચહુ દિસ ચમકે ચંદ, ફંદ બહુ મનના ભાગે;
તેમ ભાગે ભવભ્રાંતિ, કાંતિ જેમ દ્વિતીયા આગે;
વિમળ વપુ હોય વારિ ચતુર લિંગ દેખી લહે;
ચિદાકાશ ચિનમય અખા ધ્યાતા ધ્યેય સમરસ રહે. ૧૫

× × ×

મોટા મંદિર બહાર ચાર દિશ કાચો ઢાળ્યા;
નીલ પીત બહુ રંગ ઢંગના ભેરા ભાળ્યા;
ઊગ્યો શશી કાં સૂર દૂરથી અતિશે જળકે;
દેખાડે બહુ રૂપ, ધૂપ વિવિધ પેર ચળકે;
અખા ઉપર અવલોકતાં: તહાં તેમનું તેમ છે;
તેમ ત્રિલોકી જાણજો, એક વસ્તુ વડે એમ છે. ૪૨"

---

૧. એજન, પૃ. ૨૧ 	૨. એજન, પૃ. ૫૪

અખાએ કવિતામાં બંધ પણ અનેક લીધા છે. અખેગીતા કડવાબદ્ધ કાવ્ય છે, બ્રહ્મલીલામાં એ જ પ્રકારના હરિગીતની દેશીના ચોખરા છે, તે પંચીકરણ, ચિત્તવિચારસંવાદ, અનુભવબિંદુ (બધા જ રોળા-ઉલ્લાલના છપ્પા) એ સળંગ બંધનાં કાવ્ય છે, જ્યારે ગુરુ-શિષ્યસંવાદ જૂના પ્રબંધ-પવાડા જેવું દોહરા-ચોપાઈનું કાવ્ય છે. છૂટી ષટ્પદી ચોપાઇ, દોહરા, સોરઠા અને દેશી બંધના અનેક રાગોમાં ગવાતાં હિંદી અને ગુજરાતી પદો, એમ અનેક પ્રકારની વિવિધતા, મને લાગે છે કે, ભાગ્યેજ બીજા ગુજરાતી કવિએ સાધી છે.

અને તેથી જ મને લાગે છે કે ૫૭ મા વર્ષની પૂર્વે અને પછી પણ અખાએ કવિતા ખૂબ રચી હશે. મારું દિલ તો એમ જ કહે છે કે ઓછામાં ઓછાં ૨૫ થી ૩૦ વર્ષ એટલે સં. ૧૬૭૫-૮૦ થી ૧૭૦૫-૧૦ સુધીમાં અખાએ કાવ્યનાં વહેણ વહાવ્યાં છે. પણ પછીના કવિઓ એ કવિતા ઝીલી શકયા નથી, એટલે એની જ પદ્ધતિની કવિતા આપી શકયા નથી: ભાણદાસ એના સમયમાં જ અને ધીરો-જગજીવન પછીના સૈકાઓમાં થોડો-ઘણો વેગ સાધે છે ખરા.

અખાનાં કાવ્ય જીવનને ઉચ્ચ ભૂમિકાએ પહોંચાડવામાં, આદર્શ જીવન ઘડવામાં પણ ઓછાં ઉપયોગી નથી; એણે સંસારના અટપટા રંગોને કાવ્યમાં વણી એની મોહનીનો પરિચય બની શકે તેટલી માર્મિક રીતે આપ્યો છે. એણે જ્ઞાનની પાછળ જ પોતાનું જીવન ન્યોછાવર કરી દીધું છે અને બીજાઓને ન્યોછાવર કરી દેવાની સરળતા કરી આપી છે

અખાની પરંપરા ચાલ્યાનું કહેવાય છે. લુણાવાડા તાબાના વીરપુરના કોઈ લાલદાસ એના શિષ્ય હતા. એના હરિકૃષ્ણ મહારાજ (અમદાવાદ), એના જીતામુનિ નારાયણ (સુરત જિલ્લાના ઉત્તરાણમાં), એના કલ્યાણદાસજી (કહાનવો બંગલો) શિષ્ય થયા. એ પછી એ જ ગામમાં પૂર્ણાનંદ, દયાનંદ, અને ભગવાનજી મહારાજ શિષ્ય-પ્રશિષ્ય થયા. આમાંના છેલ્લા વીસેક વર્ષ ઉપર હયાત હતા. (જુઓ, અપ્ર. અ. વાણી, પૃ ૨૮૦.)

ચરિતસામગ્રી :

૧. અખાકૃત કાવ્યો, ભાગ ૧-૨ (ગુજરાત વિદ્યાસભા)
૨. બૃ. કા. દો. ૧-૮ (ગુજરાતી પ્રેસ, મુંબઈ)
૩. અખો—દી. બ. નર્મદાશંકર મહેતાકૃત
૪. Gujarata and its Literature by K M Munshi
૫. ગુજ. સા. નાં માર્ગ. સ્તંભો, દી. બ. કૃષ્ણલાલ મો. ઝવેરીકૃત
૬. "અખાની વાણી" (સસ્તું સાહિત્ય વર્ધક કાર્યાલય, અમદાવાદ)
૭. કવિચરિત–શ્રી ડાહ્યાભાઇ ઘે. પંડિત–કૃત
૮. Classical Poets of Gujarat, by late G. M Tripathi
૯. Guj. Lang & Lit. by late N. B Divetia
૧૦. ગુ. વિ. સ. હ. લિ, પુ. સંગ્રહની હાથપ્રતો
૧૧. "અખો" એક અધ્યયન, શ્રી. ઉમાશંકર જોશી–કૃત
૧૨. ગુજ. સા. પરિષદના રિપોર્ટ (ગુજ. સા. પરિ. મુંબઈ)
૧૩. "ગુજરાતી" પત્રની ઈ સ. ૧૯૧૩-૩૩ની ફાઈલો

## સૂરભટ્ટ

[ સં. ૧૭૦૪માં હયાત ]

**આ** **વીસ** કડવાંમાં મહાભારતના અંતિમ પર્વ સ્વર્ગારોહણીનો સાર સંદો રેશીબંધમાં અર્પનાર સુરભટ્ટ નામનો એક પૌરાણિક રૈકવબ્રાહ્મણ સં. ૧૭૦૪માં કલોલમાં હયાત હતો, એવું એના એ કાવ્યને અંતે કરેલા ઉલ્લેખથી જાણવામાં આવે છે. કાવ્યાંતે એ જણાવે છે કે—

"સંવત ૧૭૦૪ ચારોતર શાર તા ૬૭૮ આશ બારેશ ગુરવાર ॥
સ્વર્ગારોહેણી કીધી ગ્રંથના જેહેમાં શકલ ધરમનો પંથ ॥
ગામ કલોલી (કરોલી?) રહેવું વાસ ॥ રચીક (રઇકચ) બ્રંમણાની વેદ આચાર
રૂડી સ્તુતી નારાયણની કરે ॥ સુરભટ સુત તેહેનો મંન ધરે ॥"[1]
(કડવું ૨૨ મું)

---

1. ફા. ગુ. સ. હ. લિ. પુ. નં. ૮૨ક

કવિના પિતાનું નામ નારાયણ જણાય છે. ૨૨ કડવાંના આ કાવ્યનાં આરંભનાં ૯ કડવાંમાં કળિયુગનું વર્ણન છે; એની જુદી હાથપ્રતો પણ મળે છે. આ કાવ્ય એણે સં. ૧૭૦૪માં (ક્યાંક ૧૮૦૧, ૧૭૨૩, ૧૭૧૪, ૧૨૦૫, ૧૬૪૦ એવી સાલો પણ મળે છે; પણ એ બધી પ્રામાદિક છે; એથી જ સાં. ૧૭૦૪માં) આ કાવ્યની રચના કરી છે. આ કવિએ વીરજીના "સુરેખાહરણ"માં પોતાનું નામ ઘુસાડયું કહેવાય છે;[1] જો કે એવી કોઈ હાથપ્રત અમારા જોવામાં આવી નથી. અને ઉપરની સ્વર્ગારોહણીની તો અનેક પ્રતો મળે છે કે જેમાં અચૂક રીતે સુરભટ્ટનું જ નામ મળે છે; અને એ કાવ્ય અદ્યાપિ કોઈ પણ બીજાની છાપવાળું મળતું નથી.

સ્વર્ગારોહણીનાં આરંભનાં ૯ કડવાંમાં કળિયુગનો મહિમા જેમ છે તેમ એ સ્વતંત્ર કાવ્યરૂપે પણ મળે છે કાવ્યની દૃષ્ટિએ આમાં ખાસ વિશિષ્ટતા નથી, છતાં કળિયુગનું વર્ણન બહુ અસર કરે તેવી રીતે આપવામાં આવ્યું છે. એમાં કવિએ વેગ પણ સારો સાધ્યો છે. એમાંનો થોડો ભાગ જ નમૂના તરીકે જોઇયે:

"વડ પીપલ આંબા વાઢશે, લેઇ ધન દેવાલાં કાઢશે;
તુલસી ગો બ્રાહ્મણ ને દેવ, કો નહિ માને અવશ્યમેવ. ૧
વેશ્યા ધરશે લાજ અપાર, મહા નિર્લજ કુલવંતી નારય;
સીસાનાં નાણાં ચાલશે, ન્યાય હશે તેને શૂલીએ ઘાતશે. ૨
તલાવ માંહે કરસણ વાવશે, સાધુ હશે તે દુખિયા થશે;
સુખિયા થશે પાપી લોક જેહ, આગલ્ય નરક નર જાશે તેહ ૩
અનામિકને ઘેરય આચાર, ઉત્તમવર્ણ ભ્રષ્ટ સંસારય;
પંડિત ઉપરથી ભાવ જશે. સરવે ગરુડાને માનશે. ૪
માંહેમાંહે વિષ દેશે ઘણા, એવાં લક્ષણ કલિયુગ તણાં;
વૈષ્ણવ થઇ ઘેરય ઘેરય નાચશે; અંત્યજ પાસે અન્ન જાચશે. ૫

× × ×

---

૧. જુઓ ફા. ગુ. સભા. નામાવલી, ભાગ ૨ જો, પૃ ૧૪૯

લેશે કરજ નહિ આપે વલી, મત ફેરવશે પાપી કલિ;
ભૂડા પુરખ ને રૂડી નારય, જોડાવાનો નહિ સંસારય. ૮
જે નર સુખે મળશે અન્ન, તેહને નૃપ દંડી લેશે ધંન;
ખેહૂના ચ્યારે ભાગ જશે, તે ઉપરય બલદ વેચાવશે. ૯
રાજા પ્રજા દેસાઈ વજીર, પટેલ તલાટી ચ્યારે ધીર;
ઘરલેખ મૂકી કરે જમાન, પ્રજા તણાં ટાલે અન્ન પાન. ૧૦
જૂઠાં બોલાશે દેશે લાંચ, કરશે કૂડા કોટી પરપંચ;
સુપાત્રને જોડાએ મારશે, કુપાત્રને આસન્ય થાપશે. ૧૧
સુપાત્રને કોડી નહિ દે, કુપાત્રનાં ચરણોદક લેઇ પિએ;
માતપિતા બાલક વંચશે, નારી છાનાં ધન સંચશે. ૧૨
પુત્ર જણ્યાની પડશે વેઠ, પુત્રી જમાઇ ઘર ભરશે પેટ;
પુત્ર પિતાનું છેદશે શીસ, સાચું કહેતાં ચઢશે રીસ. ૧૩[1]

× × ×

મોટા કુલની કન્યા જેહ નીચ તણે ઘેરય જાશે તેહ,
શૂદ્ર વિપ્રને દેશે વ્યતું, કહેશે ગાલ્ય અણઘટતું યતું. ૨૦
ખ વા પીવા રમવા ઘણું એ સાધન નરક જ તણું:
બહુ કપટી માલા પેહેરશે, ધન લેવા ઘેરય ઘેરય હેરશે. ૨૧
કૂડા રાજા ને કૂડા પ્રધાન, કૂડા જ્ઞાની, દાન માન;
કૂડા મેહ સ્નેહ ન ભાવે, કૂડાં સગપણ વિનતા હાવે. ૨૨
કૂડાં દેવતીરથ વિશ્વાસ, કૂડાં નિત્ય પિયારી આશ;
કૂડી માયા છલ અહંકાર, કૂડાં વચન વિવેક વિચર. ૨૩
કૂડાં ધર્મ કર્મ ને પ્રીત્ય, કૂડી સઘલી કલિયુગે રીત્ય;
કૂડી વિનતા કૂડા પુત્ર, કૂડા બાંધવ ને ઘરસૂત્ર. ૨૪
કૂડી લક્ષ્મી ને મંદિર ધામ, કૂડા સરલ મનોરથ કામ;
કૂડો છે સકલ સંસાર, કૂડો હરખ શોક વિવહાર. ૨૫"[2]

કૃષ્ણના સ્વધામપ્રયાણ પછી દ્રૌપદીએ કૃષ્ણલીલા ગાઈ છે, એ પ્રસંગ કવિએ સારો આપ્યો છે, એમાં કવિતાના અંશ છે:

---

૧. "બુદ્ધિપ્રકાશ" વર્ષ ૭૯, પૃ. ૧૭૨ને આધારે (કડવું ૫ મું)

૨. એજન, પૃ. ૧૭૩–૭૪ ને આધારે (કડવું ૬ ઠું)

"સંવત્ સત્તર સત પાંચ વરષે ॥ વખા રત અખાડ ॥
શુક્લ પક્ષ દ્વીતીઆ રવી ॥ પાલવું પ્રભૂજી લાડ ॥૪૭॥
કથા એ આરંભ કીધો ॥ સુભ નક્ષત્ર વેલા સાર ॥
શ્રાવણ સુદ બુધવાર દ્વીતીઆ ॥ પુરંણ થઇ નીરધાર ॥૪૮॥
ભાંનુ જાતી રે ગાંમ સુરત ॥ તાંડાં વસું છું વાસ ॥
કંસારા કૂલે માહારૂ ॥ શ્રીનાથ પૂરી આસ ॥૪૯॥
દ્દીંનબંધ દયાલ શ્રીપત્ય ॥ પૂર માહારું કોડ ॥
મોરાનો સુત વીનવે ॥ ગોવંદ કેહે કર જોડ ॥૫૦॥"

આ અવતરણમાં એણે "કંસારા કુલ" અને જ્ઞાતિ "ભાનુ" લખી છે. એ ઉપરથી સમઝાય છે કે એ "ભણસાલી" જણાય છે, અને ધંધે કંસારો છે. આ ઉપરથી જાણવા જેવી હકીકત મળે છે તે એ કે ભણસાલીઓ કંસારાનો પણ ધંધો કરતા આ જોતાં અત્યારની કંસારા જ્ઞાતિ 'સોરઠી અને ગુજ્જર" ભણસાલીઓમાંથી ઊતરી આવી હોય. ગોવિંદ પોતે જ પોતાના વિષયમાં માહિતી આપતો હોવાથી એના "ભણસાલી" હોવા વિશે કાંઈ પણ શંકા રહેતી નથી.

ગોવિંદનું ૧૫ કડવાનું આ એક જ કાવ્ય પ્રાપ્ત થાય છે; નકલ પણ એક માત્ર મળે છે તેમાં પણ આદિ ભાગ તૂટતો હોવાથી ૬ કડવાં અને ૭ મા કડવાની ૧૪॥ કડીઓ નષ્ટ થઈ છે. એનો આદિ ભાગ મળ્યો હોત તો એના ધર્મ વિશે વિશેષ ખુલાસો મળી શકત કાવ્યના અંતભાગમા "શ્રીનાથ"ને આશપૂરક કહેતો હોવાથી તેમજ શ્રીનાથની વિનંતિ કરતો હોવાથી એ વૈષ્ણવ જણાય છે. શ્રીપત્ય એટલે અત્યારે ઉદેપુર નજીક નાથદ્વાર નામક ગામમાં બિરાજતું વૈષ્ણવોના ઇષ્ટ દેવ શ્રીનાથજીનું સ્વરૂપ સમઝાય છે. કંસારાઓ ચુસ્ત વૈષ્ણવો હોય છે, એ વઢવાણ સિહોર વગેરે કંસારાઓની જ્ઞાતિનો મોટો સમૂહ ધરાવતાં ગામો તેમજ જ્યાં જ્યાં છૂટા છવાયા કંસારા રહે છે ત્યાં ત્યાં જોવાથી જાણી શકાય છે; ભણસાલીઓ પણ વૈષ્ણવો જ છે.

સુધન્વાખ્યાન કરુણ અને વીરરસના સંકરવાળું કાવ્ય છે; શરૂમાં તાતી કઢાઈમાં સુધન્વાને નાખવામાં આવે છે, એ કરુણ પ્રસંગ છે, પણ એમાંથી સુધન્વા ઊગરી જાય છે. પછી અર્જુન સાથેના યુદ્ધપ્રસંગે વીરરસનો પ્રસંગ ઉપસ્થિત થાય છે. કરુણ રસ કવિ નીચે મુજબ જમાવવા પ્રયત્ન કરે છે :

"સેવક સીએં લઈ ગયા જહાં કઢા તાંહા તતકાલ ।
ચોહોગમાં પાવક પજંલે બ્રંહ્માંડ લાગી ઝાલ ॥૨૩॥
સેવકની આગ્યા લેઇ સીઘ્ર કીધું સ્નાન ।
મંનશા સીધ માહાપૂરસસું ધરયું ધરણીધરનું ધ્યાંન ॥૨૪॥
સુધંનવા કેહે સુણો સ્વાંમી નથી માહારો વાંક ।
કોપીઆ રા પ્રોહીત મૂ પર સું કરૂં હું રાંક ॥૨૫॥
દીનાનાથ દયાલજી તું કરે માહારી સાર ।
અપરાધવંત પણ સરણ તાહારે રાખજો આ વાર ॥૨૬॥
જાંહાં જન્મ તાંહાં મર્ણ સ્વાંમી કસો તેહેનો સોક ।
હરીભક્ત ઊગારયો નહી હરી હસસે તમનેં લોક ॥૨૭॥

× × × ×

સેવક કહે સુંણ સુધંનવા તું કાં લગાડે વાર ।
પ્રોહીત પાપી આવસે અંમ તણો ફેડ:ઠાર ॥૪૪॥
વીલંબ જો મહીપાલ જાંણે રાંએ આંણે રોસ ।
હવેં અહીં તુઝનેં નાંખસું તું રખે દેતો દોસ ॥૪૫॥
અંન્યોઅંન્ય એંમ ઓચરે ગઇ નગર મધ્યે વાત ।
સુધંન્વા સહુ પછી આવો તલાવે છે તાત ॥૪૭॥
માતા કેહેં ખોટી કરેચો મેં એ પાપ માહારે સીસ ।
કેંમ સેહેસે અગ્નીજ્વાલા રાખજો જુગદીસ ॥૪૮॥
લગની કેહે દુરભાગણીએં કરયો ખોટી વીર ।
ભગત વહાલી ભૂદરની રાખશે શ્યાંમશરીર ॥૪૯॥
પ્રભાવતી કેહે લહુ કહૂં પીઊજી ચતુર સુજાંણ ।
નાથનો મેં વધ કરાવ્યો પાંહાંનીએ બુધ્ય જાંણ ॥૫૦॥

સજન કુટુંબ ટોલે મલીને કરે અતી કલ્પાંત ।
કેહે સુધનવાને શ્યામ વહાલા આણસે નહીં અંત ॥૫૧॥
આલોટે અવની પડયાં ને ટલી દેહની સાંન ।
કેસ દૂંપે કામ્યની કેહે રાખજો ભગવાંન ॥૫૨॥"[1]

કવિ આ રસ જમાવવામાં જોસ્સ કરી શકયો નથી, છતાં બિંદુ આપી શકયો છે. વીરરસમાં કાંઈ વિશેષ ચમક આપી છે.

એના આ એક માત્ર કાવ્યમાં એણે સ્વીકારેલી કાવ્યપદ્ધતિ સામાન્ય પૌરાણિક ઘાટીની છે વર્ણનશક્તિ વિશેષ હોવાથી કડવાં લાંબાં મળે છે; પણ સુરસિક શબ્દોમાં આપતો હોવાથી વાંચવામાં અણગમો આવતો નથી. પાત્રાલેખનની દૃષ્ટિએ પણ કાવ્ય ઠીક છે. બેશક, એમાં પ્રેમાનંદની પ્રતિભાનાં દર્શન નથી થતાં.

આ કાવ્યની નકલ સં. ૧૭૪૨ જેટલી જૂની છે, છતાં લેખનની શુદ્ધિને અભાવે તત્કાલીન ભાષાનું શુદ્ધ સ્વરૂપ પ્રાપ્ત થતું નથી. કવિએ શબ્દપસંદગી સારી કરી હોવાથી ભાષા ઉપરનું પ્રભુત્વ સમજાય છે, અને તેથી એણે મૂળ કાવ્યમાં શુદ્ધિ અવશ્ય સારી રાખી હશે. આ કાવ્ય સં. ૧૭૦૫માં એણે સુરતમાં લખ્યું એ એ વખતની શિષ્ટ ભાષાનું સ્વરૂપ સાચવે એમ માનવામાં બાધ નથી.

ચરિતસામગ્રી :

૧. ગુ. વિ. સ. હ. લિ. પુ. નં. ૭૦૯ની હાથપ્રત

---

૧. ગુ. વિ. સ. હ. લિ પુ નં. ૭૦૬ (કડવું ૭મું), પૃ. ૧૩–૧૪

# માધવદાસ

[ સં. ૧૭૦૫ માં હયાત ]

સુરતનો વાલ્મીક કાયસ્થ કવિ માધવદાસ, એનું એક પણ કાવ્ય સંપૂર્ણ છપાયું નહિ હોવાથી, જોઇયે તેવો પ્રસિદ્ધ નથી;[1] છતાં એક ઠીકઠીક કવિ છે. એણે દશમસ્કંધનો અધ્યાયવાર છતાં સ્વતંત્ર રીતે પદબંધ રચ્યો છે અને એ ઉપરાંત એ જ પદ્ધતિએ આદિપર્વ ગુજરાતીમાં પદબંધ રચ્યું છે. એણે દશમસ્કંધ ૧૭૦૫ માં–શાકે ૧૫૭૧ માં રચેલો છે, જે એ કાવ્યના અંતભાગમાં આપેલા એના નીચેના ઉલ્લેખથી સમજાય છે. ત્યાં એ જણાવે છે કે—

"સંવત સતર પાંચ્ય ને[2] ॥ સાકની સંક્ષા કહુ ॥
પનર સત એકોતેર ને ॥ દક્ષણાયન રવી તે લહૂ ॥
ભાદ્રવા ક્રષ્ણપક્ષ દ્વીતીયા ॥ ચંદ્રે સુધ વાસર વલી ॥"
(દ. સ્કં.અધ્યાય ૯૦ મો )[3]

એનું આદિપર્વ સં. ૧૬૭૫ માં રચાયેલું સાંપડે છે,[4] એ એના નીચેના ઉલ્લેખથી સમજાય છે :

---

૧. બૃ. કા. દો. ભાગ ૮ મામાં "રુક્મિણીહરણ" "લક્ષ્મણાહરણ" ને "ઓખાહરણ" છપાયાં છે, તે એના ભાગવત-દશમમાંથી છે.

૨. મૂલ પ્રતમાં પાંચ્યોતેર સુધારી પાંચ્ય ને કરેલ છે. પાંચ્યોતેર હોય તોયે ૧૭૦૫ થશે; કેમકે શાકે ૧૫૭૧ છે તેમાં ૧૩૪ ભળતાં સં. ૧૭૦૫ આવે જ. બૃ. કા. દો. ભાગ ૮ મા (પૃ ૫૬૩)માં સં. ૧૬૭૫ માન્યો છે, પણ એ શાકે ૧૫૭૧ જોતાં ખોટા છે.

૩. ગુ. વિ. સ. હ લિ. પુ. નં. ૭૩

૪. એજન, નં. ૩૦ની નકલ

"સંવત સોલ પંચોતેર[1] પુરણ ઉત્તમ અસ્વન માસ,
શુક્લપક્ષ ને ચતુરદશી રવીવારે પોહોતી છે આશ. ૧૭"
(આ. પ. કડવું ૧૨૮)

આમ આ પાઠ જોતાં એનો સમય ૧૬૭૫ ૧૭૦૫ તો નિશ્ચિત લાગે. આદિપર્વમાં શાકનો ઉલ્લેખ નથી, એટલે ૧૬૭૫ છે કે ૧૭૦૫ છે, એ પ્રથમ નજરે કહેવું મુશ્કેલ છે; પણ ગણિતની દૃષ્ટિએ વિચાર કરવામાં આવતાં સં. ૧૬૭૫ ને બદલે સં. ૧૭૦૫ના આશ્વિન માસની સુદિ ચતુર્દશીને દિવસે રવિવાર આવે છે, એટલે આદિપર્વની નકલમાં ૧૭નો ૧૬ થઈ ગયો સંભવે છે, અને પંચોતેર તે પાંચ-ઉત્તર છે

એનાં વતન જ્ઞાતિ વગેરેના વિષયમાં એણે એનાં આ બંને કાવ્યોને અંતે આવશ્યક માહિતી આપી દીધી છે. દશમસ્કંધમાં ઓળખ આપતાં એ જણાવે છે કે—

"સુરત બંદર તાપીતટ સહી તે મધ્યે વાસો રહું ॥
વાલ્મીક કાયસ્થ જ્ઞાત માહારી હવ્ય કવ્ય નવ્ય લહું ॥
સુંદરસુત બેહે પાંણ જોડી, સંત મહંતની વીનતી કરે ॥
માધવદાસ ચરણે રાખો ભવસાગરમાંથી જમ તરે ॥"
(દ. સ્કં. ૯૦ મો અધ્યાય)

આદિપર્વમાં જરા વિસ્તારથી એ પોતાની ઓળખ આપે છે:
"પૂરવે તાત પિતામહ સ્થાનકે અંકલેશ્વર માંહા વાસ,
કાએસ્થ કુલ વાલમીક જ્ઞાતી વેષ્ણવસુત સુંદરદાસ ૬૨
તેહ તણો સુત કાંઈઓ ન જાંણે બાલકબુધ્ધ અસંન.
માધવદાસ કહે કર જોડી કીપા કરો હરીજંન ૨૩
હવડા વાસ અલ્પમતીનો સુરજપુર નિરધાર.
સુરજદેહા-તાપીત્રટ ૩પર...તા હોતે વાશ ૨૪

× + ×

૧. આ વર્ષ ૧૬૭૫ હજી સંભવે, ૧૬૦૫ તો ન જ હોઇ શકે, પણ ૧૭૦૫ હોય તો જ બધ બેસે એમ છે. એક માસ જેટલા સમયમા એણે આદિપર્વ રચી કાઢ્યું હશે; અથવા એ કથા કરતો હોય અને એક કાવ્ય ભાદ્રપદમાં તો બીજું કાવ્ય આશ્વિનમાં પૂરું કર્યું હોય.

કાલાગ્રેહમાં લેહેર કરી મનની પોહોતી આશ.
સુંદરસુત કર જોડી કહે માધવદાસ ર૭"

(આ. પ. ૧૨૮ મો અધ્યાય)

આ ઉપરથી જણાય છે કે એના બાપદાદાનું વતન અંકલેશ્વર હતું અને પછી એ સુરતમાં આવી રહ્યો હતો. છેલ્લા ઉલ્લેખમાં "कालाग्रेहेमां लेहेर करो" એ શબ્દો સંદિગ્ધ છે. શું માધવદાસ કોઈ ગુનાસર કેદ પકડાયો હશે અને ત્યાં એણે આદિપર્વની કથા રચી કાઢી હશે? બેશક, એ એ વિશે દશમસ્કંધમાં કાંઈ પણ નથી કહેતો.

બૃહત્કાવ્યદોહનમાં રુક્મિણીહરણ લક્ષ્મણાહરણ અને ઓખાહરણ છપાયાં છે તે એના આ અપ્રસિદ્ધ દશમસ્કંધમાંનાં[1] જ શબ્દશઃ છે; એટલે એ કોઈ જુદી કૃતિઓ નથી.

અહીં એણે આપેલું વર્ષાકાલનું વર્ણન જોઇયે:

"આવો ઉત્તમ વર્ષાકાલ વાજે ઘનઘોર વિકાલ ।
ચમકતા લાગિ વિજલિ ચાદ્રશિ ઢકાઇ વલિ ॥૨॥
આગિઆ ઉઘાડા થયા મેઘવ્રિષ્ટિ નવ જાએ સહ્યા ।
તમ કેહે માર્ગ પૂરે શીવ શોભે જલથલ કેરા જીવ ॥૩॥
જલધારે સહુ સુખિયા થયા પંથિ લોક અતિ શોસાવયા ।
ભરા સરોવર મહા જલપુર કમલ પ્રફૂલિત સારસ સૂર ॥૪॥
આવે જાએ વંદાવન ધેન ચરાવે જગજિવંન ॥૫॥
દધિકુર તે સઘલા મળિ બેસિ સહુ જમે મંડલિ ।
ગાય વછ ને ચારે છે મેઘ વૃષ્ટિ બહુ ધારે છે ॥૬॥
જલ થલ સહુએ નિર્મલ થયા કમલ ફૂલ જલમાં શોભીયા ॥૭॥
જમ શેવા કરતા નરહરિ ઉજ્વલ પુરુષ થાયે ચિત ધરિ ।
આકવ તે સઘલે પકાય પાંન વૃક્ષ તણા સુકાય ॥૮॥
જમ ધિર પુરુષ માયાને સાર મેહેલંતા નવ લાગે વાર ।
શોભે ચંદ્રમાજોત ગગંન સમો તાપ લોકને તંન ॥૯॥
મેહેલો તાપ તા સહૂએ નાર વીરહાનલ નાઠો તે ઠાર ।
પછે ગાય મૃગલા પંખિ સિર ખગ સમસ્ત થયા ગંભિર ॥૧૦॥

---

૧. પાંચમી ગુજ. સા. પરિ અહેવાલમાં "કાયસ્થ કવિ"વાળા નિબંધમાં એક મોટી યાદી એનાં કાવ્યોની છે, તે બધાં દશમસ્કંધાંતર્ગત છે.

જે જેહને જેહેવો ભરથાર તેહનો ગર્ભ ધારો તેણિ વાર ।
ઘેર ઘેર વાજે તાલ મૃદંગ ઉછવે કરે વૈષ્ણવજન રંગ ॥૧૧॥
તેણિ વેલા તે પ્રથિ ધાન્યે કરિ શોભે અતિ નવ ।
સૌદ્રવંશ ખત્રી બ્રાહ્મણ જતિ શંનાશિ જોગિ વર્ણ ॥૧૨॥
ચતુરમાસ ઉતરા નિરધાર, ગામ ગામંતરા નિકલા બાહાર ।
ધેન લેઇને કાંનડ વિર આવા હરિ જુમનાનિ તિર ॥૧૩॥
ગોપનાર ગોરસ સિર ધરિ તે જાતિ રુંધિ નરહરિ ।
મથુરાનચર તણિ તે વાટ ઢોલા હરિએ ગોરસ માટ ॥૧૪॥"[1]

આદિપર્વમાં પણ આમ જ સાદી કવિતા, પ્રાયઃ અનુવાદ, એ પણ મૂળના આશયને બદલે કથાભાગ મોટે ભાગે સાચવતી, મળી આવે છે. ખાસ વિશિષ્ટતા ન હોવાને કારણે અહીં વિશેષ નમૂના ઉતાર્યા નથી.

કવિની આ બે સિવાય કોઈ કૃતિ જાણવામાં નથી. અને બે મોટી કૃતિ છતાં આ કવિ ખાસ મહત્ત્વ સાધી શકતો લાગતો નથી. બેશક, કોઈ કોઈ વાર સારી કવિતા આપી દે છે. બૃ. કા. દો. ભાગ ૮ મામાં છપાયેલો ભાગ—રુક્મિણીહરણ લક્ષ્મણાહરણ અને ઓખાહરણ એ દૃષ્ટિએ કાંઇક ઠીક છે.

આ કવિના જ હસ્તાક્ષરમાં દશમસ્કન્ધ રાજપીપળા તાબે ઝઘડિયાના એક મંદિરમાં હોવાનું બૃ. કા. દો. માં જણાવ્યું છે.[2] એ કાવ્ય મેળવવામાં આવે તો ભાષાની દૃષ્ટિએ એક મહત્ત્વની કૃતિ પ્રાપ્ત કરી શકાય, કેમકે સં. ૧૭૦૫ માં સાહિત્યકીય સ્વરૂપ કેવું હતું એનો સધ્ધર પુરાવો એમાંથી મેળવી શકાય.

ચરિતસામગ્રી :

૧. ગુ. વિ. સ. હ. લિ પુ. નં. ૩૦ અને ૭૩ની હાથપ્રત
૨. ગુજ. સા. માર્ગ. સ્તંભો. દી. બ. કૃ. મો. ઝવેરીકૃત
૩. બૃ. કા. દો. ભાગ ૮ મો (ગુજરાતી પ્રિ. પ્રેસ-મુંબઇ)
૪. પાંચમી ગુજ. સા. પરિ.નો રિપોર્ટ (ગુજ સા. પરિ. મંડળ-મુંબઇ)

---

૧. ગુ. વિ. સ. હ. લિ. પુ. નં. ૭૪ (પૃ. ૬૨-૬૩), ૨૦ મો અધ્યાય
૨. બૃ. કા. દો. ભાગ ૮ મો, પૃ. ૫૬૩

# ભાણુદાસ

[સં. ૧૭૦૬-૭માં હયાત)

આખાના સમયમાં થઈ ગયેલો છતાં બહુ જાણીતો નહિ તેવો ભાણુદાસ નામનો એક જ્ઞાની કવિ ખાસ કરીને એના 'હસ્તામલક' નામના કાવ્યથી જાણીતો છે. એણે "હસ્તામલક"ને અંતે એની રચ્યાસાલ આપતાં જણાવ્યું છે કે

"સંવત સત્તર સતોતેર [1]અને જ્યેષ્ટ મહીનો સાર,
શુકલપક્ષની શુભ નવ અને સુર તણો ગુરૂવાર."[2]

આ વર્ષ ૧૭૭૭ છે કે ૧૭૦૭ છે, એ શંકાનો વિષય છે, પણ એના અપ્રસિદ્ધ "પ્રહ્લાદાખ્યાન"માં સ્પષ્ટતા છે. એમાં રચ્યાવર્ષ નીચે પ્રમાણે મળે છે:—

"સંવત સત્તર છાયોત્તરો માગસર મહીનો તે ખરો,
શુક્લ પક્ષ દશમી સોમવાર, પૂરણ ગ્રંથ થયો અતીસાર."[3]

અહીં "છાયોત્તરો" એ સ્પષ્ટ રીતે ૧૭૦૬ છે.[4] એથી ઉપરની સાલ પણ સં. ૧૭૦૭ ની જ "સપ્તોત્તર=સત્તોત્તર" શકય છે. સં. ૧૭૦૭ના જ્યેષ્ઠ સુદિ ૧૦ ને દિવસે, ૧ તિથિના ક્ષયે શુક્રવાર આવી શકે છે. "સુર તણો" ત્યાં અસુર તણો હોય તો "અસુરનો ગુરૂ" "શુક્ર" એ વાર બંધ બેસે છે સં. ૧૭૭૭ માં તો એ દિવસે મંગળ આવે છે, એટલે સં. ૧૭૭૭ની શકચતા જ નથી. એ સાથે સં. ૧૭૦૬ ના માર્ગશીર્ષ સુદિ ૧૦ ને સોમવાર સાચો

---

૧. પ્રા. કા. ત્રૈ. ૧૮૯૦-૪ થા અંકમાં ૧૭૧૫ મળે છે, જે પ્રમાદ છે.

૨. ગુ. વિ. સ હ. લિ. પુ. નં. ૯૩૬ (યાદી. પૃ, ૨૧૦)

૩. એજન, પૃ. ૧૦૧-નં. ૨૩૨ની પ્રત

૪. અને ફા. ગુ. સ. ની ૩૩૫ ગની પ્રતમાં ૧૮૦૬ પણ મળે છે. ગુ. વિ. સ હ લિ. પુ. રું. માંની બે પ્રતો "છાઓતરો" કહે જ છે. યાદીમાં ૧૭૧૬, ૧૬૬૬ ભૂલથી છપાયેલ છે, એ નીચેનાં અવતરણોથી સ્પષ્ટ છે.

ત્વચા સ્પર્શને ભોગવે, ત્રિગુણ જે કહેવાય ।
એ નિમિત્ત કારણ હું જ છું મુજ વડે ચૈતન થાએ ॥૭॥
ઉપાધથી અલગો રહો છું અદ્રશ્ય નહિ લગાર ।
આકાશવત છું નિરમલો લાગે નહી વિકાર ॥૮॥
જગત સહૂ કારજ કરે છે જુજુઆં વરતલોક ।
પણ સુરજ વિના નવ નીપજે કંહી હરપ ને કહિં શોક ॥૯॥"[1]

અજગર–અવધૂત–પ્રહ્‌લાદ સંવાદ એ પર કડીનું નાનું કાવ્ય છે, એમાં પણ જ્ઞાન જ વસ્તુ ચર્ચવામાં આવી છે. આત્મજ્ઞાનની ઉચ્ચતા બતાવતાં કવિ ગાય છે :

"ધર્મ અધર્મ મુક્તિ નેં કામ દ્વિપદ આદ સચરાચર નામ ।
માહારા મનની છુટી આશ મૃગતૃષ્ણામાંનો આભાસ ॥૮॥
સકલ ધ્યાન મે તજ્યાં રાય કર્મ શુભાશુભ જે કેહેવાય ।
ત્યાગ તણો મે ત્યાગ જ કરયો અને મેલ કષા મનનો ઉતરયો ॥૯॥
એ સમજે સહુ કો સમઝાય અર્થ લાભ સંતોષે થાય ॥૧૦॥
આપેઆપ રહ્યા પદ એક હું તું જક્ત નથી વલી છેક ।
ઘાટે ઘાટ કયમ કેહેવાય જિહ્‌વાથી કહ્યું નવ્ય જાય ॥૧૧॥
જ્યમ કાલો સાકર ખાવે ખાય તેહેનો સ્વાદ કહ્યો નવ્ય જાય ।
ઉત્તમ સ્વપ્ન ગુંગાને હતું કહી કોટિ સર્ગ તણૂ સુખ લહ્યું ॥૧૨॥
હર્ષભર્યો મન જાગ્યો સહી મનમાં આનંદ પામ્યો અહી ।
તે કેહેવા પછે આંગમે મંનમાંનો મનમાં વીસમે ॥૧૩॥
ખાવે વછ અમાંને ઘણૂ પુછ હલાવે પોતા તણૂ ।
તેહેનું સુખ તે તેહે જ લહે પછે માહાપુરુષ રાજાને કહે ॥
કયમ કહુ કયમ કહું કયમ કહું રૂપ એ સાદ અનોપમ અકલ સ્વરૂપ ।
એક ઉપમા દેવી નથી સત્ય સત્ય મે વાંણી કથી ॥૨૦॥

---

1. ગુ. વિ. સ. હ. લિ. પુ નં. ૭૩૬

2. એજન, નં. ૭૫૬ ૭

પ્રહ્લદાખ્યાન તો ૨૧ કડવાંનું પૌરાણિક પદ્ધતિનું આખ્યાન છે. એમાં ભાગવતની ષષ્ઠ સ્કંધની કથાને અનુસરી ભાણુદાસે પ્રહ્લાદ-ચરિત આપ્યું છે. આમાં પણ એનો જ્ઞાનમાર્ગ તરફ ઝોક છે, અને કાવ્યને અંતે એવો નિર્દેશ કર્યો પણ છે :

"શુદ્ધ વૈરાગ તે વરણવો કહુ તે કેવલ ગ્નાંન ।
ભક્તી કહી તે નીરમલ ભાઈ ઉત્તમ હો આખાન ॥૬॥"[1]

એની જ્ઞાનમિશ્ર કવિતા એમાં ઠીકઠીક દીપે છે :

"વલી વલી કરુ વીનતી દેહનો આશરો કાંઇ નથી ।
વાત કરંતાં ફીટી જાએ દર્પેણ અંજન એ પેટી કાએ ॥૩૪॥
જમ જળકીને જાએ વીજલી જલપપેટા ફીટે છે વલી ।
કુપો કાચને ઠગકે ટલે તમ એ પીડ પલકમાં ઢલે ॥૩૫॥
ધ્રત માંખણ કેરી પુતલી તાપ મલે જાએ ઓગલી ।
ધ્રત પોતાને રૂપે થાએ ઘટે વાધે નહી આવે જાએ ॥૩૬॥
અંતરજાંમી દેહ થઓ દેહ ગલતાં એક આત્મા રહો ।
પંડ ભ્રમાંડ આત્માથી થયો પછે આત્માને વપે ભલી ગયો ॥૩૭॥
તે માટે એક પંડ ભ્રમંડ અનેક આત્મા અકલ અષંડ ।
વ્યાપકરૂપ સનાનત સાર પુરણ ભ્રંમ અપારાવાર ॥૩૮
ઉતપતી સ્થતી લય જેહમાં હોએ જલ-લેહરી રૂડાં તે જોએ ।
લેહરી જાતાં જલ નવ ટલે પલે લેય પામી લેહરી જલ.ભરે ॥૩૯॥"[2]

આમાં કવિનું લક્ષ્ય ક્યાં છે એ વ્યક્ત થાય છે આખું કાવ્ય આવાં જ્ઞાનબિંદુઓથી રસકિત છે, જે સર્વસામાન્ય શ્રોતાને કર્ણકટુ થઈ પડે એમ છે; પણ કવિનું મન જ્ઞાનમાર્ગમાં પ્રેમ ધરાવતું હોવાથી કાવ્ય રચાઇ જાય છે.

પદપ્રકાર ગોપાલ બૂટિયા અને અખામાં આપણને મળ્યો છે. ભાણુદાસ પણ નાનાં પદ રચે છે; પણ એ વિશેષ ગરબા પણ રચે છે. ભાણુદાસમાં ગરબા-ગરબીનો એક સારો સંગ્રહ મળે છે, જેમાં

---

૧. એજન, નં. ૨૩૫, ક(જુ રૂગ્ણું), પૃ. ૯૮
૨. એજન, પૃ ૯૭

ત્યાંહાં વિંછીયડા વાજિં ઘણા વલી ઝાંઝરનુ ઝમકાર ।
ત્યાંહાં ઘમઘમ વાજિ ઘૂઘરડી તેહનિ મૂગતાફલના હાર ॥૬॥
જોનિં યાગમાયા ગરબુ રમિ ॥
તેહનિ ચૂડુ કંકણુ મૂદ્રિકા વલી સીસરાખડી ફુલ ।
તેહનિ નીલવટિ શોભિ ચંદલુ ઝાલિ તણું નહિં મૂલ ॥૭॥
જોનિં યોગમાયા ગરબુ રમિ ॥
ત્રિણ્ય ભૂવન માહિ રમિ તે ગાજી રહ્યું બ્રહ્માંડ ।
તેણિ સાત દ્વીપ સોભી રહ્યા વલી સોમિ રહ્યા નવખંડ ॥૯॥
જોનિં યોગમાયા ગરબુ રમિ ॥
નવ દાહા નવરાત્ય રમ્યાં તેણિ હઇડિ હરખ ન માય ।
પછિ પોતાનિ આશ્રમ્ય ગયાં તેહના ભાણદાસ ગુણ ગાય ॥૧૦॥
જોનિં યોગમાયા ગરબુ રમિ ॥"[1]

ભાણદાસ માત્ર જ્ઞાની કવિ નહિ, પણ રસિક કવિ પણ હતો, એ આ થોકબંધ ગરબાઓથી સમજાય છે. એનાં પાત્રો ગોપિકા જેવાં રસિક બધી વાર નથી; એ પ્રચંડ દેવીઓને પણ રાસ રમાડી રહ્યો છે, એ એનું જાદૂ જણાય છે. આ અતિશયોક્તિ નથી એ એના એ રસિક ગરબા જોયા પછી જ સમજવામાં આવશે.

આમ આ કવિ અગાઉના જ્ઞાની કવિઓ કરતાં જરા વધે છે, એનું તત્ત્વજ્ઞાન જો કે અખાને લગે એમ નથી; એ કાંઇક ગોપાલને પહોંચી શકે છે.

ભાણદાસના સમયની સાહિત્યકીય ભાષા કઇ એ પ્રશ્ન હવે ખડો થાય. એણે જે સ્વરૂપ સાચવ્યું છે તે તો મધ્યકાલીન ગુજરાતીની શુદ્ધ ૩ જી ભૂમિકાનું છે કે જેનો સમય તો સં ૧૫૫૦-૧૬૨૫નો સામાન્ય રીતે છે. સં. ૧૬૨૫-૧૭૦૦માં તો ૪ થી મિશ્રભૂમિકા પ્રચારમાં હતી અને તે પછી અર્વાચીન રૂપ શરૂ થઇ ચૂકયું હતું. મને એમ લાગે છે કે ભાણદાસે પોતાના ગરબાઓનું લેખન જૂની પદ્ધતિમાં સાચવી રાખવાનો યત્ન કર્યો છે.

---

૧ એજન, પૃ. ૮-૫

